સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : કારતક ૨૦૦૩ : નવેમ્બર ૧૯૪૬ : અંક ૧લો

## નવા વર્ષે

પરમ પ્રભુ દેજો બળ ઉરમાં !
આતમ-પાંખડીઓ વિકસાવી,
સુગંધ ભરજો એમાં
જીવન જ્યોત સદા ઝળકાવી,
કરો પ્રભુ અજવાળાં:
પરમ પ્રભુ દેજો બળ ઉરમાં

સ્વાર્થત્યાગ ને આત્મસમર્પણ,
ભાવ ભરો ઉર આવ;
મલિન વાસના સહુ સળગાવો;
શુદ્ધ કરો ઉર હાવાં:
પરમ પ્રભુ દેજો બળ ઉરમાં

સકલ વિશ્વના માલિક પ્રભુજી,
અણુ અણુમાં વસતા;
સઘળું જીવન આ છે તમ ત્યાં,
ધરવું શું ચરણોમાં ?
પરમ પ્રભુ દેજો બળ ઉરમાં !



અંતર ભરજો ભક્તિ ભાવના
ત્રિવિધ તાપને હરવા;
તમે જ એક જ ધ્રુવ સમ છો આ
ભવસાગર તરવામાં;
પરમ પ્રભુ દેજો બળ ઉરમાં !

રમણલાલ વ્યાસ

# જોગમાયા



લેખક

ધૂમકેતુ

*

દેશુભા, વિશુભા અને સિદ્ધરાજ રણવાસની ગઢીએ આવી પહોંચ્યા તે પહેલાં જ દેવુભા અને સોઢલ ત્યાં આવી ગયા હતા. હવે આ ગઢીની દોઢીએ એમણે મુકામ કરી દીધો. સોઢલે પરશુરામને પોતાની ગઢી સોંપી દીધી હતી. દેવુભા, ગઢીને દરવાજે એક બાજુની દોઢીએ બેસી ગયો. સામે બીજી બાજુ સોઢલ. પોતાનાં ધોળા નિમાળા ઉપર હાથ ફેરવતો દેવુભા મનમાં કંઈક ઘોડા ઘડી રહ્યો હતો. એના હૃદયમાં ઊંડો વિષાદ હતો. આંખમાં ઝેર હતું: મનમાં બીપણુ નિશ્ચયનું બળ હતું. આ સ્થિતિને પણ તરી પાર ઊતરવાની એને આશા હતી. સામી દોઢીએ બેઠેલો સોઢલ એ હજી જલવિહોણા મત્સ્યની અવસ્થામાંથી પૂરોપાધરો ઊભો થયો ન હતો. જેને બાલપણથી પોતે ગૌરવથી જોતો આવ્યો હતો, એ ગઢી સોંપી દેતાં એનું કાળજું કપાઈ ગયું હતું. પણ એને દેવુભાની વાતમાં શ્રદ્ધા જાગી હતી. બાદેવુભા એને કહી રહ્યો હતો: 'સોઢલભા! વારાફેરા તો કોને નથી આવતા? એમાંથી મારો સોમનાથ ભગવાન પાર ઉતારવાવાળો છે! એને ય પોતાના ચોકીદારની પડી હશે ના? રા' સોરઠના, ભગવાન સોમનાથના દ્વારપાલ કહેવાય છે. તે અમસ્તા? સોમેશ્વર ભગવાન ત્રિભુવનનો ધણી; અને રા' જૂનાગઢના–એ એના ગંડ-દ્વારપાલ સૈનિક–ત્રિભુવનગંડ. પોતાના ચોકીદારનો વંશવેલો ભગવાન કરમાવશે? તો તો થઈ રહ્યું ના? આપણને ભગવાને મોકો આપી દીધો. દસબાર વરસ તો આ દોઢીએ આમ નીકળી જાશે–' દેવુભાએ હાથની ચપટી વગાડી.

સોઢલે બહાર દૃષ્ટિ કરી. ત્રણ જણા કોક પગેપાળા આવી રહ્યા હતા. એમની પાછળ પાલખી લઈને ભોઈઓ આવતા હતા.

'આ આવતો લાગે છે સધરો; દેવીને આંહીથી ઉતારવા આવ્યો લાગે છે!'

'એ તો એના મેળમાં હશે, બા! આ ગઢીનો કબજો લેશે. કબજા વિનાનું કાંઈ નહિ રહેવા દે. એમ તો સધરો છે! જોગમાયા માની જાય તો સારું.'

'મારા બેટા સાપના કણા–એ પણ ભેગા ને ભેગા-ફરતા લાગે છે! આ પેલા દેહુભા ને વીંહુભા!'

'ફરી લેવા દો, સોઢુભા! એણે હળાહળ કાઢ્યું ન હોત તો તો સધરો હજી સોનરેખમાં ગડઅડિયા ભાંગતો હોત! પણ થાવા કાળ છે ને? મારું 'બેટું' કોઈની જાણમાં નો રહ્યું રસ્તાનું, લે, આ એનું નામ છે બાવિ! આ બેય બેભા ફાંસુડિયા કુલાય છે નાં–પણ એના નસીબમાં ભેરવજપ છે!'

'સધરો આંઈ કબજો મહેલાત રાખશે

કાં તો એમાં એમનો ઉપયોગ કરવાનો! '

'રામ રામ કરો, સોઢુભા! એને બેયને તો પહેલાં પરખાવશે! આપણે તો બળતા ઘરમાંથી આટલું ઉગારી લીધું એમ સમજો. ઇ તો ત્રિભુવનનાથની એના ગંડ ઉપર બે'ક માયા અટલે, નકર સધરો આ માને? મારવાવાળો પણ ઠીક બરાબર ટાણે વાંહે પડયો!'

'સધરો હવે તો પોતાને ત્રિભુવનગંડ ગણાવશે નાં?'

'ઇ તો ગણાવે—ભલે ને ગણાવતો! પણ સોમનાથ આપણું ઇ કાંઈ આળસે? ભગવાન કરે તે આ બરબક આવે—પછી આપણે છૈં, ઇ આંઇ કબજો રાખવાવાળો છે, ને મારો નાથ, જી દશબાર પંદર વરસ તાવે ઇ તાવણી છે. સોઢુભા! હું તો જોતો આવ્યો છું. આપણે સાચક હશું—તો ગરનાર પાછો રા'ને ઘેર આવ્યો જ સમજો ને!' દેઢી બહાર નજીકની અવરજવર સંભળાતાં બન્ને શાંત થઈ ગયા. સિદ્ધરાજ આવ્યો. દેવુભા ને સોઢલ—એક પણ શબ્દ બોલ્યા વિના—શાંત નમન કરતા ત્યાં ઊભા થઇ રહ્યા.

'દેવુભા! આ પાલખી આંઈ ભલે રહી' દેશુભા બોલ્યોઃ 'મામીને ખબર કરીને અમે હમણાં આ આવ્યા!'

'હા, બાપ! અમે આંઈ જ બેઠા છીએ.'

'ના ના, એમ નહિ, દેવુભા! અમે જઇએ છીએ. તમે થોડીવાર પછી ત્યાં આવી પહોંચો એટલામાં હમણાં પરશુરામ આવશે. કાં તો આ આવ્યો.'

પરશુરામ આવી રહ્યો હતો.

'ભલે, પ્રભુ! અમે હમણાં આવીએ...'

સિદ્ધરાજ આગળ ગયો. દેવુભાએ સોઢલ સામે જોયું. એની આંખમાં ઊંડી ઘેરી શોકરેખા હોદી. 'સોઢુભા! આવા વખનાં તો કૂંડાં ને કૂંડાં બાપ! મોઢે માંડવાનાં છે! મારે ભગવાને પોતે પીધું છે ને તંઈ આપણે માનવી કોણ? અમરવેલ કોઈ અમથી પાંગરે બાપ! તમે ઝેરનાં કૂંડાં મોઢે માંડો તંઈ તમારે આંગણે અમરવેલ ઊગે!'

'મા જોગમાયાને ઉતારવાવાળો આ—ને આપણે આંહી—'

'ઈનું નામ સમો—સમો જાળવે ઈ સમરથ.'

'સોઢુભા! જોગમાયા તો લોકમરજાદનાં જાણકાર છે. પરચો બતાવે નહિ, બાકી આ તમારું સધરું નપાણિયા પાટણનું એને આંહીંથી શું ઉતારવું'તું?.'

'લોકમાં કેણી રહી જાય, દેવુભા! રા' જૂનોગઢનો ટકયો'તો પોતાની સમશેર ઉપર નહિ, જોગમાયાનાં સત ઉપર! મા એવું ન કરે!'

'આપણે તો આ પણ ઝટ પતી જાય, સોઢુભા! અટલે જંગ જીત્યા! નકર વળી કાંક બખડજંતર થાય ને સધરાનું મન ફરે તો આ મોઢા માંડ મેળવ્યો છે ઈ ટળી જાય.' એટલામાં દેશુભા પાછો ફર્યો હતો. 'આ સરપનો ફણો શું પાછો આવ્યો, સોઢુભા?'

'દેવુભા!' દેશળ આવી પહોંચ્યો હતો તેણે કહ્યુંઃ 'મહારાજે તમને પાછા બોલાવરાવ્યા છે હો—ત્યાં ગઢીએ! પરશુરામજીને મહારાજ કહી દેશે, આ રાણીવાસની ગઢીએ તમારા બેનો ચોકીપેરો રાખવાનો. ગઢી તો પરશુરામજી સંભાળી લેશે!'

'હા, બાપ! તમે હાલતું કરો—ત્યાં હું આ આવ્યો.' 'ત્યાં તો જોગમાયાનાં કામ છે, બેટા!' પાછલું વાક્ય એના મનમાં ઘૂંટાઇને મનમાં શમી ગયું.

સિદ્ધરાજ, દેશુભા ને વિશુભા, રાણકદેવીની રણવાસગઢીએ પહોંચ્યા. અત્યારે ત્યાં કોઈ દ્વારપાલ હતો નહિ. ગઢીનું દ્વાર અંદરથી બંધ હતું.

દેશુભા આગળ વધ્યો. તેણે હડસેલો માર્યો. અંદરની શ્મશાનવત્ શાંતિમાં કાંઈ ખલેલ પડી લાગી નહિ. દેશુભાએ સાદ પાડ્યો.

અચાનક એક બાજુથી લીલી દેખાણીઃ 'દેશુભા! તું—તું શું કરે છે?'

'મહારાજ ત્યાં છે, બા !' દેશુભા બોલ્યો 'ધીમે બોલજે. મામીને હેઠે ઉતારવાનાં છે ! આ ગઢીનો કબજો લેવાનો છે !'

થોડેક દૂર એક ખાખરાના ઝાડ પાસે સિદ્ધરાજ ઊભેલો લીલીની નજરે પડ્યો.

પણ લીલીએ કહ્યું, 'વિચાર કાંઈ કર્યો છે ? તું શું કરીશ ? શું કહેવા જાતો 'તો ?'

'ઉઘાડો, મામી ! એમ બીજું શું ? મહારાજ પોતે આવ્યા છે ! ગઢી આપણે સોંપવાની છે !'

'અરે ઓટીવાર ! એમ તે તારી મામી બારણું ઉઘાડશે ? તું આંધો જા. વીહુને આવવા દે. વીહુને, વીહુભા ! તું આંઈ આવી જા. હું કહું એમ બોલ !'

વીહુભા આગળ આવ્યો. તેણે લીલીની સામે જોયું: 'મા ! કેમ બોલું ?'

'એમ બોલ કે સધરો ભાગ્યો છે ! મામી, મામા આવી રહ્યા છે–બારણું ઉઘાડો ! તો બારણું ઉઘાડશે ! નકર તો પાછાં માણસ ખોવવાં પડશે ! ને ગોકીરો થાશે. મહારાજને એ નહિ ગમે તે તમારી કિંમત થાશે.'

'પણ મહારાજ ત્યાં ઊભા છે ને, બા ! મહારાજ સાંભળશે એનું શું ?'

'ભલેને સાંભળે ! તું કે' કે માલવાનું કટક પાટણ ઉપર આવ્યું છે ને સધરો ઊભી પૂંછડીએ ભાગ્યો જાય છે, જો, સાંભળ, આ નગારું પણ સેન ઊપડવાનું જ વાગતું લાગે છે. ઝટ બોલી નાખ ! એટલે મેળે મેળ મળી જાય !'

ઉદયનના સૈન્યપ્રયાણનો મરદ ઘોષ નીચેથી આવી રહ્યો હતો. એક કોઈક દાસી જેવીએ જરાક ડેલાબારીની તરફમાંથી બહાર દૃષ્ટિ કરી. વીહુભાને દીઠો.

'વીહુભા ! આ શું છે ! કેમ સેન ઊપડવાનું નગારું ! કોનું સેન ઊપડે છે !' તેણે અંદરથી જ પૂછ્યું.

'ખબર નથી, લખુડી ! આ તો સધરો ઊભી પૂછડીએ ભાગ્યો છે.' વીહુભા બોલ્યો 'માલવાનું કટક છૂટ્યું છે પાટણ ઉપર, એટલે ભાગે છે ! મામા પોતે આ આવ્યા. શું કરે બેરો, મામા સાથે સંધિ કરવી પડી. જો આવે ! બારણું ઉઘાડજે અલી—!' લખુડી અંદર દોડતી ગઈ હોય તેમ લાગ્યું ઉદયનના સેનનો વધારે ને વધારે મોટો ઘોષ આવી રહ્યો હતો. રણવાસની ગઢીની આસપાસની ટેકરીઓ નીચે ચાલ્યા જતા મેદાની માર્ગમાંથી સોલંકી સૈન્યના પ્રયાણના પડઘા વધારે ને વધારે મોટા થતા જતા આવી રહ્યા હતા. સોલંકીઓનું સૈન્ય ઊપડી રહ્યું છે એની ખબર કરતો નગારાઘોષ ગાજી રહ્યો હતો.

થોડી જ વારમાં અંદર હિલચાલ થતી હોય એમ દેશુભાને લાગ્યું. તે વધુ નજીક ગયો. 'મામી ! તમે છો ? સધરો તો ભાગે છે. આ એનું સેનઊપડામણ નગારું વાગે !'

'કોણ જેસલભા ભાગે છે !' રાણકદેવીએ અંદરથી પ્રત્યુત્તર વાળ્યો. 'તમે ક્યાંથી જુદ્ધભૂમિમાંથી આવો છો, દેહુભા ! શા છે જુદ્ધના સમાચાર ! જુદ્ધનું શું થયું !'

'ઇ તો, મામી ! અમે પે'લાં ભોળવ્યો સધરાને. ઈ કોઇને ય ખબર ન પડી. મામાને'ય નો પડી. એ આંઈ પેઠો આશાએ ને આશાએ, પણ પછી વાંધો થયો. જાણ્યું કે આ તો બેય બાઈ જબરા નીકળ્યા ! આપણે ફસ્યા !'

'કેમ ફસ્યા ?'

'ઈ તો ઈ લાગનો હતો, મામી ! મામા તો હજી જુદ્ધ કર્યા કરત. અમે તો આંઈ બોલાવીને આંઈ જ ફસાવ્યો. ગયો અંદર તો પેઠો, પણ બહાર શી રીતે નીકળે ? એટલામાં સમાચાર મળ્યા હશે કે માલવાનું કટક આવ્યું છે પાટણ ઉપર, એટલે પછી વાંધો જ થાય નાં ? આંઈ રહી જાય તળમાં તો ! પછી જખ મારીને મામા હારે સમાધાન કર્યું, ને હવે આ ભાગે છે, જુઓ, સાંભળો, આ નગારું એનું. આ મામા પોતે આવ્યા, લ્યો...બીજી વાત

કે'શે...' બારણું ઊઘડવાનો અવાજ થતો લાગ્યો. લીલી ઝડપથી એક તરફ થાતી નીચે સરકી ગઈ.

બારણું ઉઘાડયું. રાણકદેવી પોતે ત્યાં ઊભી હતી. તેની દૃષ્ટિ દેશળ ઉપર પડી. અને તરત દેશળની પાછળ થોડે દૂર ઊભેલા સિદ્ધરાજને એણે જોયો. રા' ત્યાં ન હતો. એ જરાક ચમકી ગઈ. પણ એક પળમાં એ આખી વાત સમજી ગઈ. દેશળને લાગ્યું કે હમણાં એ ગભરાટમાં ભાગશે–પણ એ ગૌરવથી જેમ ઊભી હતી તેમ જ ત્યાં ઊભી રહી.

'એ કોણ જેસલભા આવેલ છે, દેશળ?' તેણે શાંતિથી પૂછ્યું.

'હા..મામા..હા મા..જુઓને.!' દેશળ લોચા વાળવા લાગ્યો.

અડગ ખડકની માફક રાણકદેવી ઊભી જ રહી ગઈ. તેણે માથા ઉપરની લોબડી જરાક સરખી કરી. સિદ્ધરાજને આમળ આવતો એણે જોયો. દૃઢ નિશ્ચળતાથી એ એની સામે જોઈ રહી હતી. સિદ્ધરાજ છેક પાસે આવ્યો. રાણકની તાત્કાલિક ઉપેક્ષા કરવામાં એણે વિજય દીઠો. જાણે કાંઈ ન બન્યું હોય તેમ બોલ્યો: 'સોનલદે! આ ડુંગરગઢીએથી તમારે નીચે ઊતરવાનું છે. સોલંકી સેન પાટણ જઈ રહ્યું છે. તમારે સૌને પણ પાટણ જવાનું છે–હમણાં જ દેશભાએ વાત કરી નાં? ઉતાવળે તૈયારી કરી લ્યો! આંહીં તો હવે પાટણનો દંડનાયક રહેવાનો છે!'

રાણકદેવી હતી તેમ શાંત અડગ સ્વસ્થ ઊભી રહી. એની મુખમુદ્રામાં ક્યાંય ગભરાટ ન હતો. તેણે સ્થિર દૃષ્ટિથી એક ક્ષણવાર એની સામે જોયું.

'રા' ક્યાં છે?' થોડીવાર પછી દૃઢ શાંત અવાજે પૂછ્યું. એની ગૌરવભરેલી શાંતિમાં લેશ પણ કૃત્રિમતા ન હતી. એની આંખમાંથી વજ્ર જેવી નિશ્ચલતા પ્રકટી રહી હતી. એના ઓષ્ઠની એક પણ રેખા ઉપર, એક જરા જેટલો પણ ભય આવ્યો હોય એમ લાગ્યું નહિ. ગિરનારી ખડકની જેમ એ અડગ હતી: એ જવાબ માગતી હોય—ને આ સૌ જવાબ દેતા હોય!

વિજયીનો ઉન્માદ ઓસરી જાય એવી ભીષણ વજ્જર નિશ્ચલતા એનામાંથી ઊઠી રહી હતી.

'રા'? રા' છે ત્યાં—એ પછી... જણાશે! પરશુરામ!' સિદ્ધરાજે પરશુરામને બોલાવ્યો.

'એનું શું કામ છે, જેસલભા? રા' ક્યાં છે?' એની વાણીમાં હજી એ જ શાંતિ હતી. એ જ દૃઢતા હતી, એ જ ગૌરવ હતું. સિદ્ધરાજ જરાક ખંચાયો. દેવુભા પાછળથી આવી પહોંચ્યો હતો, તે આ દૃશ્ય જોઈ રહ્યો. ડુંગરાની કોઈ મહાન અધિષ્ઠાત્રી પાસે ઊભો હોય તેમ જયદેવ અત્યારે ઝાંખો લાગતો હતો. રાણકદેવી સૌને લઘુતાનું ભાન કરાવતી ત્યાં સીધી, શાંત, ખડક સમી, અડગ, એકલી, પ્રતાપી વિજયી બનીને ત્યાં ઊભી હતી. દેવુભા જરાક આગળ વધ્યો:

'રા' ખેંગારજી તો, મા!' તેણે ભક્તિથી હાથ જોડ્યા: 'જુદ્ધમાં કામ આવ્યા છે.' તેણે ધીમેથી કહ્યું: 'રા' તો રણમાં પડ્યા!'

'કોણ?' રાણકદેવીએ પ્રશ્ન કર્યો ને દેવુભા સામે જોયું. સોઢલ આગળ આવ્યો: 'દેવીમા! રા' ખેંગારજી તો રણમાં પડ્યા!' એક ક્ષણ રાણકદેવીની આંખ જરાય મીંચાતી સૌએ અનુભવી. પણ બીજી જ ક્ષણે એની દૃષ્ટિ—સામેના ભૈરવી ડુંગરાની શિખરાવલિ ઉપર સ્થિર થઈ ગઈ હતી.

દેવુભા ને સોઢલ એ જોઈ રહ્યા. જયસિંહદેવને એ દૃષ્ટિમાં કાંઈક અગમ્ય જણાયું. તે શાંત બની ગયો.

'કોણે રા' પડ્યા? કોણ એ બોલ્યું? રા' પડ્યા!' રાણકદેવીનો અવાજ આવ્યો. એમાં અગાધ શાંતિ હતી, અગાધ શક્તિ

પ્રકટતી હતી. રા' ન પડે. રા' પડે—તો આ ન પડે ?' રાણકદેવીનો જમણો હાથ ગિરનારી ડુંગરમાળાને દેખાડતો લાંબો થયો. મહા સામર્થ્યની રેખા જેવી એની આંગળી સામેની ઉત્તુંગ શિખરાવલિની ટોચ દેખાડતી શોભી રહી. પોતે જાણે કાંઇ વાણી ન બોલતી હોય, માત્ર હોઠમાંથી વાણી આવી રહી હોય, તેમ એ ધીમે દઢ શબ્દે બોલી રહી હતી: 'તો તો આ પણ પડે !' એની આંખ જરાક વિશાળ લાગતી હતી: હોઠ સહેજ ધ્રૂજતા હતા: ભ્રમર જરાક વાંકી દેખાતી હતી; 'રા' પડે—ને આ ન પડે—ન બને !' એનું નાનકડું માથું જરાક ધ્રૂજી ગયું: 'એ ન બને !'

રાણકદેવીની વાણીમાં વીજળીપ્રુજારો હોય તેમ સૌ ચમકી ગયા. એક ક્ષણમાં ડુંગરા બાજુથી કાંઇક મોટો ખળભળાટ આવતો સંભળાયો. સિદ્દરાજ સ્તબ્ધ બનીને જોઇ જ રહ્યો. સામેની ઉત્તુંગ શિખરાવલિની મોટી ભયંકર શિલાઓ, જાણે કોઇએ ધક્કો માર્યો હોય તેમ એને નમતી દેખાણી !

'અરે.. રે.. રા'' રાણકદેવીની એક તીણી ભયંકર ચીસ સંભળાણી. તે આંખો મીંચી ગઇ. 'ગયા ! રા' અ . . રે . . ! આ. . હા ! રા' ગયા ?'

દેવુભા આગળ ધસ્યો: 'મા ! જોગમાયા મા ! આ તો તીરથનું થાનક. આમ ન હોય ! જુગજુગ જૂનું છે, મા ! જાત્રાનું ઠેકાણું જાશે. અને મલકમાં કેણી રહી જાશે ! રા'માં પાણી નો'તું એમ કે'વાશે !'

રાણકદેવીની આંખ ઊઘડી ગઇ હતી. તે પ્રશાંત સ્થિર, બની ગઈ. દેવુભા સામે જોઈ રહી: 'શું છે, દેવુભા !'

'મા ! મલકમાં વાતું થાય, રા'માં પાણી નો'તું. રાણીને આધારે ટકયો'તો એમ કે'વાશે, મા !'

સિદ્દરાજ જોઇ જ રહ્યો હતો. તેણે શું દીઠું—એની એને કાંઇ ખબર ન રહી. દેવુભા શું બોલી રહ્યો છે એ પણ કાંઇ ખબર ન રહી. એણે રાણકદેવીને કાંઇ ન હોય, તેમ બહાર નીકળતી જોઈ. રાણકદેવી એ પગલાં આગળ ચાલી: 'આંઇ નંઇ—ન્યાં ન્યાં—ચાલો. . . દેવુભા ! કયાં જાવાનું છે ?'

'મા ! . . મહારાજ જયસિંહદેવ . . માને પાટણમાં લઇ જવા આવ્યા છે !'

'સોનલદે !' સિદ્દરાજ બોલ્યો: 'રા' હજી જીવે છે ! પાટણમાં છે. આપણે ત્યાં જવું છે !'

એક સહેજ મીઠું, જરાક હોઠની રેખા વાંકી વળે તેવું, સ્મિત રાણકદેવીના ચહેરા ઉપર દેખાયું ન દેખાયું ને તરત લુપ્ત થઇ ગયું. તે પોતે પોતાને કહેતી હોય તેમ મંદ અવાજે બોલી રહી હતી: 'આંઇ નહિ . . આંઈ નહિ . . હવે તો ત્યાં . . .'

તે આગળ ચાલી. સૌ એને મારગ રહ્યા. જયસિંહદેવને આ એક નવો અનુભવ હતો. આંહીં વિજેતાને કોઇ સ્થાન જ ન હતું. પરાજિત રાજાની રાણીના ગૌરવ પાસે સૌ ઝાંખા પડયા હતા. એની સામે નારીભાવે જોવાની જાણે શકિત જ સૌની નષ્ટ થઇ ગઇ હોય તેમ એ આગળ વધતી ગઇ અને સૌ એની પાછળ ચાલતા રહ્યા. ગઢીને દરવાજે પહોંચતાં જ પાલખી દેખાણી.

રાણકદેવી આગળ વધી ગઇ. દેવુભા લાંબો થઇને એના પગમાં પડયો હતો: 'મા ! કાંક વેણ—કાંક વેણ દેતાં જાવ.—જેને આધારે સમદર તરી જવાય !'

ધીમો, મીઠો, સ્વસ્થ શબ્દ સંભળાયો: 'રા' જ્યારે જીવે, ત્યારે રા' મરે ! ઊઠો. દેવુભા ! મારે છેટું પડે છે !'

એની પડખે ઊભેલા સોઢલે આ સાંભળ્યું —ને હાલી ગયો તે બે હાથ જોડીને માથું નમાવતો, ભકિતથી પ્રણામ કરતો ત્યાં ઊભો રહી ગયો.

'ચાલો—દેવુભા ! હવે . . ખોટી થાવ મા.' ચાલો, કયાં જવું છે !'

તે પાલખી તરફ આગળ વધી.*

*'જયસિંહ સિદ્દરાજ' એ પ્રગટ થતા પુસ્તકમાંથી

# કાળવહીના બોલ

વ્યાખ્યાતા :



સ્વ. મહાકવિ ન્હાનાલાલ દલપતરામ કવિ

ભાવનગરની કાળવહીના ઇતિહાસ દેશી કીર્તિમન્ત્રોગાર કેવાક છે ? ભાવનગરનો રાસડો ભાખશે; એનું ભાષ્ય.

એક પાસ ધોરી ને એક પાસ નારી,
 ખેડતો ખેતર ખેડૂત રે;
નારને છાડવીને મોતીડાં વાવિયાં
 દેશના રાજે સપૂત :
 હો ! કાળવહી બોલ બોલે.

એ છે ગોહિલકુળના ગોત્રપુરુષ સેજકજી મહારાજની કીર્તિકથા.

એકદા સ્હાંજને ટાણે સેજકજી મહારાજ ઘોડીએ ચ્હડી સીમમાં ટહેલતા હતા. ત્યારે એક ખેતરમાં એક જોતરે ધોરી ને બીજે જોતરે નારીને જોડીને ખેડૂત ખેતર ખેડતો દીઠો. મહારાજે હાકલ દીધી કે, એલા ! શું આચરછ આ ? ખેડૂતે પડકાર દીધો કે એવડી દયા આવતી હોય તો આવો, ને જૂતો જોતરે. પટ દઇને મહારાજ ઘોડીએથી ઉતર્યા. નારને છોડાવી, હળની ધુરા કાંધે લીધી, ચાસ પૂરા કીધા, સિધાવ્યા. કહે છે કે એ ચાસોમાં પછી જાર નહિ, મોતી પાક્યાં. ત્હારે એ ખેડૂતનાં પડળ ઉઘડયાં, ને જાણ્યું કે આ ધુરન્ધર તો હતા સેજકજી મહારાજ. પછી ચારણે કાળમાજનો દુહો ગાયો:

જાણ્યું હોત જળધાર
 નવળંગ મોતી નીપજે,
તો વવડાવત બહુ વાર,
 સરવા સેજકના ધણી !

એવા ધુરન્ધર હોય એ રાજ્ય સ્થાપી જાય.

*

પીરમનો પાદશાહ પીરમે પુરાણો
 અઘોર તપ આચરવા રે;
જેમના બોલ ગુણગરવાઃ
શિર પડ્યું, ત્હો યે ધડ ઝઝૂમ્યું એનું
 હો ! કાળવહી બોલ બોલે.

*

એ છે મહારાજ મોખડાજીની કીર્તિકથા.

બાદશાહ ચ્હડી આવ્યા. મહારાજ પીરમ બેટમાં જઇને પુરાણા. અન્તે પીરમમાંથી ક્ષત્રિયવટે કીધાં કેસરિયાં. તોપમાર પડયો; બરછી પડી; માથું પડયું; રહ્યું એક ખડગ કરમાં, ત્હો યે ધડ ઝઝૂમ્યું. ખડગ વીંઝતાં વીંઝતાં ઘોઘા ને ભાવનગરની વચ્ચે, ખડસર ગામે, ધડ પડયું. મોખડાજીનો રાસડો યે ગાયો છે; છપાયો નથી હજી.

સિન્ધ હૈદરાબાદના રેલ્વે સ્ટેશને મોખડાજીનું આખ્યાન વેચાતું હતું; પન્દરેક વર્ષો ઉપર કરાંચી જતાં ખરીદ્યું હતું.

પ્રથમ મરાઠા વિગ્રહને અવસરે મુંબઈ સરકારે રાઘોબા પેશ્વાને ભાવનગરછત્ર નીચે પીરમ ટાપુમાં રાખ્યા હતા.

*

બ્હારવટિયો આવ્યો રાજખરેખરે,
 મ્હેલમાં બાળુડાંના વાસ રે;

રાજસભામાંના નાટારંભ નિરખી
ચક્ષુ ફોડર્યાં જોગીદાસઃ
હો ! કાળવહી બોલ બોલે.

એ હતા કુંડલા પરગણાના જીરા ગામના ગરાસદાર જોગીદાસ ખુમાણ. કંઈક કારણે ભાવનગરે જીરા ગામ ખાલસા કીધું. જોગો ખુમાણ બહારવટે નીકળ્યા. જોગો ખુમાણ ગામ ભાંગે; ને સ્હામસ્હામા ભેટે તો ભાવનગર એમને ભાલે પરોવેઃ એ હતો પરસ્પરનો નાતો. એવામાં રાજકુટુંબમાં ભારે ગમખ્વાર બનાવ બન્યો–મહારાજના એકના એક યુવરાજ પાછાં થયા. કાળી કીકીયારી પડી; રાજ્યમાં હાહાકાર વર્તી રહ્યો. બ્હારવટિયાને વજ્જર હૈયે યે વજર વાગ્યાં. દોઢસો કાઠીનું જૂથ, માથે ઓઢીને રાજડહેલીએ આવ્યું ખરખરે. કાઠીઓને છાના રાખવાને મહારાજ પધાર્યા. પહેલે જ બોલે મહારાજે પડકાર્યાંઃ 'લ્યો, રાખો–રાખો, જોગીદાસ !' માથેથી ચોફાળ ઉતારી જોગીદાસ બોલ્યોઃ 'ત્હારે ઓળખ્યો ખરો મ્હારો કંઠ.' મહારાજ કહે; 'શહેરમાં કે વગડામાં સાવજનો સાદ અછતો રહે ખરો ? જાવ ચોવીસ કલાકની મહેતલ છે. કોઈ વાંકો વાળ ન કરે.' એવી હતી ભાવનગરની પ્રજાવટ ને રાજવટ.

જોગીદાસ હતા સાચનો કટકો. જૂનાગઢ ભાવનગર સંસ્થાનોને સીમાડાનો પડ્યો વાંધો. ભાવનગરનો સાક્ષી કોણ ? ભાવનગરનો સાક્ષી હતો રાજ–બ્હારવટિયો જોગો ખુમાણ. ચીંધી દોરે ને શીમાડો ઠેરે,

જોગીદાસનાં બાળકોને મહારાજ રાજહેલમાં પાળતા. વેર ત્હારે વડિલોને હતાં, બાળકોને ન હતાં.

આખરે સમાધાન થયું. જીરા બદલે ભગોદરા લીધું. સમાધાનનો દરબાર ભરાયો. કસુંબા ઘોળયા હતા. નર્તકી નાચી રહી હતી. જોગીદાસે બાહુ લીધું ને સૂરદાસજીની પેઠે આંખો ફાડી કે 'મ્હારે તે નર્તકીના આ નાટારંભ શા જોવા !

કહેશો ? જોગીદાસ કોણ હતા ?
કહેશો ? જોગીદાસ કોણ હતા ?
સન્ત કે બહારવટિયા ?

*

આ વડવાને વડલે ભાવ ભૂપાળે,
રોપ્યા ભાવાણુના પાયા રે;
પેલે ગગે ઓઝે માંડર્યા
પગરણ મહામહૂરતે,
ખાડીમાં સાગર સમાયાઃ
હો ! કાળવહી બોલ બોલે.

ગાયકવાડની ત્હારે વાર્ષિક સ્વારીઓ કાઠિયાવાડમાં નીકળતી. શિહોરની પાછલી ડુંગરીઓમાંથી ગાયકવાડી ઘોડાને પાછાં વળી ચીત્તળ ભાંગી પાદર કરી, ભાવસિંહજી મહારાજે પછી વડવાની ખાડી વસાવી. અગણોતરા કાળમાં–૧૮૧૩ માં મારવાડી મણ કો અહીં આવ્યાં, ને એકે ગોવધ કીધો. ગોપ્રેમી મહારાજે એને દેહાન્ત દંડ દીધો. ગોપૂજ્ય ભાવ ન પ્રીછનાર ઇંગ્રેજી સરકારે મહારાજની હકૂમત છીનવી લીધી. ૧૮૧૬ થી ૧૮૬૬, અર્ધી સદીભર એમ ચાલ્યું. તળ ભાવનગરમાં હકૂમત હતી અમદાવાદના માજીસ્ટ્રેટની. પછી પાકયો પેલો ગગો ઓઝો. ઝુઝયો ને ઝઝુમ્યો. સિંહના મોઢામાંથી ૧૧૬ ગામોની રાજહકૂમત પાછી લાવ્યો; ભાવનગરનું રાજ્ય પુનઃ સ્થાપ્યું. પુનઃ સ્થાપ્યું એટલું જ નહિ; Organise ને Modernise કીધું. બન્દર, રેલ્વે, પાણી, કેળવણી, વૈદક, ન્યાય, વસુલાત, નગરવિસ્તાર વિગેરે. ભાવનગર રાજ્યને મ્હોરાવી–પાંગરાવી દૃઢીભૂત કીધું. પછીના સૈકામાં ગગાભાઈને પગલે પગલે વિકાસ છે ને વિસ્તાર છે.

વર્તમાન ભાવનગર ને વર્તમાન ભાવનગર સંસ્થાન એટલે મૂર્તિમંત ગગા ઓઝાઃ જાણે બોરતળાવમાંથી હમણાં બોલશે.

*

રમતાં બાળુડે પાણો મારિયો
આંબાને કેરીને કીજ–ર્દે

રાજને વાગિયો, રાજે બક્ષિશ દીધ;
આંબો મ્હોટો કે મહારાજ?
હો ! કાળવહી બોલ બોલે.

એ પાંચમી ઈતિહાસગાથા છે તખ્તસિંહ મહારાજની.

કો મહારાજને કો પ્રજાજન પાણુકો મારે, ને મહારાજ પાણુકોર મારનાર પ્રજાજનને બક્ષિશ દે એવા મહારાજાઓ કેટકેલાક દીઠા સાંભળ્યા? તખ્તસિંહજી મહારાજ હતા એવા એક.

તખ્તસિંહજી મહારાજ મહારાજા હતા; મુદ્રાએ, ઉદારતાએ, મહાનભાવિતાએ. आकृतिः कथयति गुणान्, એવી તખ્તભૂપાળની મુદ્રા જ હતી મહારાજની.

ઇતિહાસવાર્તા એવી છે કે એક ઉનાળાની સ્હોંજ હતી; મોતીબાગનાં ઇશાન ભાગ તરફના, આંબાઓમાં મહારાજ તખ્તસિંહજી ને મુત્સદ્દી વર્ગ બેઠા હતા. ત્યારે મહાબળેશ્વર–મસુરી–દર્જીલીંગની પ્રથા ન્હોતી પડી. ફૂવારા ઉડતા હતા; વૈશાખના વાવલિયા વાતા હતા. આંબે સાખો ઝોલા ખાતી હતી; મોતીબાગના કોટ ઉપર થઇ આંબાડાળો બહારના રાજમાર્ગે નમતી–ઝૂકતી. રાજગોષ્ઠિઓ ચાલતી હતી. એવામાં એક પાણુકો ઉડતો આવ્યો, ને મહારાજને વાગ્યો. મુત્સદ્દી વર્ગમાં ખળભળાટ થયો; પટવાળાઓ વછૂટ્યા. એક પાણુકાને મણિ પેરે લઈને સંઘર્યો. ત્યાં તો આઠદશેક વર્ષના બાળકાની બ્હાંય ઝાલીને પટાવાળો લાવ્યો કે 'આણે પાણુકો માર્યો છે.' બાળકો યે તખ્તસિંહજી મહારાજની વસ્તી હતો: નિરભે, સાચા બોલો, એકવચની. કહેઃ 'હા પાણુકો મ્હેં નાંખ્યો છે; પણ મહારાજને માર્યો નથી.' પટાવાળા ઢંઢોળે, મુત્સદ્દીઓ કરડાય, પણ બાળકો એકનો બે ન થાય. 'હા; પાણુકો મ્હેં નાંખ્યો છે, પણ મહારાજને માર્યો નથી.' એક એક મુત્સદ્દી તડૂક્યોઃ 'પણ મહારાજને વાગ્યો તે? શાને પાણુકો નાંખ્યો હતો?' બાળકે કહ્યુંઃ 'આ આંબો છે એની ડાળ કોટ ઉપર થઇ સડકે પડે છે. અને ડાળે લટકે છે કેરીઓ. આંબેથી કેરી પાડવાને પાણુકો નાંખ્યો હતો.' બાળકના કંઠમાં સાચનો હતો રણકો. મુત્સદ્દીઓ ઉકેલ શોધતો વિમાસણુમાં પડ્યા. મહારાજની મહાનુભાવિતા નિજની વિચાર માળાએ ચ્હડી હતી. 'આંબાને બાળક પાણુકો મારે તો કેરી દે. મ્હારે શું દેવું? હું છું તખ્તસિંહજી મહારાજ. લોક મ્હારી ઉદારતાનાં દૃષ્ટાન્તો દે છે.' અન્તે મહારાજની મહામાનવતા બોલીઃ 'નરભે છે, સાચોબોલો છે, એને પચ્ચાસ રૂપિયા ઈનામ આપો.'

આજે આપ સૌને પૂછું છું, કાવ્યમાંનો જ ઈતિહાસ પ્રશ્ન કે—

આંબો મ્હોટો કે મહારાજ?
હો કાળવહી બોલ બોલે.

એ બાળક હતો તખ્તસિંહજી મહારાજનો સાચ્ચો પ્રજાજન.

ભાવનગરના ભૂપાળો! એવા પ્રજાજન વાંછજો. ભાવનગરનાં પ્રજાજનો! પ્રભુ કને એવા મહારાજો પ્રાર્થજો. એવા રાજાપ્રજાને પગલે પૃથ્વીમાં પરમેશ્વર પધારશે.

રાજાપ્રજાના ધીંગડ ધર્માક્ષરો
સો–સો જીભે બોલે કાળ રે;
રાજવટ–પ્રજાવટના સનાતન મંત્રીએ
સુણજો, હો લોક–લોકપાળ!
હો! કાળવહી બોલ બોલે.

( ૨ )

પહેલ્લું ત્યારે શ્રોતાઓને પૂછું છું કે અલકકિશોરી કોણ હતી? અલક કિશોરી હતી તેજસ્વિની વર્ચસ્વિની જાજરમાન મન્ત્રણા પુત્રી; કુટુંબની કારભારણ, ભાભીની કાન્તિ ને દીપ્તિ; દિવાનઘરની વીજળવેલ.

સરસ્વતીચંદ્રમાંની ગુર્જરયશસ્વિની અલકકિશોરી એ હતી. અલકકિશોરી હતી ગુર્જર રમણીની એક Type. સરસ્વતીચન્દ્રમાં ગોવ

ર્ધનભાઇએ વ્યક્તિઓ નહિ, Type સરજ્યાં છે.

અમારા દલપતઘરમાં હતાં દલપત કુળના અલકકિશોરી. એમનું નામ જ હતું વીજ-કુંવર: જાજરમાન પડછન્દ દેહ, ભાભીઓને શોભાવનાર ને શણગારનાર, પિતૃકુળની પ્રતિષ્ઠામૂર્તિ. ચાર વાસાના મૂકી મા ગયાં. દલપતરામે ઉછેર્યાં. લગ્ને બાળવિધવા થયાં. દલપતઘેર દલપતરામનાં થઈ રહ્યાં. કંઈ હોય તો 'વીજી!' વીજીને પૂછીને બધું થાય.

ગોવર્ધનભાઇની અલકકિશોરી હતી Type પણ એ Type ની મૂળપ્રતિમાં હતી ભાવનગરનિવાસિની. ત્યારે ભાવનગરની એ અલકકિશોરી કોણ હતી ?

સાહિત્યઇતિહાસનાં Secret નો પડદો હું ઉઘાડતો નથી; દસબારેક વર્ષો ઉપર એમના જ એક કુટુંબી બન્ધુએ ઉઘાડેલો છે. 'જમાલ' ને રવેશે ચ્હડીને માળમાં પ્રવેશ્યો હતો એ દિવાનપરામાંનો રવેશ એમણે ત્યારે સ્વ. ચન્દ્રશંકરને દાખવ્યો હતો.

ભાવનગરમાં અલકકિશોરી હતાં દિવાન શામળદાસભાઈનાં પુત્રીને સર લલ્લુભાઇનાં ...ન પ્રતાપી ભગિની અનુપકુંવરબા. ૬૦–૭૦ વર્ષે આજ ગુજરાતભરમાં સ્મરણ સંજીવતાં છે; ગુજરાતી ભાષા છે, સરસ્વતીચન્દ્ર છે, ત્યાં સુધી ચિરંજીવ છે.

*

ભગવતી તો ભાવનગર માત્રનાં નહિ, સમગ્ર ગોહેલવાડનાં ને ગોહેલ રાજકુળનાં છે કલ્યાણિની ને શણગાર. ગોહેલોનાં ૭૧ પરિયાંને એમણે તો તાર્યાં છે. ગુજરાતનાં મહાગૌરવ છે; નારીજગતનાં તીર્થ છે. ઓળખો તો છો ખરાંને ? કે ૫૦–૬૦ વર્ષથી ગોહેલવાડની કીર્તિમૂર્તિનું નામાભિરામે અજાણ્યું છે ?

પ્રભાતસિંહજી સેર્યાં ૭૦ વર્ષનાં જાજરમાન ડોશીમાં, ગોહેલકુળની નૈષ્ઠિક બ્રહ્મચારિણી, રાણો પ્રતાપ પિછોલાને કાંઠે રહેતો એમ ગારમાટીના માથોડું ઉંચા ગામડિયા ઘરમાં રહે છે. જાળવીને ઉભા ન થવાય, તો નેવાં માથામાં વાગે.

સાઠેક વર્ષો પૂર્વે રામબા સાહેબનું સગપણ સરોદડના કુંવરડા રણજીતસિંહજી સંગાથે થયું હતું. પછી રણજીતસિંહને મહારાજ જામ વિભાજીએ દત્તક લીધા; અને પછી રણજીતસિંહજી થયા જગપ્રસિદ્ધ ક્રીકેટર પ્રીન્સ રન્જી; અને પછી થયા મહારાજા જામ રણજીત.

પણ સરોદડના ને ટીંબાના વાગ્દાનનું લગ્ન ન થયું. રામબા સાહેબે આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું, ને ગોહેલકુળને ને જાડેજાકુળને પુણ્યોજ્જ્વળ કીધાં. રામબા સાહેબને જામનગર હજી સાલિયાણું ભરે છે.

ટીંબાની છાપરી નીચે બેત્રણેક કાવ્યચરણો સ્મરણે ચ્હડી આવ્યાં હતાં. એક તો પા સદીની યે પૂર્વે ચોરવાડને સાગરકાંઠે સાંભળેલાં રાસડામાંનું.

જામનગર જોયું, સરોદડ ભૂલી-ગિયા રે !

અને બીજો પેલો ચોકારા લેતો કરુણપર્યવસાની સારા—સોરઠપ્રસિદ્ધ રાસડો:

બાકુંવરબાને
છેટે નગર વળાવ્યાં સાસરે.

એ ટીપાં આંખેથી ટપકાવી ટીંબેથી પછી વિદાય લીધી હતી. એ ટીપાં શેનાં હતાં ? શોકનાં કે ગૌરવનાં ? કવિતાનાં કે કાળકથનીનાં ?

એ શ્વેતામ્બરી સંન્યાસિનીની આરસ દહેરી આવતી કાલે ટીંબાને પાદર કોણ ચણાવશે ? ગોહેલ રાજકુળ ? કે જાડેજા રાજકુળ? કાળને ને કવિને ઉત્તર દેવો પડવાનો છે હો! સાહિત્યમાં, સંસારમાં, ઇતિહાસમાં ગોહેલ રાજકુળની ઇતિહાસગાથાઓ કલ્યાણકારી ને શ્રેયસ્કારી કથારત્નોથી ભરેલી છે.

સાંભળજો રંક અને રાય,
કાળવહી બોલ બોલે;
એના ઇતિહાસે અક્ષરો લખાય,
કાળવહી બોલ બોલે.

લોમા પણ રાત ને દિવસ અવિરત ઉત્સાહથી સાથે કામ કરતી, સાથે વિચરતી, નિરંતર સંયોગમાંથી પ્રગટતી નિકટતાનો લહાવો લેતી. પણ આ બધાં શુષ્ક કાચલાં હતાં. રામની એની ભૂખ મટતી નહીં અને કલ્વિણી વિશેનો ભય વધતો જતો.

કલ્વિણી હવે રોજ આશ્રમે આવતી. રામ એને ઘેર જઇ આવ્યો એટલે શિષ્ટાચાર પ્રમાણે કુક્ષિ પોતાની ત્રણે સ્ત્રીઓ સાથે ભૃગુ આશ્રમમાં આવી ગયો. કલ્વિણી, લોમા અને વિશાખાની સહિયરના હકથી, આશ્રમમાં પોતાના ઘરમાં હોય એમ વર્તવા લાગી, ને લળીલળીને રામની જોડે વાતો કરવા બેઠી.

કુક્ષિ શાર્યાતરાજને ત્યાં યજ્ઞમાં ગયો. કલ્વિણીએ અસ્વસ્થ તબિયતનું બહાનું કાઢયું એટલે ત્રીજી લાકડી સ્ત્રીને સાંગોપાંગ સંતાન થાય તેની આશામાં કુક્ષિએ એને પાછળ રાખી. પતિના ગયા પછી કલ્વિણી રોજ આશ્રમમાં આવવા માંડી. લોમાને કરગરીને પોતાને ત્યાં લઇ ગઇ. વિશાખાની ગેરહાજરીમાં થોડો કારભાર પણ કરવા લાગી. જ્યાં રામ હોય ત્યાં એ આવી જ ચડે ને કેટલાંય વર્ષોનો પરિચય હોય તેમ વચ્ચે બોલે, અને કામ કરવાની ઉત્સુકતા તો દર્શાવ્યા જ કરે. અને રામ ઘણી પારસેની સામે જોઇ એમ સ્વાભાવિક એવું હેતભર્યું, ખંચાતું, શરમાળ હાસ્ય હસે.

એને આશ્રમમાં રોજ આવતી જોઇ લોમાના હૃદયને ભય વધી પડયો. રોજ તેની સરખામણી એ પોતાની સાથે કરતી. કલ્વિણીની મોટી મોહભરી આંખો, તેનાં પ્રૌઢ, ઉછળતાં, રોચિલાં સ્તન, તેની લચકતી ચાલ ને ઉછળતા નિતંબો, તેની અર્થભરી દષ્ટિ આ બધાં જોઇ એની ઇર્ષાનો પાર રહ્યો નહીં. થોડે બેસી, દોડી, લોમાના નિતંબ છોકરા જેવા સખત થઇ ગયા.



લેખકઃ

**શ્રી. કનૈયાલાલ મા. મુનશી**

*

ધનુષ્ય ને ચક્રની તાલીમ લઇ એના હાથ કર્કશ બન્યા હતા. પુરુષો જોડે ને ખાસ કરીને રામ જોડે દિવસ ને રાત રહી એની આંખમાં શરમાળપણું રહ્યું નહોતું. એની રીતમાં લગા પડવાની કળા નહોતી. તેના અવાજમાં કામોદીપક માર્દવ નહોતું. પોતે છોકરા જેવી હતી. રામ એને મામા બાઇ જેવી ગણતો. એના હૃદયમાં તેને માટે પ્રણયોર્મિ ક્યાંથી આવે? કલ્વિણી એની જોડે હોડમાં ઊતરતી હતી અને પોતે હારી ચૂકી હતી. લોમામાં સ્પર્ધા કરવાની શક્તિયે નહોતી અને હામે નહોતી.

એક દહાડો રામ આહુતિ આપતો હતો ને પાસે દર્ભ નહોતો. કલ્વિણી તરત ચેતી ગઈ, ઊઠી ને જલદીથી દર્ભ લઇ આવી રામને આપ્યો. આપતાં તે હસી; સુમધુર, સૂચનાત્મક. એનું મંદ હાસ્ય ઉન્માદક કૌમુદી પ્રસારી રહ્યું.

રામ મંત્ર બોલતો હતો,' તેણે હસીને દમ લીધો. રામની આંખમાંનો ભાવ લોમાએ જોયો ને એ હતાશ થઇ. એનું મુખ લાલચોળ થઈ ગયું. યજ્ઞ પૂરો થયો એટલે એ ત્યાંથી ઘોડારમાં ગઇ. આ અપરિચિત દુનિયામાં રામ સિવાય એનું કોઇ નહોતું, તેમ સારા જીવનમાં પણ રામ સિવાય કોઇ નહોતું. અને તે જ એના હાથમાંથી સરી ગયો—રુક્મિણીનો થઇ ગયો. એ રામના પ્રિય ઘોડા સુપર્ણને ગળે વળગી ને ગર્ભીલો ધોડો સ્નેહભર તેને જોઇ રહ્યો. લોમા તેના પર બેઠી અને પાણી પિવડાવવાના બહાને તે વનમાં ગઇ.

મંદ, શીતળ પવન વાતો હતો. સંધ્યાકાળે પંખીઓ કલ્લોલ કરતાં હતાં. વૃક્ષોમાં સમીરનું સંગીત સંભળાતું હતું. એ સુપર્ણ પરથી ઊતરીને તેને ગળે વળગી. તેનું કોઇ નહોતું. ભાઇ વેરી હતો. માબાપ મરી ગયાં હતાં. ગુરુ લોપામુદ્રા અદૃષ્ટ થયાં હતાં. રામ એનો હતો નહીં—નહોતો રહ્યો. એ નિરાધાર હતી. એ છાતીફાટ રડી. સુપર્ણ એકલો મૂક હેતથી એના શરીર પર નાક ઘસી એને આશ્વાસન આપી રહ્યો

રામ એને તેનું અંગ ગણતો અને એ તેને અંગ ગણતી. બે વચ્ચે ઊર્મિઓની આપલે શક્ય નહોતી. બન્ને એકબીજાનાં જ છે એમ પળેપળે વર્તતાં. કોઇને એક બીજાને જીતવાની જીતાવાની પરવા નહોતી, કારણ કે બન્ને એક બીજાના જન્મથી જિતાયેલાં હતાં. પણ હવે રામ રુક્મિણીનો થશે. કોઇ બીજી સ્રીને પણ પરણે. લોમાનું જમન વેરી થઇ ગયું. એને મરવાનું મન થયું.

તે રડી, ખૂબ રડી. થોડીવારે આંખે એક નાનો બાળક દેખાયો. જબરો; સ્વરૂપવાન; અસ્પષ્ટ શબ્દો ઉચ્ચારતો; સગી માને છોડી એને વળગી આનંદ માણતો—એનો રામ, દેવ, જીવનસર્વસ્વ. એ એને છોડે!

પોતાના અવિશ્વાસ પર તેને તિરસ્કાર આવ્યો. રામ એવો ક્ષુદ્ર, અસ્થિર, ચંચળ હતો? જે વૃદ્ધ અને અનુભવીઓને પોતાની અડગતાથી ડારતો તે એને છોડી રુક્મિણી પર પ્રીતિ કરશે?

આશ્વાસન જેને સુલભ નહોતું એવી રાજા દિવોદાસની પુત્રી લોમહર્ષિણી સુપર્ણ પર બેસી પાછી આવી, એની એકલતામાં ઊના વાયરા એનું હૈયું દઝાડતા હતા.

જ્યારે એ આવી ત્યારે રેવાએ કહ્યું કે રુક્મિણી માંદી પડી હતી અને તેનો સંદેશો આવ્યો હતો એટલે રામ તેને આવાસે ગયો હતો. ડૂબતા માણસની માફક લોમાએ ચારે તરફ જોયું. એની આંખ વ્યાકુળ થઇ ગઈ. એનું મોં લાલચોળ બની ગયું. તે કંઇક બહાને દૂર ગઇ અને ફરીથી રડી પડી.

જ્યારે રુક્મિણીને ત્યાંથી એક સ્રી એને બોલાવવા આવી ત્યારે રામ અજાયબ થયો. રુક્મિણી માંદી હતી. જરૂરનો સંદેશો કહેવો હતો, ગુરુદેવ પધારે તો કૃપા થશે. કોઈપણ યાદવને રામની જરૂર પડે એટલે એ મદદ કરવા જતો. 'લોમાબાને મોકલું? ચાલશે?'

'ના, આપને જ બોલાવ્યા છે.'

'ઠીક આવું છું.' તેણે કહ્યું અને તે સાથે થયો. રુક્મિણી કુક્ષિની સ્રી હતી અને આશ્રમે રોજ આવતી હતી. તેની મદદ જવાનો તેનો ધર્મ હતો.

કુક્ષિના બે આશ્રમ હતા. એક ગામ વચ્ચે સુખીના ઘરની બાજુમાં, બીજો ગામની બહાર એકાન્તમાં. કુક્ષિ તપ કરવા માટે એ ઘર રાખતો એમ તે કહેતો. ત્યાં એ યાદવોના જાણ્યા વિના ઘણી વસ્તુઓ કરી શકતો, ત્યાં રુક્મિણી રહેતી હતી.

રામ ગયો ત્યારે મહાલયમાં એકાન્ત હતું.

'કોઇ નથી, બધા ઋષિજી જોડે ગયા છે, પધારો!' જે બોલાવવા આવી હતી તેણે કહ્યું અને બારણું ઉઘાડ્યું. રામ બારણામાં પેઠો અને પેલી સ્રીએ બારણું વાસી દીધું.

કલ્વિણી મૃગચર્મની પથારી પર પડી હતી અને મૃગચર્મ ઓઢયું હતું. એના છૂટા વાળ પર એનું શ્વેત મોહક મુખ, કાળા વાદળામાંથી નીકળી ચંદ્ર થંભી ગયો હોય એવું લાગતું હતું. એની મદમસ્ત આંખોમાંથી અત્યારે મોહક આકર્ષણ નીતરતું હતું.

'ગુરુદેવ, આવો, પધારો. ક્ષમા કરજો, મારાથી ઉઠાતું નથી.' તેણે કંપતે સ્વરે કહ્યું, એનાં પ્રૌઢ સ્તનો તોફાનમાં ઊછળતાં હતાં. 'આ ઉપહાર સ્વીકારશો ?' કલ્વિણી જ્યાં સૂતી હતી ત્યાં દૂધ ને ફળ મૂકયાં હતાં અને એક મૃગચર્મ પાથર્યું હતું.

રામ બેઠો ને એક બોર નામેતું મોઢામાં મૂકયું. એને આ સ્ત્રીનો ચાળો ગમ્યો નહીં, તેમાં ધૃષ્ટતા અને અવિનય દેખાયાં, 'બોલો શું કહેવું છે ?'

'ભાર્ગવ ! પાસે આવો. તમારી જિંદગી જોખમમાં છે. ભદ્રશ્રેણ્ય રાજાની પણ.'

'મને કોણ શું કરી શકવાનો છે ?' રામે હસીને કહ્યું.

'પાસે આવો, પાસે આવો !' કલ્વિણીએ રામનું મોં પાસે જોયું અને એનો સંયમ જતો રહ્યો. રામને એનો શ્વાસોશ્વાસ લાગ્યો ને તેણે પોતાનું મોં પાછું એંચ્યું.

'તમે જાણતા નથી. તમારે માથે ભય છે–મોટો ભય છે.'

'મારે શું ડરવાનું હોય ? ચિન્તા નહિ કરો.' એની હેતાળ રીતે રામે કહ્યું.

'મને બહુ ચિન્તા થાય છે.' ઉમકળાથી કલ્વિણીએ કહ્યું. 'મને ઊંઘ નથી આવતી. ભાર્ગવ, ભયની મારી હું મરવા પડી છું. કોઇ પણ પળે તમારું શું થાય એ વિચારે હું મરી રહી છું, એ દેવ ! પશુપતિ ! ભાર્ગવ, તમારો હાથ આપો. હું બેઠી થાઉં.' તેણે હાથ લંબાવ્યો. રામે તેને બેઠી કરવા હાથ આપ્યો અને તેના સ્પર્શે ઝંખુંઝણી રહી. રગોથી ઉન્મત્ત કલ્વિણી બેઠી થઇ. એને ડિલેથી મૃગચર્મ સરી ગયું. એ નવસ્ત્રી હતી. એનું ઘાટીલું સ્તનમંડળ વિલાસના સત્ત્વ સરખું રામની આંખો આગળ ઝઝૂમી રહ્યું–સ્પર્શનારની ભૂખે અધીરું.

રામની આંખો સ્થિર થઇ, ચમકી ઊઠી. 'ભાર્ગવ, ભાર્ગવ, શું જુઓ છો ? હાથ ગ્રહો. ઉદ્ધારો.' એની કામવિહ્વલ આંખોમાં ન કેલાય એવું નિમંત્રણ હતું. પછી અવિશ્વની છટાથી તે ઊભી થઈ ગઈ. આંખથી, હોઠથી, આખા શરીરથી તે રામની અભેદ્ય માનવતાને નિમંત્રી રહી.

રામ પણ બેઠો હતો તે ઊભો થઈ ગયો. એનું ગંભીર મુખ ભયંકર થઇ ગયું. એની આંખો વિકરાલ થઈ ગઈ એણે એક ખીટી પર લટકતો સાટકો જોયો; સ્ત્રીઓને, દાસોને સીધા રાખવા કુક્ષિએ ત્યાં રાખી મૂકયો હતો. ધીમેથી વિચારપૂર્વક રામે તે લીધો અને ઘોડા કેળવનારની અચુક કલાથી એક ફટકો તેની છાતીપર ને બીજો તેના નિતંબ પર લગાવ્યો. અગ્નિની કુદે તેમ કલ્વિણી કૂદી તેના મુખમાંથી ગુસ્સાનો વેદનાપૂર્ણ હણહણાટ નીકળ્યો અને ધીમે પગે ખીટી પર સાટકો મૂકી રામ ત્યાંથી ચાલી ગયો.

રામ, વૃદ્ધોને પણ દુઃસાધ્ય એવી તીક્ષ્ણ અવિકારી દૃષ્ટિથી નિષ્ફળતામાં તરવરતાં ગોત્રોના વિગ્રહો, મનુષ્યોના ઝગડાઓ, ધર્મ–અધર્મના ભેદો જોઇ શકતો, પણ અત્યાર સુધી સ્ત્રી-પુરુષના સંબંધ તરફ તે આંધળો હતો. કલ્વિણીના દર્શન ને આજીજીથી તેની આંખો ખુલી ગઇ. જે જે વસ્તુઓ ને સંબંધોને વિષે એને વિચાર સરખા નડોતા આવ્યા, તે સ્પષ્ટ થયા. સોમા ને કલ્વિણીઓ, મોંહાંધ રુરુ ને અત્યાચારી યાદવ રખેવાળો, પ્રતીત ને વિશાખા, પિતાજી ને અંબાના વર્તનમાં રહેલાં બળો ને રહસ્યો તેને એકદમ સમજાયાં. લિંગપ્રધાન

અધર્મનું મૂળ અને તેનું નિયમન, પતિપત્નીના સંબંધમાં રહેલો ધર્મ તેને સ્પષ્ટ દેખાયો.

અંધારામાં એ ઝપાટાબંધ જતો હતો, અને તેની આંખ આગળ લોમા દેખાઇ. કાલવણી જેવી હતી તેવી નવસ્ત્રી. ઘણીવાર એણે તેને નાહતાં, મૃગચર્મ બદલતાં જોઇ હતી. આજે એ રેખાઓ જાણે વિદ્યુતની બની હોય એવી દેખાતી અને તેની રગોમાં અપરિમેય ઉત્સાહ પ્રસર્યો; જ્યારે એ બે જણ સાથે રહેતાં, વાતો કરતાં, ઘોડા દોડાવતાં, સંકલ્પ કરતાં ને પરિપૂર્ણ બનાવતાં, વગર બોલીએ માત્ર દૃષ્ટિથી વાર્તાલાપ કરતાં તે વખતના હજાર નાનામોટા પ્રસંગો તેને નવે રંગે મઢાયેલા, નવે અર્થે મોહક યાદ આવ્યા. વીજળી ચમકે ને અંધકાર ભેદાઇ વસ્તુ નજરે ચડે તેમ તેને દેખાયું. પોતે ને લોમહર્ષિણી પતિ ને પત્ની હતાં–જન્મથી. અત્યાર સુધી એને આ કેમ ન દેખાયું, તેની એને અજાયબી લાગી. લોમાને એ કેમ ન સૂઝયું તેથી પણ એને આશ્ચર્ય થયું. એના માથામાં આનંદટંકાર થયા. એના પગમાં પાંખો આવી.

શંકાવિહોણા, ભયવિહોણા, વિશાળદર્શી આ યુવકની આત્મશ્રદ્ધા ને સ્વામિત્વભાન હમેશાં અચળ રહેતાં. એ પોતે ખોટો હોઈ શકે, એ જે જુએ છે તે સત્ય ન હોય એવો એને વિચાર સરખો આવતો નહીં. પોતે ભૃગુ હતો, દેવપ્રેર્યો એ ધર્મ પ્રવર્તાવવા જ જન્મ્યો હતો, જગતનું આધિપત્ય ને ગુરુપદ એનાં જ હતાં, એ વિશે એને કદી સંશય ઉદ્ભવ્યો નહોતો. આ નિર્મળ આકાશમાં એક નાનું શું વાદળ આવ્યું. એનું હૈયું શંકાશીલ બન્યું, 'લોમાએ બન્ને જણને પરણવાની ના પાડી. અને ના પાડે તો?' ને તે એકશો ખડખડ હસ્યો. અસંભાવ્ય! એ તો જન્મતાં જ પરણેલાં હતાં.

એ આશ્રમે ગયો. જે ઝાડ નીચે એ લોમા, રેવા ડોસી ને ક્રૂર્મી સૂતાં ત્યાં ગયો. લોમા ત્યાં ઊંઘતી હતી. પોતાની પરશુ પાસે મૂકી એ પોતાના મૃગચર્મ પર બેઠો. એની આંખમાં ઊંઘ નહોતી. આજે પાસે સૂતેલી લોમા એને નવે સ્વરૂપે દેખાતી હતી. લોમાએ ઓઢેલા ને પહેરેલા મૃગચર્મમાંથી એની વિદ્યુલ્લેખામાં લપાયલી શરીરરેખા એની આંખ આગળ તરતી હતી. ઊગતો ચંદ્ર ઝાડોની ટોચો જે રૂપે રસી રહ્યો હતો તેના તરફ એણે નજર નાંખી. એણે ફરીથી લોમાના મુખ સામે જોયું. જેમ સત્ય એને સદાય સ્પષ્ટ રીતે દેખાતું તેમ અત્યારે પણ દેખાયું: લોમા એના પુત્રોની માતા થવાની હતી.

તેણે નીચે વળી લોમાની સામે જોયા કર્યું. માત્ર આંખો મીંચી તે સૂઈ રહી હતી, તેની પાંપણે પણ આજે નિદ્રા વસી નહોતી. રામની આંખોમાંથી નીતરતા તેજથી દાઝી તેણે આંખો ઉઘાડી. રામ–એનો રામ, માદક એકાગ્રતાથી એની સામે જોઇ રહ્યો. તેની આંખમાં અપરિચિત ઝનૂન હતું–વિલાસભૂખ્યું, આહ્લાદક, હૃદયવેધક. તેના તારેતારમાં પ્રણયોર્મિઓ આંધીની માફક વાઈ રહી, સૃષ્ટિ આનંદથી ડોલતી હતી, એમ તેને સ્પષ્ટ ભાસ્યું. સુખની અવધિના ભારથી તેણે આંખો મીંચી દીધી.

રામનો શ્વાસ ઊંડો, ધીરો આવતો ને જતો. એની આંખો ભભૂકતી. એણે વગર બોલે લોમાને ઊંચકી લીધી. એના સ્નાયુબદ્ધ હાથોમાં એણે તેને ઊંચકી ને છાતી સરસી ચાંપી અને તેને આશ્રમની બહાર લઈ ગયો. લોમા આંખો મીંચી જાણે ઊંઘમાં સ્વર્ગ અનુભવતી હોય તેમ લપાઇ રહી. જે પળ માટે એ ઝંખી મરતી હતી તે પળ આવી હતી.

નદીકિનારે જઇ રામ તેને ગિરનારની ટૂંક પર ઊંચકી ગયો, અને એક પથ્થર પર બેસાડી. હવે આંખો ઉઘાડયા વિના તેને છૂટકો નહોતો. ચંદ્ર ઊંચે ચડયો હતો અને કૃષ્ણપક્ષની ત્રીજી

ચંદ્રિકા નીચે નદી પર ક્ષિતિજ સુધી સૃષ્ટિ પર ઓછો સ્વપ્નસૃષ્ટિનો હોય એવો પ્રકાશ નાંખતી હતી. રામ તેના પગ આગળ પાસે બેસી ગયો. લોમાએ જોયું કે આ રામ બાલમિત્ર નહોતો, પ્રણયી હતો, સ્વામી હતો.

'લોમા, પેલી કુલટા રુક્મિણીએ ખોટું બહાનું કાઢી મને બોલાવ્યો.'

'ને પછી?' લોમાનું હૈયું ધબકી ઊઠયું.

'તે મારી સામે નવસ્ત્રી ઊભી—મને આલિંગવાને તૈયાર થઈને.'

'હાય હાય! પછી?'

'મેં સાટકો લઈ એને એની છાતી પર ને બીજો એના નિતંબ પર લગાવ્યો, હવે એ ડામ લઈને થોડા દહાડા ફરશે.'

લોમા રામને વળગી. 'મારા રામ—રામ રામ' તેના હૃદયે માળા જપવા માંડી. 'અરે રે રે, આ શું કર્યું?'

'એ કુક્ષિની પત્ની નહોત તો એનો જીવ લેત. આવી સ્ત્રીઓ પૃથ્વી ભારે મારે ત્યાં સુધી ધર્મ-કેમ પ્રવર્તે?'

લોમા મૂંગી રહી.

'લોમા'—

'કેમ રામ?'

'આજે મને એક વાત દેખાઈ—દીવા જેવી—અત્યાર સુધી નહોતી દેખાઈ તે.'

'શી?' અને લોમાનું હૈયું ફરી ધબકી ઊઠયું.

'તું મારી પત્ની છે; જેમ અરુંધતી હતી વસિષ્ઠની અને લોપામુદ્રા હતી અગસ્ત્યની તેમ.'

'શું કહે છે?' લોમાએ હર્ષની મૂર્છામાં ગાંડી બની પૂછ્યું.

'તેં બૃહદ્રત્નને ના પાડી, અર્જુનને ના પાડી. તું મને ના નહીં કહેતી.'

લોમાને હસવું કે રડવું તે સૂઝયું નહીં. હર્ષનાં અશ્રુસારતી તે રામને જોરે વળગી પડી. "રામ રામ! હું હસું કે રડું? હું ના કહેવા ક્યાં બેઠી છું? કોણે કહ્યું હું ના કહેવાની છું.'

રામ—વિચિત્ર રામ—ગંભીર મુખથી જોઈ રહ્યો, 'મને હવે સમજાયું કે તું મારી પત્ની છે.' અને સિંહ સમું તેનું વાળવાળું માથું તેણે લોમાની સુકુમાર છાતીમાં સંતાડી દીધું.

લોમા મૂંગી બેઠી. રામ તેની છાતી પર તેના શરીર પર પોતાનો હાથ ધીમેથી, રખેને તેને વાગી જાય એ બીકથી ફેરવતો. વનોની નિઃશબ્દતા ચેતનવંતી બની. પોતે જાણયે જીવનદાયી અગ્નિજ્વાલાઓની બની હોય એમ તેને લાગ્યું. રામની આંખો, સહસ્ર ચંદ્રોનાં તેજ વરસાવતી તેની આંખોમાં અમૃતની ધારાઓ વરસાવી રહી. થોડી વાર તે ઊભાં રહ્યાં. હૈયાં સાથે ધબકતાં, આંખો એકબીજામાં તરતી.*

*'ભગવાન પરશુરામ' નામના પ્રગટ થતા પુસ્તકમાંથી.



[ અનુસંધાન પાછલે પાનેથી ]
બમાં ચિત્તની સ્વસ્થતા અને ચીવટ રાખવાની કાળજી હિતાવહ છે.

ભલે કદાચ આપણે સામાન્ય મનુષ્યો જીવનની ઘણી જ ઉચ્ચ કક્ષાએ ન પહોંચી શકીએ, પરંતુ એથી એ ધ્યેય જ છોડી દેવા જેવું નથી. એ ટોચે પહોંચવાને માટે પ્રયત્ન કરવાનું જારી રાખવું જોઈએ અને સદાયે ઉર્ધ્વગમન કરવા માટેની ઉત્કંઠા સેવવી જોઈએ.

દરેક મનુષ્યથી ભલે મહાન ન બનાય પરંતુ માનવ બનવા માટેની યોગ્યતા તો કેળવણી જ જોઈએ.

# જીવનનાં મૂલ્ય

શ્રી. 'વિરાટ'

*

પ્રતિવર્ષ દિવાળી આવે છે. ઘેર ઘેર આનંદ અને ઉત્સાહ રેલાય છે. વેપારીઓ વર્ષ આખામાં કરેલા નફાનો હિસાબ કરે છે. લક્ષ્મીપૂજન થાય છે, દુકાનો શણગારાય છે, એક પ્રકારનું ધાર્મિક અને વૈભવવાળું વાતાવરણ સર્જાય છે.

ગૃહિણીઓ પણ દિવાળી ટાંકણે ઘરની સાફસૂરી કરે છે. ખૂણે ખાંચરેથી કચરો પુંજો કાઢે છે. બારીઓ, તોરણો, ફોટાઓ અને બીજી દરેક પ્રકારની વિવિધ વસ્તુઓ દિવાળી પર સાફ થાય છે. ઘરની અભરાઇ પરના વાસણો માંજીને ચકચકીત બનાવાય છે. મકાનો ચુના અને રંગરોગાનથી સુશોભિત કરવામાં આવે છે. દિવાળી ઉપર જાણે કે ઘરનો અને ઘરની સામગ્રીનો હિસાબ લેવાય છે.

પરંતુ એક મહત્વની બાબતનો જ હિસાબ કરવાનો આ ટાંકણે વિસરાઇ જાય છે. જેને લીધે આ આપણી સમૃદ્ધિ છે, જેને અંગે આ આપણા જગતના વૈભવો-માણીએ છીએ, જેથી આપણે જીવી રહ્યા છીએ એ જીવનનો જ હિસાબ આપણે કરતા નથી. એ કેટલી મોટી ગંભીર ભૂલ કરી રહ્યા છીએ એનો કોઇને પણ વિચાર સરખો આવે છે!

આખા વર્ષ દરમ્યાનમાં જીવનના વ્યાપારમાં શો નફો કે ખોટ થયા એનો હિસાબ કોણ કરતું હશે! આપણમાંથી જીવનનાં સાચાં મૂલ્ય કોણ સમજતું હશે? સામાન્ય રીતે તો જન્મ અને મૃત્યુ વચ્ચેનો સમય લોભ, મોહ સ્વાર્થ, ઈર્ષા, અને જિજિવિષાથી ભરી દઇએ એટલે આપણું જીવન બની જાય છે!

સ્વાર્થવૃતિમાં જ કૂપમંડુકની જેમ આપણે હંમેશ રાચતા રહીએ, મૃગજળ મેળવવા મથતા હરણની માફક જો પૈસામાંથી જ જીવનની પ્યાસ સંતોષવા પ્રયત્ન કરતા હોઇએ તો એ સાચું જીવન નહિ પરંતુ જીવંત મૃત્યુ જ છે.

પૈસા જરૂરના છે, પરંતુ એનો સદુપયોગ પણ એટલો જ મહત્વનો છે. જો મેળવેલા નાણાનો પોતાનાં અંગત મોજશોખ અને બીજા ઉપભોગો સિવાય બીજે કશો ઉપયોગ ન થાય તો એ નાણાનો શો અર્થ? જગતમાં જન્મીને જગતને કેટલા ઉપયોગી થયા એ દરેકે વિચારવું જોઇએ.

જીવનને સાચી રીતે જીવવાવાળા—એનું યોગ્ય મૂલ્યાંકન કરવાવાળા આ વિશ્વમાં આપણે ધારી શકીએ એ કરતાં ઘણાયે અલ્પ છે.

વર્ષમાં મળેલા નફાના હિસાબની સાથોસાથ એ વર્ષમાં કોને ઉપયોગી થયા, આપણા જગતપરના અસ્તિત્વને શોભાવનારું એવું કયું કાર્ય કર્યું, એનો કોઇ હિસાબ કરતું હશે? એવું બધું જાણવાની કોઇ પરવા પણ કરે છે!

જીવન એટલે જ સ્વાર્પણ. મીણબત્તીની જેમ બીજાને પ્રકાશ આપતાં જીવનનો લય કરવો; કીર્તિની લાલસા વિના પુષ્પની જેમ વિશ્વમાં સૌરભ રેલાવતાં અજાણ એકાંતમાં બુઝાઇ જવાની તમન્ના; ગર્વહીન વૃક્ષોની જેમ ફળોથી મૂક સુમૂક લચી રહેવાની ભાવના; પોતાની ઉદારતાનો સદુપયોગ થાય કે દુરૂપયોગ, પ્રશસ્તિ કે ઉપેક્ષા-એ જોવા જાણવાની દરકાર વિના કિલકિલ વહેતા ઝરણની માફક પોતાનાં નિઃસ્વાર્થ કાર્યમાં મસ્ત રહેવાની વાંચ્છના! આમાં જ જીવનની મહત્તા છે. સાચા જીવનની ચાવી છે.

જીવનનાં મૂલ્ય આંકવાનો અને સમજવાનો પ્રયત્ન કરવો જરૂરી છે. જીવનના હિસા

( અનુસંધાન પૃ. ૧૫ ઉપર )

### જય–પરાજયમાં પણ બંધુભાવના ખીલવનાર સન્નારી



# ડૉ. એની બીસેન્ટ

શ્રી. હીરાલાલ છોટાલાલ બક્ષી

સાતસાત દેહમાં સમાય એવડો ત્હારો પ્રાણ છે;
પૃથ્વીને સચેતન કરી શકે એવડી ત્હારી ચેતના છે;
સ્વર્ગનું સર્જન કરી શકે એવડો ત્હારો પ્રેમ છે;

**આ**વા જીરાલ્ડ મેસીના શબ્દો ડૉ. એની બેસન્ટના સંબંધમાં અક્ષરેઅક્ષર સાચા છે. ઇંગ્લેન્ડના એક પરગણામાં જન્મેલાં હોવા છતાં દુનિયાના તમામ જાણીતા દેશોમાં એમણે પોતાની મહાભાવનાઓ વડે પ્રાણ પૂર્યો છે અને દેશપરદેશના લોકોના જીવનમાં સ્વર્ગની સુવાસ આણી છે. એવો એકે જાણીતો દેશ નથી, એવી એકે પ્રચલિત ભાષા નથી જ્યાં એની બીસેન્ટનો પ્રાણ મૂર્ત થયો ન હોય! જગતભરમાં રાયરંક, નાના મોટા અનેક માનવીઓ એમને 'મા'ના મીઠા નામથી વંદે છે.

પણ એમનો માતૃપ્રેમ કેવળ એકદેશીય ન હતો. ઇંગ્લેન્ડમાં મેચગર્લ્સ અને મજુર વર્ગનો સાથ કર્યો હતો, સ્ત્રીસ્વાતંત્ર્ય અને વિચાર સ્વાતંત્ર્ય માટે ઝુંબેશ ઉઠાવી હતી, એ ઉપરાંત અફગાનિસ્તાન, ટ્રાન્સવાલ, આયરલેન્ડ, ઇજીપ્ત અને સુદાન જેવા દેશો માટે પણ એમણે લડત કરી હતી. અને હિંદુસ્તાન આવતાં પહેલાં જ એમણે હિંદુસ્તાનની આઝાદી માટે પોતાનો પ્રબળ સૂર ફૂંક્યો હતો. સ્વમાન, સ્વાતંત્ર્ય અને સત્ય એ એમના જીવનમંત્રો હતા અને એ જીવનમંત્રો જીવી બતાવવા અને એ પ્રમાણે જીવવા બીજાને જાગૃત કરવા એ એમનો ધર્મ હતો. હિંદુસ્તાનમાં એ ધર્મ એમણે કેવી સુંદર રીતે બજાવ્યો છે એ હવે આપણે જોઇએ. હિંદ માતાના અનેક પરદેશી સંતાનોમાં એની બીસેન્ટનું નામ અતિ આગળ પડતું છે: એમના ચારિત્ર્યબળનું, એમની સેવાઓનું અને એમના જીવનકાર્યનું જો આપણે પૃથક્કરણ કરીએ તો એ એક મહાન અને નિડર યોદ્ધા હતાં અને એક મહાન પણ શાંતિપ્રિય લડવૈયાં હતાં. પણ એમની લડત સત્તાને ખાતર કે કીર્તિને ખાતર ન હતી, એઓ પોતાના પ્રખર બુદ્ધિબળથી અને પોતાની પ્રચંડ જ્વાળાથી લડતાં પણ એમની લડત સત્યને ખાતર અને સર્જનને ખાતર હતી.

એઓ જણાવે છે એ પ્રમાણે એઓ હાયપેશીયા અને જ્યાર્ડાનો બ્રુનોના પુનઃ અવતાર હતાં. હાયપેશીયાને સળગતી ચીતામાં બાળી દેવામાં આવી હતી. ડૉ. બીસેન્ટ એક વીર યોદ્ધા હતાં, એ એક અદ્‌ભૂત વ્યક્તિ હતાં. એ એક મહાન શિષ્ય હતાં અને મહાન કાર્યોને માટે જાન આપવાની એમની સાહજિક વૃત્તિ એ એમનો વિશિષ્ટ ગુણ હતો.

એક વક્તા તરીકે એમનું સ્થાન અજોડ હતું. દુનિયાભરના વક્તાઓમાં એ પ્રથમ પંક્તિએ બીરાજતાં હતાં અને સ્ત્રી-વક્તાઓમાંથી

આજે સુધીમાં કોઇ એમને ટપી ગયું નથી એમ ઘણા વિદ્વાનોનું માનવું છે.

ગ્લેડસ્ટને કહ્યું છે કે, સ્પેનના પ્રાઇમ મીનીસ્ટરને બાદ કરીએ તો બીસેન્ટનો અવાજ અને એમનો વાણીપ્રવાહ સૌથી વધારે સુંદર હતો. ભરચક મેદનીમાં હરેક ખુણે સંભળાય એવો એમનો અવાજ હતો, ગર્જનાની માફક ગગડતો એ અવાજ હતો, અને છતાંય એ અવાજનો મધુર રણકો સાંભળનારનાં દીલમાં નવી રોશની પૂરતો. ચેતનભર્યા વિચારોના વાહનસમો એ અવાજ કોઇવાર જૂની ઇમારતો ખંડેર કરતો, તો કોઇવાર નવી મનોહર ઇમારતો રચતો આવા અવાજવડે અને ભાષાની અનુપમ ભેટ વડે એમણે હિંદુસ્તાનનું જે કાર્ય કર્યું છે તે એમના જમાનામાં બીજા કોઇ નથી કરી શકયા. એમણે એકલાએ જે કાર્ય કર્યું છે તે બીજા કોઇપણ ચારપાંચના કાર્યથીય અધિક છે એમ શ્રીનિવાસ શાસ્ત્રી જેવા મુત્સદ્દિનું માનવું છે.

હિંદુસ્તાનમાં આવ્યા પછી એમણે હિંદીઓમાં સ્વમાન જાગ્રત કરવાનો નિશ્ચય કર્યો. પરાયા વિચારોના પીંજરમાં પુરાયલી અને પશ્ચિમના જીવનથી મંત્રમુગ્ધ બનેલી પ્રજાને પોતાની ખોટી કલ્પનાઓના પીંજરમાંથી અને પોતાની માની લીધેલી લઘુતામાંથી જાગૃત કરવા કોઇના અવાજની જરૂર હતી. એ અવાજ એની બીસેન્ટનો અવાજ હતો. હિંદીવાનો જો પોતાનો લઘુતાભાવ inferority complex દૂર કરી શકયા હોય, એઓમાં સ્વમાન જાગૃત થયું હોય તો એનું માન ડૉ. બીસેન્ટને જેટલું ઘટે છે એટલું બીજા કોઇને ઘટતું નથી. એઓ જ્યારે હિંદની સંસ્કૃતિની વાતો કરતાં ત્યારે હિંદના પંડિતો કરતાંય એ હિંદની સંસ્કૃતિને વધારે પીછાને છે એમ ઘણા વિદ્વાનોને લાગતું અને આજના કેટલાય સમાજ સેવકોએ એમનાં ભાષણોમાં આંસુ સાર્યાં છે.

હિંદીઓમાં સ્વમાન જાગૃત કર્યા પછી અને હિંદનું ગૌરવ પ્રદર્શિત કર્યા પછી એમણે કેળવણીના ક્ષેત્રમાં કાર્ય ઉપાડ્યું. રાજા મહારાજાઓએ લાખો રૂપિઆ એમને ચર્ણે ધર્યા અને પરિણામે સેન્ટ્રલ હિંદુ કોલેજ અને આજની હિંદુ યુનિવર્સિટી અસ્તીત્વમાં આવ્યાં. એની બીસેન્ટના કાર્યનાં આ અમર સ્મારકો છે.

વર્ણ પ્રાણને રૂંધે એવા સમાજના કુરિવાજો નાબૂદ થાય નહિ ત્યાંસુધી પ્રગતિની ગતિ વેગવાળી થતી નથી, એટલે એમણે સમાજ સુધારણાનો પ્રશ્ન હાથ ધર્યો અને સમાજના કુરિવાજો સામે લડત ઉપાડી. સ્ટાલવર્ટ મુવમેન્ટ અને વેક અપ ઇન્ડીયાનાં ભાષણો આ વાતની સાક્ષી પૂરે છે.

રાષ્ટ્રંબંધારણનો આંટલો પાયો નાખ્યા પછી એમણે રાજકિય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ૧૯૦૬ માં વિખરાયેલી કોંગ્રેસને હોમરૂલ લીગ દ્વારા એકત્ર કરી એ રાજકિય દષ્ટિએ ડૉ. બીસેન્ટની ન ભુલાય એવી સેવા છે. તીલક ગોખલે પક્ષનું સમાધાન થવું મુશ્કેલ હતું, પણ એ સમાધાન ડૉ. બીસેન્ટે કર્યું અને કોંગ્રેસમાં નવો પ્રાણ પૂર્યો. ડૉ. બીસેન્ટ એક અનુભવી રાજનીતિજ્ઞ વ્યક્તિ હતાં, એટલે કોંગ્રેસ જે પાંચ પચાસની જ સભા હતી એને એમણે પ્રથમવાર જ અખિલ ભારતિય સંસ્થા બનાવી અને સામાન્ય જનતાને એમાં રસ લેતી કરી. હેમરૂલનો મંત્ર ફુંકી એમણે હિંદના ગામડે ગામડે કોંગ્રેસને જાણીતી કરી અને એ રીતે સામાન્ય જનતાનો સાથ મેળવ્યો. હિંદના મુસદ્દીઓ પણ કબુલ કરે છે કે આપણામાંથી જેઓ રાજકીય ક્ષેત્રમાં કાર્ય કરી રહ્યા છે તેઓ કદી ભુલી શકશે નહિ, કે હિંદનું જીવન હિંદનું રાજકિય કાર્ય અને હિંદની રાજકિય ચળવળ જો ડૉ. બીસેન્ટ ન હોત તો આજ જેવાં છે એવાં ન જ હોત.

આ બધું ૧૯૧૪-૧૭ સુધીમાં બન્યું. દેશમાં જાગૃતિ આવી, હિંદ ભરમાં નવું જીવન ધબકવા લાગ્યું. ૧૯૧૭ માં એ કોંગ્રેસના પ્રમુખ

થયાં; મદ્રાસ ગવરમેન્ટે એમને નજરકેદ કર્યાં. અને થોડો વખત તો એ લોકપ્રિયતાના સૌથી વહાલી પ્રતિમા બની રહ્યાં. પણ લોકપ્રિયતા જેટલી મેળવવી સહેલી છે એટલી જ ગુમાવવી પણ સહેલી છે. ડૉ. બીસેન્ટ એક દિર્ઘ દ્રષ્ટિવાળાં મુસદ્દી હતાં; એ લોકપ્રિયતાના ઉપાસક ન હતાં. એમના રાજકિય સિદ્ધાંતોમાં કાયદાનો સવિનય કે અવિનય ભંગ રહેલો નથી; કાયદો ગમે એવો ખરાબ હોય પણ જ્યાંસુધી એ કાયદો છે ત્યાંસુધી એને માન્ય રાખવો જ જોઈએ; તો જ સમાજમાં સુવ્યવસ્થા જળવાઈ રહે, હાનિકારક કાયદાને સુધારવાના પ્રયત્નો કરવા જોઇએ પણ એનો ભંગ કરવાની કોઈને પણ શિખ આપવી જોઈએ નહિ, એ એમનું દઢ માનવું હતું. વળી હિંદ અને બ્રિટનનો સબંધ જળવાઈ રહે એમાં જ જગતનું કલ્યાણ છે એમ પણ એ માનતાં, એટલે આ બે પ્રશ્નોને લઈને ૧૯૧૮ પછી કાયદાનો ભંગ કરવાની અને અસહકારની ચળવળની વિરૂદ્ધ બોલવા માંડયું, જેને પરિણામે એમની લોકપ્રિયતા અલોપ થવા માંડી. છતાંય એમની મોહકવાણી, એમનું ડહાપણ, એમની અપરિમિત ધીરજ આ સૌમાં જરાય વિક્ષેપ પડયો ન હતો. ફતેહની આબાદીમાં સદ્ગુણોનું પોત પ્રકાશે એમાં નવાઈ નથી. નીંદા, તીરસ્કાર અને અવગણનામાં પણ મીઠો સ્વભાવ જાળવવો, ધીરજવાળા અને ક્ષમાવાન રહેવું, દુઃખ સહન કરવા છતાં ભવિષ્ય માટે આશાવંત રહેવું એ સહેલું નથી.

એમનું જીવન સર્વાંગ સુંદર હતું; એમની સાનિધ્યમાં મનુષ્ય પોતાનું અવિનાશિ યૌવન પ્રાપ્ત કરતો, એમની વાણીમાંથી મનુષ્ય પોતાનો સ્વર્ગીય વારસો સંપાદન કરતો. ૧૯૨૦માં મહાસભાનો વિરોધ કર્યો, ને તેમનું સ્થાન દેશભક્તોની નજરમાંથી ઉતરી ગયું. ૧૯૩૩ માં તેઓ અવસાન પામ્યાં.

## એની બીસેન્ટ

લંડનમાં આનંદી માબાપને ઘેર ૧૮૩૭ના ઓકટોબર માસની પહેલી તારીખે એનીનો જન્મ થયો હતો. પાંચ વર્ષની ઉંમરે તે પિતાની છાયા ગુમાવી બેઠી. માતા એક રાતમાં દુઃખથી ડોશી જેવી બની ગઈ. થોડા દિવસામાં એનીનો ભાઈ આલ્ફ્ર પણ ગુજરી ગયો.

માતા ગભરાઈ ને એનીને લઇ હેરો શહેરમાં આવીને વસી. ૧૮૬૬ માં એક પાદરી એની પાછળ ગાંડો થયો ને તેણે પરણવાની માગણી કરી. એની ગભરાઈગઈ, પણ માતાએ સમજાવીને તેને પાદરી સાથે પરણાવી દીધી.

એનીનો પતિ માલિકીપણા માટે મગરૂર હતો. એની ઉપર ત્રાસનો પાર ન હતો. એનીએ 'સંત પુરૂષોની ચરિતાવલી' નામનું પુસ્તક લખ્યું, પણ તે છપાયું કે નહિ તે ખબર નથી. તેણે વાર્તાઓ લખી, તેમાં તેને ત્રીસ શીલીંગનો ચેક મળ્યો, પણ તે તેના પતિએ 'કોઇ વસ્તુ પર પત્નીનો અધિકાર નથી' એમ કહી ચેક આંચકી લીધો.

૧૮૬૯–૭૦ માં એની માતા બની. બે બાળકો એના ખોળામાં રમવા લાગ્યાં. એવામાં એની માંદી પડી. તે સાજી થઈ એટલામાં તેની પુત્રી ભયંકર રોગમાં સપડાઈ ને સાજી ન થઇ. એની ત્રાસથી કંટાળી ઝેર પીવા તૈયાર થઈ. પણ કોઈ ગેબી વાણીએ તેને અટકાવી. ૧૮૭૩ માં તેને તેના પતિએ ઘરમાંથી કાઢી મૂકી. કોર્ટે એનીનું પેટ પણ ન ભરાય એટલી નજીવી જીવાઈ બાંધી આપી.

એની ભૂખ્યા પેટે આખો દિવસ અભ્યાસ કરતી ને બ્રિટીશ મ્યુઝીયમમાં વખત ગાળતી. એવામાં તેના પતિએ પુત્રીનો કબજો મેળવવા દાવો કરી પુત્રી એની પાસેથી આંચકી લીધી

૧૮૮૫ માં એનીના જીવનમાં પલટો આવ્યો ને તેણે ગરીબોની સેવા કરવામાંડી. ૪૬ વર્ષની ઉંમરે તે ૧૮૯૩ માં હિંદ આવી પહોંચી.

# વાળનો શણગાર



સ્ત્રીઓના સોળ શણગાર– એ સ્ત્રીઓના શારીરિક શૃંગાર છે. સ્ત્રીઓના દરેક અંગો ઉપર શણગાર સજવામાં આવે છે. પગે–કલ્લાં, ઝાંઝર, ને નેપૂર; પગનાં આંગળે વીંછીઆ; ગળામાં હાર; નાકે–નથની, બુલાખ, ચુંક; હાથે–બંગડી, આંગળીએ–વીંટીઓ, વેઢ, કે ઘોડા આંટીવીંટી; કાનમાં—કડીઓ, કોકરવાં, કાંપ, ઝુમ્મર, એરીંગ; ને માથે દામણી બાંધવામાં આવે છે. શારીરિક સૌંદર્યમાં શૃંગાર અનેકગણો વધારો કરે છે એમ વાળને પણ શણગારવાના દાખલા જૂના પુસ્તકોમાં જોવા મળે છે. ગૃહસ્થ સ્ત્રીઓ અને રાજરાણીઓ દામણી બાંધતી ને વાળે સાચાં મોતી પરોવતી. સામાન્ય સ્ત્રીઓ વાળમાં સુગંધી રંગબેરંગી સાદાં ફૂલ ખોસતી. જમાનો બદલાયો તે સાથે તેમાં પણ પરિવર્તન થતું ગયું. દક્ષિણી સ્ત્રીઓ માત્ર ફૂલ ખોસીને અંબોડો શોભાવે છે, જ્યારે ગૂજરાતની સ્ત્રીઓ વાળમાં તરેહ તરેહના ચાક ખોસે છે. અંગ્રેજીમાં તેને 'હેરપીન' કહે છે, આજના જમાનામાં વાળ સરખા રાખવા હેરપીનો, અંબોડામાં ચાક, બક્કલ અને ફૂલ એમ વિવિધ વસ્તુઓ ભરાવે છે. આ વસ્તુઓ કચકડાની, પતરાની, રૂપાની અને સોનાની હોય છે. સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે કીંમતી વસ્તુઓનો ઉપયોગ કરે છે.



સારી રીતે હોળેલા વાળ એ સ્ત્રીઓના શોખ અને સાચવણી બતાવે છે. વાળને જેમ સુંદર રીતે હોળવાની કળા છે, તેમ ચોટલો કે અંબોડો ગૂંથવાની કળામાં પણ સ્ત્રી પાવરધી જોઇએ. આજની ફેશનમાં બબ્બે છૂટી વેણી કે એક લાંબો ચોટલો ગૂંથવામાં આવે છે.



તેમાં માત્ર સાદું સુગંધી ફૂલ કે સોના રૂપાના ફૂલના ચાક ભરાવી શકાય છે. અથવા ચોટલાના છેડે સાદા કપડાંનું ફૂલ પાડીને બાંધવામાં આવે છે.

છૂટા ચોટલાનો અંબોડો વાળવામાં આવે છે. આ અંબોડા ઉપર પીનો–ઘૂઘરી વાળી કે સાદી, ચાપીઆ, અને બક્કલ ભરાવવામાં આવે છે. તેમાં વિધવિધ જાતના બક્કલોની પસંદગી સ્રીઓ કરે છે. એવા કેટલાક નમુના આ સામે આપવામાં આવેલ છે.

સોનાના અલંકારો વાપરવાથી વૈદક શાસ્ત્ર પ્રમાણે સ્રીઓના શરીરને લાભ થાય છે. ને વૈદકજ્ઞાન અનુસાર સ્રીઓને સુવર્ણના અલંકારો પહેરવાની આપણા ભિષગાચાર્યોએ સલાહ આપેલી છે. આજ સુધી સ્રીઓ સોના રૂપાના ઘરેણાં પહેરતી; તેથી તેમના અવયવો ને શરીર સારાં રહેતાં; પણ આજના જમાનાની સ્રી ઘરેણાને ગુલામી માનતી થઈ છે. એથી એમના શરીરમાં જે સુવર્ણ રજકણ ચામડીના સ્પર્શ દ્વારા લોહીમાં જતાં તે બંધ થતાં આજની સ્રી ફીક્કી ને માંદલી બની ગઈ છે.

સ્રીઓએ પોતાના શરીર—શણગારમાં અંકાલકારોનો ઉપયોગ કરવો જોઈએ, તેમ શરીરના ઉપાંગો–અંબોડો, વેણી, વગેરેમાં પણ વિધવિધ વસ્તુઓ દ્વારા સૌંદર્ય શોભા કેળવવો જોઈએ. સાદું ફૂલ કે એકાદ બક્કલ, કે એવી પસંદગી કરવી કે જેથી આખુ માથું ખીલી ઉઠે.

આજની બહેનો માથું ખુલ્લું રાખે છે ત્યારે અંબોડાનો કે વેણીનો શણગાર ખાસ જરૂરી છે.



# દીપાવલિ



[ ઢાળઃ "કલ્પના કર્યા મને જાય છે દોરી" એ ઈન્દુલાલ ગાંધીના એક ગીતનો ]

ઓ રે ! દીપાવલિ, આવ તું દોડી,
ભારતીની જા જંજિર તોડી,.
એક દિ અહિયાં નંદનવનની શોભા હતી અભિરામ,
કુજતા કોકિલ, બોલતા બુલબુલ, મોર ગહેકે અવિરામ,
ગૂંજતાં કંઠનાં બંધ જા તોડી,
ઓ રે દીપાવલિ ! આવ તું દોડી.
અહિયાં હિમાચલ ઉન્નત વદને કરતો વ્યોમ શું વાત,
ગંગા યમૂનાનાં પાવક વારિ કલકલ વહે સંગાથ;
ઉષા સંધ્યાના મૃદુ રંગને છોડી,
ઓરે ! દીપાવલિ, જાય કયાં દોડી ?
ઋષિમુનિની પૂનિત ભૂમિ, રામ, શ્રીકૃષ્ણની માત,
જીવતાં સિંહની ગણતાં દંતાવલિ બાળ રમે સાક્ષાત,
નરસિંહ મીરાંની સંતન જોડી,
પીવા હરિરસ આવ તું દોડી.
ત્યાગ ને સંયમ, અહિંસકવીરતા, બુદ્ધ ગાંધીજીની ભોમ,
શોભી રહ્યા સુભાષ જવાહર, ભારતીના રવિ-સોમ;
મુક્તિનાં નવલાં શસ્ત્ર જા જોતી,
નવલાં દીપક, નવલાં જયોતિ !
દારિદ્ર, દુઃખો, દૈન્ય, ઉદાસી, પીડિત, શોષિતની હાય,
ઉંચાનીંચાના ભેદ ભયંકર, કોમી કલેશો અથડાય,
તૂટેલ તારો આપ તું જોડી,
ઓરે દીપાવલિ ! થોભને થોડી.
પ્રગટાવો ઘરઘર મુકિતનાં દીપક, ગજવો વિજયનાદ,
દાસ્યનાં તિમિર સંહરી દેવી, જગવો પુણ્યપ્રભાત !
જયોત ચિરંતન અંતરે ચોડી,
નિતનિત દેવી ! આવજે દોડી.

શશિન્ ઓઝા

ખુદ્દિના ઓજસ્ભરી



# મહારાણી

લેખક

મગનભાઈ જોષી

કાળજાં વીંધી નાખે એવી કડકડતી ઠંડી હાડના ભૂકેભૂકા કરી નાખતી હતી. અને એ ઠંડી સાથે હરીફાઇ કરતો શાળો પવન ખુશામતીઆઓની પેઠે આસપાસ ફરતો રહી શરીરને બેવડ વાળી નાખતો હતો. સૂર્યનારાયણ ઉગીને સમા થયા હતા અને દુશ્મનોને મારી હઠાવવા ગુસ્સે થયેલા સૈનિકોની પેઠે સૂર્યના કિરણો દિગ્વિજય કરવા નીકળી પડ્યાં. બાળકોના મીઠા બોલ જેમ ખુશી ઉપજાવે છે એમ મૃદુ સૂર્યનાં આ ઓછી આતાપના પથરાતાં કિરણો શરીરમાં ગરમી અને હૂંફ પૂરી દિલાસો આપી રહ્યાં હતાં. તેવે વખતે મહારાજા શિકારને બ્હાને ફરવા નીકળી પડ્યાં હતા.

તેમણે શરીર ઉપર કાશ્મીરી ઊનના ગરમ ડગલા પહેર્યા હતા. માથે શીરપેચ ઉપર અને ગળાની અંદર ડોકમાં શાલ લપેટાઇ રહી હતી. ટાઢ જેવા દુશ્મનથી પોતાની દેહનગરીનું રક્ષણ કોટ સ્વરૂપ ગરમ વસ્ત્રોથી કરી ઘોડા ઉપર સ્વાર થઇ છડીસ્વારીએ મહારાજા તળાવની પાળ ઉપર થઇને નીકળ્યા. તે વખતે હાથમાં કુહાડો અને દોરડાનો કકડો હલાવતો હલાવતો એક કોળી જંગલમાં લાકડાં કાપવા જતો હતો તે પાસે જઇને નીકળ્યો, અને મહારાજાને ઝુકીઝુકીને તેણે સલામ કરી.

કાળા ડીબાંગ જેવા શરીર ઉપર નહોતું એકકે સારું કપડું, કે નહોતી શાલ કે પછેડી. ઢીંચણ ઉપરનું એક ટુંકું પોતીયું, માથે ચીંદરડાં વીંટાળેલ ઉઘાડા વાળ, અને સત્તર ઠેકાણે બારી બારણાં વાળી બંડી એ એના શરીરનું ઢાંકણ હતું. પણ એની લોહીઝરતી મારકણી, લીંબુની ફાડ જેવી આંખો અને વિશાળ છતાંય ભયંકર મોઢાથી ટાઢ બ્હીતી દૂર નાસતી હતી. ઠંડીની એને જરાય દરકાર ન હતી.

મહારાજા એને જોઇ રહ્યા. એમને દયા ઉપજી. ગરીબ બિચારો! એને ટાઢ નહિ વાતી હોય! એમણે એને બોલાવ્યો.

"એલા કઠીઆરા!" સત્તાદર્શક છતાંય કોમળ શબ્દ ઉચ્ચારાયા.

"બાપુ..." કઠીયારો-કોળી દોડતો આવી નમી પડયો.

"તને ટાઢ નથી વાતી?" એની તરફ દયાભર્યું મોઢું કરી, ઉદાર ભાવ દર્શાવતા મહારાજાએ એની તરફ જોયા કર્યું.

"ટાઢ તો બાપુ, તમ જેવાને." બ્હીતો બ્હીતો એ બોલ્યો.

"અને તમને! શું તમારી સગી થાય છે?" સ્હેજ ચીડાઇને બોલી જવાયું.

ઠંડા પવનની લહરી આવી ને પસાર થઇ ગઇ. બન્ને મુંઝી ઉઠયા: એક બ્હીકમાં ને બીજો ઠંડીમાં.

"બાપુ, પામરણ એની ટાઢ."

"એટલે ?"

"જેને સાધન હોય એને વધુ ટાઢ વાય, અને ન હોય એને ઓછી વાય."

"એવું તે હોય ?"

"ન હોય ખાત્રી કરી બતાવું."

"શી ?"

"આવી કડકડતી ટાઢમાં આ પોષ મહિનાનું પાણી ઠરીને હીમ થઇ ગયું છે, આંગળી બોળો તો કટકા થઇ જાય—બેરી ખોડ થઇને લબડી જ પડે છે ને ?"

"એમ ?"

"હા. બાપુ બોળી તો જુઓ !"

રાજાએ આંગળી બોળી. પણ એમાંથી આંગળી બહાર કાઢી ત્યાં તો આંગળી જ હાથને વળગેલી છે કે નહિ એની ખબર જ ન પડે. જાણે લાકડું ! વીજળી પડતાં જેમ શરીર ઠીંગરાઇ જાય એમ રાજાની આંગળી ઠીંગરાઇ ગઇ. કોળી પાસે આવ્યો. મહારાજાની શાલ આંગળી ઉપર વીંટાળી ને ગરમ હુંફમાં આંગળીમાં ગરમાવો આવતાં થીજી ગયેલું લોહી સતપ થયું અને ધીમે ધીમે વહેવા લાગ્યું. રાજા તો ઠંડોગાર થઇ ગયો.

"બાપુ, જોયું ?"

"તને પણ એમ જ થાય."

"ન થાય, બાપુ !"

અને એણે તરત જ પોતાનો પોંચા સુધીનો હાથ એ જ ઠંડા પાણીમાં બોળ્યો, અને બહાર કાઢી ખંખેરી નાખ્યો. સ્હેજ ફરેલો હાથ તરત જ સૂર્યના તડકે ગરમ થઇ ગયો. તે બોલ્યો, "બાપુ, આમાં તે શું ?" રાજા જોઇ રહ્યો.

"બાપુ, આ તો હાથ જ બોળ્યો છે, પણ જો અમને કોઇ લાલચ આપે ને કહે કે આવી પોષ મહિનાની ઠંડીમાં સામે કાંઠે જઇ આવે તો એને અમુક રૂપીયા આપું તો અમે તો સામે કાંઠેય જઇ આવીએ. અમને કશુંય ન થાય." કોળીભાઇએ ખીલવા માંડ્યું.

"એમ !"

"બાપુ, અમારે મન એ રમત વાત છે."

"ત્યારે જો તું આખી રાત પાણીમાં રહે ને સવારે જીવતો બહાર નીકળે તો તને મોટો ગરાસ આપું." તરંગી રાજાએ આગળ પાછળનો વિચાર કર્યો વગર બોલી નાખ્યું.

ત્યાં રાજાને શોધતા શોધતા દિવાનજી પાસે થઇને નીકળ્યા.

"બાપુ, શું છે ?"

"દિવાનજી ! આ કોળી આખી રાત ઠંડા પાણીમાં રહે તો હું એને ગરાસ આપવા ઇચ્છું છું."

"એ તો રહેશે."

"તો મારી શરત મુજબ હું એને ગરાસ આપીશ."

"બાપુ, એમ તે કંઇ ગરાસ જેને ને તેને અપાતા હશે ?"

"હા મારી મરજી. ધણીનો કોઇ ધણી છે ?"

"તમારી મરજી." દિવાન લાચાર થઇ ગયો, છતાંય હિંમત લાવીને બોલ્યોઃ "બાપુ ! એ આખી રાત પાણીમાં રહ્યો છે એની ખાત્રી શી ?"

"હા એ સાચું." કોળી તરફ ફરીને રાજા બોલ્યા.

"શું બાપુ, હું જુઠું બોલીશ ! પાણીમાંથી બહાર નીકળીશ તે ઓછું જ અજાણ્યું રહેશે ?"

"રાત્રે અમારા દેખતા તું પડે, અને અમે જઇએ પછી ઘેર જઇ તું સૂઇ રહે, ને સવારમાં વહેલો પાછો આવીને પાણીમાં પડે; એથી કંઇ ગરાસ મળી જાય ?" દિવાન તીરસ્કારપૂર્વક એના તરફ જોઇ રહ્યો.

પણ કોળી એમ ડરી જાય એવો નહતો. એની પ્રચંડ ભૂજાઓ મોટાં મંજાવર મોજાંઓ

કાપીને- કલ્લોલોના કલ્લોલ તરવા માટે સમર્થ હતી. એનો વજ્ર જેવો દેહ આવી ટુંડીઓને તીરસ્કારતો ભંભેરર હતો. એણે ઉતાવળમાં બોલી નાખ્યું. "બાપુ, હું સમીસાંજથી પડું ને સવારે બહાર નીકળું ત્યાં સુધી આ કાંઠે દેખાતા રાજમહેલના ગોખમાં દિવો પ્રગટાવી ચોકી રખાવજો. જો હું નીકળી જાઉં તો સવારે આ માથું કાપી લેજો." ગળે હાથ મુકી જાણે કાપી નાખતો હોય એમ હાથ ખેંચ્યો.

દિવાન પાછો ફર્યો—હસી ગયો. રાજાની દૃષ્ટિમાં આશ્ચર્ય અને આંખોમાં શ્રદ્ધાનાં તેજ ફેરકતાં હતાં: રાજા હસ્યો, કોળાએ એનો પડઘો પાડયો, ને રાત્રે તરવાનું નક્કી કરી જંગલમાં ચાલ્યો ગયો.

(૨)

કડકડતી ટાઢ અને શીતળ પવનથી બરફ જેવું ઠરી ગયેલું પાણી અને ઉપરથી કાળજાં કોરી ખાઈ જાય એવા ફૂંકાતા પવને આખી રાત કોળાને અધમૂઓ કરી નાખ્યો. પણ જેમ શૂરવીર અનેક ઘા ખાઈ લોહી નીતરતો થયો હોય છતાં પોતાનું શૌર્ય દેખાડવામાં પાછી પાની કરે નહિ એમ કોળી આમ 'અધમુઆ જેવો થઈ જવાથી હડબડતો હડબડતો બહાર નીકળવા છતાંય પોતાનું સઘળું જોર એકઠું કરીને પોતાના વચનનું અને પોતાની જાતનું પાણી રાખવા નીતરતે ડીલે એ રાજા પાસે આવીને ઉભો.

આખી રાત ગોખમાં દીવો બળ્યા કર્યો હતો અને ચોકી કરતો સિપાઈ એક મીનીટ પણ મટકું માર્યા સિવાય અવિશ્રાંત આંખ ફાડીને કોળી ઉપર નજર રાખતો બેસી રહી હતો. રાજા અને રાણી વારંવાર આવીને એને જોઈ જતાં, અને રાજાને થતો અચંબો તથા કોળીભાઈની હિંમત જોઈ રાણી રહેજ મલકાતાં મલકાતાં આડું જોઈ જતાં હતાં.

સઘડીની આસપાસ રાજકુટુંબ ટોળે વળીને બેઠું હતું. સઘળાના મોઢામાં એક જ વાત હતી, અને તે કોળાની હિંમતની. શો જબરો! આવું તો કોઈથી ન બને! આપણે તો ત્યાં જ મરીએ,' એમ સહુ કોઈ બોલતું! રાજા ન હસે કે ન બોલે. એ તો શરમથી લેવાઈ ગયો હતો.

કોળાએ આવી સલામ કરી, પણ રાજા બોલી ન શક્યો.

"બાપુ, મારો ગરાસ!"

"દિવાનજીને મળો." કહી લેવાઈ ગયેલા મોઢે રાજા અંદર ચાલ્યા ગયા.

ત્યાં દિવાનજી આવ્યા. કોળી દિવાનજીને મળ્યો ને બન્ને જણ રાજાજી પાસે ઉભા.

"બાપુ! આને ગરાસ........"

"હા. અને તમને જેમ યોગ્ય લાગે તેમ કરી નાખો. પણ દિવાનજી, એ તો આખી રાત તાપણી તાપ્યો છે." કહી રાજા આડું જોઈ ગયા.

"કેમ તું તાપણી તાપ્યો છું ને?" કોળી તરફ ફરી દિવાનજી બોલ્યા.

"હા, અન્નદાતા! આખી રાત મને મળવાના ગરાસ ઉપર તાપણી તાપ્યો છું."

"ગરાસ ઉપર શેની! આખી રાત ગોખના દિવાની તાપણી તાપ્યો છું." દીવાને કહ્યું.

"હેં!........કોળાથી બોલાઈ જવાયું.

"હા. તું દીવાના તાપે તાપ્યો છું, માટે તને ગરાસ નહિ મળે. જા, ચાલ્યો જા!"

રાજા કંઈ બોલી ન શક્યા. દિવાને કોળીને કાઢી મૂક્યો. રડતો કકળતો, આખી રાત ઠંડી સહન કરીને અડધો થઈ ગયેલો કોળી ધા નાખતો, નિસાસા મૂકતો, ભાંગેલે પગે ઘર તરફ પાછો વળ્યો. નહતું એના ઉપર તેજ, સ્ફૂર્તિ કે હિંમત, કે નહોતી એના અંગે અંગની છટા. જતી વખતે એનાં પગ જોરમાં ઉપડતા હતા, પણ પાછા વળતાં એનાં ગુડા ભાંગી ગયા હતા.

રાણીને અંતઃકરણમાં એ કોળી ઉપર દયા ઉપજી. એનું કાળજું એને કોરી ખાવા લાગ્યું. દિવાનજી ઉપર એને ક્રોધ ચડયો. એનું દિલ

એનો બદલો લેવા ઉશ્કેરાઇ ગયું, પણ એ ક્ષણિક ઉભરાને શાંત કરીને એ ડાહી, વિવેકી, વિચારશીલ રાણી ગંભીર, શાંત અને ઠાવકી થઇને બેઠી. પોતે એનો ભેત પોતાના મનમાં ઘડી રાખ્યો.

(૩)

"રાણી, આમ કેમ?" રાજાએ ઉંચે ધેલ તપેલી અને નીચે બળતું તાપણું જોઇ સહેજ આશ્ચર્યમાં પૂછ્યું.

"એ તો ભાત ચડે છે." ઠાવકે મુખે, સ્હેજ ગંભીરતાથી રાણી બોલી.

"આમ તે કાંઇ ભાત ચડે?" કાંઇક તીરસ્કારયુક્ત બોલીને રાજા ચાલ્યો.

"એ તો નજરતાપે ભાત ચડી જવાના." અને એ શબ્દોએ રાજાએ ચમકાર્યો.

"રાણી! નજરતાપે ભાત કદી ચડે?" હોઠ સાથે હોઠ દાબી રાજા બોલ્યો.

"નજરતાપે પેલો કોળી આખી રાત કડકડતી ઠંડી અને હીમ જેવા શીતળ જળમાં ઉભો ઉભો દીવાને તાપે તાપણી તાપીને ટાઢ ઉડાડે તો હુચે બાંધેલી તપેલીમાં આ નીચે સળગતા બળતાથી ભાત કેમ ન સીજી જાય!" દઢતા દેખાડતી એની મુઠ્ઠી એની હથેળીમાં પડી.

રાજા કમકમી ઉઠ્યો. તે બોલ્યો, "રાણી! હું સમજ્યો."

"શું?"

"એ કોળીને અન્યાય થયો છે તે."

"તો એને સંતોષો."

રાજા રાણીની ચતુરાઇ જોઇ હેબતાઇ ગયો. એના ડહાપણુ આગળ ડઘાઇ ગયોઃ એની ચાલાકીમાં અંજાઇ ગયો. એની હિકમત પાસે દિવાનનું બુદ્ધિબળ એને નજીવું લાગ્યું.

એણે રાણીના કહેવા મુજબ કોળીને ગરાસ કાઢી આપી સંતોષ્યો. પણ તે દિવસથી તેનું મન અનેક જાતના તરંગે ચડી ગયું.

રાજા આમ સાદા વેશે ન રહી શકે! શું ભારે વસ્ત્રોથી જ રાજા થવાય! શું ઘરેણાં અને મોજશોખથી અને ઠાઠમાઠથી જ રાજા થવાય! પ્રજાનું દીલ જાણવા, પ્રજાનું રજેરજનું દુઃખ જાણવા એના આંગણામાં અથડાવું જોઈએ, એવી ભાવના રાજામાં પ્રગટી. એણે શણગાર તજ્યા, મોજશોખ મૂકયા અને ભોગવિલાસ ઉછેદૈયા. સાદો, વિચારવંત, પ્રજાના સુખદુઃખમાં ભાગ લેવા ઇચ્છતો રાજા સાદે વેશે ગામમાં ફરવા લાગ્યો.

દિવાનને ચિંતા પેઠી કે, રાજા પોતાનો માનમરતબો ન રાખે, પોતાનો મોભો ન સાચવે, પોતાનું સુખ વૈભવ ન ભોગવે; પોતાનું ભોજન એક ગરીબ જેવું બનાવે, તો રાજા ને ગરીબમાં ફેર શું રહેશે! રાજાને મોટો કોણ ગણશે?

"બાપુ! આમ કાં કરો છો?" દિવાને એક વાર પૂછ્યું.

"દિવાનજી! શું રાજા પણ એક ગરીબમાં ગરીબ માણસની પેઠે ન રહી છકે? રાજા શા આધારે ભાતભાતના ભોજન આરોગે? શું ગરીબને એક હાથ ને રાજાને બે હાથ છે! ગરીબના કરતાં રાજાના દેહમાં શું વધું છે! પ્રભુના ઘર પાસે કોણ ઉંચું કે નીચું છે!"

"પણ આ બધું જ્ઞાન આપને કયાંથી આવ્યું? કોણે આપ્યું?"

"પેલો કોળી સાદો. ખોરાક ખાઈ કેવો રૂષ્ટપુષ્ટ થયો છે! એ કયાં મારી પેઠે ભાતભાતના ભોજન ખાય છે! છતાંય એ મારા કરતા વધારે લહે છે. એની બૈરીઓ સીમમાં રખડે છે. મારી રાણીઓ પલંગથી નીચે પગ ન મૂકી શકે. મને એ કોળીએ બરાબર શીખામણ આપી છે."

"શી?"

"પાથરણુ એવી ટાઢ, સાધન એવી કોમળતા અને સંતોષ એટલું સુખ."

"એની હું કયાં ના કહું છું."

"મારે તો અખતરો કરવો છે."

"શેનો બાપુ!"

"મારી કોમળ રાણીયોને જારના રોટલા ચાલે કે નહિ? એમનાં શરીર એથી રુષ્ટપુષ્ટ થાય કે નહિ?" તરંગી રાજા બોલ્યો.

"બાપુ! આવા તરંગો છોડો. રાજહઠ ન કરો."

પણ રાજા એકનો બે ન થયો. રાજ મહેલમાં હુકમ ફરમાવાયો. દાસદાસીઓને દૂર કર્યાં. સુખ વૈભવ ઓછા કર્યા, ભોજન સાદાં બનાવાયાં ને રાજમહેલમાં ગરીબાઈનાં સાધનો ગોઠવાયાં.

રાણી અચાનક આ ફેરફાર જોઈ ચમકી. એની રગેરગમાં ગુસ્સો પ્રજ્વળ્યો. એ કંપી ઉઠી, પણ સમયસૂચક બની. એણે માળીને બોલાવ્યો.

"માળી આજથી હોસ બંધ કરી નાખ."
સત્તાવાહી અવાજે એણે આદેશ કર્યો.

"હાંય ગુન્હો મારો બા!......" થર થરતો થરથરતો માળી બે હાથ જોડી ઉભો.

"ગુન્હો! એ તને કોણ કહે છે! પણ હું તને કહું છું તે યાદ રહ્યું ને! આજથી ફૂલ-ઝાડને પાણી ન પાઈશ. ખબરદાર!"

માળી ચાલ્યો ગયો. વાડીમાંનાં કોમળ ફુલઝાડો સુકાયાં, ચીમળાયાં. સુગંધી પુષ્પોની સુગંધ વેરાઈ ઉડી ગઈ અને ચોતરફ વેરાન થયેલી વાડી ખાવા ધાય એવી દેખાવા લાગી.

એક દિવસ રાજા અચાનક ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. માળીની બેદરકારી એણે જોઈ, અને એ ધુંવાંફૂંવા થતો ગુસ્સામાં બરાડી ઉઠ્યોઃ "માળી! આમ કેમ?"

"બાપુ! રાજમાતા......"

"શું!" ગુસ્સામાં કંપતા રાજાના હોઠ ફફડી ઉઠ્યા.

"રાજમાતાની મનાઈ છે."

"મારી આજ્ઞાની અવગણના!"

## મારી ઓઢણીનો છેડલો



ફરકે ધનુષરંગ ઝીલન્તો છેડલો,
ઊડે ગગન ગોખ રૂપેરી છેડલો,
લહેરમાં શી લ્હેર ધરી લ્હેરતો છેડલો,
ઉષાના હાસમાં ચમકન્તો છેડલો,
મારી ઓઢણીનો છેડલો.
ફરફર ફરકન્ત મારો રઢીયાળો છેડલો,
મૂખડે મરમરં હાસ મ્હોરન્તો મોર શાં,
હૈયે હુલ્લાસ ધરે ચિત્તડાંના ચોર શાં,
સન્ધ્યાની સાથ રંગ રેલન્તો છેડલો,
મારી ઓઢણીનો છેડલો.
ઝબઝબ ઝલકન્ત મારો,
ફૂલ ગૂંથ્યો છેડલો,
મારી ઓઢણીનો છેડલો.
રૂપેરી છેડલો, સોનેરી છેડલો.

જયંત પંડ્યા.

"ના બાપુ, મારો વાંક નથી." કરગરતે માળી રાજાના પગમાં પડી, બોર બોર જેવડા આંસુડે ખારાં જળ વહાવી દયા યાચતો ઢળી પડ્યો.

"આમાં એનો જરાય વાંક નથી." કહેતાં રાણી પાછળથી સ્હેજ હસતાં આવ્યાં.

"રાણી, આ શું!"

"મેં જ તેને ના કહી હતી."

## આતમ જાગે



ટૂંકા આ આયખામાં આતમ જાગે !
આતમ જાગે, ને મારો સંસાર ભાગેઃ
સંસારનો સાર મારો આતમ જાગે.
વસી અણુમાં વિરાટ,
ઝૂલે બ્રહ્માંડને પાટઃ
મારા વામનવપુમાં ભર્યો એનો પમરાટઃ
સંસારનો સાર મારો આતમ જાગે;
આતમ જાગે, ને મારો સંસાર ભાગેઃ
ટૂંકા આ આયખામાં આતમ જાગે !

અનામી

"કારણ ? આ બધાં ફૂલઝાડ પાણી વગર સુકાઈ ગયાં તે જોયું ?"

"આ ઝાડ, આ લીંબડા, પીપળા, બાવળ, વડ એ બધાંને કોણ પાણી પાય છે ?"

રાજા જોઈ રહ્યો. રાણીએ કહ્યું:

"જેમ એને જરૂર પાણીની નથી, રક્ષણની નથી, તેમ સાધારણ ગણાતી પ્રજાને પણ નથી જરૂર સુખવૈભવની, મોજશોખની કે પૌષ્ટિક ખોરાકની. જેટલી જરૂર આ કુમળાં ફૂલઝાડને ઉછેરની, પાણીની, ખાતરની, રક્ષણની અને માળીની દેખરેખની જરૂર છે, તેટલી જ, બલ્કે તેથીય વધુ જરૂર રાજાને ને રાજ્યકુટુંબને છે– મોજશોખની, વૈભવની, પૌષ્ટિક ખોરાકની, આડંબરની.

રાજા અને રાજ્યકુટુંબ, ધનાઢ્યો અને ગૃહસ્થો એ ભાતભાતનાં કોમળ સુગંધી ફૂલો છે. સાધારણ ગણાતી પ્રજા એ વગડાઉ ફૂલો જેવી, અને જંગલી જાતો તે જંગલમાંનાં મોટાં ઝાડ જેવી છે.

"એક સત્તા ચલાવે છે, બીજું મહાલે છે, ને ત્રીજું સેવા ઉઠાવે છે. જેમ ગુલાબનાં ફૂલ મોટા માણસો સુંઘે છે, કોટે પહેરે છે, તેમ રાજ્યકુટુંબ સર્વત્ર માન પામે છે. જેમ ખોટાં ફૂલો માણસો સુંઘીને બાજુએ મુકે છે, એમ સામાન્ય પ્રજાજનો ઉપયોગમાં આવે છે ને મોટાં માણસોને કોઈ કોઈ વખતે ઉપયોગી થઈ પડે છે. જેમ જંગલી ફૂલો તરફ ફક્ત નજર જ કરાય છે; એ રૂપાળા દેખાય છે છતાંય એને કોઇ ડોકે પહેરતું નથી, એમ જંગલી પ્રજા હૃષ્ટપુષ્ટ દેખાય છે છતાંય એનું અનુકરણ કરાય નહિ."

રાજા સાંભળતો ગયો. રાણીની આંખમાંથી ફૂટતું અપાર્થિવ તેજ અને એના ચ્હેરા ઉપર છવાઇ રહેલું લાલાશ ભરેલું રૂપ જોઈ રાજા સ્તબ્ધ થઇ ગયો. એનાં ચક્ષુપડળ ઉઘડી ગયાં. એના અંતઃકરણમાં રાણીની હિંમત, બુદ્ધિ અને ચાલાકી જોઇ હર્ષના ફૂવારા છૂટયા. રાજાએ પાસે જઈ રાણીના ગાલ ઉપર આનંદ ભરી ટાપલી મારી, પ્રસરી રહેલી લાલીમાં લાલાશ ઉમેરીને ગુલાબના ફૂલને સુંઘે એમ એ ઉઘડતા ગુલાબના પુષ્પ સરીખા રાણીના મુખ ઉપર ચુંબન લેતો રાજા બોલ્યો: 'રાણી, સ્ત્રીત્વ વગરની સ્ત્રી અને પુરૂષત્વ વગરનો પુરૂષ એ નમાલ છે. સ્ત્રી જ પુરૂષનું અર્ધું અંગ હોઈ સલાહ લેવા યુક્ત છે. બન્ને સરખાં હકદાર છે. આજથી તું મારી મંત્રી !" અને હસતો હસતો રાજા ચાલ્યો ગયો.

રાણી સંતોષાતી, શરમાતી નીચું જોઈ રહી.

નેશનલ પ્રેસ સિન્ડીકેટના સંચાલક



# સૌ. કુસુમ નાયર

લેખક

**શ્રી. નરોત્તમ પી. શાહ**

*

આજથી ૧૬ વર્ષ પહેલા "ઇલસ્ટ્રેટેડ વીકલી"માં "યંગ ફોકસ લીગ"ના હેડીંગ નીચે આવતું લખાણ, એ વખતે ૧૧ વર્ષની ઉંમરની બાળકી કુસુમનું મનપસંદ સાહિત્ય હતું. ઓન્ટી ગ્વેન પાસે તેણે પેન–ફ્રેન્ડની માગણી કરી, ને તેને બે નામ સૂચવવામાં આવ્યાં. તેમાંથી તેણે લાહોર સ્કુલના વિદ્યાર્થી પી. એન. નાયરની પસંદગી કરી. અને પોતાના ગૂંથણના ખાસ શોખને અનુલક્ષીને તેણે એક પત્ર પણ તેને લખી નાંખ્યો—અલબત્ત એમ સમજીનેજ કે એનો (Pen Friend) પત્રમિત્ર છોકરી જ હશે.

આ પી. એન. નાયરે એનો પત્રમિત્ર તરીકે સ્વીકાર કરતા જવાબ આપ્યો કે, પોતે ન તો બાલિકા છે, કે ન તો એને શિવણ-ગૂંથણના કાર્યમાં કોઈ જાતનો રસ છે! અને પત્ર વાંચતાં કુસુમને કેટલું આશ્ચર્ય થયું હશે!

આ બનાવના વિનોદે તેમના પર એવી તો જાદુઇ અસર કરી કે, ત્યાર પછી તેમની વચ્ચે પત્રવ્યવહાર ચાલુ રાખવા બાબત તેઓ સંમત થયાં. એ પછી ૧૫ વર્ષે તેઓના લગ્ન થયાં! પણ ખુબીની વાત તો એ છે કે, કુસુમ બહેન એમના આ પત્રમિત્ર (પેન–ફ્રેન્ડ) ને લગ્ન પહેલાના છેલ્લા અઠવાડિયા સુધી તો રૂબરૂ મળેલા સુદ્ધાં નહિ.

શ્રી. નાયરને નાગપુરમાં ભરાનાર એજ્યુકેશનલ કોન્ફરન્સમાં પ્રતિનિધિ તરીકે મોકલવાનું લાહોરની ફોરમેન ક્રીશ્ચિયન કોલેજે નક્કી કર્યું હતું. કોઈ એક પ્રેરણાને વશ થઈ, નાયરે જબલપુર થઈને નાગપુર જવાનું નક્કી કર્યું...ને રસ્તામાં બન્ને મળ્યાં! પંદર વર્ષ સુધી કાળની કસોટીએ ચઢેલી એ મૈત્રીનાં વહેણ બદલાયાં; ને મૈત્રી પ્રેમમાં પરીણમી. જોતજોતામાં તેઓ પરણી પણ ગયાં. જીવન કોઇકવાર ચલ–ચિત્રનું અનુકરણ કરે છે; ને આ રીતે કુસુમબહેનના જીવનનો પહેલો તબક્કો પૂર્ણ થયો.

ડબલ ફર્સ્ટ ક્લાસ મેળવીને તેઓ બી. એ. થયાં. વક્તૃત્વ તેમજ રમતગમતની હરિફાઇઓમાં કેટલાયે ઇનામો મેળવ્યાં, ને છેવટે વીમેન્સ ઓક્ઝીલીયરી કોર્પ્સમાં જોડાયાં. પણ ત્યાં એમના મનની મુરાદ બર ન આવી.

ને પછી શરૂ થાય છે એમના જીવનનો ત્રીજો ને સૌથી વધુ અગત્યનો તબક્કો. W. A. I. C. વેઈકમાંથી છૂટા થયા પછી, થોડા સમયે, તેમણે કોલેજના માસિકમાંથી અવૈતનિક લખાણ અને ધંધાદારી પત્રકારત્વ વચ્ચેનો અખાત ઓળંગવાનો નિર્ણય કર્યો.

હિંદી પત્રકારિત્વના ઉછેરગૃહસમા "બોમ્બે ક્રોનીકલ"માં કામ કરવાની તક આપવા માટે તેમણે શેરે–અખબાર શ્રી. બ્રેલ્વીને સમજાવ્યા, અને તેમને ઉમેદવાર તરીકે જગા મળી.

ત્યાં તેમને સ્ત્રીઓના પાનાના તંત્રી તરીકેની ફરજ બજાવવાની હતી. પરંતુ તેમના ગતિશીલ સ્વભાવને આ કાર્ય ગુંગળાવનારૂં થઈ પડયું. એક દિવસ તેમણે તંત્રીજીને તેમની ઓફીસમાં જ જણાવી દીધું કે. તેઓ અખિલ હિંદની મુસાફરીએ જવાનાં છે ને તે પણ પોતાને અંગત ખર્ચે. પહેલાં તેઓ સરહદ પ્રાંતમાં ગયાં ને ત્યાંથી કાશ્મીર ગયાં.

કાશ્મીરમાં તેમણે શેખ અબ્દુલ્લાની મુલાકાત લીધેલી. ને ત્રણ વર્ષ પછી ફાટી નીકળેલી રાજકીય અધાધુંધીની ગંધ પરખનાર તે વખતે તો તેઓ પહેલાં જ પત્રકાર હતાં. આ સફરને લઈને તેમને સારો એવો ખર્ચ થઈ ગયો, પરંતુ રાજકીય નેતાઓ સાથેનો પરિચય તેમને વધુ કીંમતી થઈ પડયો. વધારામાં કોઈપણ રાષ્ટ્રિય લડતની હારજીત જેના ઉપર આધાર રાખે છે તે જાહેરાત તેમજ પ્રચાર અને આપણા રાષ્ટ્રિય જીવન વચ્ચે રહેલું વિશાળ અંતર તેમને જોવા મળ્યું. એમનો અનુભવ–નિચોડ બોલે છે કે, ' હિંદીઓ એમ માને છે કે સ્વતંત્રતા એ કોઈ Beauty Product નથી, કે જેને માટે વૈજ્ઞાનિક પ્રચારની જરર પડે. તેમના મત મુજબ આ વલણ ખતરનાક છે, કારણ સત્ય હકીકતો જ માત્ર કહી જવાથી કંઈ વળતું નથી— એની જાહેરાતનું યે ઢીમઢીમ વગાડવું પડે છે. રાજકિય પ્રચારમાં વૈજ્ઞાનિક વલણની ઉણપ રાષ્ટ્રિય હિંદને ખોટમાં ઉતારે છે.'

હકીકતોનો વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક ફેલાવો એટલે એમના મતાનુસાર રાજકીય પ્રચારની વ્યાખ્યા.

આ જાતની વિચારસરણી સાથે તેઓ આપણા રાષ્ટ્રિય નેતાઓને મળ્યા. પંડિત જવાહરલાલ નેહરની પણ તેમણે મુલાકાત લીધેલી. પ્રચાર વિષેના તેમના મત સાથે બધા સંમત થયા, ને સાથોસાથ જણાવ્યું કે આજે કોંગ્રેસ બિહામણી વાસ્તવિકતાનો સામનો કરવામાં એટલી રોકાઈ ગયેલી છે કે પ્રચાર વિષે પુરતું લક્ષ આપી શકતી નથી.

એ પછી કુસુમબહેનને એમ જણાયું કે એક એવી સંસ્થાની જરૂરત છે જે આપણી રાષ્ટ્રિય લડતનાં પરિણામો ભેગાં કરે ને હકીકતો લોકોની સામે રજુ કરે. આવી સંસ્થાની માંગણી રોજ–બ–રોજ વધાતી જાય છે. આ કાર્ય કરવાની શ્રેષ્ઠ રીત તો એ છે કે, આપણા રાજકીય જીવનના વિવિધ અંગોનો જેમણે ખાસ અભ્યાસ કર્યો હોય તેવા લેખકોને આ કાર્યની સોંપણી કરવી જોઈએ અને હિંદના જુદાંજુદાં હજારો વર્તમાનપત્રોમાં, એક સામટી રીતે આ લખાણો પ્રસિદ્ધ થાય એવી ગોઠવણ કરવી જોઈએ.

એકવાર તરંગના જુદ્દાએ એમના મંગજનો કબજો લીધો. તરતજ એમણે બોમ્બે ક્રોનીકલને આખરી સલામ ભરી અને પોતાનું નેશનલ પ્રેસ સીન્ડીકેટ ચલાવવાનો નિર્ણય કર્યો. સામાન્ય શરૂઆતમાંથી આજે એ એક શક્તિશાળી સંસ્થા તરીકે ફૂલીફાલી રહી છે. હિંદના તંત્રીઓનો ટેકો તેમણે માંગી લીધો.

આ સંસ્થાએ પ્રગટ કરેલો પ્રથમ લેખ હિંદના સાત પત્રોમાં એકી સાથે, રજુ થયો! આજે 'નેશનલ પ્રેસ સીન્ડીકેટ'ની લેખક નામાવલીમાં શ્રી. અશોક મહેતા, શ્રી. જયપ્રકાશ નારાયણ, યુસુફ મહેરઅલી, હુમાયુ કબીર વગેરે સુપ્રસિદ્ધ નામો શોભે છે.

નેશનલ પ્રેસ સીંડીકેટે એક વર્ષની હયાતીમાં એક નવો ઇતિહાસ રચ્યો છે. આપણા જમાનાની શાહિનોકાદળના બળવાની શ્રેષ્ઠ સમાચારકથા એણે જ તૈયાર કરી. તાલીમી જહાજ "તલ્વાર" પર "જયહિંદ"નું લખાણ તેમજ હલકી જાતના ખોરાક વિરુદ્ધની કોઈ કોઈ હડતાળો જોઈને કુસુમબહેને આવનારા મહાન બળવાની આગાહી કરી હતી. શાહી

નૌકાદળના બળવાના ત્રણ અઠવાડીયા પહેલા 'બ્લીરબલે' સીંડીકેટ તરફથી 'ક્રોનીકલ'માં આપેલા લેખમાં એના વાંચકોને એ વિષે ચેતવ્યા હતા. ને આ લેખને કારણે શ્રીમંતી કુસુમબહેન પર કામ પણ ચલાવવામાં આવેલું ને તેમના પર આ બળવાનું સંચાલન કરવા બદલનો આરોપ મૂકાયેલો, તે આરોપ તેમની તેજદાર બચાવ દલીલોને કારણે નિષ્ફળ સાબિત થયેલો.

કલાકારની પીંછીને પ્રેરણા પમે એવો એમનો ચ્હેરો છે, ને એમના માનસ પર આધિપત્ય ભોગવતા એમના તરવરીઆ સ્વભાવનું પ્રતિક બની રહે છે. એમના કાળા ભમ્મર જેવા વાળ ઉપર બરાસ તેમજ કાંસકો કોઈજ અસર નીપજાવી નથી શકતા. ચિંતનાત્મક વિચારને સમાવતી ભારે પોપચાવાળી ઘેની આંખો સર્જનના લેન્સેટ જેટલી તીક્ષ્ણ બુદ્ધિ પર પડદો રાખે છે. પ્રવાહી જેવો સરળ એમનો અવાજ છે, ને ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ માનસિક કાબુ ન ગુમાવે એવો એમનો સ્વભાવ છે.

એમના જીવન પર નજર કરતાં જણાશે કે એમની હરેક નિષ્ફળતા, છેવટે તો, ભવ્ય સફળતામાં જ પરિણમી છે.

આજ સુધીમાં સંપાદન કરેલી કીર્તિના કાંગરા પર બેસીને આરામ કરવાની તેઓ સાફ ના પાડે છે. નેશનલ પ્રેસ સીંડીકેટ-આજે નેશનલ ઈન્ફોરમેશન એન્ડ પબ્લીકેશન લીમીટેડ નામની સંસ્થામાં ફેરવાઈ રહી છે.

લોક-શિક્ષણ માટે વિશાળ પાયા પર એક ભવ્ય નકશો તૈયાર કરાવવામાં આવ્યો છે હિંદના ઇતિહાસને તેમજ હજારો કિતાબોને હિંદની ભાષાઓમાં માનવતાના રંગે રંગવાનો ને નાટય રૂપે રજુ કરવાનો એક કિમિયો છે. આંખમાંથી આંસુ સેરવ્યા વગર કેળવણી લેવામાં સરળ એવો એ નુસખો છે! ઓછું ભણેલાઓ એથી મુંઝાશે નહિ, પણ ધીમે ધીમે આપણા રાષ્ટ્રિય જીવન તેમજ ઇતિહાસની પ્રશંસા કરતા થશે!

કુસુમબહેન પૂછે છે 'હિંદની ભણેલી પ્રજા અને ગ્રેટબ્રિટનની ભણેલી પ્રજા વચ્ચે કેટલો તફાવત છે, તે તમે જાણો છો? તેમણે વાંચ્યું છે? કલ્પિત કથા જેમાં જીવનની વાસ્તવિકતાનો અંશ માત્ર નથી, નાટક—જેને જીવન સાથે સંબંધ નથી. જીવન-ચરિત્ર હિંદના ઉગતા માનસ પર જેની કોઈ અસર થતી નથી; સાહસ કથા—જેના જાદુને ઓસરતાં વાર નથી લાગતી.'"

આથી સ્હેજે જણાશે કે શ્રીમતી કુસુમબહેનનો 'બુક કલબ' નો નકશો આજના હિંદને માટે સુંદર તેમજ સંગીન જરૂરિયાત છે. તેમનાં લખેલ પુસ્તકોમાં ;સ્ટોરી ઓફ ઇન્ડીયન નેશનલ આર્મી ઓફ એજ્યુમેશન, સીમલા ટાઈએંગલ્ વગેરે જાણીતાં છે.

*

## શ્રીમતી સોફીઆખાન



શ્રીમતી સોફીઆબહેનનો જન્મ મુંબઈની ઉચ્ચ ગણાતી ખોજા કોમમાં થયો હતો. એમણે

પોતાની જીન્દગીના પ્રથમ ૧૬ વર્ષ અભ્યાસ ને ગૃહકાર્યની તાલીમમાં વિતાવ્યાં, પરંતુ ૧૯૩૦ની સાલમાં મહાત્માજીએ સત્યાગ્રહ આદર્યો; એમાં અનેક યુવાનો જોડાયાં, તેમાં સોફીઆબહેને ઝંપાલ્યું. એમણે દારૂની દુકાનો પર પીકેટીંગ કર્યું છે, સરઘસોમાં ને સભાઓમાં વાયોલીન સાથે "સ્વરાજ માટે" મુક્તિગીતો ગાયાં છે, અને જેલયાત્રા પણ કરી છે. ૧૮ વર્ષની વયે એમની પ્રખર કાર્યશક્તિએ એમને બી. પી. સી. સી.ના અને વોર કાઉન્સીલના સભ્ય બનાવ્યાં. એમણે મારુંગામાં બહેનો માટે છાવણી સ્થાપીને બહેનોને તાલીમ આપી. સ્ત્રીઓની સ્થિતિનો સાચો ખ્યાલ મેળવવા દેશભરમાં એમણે પ્રવાસ આદર્યો હતો અને ત્યારબાદ હિન્દી બહેનોમાં સામાજિક અને રાજકીય જાગૃતિ આણવાની ભાવનાથી પ્રેરાઇ ૧૯૩૨માં ફક્ત ૨૦ જેટલી બહેનોની મદદથી દળની સ્થાપના કરી. આજે તે દળ ફાલી ફૂલી ને પૂર્ણ કક્ષાએ પહોંચેલું કોંગ્રેસ સેવિકા ને કુમારિકા દળ છે. પોતાની મૂઠીભર બહેનોને લઇ એમણે લખનૌ, ફૈજપુર ને મુંબાઇ કોંગ્રેસ વખતે સેવા આપી હતી. બિહારમાં જ્યારે ભયંકર ધરતીકંપ થયો ત્યારે પણ એઓ થોડીક બહેનોને લઇને સંકટ-ગ્રસ્તોની વ્હારે ધાયાં હતાં અને અનેકોના આશીર્વાદ પામ્યા હતાં. ૧૯૪૨ની એપ્રીલની ૧૪મી તારીખે જ્યારે મુંબાઇમાં ભયંકર બૉમ્બ ધડાકાની હોનારત થઇ હતી તે વેળા પણ રાત ને દિવસ એમણે કરેલી સેવાથી પ્રજા અજાણ નથી.

સરહદના ગાંધી બાદશાહખાન અને ડૉ. ખાનસાહેબના કુટુંબના નબીરા સાથે એમણે લગ્ન કર્યા છે. એમના પતિનું નામ શ્રી શાદુ-લ્લાખાન છે. તેઓ શમીમ અને અનવર નામનાં બે બાળકોનાં માતા છે. ઉપરાંત સાતસો જેટલી સેવિકાઓની પણ તેઓ માતા સમાન છે.

તેઓ મુંબઇ છોડી પોતાના પતિ સાથે ગયે મહિને પેશાવર ગયાં ત્યારે છે. એમને મુંબાઇના વિવિધ સ્ત્રી-સંસ્થાઓ ને મંડળો તરફથી આંસુ ભરી આંખે વિદાયમાન આપવામાં આવ્યું હતું.

*

## ડૉ. મિસ કેસબાલ ગુણમ

ડૉ. કુ. કેસબાલ ગુણમ એ દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓમાં વધુ આગળ પડતાં સુધારક ને કેળવણી પામેલાં સુશિક્ષિત હિન્દી મહિલા છે. તેઓ નાતાલની હિન્દી કોંગ્રેસના ઉપ-પ્રમુખ છે. કે જે સ્થાને અગાઉ એમના પિતા શ્રી. આર. કે. નાઇડુ પણ હતાં. કુ. ગુણમ બુદ્ધિવાદી છે. તેઓ ડૉક્ટર છે અને એમણે તબીબી અભ્યાસ કરી લંડન, એડી-નબરો અને ડબ્લીનની વિદ્યાપીઠોની તબીબી ડીગ્રીઓ (ઉપાધિઓ) પ્રાપ્ત કરી છે.

એમનું મૂળ વતન તાંજોર જિલ્લાના માયા વરમ નજીક આવેલા પુરયાર ગામ છે. પણ એમનો જન્મ દક્ષિણ આફ્રિકામાં થયો હતો. એમણે દક્ષિણ આફ્રિકામાં પ્રાથમિક કેળવણી મેળવીને બ્રિટનમાં વિદ્યાભ્યાસ કર્યો છે. દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડતના પ્રશ્ન અંગે તેમણે ૧૯૪૦માં હિંદમાં પ્રવાસ કર્યો હતો.

એમણે હિન્દના લગભગ બધા જ અગ્રણી નેતાઓની મુલાકાત લીધી હતી. અને તેમની સાથે દ. આફ્રિકાના હિન્દીઓની સ્થિતિ સંબંધી ચર્ચા કરી હતી. તે સમયે મદ્રાસમાં ગોખલે હોલમાં એક વિરાટ સભા સમક્ષ એમણે પ્રવચન કર્યું હતું. અને તે વખતે એ સભાના પ્રમુખસ્થાનેથી સ્વ. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ એમની આગેવાનીની પ્રશંસા કરી હતી.

તેઓ વાતચીતમાં વિનોદી છે, છતાં એમની વાતમાં વિદ્વત્તાના ચમકારા જણાયા વગર નથી રહેતા. એમની પ્રતિભા ને વ્યક્તિત્વ સામા માણસ પર ઊંડી છાપ પાડે એવું છે.

એમણે પોતાનું જીવન પોતાના દેશની

સેવા અર્થે અને ખાસ કરીને દરિદ્રનારાયણોની સેવા અર્થે જ ધરી દીધું છે. એમની ઉંમર હાલમાં લગભગ ચાળીશ વર્ષની છે. તેમણે હજી લગ્ન કર્યું નથી. દ. આફ્રિકામાં ચાલી રહેલા હિન્દીઓના હક્કો માટેના જંગમાં ડરબનમાં સત્યાગ્રહ માટે પ્રથમ સજા પામનાર તેઓ ભારત મહિલા રત્ન છે. એમને બે માસની સખ્ત મજુરીની સજા ફરમાવવામાં આવી હતી.

તે વખતે તેમણે પોતે સ્ત્રી હોવાથી ઓછી સજા ન કરતાં વધુ સજાની કોર્ટ પાસે માગણી કરી હતી, પણ તે સ્વીકારાઈ ન હતી. તેઓ સજા પૂરી કરીને છૂટયા ત્યારે તેમને માન આપવા ડરબનમાં જંગી સભા મળી હતી.

*

## કુ. મૃદુલાબહેન સારાભાઇ

અમદાવાદના જાણીતા મીલ ઉદ્યોગપતિ અંબાલાલ સારાભાઇના પુત્રી મૃદુલાબહેનથી ગુજરાતમાં ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. રાષ્ટ્રીય મહાસભાના એક ચુનંદા કાર્યકર તરીકે તથા એક બાહોશ વ્યવસ્થાપક તરીકે મૃદુલાબેન ગુજરાત ભરમાં મશહુર છે. રાષ્ટ્રીય મહાસભાના ચાલુ વર્ષના સામાન્ય મંત્રીપદે તેઓ આવ્યા છે ને પં. જવાહરલાલે તેમની કાર્યશક્તિ અને વ્યવસ્થાશક્તિના મુક્ત કંઠે વખાણ કર્યાં છે. અમારી યાદદાસ્ત મુજબ, રાષ્ટ્રીય મહાસભાને મંત્રીપદે આવનાર મૃદુલાબેન પ્રથમ જ મહિલા છે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં મંત્રીપદે આવનાર સૌ પહેલાં મહિલા શ્રીમતી મૃદુલાબેન સારાભાઇએ માત્ર ઓગણીસ વરસની વયથી જ હિંદના રાજકારણમાં ભાગ લેવા માંડયો હતો. હાલમાં એમની ઉંમર ચોત્રીસ વરસની છે. રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારથી આજ સુધીમાં તેઓ ત્રણ વાર જેલ જઈ આવ્યાં છે. આજે મહાસભાના સ્ત્રી નેતાઓની

રાષ્ટ્રીય મહાસભાના મંત્રી : મૃદુલાબહેન



આગલી હરોળમાં, કોંગ્રેસના આંતરરાષ્ટ્રીય કાર્ય માટે વિશિષ્ઠ સ્થાન ધરાવનાર શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત સાથે મૃદુલાબેન શ્રીમતી સરોજીની નાયડુના પછીનું સ્થાન ધરાવે છે. અલબત્ત, આમાં શ્રીમતી કમલાદેવી અપવાદરૂપે છે.

ગુજરાતના ઉદ્યોગપતિ અને કોંગ્રેસ તરફી વલણ ધરાવતા મીલમાલિક શ્રીયુત અંબાલાલ સારાભાઇનાં એ પુત્રી થાય. પશ્ચિમની વાંદરનકલ પ્રત્યે તિરસ્કાર હોવાથી ૧૯૨૮ માં એઓ શિક્ષણ માટે ગાંધીજીની વિદ્યાપીઠમાં જોડાયાં હતાં. ૧૯૩૦માં તેઓ પહેલી વાર જેલ ગયાં, ૧૯૩૧ માં છૂટયાં અને ફરી પાછાં ૧૯૩૨ માં જેલમાં ગયાં. ૧૯૪૨ ના ત્રીજી વારના જેલવાસ દરમ્યાનમાં તબીયી કારણોસર એઓ ૧૯૪૪ માં છુટયાં હતાં. દુરંગમાંથી તેઓ સીધાં ઇસ્પીતાલમાં ગયાં ને ત્યાં એમના પર એપેન્ડીસાઇટીસની શસ્ત્રક્રિયા કરાઈ.

તેઓ પોતાના કાર્યની જાહેરાતથી આટલાં બધાં શરમાતાં ન હોત તો બનવાજોગ છે કે મૃદુલાબેન આજે મહાસભાનાં સંયુક્ત મંત્રી અને મહાસભા કારોબારી સમિતિનાં તરણ સભ્ય કદી બન્યાં ન હોત! કારણ કે ૧૯૪૨ની ચળવળમાં અપ્રસિદ્ધ રહેનારને મોખરે આવી જવાની તક હતી !

## લેશો કે ફૂલ

હું તો મીઠાં મધુર પુષ્પ લાવી, હો બ્હેન !
કોઈ લેશો કે ફૂલ, મોંઘા છે મૂલ,
અવનવા સુરમ્ય રંગે સોહે શાં ફૂલડાં,
દિલડું ડોલાવી ભાન ભૂલાવે મીઠડાં.
તાજાં તાજાં હાં..હાં..રે તાજાં તાજાં
વીણી વીણીને આણ્યાં હો બ્હેન ! કોઈ
લેશો કે ફૂલ. મોંઘા છે મૂલ.
કેશકલાપ ચારૂ દીપશે લ્યો વેણી આ,
સુન્દરી સુરમ્ય બને એવી અમોલ આ,
ધોળાં ધોળાં હાં....હાં....રે ધોળાં ધોળાં
છે પુષ્પ મોગરાનાં—હો બ્હેન ! કોઈ
લેશો કે ફૂલ, મોંઘા છે મૂલ.
મ્હેકન્તી માળ દિવ્ય દેવીને અર્પન્તા,
હૈયામાં હર્ષ ધરી માને મ્હેરાવતાં,
મ્હેર થતાં હાં....હાં....રે મ્હેર થાતાં
બંધનો તૂટન્તાં, હો બ્હેન ! કોઈ
લેશો કે ફૂલ, મોંઘા છે મૂલ.

સૌ. સુરેશા મજમુદાર

૧૯૪૪ માં, એ વેળા એટલા બધાં પ્રસિદ્ધિમાં ન આવેલાં, મૃદુલાબેન કસ્તુરબા સ્મારક ફંડનાં મંત્રી નીમાયાં અને એમને સારી પેઠે ઓળખનાર સિવાયનાં તમામને પોતાની વ્યવસ્થા–શક્તિ તથા પરિશ્રમ માટેની એમની ન ધારેલી એવી શક્તિથી તેમણે ચકિત કર્યાં.

પ્રમાણિક આવેશની કંઈક અંશે દુર્લભ એવી બક્ષિસ મૃદુલાબેનને મળેલી છે. કિશોરઅવસ્થાથી જ શાહીવાદ પ્રત્યે તેમનો અણગમો છે અને તે અત્યારે પણ કાયમ જ છે. ડેલીકો મીસ હાઈ–અમદાવાદ જાય છે ત્યારે પોતાના પિતા તથા ભાઈઓ સાથે મૃદુલાબેન પણ જ્યાં ભોજન લે છે–માં જમનાર એક જણે એમને વિષે આમ કહ્યું: 'મને એ ખૂબ જ ચંચળ લાગ્યાં; તેમાંયે શાહીવાદ વિશેની વાતો કરે ત્યારે તો ખાસ. એ વાત નીકળતાં જ એમનામાં ઝનૂન આવી જતું અને ખરેખર તે ઉશ્કેરાઈ જતાં. અને છતાં એમનાં અનેક મિત્રો પૈકીમાં અંગ્રેજ સ્ત્રીપુરુષોની સંખ્યા ઘણી મોટી છે. પશ્ચિમની રીતભાતોના અનુકરણ માત્રથી જ મૃદુલાબેન ભડકી ઉઠે છે.'

એમની સાથે પહેલવહેલા પરિચયમાં આવનાર એક જુવાને તાજેતરમાં એમને 'મીસ સારાભાઈ' થી સંબોધ્યાં. કે તરત જ તે બોલી ઉઠયાં: 'કૃપા કરીને મને મૃદુલાબ્હેન જ કહો, આ 'મીસ' 'બીસ' નો મને તિરસ્કાર છે. હિંદી સંબોધનનો કયાં તોટો છે ?"

સ્વભાવે આનંદી એવા મૃદુલાબ્હેનને જનતામાં અખુટ રસ છે. સાથે સાથે અણનમ શિસ્ત માટેના પૂરા પૂજ્યભાવ સહિતના એ લોખંડી સૈનિક છે. કોંગ્રેસના આ 'નાનકડા સૈનિક'ની હિંમતનો પરચો તાજેતરમાં અમદાવાદનાં રમખાણ દરમિયાન ફરી એક વાર મળી ગયે હતો. રમખાણ ફાટી નીકળ્યું હતું પણ મૃદુલાબેન બે જ દિવસમાં અમદાવાદ આવી પહોંચ્યાં. આવતાંની સાથે જ તે અશાંત વિસ્તારોની ઠઠમાં ભળી ગયાં, રાહત ને શાંતિ સ્થાપવામાં મચી ગયાં અને પોલીસથી જેટલા ન ડરે તેટલા મૃદુલાબેનથી ડરતા થઈ ગયેલા શહેરના ગુંડાઓના દિલમાં ત્રાસ ફેલાવી દીધો.

પોતાની કામગીરી વિશે મૃદુલાબેને એક સૂત્રોક્તિમાં જણાવ્યું હતું: 'હું મથું ખૂબ, નિષ્ફળ ઘણી વાર થાઉં છું ને સફળતા ઓછી જ મળે છે.' પણ કોંગ્રેસના ખૂબ જ કટોકટીના કાળનો ઈતિહાસ લખાશે ત્યારે ઈતિહાસકાર આટલું જરૂર નોંધશે જ: "તેમણે ભગીરથ પ્રયાસો કર્યા, વારંવાર સફળ થયાં ને નિષ્ફળ તો બહુ ઓછાં નીવડયાં હતાં"

# રત્ન–કણિકા



મૂળ લેખક

ખલીલ જીબ્રાન.

અનુવાદક

શ્રી. કાન્તીલાલ ઉપાધ્યાય

*

## બે રાણીઓ

શાવકીસ શહેરમાં એક રાજપુત્ર રહેતો હતો. એને બધાં–પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં, ચાહતાં. ખેતરનાં પ્રાણીઓ પણ એને આવકારી જતાં.

પણ બધા લોકો કહેતા કે, એની સ્ત્રી–જે એક રાજકન્યા છે તે જ એને ચાહતી નથી, અરે, એ તો એને ધીક્કારતી હતી.

એક દિવસ જોડેના શહેરની રાજવધૂ શાવકીસ શહેરની રાજવધૂને મળવાને આવી. એ બન્ને ભેગી બેઠી અને વાતે વળગી. વાતનો વિષય ઉંચરે એમના પતિઓ સુધી આવી પહોંચ્યો.

શાવકીસની રાજવધૂ આવેશમાં બોલી ઉઠી: 'તને પરણ્યે આટલાં બધાં વર્ષ થયાં છતાં મને તારા પતિ–સુખની ઇર્ષા આવે છે. હું તો મારા પતિને ધિક્કારૂં છું. એ મારી એકલીનો નથી અને હું તો આ જગતમાં એ દુર્ભાગી સ્ત્રી છું.'

પછી મહેમાન રાજવધૂ એની સામે તાકી રહી અને બોલી: "બહેન, સાચી વાત તો એ છે કે, તું તારા પતિને ચાહે છે જ; અને તારી ઉત્કટ લાગણીઓ એમ ઉછેરાયલી રહે છે–જેમ વસંતનું ચેતન બાગમાં છુપાઈ રહે છે તેમ. એજ દરેક સ્ત્રીનું સાચું જીવન્ત તત્વ છે.

## રાજદંડ

*

રાજાએ રાણીને કહ્યું: "તું સાચી રાણી નથી. તારૂં શરીર બેડોળ છે અને આવી ઓજસ્ તો તારામાં છે જ નહિં. ખરેખર, મારી સહચરી થવાને લાયક તું નથી."'

રાણી બોલી: "હા જી. તમે તમારી જાતને રાજા માની બેઠા છો પણ તમે તો માત્ર મગતરાં જેવા જ છો."

આ શબ્દો સાંભળીને રાજા છેડાઈ પડયો. એણે એનો રાજદંડ ઊંચક્યો અને રાણીને બરાબર કપાળમાં એ સોનેરી રાજદંડ ઠોકી દીધો.

એ જ વખતે ત્યાં પ્રધાન આવી પહોંચ્યો અને બોલ્યો: "અરે અરે! આ રાજદંડ તો રાજ્યના સર્વશ્રેષ્ઠ કલાકારે બનાવેલો છે. તમે અને રાજરાણી તો કોઇક દિવસ ભુલાઇ જશો, પણ આ રાજદંડ તો સદાકાળ રહેનાર છે અને પેઢી દર પેઢી એને માનનાર છે; પણ રાજરાણીનું લોહી છાંટીને આ રાજદંડને તમે અમર કરી દીધો છે."

## વિજ–ચમક

એક ઇસાઇ સાધુ એના દેવળમાં બેઠો તો. દિવસ બહુ તોફાની હતો. ત્યાં એક વિધર્મી બાઇ આવી અને એની સામે ઊભી રહી બોલી: "હું ઇસાઇ નથી. મારા જેવી માટે તમારા શાસ્ત્રમાં મુક્તિ છે ખરી?"

સાધુએ પેલી બાઇ સામે જોયું અને બોલ્યો: "ના, મુક્તિ તો એને છે કે જેણે ધર્મનું પય અને મર્મ પીધાં હોય." અને પેલી બાઇ જેવી બોલવા જાય છે ત્યાં તો ગુત્તાજ અને ગડગડાટ સાથે દેવળ ઉપર આગ વેરસાવતી વીજળી તૂટી પડી.

શહેરના લોક ત્યાં દોડી આવ્યાં અને પેલી બાઇને બચાવી લીધી, પણ પેલો સાધુ તો આગનો ભોગ બની ચુકયો હતો.

તારે તો મારી અને મારા પતિની દયા ખાવાની છે કે, અમે બન્ને એક બીજાને મૂગી ધીરજથી ચલાવી લઈએ છીએ અને છતાંય તું અને તારા જેવાં બીજાં આવા જ સુખને ઝંખી રહે છે."

## મેળો

એક સુંદર બાળા, નાના ગામડેથી મેળામાં આવી. એના ચ્હેરા ઉપર પદ્મ અને ગુલાબ હતાં. એના વાળમાં સંધ્યાની સુરખી અને હોઠ પર ઉષાનું હાસ્ય હતું.

એ ત્યાં આમતેમ ફરતી હતી એટલામાં તો કેટલા એ જુવાનીયાઓની નજર એની ઉપર પડી ચૂકી અને બધા એને ઘેરી વળ્યા. કોઈ એના માનમાં કૂદવા લાગ્યા. બધાએ એને ચૂમવા ઉત્સુક હતા.

આ મેળો ન્હોતો શું?

પણ પેલી બાળા તો ડઘાઈ ગઇ અને હેબતાઈ ગઈ. આ જુવાનીયાઓ માટે એને માન રહ્યું નહિ. એણે તો બધાને ઉધડા લીધા. એક બે જણાને તો એણે મોં ઉપર લગાવી પણ દીધું. પછી તો એ ત્યાંથી ભાગી ગઈ.

ઘર ભણી જતાં રસ્તા ઉપર એ પોતાના મનને કહેતી હતી; "છટ, મને તો આ તરફ ઘૃણા ઉપજે છે. આ બધા જુવાનો કેવા લાજ મર્યાદ વિનાના બેશરમ અને સંસ્કાર શૂન્ય છે! આ તો બધું મારી ધીરજ ખૂટાડે એવું છે.

એક વર્ષ પસાર થઈ ગયું દરમ્યાનમાં એ સુંદર-બાળાએ મેળા અને માણસો વિષે ખૂબ ખૂબ વિચાર્યું. પછી તે ફરીને ચ્હેરા ઉપર પદ્મ અને ગુલાબ, વાળમાં સંધ્યા-સુરખી અને હોઠ ઉપર ઉષાના હાસ્ય સાથે મેળે આવી.

પણ આ વખતે તો એને જોઇને બધા યુવાનો પાછા જ વળવા લાગ્યા. આખો દિવસ કોઇએ એની ગણના પણ કરી નહિ. અને એ અટુલી જ રહી.

છેવટે સાંજના જ્યારે તે ઘરભણી પાછી ચાલી જતી હતી ત્યારે દિલમાં બરાડી ઊઠીઃ "છટ, મને આ બધા તરફ ઘૃણા ઉપજે છે. આ બધા જુવાનો કેવા લાજ મર્યાદા વિનાના અને સંસ્કારશૂન્ય છે! આ તો બધું મારી ધીરજ ખૂટાડે એવું જ છે."

## નર્તકી

બિર્કશ રાજાના દરબારમાં એક વાર એક નર્તકી એના ગવૈયાઓ સાથે આવી ચઢી. એને રાજદરબારમાં આવકાર મળ્યો અને રાજા આગળ તેણે વાંસળી, વીણા અને ઝાંઝરના સંગીત સાજ સાથે નૃત્ય કર્યું.

એણે દીપક જ્યોતનું તેમજ તલવારો અને ભાલાઓનું એમ વિવિધ નૃત્ય કર્યાં. એણે તારાઓનો નાચ કર્યો. તે પછી તેણે પવન ખાતાં પુષ્પોનો અભિનય પણ કર્યો.

આ પછી તે રાજસિંહાસન આગળ ઊભી રહી અને પોતાનો દેહ રાજા આગળ નમાવી દીધો. રાજાએ એને જરીક પાસે આવવા ફરમાવ્યું અને કહ્યું: "હે સરુપ સુંદરી! જાજ્વલ્ય અને આલ્હાદની આત્મની, આ અભિનય કલા કર્યાંથી શીખી તું? તારા તાલ અને સ્વરનાં તત્વોને આટલાં સુંદર રીતે તું કેમ સાધી શકે છે?"

નર્તકીએ રાજા આગળ ફરીને વંદના કરી જવાબ આપ્યો: "બહાદુર અને પ્રતિષ્ઠાવાન મહારાજા! તમારા પ્રશ્નોના જવાબ હું જાણતી નથી. હું તો માત્ર આટલું જ જાણું છું: 'તત્વચિંતકનો આત્મા એના ભેજામાં રહેલો છે. કવિનો આત્મા એના હૃદયમાં વસે છે. ગવૈયાનો આત્મા એના ગળાની આસપાસ ઘૂમતો હોય છે, જ્યારે નૃત્યકારનો આત્મા તો એના સમગ્ર શરીરમાં પ્રવર્તે છે."

# આપણી સ્ત્રી-સંસ્થાઓ

## (૧) વિધવાશ્રમ : હિંગણે.

**દ**ક્ષિણમાં પૂના પાસે આવેલા હીંગણે ગામમાં એક હિંદુ વિધવાશ્રમ આવેલો છે. આ આશ્રમે થોડા વખત પર પોતાનો સુવર્ણ મહોત્સવ ઉજવ્યો હતો.

આ આશ્રમ આજથી પચાસ વર્ષ ઉપર ડો. કર્વેએ સ્થાપ્યો ત્યારે તેમાં ફક્ત ચાર આશ્રમમાં ફક્ત ચાર વિધવા વિદ્યાર્થીનીઓ જોડાઇ હતી. અનેક મુસીબતો વચ્ચે આગળ વધી આ સંસ્થા આજ એક આદર્શ સંસ્થા બની છે. દેશની નાની મોટી મોટી વ્યક્તિનું તેણે ધ્યાન ખેંચ્યું છે.

આ આશ્રમ અને તેને આનુષંગિક સંસ્થાઓની તવારીખ પરીકથાઓ જેવી લાગે છે. એકમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી એમ તે વૃદ્ધિંગત થતી રહી છે. ડો. કર્વેનો પ્રથમ હેતુ વિધવાઓને આર્થિક રીતે સ્વાશ્રય કરવા કેળવણી આપવાનો હતો. એ કાર્ય સાધવાને તેમણે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ તથા એક હોસ્ટેલ ખોલ્યાં. આ શાળાઓ અને હોસ્ટેલમાં દાખલ થવાને સંખ્યાબંધ અરજીઓ આવવા લાગી. આ બાળાઓ નહોતી વિધવા કે નહોતી અનાથ, પરંતુ તેમના માબાપ પોતાને પૈસે પોતાની પુત્રીઓને એ શાળાઓમાં મોકલવા માગતા હતા. એમ કરવાનું કારણ શું ? શું માબાપો એમ માનતાં હતાં કે હીંગણેમાં પોતાની પુત્રીઓને મૂકવાથી તેઓ શહેરનાં પ્રલોભનોથી મુક્ત રહેશે ? દેખીતી રીતે જ તેઓ એમ માનતાં હોવાં જોઇએ કે ગામડામાં હોવાથી તેઓ શહેરનાં દુષણોથી મુક્ત રહેશે. બીજું કારણ એ પણ હોય કે હીંગણે ખાતે તેઓને શિક્ષકની સીધી દેખરેખ નીચે રહેવું પડતું. ડો. કર્વે તેમની માગણી સ્વીકારવા તૈયાર હતા, પણ તેમના સાથીદારો પોતાની સંસ્થા બધા માટે ખુલ્લી મુકવા રાજી નહોતા, કેમકે તેમ કરવાથી તેઓની શક્તિઓ વેડફાઇ જશે, એવો તેમને ભય હતો. તેઓ માત્ર હિંદુ વિધવાઓને સ્વાશ્રયી કરવાના ધ્યેય પાછળ જ ધ્યાન એકાગ્ર કરવા માગતા હતા. આમ છતાં ડો. કર્વેની સમજાવટથી તેમણે પોતાનો વાંધો ખેંચી લીધો હતો.

આને પરિણામે એક હોસ્ટેલની જગ્યાએ વ્યવસ્થાપકોને બે હોસ્ટેલો ઉભી કરવી પડી. નવી વિદ્યાર્થીનીઓ માટે નવું મકાન ઉભું કરવું પડયું. એકાન્ત શાંત ગામડું વસ્તીથી સળવળતું થયું અને વરાડ, મધ્યહિંદ, ગુજરાત અને છેક મ્હૈસુર અને મદ્રાસથી વિદ્યાર્થીનીઓ દાખલ થવા આવવા લાગી.

આ બાબતને લાગેવળગે છે ત્યાં સુધી હિંદુ શબ્દ અર્થહીન છે. કોઇ પણ જાતના નાતજાતના કે ધર્મના ભેદભાવ વિના વિદ્યાર્થીનીઓને સંસ્થામાં દાખલ કરવામાં આવે છે.

પ્રતિવર્ષે વિદ્યાર્થીઓની સંખ્યા વધવા લાગી અને આર્થિક પ્રશ્ન ઉકેલવા વ્યવસ્થાપકોને ભારે પરિશ્રમ પડવા લાગ્યો. આ આશ્રમને રાજામહારાજાઓનો આશ્રય ન હતો. મધ્યમવર્ગ તરફથી તેમને નાણાં મળતાં. આર્થિક મુઝવણમાં સપડાયેલા આ વર્ગની સ્થિતિ જોતાં તેના તરફથી આશ્રમને ઉદાર મદદ મળતી નહોતી, કેમકે ત્યાંનો અભ્યાસક્રમ કેળવણી ખાતાએ-માન્ય કરેલા અભ્યાસક્રમ સાથે પુરેપુરો મળતો થતો નહોતો. આમ છતાં તાજેતરના વરસમાં તે ખાતાની વલણમાં આવકારદાયક ફેરફાર થયો છે અને હીંગણેની હાઇસ્કૂલ અને ટ્રેનીંગ કોલેજને સરકાર થોડી ગ્રાન્ટો આપે છે. આમ છતાં ડો. કર્વે નાઉમેદ થતા નથી અને અત્યારસુધી તેમણે જે સાધ્યું છે તે તેમને મગરૂબ થવા જેવું જ છે.

હિંગણેખાતે હાઇસ્કૂલથી આગળ વધી કૉલેજ સ્થાપવાનું પગલું ડૉ. કર્વે માટે મોટું ન હતું અને જ્યારે તેમણે ૩જી જુન ૧૯૧૬ ના રોજ મહિલા વિદ્યાપીઠ સ્થાપી ત્યારે તે પગલું તેમણે ભર્યું. આ વિદ્યાપીઠની પ્રેરણા તેમને જાપાનની મહિલા વિદ્યાપીઠ ઉપરથી થયેલી. સ્ત્રીઓ માટે યુનિવર્સિટી સ્થાપવાના તેમના વિચાર સામે અનેક જણાએ વિરોધી સૂર ઉઠાવ્યા હતા અને તેને બેહુદા અને તરંગી તરીકે વખોડી કાઢયો હતો. ડૉ. કર્વેની ઠેકડીઓ કરવામાં આવેલા પરંતુ તેમણે તે તરફ લક્ષ આપ્યું નહોતું.

શરૂઆતમાં હિંદુ વિધવાશ્રમે યુનિવર્સિટીનું સંચાલન કરવા માંડેલું. તેણે પોતાની હીંગણે ખાતેની હાઇસ્કુલને યુનિવર્સિટી પાસે માન્ય કરાવીને શરૂઆત કરી. ૧૯૧૬માં આર્ટસ કૉલેજ કાઢી અને એ જ અરસામાં પ્રાથમિક અધ્યાપન કૉલેજે કામકાજ શરૂ કર્યું. આ અધ્યાપન કૉલેજ વિધવાઓને શિક્ષિકાઓ તરીકેની તાલીમ આપી તેમને શિક્ષણના ધંધા માટે તૈયાર કરતી. આ બંને કૉલેજો સદરહુ વિદ્યાલય સાથે સંયોજાયા હતી.

પણ આ યુનિવર્સિટી ચલાવવાનો બનાવ તો વિધવાશ્રમના જીવનમાં એ વચગાળાનો પ્રસંગ જ હતો. ૧૯૩૫માં વિદ્યાપીઠનો વહીવટ બીજાઓના હાથમાં ગયો અને આશ્રમને પોતાના જ કાર્ય તરફ ધ્યાન આપવાની સંપૂર્ણ તક મળી. આ તકનો તેણે સારામાં સારો ઉપયોગ કર્યો. પ્રતિવર્ષે તેમાં વધુ ને વધુ વિદ્યાર્થીનીઓને દાખલ કરવામાં આવતી રહી છે અને તેમનો અભ્યાસ, શારીરિક તાલીમ અને નીતિમત્તાના વિકાસ માટે વધુ ને વધુ સગવડો ઉમેરવામાં આવી છે. વળી આ સંસ્થાએ પુના અને સતારામાં પોતાની શાખાઓ પણ કાઢી છે. સતારા શાખાએ બીજી શાખાને ટપી જાય એવું કાર્ય કરી બતાવ્યું છે. આ આશ્રમે એક બાળઉછેર અને આયાઓને તાલીમ આપવાની સંસ્થા પણ કાઢી છે. બાળકોને લગતી કોર્ટોના મેજીસ્ટ્રેટો તરફથી હીંગણે આશ્રમમાં મોકલાતાં બાળકોની આ સંસ્થામાં સારી કાળજી લેવામાં આવે છે. પરિણામે તેમની સંખ્યા વધી રહી છે.

પોતાના સુવર્ણ મહોત્સવના વર્ષમાં સંસ્થા આવી ભવ્ય કારકીર્દી ધરાવી રહી છે. આજ પણ તે ભારે આર્થિક મુંઝવણમાં છે અને ભારે કરકસર છતાં ખર્ચને પહોંચી વળવા જેટલી આવક નથી, છતાં આ મુશ્કેલીમાંથી આશ્રમ પાર ઉતરશે-જ. એના જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં તેણે જે હાડમારીઓ સહન કરી છે એવી હાડમારીઓ આજ એને નથી. તે વખતે તેને કાંટા અને અણીવાળા પથરાવાળી ભૂમિ પર થઈને દૂર નહેરમાંથી પાણી લેવા જવું પડતું હતું. ચોમાસામાં ગળતાં છાપરાં નીચે શરીર પર સાદડીઓ વીંટીને રાત્રિઓ ગાળવી પડતી અને નવો ચીલો પાડવા નીકળવા માટે તેમાં ભણતી વિધવાઓ તરફ રૂઢીચૂસ્તો પથરા ફેંકતા.

આજ સુવર્ણ મહોત્સવના વર્ષમાં ભૂતકાળની એ મુશ્કેલીઓ મીઠાં સંભારણાં બની રહી છે.

સ્ત્રી સ્વાતંત્ર્યના દૂત ડૉ. કર્વેએ જાહેર જનતાના હૃદયમાં સ્થાન મેળવ્યું છે અને તેઓ ભાવિ તરફ આશા અને ઉત્સાહથી જોઇ શકે છે. હિંદુ વિધવાશ્રમ અને મહિલા વિદ્યાપીઠ એ બન્ને તેમની બુદ્ધિનાં સર્જન છે અને એ સર્જનો તેમના જીવનભરના આત્મભોગ અને ધ્યેય પ્રત્યેની વફાદારીનાં પ્રતીક છે. પણ વાત અહીં પૂરી થતી નથી. ડૉ. કર્વે ટેનીસનની એ ઉક્તિમાં માને છે કે "ઘડપણને માન મળે છે પણ સાથે સાથે તેને ફાળે પરિશ્રમ વેઠવાનો પણ હોય છે." ૮૮ વર્ષના થયા છતાં આ અથાક સમાજ સુધારકના શરીર પર ઉંમરનો થાક જણાતો નથી. હજી પણ તેઓ આગળ ધસવાનું મનોબળ, શોધક બુદ્ધિ જરૂરીઆતને પહોંચી વળવાની શક્તિ અને હિંમત જેવાં ને તેવાં ધરાવી રહ્યા છે.

આજે આગેકૂચ કરતા સ્ત્રી-સમુદાય સામે

# લાલ-બત્તી

પ્રયોજક:

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

એક કુમળું બાળક પણ માતા પિતા વચ્ચેનો ભેદ પીછાને છે. બાપની ક્રોધભરી દૃષ્ટિ એના પર પડે તો એ માતાની છાતીએ વળગી પડે છે, કે એની સલામત બગલમાં લપાઈ જાય છે. ભૂખ લાગે ત્યારે પણ એ માતા પાસે દોડી જાય છે; પરંતુ ટેનીસ બોલ પાછળ દોડવાનું હોય ત્યારે એનો પિતા જ એનો સાથીદાર બને છે: આમ માતા પિતા વચ્ચેના ભેદ દિવસ રાત્રિના ભેદ જેવા જ સ્પષ્ટ છે.

મરદ મજબૂત ને સત્તાશીલ છે. તે રક્ષણ કરી શકે છે ને લડી પણ શકે છે. વળગતી વેલી જેવી સ્ત્રીને રક્ષણ આપનાર એ વૃક્ષ છે. સ્ત્રી કોમલ ને નિર્મલ છે. એનામાં હૃદય મુખ્ય ભાગ ભજવે છે. એનું દિલ જ એને દોરવણી આપે છે. એનું હૈયું જ એને માર્ગ સૂચન કરે છે. હૃદય, સ્નેહ, વાત્સલ્ય, કરૂણા, જગતમાં અતિ કીંમતી અને અતિ ઉદાર વસ્તુઓ છે. એની પ્રભુએ સ્ત્રીને ભેટ ધરી છે. એમની નિર્મળતામાં જ એમની સ્નેહાયુતા ને ઉદારતા સમાયલાં છે. આ દૈવી ઝવેરાતોથી શૃંગારિત થયેલી હોવાથી જ તે સૌંદર્યદેવી બની રહે છે. આજના જમાનામાં તે બનાવટી ઝવેરાતથી પ્રકાશ પામવામાં ગૌરવ લેતી થઈ છે એ દિલ ગીરીની વાત છે. સાચું ઝવેરાત એ વિસારે પાડતી જણાય છે. એના વડવાઓ એ ગુણોથી દેદિપ્યમાન હતા એ વાત તે ભૂલી જાય છે. એ પ્રાચીન કાળમાં તો એનાં સંતાનો એને ગૃહદેવી તરીકે પૂજતાં. એ ગૃહજીવનમાં એનું સ્થાન અજોડ હતું:. આજના જેવું તો નહોતું જ, છતાં એ ગૃહજીવનની સુવાસ આજે અળગી કરવામાં આવી છે. આજે સામાન્ય જૂથમાં ભળી જઈ સ્ત્રીએ પોતાની જ અધોગતિ નોતરી છે. એના જાતીય તત્વને એ ધીમે ધીમે ખોવા બેઠી છે. બાકી એ જાતીય તત્વોથી જ એને સૌંદર્ય, મોહકતા, રમણીયતા, મૃદુતા વગેરે ગુણો પ્રાપ્ત થઈ એનામાં સ્ત્રીત્વ ઉભરાતું: એને દેવીપદ પ્રાપ્ત થતું ને મરદ એ માટે જ એની પૂજા કરતો. આજે મરદની મોહાંધ ને વેધક દૃષ્ટિ એના વદન ને શરીર પર પડે છે. પ્રાચીન કાળની પેઠે એના અલકતક રંગી પાદપદ્મ પર નહિ; કારણકે આજે તો એ બૂટથી રક્ષાયલા હોય છે. એના પોશાકથી એ બહુ નિરાશ થતો નથી કારણકે પોષાકનાં વિવિધ પરિવર્તનથી એની દૃષ્ટિને પૂરતો સંતોષ મળી રહે છે. એના વિનિપાત સાથે એ આખા સમાજને ઘસડી જાય છે. એની પ્રણાલિકા, ગૌરવ, આરોગ્ય ને જીવનની દરેક દિશામાં અસર થાય છે. કાળબળ ઘણું કરે છે એ ખરૂં, પણ મરદ કરતાં સ્ત્રી ઘણા જ ત્વરિત ડગ ભરે છે એ એક આશ્ચર્ય છે. આરોગ્ય સાચવવાને બહાને (?) એના પોષાકમાં કેટલાં ઝડપી પરિવર્તનો થાય છે? આ એક જ વાત એના ઝડપી પરિવર્તનની સબળ સાખ પૂરશે. પરિવર્તનનાં બીજાં ય ઘણાં સ્પષ્ટ કારણો છે, પરંતુ એ શ્રવણપંથે પડતાં જ આઘાત લાગે તેમ છે.

ને આ બધું મુક્તિ ને પ્રગતિને નામે થઈ રહ્યું છે. જો એ સાચું હોય તો પછી સામાજીક ભંગાર કોને કહેવો? પ્રગતિનો આ એક જ માર્ગ છે! કે મૂક્તિનો આનંદ મેળવવા આ જ સાચો રાહ છે? પ્રાચીનતાનું સંપૂર્ણ પરિવર્તન થાય: નૈસર્ગિક ને સૌંદર્યઝરતા ગુણો સમૂળગા નાશ પામે.

આજની સ્ત્રી પોતાની જાતને ભૂલી ગઈ છે. એ પાછુંવાળી જોતી જ નથી. આગેકૂચ

ટરે જ જાય છે. એ પાછું વાળીને જુએ તો નંદનવન એની નજરે પડે: ત્યાં એ અપ્સરા સમોવડી ઘૂમતી હતી. આજે એ વેરાન બની ગયું છે. અનુપમ ગૌરવ ને મહત્તાથી સ્ત્રી હકુમત ચલાવતી હતી એ સામ્રાજ્ય–ગૃહજીવન–આજે સૂનું પડયું છે.

અર્વાચીન કેળવણી પામેલી સ્ત્રી લગ્નબંધનમાં જોડાવા રાજી નથી. પતિ ને બાળકો એને બોજા સમાન લાગે છે. લગ્ન તો એક પુરાણું તુત છે. પતિની વળી શી જરૂર? એ જાતે જ જીવન સંગ્રામ ખેડી લેશે; ખપ પૂરતું કમાઈ લેશે. આજે એ પંથે તે પળી રહી છે.

પરંતુ એમાં એને સુખ સાંપડયું છે? એકલવાયી, ને ખાલી જીવનમાં એને રસ પડે છે? શું કમાણી જીવનમાં સર્વસ્વ છે? આર્થિક સ્વાતંત્ર્યમાં જ શું જીવનસર્વસ્વનો સમાવેશ થઈ જાય છે?

એક બીનકેળવાયલું દિલ પણ ના કહેશે. સ્ત્રી માટે એમ નથી. એક મરદ કેવળ પૈસાથી સુખી થઈ શકે; પણ સ્ત્રી એકલા પૈસાથી સુખી થઈ શકે નહિ. એને મન પતિ ને છોકરાંવાળું શાન્ત સહકારી ગૃહજીવન જ જીવન સર્વસ્વ છે. લગ્ન પછી જ એનું જીવન સંપૂર્ણ બને છે. લગ્ન પછી જ એનું જીવનકર્તવ્ય પૂરું થાય છે. સ્ત્રીને મન એકલવાયું જીવન એ જીંદગી જ નથી. લગ્ન પછી જ એનું જીવન સંપૂર્ણ બને છે. આર્થિક સ્વાતંત્ર્ય, મુક્તિ અને આ બધી ચીજો જેણે સાચા ગૃહજીવનનું સુખ ચાખ્યું છે તેને મન બીલકુલ અર્થ વગરની છે. બીજાને માટે સ્વાર્પણ કરવામાં તેણે આનંદ માન્યો છે. બીજાને સુખ આપવાના આદર્શમાં પોતાની જાતને ય વિસારી મુકવામાં એ કૃતકૃત્યતા સમજે છે. સ્ત્રી જ મરદની સમાન સુખદુ:ની સહભાગી છે. અજોડ ને નિ:સ્વાર્થ સ્નેહ દાખવી એની અર્ધી ચિંતા કેવળ નિસ્વાર્થ ભાવથી તે પોતાના સ્કંધે ઉપાડી લે છે. પરંતુ આજે એ સ્નેહભાવ છીછરો બની ગયો છે.

કેળવણીથી મનુષ્ય બૌદ્ધિક દૃષ્ટિએ મહાન બને છે, નૈતિક મહત્તા પામે છે ને શારીરિક લાયકાત મેળવે છે. કેળવણીનો સાચો અર્થ જ આ છે. સ્ત્રીને મુક્તિ જોઈએ છે. મુક્તિ માટે તે ભલે છૂટથી કેળવણી લે. એ કેળવણી દ્વારા પોતાની જાતિનો અર્થ ભલે એ સમજી લે:–એની પૂર્ણતા માટેનો માર્ગ પણ જાણી લે; પરિણામે પોતાના ને બીજાના જીવનમાં વધારે સુખ આણે. કેળવણીનો અર્થ સ્ત્રીત્વ નાબુદ કરવાનો ન જ હોય. સ્ત્રીમાંની સ્ત્રીનો વિનાશ કરવાનો કેળવણીનો હેતુ ન જ હોઈ. મુક્તિનો અર્થ ગૃહજીવનના કર્તવ્યોનો ત્યાગ નથી. સ્વભાવ ને ટેવોમાં મરદ બનાવવાનો પણ પ્રયત્ન કરવાનો નથી. સ્ત્રીએ પોતાનાં શરીર, દિલ વગેરે અને પુરુષના જીવન, શરીર, દિલ વગેરે વચ્ચેનો મૂળભૂત ને અગત્યનો તફાવત યાદ રાખવાનો છે. પુરુષોએ આવી રીતે ભેદભાવ પાડેલો નથી, પણ જન્મથી જ અસ્તિત્વમાં આવેલો છે. સ્ત્રીની જાતીય નિર્બલતાઓ પ્રમાણે મરદોએ પછીથી એનું જીવનઘડતર ઘડયું ને તે પણ સ્ત્રીના ભલાને માટે જ. અત્યારે ઘણી ખરાબ ને અનારોગ્ય વસ્તુઓ એમાં ઘુસી જવા પામી છે. એની પુન:રચના કે પુન:ઘટના થવાની અગત્ય તો ઉભી છે જ.

જગત કુદકે ને ભૂસકે આગળ વધે છે ત્યારે આપણે પાછા કાં પડીએ? આપણે આગેકુચ નથી કરવાની? ભારે સંગ્રામ પછી આપણે મુક્તિ મેળવી છે. આપણી ગુલામી હજુયે આપણી નજર આગળ તરવરી રહી છે. એ પ્રાચીન ખંડિયેરમાં આપણે પુન: પ્રકાશ કરવા નથી માગતા? આપણે આગળ ધાયે જ છૂટકો.

આગળ વધવું જ જોઈએ. આગળ વધ્યા સિવાય આરોજ નથી; પરંતુ જે માર્ગે આગળ વધાય છે તે માર્ગ વિનાશક છે. પ્રગતિનો સાચો રાહ બનાવનાર કોઈ ભોમિયો આપણને મળી જાય તો કેવું સારું!

જગતની મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક



# મેડમ ક્યુરી

લેખક
ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

*

(ભાદરવા અંકથી ચાલુ)

મેડમ ક્યુરી મુસાફરીમાંથી પાછી આવે ત્યારે ઈરીન કે ઈવ તેને લેવા સ્ટેશન જાય. મેડમના હાથમાં તેની પ્રિય ચામડાની મોટી હેન્ડબેગ હોય—કાગળો, ચશ્માના ઘરાં વગેરેથી ઠાંસીને ભરેલી. બગલમાં ચીમળાઈ ગયેલાં ફુલનો ગુચ્છો હોય. મેરી કોઈ દિવસ ફૂલ ફેંકી ન દે. મેરીનો આ ભાર દીકરીઓ લઈ લે. ત્રણ દાદરા ચડીને મહાન વૈજ્ઞાનિક ઘરમાં જાય, ટપાલ તપાસે. દીકરીઓ કાગળ ફોડીને આપવામાં મદદ કરે.

સારૂં ઘર બાંધવા જેટલા પૈસા મેરી પાસે ઘણા વર્ષો સુધી નહોતાં અને હવે એ ઇચ્છા પણ તેને રહી નહોતી. જીવનની સાદાઈ પહેલાં જેવી જ રાખી હતી. માત્ર એક જ વસ્તુ મેરીએ વધારી હતીઃ એક મોટો પીયાનો તેણે ઈવને માટે ખરીદ્યો હતો. ઈરીનમાં માતાના સાદાઈના ગુણો ઉતર્યા હતા. આખા ઘરમાં માત્ર એક ઓરડો—મેરીનો અભ્યાસખંડ કંઈક દેખાવડો હતો. પીરે ક્યુરીનું તૈલચિત્ર, કાચના કબાટમાં વિજ્ઞાનનાં પુસ્તકો અને જૂના ફરનીચરના નમુના 'મોટાઈનો દેખાવ' પેદા કરતા.

ફ્રેંચ સરકારનું પેન્શન, અમેરિકાની ઉદાર સખાવતે આવેલું સાલીયાણું મેડમ ક્યુરીને આર્થિક ઉપાધિઓમાંથી મુક્ત રાખતાં. મેરી નોકરો પાસેથી ઓછામાં ઓછું અંગત કામ લેતી. સાદામાં સાદી વસ્તુઓ ખરીદતી. પણ સુંદર છોડ, સારા દેખાવદાર પથ્થરો અને ગ્રામ્ય પ્રદેશમાં ઘર પાછળ તે પૈસા ખર્ચવામાં આનંદ લેતી એક ઘર ફુએસ્ટમાં અને બીજું દક્ષિણમાં એમ બે ઘર તેણે લીધા હતાં. આ ઘરોની અગાસીમાં સુઈ રહેવામાં તેને આનંદ આવતો અને દરિયામાં સ્નાન કરવામાં તે ખૂબ આનંદ લેતી. તેનું મન પારીસ છોડી નજીકમાં ક્યાંક રહેવાનું થઈ આવતું અને પારીસના એક પરામાં તેણે જમીન લીધી ઘર બાંધવાનો પણ વિચાર કર્યો.

એક દિવસ ઈરીને જાહેર કર્યું કે હું ફ્રેડરીક જોલીઓ સાથે લગ્નથી બંધાઈ છું. આ યુવક રેડિયમ ઈન્સ્ટીટ્યુટમાં કામ કરતો હતો. તેનું કામ સારૂં હતું. આ યુવાન દંપતી થોડો વખત સાથે રહ્યા; પછી સ્વતંત્ર ઘર માંડ્યું.

જમાઈની સાથે ઓળખાણના પ્રસંગો વધવા લાગ્યા, મેરીને આ યુવકના ગુણો અને વર્તનની કદર થવા લાગી, તેમ તેને લાગ્યું કે બધું સારા માટે છે. એકને બદલે બે જણા સંશોધનની વાત તેની સાથે કરવા લાગ્યા. અઠવાડિયે ચાર વાર જોલીઓ દંપતી મેરી સાથે જમતા.

મેરી અને ઈરીન ખાણાના ટેબલ પર સંશોધનના કામ પર વિવેચન કરવા લાગતા; નાની ઈવનો અચંબો વધતો. કાંઈ સમજે નહીં. પણ મા અને બહેન બીજી રકવેર એમ બીજગણિતની ભાષા વાપરે એટલે ઈવને થાય કે આ 'બેજી' શું હશે! આ બેજી રકવેર કેમ થતા હશે!

"મા, પ્રયોગશાળે નથી જવું?" ઇવે પૂછ્યું.

"હા, ઘડીક રહીને જઉં છું. પણ પહેલાં મારો વિચાર વૈદકીય એકેડમીની સભામાં જવાનું છે. પણ સભા ત્રણ વાગ્યે છે એટલે ફુલબજાર અને લક્ષેમ્બર્ગ બાગમાં જરા રોકાઈ શકીશ." મેરીએ જવાબ આપ્યો. ત્યાં તો મોટરનું ભુંગળું ત્રણવાર વાગ્યું.

અઢી વાગ્યે મોટર લક્ષેમ્બર્ગ પહોંચી. વૈજ્ઞાનિક ક્યુરી સભા મળવાની જગ્યા તરફ ઉતાવળી ચાલી. રસ્તામાં સેંકડો બાળકો રમતા હતા. તેમાં એક બાળક તેના તરફ નજર પડતાં તેની પાસે દોડી આવ્યું. એ હતી ઈરીનની બેબી હેલન જોલીઓ. મેરીએ બાળકને ગેલ કરાવવા માંડ્યો. ત્રણમાં દશ મીનીટ. મેરીને હેલનને છોડી જવું પડ્યું.

### (૩૦) વિદ્યાર્થીઓની સાથે

'મેડમ ક્યુરી છે?'

'હું મેડમની રાહ જોઈને ઉભી છું, તેઓ આવ્યા છે?'

'મેડમ ક્યુરીને જોયા?'

રેડિયમ ઈન્સ્ટીટ્યુટના યુવાન વિદ્યાર્થીઓ લેબોરેટરીના ઝભામાં એક બીજાને ઉપર મુજબ પૂછતા ભેગા થયા હતા. મેરીની રાહ જોતાં આ ડઝનેક કામ કરનારાઓ આ પ્રમાણે રોજ સવારે રેડિયમ ઈન્સ્ટીટ્યુટના પ્રવેશદ્વાર પાસે ભેગા થતા. કોઈને સલાહ પૂછવાની હોય; કોઈને કાંઈ સૂચના જોઈતી હોય. મેરીએ મજાકમાં આનું નામ 'સોવિયેટ' પાડ્યું હતું!

'સોવિયેટ'ને લાંબો વખત રાહ ન જોવી પડતી. નવના ટકોરે મેરીની જૂની ગાડી દરવાજે દેખાતી. ગાડીમાંથી ઉતરે કે તરત બધાં તેને ઘેરી લેતા. અને કામ ત્યાંજ શરૂ થતું. મેરી પગથીઆમાંજ બેસી જાય; સવાલ, જવાબ થાય; મસલતો થાય; સૂચનાઓ અપાય. થોડા વખતમાં એક પછી એક સૌ વિખરાવા માંડે. છેવટે, મેરી પોતાની પ્રયોગશાળામાં જાય: ઝભો ચડાવે અને પોતાના કામમાં ગુંથાય પણ તેની એકાંતની ક્ષણો ટુંકી રહેતી. બારણા પર ટકોરા પડે. વિદ્યાર્થી હાથમાં કાગળીયાં લઈને દાખલ થાય. પાછળ બીજો રાહ જોતો ઉભો હોય. એકેડેમીની અઠવાડિક સભાઓમાં રજુ કરવાના પરિણામોની ચર્ચા કરવા, સુધરાવવા અને જરૂર પડે તો સૂચના મેળવવા સંશોધન કર્તાઓ મેરી પાસે આવતા. મેરી તેમાં જરૂર પડ્યે વાક્યોના વાક્યો ફેરવી નાખતી; જો બરાબર હોય તો "ઘણું સારૂં" "બરાબર છે" એમ કહી સંતોષના ઉદ્દગાર કાઢતી.

રેડિયમના ગુણવાળા પદાર્થોનો જથ્થો એકઠો કરવા મેરી ખૂબ પ્રયત્ન કરી. મોટા પાયા પર સંશોધન માટે આ જરૂરી હતું. પોતાની પ્રયોગશાળાને વર્ષોવર્ષ તે સમૃદ્ધ કર્યે જતી. ૧૯૩૦ માં ૫૦૦ હજાર ફ્રાંકની શિષ્યવૃત્તિઓ તેણે મેળવી. ૧૯૧૯–૧૯૩૪માં ગાળામાં ૪૮૩ વૈજ્ઞાનિક સંશોધનના લેખો રેડિયમ ઈન્સ્ટીટ્યુટમાંથી પ્રગટ થયા. તેમાં ૩૪ મહા નિબંધો (Thesis) હતા. અને ૩૧ મેરીના પોતાના હતા.

મેડમ ક્યુરી પોતાના સહકારીઓ પ્રત્યે ખૂબ પ્રેમ રાખતી. કોઈપણ વિદ્યાર્થીને કાંઈ થાય તો તે સલાહ લેવા તેની પાસે દોડતો. ઈન્સ્ટીટ્યુટના માળી, મજુર, કારકુન, બધા મેરી તરફ મમતા રાખતા અને મેરી તમને સ્વજન તરીકે લેખતી.

કોઈની થીસીસ પાસ થાય, ઈનામ મળે કે, સરટીફીકેટ મળે તો તેના માનમાં 'લેબોરેટરીનો ચા' ગોઠવવામાં આવતો. ઉનાળામાં આ ચા બગીચામાં ગોઠવાતી. શિયાળામાં લાયબ્રેરીનો ઉપયોગ થતો. ચાના કપ–રકાબી કેવા હતા? લેબોરેટરીના 'બીકર' કપનું કામ આપતા. ચમચાનું કામ 'સ્ટરીંગ રોડ'થી થતું. વિદ્યાર્થીનીઓ પીરસવાનું કામ કરે. અને સૌ આવા ઉત્સાહિત વાતાવરણમાં ખૂબ વાતો

કરે. પણ એકદમ મૂંપકીદી. મેરી ભાષણ આપવા ઉભી થાય અને થોડા શબ્દોમાં પાસ થનારના કામનું દિગ્દર્શન કરાવે; તેની મહત્તા સમજાવે. તેમાં આવેલી મુશ્કેલીઓ પર પ્રકાશ ફેંકે, અને છેવટે કહે કે "તમે જ્યારે તમારા પ્રિય દેશમાં જાવ ત્યારે રેડિયમ ઈન્સ્ટીટયૂટને યાદ કરતા રહેશો એમ હું આશા રાખું છું."

આવા એક બે પ્રસંગોની ખાસ નોંધ લઈએ. ઈરીનની થીસીસ પાસ થઈ તે વખતની અને જોલીઓ પાસ થયો તે પ્રસંગની. ૧૯૩૪માં આ દંપતીએ બનાવટી રેડિયો એક્ટીવીટી શોધી કાઢી. કુદરતમાં આજ પર્યંત નહીં જણાયેલ નવાં તત્ત્વો પેદા કર્યાં કે જેમાં રેડિયમના જેવા ગુણ હોય. રસાયન, પ્રાણીશાસ્ત્ર અને વૈદ્ય પર આ સર્જનનાં પરિણામોની મહત્તાપૂર્ણ અસર થાય એ કહેવાની જરૂર નથી. ટુંકામાં, રેડિયમની સારવાર માટે રેડિયમના ગુણો ઔદ્યોગિક રીતે બનાવી શકાય.

અથાક પ્રવૃત્તિઓ! ફુરસદના વખતમાં મેરી વિજ્ઞાનની ચોપડીઓ લખતી. આ બધા વર્ષો પરિશ્રમના વર્ષો હતા. પરિણામ મેરીની આંખે અંધાપો આવે એવી ધાસ્તી પેદા થઈ. એવડો મોતીઓ આવતો હતો. ચશ્માનો નંબર વધ્યે જતો હતો. પણ આ વાત તે બહાર પાડવા માગતી નહોતી. છતાં વાત ગુપ્ત ન રહી શકી. સૌ કોઈને મેરીના અંધાપાની ગંધ આવી ગઇ હતી. આખરે ઓપરેશન કરાવ્યું. અણધાર્યા ગોટાળા ઉભા થયા. લોહી નીકળે એટલે રૂઝ આવતા લાંબો વખત લાગે. બીજાં બે ઓપરેશન ૧૯૨૪માં કરાવ્યાં. ૧૯૩૦માં એક વધારે કરાવ્યું. પણ પાટામાંથી સુરત થતાં તેણે આંખોનો ઉપયોગ કરવા માંડયો, અને ચશ્મા વિના કામ કરવાની ટેવ પાડવા માંડી. ધીરે ધીરે દુર્ભાગ્ય પર વિજય મેળવ્યો. જાડા ચશ્મા વાપરવા માંડયા અને આંખ કાંઈક સુધરી.

મેડમ ક્યુરી વારંવાર પોતાના મૃત્યુની વાત કરતી. શાંતિપૂર્વક એ બનાવની વ્યવહારૂ બાજુ તપાસતી.

'હું હવે લાંબો વખત જીવવાની નથી.'

'પણ હું નહીં હોઉં ત્યારે રેડિયમ ઈન્સ્ટીટયૂટનું શું થશે?'

પણ આમાં ગંભીરતા દેખાતી. મોતની બીક સામે રક્ષણ કરવા મેરીએ અનેક યોજનાઓ અને કાર્યો ઉપાડયા. વધતા જતા થાકને ન ગણકાર્યો. ખરાબ આંખો, એક ખભે વા અને કાનમાં થતા ગણગણાટ—કંઈની પણ અવગણના આદરી.

આ બધાનું પરિણામ? મોટા પાયાપર ખનીજને લગતું કામ ઉપાડવા આરકયુઈલમાં એક કારખાનું મેરીએ બાંધ્યું હતું. લાંબા વખતથી આવી કારખાનાની જરૂર હતી. ઉત્સાહપૂર્વક પ્રાથમિક કાર્ય ઉપાડી લીધું હતું. એક પુસ્તક લખવાનું કાર્ય પણ ચાલતું હતું. એક્ટીનીયમ વર્ગનાં તત્ત્વો પર સંશોધન જોરપૂર્વક આગળ વધતું હતું. મેરી વહેલી ઉઠતી, ઉતાવળે પ્રયોગશાળે જતી અને રાત્રે પણ ત્યાં કામ કરતી. પોતાના વિદ્યાર્થીઓને આપેલી સૂચનાઓ પણ તેણે એક કોરે મૂકી. રેડીયો એક્ટીવ ટયુબો હાથથી અડવી નહીં. લોહીની તપાસનો નિયમ તેણે તોડયો. પાંત્રીસ વર્ષ સુધી મેડમ ક્યુરીએ રેડિયમ સાથે કામ કર્યું હતું, અને તેના એમેનેશનનો શ્વાસ લીધા કર્યો હતો. ૧૯૩૩ના ડીસેમ્બરમાં એક ટુંકી માંદગી આવી. ક્ષ-કિરણોથી તપાસતાં ગોલ-બ્લેડરમાં પથ્થર માલુમ પડયા. ઓપરેશનની મેરીને બીક લાગી' ખોરાકમાં ધ્યાન રાખવા લાગી.

પોતાની સગવડોને કોરે મૂકનાર મેરીએ પારીસની નજીક પરામાં એક ઘર બાંધવાનું આદર્યું. મોટા ખર્ચે પણ કામ ઉપાડયું.

૧૯૩૪ના ઓક્ટોબરમાં ત્યાં રહેવા જવાનું ઠરાવ્યું.

મેરી થાકી જતી પણ નાદુરસ્ત તબીયત છે એમ માનતી નહીં. વસેંલ્સમાં સ્કેટીંગ કરવા તે ગઈ: ઈસ્ટરના તહેવારોમાં બ્રોન્યા સાથે દક્ષિણફ્રાંસની મોટરમાં મુસાફરી ગોઠવી. પણ આ દુઃખદ નીવડયું. એનને સુંદર દશ્યો દેખાડવા ઈચ્છતી હતી. પણ પોતાના ક્વલેરના ગ્રામ્ય ઘરે પહોંચતાં તે નખાઈ ગઈ અને શરદી ઉપડી. ઘર ઠંડું હતું. ગરમી કરવા છતાં તે જલદી તપ્યું નહીં: ઠંડીથી ધ્રુજતી મેરી નિરાશ થઈ ગઈ. એક માંદા નાના બાળક માફક બ્રોન્યાના હાથમાં રોઈ પડી. બ્રોન્યાએ તેને શાંત પાડી. થોડાક દિવસ પછી તેને જરા ઠીક થયું. પારીસ પાછા પહોંચતાં તેને સારૂં લાગ્યું. દાક્તરે કહ્યું કે તેને ઈન્ફ્લુએંઝા છે અને તે વધારે પડતું કામ કરે છે. ઝીણો તાવ આવતો હતો તેની મેરીએ દરકાર ન કરી. બ્રોન્યા પોલાંડ પાછી ફરી. બંને બેનોની આ છેલ્લી મુલાકાત હતી.

માંદગી અને તંદુરસ્તી વચ્ચે મેરી ઝોલાં ખાતી હતી. જરા સારૂં લાગે તો પ્રયોગશાળામાં કામે જતી: નબળાઈ લાગે તો ઘરે રહેતી અને પુસ્તક પ્રકાશન માટેનું કામ કરતી: નવા ઘર માટે અઠવાડિયામાં કેટલાક કલાક ધ્યાન આપતી પણ ગુપ્ત દુશ્મન આગળ વધતો હતો. તાવ વધારે આવવા લાગ્યો. ઠંડી સખ્ત લાગવા માંડી. હવે દાક્તરની સલાહ લેવા માને સમજાવી. ફ્રાંસના દાક્તરોએ મેરીને આરામ લેવાની આગ્રહપૂર્વક ભલામણ કરી. પણ તેણે કાંઈ ધ્યાન ન આપ્યું. આવું તો પહેલેથી જ દાક્તરો કહેતા આવ્યા છે!

એક દિવસ પ્રયોગશાળામાં સાડા ત્રણ વાગ્યા સુધી કામ કર્યું. પછી ધીમેથી ગણગણી: "મને તાવ આવ્યો છે. હું ઘરે જાઉં છું." જતાં જતાં બગીચામાં આંટો માર્યો. માળીને ગુલાબના છોડનું ધ્યાન રાખવા સૂચવ્યું. ઘેર આવી પથારીમાં પડી. આ પથારીમાંથી ફરી કોઈ દિવસ તે ઊભી ન થઈ શકી. અનિશ્ચિત દર્દની એક પછી એક સારવાર થવા લાગી.

સેનેટોરીયમની વાત ઈવે બીતાં બીતાં કરી. મેરીએ વાત માન્ય રાખી અને જવાની હા પાડી. બધી યોજનાઓ કરવામાં આવી: ઈવ સાથે જાય: પછી મેરીનો ભાઈ જોસેફ અને બેનો પોલાંડથી આવે. ઈરીન ઓગસ્ટમાં આવે.

દર્દીના ઓરડામાં ઈરીન અને જોલીયોને બધી ભલામણ કરવામાં આવી. પ્રયોગશાળાના કામની, બંધાતા મકાનની ચોપડીના પ્રૂફની વગેરે. 'આપણે નાહકની આ બધી મહેનત કરીએ છીએ. કદાચ હું..." મેરી ઉધરસ ખાતાં દીકરીને કેટલીક વાર કહેતી. ઈવ મેરીને આશ્વાસન આપતી. તેને લાગી આવ્યું હતું કે માની જિંદગી થોડા દિવસની છે.

મેરી વિશેષ નબળી થતી ગઈ. સેનેટોરીયમમાં જતાં પહેલાં ઈવે ફ્રાંસના ચાર અગ્રગણ્ય દાક્તરોને બોલાવી મેરીની તપાસ કરાવી. અડધો કલાક તપાસ કરી તેઓએ કહ્યું કે જૂના ક્ષયનો આ ઉપાડો છે; એમ લાગે છે કે પર્વતોમાં હવાફેર માટે જવાથી તાવ ચાલ્યો જશે. પણ તેઓ ભૂલ્યા હતા! દર્દ ન સમજાય એવું હતું. જવાની તૈયારીઓ તડામાર કરવામાં આવી. તબીયતમાં ખરાબ ઉથલો આવ્યો, છતાં દાક્તરોએ જવાની સલાહ આપી. પ્રવાસનો ત્રાસ મેરીને ખૂબ લાગ્યો; રસ્તામાં મેરીને મૂર્છા આવી ગઈ. સેનેટોરીયમમાં ફરી તપાસ કરાવી: ફેફસાં સાફ હતાં; મુસાફરી વ્યર્થ બેઠી હતી. તાવ ૧૦૪ ઉપર ગયો હતો. જુલાઈની ત્રીજી તારીખે મેરીએ છેલ્લીવાર થર્મોમિટર હાથમાં લીધું. તાવ ઓછો હતો. મેરીએ આનંદનું સ્મિત કર્યું, પણ આ તો બુઝાતા

દીવાની જ્યોત હતી. ઈવે માને ખાત્રી આપી કે સુધારાની આ શરૂઆત છે !

બીજે દિવસે સવારે સૂર્યોદય થતાં સૂર્યનાં કિરણો મેરીના ઓરડામાં આવ્યા ત્યારે તેનું હૃદય ધબકતું નહતું. દાક્તરે રિપોર્ટ લખ્યો :

૧૯૩૪ના જુલાઇની ૪થી તારીખે મેડમ પીરે કયુરી સાનસેલેમોઝમાં મૃત્યુ પામી. ખબર આખી દુનિયામાં પ્રસરી ગયા. રેડિયમ ઈન્સ્ટીટયુટના યુવાન વૈજ્ઞાનિકોએ પોતાના નિષ્ક્રિય સરંજામ પાસે આંસુ સાર્યાં : મેરીના એક પ્રિય વિદ્યાર્થી જ્યોર્જીસ કુરતીયરે લખ્યું : "અમારૂં સર્વસ્વ ગયું."

બે દિવસ પછી મેરીને દફનાવવામાં આવી. કોઈપણ જાતનો દેખાવ કરવામાં આવ્યો ન હતો. પીરે કયુરીની કોફીન પર તેની કોફીનને મૂકવામાં આવી. બ્રોન્યા અને જોસેફે પોલાન્ડથી લાવેલી થોડી માટી ઉઘાડી કબરમાં નાખી. મૃત્યુલેખના ઉપરના પથ્થરમાં નવી લીટી ઉમેરવામાં આવી : 'મેરી કયુરી–સ્કલોડોવ્સ્કા–૧૮૬૭–૧૯૩૪.'

આ મહાન વૈજ્ઞાનિકના મૃતદેહ માટે વૈદકીય વિજ્ઞાને પોતાનો નિર્ણય હજી આપવાનો છે. અસાધારણ દર્દના ચિહ્નો, લાંબા વખતના એનીમીયા–પાંડુરોગના કોઇપણ દર્દી કરતાં જુદા આવતાં લોહીની તપાસના પરિણામો શેને આભારી છે ? શું રેડિયમ ગુન્હેગાર છે ? "તેણે અને તેના પતિએ જે રેડિયમના જેવા તત્ત્વો, શોધી કાઢયા એનો ભોગ તો આખરે મેરી નથી ને ?" પ્રોફેસર રેગોડના એ પ્રશ્નનો જવાબ કોણ આપશે ?

મેરીના મૃત્યુ પછી એક વર્ષે તેણે આદરેલ 'રેડિયો એકટીવીટી'નું પુસ્તક પ્રગટ થયું. ભૌતિક વિજ્ઞાનના પ્રેમીઓનો આ મેરીનો આ છેલ્લો સંદેશો હતો.

[સમાપ્ત]

# બાળઉછેર



સૌ. ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય

*

(ગતાંકથી ચાલુ)

બાળકને માતાનું દૂધ છોડાવ્યા પછી તે સાત વર્ષનું થાય ત્યાં સુધી, ગાય કે ભેંસનું દૂધ દિવસમાં કેટલીવાર અને કેટલા પ્રમાણમાં આપવું તે જોઈએ.

ખાસ કરીને આપણામાં એવી માન્યતા હોય છે કે બાળક દસ–બાર માસનું થાય એટલે દૂધ બાળકને ત્રણ ચાર વખત અમુક માપ રાખીને આપવું જ જોઈએ. અનાજ પણ સાથે ધીમે ધીમે થોડા પ્રમાણસર આપવું. દૂધ ઓછું કરી અનાજનું પ્રમાણ ન વધારવું તે ખાસ ધ્યાન રાખવું જોઈએ. બની શકે તો સાત વર્ષ સુધી બાળકને દોઢ શેર દૂધ આખા દીવસમાં અપાય તો સારૂં. ખોરાક ઉપર શરીરનો આધાર છે. તેને તેથી વીટામીન્સ વાળો પચે તેવા ને પ્રમાણસર ખોરાક ઉપર બાળકને ચઢાવવું તે ખાસ જરૂરી છે.

બાળકનું દૂધને બદલે ચ્હા પાવી તે પણ ભૂલ છે. જો બાળકને એકલું દૂધ ન ભાવતું હોય તો ઓવલટાઈન નાખીને દૂધ આપવું. તે સ્વાદીષ્ટ ને પુષ્ટીકારક હોય છે અને બાળકને તે તંદુરસ્ત બનાવે છે.

બાળક મોટું થાય અને બધું જમતું થાય ત્યારે ખાસ ધ્યાન રાખવું કે તે થાંથાપણું ન કરે, તેમજ બહુ ઉતાવળ પણ ન કરે. તેના દાંતને કસરત મળે એવું ખાવાનું આપવું. બાળક જમવામાં દૂધ, કઢી કે ઓસામણ પીએ તો તે સાથે આપ્યા વગર ખોરાક ગળી જ જાય તેવી તેને ટેવ પાડવી. બાળક એક વર્ષનું થાય પછી તેને પરિપક્વ ખોરાક આપવા દરેક વખતે એકનું એક જાતનું ખાવાનું આપીએ તો બાળક કંટાળી જાય છે.

બાળક સાત વર્ષનું થાય ત્યાંસુધી તેને જમવામાં બંને વખત દૂધ આપવું. વીટામીન્સ-વાળો ખોરાક આપવો. બાળકને તીખું, મસા-લાવાળું કે ખૂબ ગળ્યું ખાવાની ટેવ પાડવી નહિ. તેનાથી તેની પાચનશક્તિ બગડે છે. બાળક દોઢ બે વર્ષનું થાય ત્યાંસુધી તેને પોચો ખોરાક આપવો. તે પછી તેને દાળનું પાણી, ભાત, ઘઉં કે બાજરીની રોટલી, પુરી, ગોળ, બાફેલાં શાક વિગેરે આપવું. મધને રોટલી ખાય તો ઘણું જ સારૂં. ચોક્ખા મધમાં ગ્લુકોઝ જેટલા ગુણ છે. બાળકને કેળાં, પપૈયું, મુસંબી, સંતરાં વીગેરે ફળો આપવાં. સવારમાં ચ્હા પાવાની ટેવ ન પાડતાં દૂધ ગરમ કરીને પાવું. પછી ૧૦–૧૧ વાગે જમાડવું. બપોરે બે અઢી વાગે દૂધ અને ખારી પુરી કે શકર-પારા એવું આપવું. બહુ તળેલી વસ્તુ ન આપવી. બીજી જે વસ્તુ આપીએ તે પણ માપસર જ આપવી. ઘી ખાંડવાળા ભારે પદાર્થ જ્યારે માગે ત્યારે તરત તે રડે નહિ માટે આપીને તેની તંદુરસ્તી બગાડવી નહિ. લગભગ ત્રણેક વર્ષનું બાળક થાય ત્યાંસુધી રાત્રે એકલું દૂધ પીને સૂઇ જાય તે જ સારૂં. છતાં ભૂખ રહે તો હલકો ખોરાક આપવો. રાત્રે ચાલવા હાલવાનું બંધ રહે એટલે બાળ-કને રાત્રે ખાધેલું પચે નહિ. ખાવાના વખત સિવાય આચરકુચર ન ખાવા દેવું. બાળક ત્રણેક વર્ષનું થાય પછી જેને પચે તેને દાળનાં પાણીને બદલે જાડી દાળ આપવી. થોડો ઘીનો શીરો પણ આપી શકાય. હંમેશા બાળકને પુષ્ટિકારક અને સાત્વિક ખોરાક આપવો.

જે બાળકો અત્યંત ક્ષીણ પડી ગયાં હોય, પોષણ ન મળ્યું હોય તેને કોડલીવર ઓઇલ, એડ્રેક્સલીન, ઉગતાને આથમતા સૂર્યનાં કોમળ કિરણો (Urtra Violet) આર્ક લાઇટના કિરણો વિગેરે કૃત્રિમ ઉપાયોથી તેના શરીરમાં ઘટતાં દ્રવ્યો આપવામાં આવે છે.

બાળકને ગુમડાં થયાં હોય તો તેના ઉપર વાસણનો લીલો કાટ (ત્રાંબાનો કે જર્મનનો) પાણીમાં કાલવીને ચોપડવાથી સહેલાઈથી મટી જાય છે. આંચકી ઉપર કસ્તુરી ને મધ તો ફુલાવેલો ટંકણખાર આપવો. કબજીયાત માટે રસવાળો ખોરાક વધારે આપવો જેથી દસ્ત સાફ આવે છે. ભારે જુલાબ આપવાથી ટેવ સારી નહિ. તેનાથી આંતરડાં નબળાં પડી જાય છે. જુલાબને બદલે રસવાળો ખોરાક, મુલી, રાબ, છાશ, ભાજી વિગેરે આપવું, ઉધરસ માટે સીતોપલાદી ચૂર્ણ મધમાં ચટા-ડવું. ચામડીનાં દર્દો ઉપર લીમડાનાં સુકાં પાન, હરડે, આમળાં નાખીને રોજ અર્ધો તોલો ૨૦ થી ૨૫ દિવસ આપવું. નાના બાળકને કબજીયાત થાય ત્યારે ઉકાળીને ઠંડું પાડેલું પાણી દિવસમાં ત્રણેકવાર એક મોટો ચમચો ભરીને આપવું. પાણીમાં ગ્લીસરીન નાંખીને પણ આપી શકાય. ઓલીવનું તેલ (Olive oil) અર્ધો ચમચો આપવું, તેમજ એરંડી-યાને ગરમ કરી તેમાં સ્હેજ મધ નાખીને એક ચમચી જેટલું પણ આપી શકાય છે. તેનાથી દસ્ત સાફ આવી જશે.

બાળકને કબજીયાત થવાનાં ઘણાં કારણો છે. તેનાં આંતરડાં ઘણીવાર મૂળથી જ નબળાં હોય છે. તેને વધારે પડતું અથવા ઓછું એવું દૂધ મળતું હોય, પરંતુ પાણી પીવા ન મળે,

અને ખોરાકમાં પુરતી ચીકાશ ન હોય તો પણ પેટ સાફ નથી આવતું.

ઉપરના દરેક ઉપાય કરવા છતાં પેટ ન આવે તો આપણી ટચલી (છેલ્લી) આંગળીનો નખ ઉતારી લઇ, હાથ ધોઇ સાબુવાળી કરી બાળકના મળદ્વારમાં નાખવી ને બે સેકન્ડમાં કાઢી લેવી તો પેટ સાફ આવશે.

ઘણાં બાળકનો કોઠો સખત હોય છે તો તેને એનીમા કે સીરીંજ આપવી પડે છે. નાના બાળકને સાબુ કરતાં ગ્લીસરીનની પીચકારી ઠીક પડે છે. ઓલીવનું તેલ પણ વપરાય છે. બાળકના પગને પુરતી કસરત ન મળતી હોય તોએ કબજીઆત થાય છે. માટે તે હાથપગ હલાવે તે માટે તેના પગ પકડી શકે તેટલે ઉંચે કોઇ રંગીત રમકડું પકડી રાખવું. એ લેવાને તે પ્રયત્ન કરશે ને હાથપગ હલાવશે. બાળકની માંદગીના ૯૯ ટકા પેટ બગડવાનાં જ કારણો હોય છે. પેટ સાફ રહે તે માટે બહુ જ કાળજી રાખવી. ચોવીસ કલાકમાં એક વખત દસ્ત થવો જ જોઇએ. નાના બાળકને ચોવીસ કલાકમાં ત્રણ ચાર વખત દસ્ત થાય તો કાંઇ હરકત નહિ. પરંતુ દસ્ત સાફ આવવો જોઇએ. બાળકના દસ્ત ઉપરથી, તેને ખોરાક પચે છે કે નહિ તે જાણી શકાશે. બાળકને દૂધ પાઇને પાંચેક મીનીટ ઉભું રાખવું જેથી બધી રગોમાં દૂધ ઉતરે ને તેને બરાબર પચી જાય.

બાળકના જન્મ પછી શરૂઆતમાં થોડા દિવસ કાળા ડામર જેવા ચીકણા ગંધ વગરના ઝાડા થાય છે. તેમાં કાંઇ ગભરાવવાનું નહિ. બાળક છ સાત દિવસનું થશે એટલે એની મેળે એવા ઝાડ બંધ થઇ ઝાંખા પીળા રંગનો નરમ દસ્ત આવશે.

જો બાળકને કથાઇ રંગના ઘટ્ટ ઝાડા આવે તો જાણવું કે તેને દૂધ બહુ ભારે પડે છે, અથવા વધારે પડે છે, તે માટે માતાએ હલકો ખોરાક લેવો અને ખોળામાં લેતાં પહેલાં પાએક કલાક પહેલાં એક પ્યાલોભરીને પાણી પીવું જોઇએ. બાળકને શરદી લાગે છે ત્યારે લીલા રંગના ઝાડા થાય છે. બહુ ગળપણ બાળકના ખાવામાં આવે, તોએ એવા ઝાડા થાય છે. માતાના ખોરાકમાં ફેરફાર થયો હોય, જાણે કે એવું ખાવામાં આવ્યું હોય, તો પણ લીલા રંગના ઝાડા થાય છે. પાણી જેવા પાતળા ઝાડા થતા હોય તો દાક્તરને બતાવવું જોઇએ. સુકા પતરી જેવા ઝાડા થતા હોય તો માતાએ ચીકાશવાળો ખોરાક લેવો અને ખૂબ પાણી પીવું.

બાળકને વધારે પડતો ખોરાક આપવાથી તેને ઉલટી થાય છે. ખાધાપીધા પછી ખૂબ હીલચાલ થવાથી પણ ઉલટી થાય છે. અને પેટ ઉપર કપડાં બહુ સખત પહેરાવ્યાં હોય તો પણ ઉલટી થાય છે ઉલટી શાથી થઇ છે તે કારણ જાણી લઇને ફરી એ ભૂલ ન થાય તેની કાળજી રાખવી.

છાતીની ઉધરસ અથવા વરાધ–આ જાતની ઉધરસમાં થોડો તાવ ચઢે છે, શ્વાસ લેતાં બાળકને મુશ્કેલી પડે છે અને બાળકને ઉંઘમાં રાત્રે પણ ઉધરસ આવે છે અને છાતીમાં 'ઘરર ઘરર' એવો અવાજ આવે છે. તેવે વખતે બાળકને પુરતો આરામ આપવો. છાતી ઉપર અને બરડા ઉપર ગરમ કપડાનો કે પોટલીમાં અજમો બાંધીને શેક કરવો. અળશીને ખદખદાવી તેની પોટલી કરી શેકવાથી બહુ ફાયદો થાય છે. પછી યુકેલીપ્ટસ તેલ અને મીઠા તેલનું મિશ્રણ કરી ચોળવું. દાક્તરની સલાહ લેવી. પેટ સાફ રાખવું વધારે પડતો છાતીમાં કફ હોય તો એન્ટીફ્લોજીસ્ટાઇનનો છાતી ઉપર લેપ લગાડી. ઉપર રૂ લગાડવાથીકફ પાકી જાય છે ને પછી નીકળી જાય છે.

બાળકને પેટમાં દુઃખવાનાં કારણ નીચે મુજબ છેઃ–ખોરાકમાં વધારે પડતી ચીકાશ કે

વધારે પડતું ગળપણું અપાતું હોય, વધારે પડતો ખોરાક મળતો હોય, પેટની કબજીયાત હોય, પેટમાં પવન થયો હોય અથવા તો બીનું બળોતીયું કાઢી નાખવામાં વીલંબ થયો હોય તો તેને પેટમાં દુખે છે. બાળકને અરધી ચમચી ગરમ પાણી આપવું. નાગરવેલનાં પાન ઉપર દિવેલ લગાડીને ઘીના દીવા ઉપર તેનો શેક કરવો. પેટે લીંબોળીનું તેલ કે ટર્પેન્ટાઇન ચોળવું. જરાક ગરમ તેલ કરીને તેમાં હીંગ નાખીને ડુંટીમાં ભરવું. તેલમાં બરાસ–કપુર નાખી પેટે ચોળવું. સુવાનું પાણી એક ચમચી પાવું. આવા ઘરગથ્થુ ઈલાજો જાણવા ઘણા જરૂરી છે; કે જેથી જરા જરામાં ડોકટરને ન બોલાવવા પડે. પછી જો ઘરગથ્થુ ઉપાયથી ન જ મટે તો જરૂર ડોકટરની સલાહ પ્રમાણે દવા કરવી.

બાળકના પગમાં બહુ જોર આવે તે પહેલાં તેને ઉભું રાખવાનો કે ચલાવવાનો પ્રયત્ન કરવાથી તેના પગ રાંટા થઇ જાય છે. પગમાં ભારે સાંકળાં પહેરાવવા અને તેલથી માલીસ કરવાથી રાંટાપણું દૂર થાય છે. હાડકાં પોચાં રહી જવાથી પણ પગ રાંટા થાય છે. આવી બાબતમાં ડોકટરની સલાહ લઇ ઉપાય કરવો.

બાળકોને અછબડા નીકળે છે, તે રોગ ચેપી છે. તેમાં બાળક બહુ હેરાન થતું નથી. સ્હેજ તાવ ચઢે છે અને લાલ ફોલ્લીઓ શરીર ઉપર ને મ્હોં ઉપર દેખાય છે. એ ફોલ્લીમાં પીળાશ પડતો રસ હોય છે. ચાર પાંચ દિવસે ફોલ્લી સુકાઈ જઇ ખરી પડે છે. બધી ફોલ્લીઓ ખરી પડતાં લગભગ પાંચ છ અઠવાડીયાં થાય છે. એટલો વખત તે બાળકને બીજાં બાળકોથી દૂર રાખવું. તાવ ચઢ્યો હોય તો બાળકને સુવાડી રાખવું. પેટ સાફ આવે તેની કાળજી રાખવી. બાળક ફોલ્લી ઉપર ખણે નહિ તે ધ્યાન રાખવું. જો તે ખણી નાખે એમ લાગતું હોય તો તેના હાથ બાંધવા. ચામડી ઉપર એક ભાગ કાર્બોલીક એસીડ અને ૬૦ ભાગ પાણીના મિશ્રણમાં પલાળેલાં પોતાં મૂકવાથી ખરજ ઓછી થશે.

ઓરી નીકળે છે ત્યારે બાળકને શરદી થઈ હોય એવું દેખાય છે. સ્હેજ ઉધરસ આવે છે. મ્હોં ઉપર સોજો આવે છે, નાક ગળે છે અને આંખમાંથી પાણી નીકળે છે. ચોથે દિવસે કપાળ ઉપર અને ગાલ ઉપર મ્હોંની આજુબાજુ, ગળા ઉપર લાલ ચાઠાં કે ઝીણી ફોલ્લી જણાય છે. પછી હાથે પગે અને આખે શરીરે જણાવા માંડે છે. શરૂઆતમાં તાવ ખૂબ ચડે છે, પણ ધીમે ધીમે ઉતરી જાય છે. આ પણ ચેપી દરદ છે. માટે બાળકને અલગ રાખવું. તેને દૂધ સિવાય કંઇ ન આપવું, અને સુવાડી રાખવું. આંખ ઉપર બહુ તેજ ન આવવા દેવું અને આંખ તથા મોઢું સાફ રાખવાં. ટંકણખાર વાળા પાણીના કોગળા કરાવવા ઓરડો હવા ઉજાસવાળો રાખવો, પણ કોઇ રીતે શરદી ન લાગી જાય તે ધ્યાન રાખવું. નહિ તો ન્યુમોનીયા કે ત્રિદોષ થઇ જવાનો ભય રહે છે. બધાં ચાઠાં દૂર થયા પછી ૨૧ દિવસ સુધી બાળકને અલગ રાખવું. આપણાં બૈરાંઓ ઓરીમાં બીલકુલ દાક્તરની સલાહ લેતાં નથી અને તેનું ચેપીપણું સમજતાં નથી, જેથી સેંકડો બાળકો એ રોગનો ભોગ થઇ પડે છે કુદરત એ રોગને શમાવે છે એ વાત ખરી છે, પણ તેને વિફરતાં વાર લાગતી નથી. આ રોગ ભય ભરેલો છે.

ઘણી વખત બાળકને આંકડી આવે છે. ખોરાક આપવામાં સાવચેતી ન રાખી હોય, દાંત આવતા હોય કે કરમ થતા હોય ત્યારે આંકડી આવે છે. કાન કે નાકમાં કંઇ ચીજ પેસી ગઈ હોય ત્યારે, કે ખૂબ ઉધરસ આવતી હોય ત્યારે આંકડી આવે છે. મ્હોં ફીકું પડી જાય છે શ્વાસ મુશ્કેલીથી લેવાય, આંખો ચઢી જાય, દાંત કચકચાવે અને હાથની મુઠીઓ

વળી જાય એવું થાય છે. ડૉક્ટરનાં આવતાં લગી તેનાં કપડાં ઢીલાં કરવાં. કુંડીમાં ગરમ પાણી લઇ તેમાં બાળકને બેસાડવું ને માથે ઠંડા પાણીનું પોતું મુકવું. આ બધું બહુ જ જલદી કરવું. ન્હવડાવ્યા પછી બાળકને દિવેલ પાઇ સુવાડી દેવું ને જાગે ત્યારે ડૉક્ટરની દવા આપવી.

ઝાડા થાય ત્યારે બાળકને દિવસમાં એક વાર એક ચમચી ચુનાનું પાણી સાદા પાણીમાં ભેળવીને આપવું. દિવેલ પાવાથી પણ પેટનો કચરો સાફ થઈ જશે, અને ઝાડા અટકશે. બાળકને ઝાડા થાય ત્યારે બાળોતીયાં ઉકળતા પાણીમાં તરત સાફ કરવાં. હાથ બરાબર ધોઇને બાળકને અડકવું જોઇએ.

ડીપ્થેરીઆ [ શ્વાસનળીનો સોજો] બાળકોને થાય છે. તેમાં તાવ ચઢે છે. ગળું બંધ થઈ જાય છે. ખવાય પીવાય નહિ તેમજ શ્વાસ રૂંધાય છે. ગળામાં ઉંડે પીળાશ પડતા રંગનું કે લગભગ પોપટીઆ રંગનું જાળું બાઝી જાય છે અને ગળામાંથી ગંદી વાસ આવે છે. તેમાં ડૉક્ટરને તરત બોલાવવા. ગળામાં નસ્તર મુકી જાળું કાઢી લે તો જ બાળક બચે છે. નહિ તો વધારેમાં વધારે ચાર દિવસ સુધી બાળક જીવે છે. આ રોગ ચેપી છે. રોગીનાં વાસણ, કપડાં, દૂધ, પાણી અલગ રાખવાં.

બાળકને મરડો થાય છે ત્યારે પણ એરંડીયું ગરમ કરી જરા મધ નાખીને આપવું, અથવા તો સીરીંજ આપવી, એટલે પેટ સાફ થઇ કચરો નીકળી જશે. ઉપરાંત પેટે શેક કરવો. એરંડીયામાં જરાક હીંગ નાખી પેટે ચોળવું અથવા અળશીની પોટીશ મુકવી. ઓથમીજીરૂં પાણીમાં પલાળીને ૫।। કલાક પછી બાળકને આપવું. માતા પોતે પીએ તો પણ સારૂં.

બાળકનો કાન પાકે ત્યારે બેદરકારી ન રાખવી. ઘણીવાર તેમાંથી મરણ નીપજે છે. શેક કરવાથી કાનમાં આરામ રહે છે. તેલ ગરમ કરીને તેનું ટીપું પાડવાથી સુખ વળશે. તેલમાં રહેજ કપુર નાખવું, કાનમાંથી પરૂ નીકળે તો રૂ દાબી દેવું નહિ, પણ પસ નીકળી જવા દેવું ને પછી ડૉક્ટરને બતાવવું.

બાળકની આંખ નાનપણથી ફાંગી હોય કે ટુંકી નજર વાળી હોય તો ડૉક્ટરને બતાવવી. બાળકનું માથું બહુ દુઃખતું હોય તો પણ જાણવું કે તેની આંખ ખરાબ છે. ચશ્મા લેવાં પડે તો નાનપણથી જ લેવાં. થોડો વખત ચશ્માં પહેરવાથી આંખ સુધરી જાય છે. આંખ દુઃખવા આવે તો બોરીક એસીડનું પાણી કરીને આંખ ધોવી. એ પણ ચેપી રોગ છે. તેની પથારી, ટુવાલ, રૂમાલ બધું જુદું રાખવું. રાત્રે સુતી વખતે દૂધમાં રૂ બોળીને આંખે પોતાં મૂકવાથી ઠંડક થાય છે. ડૉક્ટરની સલાહથી ટીપાં નાંખવાં જરૂરી છે.

બાળકને તાવ આવે ત્યારે સુવાડી રાખવું. દૂધ સિવાય કાંઇ ખોરાક આપવો નહિ. ૨૪ કલાક સુધી તાવ ન ઉતરે તો ડૉક્ટરને બતાવવું. કિવનાઇન કે સુદર્શન જેવી કડવાટ આપવી. પેટ સાફ થવા માટે દવા આપવી.

ગળસુણાં થાય છે ત્યારે કાનની નીચે જરા દુખાવો થઇ સોજો ચઢે છે, ને ગળામાં કંઇ પણ ઉતરતાં મુશ્કેલી પડે છે. આ પણ ચેપી દરદ છે. રેશમી કટકો લઇ તેલમાં બોળી રૂ ભરીને પોટલી સોજા ઉપર સખત બાંધી દેવી.

ઘણાં બાળકોને રાતમાં પથારી ભીની કરવાની ટેવ હોય છે. સુતાં પહેલાં બાળકને પાણી પાઇ ચોકડીએ જવાની ટેવ પાડવી; આમ છતાં જો તે પથારી બગાડે તો તેને કંઇક રોગ હોવો જોઇએ અને તે એક જાતની નબળાઇ ગણાય. (ચાલુ)

# પુછપરછ

મારી દીકરી હાલ ૧૩ વર્ષની છે. બાંધો પાતળો છે. ઉમરના પ્રમાણમાં શરીરની ખીલવણી થઇ નથી, તેમજ તેને રાત્રે પથારીમાં પેશાબ કરવાની કુટેવ પડી ગઇ છે. દર બબે કલાકે પેશાબ કરી નાંખે છે. રાત્રે બેત્રણ વખત ઉઠાડીએ છતાં પણ એકાદ વખત પથારીમાં પેશાબ કરેલ જ હોય. આ કુટેવ માટે શું ઉપાયો લેવા તે જણાવશોજી.

વળી કોઇક કોઇકવાર ગળે નાની ગાંઠ દેખાય છે તે આયોડેક્સ ઘસવાથી મટી જાય છે. ખોરાક સાધારણ છે ઉમરના પ્રમાણમાં ખોરાક નથી. સમજશક્તિ ઓછી છે અને બોલવાની બહુ જ ટેવ છે, શરીરમાં તાકાત વધે ને પેશાબની કુટેવ છોડે તે માટે યોગ્ય ઉપાય બતાવશો. —સૌ પ્રાણકુંવર

જવાબમાં જણાવવાનું કે—હકીકત ઉપરથી એમ લાગે છે કે. તમારી આ પુત્રીનો બાંધો નાનપણથી નબળો રહી ગયો છે. એને પુરતું પોષણ મળ્યું નથી એનું આ પરિણામ છે. જન્મથી ઉછેરમાં જ્યારે પોષણનો અભાવ રહી જાય છે ત્યારે આવા રોગો થાય છે. એને પુષ્ટની ખાસ જરૂર છે. બાંધો નબળો ફેરવી નાંખવા માટે અને મજબુત બનાવવા માટે લાંબો વખત ધીરજપૂર્વક પ્રયોગ કરવા પડે છે અને ખોરાકમાં મરજીથી ફેરફાર કરવાનો રહે છે.

એને ખોરાકમાં મુખ્યત્વે દુધ અને માખણ આપવાની જરૂર છે. વધારેમાં વધારે ત્રણશેર દુધ અને નવટાંક માખણ અથવા પચે એટલું આપવાનું શરૂ કરી દ્યો. ખોરાકમાંથી તીખા તમતમતા પદાર્થો સદંતર કાઢી નાંખો. ગળે ગાંઠો દેખાય છે એ નબળાઇ સિવાય બીજું કોઇ કારણું નથી. એનો નીચે પ્રમાણે ઉપાય કરવાથી લાભ થશે.

| | |
|---|---|
| ગળો સુકવેલી<br>ગોખરૂ<br>આંબળાં | ત્રણેય સમભાગે ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી એમાંથી દિવસમાં ત્રણવાર આશરે |

પાવલી પાવલીભાર ઘી સાકરમાં ચટાડવું. કડવાટને લીધે જો ચાટી ન શકે તો દુધમાં ઘુંટીને પાઇ દેવું. અને ઉપર ઘી (નવટાંક) સાકર ચટાડવાં. આ પ્રયોગ ઘણો અકસીર છે જો એકાદ વરસ અથવા કાયમ સેવન કરાવશો, તો બહુ સરસ પરિણામ જોશો. શ્રદ્ધાની જરૂર છે: ઉપરાંત ઘરગથ્થુ ઉપાય તરીકે

| | |
|---|---|
| ૨ તોલા કાળાતલ<br>અને<br>૨ તોલા સાકર | બેમાં કરી ખૂબ ચાવીને ખવરાવવાં અને ઉપરે દુધ પાવું |

એ સિવાય—ચરકોક્ત શાસ્ત્રીય ચ્યવનપ્રાશાવલેહ ૧ તોલો રાત્રે દુધ સાથે આપવો અને સાથે લોહશીલાજીત વાળી ચંદ્રપ્રભા ગુટી ૨ થી ૪ પણ આપવી. આ બેઉ દવાઓ સાધના ઔષધાલયમાંથી મળી શકશે.

ઉપર જે જણાવ્યું છે એ ચુર્ણનું નામ રસાયનચુર્ણ છે. જો ઘરે બનાવવાની કડાકુટ ન કરવી હોય તો ઝંડુ ફામસીમાંથી પણ મળી શકશે. એ રસાયનચૂર્ણ દિવસમાં ત્રણવાર પાવલી પાવલીભાર ઘી સાકરમાં ચટાડવું અથવા દુધમાં પાઇ ઉપર ઘી સાકર ખાવા દેવું અને રાત્રે લોહશીલાજીતવાળા ચંદ્રપ્રભાની ગોળીઓ ૨ થી ૪ અને ઉપર ચરકોક્ત શાસ્ત્રીય ચ્યવનપ્રાશાવલેહ ૧ તોલાને આશરે દુધના અનુપાનથી આપવો.

આ ઉપાયથી રાત્રે પથારીમાં પેસાબની ટેવ, નબળો બાંધો, ગળે ગ્રંથિની વૃદ્ધિ, બધું મટી જશે અને વજન પણ વધશે. એનો બાંધો બદલાય નહીં ત્યાંસુધી એનાં લગ્ન કરવાની ઉતાવળ ન કરવી એવી મારી સલાહ છે.

ગમે તેમ કરીને પણ દુધની તો ખાસ ટેવ પાડવી. એને ગળપણ કે મિષ્ટાન્ન ખાવા ન

દેવું. ખોરાક પણ આ દવાઓથી વધશે. દુધ વધુ લેવાય તો ખોરાક ઓછો હોય એની હરકત નથી. આ પ્રયોગ વિશે કાંઇ માહિતી મેળવવી હોય તો માગશો અને પરિણામે પણ જણાવતા રહેશો તો વારંવાર સલાહ સૂચના પણ મળતી રહેશે જ.

આ દર્દમાં પાકાં કેળાં ખાવાથી પણ ફાયદો થાય છે. એ પૌષ્ટિક પણ છે એટલે રોજ એકાદ બે અતિપાકાં હોય એવાં કેળાં ખાવા આપવાં. એમાં એલાયચી ઘી સાકર નાંખીને પણ ખવાય. અજે આંઠયો ઉપર આયોડેક્સ ઘસવામાં હરકત નથી પણ મુખ્યત્વે નબળાઇ દૂર થશે એટલે આંઠયો ફરી ફરીને દેખાય છે એ દેખાશે જ નહિ. જટુભાઈ વૈદ્ય

*

મારાં લગ્ન થયે લગભગ આઠ વર્ષ થવા આવ્યાં, છતાં હજુ સુધી મને સિમંત આવ્યું નથી. પાડોશણો મારાં શુકન લેતાં ખચકાય છે, પાછળ કોઈ વાંઝણી કહીને મહેણું પણ મારે છે. મારાથી એકાંતમાં રડી પડાય છે. મને છોકરું નહિ થાય? દવા કરાવીને થાકી છું. બાધા આખડીનો મેં કોઇ પાર રાખ્યો નથી. વહેમોમાં માનતી નથી, ભણેલી છું, છતાં બધું કરવામાં મેં પાછું વાળી જોયું નથી. મારું જીવન એળે જશે? હું શું કરું?–કમળા

સ્ત્રીઓને સંતાનની ઇચ્છા સ્વાભાવિક હોય છે. તેને માટે ભણેલી ને અભણ બધી સ્ત્રીઓ એક સરખી રીતે ઝુરતી હોય છે; શરીરના કોઇ દોષને કારણે સંતાન ન થાય તેમાં બાધા આખડી શું કરે? પણ સંતાન ન હોવાથી જીવન એળે જશે એમ શા માટે માનવું? જીવનની સાર્થકતા માતા બનવાની નથી. વિશ્વનાં બાળકો પોતાનાં જ છે એમ માની બાળકોનાં સ્વાસ્થ્ય અને સંપન્નતા વધે એ માટે સમાજ સેવામાં ઓતપ્રોત થઈ જશો તો તમારું માતૃત્વ સંતોષાશે ને તેથી તમારા હૃદયમાં સંતાનનો અભાવ જાગશે નહિ. તમને સંતાન નહિ થવામાં પણ કોઇ ઇશ્વરી સંકેત હોય ને તમારે હાથે એથીએ મહાન કામ કરવાની ઇચ્છા કેમ ન હોય? માટે કુટુંબનાં, શેરીનાં, શહેરનાં, દેશનાં, બાળકોની સેવા કરો ને તમારું માતૃત્વ વિકસશે અને સંતોષાશે.

*

પરણીને સાસરે આવ્યા પછી હું કદી કોઇ પુરૂષમિત્ર સાથે હસીને બોલી નથી, કોઇ પુરૂષમિત્ર સાથે ફરવા જતી નથી. એટલે મારા પતિ મારા ઉપર ખૂશ છે ને મારા જેવી સુશીલ સાધ્વી સ્ત્રી આજના જમાનામાં બીજી કોઇ નહિ હોય એમ માને છે. પણ મારા હૃદયમાં જે અગ્નિજ્વાળા જળે છે, પશ્ચાતાપની જે આગ મને બાળ્યા કરે છે, એની એમને શી ખબર પડે? મને ઘણી વખત થાય છે કે ૧૮ વર્ષની ઉમરે એક સહાધ્યાયીએ મારું કૌમાર્ય ખંડીત કર્યું છે તે એમને કહી, એમની માફી માગી શાન્તી મેળવું. મને લાગે છે કે તેઓ મારા નિખાલસ એકરાર પછી પણ આજના જેટલો જ પ્રેમ મારા ઉપર રાખશે. —હર્ષિતાબહેન

લગ્ન પહેલાં થયેલી ભૂલની ચોંટ એવી લાગે છે કે સ્ત્રી ભાગ્યે જ ભૂલી શકે છે. તમને પુરૂષમિત્રોનો સંગ કે સહવાસ ગમતો નથી એનું કારણ એ જ છે કે, તમને તેમના પ્રત્યે ધિક્કાર છૂટે છે, પણ તમારા પતિને એ હકીકત કહીને તમે શાન્તી મેળવવાનું ધારો છો તે બરાબર નથી. એથી એનું એક સુંદર સ્વપ્ન ભાંગીને ભૂકો થઇ જશે. એના જીવનમાંથી આનંદ અને રસ ઉડી જશે. તમારા આત્માને શાન્તી થાય એટલો કદાચ તમને લાભ થાય, પણ તમારા પતિને જીંદગીભર એ વાતની યાદ સતાવ્યા કરશે. તમારા જીવનની ભૂતકાળની ભૂલ માટે તમને મનમાં દુઃખ થયા કરશે; પણ તમારા પતિને દુઃખી

કરવાનું સાહસ કરશો નહિ. એ વાત કરવાનો વિચાર પણ અગ્નિ સાથે રમત રમવા જેવો છે.

*

અમારાં માબાપ ગુજરી ગયાં ત્યારે અમે બે બહેનો તેમનાં સંતાનમાં હતી. હું મોટી છું ને મારી બહેન ઘણી નાની છે. બહેનને ભણાવવા ને ઉછેરવા માટે મેં લગ્ન કર્યું નથી. બહેનને ઉછેરી, ભણાવી, ને તેનું લગ્ન કરી આપ્યું, પણ કમનસીબે એક જ વર્ષમાં તે વિધવા થઇ; એટલે હવે આવીને મારી સાથે રહે છે. મારી ઉંમર ૪૦ વર્ષની થઇ છે, એટલે હવે મારાથી લગ્નનો વિચાર થાય તેમ નથી. તેમ જ બન્નેનું પોષણ કરવા વધારે કમાવા મારાથી દોડાદોડી થતી નથી. મને થાય છે કે એ ઘણી નાની છે ને પુનર્લગ્ન કરી ઠેકાણે પડે તો સારું; પણ એ કાંઇ વિચાર જ કરતી નથી. મારે શું કરવું?

—એક શિક્ષિકા

તમારી બહેન માટે તમે આપેલો આત્મભોગ મહાન છે. તમારા બહેનના સુખ માટે તમે બનતું કરી છૂટયાં, પણ એના કમનસીબે એ વિધવા બન્યાં. એનો આઘાત એમને લાગે એ સ્વાભાવિક છે ને એ જ કારણે એમને કોઇ દિશા ન સૂઝે તો તમારે તેને યોગ્ય માર્ગ બતાવવો જોઇએ. એને વૈધવ્ય પાળીને પોતાની આજીવિકા માટે નોકરી કરવી હોય તો તમારે તે માટે થોડી અગવડ વેઠીને સગવડ કરી આપવી જોઇએ, અને જો તેની ઇચ્છા પુનર્લગ્ન કરવાની હોય તો યોગ્ય મુરતીઓ શોધી આપી, તેના પરિચય અને સહવાસમાં એ આવે એવી ગોઠવણ કરી આપી તેનાં લગ્ન કરી આપીને નિશ્ચિત બનવું એ સારું છે.

## મારી સાસુએ કરેલી
# મારી સુવાવડ



લેખક :
વૈદરાજ શ્રી જડુભાઈ

*

. (શ્રાવણથી પુરૂં)

પ્રસુતિ પછી ત્રણ વાસ સુધી કાચી સુંઠ ખવરાવે, ત્યાર પછી પાકી સુંઠનો આંથો કરીને ખવરાવે. સુવાવડ દરમિયાન સુંઠ શેર–સવા શેર તો અનુકુળ પડે એ રીતે ખવરાવે જ.

સુવાવડમાં અને ત્યાર પછીના છ મહિનામાં સુવાદાણા અનેક રીતે ખૂબ ખવરાવે: રાબમાં નાંખે, સુંઠના ખાધામાં મેળવે, મુખવાસમાં પણ એ જ વાપરવાની સૂચના આપે. એનાથી વાયુ મટે, ધાવણ નીરોગી આવે, એટલે બાળક પણ કદી ચૂંકાય નહિ. મારૂં શરીર પણ સુધારે. મને કહેતાં કે, આ પ્રસંગે સુવા અને સુંઠ ખૂબ ખાવાં જોઇએ. કહેવત છે ને કે–"જેની માએ સવાશેર સુંઠ ખાધી હશે એનો પુત્ર સાચો વીર હશે." વળી મારાં સાસુ કહેતાં કે, વડ જેટલા સુવાદાણા ખાવા જોઈએ. માટે જ પ્રસુતિનું ગુજરાતી નામ સુવાવડ પડ્યું હોવું જોઇએ.

મેથીમાં પણ એમને એવી જ શ્રદ્ધા. લીલીમેથીનું શાક મળે તો તેય લાવે જ; વળી સુકી મેથીનું શાક કરીને પણ વારંવાર મને ખવરાવે. અમારા ઘરમાં અમસ્થો પણ સાદો અને પૌષ્ટિક ખોરાક લેવાનો રીવાજ છે; આચરકુચર ખાવાની પ્રથાજ નહિ, છતાં છ મહિના સુધી મારો સુવાવડો કોઠો મારાં સાસુ ગણતાં; એટલે ખટાશ, મરચાં, કઠોળ, ફરસાણ, ભારે ખોરાક અને જે વાયડું ગણાય એ ખાવા જ ન દે. પરેજી તો બરાબર પળાવે, નહીં તો સુવારોગ થઈ જાય ને? ખાંડનું કશું ખાણું ખાવાની તો મનાઇ. કહેશે કે, છોકરૂં ભરાઇ જાય. છ મહિનામાં દેશી ગોળ અને ઘી તો સારી રીતે—પણ પચે એ પ્રમાણમાં મારા કોઠામાં નાંખે જ. વળી સુવાવડ પછીના છ મહિના સુધી મહેનતનું કામ પણ ન જ કરવા દે. ધોવા પણ મોકલે નહિ. ધાવણ પણ મને ખૂબ આવતું. છ આઠ મહિના સુધી મારા બાળકને દૂધનું ટીપુંય પાવું પડ્યું નથી. ત્રીજે વાસેથી એરંડાનાં પાન પાણીમાં બફાવીને એ ગરમા ગરમ પાન છાતી ઉપર બંધાવે, અથવા એના ગરમ પાણીથી મારી છાતી વારંવાર ઝરાવે, એટલે ધાવણ ખૂબ છુટે. વળી સ્તનની ડીંટડી ઉપર મધ ઘી કે માખણ અથવા ગ્લીસરીન ચોપડાવે. એથી જો કદાચ ચીરા પડયા હોય તોય રૂઝાઈ જાય. ડીંટડી કોમળ થવાથી બાળક સહેલાઇથી ધાવી શકે.

પહેલોઠી (પ્રથમ પ્રસુતા) માતાને નાનું બાળક ડીંટડીએ વળગતું નથી, કારણકે પ્રથમ સુવાવડમાં સ્તન કઠણ હોય છે. ડીંટડીઓ આગળ નીકળેલી હોતી નથી, એટલે નાનું અને નબળું બાળક ધાવી શકતું નથી. આવે પ્રસંગે ધાવણ ગંઠાઇ જાય છે અને બાળક સદાને માટે માતાના ધાવણથી વંચિત રહે છે; અને પશુ દૂધ ઉપર ઉછરવું પડે છે. આવા દાખલાઓ એમણે જોયા હતા. એટલે પહેલી સુવાવડ વખતે તો મને અડી, પાસે બેસી, પહેલાં ગરમા ગરમ પાણીથી છાતી ઝરાવી; હળવે હાથે સ્તન મસળાવી, ડીંટડીઓ ચપટીથી આગળ ખેંચી, બહાર લાવી, થોડું ધાવણ બહાર કાઢી નાંખી પછી બાળકને ધાવવા આપે. અને મધ

વારંવાર ચોપડાવે, એટલે છાતી પોચી થવાથી તથા બાળકને ગળ્યું લાગવાથી સત્વર ધાવે અને બાળક સ્તનપાન શરૂ કરે એટલે તો પછી પ્રવાહ છુટે. પણ જો પહેલીવાર સાવચેતી ન રહે તો બાળક ધાવતું નથી. સ્તનમાં ધાવણ ગંઠાઇ જાય છે અને છાતી પાકે છે.

વળી બાળક ધાવતું હોય તોયે બે ત્રણ દિવસે ગરમાગરમ જળથી છાતી ઝરાવે એટલે ધાવણ ગંઠાય જ નહિ. કદાચ કશણ કોઇવાર જોગજોગે થઇ હોય તો ગરમાગરમ શુદ્ધ માટીનો લેપ કરાવે. એથી વીંખાઇ જ જાય અને સ્તનપાકનો પ્રસંગ જ ન આવે. વળી છ માસનું બાળક થતાં સુધી એની સંભાળ રાખવાને બહાને પહેલી એકાદ બે સુવાવડ પછી તો પોતાની પાસે જ સુવારતાં. એમાં એમનો હેતુ શો હતો એની તો મને પછી ખબર પડી. બાળક ધાવતું હોય ત્યાંસુધી પતિ સાથે શારીરિક સંબંધમાં આવવાથી ધાવણ ઘટી જાય છે; રોગીષ્ટ પણ થાય છે; એટલે એમાંથી બાળકને પોષણ મળતું નથી. કદાચે જો ગર્ભ રહી જાય તો બાળકને પારૂઘલો પણ લાગે. મને આ જ્ઞાન લાધ્યા પછી હું પતિના શયનગૃહમાં પ્રસુતિ પછી સુવા છતાં સ્તનપાન-કાળ દરમીઆન બ્રહ્મચારિણી રહી શકી છું. મારા પતિ પણ મારી સગર્ભાવસ્થાથી આરંભીને મારા બાળકના સ્તનપાનકાળ દરમીયાન બ્રહ્મચર્ય જ પાળતા. અમારામાં મારાં સાસુએ આ સંસ્કારબીજ નાંખ્યા છે. એથી જ મારે દરેક બાળક વચ્ચે ત્રણથી પાંચ વર્ષનો ઉમેલ રહ્યો છે, અને એથી જ હું તથા મારાં બાળકો તંદુરસ્ત છીએ.

વળી આપણને બાળક ધાવતું હોય છે ત્યાં સુધી વિષયવાસના કે પુનઃમાતૃત્વની ભુખ લાગતી નથી એનો અનુભવ કર્યા નથી ? આ આપણા અનુભવને સઘળા પુરુષો-પતિઓ લક્ષમાં લેતા હોય તો કેવું સારૂં ?

હવે તો હું એમના હાથ નીચે રહીને બધી રીતે પાવરધી થઇ ગઈ છું. મારૂં હૃદય એમને હમેશાં કૃતજ્ઞ અને ઉપકાર વશ રહે છે. કેમકે એમની સેવાથી મારૂં જીવન સુધર્યું છે.

ખરી રીતે એમણે મારી સેવા હમેશાં કરી છે, પણ મારી પાસેથી સેવા કે એનો બદલો લેવાની તેઓએ ઇચ્છા કદિએ કરી નથી એવો મારો પ્રત્યક્ષ સ્વાનુભવ છે.

મને ત્રીજું નાંવણ નવરાવી ઘરમાં અડાડે, પછી સીમેડ, ગુંદર, સુવા, મેથી, મુસળી સાલમ, વગેરે કેડને મજબુત કરનાર પૌષ્ટિક, વાયુને હરનાર અને ધાવણ વધારનાર તથા સુધારનાર એવાં બીજાં ઘણાં ગુણકારી સરસ ઓસડીયાં નાંખીને પાંચશેર ઘીના કાટલાના લાડુ વાળે. આવા કામમાં તો મારાં સાસુ નિપૂર્ણ હતાં; છતાં બે ચાર જાણકાર સ્ત્રીઓને પુછીને અને બનાવતી વખતે એમને બોલાવીને સલાહ લઇને લાડુ વાળે. મને સવારમાં એક લાડવો ખવરાવે અને મેં ખાધો કે નહિ એની ખાસ તપાસ રાખે.

મારાં સાસુ નિસ્વાર્થ-મમતા ભર્યાં, વહુ-ઘેલાં, બહુ માટે, પ્રજા માટે પોતાની જાતને ઓળઘોળ કરી નાંખનાર સેવાપરાયણ સાચે સાચાં સાસુ-એટલે માતા છે સુવાવડીની ખાસ સેવા કરે, બાળ ઉછેર કરે. માંદાની માવજત કરે એવાં એ જૂના જમાનાનાં પ્રેમાળ સહૃદયી દંભ વગરનાં અનુભવી ડોસીમા છે.

*

દરેક ગૃહસ્થાશ્રમીઓ પ્રજોત્પત્તિ અને પ્રસુતિના તથા બાળઉછેરના પ્રશ્ન ઉપર ગંભીરતાથી વિચાર કરવો ઘટે છે.

આપણા સમાજમાં આ બાબત વિષે ઘણું અજ્ઞાન પ્રવર્તે છે. સ્ત્રીઓ અને બાળકોનો શારીરિક બાંધો અને બુદ્ધિશક્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે. એ તરફ દુર્લક્ષ કરી શકાય એમ નથી જ

આપણે ગામડે ગામડે પ્રસુતિગૃહો ખડાં ચાડી શકવાની સ્થિતિમાં નથી અને પ્રસુતિ-

ગૃહો છે, ત્યાં પણ સારૂં પરિણામ આવ્યું નથી. એ આપણે નજરે જોઈએ છીએ.

પ્રસુતિ અને બાળઉછેરના પ્રશ્નનો નિકાલ પ્રસુતિગૃહથી થવાનો નથી. સારાં પ્રસુતિગૃહોમાં પણ દર્દી થાય, અને જીવલેણ પણ નીવડે.

એ તો માગે છે સારી સમજણ અને એ અનુસાર આચરણ. એટલે સગર્ભાવસ્થાથી માંડીને બાળકને દાંત આવી જાય, પગે ચાલતું થાય ત્યાં સુધીના કૌમારભૃત્યની દ્રષ્ટિ મેળવાની અગત્ય છે અને એ દૃષ્ટિ આવા લેખોમાંથી જો પ્રાપ્ત થાય તો આ શ્રમ નકામો ગયો છે. એમ નહીં ગણાય. નવી રીતે થતી સુવાવડોમાં ખોરાક વિષયક ખામી નિર્વિવાદ છે. અને જુની રીતે અત્યારે થતી સુવાવડની અણઘડરીત, ગંદકી અને આભડછેટ વિનાશકારી છે એટલે હવે એ બેઉ રીતમાંથી સારૂં શોધી એનો સુમેળ કરવાની જરૂર છે આપણી અણઘડ સૂયાણીયો તો હવે ચાલી જાય એજ ઇષ્ટ છે. આને માટે આટલા ઉપાયો થવા જરૂરી છે.

૧—આપણે ગામડે ગામડે શાસ્ત્રીય દાયણો તૈયાર કરીને પહોંચાડવી જોઇએ અથવા એક એક મહોલ્લામાં એક બે સેવા ભાવી ગૃહણીઓ શાસ્ત્રીય અને સ્વચ્છ દાયણનું કામ શીખેલી હોવી જોઇએ.

૨—ભણીને તૈયાર થએલી—અર્થાત્ સુયાણીનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર દાયણ પાસે જ પ્રસુતિનું કાર્ય કરાવવું જોઇએ.

૩—સુવાવડીનો ખોરાક—પ્રવાહી ઘી ગોળની રાબ, સુંઠ, ગંઠોડા કાટલાના લાડુ વગેરે આપણી જુની રીતે આપવો જોઈએ.

મતલબમાં—શાસ્ત્રીય સ્વચ્છ દાયણ, સંપૂર્ણ આરામ, પૂરેપૂરા શુદ્ધિની જાળવણી, સ્વચ્છતા તથા આપણો ખોરાક અને આયુર્વેદિક ઉકાળા વગેરે ઔષધોનો પ્રચાર, એ બધાનો સુમેળ પ્રસુતિમાં દાખલ થવાની જરૂર છે. નવી રીતે પ્રસુતિગૃહોમાં અપાતો સુવાવડનો ખોરાક કે તદ્દન ચા કોફી કે દૂધ ઉપર જ રાખવાની રીત અયોગ્ય છે. શહેરી સ્ત્રીઓ ઉલટી સુવાવડ પછી વધુ રોગીષ્ટ અને નબળી બને છે.

જુની સુવાવડમાં વપરાતાં ખોરાક અને ઔષધોપચારની ટુંકી યાદી આ નીચે આપી છે. પ્રયોગો જાણ માટે લખ્યા છે. આઠમો માસ અધૂઆરે પછી આપવાના મેથીના લાડુ—

| | |
|---|---|
| દળેલી મેથી શેર ૦। | વિધિ પ્રમાણે લાડુ બનાવી એક નાનો લાડું (આશરે નવટાંક) સવારમાં ખાવો. |
| ઘઉંનો લોટ શેર ૦॥ | |
| ઘી શેર ૦॥। | |
| દેશી ગોળ શેર ૦॥ | |
| સાકર શેર ૦॥ | |
| ગંઠોડા અઢી ભાર | |

૨

સુંઠનો સાંધો. (પાકી સુંઠ)

| | |
|---|---|
| સુંઠ શેર ૦। | વિધિ પ્રમાણે બનાવી સુવાવડ પછી છ વાસા પછી રોજ નવટાંક ને આશરે આ બનાવટ ખાવી. |
| ગંઠોડા અઢી ભાર | |
| ગુંદર શેર ૧। | |
| ઘઉંનો લોટ શેર ૦॥ | |
| ગોળ શેર ૧॥ | |
| સાકર શેર ૧। | |
| ઘી શેર ૨॥ | |

૩

ઘરમાં અડયા પછી ખાવાના કાટલાના લાડુ

| | | | |
|---|---|---|---|
| મેથી | શેર ૦। | ચીમેડ | શેર ૦। |
| ખસખસ | રૂ. ૫ ભાર | વરીઆળી | રૂ. ૫ ભાર |
| સુંઠ | ,, ૨॥ | ગંઠોડા | ,, ૨॥ |
| સુવાદાણા | ,, ૨॥ | અજમો | ,, ૨॥ |
| ધોળી મુસળી | રૂ. ૨॥ | કાળી મુસળી | રૂ. ૨॥ |
| સાલમ | ,, ૨॥ | આસંધ | ,, ૨॥ |
| શતાવળ | ,, ૨॥ | ગોખરૂ | ,, ૨॥ |
| કૌચાનાં બીજ | ,, ૨॥ | બલદાણા | ,, ૨॥ |
| એખરો | ,, ૨॥ | તપખીર | ,, ૨॥ |
| ગુલાબનાં ફુલ | ,, ૨॥ | વાવડીંગ | ,, ૧। |
| વાપુંભા | ,, ૧। | બાળાવજ | ,, ૧। |
| બેકરીઓ | ,, ૧। | ધાણા | ,, ૧। |
| લીંડી પીપર | ,, ૧। | તજ | ,, ૧। |
| તીખાં | ,, ૧। | જીરૂં | ,, ૧। |
| કપુર કાચલી | ,, ૧। | સાચું નાગકેસર | દશ આની ભાર |

| | | | |
|---|---|---|---|
| એલચી | ૦॥- | લવીંગ | ૦॥- |
| જાયફળ | ૦- | જાવંત્રી | ૦- |
| બદામનાં મીંજ શેર ૦। | | પસ્તાં | રૂ. ૫ |
| ટોપરાના ખમણ ,, ૦॥ | | ચારોલી | ,, ૨॥ |
| ઘઉંનો લોટ ,, ૧ | | ગુંદર | શેર ૧ |
| દેશી જુનો ગોળ ,, ૩ | | સાકર | શેર ૧ |
| ઘી | | શેર ૪ | |

વિધિ પ્રમાણે બનાવી લગભગ ૦। શેરનો લાડુ વાળી રોજ સવારમાં એક લાડુ ખાવો.

## ૪

## ગુહ્ય ભાગમાં વાપરવાની ગોળી

આ ગોળી પ્રસવ થયા પછી મહિને વાપરવાની છે અને લગભગ બે માસ સુધી કાયમ વાપરવાથી અવયવો બધા પુર્વવત્ થશે.

ગંધીલો વજ
આંબા હળદર
મરડાસીંગ
વાપુંબાં
ચીમેડ
મેથી
સુવાદાણા
ઘીમાં તળેલાં કાંટાળાં માર્યાં

એ બધાને સરખે વજને લઈ ખાંડી ઝીણા આંકથી કે લૂગડે ચાળી, અરણી ના પાનનો રસ નાંખી, ખદખદાવી મોટા બોર જેવડી ગોળી વાળવી. પછી છંયે સુકવી ચોકખા શીશામાં ભરી રાખવી. એમાંથી રોજ રાતે સુતી વખતે ગુપ્તાંગમાં એક ગોળી મૂકી સુઈ જવું અને સવારે બહાર કાઢી ફેંકી દેવી.

## ૫

સુવાવડમાં દસ પંદર વાસા લેવાની ધૂમાડી—

સુવાદાણા, લસણનાં ફોતરાં,
મેથી, લીંબડાનાં પાન.

એની ભુકી કરી સેઠીમાં દેવતા નાંખી માંચી ઉપર બેસી અંગારા ઉપર નાંખી એની ગુહ્યભાગમાં થોડીવાર ધૂમાડી લેવી. રોજ રાતે એકવાર પ્રસુતિ પછી લગભગ ત્રણેક અઠવાડીયાં આ ધૂમાડી લેવાય છે.

## ૬

સુવાવડીનો ઉકાળો—

દશમૂળ, દેવદાર, વજ, બાવે ઉપલેટ સુગંધી, લીંડીપીંપર, સુંઠ, મોથ, કરિયાતું, કડુ, ધાણા, હરડેની છાલ, ગજપીંપર, ભોરંગડીનાં મૂળ બે ભાગ (બીજાં ઓસડીઆંથી બમણાં) ગોખરૂ, ધમાસો, ગળો, અતવખની કળી, કાકડા શીંગ સાચી, શાહજીરૂં, કાયફળ

દરેક સરખે વજને અને ભોરંગડીનાં મૂળ બમણાં લેવાં એટલે દરેક એકએક તોલો હોય તો ભોરંગડીનાં મૂળ બે તોલા લેવાં.

પછી આખા ભાંગી ખાંડી ચિરાણી ચારણીથી ચાળી એક પડીકી ચાર ચાર તોલાની બનાવવી. એક પડીકી બે ટંક ઉકાળવી. સવાર અને સાંજ ૧॥ શેર પાણી મૂકવું. નવટાંક બાકી રહે ત્યારે લૂગડે ગાળીને પીવું. આ રીતે આ ઉકાળો કોઇ પણ રોગ ન હોવા છતાં એકાદ બે માસ પીવાથી સુવાવડી અને બાળક નિરોગી રહે છે. કદાચ ઝાડા થાય છે, પણ પછી એની મેળે મટી જાય છે અને પેટનો બગાડ નીકળી જાય છે.

વળી ઘણીવાર નબળી સ્ત્રીને પ્રથમ કષ્ટ થાય છે અને વેણ ચડતી નથી; એને માટે નીચેનો પ્રયોગ લાભદાયક છે અને અનુભવસિદ્ધ છે.

મહાયોગરાજ ગુગળ ગોળીઓ ૬ વાલ
પૂર્ણચંદ્રોદય મકરધ્વજ ગોળીઓ ૧૨ વાલ
ચોસઠપોરી પીપર વાલ ૩

આ ત્રણેય દવાઓને ખરલ કરી એકત્ર મિશ્રણનાં ૩ પડીકાં બનાવી દર અરધાઅરધા કલાકે એકએક પડીકી મધમાં અને ઘીમાં ચટાડવાથી વેણો ચડી તરતજ પ્રસવ થાય છે.

પ્રસવ થયા પછી મેલી પડતાં વાર લાગે તો સાપની કાંચળીની ધૂમાડી દેવાથી તરતજ ખુલાસો થઈ જાય છે.

ગામડામાં બીજું સાધન ન હોય તો કસ્તુરી ૧ રતિ અને ચોસઠપોરી પીંપર કે માત્ર લીંડીપીંપરનું ચૂર્ણ મેળવીને મધમાં ચટાડવાથી કે ફક્ત પીંપરથી જ પ્રસવ કાર્યને મદદ મળશે.

# આપણાં ફળો



## લીંબુ-ખાટાં-મીઠાં

ડૉ. ન. મુ. શાહ

[ આપણા આહારમાં વપરાતી મુખ્ય વસ્તુઓમાં ફળોને ચોક્કસ સ્થાન છે. આરોગ્ય બરાબર સાચવવાને માટે આવશ્યક યુક્તાહારમાં ફળોનો સમાવેશ થાય છે. ફળો શરીરને વિટામીન તેમજ ખનીજ તત્ત્વો પુરાં પાડે છે. સૌને ફળો સહેલાઇથી મળે એવી ગોઠવણુ અને સગવડ કરવા વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. આ પ્રશ્ન પ્રજાકીય તંદુરસ્તીની સાથે નિકટનો સંબંધ ધરાવે છે. આ લેખમાળામાં સામાન્ય ફળો સંબંધી માહિતી આપવામાં આવશે. ]

લીંબુ, મોસંબી, નારંગી સંતરાં, પપનસ એવા વિવિધ સામાન્ય નામથી જાણીતાં ફળો એકજ વર્ગના છે. આ બધાંનાં ઝાડ રુટેસી-બિલ્વાદિ વર્ગના છે. આ વર્ગ ખૂબ મોટો છે : તેમાં ૮૪ જાતના ઝાડનો સમાવેશ થાય છે. એની પેટા જાતિઓ પણ ખૂબ છે એટલે આ વર્ગમાં પુષ્કળ વનસ્પતિનો સમૂહ આવી જાય છે.

આ વર્ગની ઘણીખરી વનસ્પતિનાં પાન, ફૂલ, ફળ તથા ફળની છાલમાં સુગંધી તેલ હોય છે. દાળ, કઢી તથા ચટણીમાં વપરાતો મીઠો લીંબડો પણ આ વર્ગમાં આવે છે. આ વર્ગમાં સાઇટ્રસ જાતના ઝાડોનો એક મોટો વિભાગ છે. લીંબુ અને અન્ય ઉપર દર્શાવેલ ફળો સાઇટ્રસ જાતના ઝાડના ફળો છે. સાઇટ્રસની નીચે દર્શાવેલ સાત આઠ જાતો સામાન્ય રીતે જોવામાં આવે છે. આ જાતનાં ફળો મિષ્ટ લીંબો મેવો હોઇ ખાવા માટે વપરાય છે. અનેદેશદેશાંતરમાં તેનો મોટો વેપાર થાય છે. આવાં ફળોમાં મોસંબી, કડવી નારંગી, સંતરાં નારંગી, ખાટાં લીંબુ, મીઠાં લીંબુ, બીજોરૂં પપનસ વગેરે.

મોસંબીનું ઝાડ ૨૫-૪૦ ફૂટ ઉંચું થાય છે. તેનું મૂળ વતન ચીન છે. પણ દુનિયાના બધા દેશોમાં કલમ વડે તેનું વાવેતર મોટા પ્રમાણમાં થાય છે. આ સાઇટ્રસ જાતના બધાં ઝાડોને જરા ચૂનાવાળી જમીન અનુકૂળ આવે છે. મોસંબીને અંગ્રેજીમાં ઓરેંજ કહે છે. એટલે તેને નારંગી તરીકે પણ ઓળખવામાં આવે છે. મુંબઇમાં તેને મોસંબી કહે છે. ઉત્તર હિંદમાં તેને મીઠા લીંબુ તરીકે ઓળખવામાં આવે છે. આફ્રિકામાં આનું વાવેતર પુષ્કળ થાય છે અને હિંદના ફળો કરતાં આફ્રિકાની મોસંબી વધારે રસવાળી અને વિશેષ સ્વાદિષ્ટ લાગે છે. એક મહીના સુધી તે બગડતી નથી. મોસંબીની છાલમાં સુગંધી ઉડણુ તેલ ૧૦-૧૨ ટકાના પ્રમાણમાં હોય છે અને વરાળવડે તે કાઢવામાં આવે છે. તેનો ઉપયોગ તેલ, સાબુ, દારૂ વગેરેને સુગંધિત બનાવવા માટે થાય છે. તેને સીટ્રોન ઝેસ્ટ યા બીજોરૂં તેલ કહેવાય છે.

કડવી નારંગી હિંદના ઉત્તર શીત પ્રદેશમાં વાવવામાં આવે છે. તેનો દેખાવ મીઠી નારંગીના જેવો જ હોય છે, ફક્ત તેના ઝાડના કાંટા જરા મોટા હોય છે. કડવી નારંગીનો ઉપયોગ દવામાં થાય છે. કડવી નારંગીનાં ઝાડના ફુલોનો ઉકાળો ઉંઘ લાવે છે: કડવી નારંગીનો મુરબ્બો ઉદરના રોગો માટે વપરાય છે. તેનો આસવ બનાવાય છે. કડવી નારંગીના ફુલોનું શરબત જ્ઞાનતંતુઓના દર્દો માટે વેચાય છે. આ ઝાડમાંથી જુદાજુદા સુગંધી તેલ નીકળે છે.

સંતરાં-નારંગીનું વાવેતર હિંદુસ્તાનના

મધ્ય પ્રાંતોમાં ખૂબ થાય છે. નાગપુર અને પુનાની જાતો મોટી અને ખૂબ મીઠી હોય છે. તે આપણા દેશમાં લગભગ બધે વેચાય છે. નાગપુરી સંતરાં ખૂબ પ્રખ્યાત છે.

ખાટાં લીંબુનું વાવેતર દુનિયાના ઘણાખરાં દેશોમાં ખૂબ થાય છે. તેનું નાનું કાંટાળું ઝાડ થાય છે. હિમાલયની ખીણોમાં કુદરતી ઉગે છે. આની બે જાતો થાય છે (૧) ગોળ પાતળી છાલના અને (૨) લંબગોળ ખડબચડી જાડી છાલના. પાતળી છાલના લીંબુ કાગદી લીંબુ કહેવાય છે. તેમાં રસ વધારે હોય છે. ખાટા લીંબુનો રસ દાળ શાકમાં ખવાય છે. તે પાચક છે. લીંબુનું શરબત અને અથાણું પણ બનાવાય છે. લીંબુ અઠવાડિયું રહી શકે છે વાગી લીંબુ શરદી કરે છે.

લીંબુના રસ ઔષધ તરીકે વપરાય છે. તે ઉલટી અને ઉબકા અટકાવે છે; પિત્ત સમાવે છે; દાદર, ખસ ખરજવાં એવા ચામડીના રોગોમાં લીંબુનો રસ ચોપડાય છે દાંતના દુખવામાં તે ઉપયોગી નીવડે છે. આંખની રતાશ મટાડવા માટે આખું લીંબુ આંખે લગાડવામાં આવે છે. જર્મનીમાં ડાક્તરો લીંબુના રસના ટીપાં આંખમાં નાખે છે. લીંબુનો રસ અપવાસ પછી પીવાથી પેટ સાફ આવે છે. લીંબુની છાલમાંથી સુગંધી તેલ કાઢવામાં આવે છે. આ તેલ ખૂબ ઉપયોગમાં આવે છે. સાબુ, નેલ પાલીશ, રંગ અને કડવી દવાઓનો સ્વાદ સુધારવા અને બીજી બીજી બનાવટો માટે તે વપરાય છે. લીંબુના ઝાડને હિંદના હવાપાણી સારી રીતે માફક આવે છે. દર વર્ષે ૧૫૦૦ ગેલન લીંબુનું સુગંધી તેલ આયાત થાય છે છતાં આ ઉદ્યોગ તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી. તેલમાંથી સુગંધી તત્વ essence કાઢવામાં આવે છે. લીંબુના રસમાં સાઇટ્રીક એસિડ સારા પ્રમાણમાં હોય છે.

બીજોરું હિંદના બગીચાઓમાં પુષ્કળ વાવવામાં આવે છે. બિજોરાંનું ચૂર્ણ, મુરબ્બો શરબત અથાણાં આવશે ત્યાં વપરાય છે. બીજોરાંમાં ખાટો અને સહેજ કડવો ગર્ભ હોય છે. આ ગર્ભ અને ઉપરની છાલ દવામાં વપરાય છે.

મોટાં લીંબુ બીજોરાં કરતાં નાનાં, ખડબચડાં અને કાચા હોય ત્યારે લીલાં અને પાકે પીળાં થાય છે. તેમાં લીંબુથી ઓછો ખાટો રસ પુષ્કળ હોય છે. તેનો ઉપયોગ લીંબુની માફક થાય છે.

મીઠાં લીંબુનું વાવેતર હિંદમાં થોડા પ્રમાણમાં થાય છે. આ લીંબુ સાધારણ મીઠાં, મોસંબી કરતાં ઓછા સ્વાદના હોય છે.

સાઇટ્રસ જાતના જુદાજુદા ફળોનું વર્ણન ટુંકાણમાં આપી ગયા. હવે ફળોના ગુણો વિષે ઉલ્લેખ કરીએ આ બધા ફળો લીલા મેવા તરીકે ખવાય છે. તાજાં ફળો માંદા માટે પણ અત્યંત પથ્ય છે. આ ફળોનો રસ પૌષ્ટિક, હૃદયોત્તેજક. તૃષાશામક, શીતલ અને સારક છે. આ ફળોનો વેપાર ધરતીના ચારે ખંડમાં મોટા પ્રમાણમાં ચાલે છે. ફળોના રસનું સાકર સાથે શરબત બનાવીને પણ વેચાય છે. સાઇટ્રસ જાતના ઉપરના બધા ફળોમાં વિટામીન સીનું પ્રમાણ ખૂબ હોય છે.

ઉપરાંત ફળોમાં ખનીજ તત્વો હોય છે. નારંગીમાં કેલશિયમના ક્ષાર પુષ્કળ હોય છે. સામાન્ય ફળ લેવાથી શરીરને ખનીજ ક્ષારના તત્વો મળી રહે છે. એ ફળાહારની ખાસ ઉપયોગિતા છે

આ ફળોમાં સાકર ઉપરાંત સાઇટ્રીક એસિડ હોય છે. આ ફળ જઠરની પાચનશક્તિને ખૂબ ગુણકારી છે. આ ફળો આપણા દેશમાં સહેલાઇથી મળી શકે છે. પ્રજાકીય તંદુરસ્તીના સવાલના નિરાકરણ માટે સૌ કોઇને થોડા ફળ મળે એ જરૂરનું છે. આ ફળો સૌને મળે એવી રેલ્વેની સગવડ, આપણા દેશમાં હજી ઓછી છે. જનતાને દેશના ફળો સસ્તા ભાવે મળી શકે એવી ગોઠવણ અને સગવડ કરવા વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. આ પ્રશ્ન પ્રજાકીય તંદુરસ્તીની સાથે નિકટનો સંબંધ ધરાવે છે. પ્રજાની તંદુરસ્તીનું ધોરણ ઉંચે લાવવામાં ફળોનો મોટો હિસ્સો રહેલો. એકલા અનાજના ખોરાકમાં ફળો અનાજની ખામીઓ દૂર કરવામાં ખાસ ઉપયોગી છે.

# મા-બાપની મૂંઝવણો

[illegible]

**સવાલ :** તમે કહો છો કે બાળકોને ઘરના કામકાજમાં રસ લેતાં કરવાં અને ઘરનાં કામ કરવા માગે તેમાં તેમને રોક ટોક ન કરવી એ વાત તો જાણે સમજાય છે, પણ એ વાત વહેવાર તરીકે ભારે મૂંઝવનારી થઈ પડે છે એનું શું? મારા જ ઘરની વાત કરું.

તમે અમારે ત્યાં આવો તો તમને ઘરનાં વાસણ જોઈને નવાઈ જ લાગશે. લોટો કે પ્યાલો, થાળી કે વાટકો કોઈ ગોબા વગરનો તમે નહિ ભાળો. ઘરમાં કાંઈ પણ એવું વાસણ નથી કે જે કઢંગાઈ કઢંગાઈને ઠીબડાં જેવું ન થયું હોય. આ બધા પ્રતાપ બાળકોના છે: તેમને કામ સોંપીએ તેમાં આ દુઃખ છે. એની મેળાયે ગોળેથી પાણી ભરવા જાય તો લોટો કે પ્યાલો પાડયા વગર ન રહે. જરાક કોઈ સાવ લઈજા કરવાનું સોંપ્યું તો તે પછાડ બછાડ કર્યા વગર ન થાય. પછાડે આખરે તે ક્યાં સુધી ચલાવવું? કામ સોંપ્યું કે કોઈ વાસણ આપાયું જ છે!

ટીનના કે કાચનાં વાસણો તો થોડા દિવસમાં ખુરદો જ થઈ જાય. ચીનીના પ્યાલા રકાબી ઘરને સદતાં જ નથી. અને છતાંય તમારા જેવા બધા કહેશે કે, બાળકોને જવાબદારીથી ઘરનાં બધાં કામ કરવા દો. સાધારણ કુટુંબોને ઘરમાં રોજ રોજ આવું નુકશાન થાય તે કેમ કરીને પાલવે?

**જવાબ :** આ સ્થિતિ લાવવામાં આપણી સંકુચિત વિચારસરણી જ જવાબદાર છે; તમે ફરિયાદ કરો છો એ પરિણામો બાળકોને મુક્ત અને તેમજ જવાબદારીથી કામો ન કરવા દેવામાંથી નીપજેલાં છે. બાળક ગોળેથી લોટો ભરે કે "લે..તેં ભર્યું! લોટો હમણાં પછાડીશ!" એવી ટોકણી તેના માથે મારવામાં આવતી હોય છે. ચીજ વસ્તુ સંભાળથી લેવા મૂકવાની ફાવટ આવતાં આવતાં બાળકના હાથ અને ચિત્તને તાલીમમાંથી પસાર થવું પડે છે. આ કાબુ હમેશ આવાં કામો કરવાથી આવે છે. પણ કાબુ આવતાં લગી બાળકના હાથે ગોબાય ફોડાય કે પછડાય તે બદલ બાળકનો વાંક છે એમ ન માની, ધીરજ રાખવી ઘટે છે. અને આવા પ્રસંગે બાળકને વઢવું કે ટોકવું ન જોઈએ. તેનો ઇરાદો નુકસાન કરવાનો તો નથી જ હોતો, એ તો આપણે સમજી શકીએ છીએ. તે બેધ્યાન પણ નથી હોતું, એ પણ જાણીએ છીએ; પણ કાબુ આવતાં લગી શીખાઉ હાથોમાં પકડ એવી હોય છે અને ચીજ વસ્તુ હાથમાંથી પડી જાય છે એ હકીકત આપણા ધ્યાન બહાર રહી જાય છે.

ચીની કે કાચનાં વાસણ પડે તો તરત ભાંગે જ એ હકીકતથી બાળક પણ જ્ઞાત હોય છે, એટલે એ માટે તે વધુ કાળજી લેતું હોય છે. એ રીતે તો આવાં વાસણનો વપરાશ બાળકના હાથે વધુ થાય તો તેને જાગ્રત વિશેષ પ્રમાણમાં રહેવું પડે છે અને તેટલે અંશે તેને ફાવટ વહેલી આવે છે એવો અનુભવ છે. મોટેરાંના હાથે ભાંગફોડ નથી થતી એવું નથી. પણ તેમના માટે કદાચ આ ક્ષમ્ય ગણાય, કારણ તેમનો ઇરાદો ભાંગફોડનો નથી હોતો; જ્યારે બાળકના હાથે થાય તો એવા ઇરાદાનું આરોપણ આપણું અધીર મન કરશે અને

# ન્યાયની

# અદાલતમાં



સિનેમાનો ખેલ જોવા માટે મફત પાસ આપવાની લાલચ આપીને સ્ત્રીઓને થીએટરમાં બેસાડી એમની સાથે અણછાજતી વર્તણુંક ચલાવવાના આરોપ માટે મુંબઈના રીગલ થીએટરના મેનેજર મિ. નરીમાન ડોસાભાઈ નાદીરશાની મુંબઈની છુપી પોલીસના જાગતિ ખાતાં તરફથી ધરપકડ કરી, કોર્ટની પોલીસ કોર્ટમાં રજુ કરવામાં આવતાં માજીસ્ટ્રેટે તેને તપાસ થતાં સુધી જામીન ઉપર છોડવાનો હુકમ કર્યો હતો.

હકીકત એવી જણાય છે કે, મળેલી કેટલીક બાતમી ઉપરથી પોલીસે એક બાઈને થીએટર ઉપર મોકલી. મેનેજરે એને જોઈને મફત પાસ આપવાની ઓફર કરી અને પછી એ બાઈને છેક દરવાજા પાસેની પાછળની બેઠકમાં એક ખુરસી ઉપર બેઠક આપવામાં આવી. આસપાસની બીજી ખુરશીઓ ખાલી હતી. ખેલ શરૂ થયા પછી થોડીવારે મેનેજર આવીને બાઈની પાસેની ખુરશીમાં બેઠો અને તેણે તરતજ બાઈનો હાથ પકડ્યો. બાઈ એ એનાં વર્તન સામે વાંધો ઉઠાવવાથી થોડી વાર તો મેનેજર ચુપચાપ બેસી રહ્યો, પણ પાછી અટકચાળા ચાલુ કરી અને બીજીવાર બાઈનો હાથ પકડીને તેના ઉપર ચુમી સુદ્ધાં કરી. બાઈએ મેનેજરને ચેતવણી આપી કે હું તારી સામે ફરીયાદ નોંધાવીશ.

ઈન્ટરવલ પછી મેનેજરે બાઈની છેડતી ફરી શરૂ કરી અને બાઈએ એ બાબતની બહાર ઉભેલા પોલીસ અધિકારીઓ પાસે જઈને ફરિયાદ કરી. તરતજ આરોપીની ધરપકડ કરવામાં આવી હતી.

*

કઠલાલ ગામની એક શાંતાબાઈ નામની, જુવાન પાટીદાર યુવતીએ મધ્યરાત્રીએ પોતાના પતિને ગામની ભાગોળે લઈ જઈ પતિ ઉપર તલવારથી હુમલો કરી ઉપરા ઉપરી ૧૫ જેટલા ઘા કરવા માટે નડીઆદ સેસન્સ કોર્ટમાં કેસ ચાલી જતાં તેણે ગુન્હો કબુલ કરવાથી શાંતાબાઈને બે વર્ષની સખ્ત કેદની સજા થઈ.

*

રાણપુરના કુંભાર શામજી રાઘવજીની નવી પત્ની કાશીએ પોતાના દોઢ વર્ષના ઓરમાન પુત્રને ઞ્યાસતેલ છાંટી બાળી નાંખવાથી તે છોકરો મરણ પામતાં પોલીસ કેસ થયેલો. કેસ અંગે બાઈ કાશીને જન્મટીપ દેશનિકાલની સજા થઈ.

*

દેલવાડાના મણીબેન પરાગજીના ગળામાંથી બલીમોરા રેલ્વે સ્ટેશન અછોડો તફડાવવા અંગે પકડાયેલા રજબ નબીબક્ષ નામના શખ્સને દોઢ માસની કેદ ને રૂ. ૫૦નો દંડ અગર ત્રણ અઠવાડીયાની વધુ કેદની સજા થઈ છે.

---

ઉકળી ઉઠશે. એ વાત આપણે મનથી વિચારશું તો સમજાશે. બાળક આવી તાલીમમાંથી પસાર થઈ રહ્યું છે તેમાં દેખાતી ખામીઓ કે ક્ષતિઓ પાછળ બાળકનો કોઈ ઇરાદો નથી. અને આ ખામીઓ માટે આપણે બાળક પ્રત્યે આ તાલીમમાંથી પસાર થતાંયનાંમાં સહાનુભૂતિ, ધીરજ અને સમભાવ બતાવશું તો જે સ્થિતિ આજે આપણે ત્યાં મોટેરાંના હાથો વડે જાણ્યું-પછાડ અજાણ બાબતમાં-થઈ રહી છે તે જરૂર ટળશે.

રહુડીઓની બહાર પણ પરસ્પર કોમની માણસાઇના પ્રસંગો બન્યા છે. હુલ્લડ ફાટી નીકળ્યું તે જ દિવસે પ્રખ્યાત 'ડેરેક્ટર અભિનેતા' સાલ્વી તેની પત્ની સાથે ઝીલોબાઇને મળવા ગયો. રમખાણ દરમ્યાન ઝીલોબાઇને લતો ભયંકર ગણાતો હતો. આ દરમ્યાન તો કતલખાછ શરૂ થઈ ગઈ અને સાલ્વી માટે પોતાને ઘેર પાછું ફરવું મુશ્કેલ બન્યું. મુસ્લીમ અભિનેત્રી ઝીલોબાઇએ ત્રણ દિવસ સુધી આ હિન્દુ દંપતીને રક્ષણ આપ્યું અને આવેલા દુલ્લડખોરોની ધમકીને તેણે દાદ ન આપી.

*

મુંબઇમાં એક સ્ત્રી ગાંડી થઇ ગઇ છે. એમ જણાય છે કે, તેણે ચાલુ હુલ્લડ દરમિયાન એક માણસનું કરપીણ ખૂન થતું નિહાળ્યું હતું અને તેના ભયાનક દૃશ્યે તેને ગાંડી બનાવી દીધી. એ ગાંડી બની છે ત્યારથી તેના મકાનની અગાશીમાં ઊભી રહીને નીચેથી પસાર થતા બધા માણસો ઉપર પવિત્ર પાણી છાંટે છે અને વારંવાર 'મારાં બચ્ચાંઓને ન મારો—અરે, મારાં બચ્ચાંઓને ન મારો,' 'હિન્દુ–મુસલમાનો લડવાનું બંધ કરો.' "હિન્દુ–મુસલમાનો એક થાવ" એવા પોકારો કર્યા કરે છે.

આ ઉલટાસુલટી દુનિયામાં જ્યારે તર્ક અને ડહાપણ, સહૃદયતા અને પડોશીધર્મ, શાંતિ અને સ્નેહભાવ અને બીજા તમામ માનવસહજ ગુણોને સ્થાને કહુતા, તિરસ્કાર અને હિંસા વ્યાપી રહ્યાં છે ત્યારે ગાંડાં માણસોમાં જ સાચું કહેવાની હિમ્મત છે એમ જણાય છે. (જન્મભૂમી)

*

સંયુક્ત પ્રાંતના એક શહેરમાં થોડા વર્ષ પહેલાં એક વૃદ્ધાએ કેવી રીતે રમખાણ થતું અટકાવી દીધું હતું તેની રસપ્રદ વાત એક મિત્રે જણાવી છે.

# સૌરભ



વાત એમ બની કે એક મુસ્લિમ ગ્રાહક એક હિન્દુ પાસેથી મિઠાઇ ખરીદતો હતો ત્યારે એ મિઠાઇને અડી ગયો. જાતિભાવનાથી સતેજ થએલો મિઠાઇવાળો ગુસ્સે થઈ ગયો અને તેણે ઠપકો આપ્યો. સામેથી મિજાજ-ખોર ગ્રાહક પણ ખિજાયો. ટોળું ભેગું થઇ ગયું. જોનારાઓ પક્ષાપક્ષીમાં પડ્યા અને ગંભીર પરિસ્થિતિ ઊભી થઇ. કોમી લાગણી તો ઉશ્કેરાયેલી હતી જ અને રમખાણ કોઈ પણ ક્ષણે ફાટી નીકળવાનો ભય હતો. કોઇ પણ ક્ષણ ગાળાગાળી ને હિંસા જન્માવે તેમ હતું- લાઠીઓ તૈયાર થઇ ગઇ હતી. પત્થર એકઠા થયા હતા.

આ બધું એક વૃદ્ધ ડોશીમા ઘરમાંથી જોયા કરતી હતી. તે તુરત જ બહાર આવી. અને ભેગા થયેલા ટોળાને તેણે કહ્યુંઃ .

"અરે મૂર્ખાઓ, આ બે તો નામચીન સી. આઇ. ડી. છે એ નથી જાણતા ! રમખાણ ચલાવવા માટે તેમને હુકમ કરવામાં આવ્યો છે," અને બીજી જ ક્ષણે ટોળાનો ગુસ્સો પેલા મિઠાઇવાળા ને ગ્રાહક તરફ વળ્યો. પલકમાં તો એ બંને છૂ થઇ ગયા. સી. આઇ. ડી. વાળાની ગંદી ચાલ–બાજીઓને ગાળો ભાંડતું ભાંડતું ટોળું વિખરાઇ ગયું

અસામાન્ય નૈતિક દૃષ્ટિએ તો એ વૃદ્ધા અસત્ય બોલી હતી, પરંતુ તોફાન અને હિંસા પ્રેરતા કહેવાતા સત્ય કરતાં તોફાન અને હિંસા ટાળવા માટે કહેવામાં આવતું અસત્ય બધા ધર્મ અને નૈતિક ધોરણોની દૃષ્ટિએ સારૂં છે. વળી એ વૃદ્ધા બહુ જ ખોટી પણ નહોતી. સીધી નહિ તો આડકતરી રીતે કોમી હુલ્લડ મચાવનાર કે તેમાં ભાગ લેનાર પ્રત્યેક વ્યક્તિ વિદેશી શાહીવાદની દલાલ અને સાથી છે. મુસ્લીમ પર છૂરીનો ઘા કરનાર કે મુસ્લીમ પ્રત્યે તિરસ્કાર ફેલાવનાર પ્રત્યેક હિન્દુ અને હિન્દુ ઉપર છૂરીનો ઘા કરનાર અને હિન્દુ પ્રત્યે તિરસ્કાર ફેલાવનાર પ્રત્યેક મુસ્લીમ દેશની આઝાદીનો દુશ્મન છે અને દેશના દુશ્મનોનો મિત્ર છે.

જો કોઇ ગુંડાઓને આ સત્ય સમજાવવાનો શ્રમ લે તો એ ગુંડાઓ પણ આ દલીલમાં રહેલું સત્ય સમજ્યા વગર નહિ રહે. (ક્રોનીકલ)

*

પ્રાચીન કાળમાં હિન્દી સ્ત્રીઓની પૂજા અને માનમર્યાદા સંબંધી ધર્મશાસ્ત્રોમાં અનેક ઉલ્લેખો મળી આવે છે પણ આજે આપણી નીતિ-મર્યાદા છેક છેલ્લે પાટલે આવીને બેઠી છે. કોંગ્રેસ મહિલા સમિતિ (કાનપુર)ના સંયોજિકાશ્રમની તારાબહેન અગ્રવાલ 'આજ' પત્રમાં ત્રણ બહેનોની કહાણી પ્રગટ કરે છે. એક બહેને પોતાની હકીકત લખી મોકલે છે કેઃ—

હું જ્યારે ૧૧-૧૨ વર્ષની હતી ત્યારે મારા પિતાએ મારૂં લગ્ન ૩૦ વર્ષના એક હૃષ્ટપુષ્ટ નવયુવાન સાથે કરી આપ્યું. મારા પતિએ તે જ વખતથી મારા ઉપર એટલા અત્યાચાર શરૂ કર્યો કે તેને સંભારતાં મને ધ્રુજારી છુટે છે. મારા ઉપર ગુસ્સે થઈ મને માર મારીને મારાં હાડકાં ભાંગી નાખ્યાં. ધીમેધીમે હું બિમાર થઈ. ઘરે ઉપચારો કર્યા, પણ તબીયત સુધરી નહિ, એટલે મને ઓપરેશન કરાવવામાં આવ્યું. તે પછી મારી તબિયત વળી નહતી એટલામાં મારા પતિએ ફરીથી મારા ઉપર બળાત્કાર શરૂ કર્યો. તેણે દારૂ પીવો પણ શરૂ કર્યો. મેં ખૂબ સમજાવ્યા પણ માન્યું નહિ. બધી સંપત્તિ ચાલી ગઇ ને ઘરમાં ખાવાના પણ સાંસા પડયા અને લાંઘણો થવા માંડી. જ્યારે કશો ઉપાય ન રહ્યો એટલે હું ઘર તજીને ઘેરઘેર ઠોકરો ખાતી ફરૂં છું અને દુઃખી જીવન અને અભાગી સમાજ ઉપર આંસુ વહાવું છું. જે હિન્દુ ધર્મમાં છૂટાછેડાનો રિવાજ નથી તે હિન્દુ સમાજની અભાગી નારી આવી પરિસ્થિતિમાં શું કરે તે મને આપ બતાવશો તો આભારી થઈશ.

બીજી એક બહેન લખી મોકલે છે કેઃ—

મારાં લગ્ન થયા પછી મારા પતિ જુદા રહે છે. તે આળસુ ને ઉડાઉ છે. કાંઈ જ કમાતા નથી. વડિલો પાસેથી મળેલી પુંજી કયાં સુધી ચાલે? છેવટે અમે બન્નેને એક ટંક ને છેવટે માત્ર પાણી પીને દિવસ ગુજારવાની વેળા આવી, એટલે મારા ઉપર ગુસ્સે થઇને મારા પતિએ મારા ઉપર મારપીટ શરૂ કરી. છેવટે તેમણે નફટાઇ બતાવી મને કહ્યું કે તું આ મારા મિત્ર છે તેની સાથે સંબંધ કરીને વ્યભિચાર નહિ કરે તો હું તને મારી નાખીશ. છેવટે મેં ગુપ્ત રીતે મારા સસરાને પત્ર લખી મને છોડાવીને તેમને ઘેર લઇ જવા પત્ર લખ્યો. આવી સ્થિતિમાં હું બીજું શું કરૂં?

એક ત્રીજી બહેન જાતે રૂબરૂ આવીને કહી જાય છે કેઃ—

હું લગભગ દોઢ વર્ષથી મારા પતિની યાતનાઓ સહન કરૂં છું. એમણે ધીમેધીમે મારૂં બધું ઘરેણું પૂંચવી લીધું છે ને છેવટે એક ફાટલો સાડી આપી ઘરમાંથી કાઢી મૂકી છે. તે કહે છે કે, મારા ઘરમાં તું નહિ. તારે ઠીક પડે ત્યાં ચાલી જા. મારા પતિને મારી

જેઠાણી સાથે પ્રેમસંબંધ છે અને એ સંબંધે અમારે ઘણીવાર ઝગડો થયા કરે છે. મારા પતિ ખૂબ ક્રોધી સ્વભાવના છે અને તેની પાસે કેટલાક ગુંડાઓ પણ આવે જાય છે. મારા પતિ મને કહે છે કે તું પાડોશણના ઘરે જતી આવતી રહે અને તેના ઘરની બધી માહિતી આપ. તેમની ઇચ્છા તેના ઘરમાંથી ચોરી કરવાની છે. તેમના આવા અનીતિ ભર્યા કામમાં સાથ આપવા હું ઇચ્છતી નથી. એથી મારા પતિએ મને એવી મારી છે કે મારા શરીર ઉપર મારના સોળ ઉઠી આવ્યા છે. હવે હું મારું જીવન સુખ શાન્તીથી ગાળી શકું એવો કોઇ રસ્તો આપ મને બતાવશો તો આભારી થઇશ.

*

એંડ્યેરમાં આ વર્ષની શરૂઆતમાં ભરાયેલ હિન્દ વિજ્ઞાન પરિષદની બેઠકમાં વંચાયેલ સંશોધનલેખોના પ્રગટ થયેલ સંક્ષિપ્ત અહેવાલ પરથી જણાય છે કે આપણા દેશની સ્ત્રીઓ વૈજ્ઞાનિક સંશોધનમાં પોતાનો હિસ્સો આપતી જાય છે. વિજ્ઞાનની જુદીજુદી શાખાઓને લગતાં વિભાગો પારષદમાં કરવામાં આવ્યા છે, જેથી પોતાના વિષયમાં રસ લેતાં વિજ્ઞાનીઓ તે વિભાગમાં હાજરી આપી શકે. વિજ્ઞાનની જુદીજુદી શાખાઓમાં સંશોધન કરતી સ્ત્રીઓમાંથી પંદર સ્ત્રીઓએ પોતાના સંશોધનના પરિણામો બેઠકમાં ચર્ચવા મોકલ્યા હતાં. રસાયન અને પ્રાણીશાસ્ત્રના વિષયોમાં સૌથી વધારે લેખો છે—દરેકમાં ત્રણ. ભૌતિક વિજ્ઞાનમાં બે. અને બાકીનામાં એક એક લેખ છે. નૃવંશવિદ્યા અને પુરાતત્ત્વ વિભાગમાં નડીયાદના શ્રીમતી મંગળા દાણીનો 'ગુજરાતના લોકગીતો' પરનો લેખ ગુજરાતનો હિસ્સો છે. લખનૌના શ્રીમતી હેમમંગલિક—સન્વાલનો 'પ્રદરના બસો દર્દીઓનો અભ્યાસ' ધ્યાન ખેંચે છે કારણ કે આ અગત્યના વિષયપર આ દેશમાં હજી સુધી પદ્ધતિસર અન્વેષણ થયું નથી.

*

વીસથીયે વધારે વર્ષથી હું ભાગ્યે જ કોઇ વાર ફેશનેબલ કહેવાતા હિંદી લોકોમાં અથવા સરકારી અમલદારોના મંડળોમાં ગઇ હોઇશ. હિંદુસ્તાનમાં આવી અત્યાર સુધીની જિંદગી ખરા હિંદીઓની વચ્ચે જ મેં ગાળી છે. પણ ગઈ વસંત ઋતુમાં ખેડૂત વર્ગના લાભને અર્થે મેં સંયુક્ત પ્રાંતની સરકારના માનદ સલાહકાર તરીકેનું "વધુ ખોરાક ઉગાડો"નું કામ સ્વીકાર્યું, ત્યારે તદ્દન જુદા જ વાતાવરણમાં હું સપડાઇ. જ્યાં જુઓ ત્યાં વિચિત્ર દેખાતા માણસો અને તેમની વચ્ચે જાણે વધારે અંગ્રેજ કોણ દેખાય તેની હરીફાઈ ચાલતી હતી. તેમનાથી નિરાશ થઈ મેં મારા કાર્યકરો સામું જોયું, ત્યાંયે બધાનું મિલકાપડ, કઢંગા પાટલૂનમાં ખોસેલાં ખમીસ, સખત ગરમી છતાં તેના ઉપર પરદેશી ઢબના કોટ અને પગમાં સજ્જડ બેસે એવા અસલ બાટાના જોડા! આ મને ખૂંચ્યું. પણ દરેકનાં નામ પૂછ્યાં ત્યાંયે એ જ. બધા જ 'મિસ્ટર'! મિસ્ટર શર્મા, મિસ્ટર વર્મા વગેરે. બીજાને ઉદ્દેશીને બોલે તોયે મિસ્ટર ફલાણા. પછી આવ્યા પગીને ચપરાસીઓ, તેમણે પણ જ્યારે 'હજૂર, હજૂર,' શરૂ કર્યું, ત્યારે તો મારી હેરાનગતિની હદ આવી ગઈ!

પણ આ મુંઝવણ મારી એકલીની ન હતી. તેઓ પણ સારી પેઠે મૂંઝવણમાં પડયા, કેમ કે, મને મિસ કે મેડમ તરીકે બોલાવવાની મેં ના પાડી. ત્યારે તેને સારુ હિંદી પર્યાય શોધવા પન્દરેક દિવસ જેટલી જ અગવડ તેમને પણ જણાઇ. મે કાગળો લખાવવા માંડયાને 'મિસ્ટર'ને બદલે 'શ્રી, કે 'સાહેબ,' લખાવ્યું ત્યાં તો પાનાંનાં પાનાં બગડવા માંડયાં, કારણ કે, આ પરદેશી ટેવ એટલી બધી ઊંડી ઉતરેલી કે તરત નીકળી જાય એમ નહોતું.

થોડા દિવસ પછી પ્રાંતના પશ્ચિમ ભાગમાં

હું મુસાફરીએ નીકળી. નવી જ મુશ્કેલીઓ મારી સામે ઊભી રહી. સરકારી ઉતારા બધા અસલ અંગ્રેજી ઢબે શણગારેલા હતા. ગંધાતા કોચ ને ખુરશીઓ, હારબંધ ટેબલો-મોટા પલંગ, તે પણ માથા આગળ ઢાંકેલા. જેથી રાત્રે ગરમી થાય ને હાથ લાંબા કરવા હોય તો પણ ન કરી શકાય. અને મે અને જૂન માસમાં રાતના પણ ગરમી તો રહેતી જ. ગંધાતી ને વર્ષોની ધૂળ જામેલી જાજમો, તાજી હવાને અટકાવે એવી જાળીવાળી બારીઓ અને સૌથી ત્રાસદાયક તો હરેક નાહવાની ઓરડીમાં ગબડતા કમોડ અને તે પણ સૂવા બેસવાના ઓરડાની અડોઅડ. રસોડાને વિષે કંઈ ન કહેવું, એમાં જ સાર છે.

ભાષા, પહેરવેશ ને રહેણીકરણીના આ બધા કઢંગા રિવાજ જે સત્તાની રૂપ છે, તેને પણ તે સત્તાની સાથે જ હિંદમાંથી સમૂળ કાઢી નાખવાનો સમય નથી આવ્યો શું?

('હરિજનબંધુ') **મીરાંબહેન**

*

ઊગતી જુવાનીમાં એક બહેનને એક પડોશી યુવક સાથે પરિચય થયો. બન્નેના જીવ મળ્યા. પણ જ્ઞાતિ જુદી એટલે લગ્ન તો શાનું જ સંભવે! પરણવા માટે એ લોકોને ઉતાવળ પણ ન હતી. બન્ને ન્હાનાં હતાં. યુવતીનાં માતા-પિતા જરા ઉદાર વૃત્તિનાં હોઈ કદાચ હા પાડત, પણ યુવકનું કુટુંબ સાવ જૂના જમાનાનું, કહોને, અઢારમી સદીનું! અને યુવાન હજી વિદ્યાર્થી અવસ્થામાં હતો, અને ૧૭-૧૮ વર્ષની કાચી ઉમ્મર હતી. તેનાં માતાપિતા અને તેથીયે વધુ ઘરડાં-દાદાદાદી આ સ્નેહ-સંબંધી ગંધ પારખતાં જ ગભરાઈ ઊઠ્યાં. તેમણે નાતના શ્રીમંત કુટુંબની એક સારી જેવી પણ અબુધ બાળા સાથે જુવાનનું સગપણ કર્યું. બિચારા છોકરાએ પછાડા માર્યા, લગ્નના થોડા દિવસ પહેલાં ઘેરથી નાસી ગયો, પણ પોલીસની મદદથી તેને પકડી લાવ્યા. પછી તો દાદાએ ડાર્યો, બાપાએ ધમકાવ્યો, કાકાએ કુનેહથી સમજાવ્યો, મામાએ મીઠીમીઠી વાતોથી પટાવ્યો, દાદી તથા મા ઓશિયાળાં થઈ રોવા મંડ્યાં ઉપરાન્ત વારસામાંથી બાતલ કરવાની, ઘરમાંથી કાઢી મૂકવાની અને ઝેર ખાઈ મરી જવાની પણ એ સગાંઓએ ધમકીઓ આપી. આ સર્વ દમદાટી આગળ કાચી ઉમ્મરનો આર્થિક રીતે પરતંત્ર યુવાન ન ટકી શક્યો; અને લગ્નની વેદી ઉપર હોમાયો.

પણ પેલી યુવતીનું શું? એ તો બીજા કોઈને પરણવાની સાફ ના પાડે છે. અસલની વાતોઓમાં આવતું, તેમ બીજા સર્વ પુરુષોને ભાઈ-બાપ સમાન ગણીને એ તો બેઠી છે. હવે યુવક જ્યારે ભણીને પગભર થયો છે, ત્યારે તેને પોતાની પ્રેયસી સાથે પરણવાની હિંમત આવી છે. પોતાની પરિણીત પત્ની સાથે તે સંસાર ચલાવે છે, પણ તેમનાં મન મળી શક્યાં નથી. (એ પણ બિચારી દુઃખી જ ને?) હવે પેલી બહેન વિચાર કરે છે, કે હયાત પત્નીવાળા પુરુષને પરણીશ તો સમાજ જરૂર મારો કેડો નહિ મૂકે; પણ જો તે જ પુરુષની હું (ઉઘાડે છોગે) રખાત થઈને રહીશ, એવા દાખલા અત્યારે આપણા સમાજમાં થોડા નથી (તો નવો કે જૂનો એકે પક્ષ નહિ દુભાય) મારા સામે કોઈ આંગળી પણ નહિ કરે. સમાજમાં મારો મોભો, પ્રતિષ્ઠા બધું જળવાશે, અને મારો પ્રીતમ પણ મને મળશે, તો પછી શા માટે પરણવું?

આ બહેન વાસનાની વૃત્તિઓ દબાવી દઈ, આજીવન બ્રહ્મચર્ય પાળે, એટલું તેનામાં બળ નથી. આત્માએ ઓળખેલા વર સિવાય કોઈ પુરુષને જીવન સમર્પણ કરવું, તેને એ પાપ-વ્યભિચાર સમજે છે. બાળકોની માતા થવાના પણ તેને ભારે કોડ છે. આવી સ્થિતિમાં આ બહેન શું કરે?

(જ્યોતિર્ધર) **રવીન્દ્ર જી. ભટ્ટ.**

# કેટલાક સાચા કિસ્સાઓ

ભરૂચની મોઢ ઘાંચી જ્ઞાતિના એક જુવાને પોતાની પત્ની જોડે લગ્ન કર્યા બાદ મુંબઈમાં ઘર માંડયું. એને એક મહિનો પણ વીત્યો હતો એટલામાં નિર્દોષ બાળાને લાકડીએથી લાકડીના ત્રણ ટુકડા થતાં સુધી માર માર્યો. આટલાથી જ ન અટકતાં, પત્ની કદાચ બૂમો પાડે અને આજુબાજુના લોકોને જાણ પડી જાય તે માટે, ગ્રામોફોનનું વાજું વગાડતાં વગાડતાં, મોઢામાં ડૂચો મારી મારવાનું ચાલુ રાખ્યું. પત્નીનો ભાઈ એકવાર પોતાની બહેનને લઈ ગયો અને ફરી સમાધાન કરી મૂકી આવ્યો.

પછી એને માર મારવાની બીજી રીત અખત્યાર કરી. પત્ની મરી જાય, તો ખટખટ જાય, તે માટે પતિએ લાતો અને મુક્કાઓનો ગુપ્ત માર-શરૂ કર્યો. લાતો પેડુમાં એવી મારી કે એથી યુવાન પત્નીના શરીરમાં પાક થઇ ગયો હતો, અને એટલાથી ન અટકતાં પત્નીના હાથ ચુલા પર ધમધગતી લોઢાની લોઢી પર ચાંપી દીધા.

*

નવસારીના યુવાન પારસી જહાંગીર અરદેશર દારૂ ત્યાંની જ એક પારસી કન્યા સાથે પ્રેમમાં પડયો હતો, પણ પાછળથી તેને જણાયું કે તેનું લગ્ન બીજા સાથે નક્કી થયું છે. આથી નિરાશ થઈ જહાંગીરે આત્મઘાત કરવાનો પ્રયાસ કરવા ઝેર ખાધું, પણ તબીબી સારવારથી તેને બચાવી લેવામાં આવ્યો હતો. આત્મઘાતના સંબંધમાં તેના પર કેસ ચાલતાં એક વર્ષ માટે ૨૦૦ રૂ. ના સારી ચાલના જામીન પર તેને છોડવાનો હુકમ થયો છે.

*

મુઝફ્ફરપુર જિલ્લાના અત્રા થાણાના બનીબાગ ગામમાં ૨૭મી સપ્ટેંબરે તોફાન થયું હતું. એમ જણાય છે કે કલકત્તાના તોફાનો વેળા એક બંગાળી બાળાનું અપહરણ કરી તેને અહીં લાવવામાં આવી હતી. ગામવાસીઓની વિનતિને પરિણામે પ્રથમ તો એ બાળાને સોંપી દેવાની અપહરણ કરનારાઓએ ઉત્સુકતા બતાવી, પરંતુ પાછળથી તે રીતે વર્તવા ના પાડતાં ઝપાઝપી થઈ હતી.

*

એક ઘણોજ આશ્ચર્યકારક બનાવ વોર વિકશાયરમાં બની ગયો. ૨૧ વર્ષની એક યુવતી 'સુરે'એ વરરાજાનો સ્વાંગ સજીને એક અન્ય યુવતી સાથે લગ્નવિધિ કરી નાંખી! ૧૬મી ઓક્ટોબરે પોલિસ કોર્ટમાં એના પર મૂકાયેલી આ આક્ષેપનો જવાબ આપવા પોલિસ અમલદાર એને હાજર કરશે. પ્રથમ સુનાવણી વખતે 'સુરે'એ એના જવાબમાં જણાવેલું કે પરણવા માટે એણે સ્થાનિક રજીસ્ટ્રારની કચેરીમાં જાણી જોઇને વિજ્ઞાપન પત્રિકા પર સહી કરી હતી. પોતે પુરુષ છે એવું નિવેદન 'સુરે'એ આપેલું એમ પોલિસ કહે છે.

*

સત્તર વર્ષ પછી પત્નીને પતિનો વિયોગ વસમો લાગ્યો, સને ૧૯૨૯માં એકાએક આયર્લેન્ડના પોતાના નિવાસમાંથી અલોપ થયેલા પતિ મિ. ફ્રોગનની ભાળ કાઢવા ૬૦ વર્ષની વૃદ્ધાએ ગ્લાસગોની પોલીસની મદદ માગી હતી. પતિના અલોપ થયા પછી પત્નીએ અમેરિકાની પાતાળ નગરીનો પ્રવાસ ખેડયો. અઢળક ધન મેળવ્યું. હવે એ બ્રિટન પાછી ફરી છે. અઢળક સંપતિ અને વિલાસ વૈભવ ભરેલું સદન શ્રીમંત શ્રીમતીને શ્રીમાન વિના સુનું સુનું લાગે છે, અને ખોવાયેલા પતિનાં સદ્દચાર ક્યારે સાંપડે એની એણી ટરી રાહ જુએ છે.

*

અમેરિકન સૈનિકો ૧૦૦૦ કરતાં વધારે

અંગ્રેજો ઇન્ડીયન સ્ત્રીઓને પરણીને અમેરિકા લઇ ગયા હતા. પરંતુ ત્યાં ગયા બાદ ટૂંક મુદતમાં તેમની સાથે 'છૂટાછેડા' લગ્ન મેળવી તેમને રઝળતી મુકવામાં આવી છે, તેમની સ્થિતિ ઘણીજ દયાજનક બની રહી છે. એમ એમ કહેવાય છે કે ૧૦૦૦ જેટલી, એવી રીતે સ્ત્રીઓને લઈ જવામાં આવી હતી.

*

અમેરિકામાં આવેલા કનેક્ટીકટ મુકામેના સેલિસબરી ગામમાં ઇ. સ. ૧૬૩૪ના માર્ચ માસમાં થએલી ચૂંટણી વખતે એક પક્ષ પર આરોપ મૂકવામાં આવ્યો હતો, કે મતદાનાઓમાં તેમણે એક સ્ત્રીનો સમાવેશ કર્યો છે. તે દિવસોમાં સ્ત્રીઓને મતાધિકાર નહોતો. તેથી ડૉક્ટર બેરી તેની પરીક્ષા કરવા માટે નિમાયા. તેમણે પરીક્ષા કરી કહ્યું કે તે પુરુષ છે. બીજે દિવસે તે વ્યક્તિ વોટ આપવા ગઇ ત્યાં ડૉક્ટર ટ્રીકરને વાંધો લીધો અને જણાવ્યું કે તે સ્ત્રી છે. ત્યાર બાદ બન્ને ડૉક્ટરોએ તેની તપાસ કરી અને કહ્યું કે તે વ્યક્તિ સ્ત્રી નહિ, પણ પુરુષ છે.

અને આ સંયુક્ત અભિપ્રાય પછી થોડા દિવસે જાણવા મળ્યું છે કે તેણે તો એક પુરુષ સાથે વિવાહ કરી લીધા છે. તેની પ્રવૃત્તિ પણ સ્ત્રી જેવી હતી. આથી ફરીથી ચિકિત્સકોને પરીક્ષા કરવાનું કહેવામાં આવ્યું. તેમણે તેના માસિક ધર્મના સમયે તેની પરીક્ષા કરી અને તેમને જણાયું કે તેને ગર્ભાશય પણ હતું.

ઉપરની વાતને મળતી જ વાત એક અંગ્રેજ સ્ત્રી મેરી હાર્વીના સંબંધમાં છે. તે ૨૩ વર્ષની ઉમર સુધી તો પૂરેપૂરી સ્ત્રી રહી. ત્યાર બાદ તેને પોતામાં કાંઈક પરિવર્તન થતું લાગ્યું. આથી પાંચ વિશેષજ્ઞોને તેણે પોતાનું શરીર બતાવ્યું. પણ તેઓ તેની જાતિની બાબતમાં એકમત ન થઈ શક્યા. બે જણાએ તે સ્ત્રી હોવાનો અભિપ્રાય આપ્યો. ઈ. સ. ૧૮૦૩માં જન્મ મરણની નોંધ રાખતા વિભાગ તરફથી તેને સ્ત્રી અને પુરુષ બંને હોવાનું પ્રમાણપત્ર મળ્યું હતું!

આ બન્નેથી વિચિત્ર વ્યક્તિનો ઉલ્લેખ ડૉક્ટર હ્યું પોતાના 'જેનિટલ એબ્નોર્મેલિટીઝ, હર્મેફ્રોડિટિઝમ એન્ડ રીલેટેડ એડ્રીનલ' નામના પુસ્તકમાં કરે છે. તે વ્યક્તિનો ઉછેર એક છોકરી પેઠે જ થયો હતો, છતાં ઘેરથી નીકળી તેણે પુરુષનાં કપડાં પહેર્યાં, અને એક સ્ત્રી સાથે લગ્ન કર્યું. પાછળથી તેણે કેટલીય સ્ત્રીઓ સાથે સંબંધ રાખ્યો, એટલું જ નહિ, તેણે પુરુષો સાથે પણ સંબંધ રાખ્યા. આમ તે સ્ત્રી અને પુરુષ બન્નેની સાથે રહી અને જ્યારે જેવી ઇચ્છા થઈ ત્યારે તેણે સ્ત્રી સાથે પુરુષ રૂપમાં અને પુરુષો સાથે સ્ત્રીરૂપમાં વ્યવહાર કર્યો. તાત્પર્ય એ કે, તે ઉભયલિંગી હતી. દુનિયામાં આથી બીજી વધુ વિચિત્ર ઘટના ભાગ્યેજ હશે.

*

કોંગ્રેસના મેરઠ અધિવેશન માટે સ્વયંસેવિકાઓની ભરતી કરી રહેલાં શ્રીમતી ઉમા નહેરૂએ એક મુલાકાતમાં જણાવ્યું હતું કે મેરઠ અધિવેશનમાં ૫૦૦ સ્વયંસેવિકાઓ પોતાના હળવા કામ ઉપરાંત ટ્રાફીક પર અંકુશ રાખવા જેવા અઘરા કામમાં પણ સ્વયંસેવકોને સાથ આપશે. મુંબઈથી બોલાવાએલી પચાસ સ્વયંસેવિકાઓ સિવાયની તમામ સ્વયંસેવિકાઓને હું સંયુક્ત પ્રાંતમાંથી જ નોંધી રહી છું ૩૦૦ સ્વયંસેવિકાઓ તો ક્યારનીએ નોંધાઈ ગઈ છે અને તેમને આઝાદ હિંદ ફોજના અફસરો તાલિમ આપી રહ્યા છે.

*

પૂર્વ બંગાળના નોઆખલી જીલ્લાઓમાંથી હજારો હિંદુ સ્ત્રીઓનાં અપહરણ થયાં છે અને તેમને વટલાવી તેમની સાથે લગ્ન કરી નાખવામાં આવ્યાનું પ્રાંતિક સમિતિ તરફથી જાહેર થયું છે.

# સ્ત્રી-જગત  સમાચાર

પલસાણા તાલુકાના નાદીદા ગામમાં હથીયારબંધ ધાડ પાડી ત્યારે ડાહ્યાભાઇ દેવાભાઈની પત્નીએ તીજોરીની ચાવી આપવાની ના પાડી. તે ઝિંઝનાણમાં બાઇ ઘાયલ થઇ. લોકો આવી પહોંચતાં ધાડપાડુઓ નાસી ગયા.

*

આણુરોડમાં માટી ખોદતાં ચાર સ્ત્રીઓ દટાઈ ગઇ તેમાં ત્રણ તો તરત જ મરી ગઈ.

*

અખિલ ભારત મહીલા પરિષદની આગ્રા અને યુ. પી. શાખાની બીજી બેઠકે પ્રાંતિક કાપડ નિયંત્રણ બોર્ડમાં સ્ત્રીઓને દાખલ કરવાની માંગણી કરતો ઠરાવ પસાર કર્યો.

*

બાંઇ પુતલીબાઇ આર. ડી. શેઠનાએ તેના પિતાના સ્મરણાર્થે 'શેઠ કેખશરૂ હોરમસજી આલપાઇવાળા સુરત ઇન્ડસ્ટ્રીઅલ ઇન્સ્ટીટ્યુટ ફોર પારસી ઝોરોષ્ટ્રીઅન વીમેન એન્ડ ગર્લ્સ'ની સ્થાપના માટે રૂા. ૧,૨૩,૯૦ ની કિંમતની સરકારી જામીનગીરી તથા તેના શરૂઆતના ખર્ચ માટે રૂપીઆ ૪૦૦૦ આપ્યા છે.

નાગા પર્વતમાં મોનસાગ ખાતે અટકાનમાં રાખેલાં રાણી ગ્વાડીલોને ૧૯૩૨ માં નાકરની ચળવળ અંગે કાળાપાણીની સજા થયેલી; તે પછી કોંગ્રેસ પ્રધાનમંડળના વખતમાં તેમને છોડી મૂકલાં; તે પછી ફરી તેમને પકડવામાં આવેલાં છે તેથી તેમને છોડાવવા આસામના કોંગ્રેસ નેતાઓ પ્રયત્ન કરે છે.

*

અમદાવાદના વનિતાવિશ્રામના પ્રીન્સીપાલ ફેનીબેન બાબુભાઇ મજુમદાર વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયાં.

*

મુંબઇ ધારાસભાએ બહુપત્નીત્વનો રિવાજ બંધ કરાવવા બીલ પાસ કર્યું. આ બીલ ૧૯૩૮ માં શ્રી. લીલાવતી મુનશી લાવ્યા હતાં. આઠ વર્ષે ફરી તેમણે રજુ કર્યું હતું. આ બીલ અનુસાર કોઈ પણ માણસ પોતાની પત્ની જીવતી હોય ત્યાં સુધી બીજું લગ્ન કરી શકશે નહિ. આ ઇલાકા બહાર આવું લગ્ન કરનાર આ ઇલાકાનો વતની હશે તો સજાને પાત્ર ગણાશે.

*

માતર તાલુકાના વિરોજા ગામમાં એક બારૈયાએ તેની પત્નીના ગુપ્ત ભાગમાં કોશ મારીને ખૂન કર્યાની વાત બહાર આવી છે.

*

મુન્શીગંજ સ્ટેશન હકુમતમાં એક ગામડા ઉપર હલ્લો કરી ત્રણ છોકરીઓને ઉપાડી જવાની હકીકત જાહેર થઈ છે. તે સંબંધમાં બંગાળ સરકારે તેમાં કાંઈ વજુદ ન હોવાનું જાહેર કર્યું છે.

*

અમદાવાદ ગીરધરનગરમાં સમૂહ ભોજનમાં પાંચ હરિજન બહેનોને આમંત્રણ આપ્યું હતું અને ભાઇ બહેનોએ સમૂહ ભોજન કર્યું હતું.

*

કુણાદરા (તા. કસારા)માં ચમાર જીવા માવાની સ્ત્રીએ બે છોકરા ને એક છોકરી એમ ત્રણ છોકરાંને એક સાથે જન્મ આપ્યો. બધાં જીવતાં છે.

*

બ્રીટનના માજી વડાપ્રધાન મી. ચર્ચીલની પુત્રી બેલ્જીયમના વારસ રાજા ચાર્લ્સ સાથે પરણવાની હોવાની વાતો સંભળાય છે.

રાણી ગ્વાડીલો સામેનો હુકમો ખેંચી લઇ તેમને છોડી મૂકવા આસામના કોંગ્રેસવાદીઓએ વચગાળાની સરકારને અરજ કરી છે.

*

સુરતના શ્રી• દેવેન્દ્ર નંદનાથ દિક્ષિતે કુ. રજની મુકુંદરાય દવે સાથે સીવીલ રજીસ્ટર કાયદા મુજબ લગ્ન નોંધાવ્યાં છે.

*

શ્રી. લીલાવંતી મુનશીનું કજોડાં બીલ પાસ થયું છે ને નવ માસ સુધી, જાહેર પ્રજામત માટે બહેનોમાં ફેરવવા માટે નક્કી થયું છે.

*

ગોવાના એક પોર્ટુગીઝ ઓફીસરે ગોવાના કાર્યકર બહેન પ્રેમલતા ઝાંબુલીકરને કહ્યું હતું કે, જે લલીતા કંટકની પેઠે એઓ કે છોકરીઓનો ભેદ રાખ્યા વગર રાષ્ટ્રધ્વજ લઇ ફરતી હરકોઇ ઓને નગ્ન કરીશું.

*

ગોવાની સરકારે ડો. લોહીઆ સાથે મુસાફરી કરતાં પુના કોંગ્રેસ સમીતિના મંત્રી શ્રીમતી શાન્તા નાવરને ટ્રેનમાંથી ઉતારી લઇ રાત્રે પોલીસના કબજામાં રાખવામાં આવ્યાં હતાં ને સવારે હદપાર કરવામાં આવ્યાં હતાં.

*

પાલીતાણાના કુંવરી શ્રી ગીતાબાનો સંબંધ કિશનગઢના મહારાજા સાથે થયો.

અમેરિકાના અનાજ સમિતિના પ્રમુખ શ્રી. પર્લ બક



જેટલું અનાજ મોકલાયું છે તેટલું જ અનાજ ઓકટોબરમાં હિંદમાં મોકલવા જોગવાઇ કરવાનું કહ્યું.

*

આગામી મહાસભા મેરઠમાં ભરાવાની છે ત્યાં વ્યવસ્થા વિભાગમાં શ્રીમતી કુસુમલતા ગાગી કેમ્પકમાન્ડર અને શ્રી. પ્રભા ગુપ્તા તેમના મદદનીશ તરીકે કામ કરશે.

*

સીંગાપોરના કબ્રસ્તાનમાં કુમારી બી. ડી. જેન નામની એક હિંદી નર્સની કબર પરથી મોહનરાવ નામનો હિંદી કેપ્ટન મરેલો મળી આવ્યો હતો. મીસ જેનની કબર પર તે રોજ ફૂલ ચડાવતો હતો.

*

મદ્રાસ ધારાસભામાં 'દેવદાસી'ની પ્રથા સામે પ્રતિબંધ મૂકતો કાયદો પસાર થયો.

*

અખીલ હિંદ મહિલા પરિષદે સ્ત્રીઓનું હકનામું પ્રગટ કર્યું છે.

ઓસ્ટ્રેલીયાની સીડની વિદ્યાપીઠમાં માનસશાસ્ત્રી ડો. લાવલની દેખરેખ નીચે સાસુઓને ભણાવવા માટેનો ખાસ કલાસ ચલાવવામાં આવે છે. સાસુઓએ પોતાની પુત્રવધૂ અને કુટુંબીઓ સાથે કેમ વર્તવું તે શીખવે છે.

*

ડેટ્રોઇટની એક શ્રીમંત બાઇએ મરતા પહેલાં કરેલાં વાસિયતનામા પ્રમાણે, એના પાળેલા કૂતરાને રૂા. ૭૫૦૦૦નો વારસો મળ્યો છે.

*

ગોરીંગનાં પત્નીએ એમનો અસલનો સીનેમા નટીનો ધંધો ફરીથી શરૂ કરવા માટે જર્મનીમાં અમેરિકન સત્તાધીશો સમક્ષ અરજી પેશ કરી છે. હજી એ અરજીનો જવાબ મળ્યો નથી.

*

એક ઓસ્ટ્રિયન સુથારને ત્યાં મહાયુદ્ધ પછી એકી સાથે ત્રણ બાળકોનો જન્મ થયો હતો, પરંતુ વિયેનામાં મકાનોની તંગીને લીધે, ત્રણ પારણાં મૂકવાની તેની પાસે જગ્યા નથી. તેણે રૂમ મેળવવા કરેલી અરજીનો અસ્વીકાર થયો છે.

*

મુંબઇમાં જુહુ વિમાની મથકે મુંબઈ કલકત્તા વચ્ચે દોડનારી નવી વિમાની સર્વિસની ઉદ્‌ઘાટન ક્રિયા મીસીસ ડાહ્યાભાઇ પટેલને હાથે થઇ.

ભરૂચમાં શ્રીમતી હેમલતા રામલાલ દેસાઇના પ્રમુખપદે રાષ્ટ્રીય ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો.

*

પટના ખાતેની અંગ્રેજી સ્કૂલની એક શિક્ષકા શ્રીમતી કે. એન. મિશ્રએ નાગરી, બંગાળી, મરાઠી, ગુરૂમુખી અને ગુજરાતી ભાષામાં, ટેલી-પ્રિન્ટરોથી સમાચાર મોકલી શકાય એવી શોધ કરી છે. આ શોધનો પરિણામે, છાપાનાં સમાચારો ટેલીપ્રિન્ટર સંચા મારફતે હાલમાં માત્ર અંગ્રેજી ભાષામાં મોકલી શકાય છે, તેને બદલે જે તે છાપાની ભાષામાં મોકલી શકાશે; એટલે તરજુમાની કડાકૂટ રહેશે નહિ.

*

બાજીપુરા ગામના રાણા રત્નાની ૩૭ વર્ષની વીધવા બાઇએ એક બાળકના જન્મને છુપાવવાના આશયથી તે બાળકને ગળું દબાવીને તેને મીંઢોળા નદીના કિનારા ઉપર ફેંકી દેવડાવ્યું હતું. આ અંગે પોલીસે એ બાઇની ધરપકડ કરી છે.

*

શ્રીમતી મેરી જોન્સ નામની એક સીદી મહિલાએ ૬૫ વર્ષની વયે ૨૭મા બાળકને જન્મ આપ્યો છે. એને અત્યાર સુધીમાં ૭ જોડીઆં બાળક થયાં હતાં. એમના પતિની ઉંમર ૬૦ વર્ષની છે.



શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત યુનો પરિષદમાં હાજર આપવા અમેરિકા જતાં હોવાથી તેમણે અખીલ હિંદ શારીરિક કેળવણી પરિષદ ખુલી મૂકવાની પોતાની અશક્તિ જાહેર કરી છે.

* *

અમેરિકામાં બ્રુકલીન ખાતે મીસીસ બાર્થો સીંગર નામની ૧૯૬ રતલની સ્ત્રી ટબમાં ન્હાવા બેઠી હતી તે તેમાં ફસાઇ પડવાથી ટબ તોડીને બહાર કાઢવી પડી.

*

જલાલપોર કસ્બામાં રહેતી ભરૂચ તરફની ભાવસાર બાઇ ભાનુમતીને તેની સાસુ સોના તથા નણંદ કોકીએ ડામ દીધેલા. તે સંબંધમાં બન્નેને એક દિવસની સજા ને પચીસ રૂપીઆ દંડ થયો.

જામનગરના મહારાણી સાહેબે કાશીમાં કચ્છ કાઠિયાવાડના વિદ્યાર્થીઓ માટે છાત્રાલય બાંધવા ૨૪ હજાર રૂપીઆ આપ્યા. આ છાત્રાલયનું નામ 'અર્જુનકુમાર છાત્રાલય' રહેશે.

*

અમદાવાદમાં ગોમતીપુરમાં જયા નામની યુવાન વણિક વિધવાએ અગ્નિસ્નાન કર્યું.

*

નિકોલ ગામના કુવામાંથી એક સ્ત્રીની લાશ મળી. બાઇ ઓળખાણી નથી, પણ તેણે આપઘાત કર્યો હોવાનું મનાયછે.

*

સુરતમાં ગાંધી સપ્તાહ દરમ્યાન ગોપીપુરા મહિલા વિદ્યાલયમાં શ્રી. ગુણવંતબહેન ધીઆએ ભાષણ કર્યું. અને બીજી સંસ્થાઓમાં વિધવિધ રીતે ગાંધી જયંતિ ઉજવાઇ.

વડોદરાની એક કૉલેજના વણીક પ્રોફેસરે પોતાની હયાત પત્ની છતાં કૉલેજની નાગર જ્ઞાતિની લાયબ્રેરીયન યુવતી સાથે ફરી લગ્ન કર્યાં.

*

મોરબીમાંના સુડાવાળા મા સાહેબનું અવસાન થયું.

*

જામનગર આયુર્વેદિક કૉલેજમાં ભણવા જનાર ગોંડળ રાજ્યના પાંચ વિદ્યાર્થીઓને શ્રી. રાજકુંવરબા સ્કૉલરશીપ આપવાનું જાહેર થયું છે.

*

સ્ત્રીજીવનમાં રસોઈઘર વિભાગ સંભાળતાં સૌ. મણી-બહેન મહેતાનું મદ્રાસમાં અવસાન થયું.

*

મુસ્લીમ લીગ તરફથી અમેરિકામાં લીગી પ્રચાર માટે બેગમ શાહનવાઝ નીમાયાં.

*

શ્રી. સુશીલા નાયરે શ્રી. બાલકૃષ્ણ કાલેલકર સાથે આંતર પ્રાંતિય લગ્ન કર્યાં.

*

મુંબઈમાં મરીન ડ્રાઇવ ઉપર મીસ સરીતાબાઇ જૈન મકવાણાને છરી બતાવી લૂંટી લેનાર નરસૈયા રંગાપ્પાને નવ માસની સજા થઇ.

*

સુરત દયાપોરવડ મહિલા મંડળમાં શ્રી. લતાબહેન દેસાઇનું પ્રવચન થયું.

અમદાવાદમાં સારંગપુર ચકલા ફરના વીસામા નજીક રહેતી ૩૫ વર્ષની બ્રાહ્મણ બાઇ સવિતાએ અગ્નિસ્નાનકર્યું.

*

લંડન સ્વરાજ ભવનના શ્રીમતી મિરઝાએ ગાંધીજીને એક લાકડી ભેટ મોકલી છે.

*

સુરત વાડીફળીઆ સ્ટોર ગૃહઉદ્યોગને લાગતું પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું.

*

સુરતની મદ્રામ-એ હરકા-મીઆને બાઇ મરીઅમબાઇ હાજી. અ. રહેમાન તરફથી રૂા. પાંચસોનું દાન મળ્યું.

*

વસોમાં સટ્ટા-જુગારની બદી પરાકાષ્ટાએ પહોંચી છે. એક માણસે એની પત્નીને જુગારમાં મુકી હતી. એ હારી જતાં ગુંડાઓ પત્નીને લેવા ગયા અને પતિએ પત્નીને ગુંડાઓને હવાલે કરી. પરંતુ આ વાતની જાણ થતાં સગાંસંબંધીઓએ પત્નીને ગુંડાઓના હાથમાંથી છોડાવી લીધી હતી.

*

ઓસ્ટ્રેલીઆમાં આંતર રાષ્ટ્રીય મહિલા પરિષદમાં હાજરી આપીને કુ. કપિલા ખાંડવાળા તથા શ્રીમતી મીઠાં મુંબઇ પાછા આવી પહોંચ્યાં છે.

પરોઢી રાજ્યનાં પ્રજા મંડળની રાજદ્વારી પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રીમતી અરૂણા અસફઅલીએ કરી.

*

કર્વે વિદ્યાપીઠને થોડા વખતમાં મુંબઇ સરકાર તરફથી ચાર્ટર મળશે અને બીજી વિદ્યાપીઠો પ્રમાણે સમાન અધિકાર તેની વિદ્યાર્થીનીઓને અપાશે.

*

ડેન્માર્કની પાર્લામેન્ટમાં એક સભ્યે સૂચના કરી છે કે આપણા રાજ્ય બંધારણમાં એવો સુધારો થવો જોઇએ કે હવે રાજકુંવરને બદલે રાજકુંવરીને પણ ગાદીએ બેસાડી શકાય.

*

બ્રીટીશ રાજ્યના એક માત્ર હિંદી ઉમરાવ લોર્ડ સીંહા અને લેડી સીંહા આ મહિને હિંદ આવશે.

*

ઇગ્લાંડના મહારાણી એલીઝાબેથને હાથે ફર્થ ઓફ ક્લાઇડ બંદરની ગોદીમાં બંધાયેલી એલીઝાબેથ સ્ટીમરને તરતી મુકાઇ.

*

સુરતમાં પારસી જરથોસ્તિ બાનુઓ અને બાળાઓ માટે ઉદ્યોગગૃહ સ્થપાયું.

*

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક

# સ્ત્રીજીવન

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : માગશર ૨૦૦૩ : ડિસેમ્બર ૧૯૪૬ : અંક ૨જો

## દાન

ધૂમકેતુ

* અને પછી એક શ્રીમંત માણુસે વિનતી કરી : 'અમને દાન વિષે કાંઇક કહો.' અને તેણે ઉત્તર આપ્યો : 'જ્યારે તમે તમારી વસ્તુઓ દાનમાં આપો છો—પૈસા કપડાં કે ધાન્ય—ત્યારે તમે ખરી રીતે કાંઈ જ આપતા નથી.'

જેનામાં આપવાની ઊર્મિ જાગી છે તે પોતાની જાતને પહેલ વહેલાં આપે છે. ખરી દાનવૃત્તિ પણ એમાં જ રહી છે.

કારણ કે તમારી મીલ્કતી વસ્તુઓ એ ખરી રીતે તો એવી વસ્તુઓ છે કે જેમનો તમને ખપ નથી, છતાં કેવળ સંગ્રહની ખાતર તમે જેમને સંગ્રહી રહ્યા છો અને તેમાં બીજો કોઈ એ ઉપાડી જશે એવો ભય પણ જેમના વિષે તમે સેવી રહ્યા છો.

એટલું જ નહિ, એવા સંગ્રહમાં જગત-પિતાના સર્વજ્ઞપણાનો પણ ઇન્કાર રહ્યો છે. તમે સંગ્રહ કરો છો, કારણ કે તમને ભય છે. તમને લાગે છે કે, ખરી અણીને વખતે તમને જે વસ્તુનો ખપ પડશે, તે વસ્તુ તમને નહિ મળે. અંતઃકરણના ખરેખરાં ઉંડાણમાંથી સર્વ શક્તિમાન પાસે માગેલી હરેક વસ્તુ, એના માંગનારને મળી જ રહે છે, એવી શ્રદ્ધા જેનામાં ન હોય એવા દરેક માણુસે, સંગ્રહ કરવાની વૃત્તિમાં જ પોતાનું સંરક્ષણ શોધવું રહ્યું.

પણ જે શ્વાને પોતાની સહિસલામત આજીવિકા માટે આવતી કાલના

* ખલિલ જિબ્રાનના એક વિચારનો વિસ્તાર કર્યો છે.

ખોરાકનું હાડકું ધૂળમાં સંઘરી રાખ્યું હતું, તે અતિ ડાહ્યા શ્વાનને શું મળ્યું તેનો વિચાર કરો.

આપણી સંગ્રહવૃત્તિ જે દુષ્કાળ ફેલાવી રહેલ છે, તે દુષ્કાળને ભેદવા માટે, આપણે આપણા સંગ્રહમાંથી થોડાક ટુકડા લઈને દાનશીલ બનવા માટે દોડીએ છીએ, ત્યારે આપણી એ મશ્કરી, ક્રૂરતાની હરેક સીમા વટાવી ગયેલ ગુંડાગીરીની પણ ગુંડાગીરી ગણાવી જોઈએ.

દાનવૃત્તિ જેનામાં ખરી રીતે જાગી છે તે માણસ પોતાના સંગ્રહ વિષે પહેલવહેલો વિચાર કરતો થશે. તે પછી જ એ દાન આપવાનો વિચાર કરશે.

કેટલાક માણસો આપે છે, કારણ કે એમનો સંગ્રહ એમની વિચારહીનતામાંથી જન્મેલો સંગ્રહ છે. એટલા માટે એ આપી દે છે—જેથી એમના સંગ્રહમાં પડેલી લક્ષ્મીના ચળકાટ સાથે, થોડીક કીર્તિનો ચળકાટ પણ એમને ત્યાં આવે. એમની આ વૃત્તિનો પડઘો એમના દાનને, કુતરાએ અભડાવેલા ધાન્ય જેવું હીન અને અપવિત્ર બનાવે છે.

આ લોકો, એમ તો એમ પણ આપે તો છે, એ સમાધાનીના સુર સાથે એકમત થવું, એનો અર્થ દુષ્કાળની પરંપરા સ્થાપવી ને સન્માનવી એમ જ હોઈ શકે.

સંગ્રહની મર્યાદા જ્યારે વ્યક્તિ પોતે કરી શકતી નથી, ત્યારે કોઈ ડાહી રાષ્ટ્રીય સરકાર એ મર્યાદા બાંધી આપે છે. પરદેશી સરકાર જે મર્યાદા બાંધી આપે એ મર્યાદા નથી. તેમ જ પરદેશી સરકારના લેશ પણ પ્રભાવ નીચે કામ કરતી રાષ્ટ્રીય સરકારને પણ આવી મર્યાદા બાંધવાનો અધિકાર નથી. એટલા માટે પ્રજાએ સમગ્ર રીતે પોતાના સંસ્કારધન વડે જ આવી સંગ્રહી વ્યક્તિઓના દાનને અજીઠા ધાન જેવું ગણીને, નાનામાં નાની વ્યક્તિના થોડામાં થોડા મળતા દાન વડે, પોતાની જરુરિયાતોને પહોંચી વળવાની ટેવ પાડવી રહી.

મુશ્કેલીઓમાં પ્રજા બળવાન તો જ બને. નહિતર તો એ અપંગ રહે—અને અપંગ બનાવનારાઓ જ એના મુરબ્બી દાનશીલો થયાં કરે.

એક માણસના એક કરોડ રૂપિયામાં નહિ—પણ એક કરોડ માણસના એક એક રૂપિયામાં શક્તિ રહી છે. એટલા માટે જેમની પાસે થોડામાં થોડું છે, છતાં જે થોડામાંથી થોડું આપે છે તે દાનની પવિત્રતા સમજે છે.

કેટલાકને આપવામાં આનંદ આવે છે. એમનો એ આનંદ એ મોટામાં મોટું સ્વર્ગીય સુખ છે. અને કેટલાકને આપતાં આપતાં મોભનાં પાણી નેવે આવે છે—એવાને માટે આપવામાં એક જાતની, સમજે તો, જાતસુધારણા રહી છે.

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૦ નીચે )

ગરિબાઈમાં અને ધનાઢ્યાવસ્થામાં ચીંગુસાઈ કરનાર



# મિત્ર બાબુનું દાન

આ વિશ્વાસ કરવા જેવી આ વાત નથી. .....પ્રાંતના સુપ્રસિદ્ધ દૈનિકમાં તેના જ ખાસ ખબરપત્રીએ મોકલેલા ખબર મોટા અક્ષરે પ્રસિદ્ધ થયા છે.

મોટા મથાળા નીચે એક નાનકડા પારીગ્રાફ ઉપર, જાણે ખાતરી કરતો હોઉં એમ—મેં ફરી એકવાર નજર ફેરવી "સત્કાર્યે દાન—બાજુડાંગાના શ્રીમાન લોકનાથ મિત્ર ૫૬ વરસની વયે સ્વર્ગસ્થ થયા છે. મૃત્યુ સમયે બાજુડાંગામાં એક હોસ્પિટલ અને ચિકિત્સાલય માટે જિલ્લા બોર્ડના નામે ત્રણ લાખની કિંમતના પોતાની કંપનીના શેરનું તેમણે દાન કર્યું છે. આ દાન માટે શ્રીમાન મિત્રમહાશયનું નામ ચિરસ્મરણીય રહેશે. અમે તેમના આત્માને શાંતિ ચાહીએ છીએ!"

આ દૈનિકના આંતરરાષ્ટ્રીય સમાચારો, દેશપરદેશની આર્થિક પરિસ્થિતિ ઉપરની સમાલોચના અને બજારના ભાવતાલ તથા સારી યે સંસ્કૃત દુનિયાના સામાજિક અનેકવિધ ઉત્તેજિત સમાચારો છોડીને બાજુડાંગામાં કોઈ હોસ્પિટલ સ્થપાઈ કે નહિ એ જાણવાનું કુતૂહલ ભાગ્યે જ બીજા કોઈને થયું હશે.

પણ મારા હાથમાંનું છાપું લટકી રહ્યું અને દૃષ્ટિ સમક્ષ લોકનાથ મિત્રનું જીવન ખડું થયું. હું લોકનાથ મિત્રને ઓળખું છું. એમના જીવનના અજ્ઞાત પ્રતિહાસનાં થોડાંક જ પાનાં જો આજે લોકચક્ષુ સમીપ પ્રગટ કરી બેસું તો તેમનો આત્મા મને શાપમુક્ત રાખે એમ માનું છું.

લોકનાથ મિત્રના જીવનના અનેક ઝાંખા ચિત્રો મારી નજર સમક્ષ ખડાં થઈ ગયાં.

કલકત્તાની એક કમિશન એજન્ટની પેઢીમાં મહિને રૂપિયા ચાળીસના પગારથી હું નોકરી કરતો. બરાબજારની એક ગલીમાં સસ્તા દામની લોજમાં ખાતો અને પડ્યો રહેતો. દર શનિવારે ટ્રેનમાં મારે ગામ એક આંટો મારી

*

સોમવારે ઑફિસ સમયે કલકત્તામાં પહોંચી જતો. બાજુડાંગા ગામ સ્ટેશનથી બે માઈલ દૂર હતું, એટલે દર અઠવાડિયે ગામ બે–હુ ચાર માઈલ ચાલવાની કસરત પણ થતી. એવી બાજુડાંગા ગામની અને મારી સ્થિતિ હતી. જીવનમાં યૌવનનાં વર્ષોમાં ઘણાય આવી મુશ્કેલી વેઠે છે. એની ગણતરી કર્યે પાર આવે તેમ નથી.

અમારા બાજુડાંગામાં ધનાઢ્ય તરીકે કોઈની ય તરફ આંગળી ચીંધવી હોય તો તે લોકનાથ મિત્ર તરફ જ; પણ એ તો મોટી ભૂલ હતી, એમ એક પદાર્થપાઠથી હું જાણી શક્યો. લોકનાથના પૂર્વજો જે અઢળક દ્રવ્ય એકઠું કરી ગયા હતા તે લોકનાથના સમયમાં ઘટતું ઘટતું લગભગ ખાલી થઈ જવાની દશામાં જ હતું. ઘણા લોકો આ સમજી શક્યા નહોતા, પણ મને તો બરોબર સૂઝી ગયેલું.

લોકનાથને કુટુંબમાં એક પત્ની અને એક છોકરી જ હતાં. છોકરી રોજની રોગીષ્ટ હતી. એક રવિવારે ગામના તળાવમાંની માછલી પકડવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને ઘરે આવી

જ્યાં ચાનો પહેલો ઘૂંટડો ભરું છું ત્યાં કોઈએ બહારથી સાદ કર્યોઃ 'તારક છે કે?'

બહાર આવીને જોયું તો લોકનાથ મિત્ર. મારા બેઠકના ઓરડામાં ફાટેલી શેતરંજી પાથરી તેમને બેસવા કહ્યું. મારે ત્યાં લોકનાથનું આગમન એ તદ્દન અણધાર્યું ગણાય.

ઘરના રાચરચીલાની, અનાજની મોંઘવારી ને બીજા કલકત્તાના તાજા સમાચાર વગેરે પૂછી મને કહ્યુંઃ 'તારક, એક વાત કરવા આવ્યો છું. પણ તને કહેતાં મારી જીભ ઊપડતી નથી. અલિજાન પાસે મારા દોઢસો રૂપિયા લેણા છે. ફરિયાદ કરવાનો ભય દેખાડું છું કે પગમાં પડે છે અને આજ દઉં, કાલ દઉં કરે છે. હું કહું છું કે એકસાથે તો દઈ શકવાનો નથી; દશ-પંદર જે દઈ શકે તે દે. ગઈકાલે આપવાનો વાયદો હતો, પણ હજી આવ્યા નથી. પણ મેં કાનાઈ મોદીને એના પૈસાનો આજનો વાયદો આપ્યો છે. એણે તો વચનભંગ કર્યો, પણ મારાથી એમ થોડું જ થાય છે? અલિજાનના પૈસા કાલ કે પરમદિવસે આવશે– ચોક્કસ. એટલે તારી પાસે વધુ નહિ, માત્ર દશ રૂપિયા લેવા આવ્યો છું. આવતા શનિવારે તું ઘરે આવીશ ત્યારે અથવા વહુમાને પહોંચાડી દઈશ. આ ખેતીની ઉપાધી પણ લોહીનું પાણી કરી નાખે છે. એમ થાય છે કે કલકત્તા જ જતો રહું. તમારી ઑફિસમાં એકાદ નોકરી ન મળે?'

ચાળીશ રૂપિયાના પગારમાં મારું બજેટ થઈ ગયું હતું–૪૭ રૂપિયાનું; એટલે કે સાત રૂપિયા ઉધાર લેવાના હતા. મહિનાને અંતે જૂનાં છાપાં વેચતાં દશબાર આના મળવાના હતાં તેમાંથી ઑફિસના ચાવાળાના પૈસા ચૂકવવાના હતા. આ રીતે રોજમેળમાં તો ઉધાર પાસું જ વધી જતું હતું.

પણ લોકનાથબાબુ જાતે પૈસા માગવા મારા જેવા માણસ પાસે આવ્યા છે એય કાંઈ સામાન્ય વાત નથી. ઓની પૂંજીમાંથી દશ રૂપિયા તેમને આપી દીધા. તેઓ બહુ આભાર માનતા, ને અલિજાનને ગાળો દેતા ઊઠ્યા. જતાં જતાં મને જણાવ્યુંઃ 'જો આવતા શનિવાર પહેલાં અલિજાન રૂપિયા નહીં આપે તો પછી વહુમાને......'

મેં કહ્યુંઃ 'ના...ના. એની કંઈ ઉતાવળ નથી. બે દિવસ મોડા આવશે તોય કંઈ ચિંતા નથી.'

લોકોની ખાનગી અને વ્યક્તિગત વાત પાંચ ઠેકાણે કહેવી એમાં સજ્જનતા નથી. તો પણ આ વાત હું કેમેય ગુપ્ત રાખી ન શક્યો. અમે નાટક કરવાના હતા, તેનું દર રવિવારે સાંજે થીએટરમાં રીહર્સલ થતું. હું ય હાજર રહેતો એટલે તે દિવસે પણ ગયો.

બરોબર કયે પ્રસંગે લોકનાથબાબુની વાત નીકળી તે આજ યાદ નથી આવતું, પણ વાતવાતમાં એમની નાણાભીડની વાત મેં કહી નાખી.

અમારી મંડળીમાં નારદનો પાઠ લેનાર બંકુ ચાટુજ્યે બોલ્યોઃ 'શું કહે છે! અંતે તને પણ હાથમાં લીધો!'

એમાં એક ગુપ્ત અર્થ હતો, સમજી ગયો. બીજી મિનિટે વળી વધારે જાણવાની તક મળી. બંકુ ચાટુજ્યે બોલ્યોઃ 'ગામમાં એવો એક પણ માણસ નથી જેનો એ દેવાદાર ન હોય. એટલું જ નહિ, પણ જમીન–જાગીર અને ઘર પેલા ગામના કુન્ડુઓને ત્યાં ગીરો મૂકી ખાધાં છે. આટલા દિવસ સુધી માત્ર તું જ બાકી હતો. હવે તું પણ...'

આ વાત સાંભળી હું આભો બન્યો. મનમાં ખૂબ દુઃખ પણ થયું. હવે દશ રૂપિયા પાછા હાથમાં નથી આવવાના અને પાછા બજેટમાં જે સાત રૂપિયા ઘટતા હતા તે હવે વળી સત્તર થઈ નેઠા હતા. અને મહિનાની શરૂઆતમાં ૪૦ રૂપિયા પગાર લઈ માસનું ખર્ચ અને સત્તર રૂપિયા ખોટ પૂરી કરવી એ કેટલું આકરું છે તે વિચારે અડધો થઈ ગયો.

ત્યાર પછીના અઠવાડિયે પણ મારે ગામ

ગયો. રવિવારે નદીમાં સ્નાન કરવા જતો હતો. એચિંતા માલુમ પડયું કે મોટા વડની પેલી બાજુ જે કાશવન છે તે તરફથી આવતો કોઇ માણસ પાછો ફરી ચાલવા માંડયો. અવરજવરને હિસાબે એ રસ્તો સુગમ નહોતો, એટલે કોણ છે એ જોવા માટે પગ થોડા વેગે ઉપાડયા. જોયું તો લોકનાથબાબુ.

લોકનાથબાબુએ કદાચ એવી આશા નહિ રાખી હોય. તે બોલ્યા: 'તારક, કાલે રાતે તારે ત્યાં આવું આવું કરતો હતો પણ અવાણું નહિ. પણ તારક, તને હું કહી રાખું છું, જો અભિજ્ઞનને હું ઠેકાણે ન લાવું તો મારું નામ લોકનાથ નહિ. હાઈકોર્ટના કોઈ સારા વકીલ સાથે તારે ઓળખાણ છે? અમારા મહાલના વકીલો–જવા દે એમની વાત–કેવળ પૈસા ખાઈ જાણે છે.'

'એ સંબંધી પછી વાત કરશું' એમ કહી હું નદી ભણી ચાલવા માંડયો. મારો મનોભાવ જોઈ તેઓ બહુ ભોંઠા પડી ગયા હતા એવું સમજતાં મને વાર ન લાગી.

સાંજે થિયેટરમાં ગયો, પણ પાછા આવના રહેવું પડયું. કેમકે સંચાલક કલકત્તે ગયા હતા એટલે રીહર્સલ બંધ હતું.

ઘરે આવી એક જૂના માસિકનાં પાનાં ફેરવ્યાં એટલામાં બારણે કોઇએ ટકોરા માર્યા. ઉતાવળે બારણાં ઉઘાડયાં તો લોકનાથબાબુ ઉભેલા. તેમને આવકાર આપી શેતરંજી પર બેસાડયા. લોકનાથ બોલ્યા: 'તારક, મારી એક વાત સાંભળીશ?'

વળી પાછી રૂપિયાની જરૂર પડી છે એમ સમજ્યો. લોકનાથબાબુ બોલ્યા: 'તારી માફી માગું છું, ભાઇ. સવારે તને ભાળીને હું ખૂબ શરમાઈ ગયો હતો. મારી સર્વ વાત ખોટી છે. સાવ ખોટી. અભિજ્ઞન પાસેથી મને કંઇ મળવાનું નથી. મારાં ઘરબાર કુન્ડુઓને ત્યાં ગીરો છે. ડિક્રી થઈ ગઈ છે. કોઇ દિ બેઅબરૂ કરી મને હાંકી કાઢશે. લોકોની પાસે ઉધાર

## શારદા



મધુરી લાગે છે મ્હને દેવિ, તું શારદા !
 મિલનની માંડી શી મીટ રે ?
 મનોહર દેવિ તું શારદા !
ભણતાં ભણતાં કંઈ આશાઓ જાગતી;
 વિયોગી જોવું ત્હારી વાટ રે !...મનોહર.

મયૂરે આસન કરે, કરે વીણા ધરે,
 પેં'રાવું પંકજની માળ રે;
તારે તારે રે ત્હારા તારલા જડાવું,
 લલાટે ચાંદલો જડાવું રે, મનોહર.

પાલવડે રૂપેરી ચાંદની રેલાવું,
 રમૂજી જ્ઞાન તો રેલાય રે,
વન્દે માનવ ત્હને, વન્દે દાનવ ત્હને !
 વન્દે સદા ય દેવલોક રે;
 મનોહર દેવી તું શારદા.

મનના મંદિરમાં દેવિ ! રાખું ત્હને !
 જોવું શું પૂજનની વાટ રે !
 મનોહર દેવિ, તું શારદા !

'પ્રિય'

હવે નથી મળતું. લોકો માને છે કે હું જૂઠો છું. કાનાઈ મંડળની મોદીખાનાની દુકાન મારા જ પૈસે થઇ છે. મેં એને એમ જ પાંચસો રૂપિયા આપ્યા હતા. ખાતું પણ પડાવ્યું નહોતું. આજ એ જ કાનાઈ મને ચીજવસ્તુ પણ આપતો નથી. ગોપાળ કંદોઇની દુકાનનો ઇતિહાસ પણ તું ક્યાં નથી જાણતો? જવા દે.

## ગરબો ઘૂમે



રંગે રમે રે રાસે રમે,
આજ નવ દુર્ગા ગરબે ઘૂમે રે!
રાસે રમે રે રાસે રમે
આજે નવ દુર્ગા ગરબે ઘૂમે.
ચોસઠ સખીઓ સંગે ઘૂમે,
આજ નવદુર્ગા ગરબે ઘૂમે.
હેમનો ગરબો રત્ને મઢેલો
શીરે ધરીને અંબા ઘૂમે...આજ
ઘૂમતાં ઘૂમતાં ઝાંઝર ઝમકે
ધમધમ, ધમધમ ઘુઘરી વાજે...આજ
તાળી લેતાં, તાળી દેતાં અંબા ભવાની
લહેરથી, લહેરથી ગરબે ઘૂમે...આજ
બહુચરવાળી ને પાવાવાળી
ફરરર, ફરરર ફુદડી ફરે...આજ
બ્રહ્માદી સહુ દેવો આવે
સહુ સંગે મળીને વૃષ્ટી કરે...આજ
આજ નવ દુર્ગા ગરબે ઘૂમે...
ગરબે ઘૂમે રે રાસે રમે : આજ

કુ. કિશોરી અંતાણી

એ સંભાળવાની જરૂર નથી, પણ આજે હું કોડીહીન ભિખારી છું. પણ એથી ય હું ગાંજ્યું તેમ નથી. તારક, પણ મને ચિંતા મારી છોકરી મિન્ટુની છે. મેં ધાર્યું હતું કે તેને પરણાવી હું ક્યાંક પરદેશ ચાલ્યો જઈશ. પણ એ ત્રણ ચાર વરસથી મેલેરીઆથી પીડાય છે. પહેલાં તો ડાક્તરની દવા ખવરાવતો. વરસેકથી એ પણ બંધ છે, પરંતુ આજ એને ફરી...'

લોકનાથબાબુ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. મેં એમને થોડું આશ્વાસન આપી શાંત કર્યા.

તેઓ બોલ્યા: 'ગઈરાતથી એને હેડકી શરૂ થઈ છે. હજી પણ અટકતી નથી. મમરાનું પાણી વગેરે ઉપાય પણ અજમાવ્યા, પણ કંઈ ન વળ્યું. આજ આખો દિ એટલી બધી રિબાઈ છે કે મારાથી જોયું જતું નથી ને પૈસાને અભાવે દવાનું એક ટીપું પણ હું પાઈ નથી શક્યો. એક દિ મારી પાસે બધું હતું. મારે લીધે ઘણા લોકો આગળ વધ્યા છે. અત્યારે તેઓ જ કહે છે કે, હું પૈસા ઉધાર લઈ પાછા આપતો નથી. હું ખોટાબોલો છું.'

લોકનાથબાબુની આંખમાંથી પાછાં આંસુ વહેવા લાગ્યાં. લૂછીને તેઓ બોલ્યા: 'એને મારે દુઃખ નથી થતું, તારક, પણ મારી મિન્ટુ આખો દિવસ મારી નજર સામે પીડા ભોગવતાં મરે અને એક ટીપું ઔષધ પણ હું તેને ન દઈ શકું એનો જ શોક મને કોતરી...'

તેઓ વાત પૂરી ન કરી શક્યા.

મેં કહ્યું: 'આ વાત તો તમે પહેલાં કરી નહોતી! ગયે આદિતવાડિયે પણ કહ્યું હોત તો હું કલકત્તાની કોઈ હોસ્પિટલમાં એને દાખલ કરવા વ્યવસ્થા કરત. વારુ, ચાલો તમારે ઘરે.'

ગામમાં એક જણ હોમીઓપથી ચિકિત્સા કરતો હતો. તેને બોલાવી સાથે લઈ ગયો.

ત્યાર પછીના મર્મભેદી દૃશ્યનો ઉલ્લેખ ન કરવો એ જ ઠીક છે. મોડી રાતે મિન્ટુ ચાલી ગઈ.

બીજે આદિતવારીએ બાજુડાંગા ગયો. સારે લોકનાથબાબુને જોયા નહિ. સાંભળ્યું કે મિન્ટુના મૃત્યુથી એની બા મૂર્છિત થઈ ગઈ હતી અને એ મૂર્છા એને વળી જ નહિ. એને બીજે દિવસે જ લોકનાથ ક્યાંક જતા રહ્યા હતા.

*

લગભગ બાર વરસ પછીની વાત કરું છું.

અમારી આડતની ઓફિસનો કાચો માલ ખરીદવા ઉત્તર-પશ્ચિમની સરહદના એક નાનકડા શહેરમાં એક નાનો ડીપો હતો, ત્યાંનો કામચલાઉ

મેનેજર થઈ હું આવ્યો છું.

કલકત્તાના બરાબજારની સાંજમાં કંટાળાભર્યો લાંબો સમય ગાળ્યા પછી આ પરિવર્તન ખૂબ જ સારું લાગ્યું. ખુલ્લા મેદાનમાં અને શાલવનમાં ખૂબ ફરવા મળ્યું. મારી આંને કાયમ ખાટા ઓડકારો આવતા તે પણ અહીંની હવાથી મટી ગયા.

એકવાર કાચા માલની આવક બહુ ઓછી હતી અને હેડ ઑફિસેથી ટેલિગ્રામ આવ્યો હતો કે 'એક મોટો ઓર્ડર મળ્યો છે. અત્યંત જલદીથી માલની ડીલીવરી આપવાની જરૂર છે.'

એ મુશ્કેલી કેમ કરીને ટળે એની ચિંતામાં હતો; એવામાં ખબર મળ્યા કે, અહીંથી દશ માઈલ દૂરના જંગલના સીમાડે એક સપ્લાઇ કું. છે. એના માલિક એક બંગાળી બાબુ છે અને તેમની પાસે પુષ્કળ માલનો જથ્થો છે; પણ બાબુ બહુ કંજૂસ છે. સવારે તેમનું નામ લેવું પણ નિષિદ્ધ ગણાતું. જરૂર જ જ્યારે ઊભી થઈ છે ત્યારે અમારી ઑફિસ ઊંચે ભાવે ખરીદતાં પણ અચકાશે નહિ. એટલે ઘોડા પર ચડી દશ માઈલ દૂર તે કંપનીમાં પહોંચ્યો.

નિર્જન જંગલના એક છેડે કંપનીનું જબરજસ્ત કારખાનું હતું. લગભગ ત્રણસોથી ચારસો માણસો કામ કરતા હતા. મેં સાંભળ્યું કે વિલાયત અને અમેરિકા સાથે તેમને વ્યવહાર હતો. રેલ્વે સાઈડીંગ પણ તેમના કારખાના સુધી પથરાયેલી હતી. મેં વિઝિટિંગ કાર્ડ મોકલી મુલાકાત માગી.

અહીંયાં આ સ્થિતિમાં અગિયાર વરસ પછી હું લોકનાથબાબુને જોવા પામીશ એવું મેં નહોતું ધાર્યું. લાંબા અગિયાર વરસનો ઇતિહાસ સાંભળ્યો. કેવી રીતે ધીરે ધીરે વેપાર ખીલવ્યો, એ જેવું કુતૂહલપ્રેરક છે તેવું જ વિસ્મયકર છે.

મારી પેઢી સાથે તેમનો વેપારી સંબંધ બંધાવાથી હું વારે વારે ત્યાં જતો. એક દિ

## રાસ રમતી



મેં તો દીઠી રસિકડી રે ! રંગે રાસ રમતી,
ગગન મંડપમાં ચંદ્રિકાશી ભમતીઃ
એવી રસિકડી રે ! રંગે રાસ રમતી.

રસ રંગે ભરેલી, ઉમંગે ભરેલી,
જાણે નર્તન્તી નવલી નવેલીઃ
રુમઝુમ રુમઝુમ ઝાંઝર ઝણકારતી
દીઠી રસિકડી રે ! રંગે રાસ રમતી.

ઠમકે ઠમકે એતો ઠેકડીઓ લેતી,
સાથે સતાલ હાથ તાળીઓ દેતીઃ
ચેતન ભરેલ વીજળી શી ઝબુકતી
એવી રસિકડી રે ! રંગે રાસ રમતી

કંઠે એને જાણે કોયલ ટહુકારતી,
એવું મીઠું એતો ગીતડું લલકારતીઃ
મેઘ ધનુષમાં જાણે વાદળી શી ભમતી
દીઠી રસિકડી રે ! રંગે રાસ રમતી.

રાસ ખેલતાં એની બંગડી રણકતી,
ફૂદડી પરે મળી ઘૂમરી ઘૂમતીઃ
અંગે અંગે જોબનથી ઝણકતી
એવી રસિકડી રે ! રંગે રાસ રમતી.

એની પગ-પાનીએ મેંદી સુશોભતી,
જાણે સંધ્યા આવી ક્ષિતિજે થોભતીઃ
પગલે પગલે જાણે કુંકુમ ઉડાડતી
દીઠી રસિકડી રે ! રંગે રાસ રમતી

મેં તો દીઠી રસિકડી રે ! રંગે રાસ રમતી.

કુમુદચંદ્ર મહેતા

લોકનાથબાબુની ગેરહાજરીમાં કારખાનાના મેનેજર પાસેથી તેમના સંબંધે વધુ વિસ્તારથી જાણવા મળ્યું.

કૈડીહીન, ભિખારીવેશે લોકનાથબાબુ અહીં આવ્યા હતા. જેણે આ કારખાનું શરૂ કર્યું તેની છોકરીને પરણવાથી લોકનાથબાબુ કારખાનાના ભાગીદાર થયા. પછી સસરા ગુજરી ગયા, સાસુ પણ ગુજરી ગઈ. 'અત્યારે બધી માલિકી લોકનાથબાબુની જ છે.' મનોર બાબુ બોલવા લાગ્યા: 'પણ મહાશય! આના જેવો મેલી ભાગ્યેજ કોઈ હશે. ધંધા કે કારખાના માટે પૈસા ખરચતાં પાછી પાની ન કરે, પણ પોતાને માટે એક પાઈ ખરચવી હોય તો તેનો જીવ જાય. શરીરે પેલું ભૂખરું સ્વેટર જોયુંનું ને, એ હું દશ વરસથી જોતો આવું છું. પાસે જાઓ તો ખબર પડે કે કેટલે ઠેકાણે ટેભા લીધા છે. માતા લક્ષ્મીની કૃપાથી સંતાનમાં માત્ર એક દીકરી જ છે...' ચાનો ઘૂંટડો ચડાવી મેનેજરે આગળ ચલાવ્યું: 'તે ય નિરોગી નથી. મને ક્ષયનો વહેમ છે. મેં કેટલીવાર કહ્યું કે છોકરીને નૈનિતાલ કે બીજે કોઈ હવા ખાવાની જગ્યાએ લઈ જાઓ કે મોકલી આપો, પણ મારી વાત સાંભળતા જ નથી. અમે તો નોકર માણસ; વધુ શું કહીએ?'

થોડા દિવસ પછી પાછો કામકાજને અંગે ગયો. ત્યારે મેનેજરે જણાવ્યું કે લોકનાથબાબુ બે દિવસ સુધી ફેક્ટરીમાં આવ્યા નથી. પાસે જ એમનો બંગલો હતો, ત્યાં ગયો. એક હોમીઓપથીની ચોપડી લઈ લોકનાથબાબુ બેઠા હતા. મને જોઈ બોલ્યા: 'છોકરીને બહુ તાવ આવ્યો છે, તારક. પણ સીરિયસ જેવું નથી. એવું એને વારે વારે થઈ આવે છે. જો હોમીઓપથીને આધારે બેચાર લક્ષણો પકડી શકાય તો પછી રામબાણ ઈલાજ હાથમાં જ છે. પણ બેચાર લક્ષણો એવાં જણાય છે કે એનો મેળ હોમીઓપથી સાથે બેસાડી શકાતો નથી; એટલે જ મને લાગે છે કે દવા કારગત થતી નથી.'

મેં કહ્યું: 'આમ છોકરમત શું કરતા હશો? થોડો કે મોટર મોકલી સિવિલ સર્જનને બોલાવી એકવાર દેખાડી જુઓ. છોકરી તો ઘણા દિવસથી માંદી છે એમ સાંભળ્યું છે.'

'બોલ્યા કમબખ્ત નગેને કહ્યું હશે તમને, ખરું ને? મારી છોકરીની તબિયત કેટલી ખરાબ છે તે શું હું નહીં જાણતો હોઉં! એમાં નગેન શું જાણતો' તો! એટલા માટે ૫૮ માઈલ દૂરથી સિવિલ સર્જન લાવવાની શી જરૂર છે? આટલે દૂર આવવા માટે સિવિલ સર્જન શું લેશે એ ખબર છે? અઢીસોથી એક પાઈ ઓછી નહિ. એની બા બીમાર હતી ત્યારે ય એમના કહેવાથી સિવિલ સર્જન લાવ્યો હતો. એણે શું કર્યું? એને બચાવી શક્યો? તો પછી? અઢીસો રૂપિયા આપી બોલાવવાનો તે પૈસા ખીસામાં મારી ચાલતો થાય તે માટે જ ને! પૈસો તમારે મન આજકાલ બહુ સસ્તો થઈ ગયો લાગે છે ખરું ને? હં.'

દલીલનો કંઈ અર્થ ન લાગ્યો. ચાર દિવસ પછી તેમની છોકરી ગુજરી ગઈ. મેનેજર નગેનબાબુ મારે ત્યાં આવી ખબર આપી ગયા ને શેઠની કંજૂસાઈ ગાતા ગયા.

અગિયાર વરસ પહેલાંની એક રાત્રિનું ચિત્ર મારી નજર સમક્ષ ખડું થઈ ગયું. એક દિ હાથમાં પાઈ નહોતી ને તેથી જ ચિકિત્સા વિનાં ને દવા વગર તેમની છોકરી ગુજરી ગઈ હતી. આજે અઢળક ધન હોવા છતાં ધન ઉપર અતિ મમતાને લીધે આ છોકરીએ પણ વિના ચિકિત્સાએ વિદાય લીધી.

આ બેમાં ભેદ ક્યાં છે, એ સમસ્યાનું સમાધાન કોણ કરશે!

આજે લોકનાથબાબુ પોતે મૃત્યુલોકમાંથી જતાં પહેલાં કદાચ એનું પ્રાયશ્ચિત કરતા ગયા. ચિકિત્સાલય અને હોસ્પિટલ સિવાય એમણે એમાં કરેલા ધનનો વધુ સદુપયોગ બીજો ક્યો હોઈ શકે?

દૈનિક અખબાર પાછું છાતી લીધું. આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

[ પ્રવાસીમાંની બંગાળી વાર્તા પરથી ]



## સ્ટેલીનની માતા

# એકટેરીના

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

મૂળ જ્યોર્જીઅન લોકો ફક્ત ખેતીવાડી જ કરતા અને પ્રાંતની કુદરતી સંપત્તિનો લાભ લેતા. પછી શ્રીમંતો આવ્યા ને તેમણે તેલના કુવાઓ ખોદાવી નાણાં ખડકવા માંડ્યાં. પરિણામે એ મૂડીવાદી જુલ્મગારોને પોતાના શરીરનો પરસેવો પાડી ઉતારી માલદાર બનાવનાર મજૂરવર્ગ ઉભો થયો. આખો દિવસ તેલવિસ્તારમાં એ કાળી મજુરી કરતો અને પોતાના શેઠિયાનાં ખીસ્સા ભરતો.

અસલ ખેડુતના જીવન કરતાં આ કામદારોનું જીવન કાંઈક ઉજળું હતું. છતાં એકંદરે પ્રજાની ગરીબાઈ એટલી બધી કપરી હતી કે દિલને વેદના થયા વિના ન રહે. જીવનમરણનો સંગ્રામ એ લોકો રોજ ખેડતા. આમ આર્થિક પીડ વેઠતી જનતામાં સ્વાભાવિક બને છે તેમ તેઓમાં પણ ઈર્ષા ને વહેમના વાતાવરણે જડ ઘાલી હતી. દમનનીતિ ચલાવી આ જ્યોર્જીઅનોને કચડવા રાજ્ય ને ચર્ચ પોતાની તમામ સત્તા વાપરતાં.

એમની અંદરોઅંદર પણ સૈકાઓ જૂનાં વેરઝેર હતાં. વિવિધ કોમો એક બીજાને ધિક્કારતી. પરંતુ રશિયન સામ્રાજ્યવાદનાં પેદા 'જેકબુટ' ને તો તે સૌથી વધારે તિરસ્કારતી. પરસ્પર સંગઠન સાધેલું ન હોવાથી આ પાપ સામે થઈ શકતાં નહિ, એટલું જ નહિ, પણ તેમની આર્થિક અવદશાનું મૂળ કારણ પણ આ લોકો જ છે એ હકીકત પણ સમજી શકતા નહિ.

સ્ટેલીનનાં વડીલોના ગૃહજીવનની આવી ભૂમિકા હતી. જીવનની શરૂઆતથી જ એને ગરીબાઈ ને સંકટોનો સામનો કરવાનો આવ્યો. ખેડૂત જીવન, મજૂર જીવન ને કોમી વિખવાદના રંગોએ તે રંગાયો.

જ્યોર્જીઆ વધારે પૂર્વ પ્રદેશ હોવાથી જ્યોર્જીઆની સ્ત્રીઓ પુખ્તવયની વહેલી થાય છે. ક્રાંતિ પહેલાંના દિવસોમાં જ્યોર્જીઆના લોકોનું સ્ત્રીઓ પ્રત્યેનું વલણ એશિઆઈ રશિયાના લોકો જેવું જ હતું. યુરપ ને એશિયા : એ બે ખંડોની સરહદ ઉપર જ્યોર્જીઆ આવ્યું. એટલે બન્ને ખંડના રીતરિવાજોનું ત્યાં મિશ્રણ થતું. ને વિરોધાભાસ પણ સ્પષ્ટ રીતે પરખાઈ આવતો. એવી પ્રજામાં એકટેરીનાનો જન્મ થયો હતો. ખેડૂત કુટુંબમાં તે ઉછરી હતી. એના દેશની અને એની વયની બીજી સ્ત્રીઓની પેઠે, તેમના ગામના મોચી વિસારિઅન ડુગાસ્વીલી સાથે એનું લગ્ન થયું ત્યારે એ માંડ પંદર વર્ષની હતી. પરંતુ પંદર વર્ષે પણ એકટેરીના ખીલતી જુવાનીમાં હતી. પાશ્ચાત્ય સ્ત્રીઓની વિચિત્ર ઠમક સિવાય એનામાં

પૌવાત્ય સ્ત્રીઓનું ઠંડું સૌંદર્ય હતું.

પૂર્વની સ્ત્રીઓ પંદરથી વીસ વર્ષની વય સુધીમાં પૂરી પુખ્તવયની થઈ જાય છે. પછી એમને પ્રૌઢત્વ લાગે છે જે ધીમે ધીમે વૃદ્ધત્વ પ્રત્યે ઢળતી જાય છે. છતાં સંપૂર્ણતા તો કાયમ જ રહે છે.

આ બધું જ: બલ્કે તેથી કંઈક વધારે એકટેરીનામાં હતું. શ્યામળા ભરાવદાર કેશ-કલાપ અને ભારે પાંપણોવાળી આકર્ષક આંખો કોઈ અનેરી જ ભાત પાડતી. એના મુખારવિંદના સૌંદર્યની ચંચળતામાં પણ આંખોનું આકર્ષણ તો જરાય ઓછું થવા પામ્યું નહોતું. એના પુત્રને પણ એ કેશકલાપ અને નયનોનો અનુપમ વારસો મળ્યો છે.

જ્યોર્જીઆના ખેડૂતો ગરીબ હતા. મોચીનો જીવનનિર્વાહ આ ખેડૂતો ઉપર નભતો, એટલે એ તેમનાથી યે ગરીબ દશા ભોગવતો. એટલે એકટેરીનાનું શરૂઆતનું દંપતીજીવન વૈતરાથી ભરપુર હતું. એના પતિમાં વ્યક્તિત્વ હતું એમ ભાગ્યેજ કહી શકાય. એનામાં કશું જ વ્યક્તિત્વ નહોતું એમ કહીએ તો ચાલે. પણ એકટેરીના જુસ્સાદાર ને આનંદી હતી.

આમ બન્નેનો સ્વભાવ સરખો નહોતો. પરંતુ બીજા ખેડૂત પ્રદેશોની માફક એકટેરી-નાએ એનાં વડિલોની પસંદગીમાં વાંધો લેવાનો કદી વિચાર સરખો પણ કર્યો નહોતો. જો કદી કદી વિસારીઅન બહુ ઢીંચતો તો એક-ટરીના તકલીફ વેઠી લેતી. કોઈવાર મનમાં બબડતી પણ ખરી. છતાં પતિ સામે બંડ ઉઠાવવાનો એને કદી પણ વિચાર આવતો નહિ. એ બધાને તે સ્ત્રીજીવનની કસોટીઓનો એક પ્રકાર જ માનતી.

દેવળમાં એને શાંતિ વળતી. ધર્મ એને મલમની ગરજ સારતો. કોઈ વાર એને ચેજની દયા પણ લેખી શકાય. એના નશામાં તે રોજીંદા જીવનની ભયંકરતા વિસારે પાડવા મથતી. ગૃહજીવનનું વૈતરું કુટતાં એ દહાડા કાઢતી ને ડૂબતો માણસ તરણાને પકડે તેમ ધર્મનો આશરો લેતી.

આ ડુગાસ્વીલી કુટુંબ ગોરી નામના ગામડામાં રહેતું. એમનું ઘર એટલે એક જ ખોલી. તેમાં માટી થાપી બેઠક જેવું બનાવેલું. તે ઉપર ઘાસ પાથરી પથારી કરવામાં આવતી. રાચરચિલામાં એક ઘોડાના વાળનો જૂનો કોચ હતો. એક ટેબલ ને એક ખુરશી હતાં. આવા સ્થળમાં લગ્ન પછી એકટેરી-નાને બે સંતાનો થયાં. એ સ્થળે જ એણે માતૃત્વનાં સુખદુઃખ અનુભવ્યાં: કારણકે એ બે ય સંતાનો દેવલોક પામ્યાં.

પાશ્ચાત્ય જીવનધોરણ અનુસાર એણે બાલ્યાવસ્થા હમણાં જ પૂરી કરી લેખાય, એટલામાં તો એક પછી એક બે વાર એણે માતૃત્વનાં શળ સહન કર્યાં, એટલું જ નહિ, પણ એ પહેલાં સંતાનોનાં અવસાનોની આપત્તિ પણ વેઠી. એમની ગરીબાઈમાં બાલકનું અસ્તિત્વ મુશ્કેલી જ ઉભી કરત, પરંતુ જેમના જીવનમાં આનંદી ક્ષણો ઘણીજ થોડી આવતી હોય છે. તેમને તો બાલકનો જન્મ પહેલા પ્રકાશકિરણ સમોવડો લેખાય. ભાવિ-જીવનના વીમાની પણ ગરજ સારે.

આર્થિક દુર્દશા ભોગવતા બીજા દેશોના ખેડૂતો પેઠે જ્યોર્જીઆના ખેડૂતોમાં પણ વધારે સંતાનોની અભિલાષા રહેતી. સંતા-નોને ઉછેરવાની જવાબદારી પૂરી થયા પછી સંતાનો એમના ભાવિજીવન માટે સલામતિ લેખાતી—એમની વૃદ્ધાવસ્થા માટેની સગવડ લેખાતી. એટલે ડુગસ્વીલીને બન્ને સંતાનોની ખોટ ખૂબ જ સાલી. એકટેરીના તો પોતાની જાતને શાપિત માનવા લાગી. એનાં બાળકો જીવતાં નહિ એટલે પોતાને બદનસીબ ગણવા લાગી.

એ ભાવિજીવનમાં ચંચુપાત કરી શકતી

હોત તો એક વખત જગતના સૌથી શ્રેષ્ઠ પુરુષની માતા તરીકે વિખ્યાત થશે એ કલ્પના કરતાં જ ડઘાઈ જાત. પરંતુ એ પળે તો ભાવિ ઘણું દૂર હતું. કોઇને એની કલ્પના પણ નહોતી. ભાવિમાં શું થશે એનો ખ્યાલ પણ નહોતો. એ ' વેળાએ ' તો તે પોતાની આત્મીય આપત્તિથી વિહ્વલ જ બની ગઈ.

એ એક ખોલીમાં, પેલી ઘાસતી પથારી પર, એકટેરીનાએ પોતાના ત્રીજા ને સૌથી નાના બાલકને જન્મ આપ્યો. તેને એ હાથમાં ને હાથમાં જ રાખતી. ધર્મગુરુઓએ એનું નામ જોસફ વિસારિયનવીચ દુગાશિવલી રાખ્યું. એની માતાને આ બાલક કીકી સમાન હતો. એને એ ઘણાં ઘણાં વહાલસોયા લાડકા નામથી બોલાવતી. ઘડીમાં એને સોસો કહેતી તો ઘડીમાં કોકો કહી બોલાવતી. કેટલાંય વર્ષ સુધી એ નામોથી જ એ ઓળખાઇ રહ્યો.

એકટેરીના આ વર્ષોમાં ખૂબ જ ધાર્મિક જીવન ગાળતી. અભણ માણસો જેવા વહેમ ને ભયજનક માન્યતાઓમાં રાચે તેમ એ પણ તેનો શિકાર બનતી. એના દીકરાને કોઈની કૂડી નજર ન લાગી જાય એ તેની હરહંમેશની ચિંતા હતી. બીજાં છોકરાંનાં અવસાન થવાથી એનો તમામ સ્નેહ ને આશાઓ એકલા જોસફ ઉપર જ કેન્દ્રિત થઇ હતી.

હમેશાં એકટેરીના એમ માનતી કે જોસફ જગતમાં જરૂર નામ કાઢશે. અત્યારની મહત્તા એ ભોગવશે એવી તો એને કલ્પના પણ નહોતી, કારણ કે એવો વિચાર પણ તેને આવે એ સંભવિત નહોતું, પરંતુ એ સૌથી સુંદર જીવન જીવે એવી તે યોજના કર્યા કરતી ને એને મન ધર્મગુરુનું જીવન સૌથી શ્રેષ્ઠ હતું.

માતાના આ વિચારો ને મહત્ત્વાકાંક્ષાઓએ બાલકના માનસ પર પણ છાપ પાડી છે. છેક નાનપણથી એ ધ્યાનપૂર્વક ને વિચારપૂર્ણ વલણ દાખવતા રહ્યા. તે બધી આશાઓ ને

## રાસધૂન



જામી છે રાસધૂન કેવી સખિ,
આજ જામી છે રાસધૂન કેવી ?
વાગે મૃદંગ સંગ બંસી,
રે આજ સખિ જામી છે રાસધૂન કેવી ?
વરસી રહી અમી આભેથી ચાંદલો,
ફેરી છે ચાંદની મધુરી;
ઝણુકે મંજુ રવે પાય કેરા ઝાંઝરો,
ગાજે છે ગામ ચોક શેરી રે; આજ૦
વહતાં થંભી રહ્યે ઝરણાં આ રાસને,
ને કોકિલા કુંજે છુપાઈ;
ભૂલીને ભાન મૂક્યું ભમવું આ વાયુએ,
રહ્યે શું ચાંદની લપાઈ રે ! આજ૦
પ્રસરી રહે સર્વ સૂરો દિગંતમાં,
જાણું ના જાતા એ ક્યાંહી ?
ગુંજે છે ગીત પ્રીત પાયે ઠમકારમાં,
રચે શું સ્વર્ગ આજ આંહીં !
જામી છે રાસધૂન કેવી સખિ !
આજ જામી છે રાસધૂન કેવી !

**રમણલાલ વ્યાસ**

બધા જ આદર્શો જાણે એનામાં જ કેન્દ્રિત થયા હોય એવા વાતાવરણમાં જ એ ઉછર્યો છે.

એ કુટુંબ ઘણું ગરીબ હતું. બે છેડા ભેગા કરવા એકટેરીના કપડાં ધોવાનું કામ પણ કરતી. નવા થયેલા જૂતાના કારખાનામાં વિસારીયન કોઇ કોઈ વાર જતો ને બાકીના

સમયમાં ઘેર રહી પોતાનો ધંધો કરતો. પરંતુ પોતાની ફરજો ને જવાબદારીઓનો ગંભીરપણે વિચાર કરે એવો નહોતો. એને તો જીવનનો ઘસડબોરો રોજીંદો થઇ પડયો હતો.

એના જીવનમાં રાહત પણ ઘણી ઓછી મળતી. ફક્ત મદ્યનો નશો કરે એટલી વાર જ એ પોતાની મુશ્કેલીઓ વિસારી પાડી શકતો. ગરીબોનો નિશ્ચય ગણો કે શાપ ગણો—મદ્યપાન જ એમનો આશરો હતો. પોતાના કુટુંબ ને પોતાના પુત્રના ભાવિજીવનની એ ભાગ્યે જ દરકાર કરતો. જેમ તેમ દિવસ પૂરો કરવા પ્રત્યે જ એનું ધ્યાન રહેતું. એના વડીલો જેમ રગશિયા ગાડા જેવું જીવન જીવ્યા હતા એમ એ પણ મરવાની આળસે જીવતો. જેસફનું જીવન બીજા પ્રકારનું ઘડાય તો સારું, એ વાત એના દિલમાં ઊતરતી જ નહિ. એની પત્ની એવો વિચાર કેમ કરતી હશે એ પણ સમજી શકતો નહિ. એટલે ભાવિ આબાદીનું ઘડતર ને કુટુંબની આર્થિક સ્થિતિનો તમામ બોજો એકલી એકેટેરીનાના સ્કંધે આવી પડયો. પરંતુ એ તેને પહોંચી વળે તેમ હતી.

એના જીવનમાં એક જ દીવાદાંડી હતી. એનો રોજીંદો જીવનમાર્ગ એ ઘડતી. એના નાના બાળકનું ભાવિજીવન કેમ શ્રેષ્ઠ બને એટલી જ એની ઝંખના હતી. અસલી ચીલે ચઢી એ પોતાનું જીવન વેડફી ન નાંખે એ તેની મોટામાં મોટી ચિંતા હતી. ખેડૂતની દેવાદાર ને ગરીબ જીંદગીમાંથી એ ક્યારે વહેલો છૂટે એવી જ એની ફીકર હતી.

કુટુંબ ગમે તેટલું ગરીબ હોય છતાં બાળકને મળતી એક પણ તક જવા ન દેવી જોઇએ એવો એકેટેરીનાએ નિશ્ચય કર્યો હતો. બને તે સઘળા ઉપાયે એનું જીવનઘડતર સુધારવા પ્રયત્ન કરવાનો તેનો નિરધાર હતો. એટલે તે રાતદિવસ વૈતરું કરતી. એક ગુલામ કરતાં પણ બદતર જીવન ગાળતી. નાનો જોસફ શાળામાં જાય ને લખતાં વાંચતાં શીખે તે માટે એ આકાશ પાતાળ એક કરી રહી હતી. સાત વર્ષની વયે એને ગોરીની એક ધાર્મિક શાળામાં દાખલ કરવામાં આવ્યો.

શરૂઆતમાં તો સ્ટેલીન પર એની માતાની છાયા પડી. એનું જીવન નવેસરથી ઘડવાની એની તમન્નાએ કાંઈ અનોખું જ કામ કરી બતાવ્યું. એ માટે એની તપશ્ચર્યા પણ ગજબ હતી. જોસફનું જીવનઘડતર એકેટેરીનાનું જીવન-ધ્યેય બની રહ્યું હતું.

પરંતુ એના ઘરના વાતાવરણમાં ગરીબાંઇનો પાર નહોતો. ખરબચડા માર્ગના એક છેડે ખંડિયેર જેવું ઘર હતું. નજીકમાં જ એક નાનકડો વહેળો હતો. એને કિનારે રમતાં રમતાં સ્ટેલીન એની માતાને કપડાં ધોતાં જોતો. એથી કુટુંબની થોડી ભીડ ઓછી થતી.

ઉનાળામાં ને શિયાળામાં તે આખો દિવસ ઘરનું કામકાજ કર્યો કરતી. હાથનાં આંગળાં સુઝી જાય ત્યાંસુધી એ જંપતી નહિ.

એકેટેરીનાના ગરીબ અને દુઃખી જીવનના ચોકઠામાં એના વડીલો તરફથી વારસામાં મળેલું ઘેરું જોમ તરવરતું. સ્ટેલીનને બાપનો જાણે કશો જ વારસો મળ્યો નહોતો. બન્ને વચ્ચે પુષ્કળ તફાવત હતો. સ્ટેલીનની માતા પોતાના વૈતરાંથી ઘરની ભીડ ઓછી કરવા મથતી; આખો દિવસ સતત પરિશ્રમ કરી કંઇને કંઈ કામમાં જ રોકાયેલી રહેતી, ત્યારે એનો પિતા એ ગરીબ જીવનને વધારે મુશ્કેલ બનાવતો. એના સ્વભાવ ને ઉછેરની દુર્બળતાથી એમનું કપરું જીવન વધારે ખાટું થતું. બે વડીલોના સ્વભાવમાં આસમાન જમીનનો ફરક હતો. એની માતામાં ચેતનના ફુવારા ઉડતા જ્યારે એનો પીના જીવનની બાજી હારી બેઠેલો જણાતો. અનેક મુશ્કેલીઓની સામે સંગ્રામ ખેડવા જ પોતે જન્મી છે એમ એની માતા માનતી ને એ કાર્યમાં પાર ઉત-

રવા એણે સંકલ્પ કર્યો હતો ત્યારે એનો પિતા યુદ્ધમાં ઝંપલાવતાં પહેલાં જ પરાજીત થયેલો જણાતો.

પોતાના કુટુંબની તેમજ પોતાની પાડોશના લોકોની અતિશય ગરીબાઈ બાળક સ્ટેલીનના દિલમાં ઉંડી ઉંડી ખૂબ જ સાલી રહી હતી. ત્રીજી વાત કોમ કોમ વચ્ચેનો કુસંપ ને સંઘર્ષણથી ખૂબ જ ખરાબ થઈ ગયેલી પરિસ્થિતિની એના માનસ પર ઘેરી છાપ ઉઠવા પામી હતી.

શાન્તિનું તો કોઈ જ સ્થળે નામનિશાન જણાતું નહોતું, આદિથી અંત સુધી જ્યાં નજર ફેંકો ત્યાં જીવનમરણનો ઝઘડો જ હતો; પરંતુ જોસફને એનાથી દૂર રાખવાનો એકટેરીનાએ પાકકો ઠરાવ કર્યો હતો.

સ્ટેલીનની બાલ્યાવસ્થાના દિવસો ગંભીર હતા, એમાં બેપરવાઈ નહોતી, તેમ ઉલ્લાસ પણ નહોતો. શાળામાં તે મહેનતું વિદ્યાર્થી હતો. હંમેશાં સાથી વધારે માકર્સ લાવતો એથી એની માતાને ખૂબ જ સંતોષ હતો. એમાં એની આશા ફળવાની તેજરેખા જણાતી. એ ધાર્મિક શાળામાં સ્ટેલીન રશિયન ને જયોર્જીઅન શીખ્યો. વય વધતાં એણે ડાર્વિન અને માકર્સના સિદ્ધાન્તોનો પણ અભ્યાસ કર્યો. તે વખતના રાજ્યકર્તાઓ એ બધા વિચારોને ક્રાંતિકારી ગણી વખોડી કાઢતા.

સ્ટેલીન જે વાંચતો તેની તેના દિલમાં ઉંડી છાપ પડતી. ચાલુ ભીડમાં જીવન જીવતાં એની અવલોકનશક્તિ ખીલી હતી. વિદ્યાર્થી જીવનમાં પણ ખેડૂતો ને કામદારોની જરૂરીઆતોથી એ સંપૂર્ણ જાગ્રત હતો. આ જાગૃતિ કેવળ બૌદ્ધિક વિકાસનું પરિણામ નહોતું. એણે તો એ પરિસ્થિતિ પ્રત્યક્ષ અનુભવી હતી. એમાં વડીલો ને સ્નેહીઓનાં દુઃખ એ રોજ રોજ પોતાની નરી આંખે નિહાળતો.

એક દિવસ સ્ટેલીને કેટલાક ખેડૂતોને ખેતરમાં આરામ કરતા અને વાલ-રોટલી મહેરથી આરોગતા જોયા. "તમે જાતે અનાજ પકવો છો છતાં સારો ખોરાક કેમ નથી ખાતા ?" સ્ટેલીને પૂછયું. ખેડૂતોએ ઉત્તર દીધો: "હા, તું કહે છે એ વાત ખરી છે, પરંતુ અમે જે અનાજ પકવીએ તેમાં ધર્મગુરુને એક ભાગ આપવો પડે, પોલીસ ઈન્સ્પેકટરને ખવરાવવું પડે, ને એમ બધુ જતાં બાકી રહે શું ?"

જુવાનીના જોમમાં સ્ટેલીન ત્યાં ને ત્યાં જ ચૂસણનીતિનું પ્રથક્કરણ કરવા ને એ ખેડુતોના કોણ મિત્રો હતા ને કોણ દુશ્મન હતા તે સમજાવવા બેસી ગયો. યુવાન વયથી જ સ્ટેલીનમાં આગેવાનીનાં ચિહ્નો દષ્ટિગોચર થતાં. પોતે જે કામ કરતો તેમાં એ પોતાની જવાબદારી સમજતો અને કેળવણી આપવાની એની માતાની ખાસ ઇચ્છા દ્વારા કદાચ એને મળતી તકોની અગત્ય એ સમજતો થયો હતો; પરંતુ એનું પરિણામ એ આવ્યું કે આવતી એકે એક તકનો એ સંપૂર્ણ ઉપયોગ કરતો થયો. જીવનની ક્રમનસિબી પ્રત્યે બંડ ઉઠાવવાની વૃત્તિ એકેટેરીનામાં દબાઈ રહી હતી તે તેના બાળકમાં આપોઆપ ઉતરી આવી. કાચી વયમાં જ તે વિચાર અને કાર્યમાં ક્રાંતિકારી બની ગયો.

પ્રથમ શ્રેણીનું પ્રમાણપત્ર મેળવી જોસફ ધાર્મિક શાળાનો અભ્યાસ પૂરો કરી રહ્યો તે દિવસે એકટેરીનાના આનંદનો પાર રહ્યો નહિ—જાણે જીવનનું પહેલું પગથિયું એ ચઢી ચૂકી. એનો પુત્ર ટીફલીસમાં ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાલયમાં જોડાયો ત્યારે એની મહત્વકાંક્ષા પાર પડી હોય એમ તેને લાગ્યું. એના પુત્રના ભાવિ વિચારોમાં રચ્યા પચ્યા રહેવાથી તેના રોજીંદા વૈતરાનો તેને બીલકુલ હિસાબ રહ્યો નહિ. વિસારીઅન દારૂ પી તોફાન કરતો એની પણ એ પરવા કરતી નહિ. (ચાલુ)

સંસ્કૃતિના કેન્દ્રસમું નોઆખલી—આજે બનેલું

# ભસ્મીસ્તાન

શ્રી રણછોડલાલ વાયડા

*

નવાખલી એ નહેરોનો પ્રદેશ છે અને ગામડાનાં રસ્તાઓની માફક એની નહેરો સર્પાકારે ફરીવળીને ગામડાંઓ માટે સૌથી વધુ મહત્ત્વનો વાહનવ્યવહાર ઉભો કરે છે. અહીં જમીન અને પાણીએ માનવસંસ્કૃતિ ટકાવી રાખવા માટે સુંદર સુમેળ ઉભો કર્યો છે. ખરી રીતે તો આ પ્રદેશ જલમાં જ જાણે નાવડીની માફક તરતો હોય એમ લાગે છે. અને જો બંગાળનો ભાગ હોવાને બદલે એ અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસનો જ એક ભાગ હોત તો સમગ્ર હિંદના પ્રવાસીઓ માટે એક આદર્શ પ્રવાસસ્થાન તરીકે એનો વિકાસ થઇ શક્યો હોત. નાની મોટી કદની નોકાઓ મારફત એનો વ્યવહાર ચાલે છે. આ નૌકાઓની માલિકી બહુમતી કોમની છે અને ઉતારુઓ લઘુમતી કોમના હોય છે.

આદર્શ પ્રવાસસ્થાનને બદલે આજે કેવા ભ્રષ્ટ સ્થાન તરીકે એનો વિકાસ થયો છે? હિંદમાં એક સુંદર આરામગાહ લેખાતું નવાખલી આજે કેવું ભયંકર ભસ્મીસ્તાન બની રહ્યું છે! એક સરકારની પોતાની પ્રજાના અરક્ષિત વર્ગની રક્ષા કરવાની બિનઆવડત આથી વધારે ખાનાખરાબી કરી શકતી હશે ખરી?

આજે કોમી વાતાવરણ આપણા દેશમાં જેટલા પ્રમાણમાં ઉગ્ર બન્યું છે તેટલું કોઈ પણ મોગલ રાજકર્તાના વખતમાં નહિ બન્યું હોય. નાદીરશાહ, ચંગીસખાન, અલ્લાઉદ્દીન, અને ઔરંગઝેબે અનેક જાતની યાતનાઓ મારફત પણ જે અત્યાચારો નથી વરસાવ્યાં તેવાં 'દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન' એવી ઉપરછલ્લી શાંતિ આપનારા બ્રિટીશ અમલમાં બની રહ્યાં છે. કોમી ઝગડાનું એક પરિણામજન્ય સ્વરૂપ તપાસવા જતાં આપણે આ એક પ્રશ્નને મુદ્દે વિસારે પાડવા જેવો નથી, કે આ ઝગડાઓ એ કેવળ બ્રિટીશ અમલની પેદાશ છે કે ધર્મોની પેદાશ છે? દુનિયાના બીજા દેશો—જેવા કે તુર્કી, ઇરાન, અફઘાનિસ્તાન, મીસર, અરબસ્તાન, વગેરે જ્યાં મુસ્લીમોનું વર્ચસ્વ અનેકગણું વધુ હોવા છતાં અને હિંદુઓ પણ વેપાર કે ઇતર કામગીરીને કારણે ત્યાં સારો પ્રમાણમાં વસવાટ કરતાં હોવા છતાં ત્યાં કોમી સ્વરૂપના કે ખંજરબાજીના હુમલા થયાનું હજુ સુધી ઇતિહાસમાં નોંધાયું નથી. આપણાં હિંદમાં પણ એ વાત ખાસ નોંધપાત્ર બનવી જોઇએ કે અત્યારસુધી આ કહેવાતાં કોમી-રમખાણો કેવળ શહેરોમાં જ મર્યાદિત રહ્યાં હતાં, દેશી રાજ્યો કે ગ્રામ વિસ્તારોમાં એનો પગપેસારો થયો નહોતો. પણ બંગાળ અને એને પરિણામે બિહારમાં થએલાં રમખાણોએ એ વાત સાબિત કરી આપી છે કે, હવે ગ્રામ-વિસ્તારો પણ બાકાત રહી શકે તેમ નથી. શહેર કરતાં ગ્રામવિસ્તારો વધુ અસહાય હોય છે અને ત્યાં સંગઠિત અને પૂર્વયોજિત ગુંડાગીરી એની વ્યાપક ખાનાખરાબી ફેલાવી શકે છે.

નવાખલી અને તીપેરા પૂર્વ બંગાળના મહત્ત્વના જીલ્લાઓ છે. ત્યાંની વસ્તીનો મોટો ભાગ મુસ્લીમોનો છે, અને હિંદુઓ ત્યાં નાનામાં નાની લઘુમતી છે. કલકત્તાની મહાન કત્લેઆમ વિશે બંગાળ ધારાસભામાં જવાબ આપતાં લીગી વડાપ્રધાન મી. સુહરાવર્દીએ જણાવ્યું હતું કે "કલકત્તાની ખૂનરેજી મુસ્લીમ લીગે યોજેલી નથી. લીગે જો તોફાન કરવું જ હોય તો કલકત્તા જેવા શહેરમાં—જ્યાં હિંદુઓ કરતાં મુસ્લીમોની સંખ્યા ઓછી છે




તેને ભાગ્યે જ યોગ્ય સ્થળ તરીકે લીગ પસંદગી આપે. બંગાળનાં એવાં બીજા ભાગો જરૂર પડ્યાં છે જ્યાં આવાં તોફાનો મુસ્લીમોના લાભમાં ઉતરે એવી રીતે ચલાવી શકાય.” કલકત્તાના બનાવો પછી લગભગ અલ્પ સમયમાં જ પૂર્વબંગાળ ભયંકર નાદીરશાહીમાં ભરખાઇ ગયું, અને એમાં નવાખલી અને તીપેરાના પ્રદેશો કારમી પિશાચલીલાનું જીવતું અવિસ્મરણીય સ્મારક બની રહ્યા છે. મી. સુહરાવર્દી ભયંકર સૂચકતાથી બંગાળ ધારાસભામાં ઉપરના શબ્દો બોલ્યા હશે !

એક પ્રતિષ્ઠિત અંગ્રેજી દૈનિકે પૂર્વ બંગાળના આ બે કમનસીબ પ્રદેશોની હિંદુ વસ્તી વિશે એક આબેહૂબ ખ્યાલ ઉભો કરવાનો પ્રયાસ કર્યો છે. આ દૈનિકે જણાવ્યું છે કે લાંબા કાળથી અહીંની હિંદુ વસ્તી ધર્માંધ મુસ્લીમ પ્રચારકોનું આક્રમણ સહન કરતી આવી છે અને અત્યારની હિંદુ વસ્તી મુખ્યત્વે કરીને આવા ઝગડામાંથી પેદા થએલી વર્ણસંકર પ્રજા છે. સાચો ઇતિહાસ આનાથી કેવી ઉલટી જ હકીકતની નોંધ કરે છે ! નવાખલીના આ જ વિભાગો એવા છે જ્યાં હિંદુઓ લઘુમતીમાં હોવા છતાં પોતાની સંસ્કૃતિને વધારે મક્કમતાપૂર્વક સાચવી રહ્યા હતા. આ સ્થળે જ એવા શુદ્ધ હિંદુ કુટુમ્બો હતા—જેમણે ઉત્તમ સંસ્કૃત પંડિતો અને

અભ્યાસીઓ પુરા પાડયા છે. ૨૦૦ વર્ષથી સતત ચાલતી આવતી આ સંસ્કૃત કુટુમ્બોની પરંપરા આજે હવે સાવ નિર્મૂળ થઇ ગઇ છે.

આ રમખાણોનું વાતાવરણ કલકત્તાની કત્લેઆમ પછી ખૂબજ ડહોળાવા માંડયું હતું. સ્થાનિક નેતાઓએ બાપોકાર-જાહેરાત કરીને સત્તાવાળાઓને જણાવી દીધું હતું કે, ભયંકર તોફાન ચાલી રહ્યું છે, પણ કોઇ પણ જાતની રક્ષણની તૈયારી છેક છેવટ સુધી કરવામાં આવી નહોતી. સત્તાવાર હકીકતોને આધારે એક વાત તો ચોક્કસ છે કે, આ આખી ખૂનરેજી વ્યાપક વિસ્તારમાં ખેલાઇ હતી. લશ્કરમાંથી તાજા ફારેગ થએલા સૈનિકોની મદદથી અને સ્થાનિક મુસ્લીમોની દોરવણીથી તમામ જાતનાં હિંસક શસ્ત્રોનો ઉપયોગ આમાં કરવામાં આવ્યો છે. પરિસ્થિતિ એટલી બધી વિકરાળ હતી કે એક હિંદુ લશ્કરી અધિકારી પણ આમાં છેકજ હેબતાઇ ગયો હતો. પોતાના હથીયારો ગુંડાઓને સુપ્રત કરી દઇને એણે અને એના સમગ્ર કુટુમ્બે ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો. અને આખો વખત એ ઘેરાએલી દશામાં જ પોતાના ઘરમાં નજરકેદ હાલતમાં એને રહેવું પડયું હતું.

નવાખલી-તીપેરાના બનાવોએ ત્યાંની હિંદુ પ્રજા ઉપર બે મહાન હોનારતો ઉભી કરી છે.

(૧) સમગ્ર પ્રજાનું જોરતલબી, ધાકધમકી અને ખૂનરેજીના વાતાવરણની વચ્ચે ધર્મોન્તર કરાવવામાં આવ્યું છે. હિંદના કોઇ પણ ભાગમાં કદી ન બન્યું હોય એવી રીતે આ વટાળ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે. કાંતો નિર્દય મોતને ભેટવું અગર તો ઇસ્લામનો સ્વીકાર કરવો એ બે સિવાય ત્રીજો વિકલ્પ આ પ્રજા પાસે રહ્યો નહોતો. ધર્મોન્તર થાય તો જ જીવનની બક્ષિસ મળે, એવા સંયોગોમાં પણ મોતને વધારે પસંદ કરનારાઓના કિસ્સા આ હત્યાકાંડમાં કાંઇ ઓછા નોંધાયા નથી. નિર્ણય કરવામાં સ્હેજ પણ વિલંબ કરનાર ઉપર અકલ્પ્ય યાતનાઓ વરસાવવામાં આવી છે. એકાદ સ્થળે તો એવું પણ નોંધાએલું છે કે, એક ગામનાં સ્ત્રી પુરૂષોને નગ્ન કરીને એકબીજાના મ્હોંમાં પેશાબ કરાવવામાં આવ્યું હતું; ધર્મસ્થાનોને ભ્રષ્ટ કરવામાં આવ્યાં હતાં; હિંદુઓને હાથે જ ગૌવધ કરાવી તેમને ગોમાંસ ખાવાની ફરજ પાડવામાં આવી હતી; અને છતાં ય જીંદગીની બક્ષિસ એમના તરફ ઢળી નથી.

પણ આ બધા કરતાંયે જેની અસીમ વેદના જાહેર પ્રજા કદી જ જાણી નહિ શકે, યા તો રાહત આપનારાઓ જે કદી જ હકીકત રૂપે યે મેળવી શકવાના નથી તે તો હિંદુઓ ઉપરના બળાત્કાર અને જોરતલબી ભર્યાં અપહરણો, તેમ જ લગ્નો છે. બંગાળમાં ખાસ કરીને એના ગ્રામ વિસ્તારોમાં કેટલાંય વર્ષોથી ૧૩ થી ૧૪ વર્ષની ઉમરની બાળાઓનાં અપહરણો કરી તેને બળાત્કારે લગ્ન કરવાની ફરજ પાડવાનો પ્રચાર તો ચાલી જ રહ્યો હતો. આ રમખાણોએ એ પ્રવૃત્તિને ખૂબ જ વેગ આપ્યો છે, અગર તો કહોકે એને અસાધારણ સિદ્ધિ આપી છે. આવી જાતનાં અપહરણોની સંખ્યા મોટા પાયા પર થઇ હોવાનું કેટલેક સ્થળે માનવામાં આવે છે. પણ આજે તો એને આપણે એક અંદાજનો જ પ્રદેશ ગણી શકીએ તેમ છીએ. પતિ પુત્રાદિની દેખતાં જ હિંદુઓનાં સૌભાગ્ય ચિન્હો નષ્ટ કરવામાં આવ્યાં છે. અને એમનો ઘાત કરનારાઓ સાથે એમને લગ્ન કરવાની ફરજ પાડી છે. આ બનાવે સમગ્ર હિંદમાં સનસનાટી ફેલાવી છે. પંડિત માલવીઆજી જેવા આચારશુદ્ધ વ્યક્તિને માટે તો એ છેલ્લા જીવલેણ ઘા સમાન બની ગએલ છે. ખુદ પંડિત જવાહરલાલે પણ આ પ્રશ્નને

જ સમાધાનના કેન્દ્ર તરીકે વર્ણવ્યો છે. કેટલી સ્ત્રીઓનાં અપહરણ થયાં છે અને એને પાછી મુક્ત કરી દેવાનો પ્રશ્ન કેવી રીતે હાથ ધરવો એ હિંદુસમાજને માટે આજે મોટામાં મોટો કોયડો બન્યો છે. હિંદુ મહાસભાના નેતા ડૉ. મુખરજીએ જણાવ્યું છે તેમ બીજી બધી બાબતો સાથે કદાચ સમાધાન થઈ શકે તેમ હશે, પણ આ બનાવની અસર ભોગ બનેલાઓના મનમાંથી નાબૂદ કરીને એમના મનમાં સમાધાનવૃત્તિ ઉભી કરવાની તાકાત કોઈપણ દેશનેતાના હાથમાં નથી.

આપણી સામાન્ય પ્રજાને પાકિસ્તાન કે હિંદુસ્તાન, સ્વરાજ કે ગુલામી, સમાજવાદ કે મૂડીવાદ વગેરે સાથે કશી જ લેવા દેવા નથી. એ તો હજારો વર્ષથી નિરાંતનું જીવન માગતી આવી છે. ઐહિક સંસારની સામાન્ય જવાબદારીઓ અને પારલૌકિકજીવન માટે પ્રભુભક્તિ, તે સિવાય બીજી કોઈ બાબતની ઝાઝી એવના એને રહી નથી. રાજાઓ આવ્યા અને ગયા, સામ્રાજ્યો સ્થપાયાં અને નાબૂદ થયાં, પણ એ બધાંની હેઠળના પડમાં આ બધી પ્રજા જીવતી આવી છે. આજે એની ઐહિક અને પારલૌકિક બન્ને જીવનસિદ્ધિ નષ્ટભ્રષ્ટ થઈ છે. એમના મનનું સમાધાન કરાવવું એ તો ખુદ કોંગ્રેસ નેતાઓ માટે પણ મોટામાં મોટો કસોટીનો પ્રશ્ન છે.

પણ હિંદુધર્મના જડ રૂઢિચુસ્તો ઉપર આ બનાવે એક આવકારદાયક અસર ઉભી કરી છે. એ એક જ હકીકત આ આખા કાળા કોયડાની ઉજળી બાજુ છે. આપણા ધર્માચાર્યો, વૈષ્ણવાચાર્યો, શંકરાચાર્યો વગેરે પણ પૂર્વ બંગાળની આ વટલાએલી પ્રજા માટે વહારે ચઢયા છે, અને એ બધાને વગર પ્રાયશ્ચિત્તે હિંદુધર્મમાં લેવાની હિમાયત કરી રહેલ છે. કેવડી પ્રચંડ ક્રાન્તિ હિંદુધર્માચાર્યોમાં આજે આવી રહી છે ! આજથી થોડા

શ્રીમતી સુચેતા કિપલાની



જેમણે પૂર્વબંગાળની બહેનોને રાહત અને રક્ષણ આપવા માથું મૂકીને કામ કર્યું છે.

❊

જ વર્ષ પહેલાં સામાન્ય હરિજનને મંદિર-પ્રવેશની રજા ન આપનારા આપણા ધર્માચાર્યો કેવું મહાન ક્રાન્તિકારક પગલું આજે લઈ રહ્યા છે. અને આપણા યુવાનો પણ આવી જ જબ્બર માનસિક ક્રાન્તિમાંથી બહાર આવી રહ્યા છે. બંગાળની ભોગ બનેલી નિર્દોષ સ્ત્રીઓને પાછી હિંદુધર્મમાં લાવી તેમની સાથે લગ્ન કરવાની ઉમેદવારી તેઓ બતાવી રહ્યા છે આ કાંઈ નાની સુની બાબત નથી. હોનારતો હિંદુધર્મે હંમેશા સહન કરી છે, અને પોતાની અપૂર્વ અને અજોડ સ્થિતિ સ્થાપકતાથી એણે એનો સામનો કર્યો છે. હિંદુધર્મને જડ કહેનારાઓને આજે આનાથી વધારે સજ્જડ જવાબ ભાગ્યે જ આપી શકાય.

( ૨ )

નોઆખલીના ભયંકર હત્યાકાંડના સમાચારો સાંભળી ભારતની સમગ્ર જનતાનું હૃદય દ્રવી ઉઠયું. ત્યાંની બહેનો ઉપરના ભયંકર જુલમો, બળાત્કાર અને ત્રાસની અત્યાચારોએ

વાતાવરણને ભયંકર બનાવી મૂક્યું. મહાસભાના વરાયલા પ્રમુખ આચાર્ય ક્રિપલાની અને તેમનાં પત્ની શ્રીમતી સુચેતા ક્રિપલાનીએ એ ભયંકર પ્રદેશ તરફ દોટ મૂકી; પણ એ પ્રદેશની મુસાફરી એટલી વિકટ છે કે તેમને માત્ર ઉપરછલ્લું અવલોકન કરી પાછા આવવાની ફરજ પડી. પણ એ ઉપરછલ્લા અવલોકનમાં તેમણે જે નિહાળ્યું તે જ એટલું ભયંકર હતું કે અંદરના પ્રદેશમાં શું બન્યું હશે, તેની કલ્પના આવી જાય. આચાર્ય ક્રિપલાનીએ આવીને એ ભયંકર ત્રાસ અને જુલમની હકીકત જાહેર કરી. અને ગાંધીજીએ એ પ્રદેશ વચ્ચે જઈ રહેવાનો સંકલ્પ કર્યો. ગાંધીજી કલકત્તા પહોંચ્યા, ને વાયસરોયને અને બંગાળના ગવર્નરને પણ પાછળ જઈને એ પ્રદેશ તરફ મુસાફરી કરવી પડી. લોકો ત્રાસ અને ગભરાટથી નાસી છૂટ્યાં; એ નિરાશ્રિતો આજે રાહત કેન્દ્રોમાં એકઠાં થઈને રહ્યાં છે.

નોઆખલીના ભયંકર હત્યાકાંડમાં નિરાશ્રિતોને મદદ કરવા દરેક સંસ્થાના માણસો જઈ પહોંચ્યાં છે. ખૂદ ગાંધીજી તેમની વચ્ચે જઈને બેઠા છે. એ પ્રદેશમાં જઈ આવનાર ખબરપત્રીઓ, દેશનાયકો અને સંસ્થાઓના પ્રતિનિધિઓએ જે વાતો જાહેરજનતા સમક્ષ રજુ કરી છે, અને વર્તમાનપત્રોના પાના ઉપર પ્રગટ થઈ છે તે નીચે મુજબ છે.

પૂર્વ બંગાળમાં હિંદુ ગ્રામવાસીઓ પર ગુજરેલા અત્યાચારોની વિગતો રાષ્ટ્રીય મહાસભાના નવા ચુંટાએલા રાષ્ટ્રપતિ શ્રી. કૃપલાનીજીએ ટૂંક સમય પહેલાં નવી દિલ્હીમાં રજુ કરી હતી. બળાત્કારે એક મુસ્લિમ જમીનદાર પુત્ર સાથે પરણાવી દેવાયેલી એક હિંદુ કુમારિકાની કહાણી એમણે જે રીતે જાતતપાસમાં મેળવી હતી તેની વિગતો અહીં આપી છે.

એક મુસ્લિમ જમીનદારના પુત્ર સાથે બળાત્કારે પરણાવાયેલી એક હિંદુ યુવતીને આચાર્ય શ્રી. કૃપલાનીજી અને એમની મંડળીએ તેને ત્યાંથી કેવી રીતે છોડાવી — તેનો દાખલો ટાંકતાં તેમણે જણાવ્યું હતું કે, આ વિસ્તારમાં રાહતકાર્ય ઘણું જ મુશ્કેલીભર્યું બની ગયું છે.

શ્રી. કૃપલાનીજી એ આખો કિસ્સો વર્ણવતાં કહે છેઃ શ્રીમતી કૃપલાનીને આ થએલા લગ્ન વિશે ચોક્કસ બાતમી મળી, એટલે તે બાતમી તેમણે નોઆખલીના અંગ્રેજ જીલ્લા મેજીસ્ટ્રેટને આપી. આ જિલ્લા મેજીસ્ટ્રેટે એવો જવાબ આપ્યો કે એની પોતાની માહિતી અનુસાર એ લગ્ન સંમતિથી થયું હતું. આ બીના સામે શ્રીમતી ક્રિપલાનીએ વિરોધ કરતાં કહ્યું કે બન્ને પક્ષો કેળવણી પામેલાં હોય, ત્યારે જ સંમતિથી લગ્નો કરે, અને આમ બનવું ગામડાંમાં અસંભવિત છે. વળી એ લગ્ન જો ઓક્ટોબર ૧૦મી અને ૧૫મી વચ્ચે થયું હોય તો જરૂર તેને શંકાની નજરે જોવું જોઈએ.

આ બીનામાં કંઈ તથ્ય છે કે કેમ તેની જાતતપાસ કરવાનો મેજીસ્ટ્રેટે નિર્ણય કર્યો. જીલ્લા મેજીસ્ટ્રેટે છોકરીને, તેના કાકા અને બાપ—જેઓને વટલાવીને મુસલમાન બનાવવામાં આવ્યા હતા તેમને બોલાવ્યા. લગ્ન પોતાની સંમતિથી થયા છે કે કેમ એવો સવાલ છોકરીને જીલ્લા મેજીસ્ટ્રેટે પૂછ્યો. ત્યારે, પ્રથમ તો તેણે 'હા'માં જવાબ આપ્યો.

ત્યાર બાદ એવું સૂચન કરવામાં આવ્યું કે કોઈ પણ એક બંગાળી ગૃહસ્થને એ છોકરી સાથે વાત કરવા દેવી. આથી આચાર્ય ક્રિપલાનીજીના મંડળીના એક શ્રી. સેન, એ છોકરીને જરા દૂર લઈ ગયા, અને કહ્યું કે જીલ્લા મેજીસ્ટ્રેટ અંગ્રેજ છે. એ તને, તારા કાકા અને બાપને રક્ષણ આપશે. એ પછી એ છોકરીએ ખુલ્લે ખુલ્લું કહ્યું કે તેના લગ્ન બળજબરીથી કરવામાં આવ્યા હતાં.

બાદ પેલી છોકરીને આચાર્ય કૃપલાનીના

મુકામ પર લાવવામાં આવી, અને કંઇ પણ બનાવ ન બને એ માટે જીલ્લા મેજીસ્ટ્રેટે ત્યાં ચાર સશસ્ત્ર ચોકીદારો ગોઠવ્યા.

*

ચાંદપુરથી ૨૦ માઇલ દૂર આવેલા હેમચાર ગામમાં, એક કોમના ગુંડાઓએ, બીજી કોમના માણસો ઉપર જ્યારે હલ્લો કર્યો ત્યારે, એ કોમનાં આબાલવૃદ્ધ નરનારી સૌએ જે હિમ્મતભર્યો સામનો કર્યો હતો તેનું તાદશ્ય અને હૃદયંગમ વર્ણન, શીલોંગની કોમી એકતા સમિતિએ, શીલોંગ મોકલેલી રાહત ટુકડીના વડા શ્રીયુત સચીન્દ્રલાલ રોય ચોધરીએ એક જાહેર સભામાં કર્યું હતું.

'હેમચાર' તો એક નાનું સરખું ગામડું છે, એમાં વસનારા લઘુમતી કોમના માણસો લગભગ બધા નીચલા વર્ગના છે. આ લોક પર જ્યારે હલ્લો થયો ત્યારે બધા લોકોએ બહાદુરીપૂર્વક એનો સામનો કર્યો હતો અને હુમલાખોર ગુંડાઓને કેટલીયે વખત પાછા હઠાવ્યા હતા. શિકસ્ત ખમીને પાછા હઠયા પછી વધુ કુમક મેળવીને ગુંડાઓ પાછા આવતા, પણ તેઓ એ ગામમાં પ્રવેશી તો ન્હોતાજ શક્યા. પરિણામે તોફાનીઓએ થોડા વખત માટે તો પરાજય સ્વીકારી લીધો હોય એવું લાગવા માંડયું હતું.

પણ એ તો તેમની ચાલબાજી હતી. શાંતિ પરિષદના બહાના હેઠળ ગામના નેતાઓને ગામથી બેએક માઇલ દૂર લઇ જવામાં આવ્યા હતા, અને તેમની ગેરહાજરીનો લાભ લઇને ગુંડાઓએ ફરીથી ગામ પર હલ્લો કર્યો હતો, પણ ગામનાં આબાલવૃદ્ધ સૌ આ હુમલાના સામના માટે તૈયાર થઇ ગયા અને હુમલાખોરોને પાછા કાઢયા હતા.

આખરે એક અંધારી વાદળઘેરી રાત્રે જ્યારે કુદરત પણ રૂઠી હતી, અને વરસાદ જોરથી પડતો હતો ત્યારે હજારો ગુંડાઓએ બધી બાજુથી ગામ ઉપર હલ્લો કર્યો હતો તેમની પાસે આ વખતે તો બંદુકો અને બેટરીઓ પણ હતી. પણ આ હજારોની સંખ્યાની દરકાર કર્યા વિના ગામના ૨૦૦ યુવાનો, ગુંડાઓની સેના ઉપર સામો હલ્લો લઇ ગયા હતા અને ગુંડાઓ પાસેની બંદુકો વગેરે ઝુંટવી લેવાનો પ્રયત્ન કર્યો હતો. આ યુવાનોમાંથી ૫૦ મરણ પામ્યા હતા અને ૧૦૦ ઘાયલ થયા હતા.

આ પછી ગુંડાઓ ગામમાં પ્રવેશ્યા હતા પણ ત્યાં તો ઘેરઘેર ગુંડાઓના સામના માટેની તૈયારી હતી. પુરુષોએ ભાલા વડે અને સ્ત્રીઓએ ધારે વડે (બર્મીઝ ખંજરો વડે) એકેએક ઘરમાં ગુંડાઓનો 'સત્કાર' કર્યો હતો. જ્યાં જ્યાં માણસો પાસે કાંઇ હથિયાર ન હતાં ત્યાં ત્યાં વાંસની લાકડી અને સોપારીના ઝાડની ડાળખીઓને અણીદાર બનાવીને એનો હથિયાર તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. આવી રીતે તૈયાર કરાતાં આ નવાં હથિયારો દરવાજા ઉપરના મોખરા ઉપર ઊભા રહીને લડતા લડવૈયાઓને ઘરનાં બાળકો જ પૂરાં પાડતાં હતાં. આખા ગામમાં આ હથિયારો જરૂરી સ્થળે પૂરાં પાડવાનું કામ આ બાળકોએ જ કર્યું હતું.

એક કિસ્સામાં તો, એક નવ મહીનાનો ગર્ભ ધારણ કરેલી એક સ્ત્રીએ એક ધારૂ વડે જ્યારે એક ગુંડા પર હલ્લો કર્યો ત્યારે એક બીજા ગુંડાએ એના પેટમાં ભાલો ઘોંચી દીધો, પણ એની દરકાર કર્યા વિના, લોહી ઝરતા ઘા પર એક હાથ દાબી, પેલી વીરાંગનાએ પાસે આવેલા એક ગુંડા પર ધારનો ઘા કર્યો અને એને નીચે પાડયો. પણ તેટલામાં તો તેની પીઠ પાછળથી કોઇએ છરી હુલાવી દીધી અને એ વીરાંગના વીરોચિત મૃત્યુને વરી. આખા ગામની સ્ત્રીઓ, પુરુષો અને બાળકોએ, ચૌદ ચૌદ કલાક સુધી આ યુદ્ધ જારી રાખ્યું હતું. તેમનાં ઘરો નાશ પામ્યાં તેમની [illegible] લૂંટાઇ ગઇ હતી. અને

તેમનામાના ઘણા માર્યો ગયા હતા પણ એક પણ માણસ ગામ છોડીને ભાગી ગયો નહોતો.

નોઆખલી અને ચાંદપુર વિસ્તારોની મુલાકાત બાદ બંગાળ પ્રાંતની હિંદુ મહાસભાના પ્રમુખ શ્રી. એન સી. ચેટરજીના કહેવા મુજબ એક બાર વર્ષની બાળા ઉપર બળાત્કાર કરવામાં આવ્યો હતો, હાલ તે બાળા ડેમીલા આશ્રિતોની છાવણીમાં છે. બીજી એક કુળવાન કુટુંબની આરતી નામની કન્યાને બળ જબરીથી નોનાંમીયાના પુત્ર કાદર સાથે પરણાવી દેવામાં આવી હતી, પણ આ છોકરીને ઘણી જહેમત બાદ શોધીને બચાવી લેવામાં આવી હતી. તે હાલમાં શ્રી. સુચેતા કિપલાની સાથે છે.

*

પૂર્વ બંગાળના હુલ્લડ વિસ્તારમાંથી મળી આવેલી બે યુવતીઓને દિલખોઈ પોલીસે આશ્રય આપ્યો હતો. એમાંની એક યુવતીનો પતિ ભાગતો ફરે છે અને તે એક ઝૂંપડાંમાંથી મળી આવી હતી. બીજી યુવતીને જોર જૂલમથી વટલાવવામાં આવી હતી. તેને અસલ ધર્મમાં લઈ લેવામાં આવી છે. નિર્વિવાદ તે યુવતીને તેની જ્ઞાતિના એક યુવાન સાથે પરણાવી દેવામાં આવી હતી.

બંગાળ પ્રાંતિક હિંદુ મહાસભા ઉપર લખેલા કેટલાય પત્રોમાં સંખ્યાબંધ હિંદુ યુવકોએ રમખાણ દરમ્યાન અપહરણ કરાયેલ, ફરજિયાત પરણાવી દીધેલ અથવા તો ધર્માન્તર કરાવાયેલ નોઆખલી અને ટીપેરા જીલ્લામાંની હિંદુ બાળાઓ સાથે લગ્ન કરવાની તૈયારી બતાવી છે.

*

લંડન ખાતેના ગાંધીજીના યજમાન મીસ મુરીયલ લીસ્ટર જેઓ તાજેતરમાં પૂર્વ બંગાળના તોફાની જીલ્લાઓની મુલાકાતે ગયાં હતાં તેઓ નવાખલી અંગેના હેવાલમાં જણાવે છે કે 'આ જીલ્લાના ગામડાંઓમાં ગુંડાઓએ જે સ્ત્રીઓને– ઉપાડીને પોતાની પત્નીઓ તરીકે રાખી છે તેમને છોડાવવાનું કામ રાહત કાર્ય કરો અને અમલદારો માટે ભારે થઈ પડ્યું છે, કારણકે, આ સ્ત્રીઓને એવી ચેતવણી આપવામાં આવી છે કે જો તેઓ અમલદારોને એવી ખાત્રી નહિ આપે કે તેઓ પોતાના જુના ઘર કરતાં નવા ઘરને વધુ પસંદ કરે છે તો તેમના આખાયે કુટુંબને મારી નાંખશું.'

*

મર્ચંરીટાના સમાચારમાંથી જાણવા મળે છે કે લીમ્બડીંગ સ્ટેશને એક યુવક પરકોમની છોકરીને ભગાડી લઈ જતાં પકડાયો હતો. નોઆખલીથી જીવ લઈને ભાગી આવેલા પાંચસો માણસો પોતાના પર ગુજરાયેલા સિતમોનું વૃત્તાંત આપી રહ્યા છે. થોડા જ વખતમાં માતા બનનારી સ્ત્રીઓ તથા તરતનાં જન્મેલા બાળકોવાળી સ્ત્રીઓ પણ તેમની સાથમાં છે. એક સ્ત્રીએ તો ગાડીના ડબ્બામાંજ એક બાળકનો જન્મ આપ્યો હતો; અને તે જ ડબ્બામાં આ સમયે એક સાઠ વર્ષનો વૃદ્ધ હૃદય બંધ પડવાથી મરી ગયો.

નવખલી સંકટગ્રસ્ત વીસ્તારમાં સંખ્યાબંધ સ્ત્રીઓ પોતાની ઇજ્જત બચાવવા આગમાં કુદી પડી હતી. ઘણી સ્ત્રીઓએ ઝેરનો કટોરો પીધો હતો અને બીજી કેટલાકે ગળે ફાંસો ખાઇને આપઘાત કર્યો હતો. એમ નવખલીથી આસામમાં આવેલાં નિરાશ્રીતોએ જણાવેલા સમાચાર મળ્યા હતા. મધ્યકાલીન હિંદની વીર રજપૂતાણીઓના ઈતિહાસનું નવખલીમાં આ રીતે પુનરાવર્તન થયું હતું.

આ પ્રશ્ન ઉપર વડી ધારાસભામાં પ્રશ્નો પૂછાતાં વચગાળાની સરકારના ઉપપ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂએ કહ્યું હતું કે ભરોસાપાત્ર નિરીક્ષકોના અહેવાલો ધ્યાન દોરે છે કે પૂર્વ બંગાળમાં જેમના અપહરણ કરવામાં આવ્યા છે અને જેમનું બળાત્કારે ધર્માન્તર કરવામાં આવ્યું છે એવી સ્ત્રીઓને તેમના મૂળ

કુટુંબોમાં પાછી લાવવાનો પ્રશ્ન મહત્વનો છે, એટલું જ નહિ, પણ એ પ્રશ્ન આખા હિંદમાં પડઘા પાડે તેવો છે. આથી એવી સ્ત્રીઓને તેમના મુળ કુટુંબમાં પાછી પહોંચાડવા શકય તેટલી ઝડપે તમામ શકય પગલાંઓ તાકીદે લેવા જરૂરી છે. આ બધું બન્યા પછી જ પૂર્વ બંગાળમાં પુનઃ વસવાટની શરૂઆત થઈ શકે.

*

ગાંધીજીએ નોઆખલી જીલ્લાના ગામડામાં ફરવા માંડ્યું છે. તેમની સાથે સેવાભાવી બહેનો પણ ગઇ છે. તેમના પ્રયાસમાં જે જોવા મળ્યું તે ગાંધીજી પોતાની રોજની પ્રાર્થના સમયે જાહેર કરે છે.

ગોપાળપુરામાં ત્રણ કન્યાઓનાં અપહરણ થયાં છે તેમાંથી એનો પત્તો જ નથી. રામગઢમાં લગભગ સો જેટલી ગ્રામસ્ત્રીઓ આજુબાજુના ઘરોમાંથી તરત એકઠી થઈ ગઈ ને આખો સમય આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસાવ્યો હતો. તેમની આંખોમાં જાણે આંસુ સમાતાં ન હતાં.

તેમણે મહાત્માજીને કહ્યું હતું કે તેમનાં સૌભાગ્યચિહ્નો, કંકણો અને મંગળસૂત્રો બળાત્કારે ઉતરાવી લેવામાં આવ્યાં હતાં ને બળાત્કારે તેમને વટલાવ્યાં હતાં. આ સ્ત્રીઓના કરૂણ બ્યાનથી આજુબાજુ ઉભેલાં બધાં રડી પડ્યાં હતાં.

તે પછી બસો વર્ષ કરતાં વધુ સમયથી સંસ્કૃત પંડિતો માટે ખ્યાતિ પામેલા પ્રાચીનતમ મકાન જોવા ડૉ. સુશીલા નાયક અને શ્રીમતી આભા ગાંધી સાથે ગાંધીજી ગયા હતા. એક ઘરમાં માત્ર બહેરો ને મુંગો માનવી બચી ગયેલો તેણે, ગાંધીજીને બધું બતાવ્યું હતું.

આ બધા હત્યાકાંડો જોયા પછી ગાંધીજી બારે હૈયે જીલ્લાના અંદરના પ્રદેશમાં કોઈની સાથ વગર એકલા ઘૂમી રહ્યા છે ને શાન્તી નહિ સ્થપાય ત્યાંસુધી એ પ્રદેશમાં રહેવાનું કહી રહ્યા છે.

*

લગ્ન કરી સાસરે ગયેલી બહેનના પત્રે ભાઈના હૃદયમાં જન્માવેલી



# દ્વિધા

*

વ્હાલુડી બહેની,

ત્હારો પત્ર મળ્યો. એ વાત સાચી કે બધાં જ જે જે ત્હારા સંપર્કમાં આવ્યાં તે બધાં જ કહેતાં કે તું વિચિત્ર છે. પણ તે વખતે હું બીનજવાબદાર હતો. વિચિત્ર શબ્દ મ્હને હૈયે ખટકતો અને બોલનારને કંઈ કંઈ કરી નાખવાની ઇચ્છા છતાંય કોઈને ય કશું કહી શકતો નહિ. કારણ હું ન્હાનો હતો. ત્હને બધા વિચિત્ર કહેતાં, પણ ખરી રીતે તો તું મ્હને મ્હારી દૃષ્ટિએ મહાન હતી. તે સમયની ત્હારી બોલવાની, દલીલ કરવાની, વિચાર કરવાની લઢણ અને સહુની સાથે વિચિત્ર લાગતું પણ ગૌરવયુક્ત વર્તન મ્હને તો એટલાં પ્રેરક અને પોષક લાગતાં કે હું મ્હારી આસપાસ મ્હારી બહેન વિના બીજાને તુચ્છ ગણતો. ત્હારો અભિપ્રાય એટલે મારે મન મનુસ્મૃતિમાં અંકાયેલી લીટીઓ. પછી બોલ જોઈએ બહેન! હું તને વિચિત્ર કેમ કહું? તું તો આપણા ઘરની તેજદાર ચમકદાર હીરાકણી હતી. પછી તને અહીંથી સાસરે વળાવી.

તને ગયે દસ, દસ દિવસની સવાર સાંજ ઉગી આથમી, પણ હજુય મન કશામાં ગોઠતું નથી. જાણે ઘરનું ભર્યું ભર્યું રસસરોવર સૂકાઈ ગયું. પેલી વાડાની કુઈ, જ્યાં સવાર સાંજ પાણી કાઢી પાવામાં મસ્તી કરતાં, ને પછી કપડાં ધોવા માટે થતી ખેંચાખેંચ! તે વખતે તું મને ગાંડો કહી કપડાં પડાવી લેતી. તને એકલીને એ ધોતી જોઈ વિચાર આવતો કે બહેન એનાં કપડાં મને એક વખત પણ ધોવા નહિ આપે? જગત આવું એકપક્ષી કેમ હશે? જગત ભલે એકપક્ષી રહ્યું, પણ મારી બહેન પણ એવી જ! અને એ બધું હું તને કહેતો ત્યારે તું 'ગાંડો' કહી વાત ઉડાવી દેતી! એ બધું અત્યારે શમી ગયું. વાડાની એ કલ્લોલ ને ત્યાર પછી બાની એ ગાંડાઈ માટેની વહાલભરી ટોકણી, બધુંય શમી ગયું. હમણાં તો એકાંત હજાડે છે.

લગ્ન આવું હોય? મનેય એ પ્રશ્ન તને અહીંથી જતી દીઠી ત્યારે ઉઠ્યો. તારા પત્રમાં પણ એ છાંટણાં છંટાયેલાં છે. એ બધું હવે પરાણેય સ્મરણપરથી દૂર કરવું એ જ યોગ્ય છે. જોને તું ગઈ છે ત્યારની બા હસતી નથી. હજુય એનું ઔદાસ્ય ઓસર્યું નથી. નાની નલિનીને જોઈ ઘણી વખત વધુ ગંભીર બની જાય છે. કદાચ એમ થતું હશે કે, કુસુમ તો જતી રહી ને નલિની પણ એમજ જવાની! ન લાગે? પોષણનાં પીયૂષ ધરી ધરી જીવનધારા સમૃદ્ધ કરી ત્યારે આખીને આખી એ જીવનધારાની દિશા જ પલટાઈ ગઈ.

આ બધું વિચારતાં મન ગંભીર બની જાય છે. લગ્ન વિષે મનેય અનેક વિચાર આવે છે. પ્રત્યેક પ્રશ્નને ચારેકોરથી છણીએ ત્યારે જ સારતત્ત્વ લાધીએ. હમણાં એ બધું તારા માનસને નહિ રુચે, તોય એમ થાય છે કે આવાં લગ્ન? શું લગ્ન એટલે એક પ્રેમની ઈમારત ભાંગવી ને બીજી ચણવી?

આવું ઘણું ઘણું વાંચી લગ્ન વિષે અનેક દલીલો કરતાં એ બધી શાબ્દિક દલીલો હતી. લગ્ન કર્યા વિના માનવીથી ન રહેવાયું ને એણે બંધન સ્વીકાર્યાં. એ રીતે લગ્નની સંસ્થાનો પાયો નંખાયો. એ પાયો એટલે ગુલામી ખત, ખરું ને? એ ગુલામીને પ્રેમ કહી સોનેરી પટ અપાયો. બાકી શું લગ્ન વિનાનું અહીં હતી ત્યારે 'પ્રેમ' શબ્દ જાણ્યા વિનાય પ્રેમ પળે પળે આપણી સાથે, નો'તો અથડાતો! પ્રેમના પણ વર્ગ કરીજને!

અનેક વિચારો આમ ઝુમલો લઈ આવે. બાનેય વઢવાનું મન થઈ આવ્યું. તું આવી સમજુ, ગંભીર વિચારશીલ તેય આમ પરણી ને અમને છોડી ચાલી ગઈ. આ બધું તને કંઈ થોડું જ લખાય છે? પણ હું જે લખું તે પહેલાંનાં તેં તારા જ પત્રમાં તેં તારું હૈયું ઠાલવ્યું છે. અહીં હતી ત્યારે તો મને પટાવતી, સમજાવતી શીખવાડતી; ભઈલા ભઈલા કરી બાળકની માફક રમતી રમાડતી; તોફાન પણ કરતી. પણ તારો આ વખતનો પત્ર જો કોઈને વંચાવ્યો હોય તો એમજ કહે કે, તું જીવનમાં કદિય હસી જ નથી. મને તારી લગ્નમીમાંસા વાંચી આનંદ થાત—જો એ પરણ્યા પહેલાં લખાઈ હોત તો! પણ બહેન! પિયર ને સાસરું ઉભયને ભૂલી જીવનમાં ઉન્નત શિખરે તપઃપૂત થવા જાણે પ્રયાણ નક્કી કર્યું હોય એવો એ કાગળ મને સુખ કરતાં દુઃખ જ વધુ આપી ગયો. ઈશ્વરે મનુષ્યનું સર્જન કરી, મનુષ્યમાં બુદ્ધિ ને હૈયું મૂકી, બાજુએ ખસી જઈ કળાના ક્ષેત્રનું સીમાચિન્હ રોપ્યું છે. મનુષ્યની બુદ્ધિ એને એક બાજુ ખેંચે છે તો હૈયું બીજી દિશાએ આકર્ષે છે. જીવન આવું દુર્ગમ છે. એને આપણે સાચી રીતે સમજી શક્યા નથી—સમજી શકતા પણ નથી. એનું એકેય પાસું અર્થવિહીન નથી. બધાં જ ક્ષેત્રમાં કંઈક ઉન્નત ભાવના

અંકિત છે. ગાડીબહેનાં ! આવાં તે શા અથામણાં ? જીવનની પાંખ ઉપર પુલકિત હૈયે અત્યાર સુધી તું ઊડી છે. તારું પ્રસન્ન મુખ કેટલાંને આનંદ ને ગૌરવનું કારણ હતું ? ત્યારે આ એક જ અઠવાડિયામાં તારી કલમથી આ વિષાદ કેમ ઝરે છે ! રસ તો તારા શબ્દે શબ્દે ટપકતો, તારા ડગલે ડગલે પાવન તત્ત્વો હું વીણતો ને અત્યારે તને એ જ પવિત્ર, રસમસ્ત ભાવનામાં તલ્લીન બનેલી કલ્પનાની પાંખે પેખું છું. મારી કલ્પના સાચી ઠરો.

આ પત્રમાં તારા પત્રના ઉત્તરમાં ઘણુંય લખવાનું બાકી છે. પણ એમ થાય છે કે એ બધું બીજી વખત. તેં તારા પત્રમાં ઘણીય વિવાદગ્રસ્ત દલીલોને વેરી છે એ વિષે ચર્ચા કરવાનું મન થાય છે, તે બીજા પત્રે. આ વખતે પત્રમાં જેમ તેં વિષાદમય વાતાવરણમાં ઓરંભાઈ ગંભીરતાનું આલેખન કર્યું તેમ મારે નથી કરવું. મને તો આશા હતી કે તારા પત્રમાં ઊર્મિઓનો ઉછાળ હશે, ભાવનાની ઝડીઓ હશે, જીવન નિરખવાની નવી દૃષ્ટિ હશે, અને નવા જીવનની અનેક નવીન દૃશ્યોની પ્રફુલ્લ શબ્દાવલિ રણકતી હશે. તું તો એમાંનું કશુંય લખતી જ નથી. આખું સાસરિયું ભૂલાઈ ગયું. જાણે સંસાર સાગરે એકલી અટૂલી ડૂબકીઓ ખાતી હો. બેનાં ! તારે લગ્નને હવે એ દૃષ્ટિએ ના નિરખવું જોઈએ. મેં વચમાં કહ્યું હતું કે આ નવો જમાનો આવ્યો છે. તેં પણ જોને તારા પત્રમાં કેટલા પ્રશ્નો પૂછી પ્રશ્ન, ઉત્તરનો વણાટ વણ્યો છે ? પ્રત્યેક વખતે પ્રશ્નાર્થ ચિન્હ મૂકીએ કે ન મૂકીએ પણ વિચારનું મન કંઈ ઓછું અટકવાનું હતું ? અને ન અટકે એ જ આપણે તો ઈચ્છીએ. હું ઈચ્છું છું કે જીવનને અનેક રીતે આપણે છણીએ, જે સમાજમાં, જે વાતાવરણમાં, જે ગૃહમાં, જે પરિસ્થિતિમાં ને જે વસવાટમાં આપણે સંલગ્ન થયાં હોઈએ તેને બરોબર તપાસીએ, સંશોધીએ ને સમૃદ્ધ કરીએ; પણ અમસ્થાં જ નિરાશ બની સંમૂઢ થઈએ તેથી શું ફાયદો ? અને તેં લગ્ન કરી એવું તે શું પાપ કર્યું છે કે આ બધી મિમાંશા કરવા બેસી ગઈ ?

તારાથી સ્થાયી જૂદા પડવાનું દુઃખ કોને નહિ હોય ? નાની પેલી નલિનીયે 'એ બેન આવી' કહીએ એટલે સામું જુએ છે, તો મોટાનું પૂછવું જ શું ? પણ બીજી દૃષ્ટિએ વિચાર કરતાં સંતોષ થાય છે કે તું સંસ્કારી કુટુંબ સાથે જોડાઈ છે. સમજુ, પ્રતિભાપૂર્ણ પતિ સાથે સંલગ્ન થઈને આમ સમાજમાં હોળિયો જોઈએ છીએ એના કરતાં તો ઘણી ઉંચી ભૂમિકાએ ઇશ્વરે તને મૂકી છે. તારે તો પ્રભુનો ઉપકાર માનવો રહ્યો; કે એ બધા પ્રતિકૂળ પરિબળોથી તું ઉગરી છે. બાકી સ્થૂલ જીવન સંભાળવામાં જ મનુષ્યનું સમગ્ર આયુષ્ય ખતમ થાય છે, ને જીવનના અંતે કશુંય લીધા વિના બિચારો જીવ પાછો ફરે છે. આપણે ઘણુંય કરી શકીએ. સ્ત્રીઓને અકર્મક કહેવામાં આવે છે, એ લાંછન સ્ત્રીઓ ધારે તો ભુંસી શકે છે—જો કે મને તો આ આરોપની એકકેય જગ્યાએ પ્રતીતિ જ નથી થઈ, એટલે એમાં કેટલા ટકા સત્ય છે એ કહેવું મુશ્કેલ છે.

પત્ર અનેક વિચારનો વિચિત્ર સંકર બન્યો છે. લખ્યા પછી તને બીડવો કે નહિ એ વિચારી રહ્યો છું. આવો પત્ર લખાયાનું મુખ્ય કારણ તો તારા ગયા પછીની માનસિક વ્યગ્રતા અને એકલતા પછી કલમમાં ક્યાંથી સ્થિરતા સંભવે ? એમ થાય છે કે તારો પત્રના આવ્યા પહેલાં જ લખ્યો હોત તો કેવો સ-રસ ભાવપૂર્ણ પત્ર લખાત ! તારા પત્રે મારા વિષાદમાં ઠીક ઠીક ઉમેરો કર્યો છે એ જાણુત.

સત્વર ઉત્તર આપજે. આતુર છું. અહીં સર્વ કુશળ છે.

—તારો ભાઈ

'સ્ત્રીજીવન'ના રસોઇઘરના સંપાદક



# મણીબહેન મહેતા

લેખિકા :
**શ્રી. જસવંતી મહેતા.**

*

સ્ત્રીજીવન માસિકમાં રસોઇઘર વિભાગ સંભાળનાં તે શ્રી. મણીબહેન મહેતાને તો બધા વાચકો ઓળખે છે, એ મણીબહેનનો જન્મ દક્ષિણ આફ્રિકામાં ટોંગાટ શહેરમાં ૧૧ મી જૂન ૧૯૦૪માં થયો હતો. તેમના પિતાનું નામ રેવાશંકર ભાઇચંદ શેઠ અને માતાનું નામ ઉજમબાઇ હતું. પિતાના આફ્રિકાના વસવાટને કારણે તેમનો ગુજરાતી અભ્યાસ રાજકોટની બારાજીરાજ કન્યાશાળામાં અને તે પછી પાંચ અંગ્રેજી ધોરણો તેમણે ટોંગાટમાં કરેલાં. તે પછી રાજકોટમાં જ તેમનાં લગ્ન ૧૮ વર્ષની ઉંમરે ૧૯૨૨ માં હરિમંગળદાસ અમરચંદ સાથે થયાં હતાં.

સ્વભાવે શાંત અને બુદ્ધિશાળી હોવાથી તેમનો સંસાર સુખરૂપ નીવડયો. સાસરીયાં જૈન અને સાસરા જૈન સાહિત્યના કવિ હતા, એટલે સંસ્કારી કુટુંબમાં તેમનું સ્થાન માનભેર જળવાયું. હુન્નર ઉદ્યોગનો ભારે શોખ એટલે ભરત ગુંથણ ને શીવણ તેમણે આજુબાજુની બાળાઓને શીખવીને તે સહુને પોતાના આભાર તળે મૂકી સહુ સાથે ઘરોબો કેળવેલો.

સાહિત્યવાંચનનો શોખ પણ ખૂબ હતો. સસરાએ મોતીના દાણા જેવા અક્ષરે લખેલાં સ્તવનો તેમણે સાચવીને રાખી મૂકયાં છે. વળી ઇંગ્લીશ, ગુજરાતી તો શીખેલાં પણ તે પછી હિંદી અને તામીલ ભાષાનું પણ જ્ઞાન તેમણે તેમના રાયાપુરમ્ (મદ્રાસ) ના વસવાટ દરમ્યાન મેળવી લીધું હતું.

રસોઇ બનાવવામાં એક્કો હતાં અને અથાણાંની બનાવટમાં અજોડ હતાં. ઘરનાં માણસોની તંદુરસ્તી જળવાય એ દૃષ્ટિએ ઘરમાં રસોયો હોવા છતાં અનાજ વગેરેની સાફસુફી, રસોઇ ઉપર દેખરેખ અને ઘરના માણસો જમવા બેસે ત્યારે પોતે પીરસીને આરોગ્ય અને સ્વચ્છતા જળવાય એ દૃષ્ટિએ કાળજીપૂર્વક બધાંને જમાડતાં. બાળકોના ઉછેર ઉપર પણ તેમનું જ્ઞાન અગાધ હતું. નાની જીંદગીમાં પોતાનાં સાત પુત્રીઓ ને બે પુત્રોને તેમણે જાતે ઉછેરી મોટા કર્યાં છે, ને તેમાં ઘરગથ્થુ દવાઓ જ તેઓ મોટે ભાગે વાપરતાં.

તેમની તર્કશક્તિ માટે માન થાય એવી એમની મેધા હતી. મહાત્મા ગાંધીજી સાથે તેમના પિતાને દક્ષિણ આફ્રીકામાં સારું ઓળખાણ હતું. એટલે ગાંધીજી એકવાર મદ્રાસ આવેલા ત્યારે ભીડને કારણે સ્વયંસેવકોએ તેમને આગળ જતાં રોકયા, ને કોઇ ઉપાયે દર્શન થાય તેવું ન લાગ્યું ત્યારે તરત પોતે ચીઠી લખી કે 'આફ્રીકામાં ૧૭ વર્ષ સુધી આપની સેવામાં રહેનાર મને આપના દર્શનનો લાભ પણ ન મળે ?' ચીઠી મળી કે તરત જ મહાત્માજીએ તેમને બોલાવી પોતાની પાસે બેસાડેલાં, આમ હિકમત અને તર્કશક્તિદ્વારા તેઓ પોતાનું ધાર્યું પાર પાડતાં.

આટલી શક્તિ ને બાહોશી હોવા છતાં

ઔદાર્ય એ એમનો મોટામાં મોટો ગુણ હતો. પોતાનાં ઘરેણાં કુટુંબમાં પહેરવા આપ્યાં હોય ને સામા માણસો તે વેચી ખાય તો તે સંબંધી અક્ષરે પણ કદી ઉચ્ચારે નહિ કે ઝગડો કરે નહિ. પણ મોટું મન રાખીને ગળી ખાતાં. મક્કમતા પણ એક વીરને છાજે તેવી તેમનામાં હતી. હિંદમાં હજારો માઈલની મુસાફરી એકલાં કરતાં, છતાં કદિ તેમના હૃદયે બીક કે ભીરૂતા બતાવ્યાં નથી. પિયર જાય તો રીટર્ન ટીકીટ લઈને જાય, એટલે કોઈ વધારે રોકવા આગ્રહ કરે નહિ ને પોતાની વ્યવસ્થા સચવાય. એટલી એમનામાં દૂરંદેશી હતી.

નોકરોને એ પોતાનાં ઘરનાં જેવાં જ ગણતાં. પોતાને ત્યાં ૨૨ વર્ષ એકધારી નોકરી કરનાર આયાને તેમણે મરતાં સુધી પાળી ને તે પછી તેની જગ્યાએ તે આયાની દીકરીને પોતાને ત્યાં રાખી લીધી.

આવા સુધરેલ હોવા છતાં સ્ત્રી–સ્વભાવ પ્રમાણે તેમનામાં થોડી નિર્બળતા ને આસ્થા પણ હતી. તેમને ઉપરાઉપર ત્રણ દીકરીઓ થયા પછી પુત્રની લાલસા જન્મી, ને તેમણે કાઠીયાવાડના મેંગણીના 'આલાપાળ દાદા' ની માનતા રાખેલી. એ આસ્થા ફળી ને તેમને પુત્ર થયો. એટલે સ્ત્રી સ્વભાવ પ્રમાણે પુત્રૈષણા ને બાધા–આખડીની નિર્બળતા એ બન્ને તેમનામાં હતાં.

આ બહેનનું ગયે મહિને રાયાપુરમ (મદ્રાસ)માં ગર્ભાશય ઉપર કેન્સર થવાના કારણે અવસાન થયું. પ્રભુ એમના આત્માને શાન્તી આપે.

*

## સ્વ માલવીયાજી

મહાત્માજીએ પોતાના વડિલબંધુ તરીકે સન્માની 'ભારત ભૂષણ' નું બિરૂદ આપ્યું હતું અને હિંદની પ્રજાએ જેમને 'ભારત ભૂષણ' નો નામથી સંબોધ્યા છે તે પંડિત શ્રી મદનમોહન માલવિયાજીએ જ્યારે નહેરૂ સરકાર સત્તા પર આવી ત્યારે 'આપણા દેશમાં આપણું રાજ્ય'ની ઘોષણાનો પડઘો પાડયો હતો.

# સ્વ. માલવીયાજી



તેમનો જન્મ અલ્હાબાદમાં ૨૫–૧૨–૧૮૬૧ ના રોજ થયો હતો. ૧૮૭૯માં મેટ્રીક થયા ને તે પછી બી.એ. અને એમ. એ. થયેલા. તે પછી 'હિંદુસ્તાન' દૈનિક પત્રના અધિપતિ થયા ને ૧૮૯૧માં ધારાશાસ્ત્રી બન્યા. ૧૯૦૭માં સુરત કોંગ્રેસમાં તેઓ ઉદાર પક્ષમાં હતા. ૧૯૦૯માં અને ફરી ૧૯૧૮માં તેઓ મહાસભાના પ્રમુખ થયા હતા.

આખું જીવન સ્વરાજ માટે ગુઝારનાર અને દેશ માટે સર્વસ્વનું બલિદાન આપનાર પંડિત માળવીઆજીએ હિંદને 'બનારસ હિંદુ યુનિવર્સિટી' જેવી સંસ્થા સંપડાવી છે. ૮૫ વર્ષના આ વયોવૃદ્ધ નેતાની અંતિમ પળ સુધી સ્વરાજ માટેની ધગશ અને દેશ સેવાની ઝંખનાં હોલવાયાં ન હતાં. પૂર્વ બંગાળાના અમાનુષિ સીતમોએ એમનું હૈયું ભાંગી નાખ્યું. માંદગી વધી અને છેવટે ૮૫ વર્ષની વયે માળવીયાજીએ દેહ છોડયો.

# ભરત ગૂંથણ




લેખિકાઃ
કુ. ચંદ્રિકા ભારદ્વાજ

આપણે ત્યાં ભરતકામ એ કાંઇ નવી કે પરદેશી કળા છે જ નહિ. એ કળા તો આપણે ત્યાં ઘણા જ જૂના કાળમાં ટોચે પહોંચેલી હતી. અને ઘસાતી ભૂંસાતી પણ એ કળા આપણે ત્યાં જે સ્વરૂપમાં જળવાઇ રહી હતી તે જોવા માટે આજથી માત્ર પચીસ વર્ષ પહેલાંનાં ભરતકામના નમૂના વાળા ચણીયા, કમખા, તકીયા, ટોડલિયા, કે માંડવાના તોરણો વગેરે વસ્તુઓ જોઇએ તો પણ આપણે જાણી શકીએ છીએ કે સામાન્ય ખેડુતવર્ગના ઘરમાંથી મળી આવતો આવો એકે એક નમૂનો કળાકિય દ્રષ્ટિએ ઓછા મૂલ્યનો નથી હોતો.

આજનું આપણું ભરતકામ જમાના પ્રમાણે નવાં બળોની અસર નીચે આવ્યું છે. પણ એની ચર્ચા એ આપણો વિષય નથી. ગૃહસંભારના એક વિભાગ તરીકે ભરતકામ એ આપણી બહેનોને હાથે સાધ્ય બનેલી લલિતકળા છે. એટલે હવે પછી એને વિષે સામાન્ય શિખાઉને ઉપયોગી થઇ પડે તેવી માહિતી તેમજ ભરતકામના સામાન્ય નમૂના અહિ આપવા પ્રયાસ કરવામાં આવ્યો છે.

## સુતર–દોરા

સુતર કે દોરા ક્યા વાપરવા તે માટે ખાસ આગ્રહ ભરી ભલામણ હોઇ શકે નહિ. સામાન્ય સુતરની આંટીઓ કે દડા પણ ચાલી શકે. ખરી હકીકતમાં તો રંગોની પસંદગી અને હાથપર બેઠેલો કસબ એ બે વસ્તુ જ મુખ્ય છે. સાધન ગૌણ છે–સાધના મુખ્ય છે.

## કાપડની પસંગી

ભરત જે કાપડ ઉપર ભરવાનું હોય તે કાપડની પસંદગી કરતી વખતે વિચાર તો કરવો જ જોઇએ. કાપડ જેમ ઘટ્ટ વણાટનું હોય તેમ વધુ સારૂં. ઢીલા તારના કાપડ ઉપર ભરતાં ભરતાં તાર ખેંચાઇને ભેગાં થઇ જાય છે અને તેથી ભરત કોકડું વળીને બેડોળ બની જાય છે. નબળું પાતળું કાપડ વહેલું ફાટી જવાનો સંભવ, એટલે બધી મહેનત થોડા સમયમાં એળે જવાનો ભય પણ ખરો. ઉપરાંત જે આકૃતિ ભરવાની હોય તેના રંગ વગેરેનો વિચાર કરી તેના 'મતન'–back ground માટે તેની સાથે સુમેળ સાધે તેવા રંગનું કાપડ પસંદ કરવામાં કાળજી રાખવામાં આવી હોય તો નમૂનો બહુ જ સારી રીતે દીપી શકે. મતનનો રંગ જો ઝાંખો–ઝાંય જેવો–*tinting*–હોય તો વધુ સારૂં. છતાં જો ઘેરા કે આકરા રંગના કાપડ ઉપર જ ભરત ભરવાનું હોય તો પછી તેના ઉપર ખૂબ જ વિરોધાભાસી રંગના સુતરથી ભરવું જરૂરનું છે. જેમકે કાળા કાપડ પર સફેદ, ઝાંખો પીળો કે ઝાંખો ગુલાબી અગર તો સફેદીરાળો લીલો રંગ દીપી શકે. એકદમ લાલ રંગના કાપડ ઉપર ઘેરો વાદળી કે કાળો રંગ ખૂબ ઉઠાવ પકડી શકશે.



## સૂતરના રંગો

સુતર ક્યા ક્યા રંગનું લેવું તે તો જે ચિત્ર આપણે ભરતમાં ઉતારવું હોય તેમજ જે 'મેતન' ઉપર તે ભરવું છે તેની ઉપર આધાર રાખે છે. જો કોઈ પૂર્ણરંગી ચિત્રમાંથી બુટ્ટી કે વેલ ઉઠાવીને તે ભરવી હોય તો બનતા સુધી દરેક આંટીનો રંગ તે જાતના રંગની સાથે મેળવી જોવો. અને જો તે જ રંગોથી ભરવામાં આવે તો કદાચ એ મૂળ ચિત્રની નકલ કરવામાં સારી સફળતા મળી શકશે. સામાન્યત. દરેક ભરતની દાબડીમાં લાલ, પીળો અને વાદળી એ ત્રણ મુખ્ય રંગો ઉપરાંત લીલો, કથાઈ, બદામી, બજરિયો, કાળો, પોપટીઓ, અને ગુલાબી એટલા રંગોની આંટીઓ તો હોવી જ જોઈએ. સુતર ખરીદતાં પહેલાં પોતાના નમૂનામાં કયો રંગ વધુ વપરાવાનો છે તે જોઈને તે પ્રમાણે સુતરની ખરીદી કરવાથી નકામા રંગોની આંટીઓ વધુ પડતી પડી રહેવાનો સંભવ ઓછો થશે.

## જુદી જુદી જાતના ભરતની રીતો

આખા ભરત- કામના કસબનો મૂખ્ય આધાર સોય અને રીત ઉપર હોય છે. એમાં અનેક પ્રકારો હોય છે. છતાં સામાન્ય શીખાઉને માટે જે થોડાં ઘણા પ્રકાર જાણવા જેવા છે તે અહીં ચિત્ર સાથે બતાવ્યા છે. એમાં સોયની સ્થિતિ તેમજ દોરાની આંટી વગેરે બારીકાઈથી જોઈ અભ્યાસ કરવામાં આવશે, તો કોઈની મદદ વગર પણ એ આવડી શકે એટલું સહેલું છે.

**૧. ઊંધો બખીયો**:—કોઈપણ લીટી બનાવવા માટે. આ જાતની ટીભ ભરવા માટે બખીયા ભરતી વખતે આપણે ટીભો ભરીએ છીએ તેવી ઝીણી ઝીણી રીતો થોડે થોડે દૂર

ભરવી. આમાં ઉપરથી નીચે ઉતરતાં ભરવાથી વધુ ફાવે તેવું હોય છે. આ ટીબ ઊંધા બખી-યાની રીત તરીકે ઓળખાય છે, કારણ કે હાથની સીલાઇનો કોઇપણ બખીયો ઉલટાવીને જોવાથી આજ જાતની ટીબો નીચે દેખાશે. બખીયામાં ઉપરના ભાગમાં બે ટીબો વચ્ચે ગાળા રહે છે અને નીચે દોરો દોઢે ચડે છે. તેને બદલે આમાં સુતરને ઉપરથી દોઢે ચડાવવાથી નીચે બખીયા જેવું થશે ને ઉપર સળંગ લીટી ભરાતી જશે.

**સાંકળીની રીતઃ**—આ ખૂબ જ જાણીતી રીત છે. સામાન્ય બખીયાની જેમ સીલાઇ કરતાં પહેલાં સોયને આંટી સુતરની આંટી પાડવાથી સાંકળી પડી જાય છે.

**૩. કાંટા ભરતઃ**—કોઇ જાતની કાંગરી વાળી કિનારી માટે આપણે સોય ત્યાંને ત્યાંથી જ ઉપાડી ઉપર કાઢીએ છીએ તેને બદલે થોડે દૂર જૂદી રીતે સોય પાડવા જઇ સાંકળીની જેમ જ દોરાની આંટી આમાં નાખવાની હોય છે.

**૪ આડિયા પાટિયાનું ભરત**—આ ભરતને દેશી ભરત પણ કહે છે. કારણ કે આપણા દેશી ગામડી ભરતમાં એનો જ ઉપયોગ મુખ્યત્વે થાય છે. પાંદડું કે જે દાણો ભરવો હોય તેની બન્ને કિનારે સામાસામી ઝીણી ટીબ ભરતા જવાથી આપો આપ આખા પાંદડા કે દાણા ઉપર સુતર ભરાતું જાય છે અને સુતર વચ્ચે આંટી પણ પડતી જાય છે.

**૫ ઉભું ભરતઃ**—આ ભરત પણ પાંદડાં કે દાણા ભરવા માટે કામ આવે છે. આડિઆ પાટિયાની ટીબો સામસામી લેવાય છે. તે જ મુજબ સીધે સીધી સોયથી ઉભી લીટીમાં જ લેવાથી આખું પાન ભરાતું જશે અને તેમાં આંટી પડશે નહિ.

**૬. ઘટ્ટ કિનારીબંધ ભરત**—કાંટા ભરતની રીતો ખૂબ નજીક અને લાંબી લેવાથી આ જાતનું ભરત ભરાય છે. તેની ખૂબી એ છે કે આખું ભરત ઘટ્ટ થતાંની સાથે જ તેની સાથે એક બાજુ રેખાથી પાળી બંધાતી જાય છે. ડાંખળીઓ, કે સુશોભન અક્ષરો માટે આ રીતો ઉપયોગી થાય છે. (ચાલુ)

*

**લગ્ન** અને માતૃત્વની ક્ષુધા સ્ત્રીઓમાં પ્રાકૃતિક છે, અને ભલભલી પુરૂષ-જુલમાટોના પુકાર કરનારીઓ પણ એ બે અંજામોમાંથી બચી શકતી નથી. એ હકીકત વિચારીને નારીજાતિએ કેટલોક દંભ તો દૂર કરવા જેવો છે. કેવળ કુટુંબ-જીવનમાં જ ગોંધાઇ રહેવાનું એક નિશ્ચલ વ્યવસ્થા રૂપે મૂળ ઘાલે તો આધુનિક સ્ત્રી નિઃશંકપણે પુરૂષની આર્થિક પરાધીનતામાં સબડશે, પુરુષ સ્ત્રીને દેશે એટલું જ એ પામશે, પુરૂષ ઉંચો ને સ્ત્રી નીચી એ માન્યતા જડ ઘાલશે, ઉપરાંત સ્ત્રીને એનું કુટુંબ-જીવન એટલું તો મસ્ત કરી રાખશે કે એને જીવનની એકતાનતા સાલ્યા કરશે. માટે સ્ત્રીનાં તેમજ પુરૂષનાં ક્ષેત્રો બંધિયાર પાણીના ટાંકા જેવાં ન બની જવાં જોઇએ. કુટુંબ વ્યવસ્થા, બાળઉછેર, રાંધણ-ચીંધણ, એમાં પણ બન્નેએ પૂરવણી કરવી જોઇશે. એને બહારનું કર્મક્ષેત્ર: રાજકારણથી લઇ કમાણી સુધીનું, એમાં સ્ત્રીને પણ ભાગ લેવો પડશે. દેશને જ્યારે લાખો સ્ત્રી-શિક્ષિકાઓની જરૂર છે, સ્ત્રી-સેવિકાઓનો ખપ છે, સ્ત્રી-મજુરોના વિના ચાલી શકે તેમ નથી, ત્યારે રાજકારણમાં, જાહેર જીવનમાં, સમાજ વ્યવસ્થામાં ઘર બહારનાં સર્વ કામોમાં સ્ત્રીનાં ટટકોની જરૂર છે. સ્ત્રીઓ લગ્ન તેમજ માતૃત્વની સ્વાભાવિક ઊર્મિઓ પર કાબુ મેળવવા મથે તો તે કરુણ જેવું છે. અને પુરૂષ બહારનું ક્ષેત્ર સંભાળવાની સાથે સ્ત્રીને બાળઉછેર વગેરે ઘરકામમાં સાચા દિલથી સાથ આપે તે પણ અનિવાર્ય છે. ખાસ જરૂર છે સ્ત્રીમાંથી દંભ જવાની, ને પુરૂષમાંથી ઘમંડ જવાની.

—અજ્ઞાત

# હિંદની સ્ત્રી-પ્રવૃત્તિનું ભાવિ



ઈજીપ્ત, બેબિલોન અને એશિયા માઈનોરની ભૂંસાઇ ગયેલી દુનિયાની પશ્ચાદ્ભૂમાં જ હિંદનો ઇતિહાસ જાણવો જોઇએ. એ દેશોની સ્ત્રીઓનો ઇતિહાસ આપણી સ્ત્રીઓના ઇતિહાસ જેવો જ છે. માનવ તવારીખના ઉંબરમાં ખેતી ઉપર મંડાયેલાં નાનાં રાજ્યો દેખા દે છે. આ દરેક રાજ્યમાં એવો ધર્મ વિકસે છે, જેમાં ફળદ્રુપતાની અધિષ્ઠાત્રી દેવી તરીકે સ્ત્રીશક્તિનો પૂજા કરવામાં આવે છે. હિંદમાં બળ અને જોમનું પ્રતિક છે—'શક્તિ'—જીવન દેનાર અને પોષનાર. સ્ત્રી પુરૂષોના જેવું સ્થાન ભોગવે છે. હિંદના કેટલાક પ્રદેશોમાં આપણે એવી કુટુંબ વ્યવસ્થા ઉભી થતી જોઈએ છીએ જેમાં કુટુંબનું મહત્વનું સ્થાન સ્ત્રી ભોગવતી હોય, એટલું જ નહિ, પણ મિલ્કતની માલીક પણ એ હોય અને વારસો પણ એની મારફત જ ઉતરતો હોય. પણ વધતી જતી નવી ગુંચવણભરી આર્થિક રચના અને એના પરિણામે આવતી નવી સંસ્કૃતિના દબાણ નીચે આ નાનાં રાજ્યો બદલાઇ ગયાં. અને પછી તો પુરૂષની કીર્તિલાલસા, સાહસની ભૂખ અને વિજયોની ઇચ્છામાંથી મોટાં સામ્રાજ્યો ઉભાં થવા માંડયાં અને જે સમાજમાં યુદ્ધને જ સર્વોત્તમ પ્રવૃત્તિ ગણવામાં આવતી હોય ત્યાં સ્ત્રીનું સ્થાન નીચું પડે છે, કારણ કે સ્ત્રીનું પતન એ જીવનબળ ઉપર મૃત્યુના તત્વોનો વિજય છે.

વર્ગો વચ્ચેના ભેદ વધતા જાય અને જનતાના મોટા ભાગને મુઠીભર મુઠીદારો રીબાવે અને શોષે. શારીરિક શ્રમ એ અધમતાનું ચિન્હ ગણાય. પ્રજાના મોટા ભાગની આ દશા થાય અને થોડા માણસો આ લોકોના પસીનાની મહેનત ઉપર પોતાના પરોપજીવી જીવનના આનંદ અને વૈભવો રચે. આવા વૈભવી વર્ગની સ્ત્રીઓના હાથપગ આળસે બંધાઇ જાય. અને જ્યારે હજારો અને લાખો સ્ત્રીઓ ભુખ અને [illegible] હોય [illegible] છે ત્યારે આ સ્ત્રીઓ પણ આરસના મહેલો, હીરા, માણેક ને મોતીના ઢગલાઓની વચ્ચે વૈભવી આળસપણામાં દટાએલી પડી હોય છે, અને એ રીતે એમની બીજી બધી બહારની પ્રવૃત્તિઓનો અંત આવી જાય છે. સ્ત્રીઓના પતનમાં આમ વધારે પડતું કામ અને બીલકુલ નહિ જેવું કામ. એમ બંને પ્રકારે ભાગ ભજવે છે અને એમનો ઇતિહાસ ઘડે છે. હવે નીતિ એ વર્ગ જેવી બંધનકર્તા નથી રહી.

દરમ્યાનમાં પુરૂષો પોતાના આળસુજીવનને બહેલાવવા નવાં નવાં કાર્યક્ષેત્રો શોધે છે, પણ એમાં સ્ત્રીઓને આવવાની મના કરે છે. આમ એક બાજુથી જ્યારે પુરૂષનું કાર્યક્ષેત્ર વિસ્તરતું જાય છે, ત્યારે એના પ્રમાણમાં જ બીજી બાજુથી સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર સંકુચિત થતું જાય છે. ગ્રીસ અને રોમના મહાન સામ્રાજ્યોમાં પુરૂષો બૌદ્ધિક જીવનના મોજશોખો માણતા હતા, ત્યારે એમની સ્ત્રીઓને એમણે એક જ કાર્ય સોંપ્યું હતુઃ એમના વિજયો માટે સૈનિકો પુરા પાડવાનું, રાજકર્તાઓ તરીકે ઝળહળતા રાજનીતિજ્ઞો પુરા પાડવાનું. એ વખતે એમને સ્વપ્ને પણ ખ્યાલ

નહોતો, કે આવી વિષમ પદ્ધતિમાં જ એમના પતન અને વિનાશનાં બી છુપાયાં હતાં. નવા સામાજીક કાયદાઓ ઘડાય છે, મહાકાવ્યો લખાય છે, નવી રસમો અને પ્રણાલિકાઓ ઘડાય છે; પણ આ બધી એક જાતની કિલ્લે-બંધી છે, જેની પાછળ પુરુષો પોતાના અયોગ્ય અધીકારોનું રક્ષણ કરે છે. આ રીતે નીતિનાં બેવડાં ધોરણ ઉભાં થાય છેઃ સ્ત્રીનું કામ ઘર સંભાળવાનું, સમાજની નીતિ સાચવવાનું. એના માટે સખ્ત કાયદા. પુરુષનું કામ એની ચંચળતાના રોમેન્ટિક અંચળા નીચે રખડવાનું. એના માટે બધી છુટ. અને આ રચના સાથે ધર્મો પણ સંમત થતા ગયા. શાસ્ત્રો, બાઇબલ અને કુરાન એકજ કહેતાં લાગે છેઃ–સ્ત્રીઓ ઉપરના અંકુશોને વધારે મજબુત કરો. જાણે કે પુરુષનું પતન સ્ત્રીના લીધે જ થયું છે એવું બતાવવા માનવજાતનો ઇતિહાસ નવા નામથી લખાવા માંડયો, અને સ્ત્રીને "નર્કનું દ્વાર" ગણવામાં આવી, એની સાથેના સંબંધોને વર્જ્ય ગણ્યા. બીજું બધું માફ કરી શકાય, પણ પતિભક્તિ–વફાદારી એ સ્ત્રીનું એક પરમ આભુષણ–કર્તવ્ય ગણવામાં આવ્યું. પરિણામે પુરુષ અને એના જુલ્મોને જેટલા વધારે નમો તેટલું સ્વર્ગ વધારે પાસે આવે. સ્ત્રી તો પુરુષની ગણાય, પણ પુરુષ સ્ત્રીનો ન ગણાય. સ્ત્રી તો વ્યક્તિ જ ન રહી. સ્ત્રી જાણે કે આત્મા વિહોણું અસહાય માંસનું પોટલું, પુરુષના આનંદોનું સાધન, કંઈક ગુંદ 'તત્ત્વ' અને જેમ વધારે ઉંચો અને કુલીન વર્ગ તેમ વધારે સખત કાયદા, સ્ત્રીઓની વધારે રીબા-મણી અને એમની વધારે અસહાય અને દયાજનક સ્થિતિ.

જેમ સંસ્કૃતિ વધારે ગુંચવણભરી અને વર્ગોના ભેદ વધારે તીવ્ર તેમ વધારે મોટા આર્થિક અને સામાજીક ધર્ષણો અને મોટો સ્ત્રીઓનો વેપાર. શોષણની જરૂરીયાતે ઘણાં ...નમાં છે, પણ વેશ્યાગીરી જેવું બીજું કોઈ ભયંકર નહિ હોય. પ્રાથમિક સમાજમાં એક સ્ત્રીનું કલ્યાણ બધાનું કલ્યાણ મનાતું; બધાનું કલ્યાણ દરેકનું કલ્યાણ મનાતું. પણ સુધરેલા સમાજમાં વ્યક્તિવાદના વિકાસે અને વ્યક્તિત્વના ખ્યાલે સમાજજીવન કરતાં વ્યક્તિજીવનની જરૂરીયાતો અને ઇચ્છાઓ ઉપર વધારે ભાર મૂકાય છે. પણ આ નવી ઇચ્છાઓ અને નવા હક્કો પુરુષો પોતાના જ માની બેઠા છે, અને એ સંબંધી સ્ત્રીઓ સાથે કંઇ ઘર્ષણ ન થાય અને સમાધાન ન શોધવું પડે એટલા માટે સ્ત્રીને પોતાની જાતને વ્યક્ત કરવાની કે વ્યક્તિગત વિકાસ કરવાની જાણે કે મના કરવામાં આવી છે. પોતાની સ્ત્રીને ઘરરખુ જ બનાવવામાં એને સંતોષ છે. વ્યક્તિના વિકાસમાં નજરે પડતા ગુણો, બૌદ્ધિક ચપળતા, બહારના જગતમાં રસ વગેરે સ્ત્રીનામાં નહિ હોય તો ચાલશે, એવી એમની માન્યતા લાગે છે, અને આવાં વ્યક્તિત્વવાળી સ્ત્રીઓ 'નફ્ટ' (છટકી ગયેલી) બને છે. આબરૂદાર કુટુંબોમાં એમના માટે સ્થાન નથી હોતું. પછી વળી પુરુષની વિવિધતાની અને બૌદ્ધિક સુખને સંતોષવા સ્ત્રીઓનો એક નવો વર્ગ ઉભો કરવામાં આવે છે, અને આ વર્ગ જે પ્રાથમિક સમાજમાં દેખાતો જ ન હતો તે અસ્તિત્વમાં આવે છે. જેથી એમના શરીર વેચાણોને લીધે બીજી કેટલીયે સ્ત્રીઓ મેંઢાં બની રહે અને પોતાની પવિત્રતા જાળવી રાખી શકે. આજે તો આવો વર્ગ, જગતના બધા જ સુધરેલા કહેવાતા દેશોમાં સ્વીકારાએલો અને સ્થાપીત થયેલો છે. ઉપલા થોડા જ્યારે ઉંચા ઉંચાં તત્ત્વજ્ઞાનનાં શીખરો સર કરતા હતા ત્યારે નીચે પડેલા શ્રમજીવીઓને આ નીતિની ભાવનાઓ, કાયદાઓ વગેરે ભાગ્યે જ અસર કરતા. પણ અલબત્ત, કોક કોક વખત એ નીચલો વર્ગ પણ ઉપલા વર્ગની ભાવનાઓને ઉછીની લેતો. પણ એમના જીવનસંગ્રામ આગળ આવી બધી ભાવનાઓ ફીક્કી પડી

જતી. ભૂતકાળ એમને સાંકળી નથી રાખતો. એ તો વર્તમાનની ભયંકર વાસ્તવિકતામાં જીવે છે. હિંદમાં હજુ પણ અર્ધરજવાડાશાહી સમાજરચના જેવું છે. પશ્ચિમમાં ઔદ્યોગિકરણને લીધે જે નવી સમાજરચના અસ્તિત્વમાં આવી અને સ્ત્રીઓ માટે નવી પરિસ્થિતિ ઊભી થઇ, તેવું હજુ કંઇ અહીં ભાગ્યે જ બન્યું છે. આપણા સમાજે તો પ્રાચીન સંબંધો છોડયા છે, પણ નવા નથી બાંધ્યા. આજે તો એ એક જબ્બર સેળભેળ થઇ ગયો છે—જુના અને નવા વચ્ચેનું એક જબ્બર ઘર્ષણ બની ગયો છે. જુની માન્યતાઓ, પ્રત્યાઘાતો, શોષણ અને નવા વૈજ્ઞાનિક અને બૌદ્ધિક પ્રયત્નોને લીધે ઉઘડેલાં આઝાદીનાં નવાં ક્ષેત્રો વચ્ચે દારૂણ ઘર્ષણ અત્યારે તો હિંદી સમાજમાં ચાલી રહ્યું છે.

જે અર્થમાં સ્ત્રીપ્રવૃત્તિને સમજવામાં આવે છે, તે પ્રવૃત્તિ તો યુરોપમાં એક વર્ગની જ પ્રવૃત્તિ રહી હતી. એનાં મૂળ ઊંડાં ન હતાં. આમ-જનતાને એની સાથે લેવાદેવા ઓછી હતી. પણ હિંદમાં પરિસ્થિતિ જુદી છે. યુરોપની સ્ત્રીપ્રવૃત્તિએ જે રૂપ લીધું હતું તેવું હિંદમાં નથી બન્યું. સામાજીક રૂઢીઓ અને સ્ત્રીનું સ્થાન ફક્ત સમાજની આર્થિક રચનાથી જ નહિ પણ આખીયે પ્રજાના આર્થીક ઇતિહાસથી નક્કી થાય છે. હિંદની સ્ત્રીપ્રવૃત્તિના ભાવિની ચાવી આમાં છે.

આપણે આગળ જઇએ તે પહેલાં હિંદની અત્યાર સુધીની સ્ત્રીપ્રવૃત્તિ શું શું માગે છે અને એ માગણીઓ કેટલે અંશે વાસ્તવિક છે અને ઉંડી છે તે જોઇએ. સમાન નાગરિત્વનો હક્ક તો હવે સ્વીકારાએલો સિદ્ધાંત છે. પછી આવે છે સ્ત્રીની આર્થિક સ્વતંત્રતા અને મિલ્કતનો હક્ક. આપણે આ તપાસીએ. કામ કરવાનો હક્ક માનવસુખ માટે આવશ્યક છે; પણ હિંદની મોટા ભાગની સ્ત્રીઓની જરૂર આ 'કામના હક્ક'ની નથી. પણ પોતે કરેલા 'કામનું ફળ મેળવવાના હક્ક'ની છે. આર્થિક સ્વતંત્રતાનો અર્થ આજે તો લાખોને મન ફક્ત ગુલામી અને ભૂખે મરવાની સ્વતંત્રતા અને પોતાનાં બાળકોને અર્ધમૃત્યુમાં જીવતાં રહેવા દેવાની છુટ—એવો જ થાય છે. એટલે 'કામના હક્ક'ની જ માગણી કરનાર તો ફક્ત આળસુ, આબરૂદાર વર્ગના જ હોય છે. મિલ્કતના હક્ક માટે જો જોઇએ તો, હિંદ એ ખેતીપ્રધાન દેશ છે. એની ૭૫ ટકા વસ્તી એક યા બીજા પ્રકારે ગામડાને લગતા ઉદ્યોગોમાં રોકાયેલી છે. આમાંથી ૫૩ ટકા તો જમીન વગરના મજુરો જ છે. અને મિલ્કતના હક્ક સાથે જાણે કે, એમને કંઇ લેવાદેવા નથી. કુલ ખેડાણ જમીનનો ત્રીજો ભાગ તો અર્ધરજવાડી સ્થિતિમાં છે. રાજાઓ, મહારાજાઓ અને જમીનદારોના હાથમાં આ છે, અને એમના રાજ્યમાં ખેડુતોની દશા ગુલામો કરતાં વધારે સારી નથી. હવે જેમની પાસે જમીન છે, તેમની સ્થિતિ પણ વધારે સારી નથી. દર કુટુંબ દીઠ જમીન ૨ થી ૪ એકર આવે અને અત્યારે જે મહેસુલ છે તે જોતાં તો આ ઉગારા કરતા ઉપાધિ જ થઇ પડે. અને ઉદ્યોગોમાં રોકાયેલી સ્ત્રીઓની સ્થિતિ પણ આ કરતાં ચઢતી નથી.

એટલે વર્તમાન આર્થિક રચનાના ખોળાની અંદર જ સ્ત્રીઓ માટે ફક્ત મિલ્કતના હક્કની અને આર્થિક સ્વતંત્રતાની વાતો કરવી બેહુદી છે, ગેરરસ્તે દોરનારી છે, એટલું જ નહિ, પણ એક રીતે ખતરનાક છે. કારણ કે એથી અમુક થોડાકને જ ફાયદો થવાનો અને બાકીનાને જીંદગી પર્યંત ગુલામી જ કરવાની. એના ખરા અર્થમાં આર્થિક સ્વતંત્રતા તો ત્યારે જ સંભવી શકે, જ્યારે ઉત્પાદન અને વહેંચણીની પદ્ધતિ વધારે વૈજ્ઞાનિક અને બૌદ્ધિક ઢબે થાય અને એથી ઉપજતાં આર્થિક બળોની વિવેકપૂર્વક અને જાગૃત દોરવણી થાય.

સામાજીક બાજુ જોતાં માગણી વધારે

બુદ્ધિભરી છે. લગ્ન, બાળકોનો કબજો વગેરે જેવા સામાજીક પ્રશ્નોમાં સ્ત્રીને સમાનતા મળવી જ જોઇએ. પણ ઇતિહાસ પુરવાર કરે છે કે જે સમાજમાં સ્ત્રી એ આર્થિક તત્ત્વ છે અને દ્રવ્યના ઉત્પાદનમાં પુરૂષની સાથે ઉભી રહે છે તે સમાજમાં એ વધારે સ્વતંત્રતા ભોગવે છે અને ઓછાં બંધનો અને પ્રતિબંધો સહન કરે છે. આપણે જોઇએ છીએ કે આવી જાતનાં સામાજીક બંધાનો મોટા ભાગે મધ્યમ વર્ગની સ્ત્રીઓને જ છે. નીચલા કહેવાતા વર્ગો કે મજુરોમાં આવાં સામાજીક બંધનો નથી. નીચલા કહેવાતા વર્ગોમાં તો છુટાછેડાની પણ છુટ છે, એટલે સ્ત્રીઓને આ છુટછાટો મળે તો એની અસર સામાજીક સ્થિતિ ઉપર થયા વિના રહેવાની નહિ, પણ આર્થિક સ્વતંત્રતા જતાં સામાજીક હક્કો હશે તે પણ જતા રહેશે. રશિયામાંની સ્ત્રીઓની સ્થિતિ અને જર્મની તથા ઇટલીમાંની સ્ત્રીઓની સ્થિતિ સરખાવતાં આ તરત માલમ પડશે.

હવે આપણે સામાન્ય સંસ્કૃતિ ને શારીરિક સ્વાસ્થ્ય, સામાજીક સ્વચ્છતા, કેળવણી, તંદુરસ્તી અને સામાજીક નીતિ—જે બધાં એકમેક સાથે સંકળાયેલાં છે તેમને તપાસીએ. શિક્ષણ અને સ્વાસ્થ્યનો આધાર આર્થિક તત્ત્વો ઉપર છે એ તો ચોકખી વાત છે. આપણો પ્રશ્ન એટલો વિશાળ છે કે કેળવણી ફરજિયાત બનાવવાથી કે સ્વચ્છતાના નિયમો પડવાથી આ પ્રશ્નના એક પણ અંશનો ઉકેલ નથી આવવાનો. અર્ધ-ભુખ્યાં અને ભુખ્યાં બાળકોને ફરજિયાત અભ્યાસ કરવા બેસાડવાં એ નરી ક્રુરતા છે. અને જ્યાં ગરીબાઈ હોય ત્યાં સ્વચ્છતા પણ નથી. આવી શક્તિ, ખાસ કરીને માતા થવા માટે સ્ત્રીઓને તો લાયક નથી જ બનવા દેતી. રશિયાના જાહેર તંદુરસ્તી ખાતાના પ્રધાન કોમારદાએ કહ્યું હતું કે, 'સ્ત્રીઓને કંઈ કામ નથી અને એની દરકાર કરનાર કોઈ નથી, એ હકીકત જ વેશ્યાગીરીનાં સામાજીક કારણોમાં એક મોટામાં મોટું કારણ છે. અત્યારની સ્ત્રી-પ્રવૃત્તિ આ વેશ્યાગીરીના પ્રશ્નને નૈતિક દ્રષ્ટિએ જોઈ એનો ઉકેલ શોધવા મથે છે. ખૂબ ઉગ્ર પોલીસ તકેદારી રખાવે છે. અને જ ભુખ્યાં મોંમાં રોટી નાખવાને બદલે ઉંચા નૈતિક આદર્શોની અને ધર્મની વાતો કરે છે, એવાં અર્ધ-પગલાંથી કંઈ દિ' નથી વળવાનો, કારણ કે રોગના મૂળમાં એ ઉતરતાં નથી. અને આ મૂળ તો આર્થિક હોય છે. આંકડા બતાવે છે કે ૯૦ ટકા વેશ્યા તો આર્થિક દબાણને લીધે જ એ ધંધો સ્વીકારે છે અને વેશ્યાઓનો ૩/૪ જેટલો ભાગ ગરીબ-વર્ગોમાંથી આવે છે. અત્યાર સુધી આ પ્રશ્નનો સફળ-ઉકેલ શોધ્યો હોય તો તે રશિયાએ, કારણ કે, માત્ર ત્યાં જ આ પ્રશ્નના મૂળને પકડી તેને ઉખાડી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તે કાયદા કરીને નહિ, પણ કામ આપીને, રહેવા ઘર આપીને, માનવતાભરી સગવડ આપીને. આર્થિક જરૂરિયાતો અને સામાજીક અધઃપતન જે એ સાથે જ હોય છે તે જ્યારે દૂર થાય અને પુરૂષની સાથે સ્ત્રી પણ સમાજનું જાગૃત અંગ બને ત્યારે જ સ્ત્રી આવી રીતે પોતાની થતી હાંસી અને ફક્ત ઘર સંભાળનાર ગુલામ, છોકરાં ઉછેરનારી અને પુરૂષોને સંતોષનારી અસહાય 'અબળા'ની સ્થિતિનો પ્રતિકાર કરી શકશે અને આર્થિક તેમજ સામાજીક એકમ બનશે. સરળ કામ માટે સમાન પગારનો હક સ્વીકારવો જોઈએ અને એ પોતાની ગૌણ સ્થિતિ ફગાવી દેશે. આવા સમાજમાં નહિ તો પડદો હોય, કે નહિ બાળલગ્ન હોય; કારણ કે જ્યાં 'સ્ત્રીને રક્ષવા' ની ભાવના હોય તો તેવા સમાજમાં જ આવું બધું સંભવી શકે. માનવજીવન એક અવિભાજ્ય એકમ છે. એના એક અંગથી બીજાને જુદું ન પાડી શકાય. કારણ કે એકનો ઉકેલ બીજા બધાના ઉકેલને સ્પર્શે છે.

રૂઢીરાક્ષસથી દબાયેલ



# પામરજંતુઓ

લેખિકા
શ્રી. સરોજિની મહેતા

*

કલકત્તાથી થોડા દિવસ ઉપર એક બંગાળી બહેનનો હૃદયદ્રાવક પત્ર આવ્યો છે. છેલ્લાં તોફાનો દરમિયાન એમના આખા કુટુંબને પહેરેલે કપડે ઘર છોડી નાસી જવું પડયું અને શાંતિ થયા પછી જ્યારે ઘેર તપાસ કરવા ગયાં, ત્યારે માત્ર ઘરની દીવાલો જ ઉભેલી હતી. શ્રીમંત પણ અસલી ઢબનું કુટુંબ હોવાથી ઘરમાં જ પુષ્કળ રોકડ દાગીના, ચાંદીનાં વાસણો વગેરે હતાં, તે બધું જ અને કપડાં, સરસામાન, અનાજ, રસોઇનાં વાસણ વગેરે સર્વસ્વ લુંટાઈ ગયેલું હતું. અને જે ચીજો લઇ જઇ શકાય એવી નહોતી, તે એકે એક તોડીફોડીને હુલ્લડખોરો ચાલ્યા ગયા હતા. એટલે એમને એકડે એકથી ઘર માંડવાનું છે. હાલ સંબંધીઓને ત્યાં જેમ તેમ કરી રહે છે.

આવી કથની તો જ્યાં જ્યાં હુલ્લડ થયાં છે, ત્યાં સેંકડો કુટુંબોની છે. એટલે એ અતિ કરુણ હોવા છતાં નવાઇ જેવી નથી. પણ નવાઇ એમના પત્રના છેલ્લા ભાગમાં લખેલી હકીકત છે: " અને આટઆટલા દુઃખમાં એક નવું દુઃખ ઊભું થયું છે: તેથી હું તો હદપાર મુંઝાઇ ગઇ છું. મારી દીકરીના સસરાએ કહેવડાવ્યું છે કે 'પૂજા (નવરાત્ર)ના દિવસો પાસે આવે છે તે યાદ રાખજો. દર વરસ માફક તમારે દીકરીજમાઇ માટે કપડાં, દાગીના, અમારે માટે કપડાં, જોડા અને મેવામીઠાઇ બધું મોકલવું જ પડશે. તમારું બધું લુંટાઈ ગયાનું બહાનું નહિ ચાલે. એ કાંઇ અમારો વાંક નથી, અને જો દર વરસ કરતાં જરા પણ ઓછું મોકલશો, તો પછી તમારી દીકરી ભલે તમારે ઘેર રહી. અમારે એનું કામ નથી. અમારા દીકરાને એક કહેતાં એકવીશ કન્યા મળે છે." બહેન લખે છે—"અમે જ પારકે આશરે પડયાં છીએ; સગાંવહાલાંએ જેમ તેમ કરી પોતાની માપબંધીમાંથી મુશ્કેલીએ મોકલેલાં કપડાં પહેરી દિવસ ગુજારીએ છીએ; રોકડ કશું હાથમાં નથી. ત્યાં વહેવારની મોંઘી માગણીઓ કયાંથી પૂરી પાડીએ? એટલે દીકરીના નસીબમાં તો ચૌદ વરસની ઉંમરમાંથી સંસાર પરવારીને ઘરમાં જ બેસવાનું આવશે."

'ધાર્મિક બંધન' નામે ઓળખાતા હિંદુ લગ્નની આ સ્થિતિ છે. પાશ્ચાત્ય લગ્નને આપણે સામાજિક કરાર કહી વખોડીએ છીએ, પણ આપણાં લગ્ન તો મોટે ભાગે માબાપો વચ્ચે થતો લેવડદેવડનો જ કરાર છે. અને એ કરારમાં વાંધો પડતાં એ લગ્ન રદ થાય છે. કાયદાની નજરે રદ થતું નથી, પણ વ્યવહારમાં સ્ત્રીને સંબંધે એ રદ જ છે; કારણ કે સ્ત્રીનો ત્યાગ કરી પુરુષ બીજી સ્ત્રી પરણે છે અને પછી એને ચાંલ્લો ચોટલો ધારણ કરવા સિવાય બીજું કશું સંસારસુખ રહેતું નથી.

આ કાંઇ એકલા બંગાળની કથની નથી. આપણે ત્યાં પણ હુલ્લડથી, રેલથી, ગામડામાં પડતી ધાડલૂંટથી તારાજ થયેલાં કુટુંબો કેટલાંયે છે. તેમનામાં પણ આવાં અસહાય કુટુંબોને સતાવનારા નરરાક્ષસો પણ હશે જ.

એમની માગણીઓ જ્ઞાતિના રિવાજ મુજબ હોવાથી કન્યાના માબાપો જાત વેચીને પણ તે પૂરી પાડવાની પોતાની ફરજ સમજે છે અને ના પૂરી પાડી શકે તો કપાળે હાથ દઇ 'દીકરીનું નસીબ' કહી દીકરી ઉપર શોક્ય આવવા દે છે.

આવા નરરાક્ષસો કરતાંયે વધારે ધૃણાજનક વ્યક્તિ તે એમની ઓથે છુપાયલો પેલો નર-જંતુ–કન્યાનો યુવાન પતિ છે. શા માટે એ પોતાને આ ક્રુર, પાખંડી રમતનું સોગઠું થવા દે છે? ભલે એ માબાપને આધીન હોય, વડીલો કાઢી મૂકવાની ધમકી આપતાં હોય, વારસામાંથી બાતલ કરવાની બીક બતાવતાં હોય, પણ આખરે એ છે તો બે હાથપગ વાળો માણસ જ ને! કેમ એ વડીલશાહી સામે જેહાદ ન જગાવી શકે? એની ફરજ માત્ર વડીલોને 'હાજીહા' ભણવાની છે અને પત્ની તરફ કોઇ જાતની ફરજ જ નથી? આજના જમાનામાં હજારો યુવાનો વિદેશી સલ્તનતને પડકાર આપી દેશના સ્વાતંત્ર્ય ખાતર અનેક યાતનાઓ વેઠી શકે છે. યુવતીઓ સુદ્ધાં કારમા કારાવાસ વેઠે છે ને લાઠીના ઘા ઝીલે છે, તેવા સમયમાં આવાં નરજંતુઓ વડીલોની સોડનો આશરો શોધી પત્નીનો ત્યાગ કરે એના કરતાં વધારે શરમજનક કશું નથી. યુવાનો જો વડીલોને સંભળાવી દે કે 'રસ્તામાં ભીખ માગીને ખાઇશ, પણ પત્નીનો ત્યાગ નહિ કરું' તો મોટે ભાગે વડીલોના હાથ હેઠા પડવાના જ. પેટના દીકરાને રઝળાવવા કોઇક જ માબાપ તૈયાર હોય. આ તો પારકી જણીને જ સતાવવાની વાત છે; એટલે વડીલશાહી પોતાનું પૂરેપૂરું ઉગ્ર સ્વરૂપ બતાવે છે.

ત્યાગના કિસ્સાઓ બન્ને જાય છે પણ એના પર આંસુ ખેરવી સમાજ બેસી રહે છે, ત્યકતા હતી ત્યાં ને ત્યાં કરુણાપાત્ર વ્યક્તિ રહી છે. એની સ્થિતિ સુધારવા કશું થતું નથી. સાઠ–સિત્તેર વરસ ઉપર બનેલી, વડીલોએ કહેલી એક વાત યાદ આવે છે. મારા દાદા સ્વ. મહિપતરામ રૂપરામનાં નજીકનાં સગામાં એક યુવતીને સાસરીઆંએ 'નથી ગમતી' કહી કાઢી મૂકી. આવા વર્તનનું કારણ માબાપ વગરની કન્યા ઉપર તેની રંક વિધવા માતા-મહી ઉપર ત્રાસ ગુજારી, મેળવવાનો ક્રુર આનંદ એ જ હતું. સ્વ. મહીપતરામે એ કન્યાને પોતાને આશ્રયે લીધી. ન તો એ નર-રાક્ષસો કે નરજંતુઓની ખુશામતની કરી, ન દીકરીનું નસીબ કહી વાતની માંડવાળ કરી. એમણે અમદાવાદમાં નવી નીકળેલી મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં એને શિક્ષિકાનો અભ્યાસ કરવા મૂકી દીધી. વર્ષોવર્ષ સારી રીતે પાસ થઇ એ આગળ વધી. પેલાં કાઢી મૂકનારાં સમજી ગયાં કે હવે વરસેકમાં એ ટ્રેન્ડ શિક્ષિકા થઇ નોકરીએ લાગી ગઇ, તો પછી હાથથી વાત ગઇ–અમારી ગરજ એને પૂરી થઇ. એટલે વાઘનું સ્વરૂપ છોડી બકરીનું રૂપ ધારણ કરવું પડ્યું અને સામી ખુશામત કરી વહુને તેડી લાવ્યાં ને માનપાનથી રાખી. સાઠસિત્તેર વરસ પર જે થઇ શક્યું, તે કરવાની હિંમતવાળાં આજે કેટલાંમાં છે?

ત્યક્તાને ઓશિયાળી ગણવાને બદલે અને સ્વાતંત્ર્યને માર્ગે ચઢાવવા જ જો એનાં કુટુંબીઓ યત્ન કરે, ત્યક્તા પોતે પણ કોઇને ભારરૂપ થવાને બદલે સ્વાધીન થવા આકાંક્ષા રાખે, તો આખા કિસ્સાનું સ્વરૂપ ફરી જાય, પણ જ્યાં 'સાસરાના કૂવામાં પડજે પણ પિયરની ભાગોળે પગ ના મૂકીશ' એવું માનસ ધરાવનારાં વડીલો હોય ત્યાં નિરાધાર યુવતીનો હાથ કોણ ઝાલે? એને સ્વતંત્ર થવાનો માર્ગ કોણ બતાવે?

બધાં માબાપ એવાં ક્રુર નથી હોતાં, પણ ત્યક્તા કે વિધવા કમાઇને સ્વતંત્ર દશા તો માબાપની આવ્હે જાય, દીકરી વડીલોને ભારે

પડી શકાય, એવી અવળી માન્યતા પ્રમાણે પ્રવર્તે છે. આને લીધે સ્ત્રીઓને પણ પરાધીન દશા આવશ્યક વસ્તુસ્થિતિ લાગે છે. ત્યક્તા કે વિધવા નરમ હોય તો બીજાનાં ટપલાં ખાઇને રહે છે ને ગરમ હોય તો બીજાને ટપલાં મારીને રહે છે. ગમે તે રીતે કુટુંબમાં કલેશનું વાતાવરણ તો જામેલું જ રહે છે. આદર્શોનાં ગાણાં વાર્તા નવલકથામાં ગમે તેટલાં કુટીએ, પણ વ્યવહારમાં તો કુટુંબકલેશ જ જોવામાં આવે છે.

નરરાક્ષસોનાં દબાયલાં નરજંતુઓ હિંમત ન કરી શકે, તો પછી યુવતીઓએ જ સ્વતંત્ર થવાની હિંમત કેળવવી પડશે અને દુઃખદ વસ્તુસ્થિતિને બને તેટલી હળવી કરવા કમર કસવી પડશે.

ઉપર સ્વ. મહીપતરામના કુટુંબનો જે દાખલો ટાંકેલો છે તેમાં એક વસ્તુ ખાસ સૂચક છે. વડનગરા નાગરોમાં બહુપત્નીત્વની કેળવણી મનાઈ હોવાથી એ કન્યાનાં સાસરિયાં પોતાના નરજંતુને બીજી પરણાવી કે પરણાવવાની બીક પણ બનાવી શકે તેમ નહોતું. અલબત્ત પરણેલી સ્ત્રીને કાઢી મૂકી ખુલ્લી રીતે રખાત રાખનારાનો કાંઈ તોટો નથી હોતો. પણ આપણા સમાજમાં બીજી પરણાવવાની બીક એ વરપક્ષના હાથમાં સ્ત્રીને અને તેનાં માબાપને દબાયલાં રાખવા માટે મોટામાં મોટું હથિયાર છે—ખાસ કરીને વરવિક્રય કરનાર જ્ઞાતિઓમાં. પણ જ્યાં એ હથિયાર વાપરી શકાય તેવું જ ન હોય, ત્યાં વરપક્ષ એટલે અંશે લાચાર રહે છે. હવે આપણા પ્રાંતમાં અનેક પત્નીત્વવિરોધી કાયદો પસાર થઈ ગયો એટલે નવી સ્ત્રી પરણી જૂની પર જુલમ કરવાનું કે લગ્નમાંથી કમાણી કરવાનું નહિ બને. અને કલકત્તાવાળા બહેનનાં કિસ્સામાં વર્ણવ્યા છે તેવા નરરાક્ષસોના હાથ હેઠા પડ્યા છે. એ નરરાક્ષસોને આશ્રયે ઊછરતાં નરજંતુઓને કન્યારૂપી નવાંનવાં રમકડાં હવે નહિ મળે.

# પરદેશી



શ્રી. રમેશ.

*

નવલ એક કવિ હતો.

અને કુસુમ હતી એક ચિત્રલેખા.

નવલની લેખિનીમાં સમસ્ત સંસારને મતવાલો બનાવી દે એવું જાદૂ હતું. કુસુમની પીંછીમાં એવી શક્તિ હતી.

બન્ને ય પોતાની કલાના સાચા પુજારી હતા. એક હતો કવિ–બીજી હતી ચિત્રલેખા!

કવિ કલ્પનાસાગરના તટે ડૂબકીઓ મારતો, તો ચિત્રલેખા સૌંદર્ય સરિતાની અન્દર લહેરો સાથે ખેલ્યા કરતી.

નવલ અને કુસુમ બન્ને આ સંસારનાં બે અમૂલ રત્ન હતાં

*

પ્રાતઃકાળનો સમય હતો. હજી ઉષાનું અવસાન પણ થયું નહોતું ત્યાં કલામંદિરમાં બે પરદેશી આવીને હાજર થયાં. બંને જ ભૂલ્યાં–ભટક્યાં પથિક હતાં. બંને ય એ વૃક્ષોની છાંયામાં જઈને બેઠાં, કોણ જાણે કેવા કેવા ભાવ જાગી રહ્યા હશે એમનાં દિલમાં!

અકસ્માત બાજૂના એક મકાનમાંથી સંગીતનો અવાજ સંભળાયો. રેકર્ડ વાગી રહી હતી—

"પરદેશી પ્રીતમાં શું જાણે!"

બંને ચમકી ઊઠયાં. નવલે કુસુમ તરફ

જોયું. અને કુસુમે નવલ તરફ. બંનેના હૃદયમાં પેલી ગીતપંક્તિ ગૂંજી રહી હતી—

"પરદેશી પ્રીતમાં શું જાણે?"

"કલામન્દિરે કલાના ઉપાસકોને આશરો આપ્યો."

*

સાહિત્યગગનમાં 'કલા' વિજળી શી ચમકી ઊઠી.

"કલા" નીકળી—

પોતાના શરીરમાં એવું સૌંદર્ય લઈને—પોતાના હૃદયમાં એવી વેદનામય ભાવના લઈ ને, કે જેમણે તેને જોઈ તે સૌ હૈયું દાબીને બેસી રહ્યા.

નવલે એને આભૂષણોથી સુશોભિત કરી. કુસુમે પોતાના હાથે એને સાડી પહેરાવી. અને "કલા" નીકળી.

'કલા' હતી, એક કવિ, અને બીજી ચિત્રરેખા: બંનેનાં એ ભિન્ન હૃદયની એક આકેરી છાયા.

નવલ દુનિયાનો ખોફ ઝીલીને ઉદાસીમાં દિવસ વિતાવી રહ્યો હતો. કુસુમ લજ્જાથી બેહાલ બનીને મન-મારી પડી રહી હતી.

નવલ અને કુસુમ, બંને કલામંદિરની પાછળ આવેલી વાટિકામાં આવીને રોજ બેસતાં. નવલ પોતાની લેખિની લઈ ને કવિતા રચ્યા કરતો, કુસુમ નિજપીંછીએ ચિત્ર આલેખતી. પણ બંને આટલાં નજીકમાં હોવા છતાંયે એક બીજાથી બહુ દૂર હતાં.

એક દિવસ નવલ હાથમાં એક કબૂતર લઈ ને કવિતા રચી રહ્યો હતો. થોડે જ દૂર જામફળના વૃક્ષ પર બેસી કુસુમ જામફળનું ચિત્ર દોરી રહી હતી.

એકાએક નવલે કંટાળીને પોતાની લેખિની ફેંકી દીધી.

"પંખી રે! બહુ ભૂખ લાગી છે." કબૂતર તરફ જોઈ ને નવલે દીર્ઘ નિશ્વાસ લઈ કહ્યું. બેઠેલી કુસુમે પોતાની પીંછી ડાળીના ટેકે મૂકી.

"જામફળ ખાશો?" એમણે નવલને સંબોધીને પૂછ્યું.

યૌવનના પ્રભાતકાળમાં પ્રત્યેક રમણીહૃદયમાં અનાયાસે જે કંપ ઉદ્દભવે છે એવું એના સ્વરમાં કંપન હતું.

"ખવરાવીશ તો કેમ નહિ ખાઉં?" નવલે કહ્યું. કુસુમે હાથમાંનું જમરૂખ નવલ તરફ ફેંક્યું.

"બહુ મીઠું છે." ચાખીને નવલે કહ્યું.

"બીજું લેશો?"

"જો આપી શકો તો."

વૃક્ષપર બેઠેલી કુસુમે બીજું એક જામફળ તોડીને ફેંક્યું.

"બીજું આપું?" તેણે પૂછ્યું.

પણ નવલ કાંઈ ઉત્તર આપે એ પહેલાં જ એ બોલી ઊઠી: "હવે નહિ મળે, જાઓ ભાગો!"

કુસુમે જરા મંદ હાસ્ય કરી પોતાનું મુખ ફેરવી લીધું. અને પછી પીંછી હાથમાં લઈ તે ફરીથી ચિત્ર આલેખવામાં લીન બની ગઈ.

પણ લેખિની હાથમાં હોવા છતાં યે નવલ પોતાની કવિતા પૂરી કરી શક્યો નહિ. એની કવિતા અધૂરી રહી. કોણ જાણે કેવાયે ભાવ એના મનમાં જાગી રહ્યા હતા!

એક નાનીશી ઘટનાએ બે પરદેશીઓ વચ્ચે એક બંધન ખડું કર્યું હતું.

*

કુસુમ, મ્હારે માટે એક ગુલાબનું ફૂલ લાવી આપ. નવલે હસતાં કહ્યું.

કુસુમ અને નવલ બંને ય એ બાગમાં હમેશાં આવીને બેસતાં.

"ફૂલ લઈને શું કરશો" કુસુમે પૂછ્યું.

"એને જોઈ ને એક કવિતા રચીશ."

કુસુમ હસી પડી અને બોલી: "વાહ

રે કવિ ! હાથમાં ફુલ લઇને કવિતા રચશો ? જાઓ, હું તો નથી જતી ફૂલ લેવા !"

નવલે આગ્રહ પૂર્વક કહ્યું : "જા, કુસુમ."

"તમે જાતે કેમ નથી જતા ? તમારા પગે શું મેંદી મૂકી છે !"

"છોકરવાદ મૂકી દે અને જા !"

"વારું, હું તમારું ફૂલ તો લાવી આપું છું; પણ મ્હારેય એક ચિત્ર આલેખવું છે. મારી ચીજ શું તમે લાવી આપશો ?"

"મળી શકે તેમ હશે તો જરૂર."

"તો બરાબર છે."

કુસુમ ઊભી થઈ. એના અધર પર હાસ્ય છાયું હતું. એના નયનોમાં એક પ્રકારનો નશો હતો. બાળકોની માફક નાચતી કૂદતી ફૂલ લેવાને તે દોડી ગઈ.

તે પાછી આવીને ઊભી રહી ત્યારે એના હાથમાં ગુલાબનું એક સુંદર ફૂલ હતું.

કુસુમે હાથ લંબાવ્યો : નવલે ફૂલ લઈ લીધું.

"ઓહ ! કુસુમ ! ત્હારા હાથમાં આ લોહી ક્યાંથી !" નવલે આશ્ચર્યથી પૂછ્યું.

ફૂલ લેવા ગઈ હતી ત્યાં કાંટા વાગ્યા હશે.

"મ્હારે કારણે તારા હાથમાંથી લોહી નીકળ્યું. લાવ, કુસુમ, હું એ ધોઈ નાખું."

કવિએ કલમને જમીન પર મૂકી. પાણી લાવીને કુસુમના હાથ પર રેડવા માંડ્યું. કુસુમનો કંપતો હાથ કવિના હાથમાં હતો. કવિના હૃદયમાં એક પ્રકારની ગુદગુદી પેદા થઈ. સહસા કુસુમ દૂર જઈને ઊભી રહી.

"મેં તમને ફૂલ તો લાવી આપ્યું. હવે તમે મને લાવી આપશો ?"

"શું જોઇએ ત્હારે કુસુમ ?"

"હું તો એક કવિ માગું છું લાવી શકશો ? કવિનું એક ચિત્ર આલેખવું છે."

થોડીવાર પછી, હાથમાં ગુલાબનું ફૂલ લઈ નવલ વૃક્ષને ટેકવીને આડો પડ્યો હતો : કુસુમ બેઠી બેઠી એનું ચિત્ર આલેખી રહી હતી. આકાશમાં સૂર્ય વાદળોમાંથી ડોકિયાં કરી રહ્યો હતો. બે પરદેશીઓની આ લીલા નિહાળીને કદાચ તે હસી રહ્યો હતો.

કેટલાક લોકોએ જોયું—

નવલને વૃક્ષની નીચે આડો પડેલો અને કુસુમને એની સમીપમાં બેઠેલી. ત્યાં થઇને રસ્તે જતાં કેટલાક માણસો પરદેશીઓની આ લીલા જોઇને હસી પડ્યાં. નવલના માથે કલંકનો સેહરો બંધાઈ ગયો. કુસુમના શિર પર બદનામીની ઝડીઓ વરસવા લાગી.

પરદેશીઓની આ વાસના રહિત ક્રીડામાં દુનિયાને પાપની છાયા નજરે પડી. વંચનાની આ કહાણી સૌ કોઇએ સાંભળી. પણ એ તો સાંભળીને બેસી રહ્યો. કવિ અને ચિત્રલેખાનું એક બીજાં સાથે હળવું મળવું સંબદ્ધ લાગ્યું.

પણ યૌવનના મદમાં મતવાલી 'કલા'એ એમને આશરો આપ્યો.

સાંજનો સમય હતો. કુસુમની રાહ જોતાં જોતાં નવલની આંખો થાકી ગઇ.

કવિને મૂકીને ચિત્રલેખા કોણ જાણે ક્યાંય ચાલી ગઈ. કલામંદિરમાંથી તે બહુ દૂર ચાલી ગઈ. શા માટે તે ચાલી ગઈ એનો ઉકેલ યત્ન કરવા છતાં ય નવલ ન સમજી શક્યો.

સમાજના ભયથી તે નાસી ગઈ કે કવિના પાશમાંથી બચવાને માટે તે દૂર થઈ ગઇ એ કોણ કહી શકે તેમ છે ?

એ ઉપવનની મધ્યમાં એકલો બેસીને કવિ આજ પણ કવિતા રચે છે, પણ પીંછી લઇ જે ચિત્રલેખા હમેશાં ચિત્ર આલેખ્યા કરતી હતી તેનો આજે ક્યાંયે પત્તો નથી.

કુસુમ કદાચ રિસાઇને ચાલી ગઇ હોય.

હા, જીવનના ભારથી કંટાળીને કવિ કોઇ વાર ગણગણે છે:

"પરદેશી પ્રીતમાં શું જાણે !"

### ચીનની રાષ્ટ્રવિધાયક

# ત્રણ બહેનો

*



મેડમ ચાંગ કાઈ શેક

**ચીન**ની પ્રજા સામાન્ય રીતે પોતાના દુઃખ માટે નસીબને જ દોષ દે છે. ત્યાંની દંતકથાઓ અને લોકગીતોનો સૂર પણ એ જ હોય છે કે, તેના કરમમાં કઠણાઈ જ છે અને તેમનો રાજા ગમે તે બને તો પણ તેના નસીબમાં સુખ નથી. ગ્રામવાસી ચીનાનો આખો દિવસ પેટીયું કૂટી કાઢવા માટે ગદ્ધા વૈતરૂ કરવામાં જાય છે. રાજકારણ કે રાષ્ટ્ર-નેતાઓ તરફ નજર ફેરવાની તેને ફુરસદ હોતી નથી.

ચીની ગ્રામ્યજનતાની દુનિયા આમ પોતાના ગામ અને કુટુંબ પુરતી જ મર્યાદિત હોય છે. અલબત સામાન્ય ગામડીઆના ઘરમાં જનરાલીસીમો ચાંગ કાઇ-શેકનાં ચિત્રો હોય છે અને તેના ઢંઢેરા પણ તેણે સાંભળ્યા હોય છે; પરંતુ ચાંગનો અવાજ સાંભળ્યો હોય એવો કોઈક જ હશે. ચાંગ અને તેના ઢંઢેરાને તેઓ વ્યક્તિત્વ અને રાષ્ટ્રનીતિનાં પ્રતિક માને છે.

આ માત્ર ચાંગ કાઇ-શેક પુરતી વાત થઇ. બાકીના ચીનના પ્રત્યેક નેતાઓ બાબત તેઓ સાવ અજ્ઞાન હોય છે. ત્યાંના સુપ્રસિદ્ધ સુન્ગો, કુન્ગો અને બીજી પ્રતિષ્ઠિત વ્યક્તિઓ શહેરી જનતામાં જાણીતી હોય છે, પરંતુ ગામડીઆઓને તેમની લેશ પણ ખબર હોતી નથી. હિંદ અને યુરોપ-અમેરીકાના લોકો તેમના વિષે જેટલું જાણતા હોય છે એટલું પણ ચીના ગ્રામ્યજનો તેમના વિષે જાણતા હોતા નથી.

"રાષ્ટ્રની પ્રથમ મહિલા" એવું કોઈ બીરૂદ ત્યાં અસ્તિત્વમાં જ નથી, કેમકે એ દેશમાં સ્ત્રીનું કાર્યક્ષેત્ર પત્ની, માતા અને સાસુ બનવામાં જ સમાઈ જાય છે. મહાન સ્ત્રીઓને ઓળખનારા જૂજ હોય છે. એક ચીના ખેડુતને પુછવામાં આવ્યું કે મેડમ ચાંગ વિષે તે શું ધારે છે? તેણે જવાબ આપ્યોઃ "ચાંગને પત્ની તો હોવી જ જોઈએ ને! નહિ!"

આપણામાંના ઘણાને ખબર નહિ હોય કે 'ચીનની પ્રથમ મહિલા'નું બીરૂદ મેળવી શકે એવી વ્યક્તિ મેડમ ચાંગ નહિ, પણ તેની બહેન સુંગ-ચીંગ-લીંગ છે. તેઓ ચીનાઇ પ્રજાસત્તાકના સ્થાપક સુન યાત-સેનનાં વિધવા છે. આ બીરૂદ તેમણે પોતાના પતિના વિચારો અને આદર્શોને ચીવટથી વળગી રહીને આપબળે પ્રાપ્ત કરેલું છે. ડૉ. સુનનું તા. ૧૨મી માર્ચ ૧૯૨૫ના રોજ પેકીંગ ખાતે અવસાન થયું ત્યારથી તેમણે ડૉ. સુનના ત્રણ સિદ્ધાંતો સાન મીન ચૂ-ઇ (પ્રજા માટેના ત્રણ સિદ્ધાંતો



મેડમ સુન યાત–સેન, મેડમ ચાંગ કાઈ–શેક અને મેડમ એચ. એચ. કુંગ.

રાષ્ટ્રવાદ, પ્રજાસત્તા અને લોકોની રોજી ) ને અમલી બનાવવા સતત અને લગભગ એકલે હાથે બહાદુરી પૂર્વક લડત આપી છે.

તેમના ચુસ્ત સ્વતંત્ર વિચારોનું એક જ ઉદાહરણ બસ છે. તાજેતરમાં આંતરવિગ્રહ ને વખોડી કાઢી મિશ્ર સરકારની માંગણી કરતા પોતાના એક નિવેદનમાં તેમણે જણાવ્યું હતું કે, ચીનમાં અમેરિકન લશ્કરની હાજરી શાંતિ સ્થાપવામાં આશિર્વાદરૂપ નીવડવાને બદલે દરકતરૂપ નીવડી છે.

જેમાં બનેવી પ્રમુખ અને પોતાનો ભાઈ ટી. વી. સુંગ વડો પ્રધાન છે તેવી એકપક્ષી સરકારને લોન આપતાં પહેલાં બે વાર વિચાર કરવાની તેમણે અમેરિકન પ્રજાને અપીલ કરી હતી.

સ્ત્રીસ્વભાવસુલભ શરમાળતા અને સુંગ કુટુંબ સાથેનો અંગત નીકટ સંબંધ જોતાં આ નિવેદન ખરે જ ખાસ નોંધપાત્ર છે. મેડમ સુને થોડા વખતથી રાજકારણથી દૂર રહી રાહત-કાર્ય તરફ જ પોતાનું ધ્યાન એકત્ર કરવા માંડયું છે. તેમનું કાર્ય તેમનાં પતિની સ્મૃતિ અને તેમના ત્રણ સિદ્ધાંતોમાં અદમ્ય વિશ્વાસનું પરિણામ છે. તેઓ એમ માને છે કે તેમના પતિએ સ્થાપેલ કવોમીંગ્ટાંગ એ સિદ્ધાંતોને અમલમાં મુકવામાં નિષ્ફળ ગઈ છે. મેડમ સુન કવોમીંગ્ટાંગનું અંતઃકરણ છે. એ પક્ષ વિપ્લવવાદી તરીકે શરુ કરવામાં આવ્યો હતો, એવો અવાજ તે કવોમીંગ્ટાંગનાં નેતાઓના અંતઃકરણ પર અથડાવ્યો કરે છે.

તેમના વિચારો અને જે નિખાલસતાથી તેને તેઓ રજુ કરે છે તેનાથી કવોમીંગ્ટાંગના જુનાવાણી સભ્યો ખાનગીમાં તેમની પીઠ પાછળ બબડયા કરે છે, પરંતુ ઉદ્દામવાદીઓ તો તેમને આરાધ્યમૂર્તિ લેખી રહ્યા છે. શાંઘા-

ઇનો મજુર, જે રાજકારણની દૃષ્ટિએ વિચારતો નથી તે તેમની પ્રમાણિકતા અને નિઃસ્વાર્થતાની પ્રશંસા કરતો હોય છે.

સૌન્દર્ય, મોહકતા, ઉદારતા, પ્રવિણતા, અને લાગવગની બાબતમાં ત્રણે બહેનો એઈ–લીંગ (મેડમ કુંગ) ચીંગ–લીંગ અને મેઇ–લીંગ (મેડમ ચાંગ) દુનિયાની સૌથી વધુ નોંધપાત્ર ભગીની ત્રિપુટી છે. શાંધાઇમાં જુની કહેવી છે કે "એક (મેડમ કુંગ) પૈસાને ચાહે છે, બીજી (મેડમ ચાંગ) સત્તાને ચાહે છે, અને એક (મેડમ સુન) ચીનને ચાહે છે": આ કહેવી વધુ પડતી છે. ત્રણે બહેનો ચીનને પોતપોતાની રીતે ચાહે છે અને ત્રણેએ અંગત રીતે એવાં અનેક જાહેર હિતનાં કાર્યો કર્યાં છે કે જેને જનતાના ધ્યાનપર લાવવામાં આવ્યાં નથી. આમ છતાં ત્રણેનાં જીવન પર તેમના પતિઓની સ્થિતિએ અસર પાડી છે. એઇ–લીંગ લશ્કરવાદી અને રાજદ્વારીને પરણી અને ચીંગ–લીંગ ફીલસુફ ક્રાન્તીકારને પરણી.

આમ છતાં તેઓ વ્યક્તિગત રીતે એક બીજાથી નિરાળાં છે, સૌથી મોટી એઇ–લીંગ આગ્રહી અને વ્યવહારૂ છે. સૌથી નાની મેઈ લીંગ ચાલાક, વિનોદી અને કોઇ વાર ન પરખાય તેવા સ્વભાવની છે. વચેટ બહેન ચીંગ–લીંગ વિચારક અને નિવૃત્તિપ્રિય છે. ત્રણ સુંગ બહેનોને ત્રણ સુંગ ભાઇઓ છે, આમાં ટી. વી. સુંગ જાણીતા છે જ્યારે ટી. એલ. અને ટી. એસ. સુંગો ઝાઝા જાણીતા નથી.

૧૯૨૮થી મેડમ સુન ચીનાઈ બચાવ લીગની રાહત પ્રવૃત્તિઓમાં કામ કરે છે. અત્યારે આ લીગનું નામ બદલીને ચીન વેલફેર ફંડ રાખવામાં આવ્યું છે. આ સંસ્થાને આંતરરાષ્ટ્રીય મદદ મળે છે. ૫૧ વર્ષની ઉમ્મરે પણ આ સ્ફુર્તિવાળી બાઇ ૩૨ વર્ષની હોય એવી દેખાય છે. તેમના વાળ કાળા ભમ્મર જેવા છે, આંખો તેજસ્વી છે અને શરીર પર એક કરચલી નથી. શાંઘાઇમાં પોતાના ઘરમાં રહ્યે રહ્યે તેઓ રાહતને લગતું કાર્ય સવારથી સાંજ સુધી કરે છે અને ઝાઝાં બહાર જણાતાં નથી. પહેલાંની પેઠે હજી પણ તેઓ શરમાળ છે. તેમને જાહેર પ્રસિદ્ધિ પસંદ નથી. એક ખાસ પ્રસંગે પત્રકારે તેમની મુલાકાત માગતાં તેમણે જણાવ્યું હતું કે, "મારા વિષે લખવાની શી જરૂર છે? એના કરતાં ચીન વેલ્ફેર ફંડ માટે લખો. એ વધુ અગત્યનું છે."

ચીન જતા પરદેશીઓ ચાંગ કાઇ શેક પછી બીજે નંબરે મેડમ સુનને મળવા ચાહે છે. મેડમ સુનની મહેમાનગીરી એ અનેરો લ્હાવો છે. એક મહેમાને તેમના વિષે જણાવ્યું હતું કે: "દુનિયામાં એવી એ એક જ સ્ત્રી છે કે જે ચોકલેટ ચાવતી હોય તો પણ 'જોન ઓફ આર્ક' જેવી દેખાય છે."

ધ્રાંગધ્રામાં ભરાયેલ અસ્પૃશ્યતા નિવારણ સંમેલનના પ્રમુખ શ્રી. સરલાદેવી સારાભાઈએ એક તત્ત્વભરપૂર વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેમણે જણાવ્યું હતું કે, અત્યારે ૧૯૪૬ ની સાલમાં આપણે અસ્પૃશ્યતા નિવારણ અંગે સંમેલન બોલાવવું પડે એ વાત જ દુઃખ અને શરમની છે. એક વર્ગને જન્મથી દુષિત, પતિત ગણવામાં આવે, તેને કારણે સામાજિક લાભોથી વંચિત રખાય અને એ માટે હરિજન સેવક સંઘ ચલાવવો પડે તે હકીકત, કલંકરૂપ છે. આ બધું હજી ધર્મ અને શાસ્ત્રને જ નામે ટકી રહ્યું છે, એ દુષ્ટ પ્રથાને શાસ્ત્રનો આધાર છે અને સંસ્કૃતમાં લખાયું તેટલું શાસ્ત્ર એમ અભણ પ્રજા માને છે તે સ્થિતિ તો વહેલામાં વહેલી તકે દૂર થવી જોઈએ.

# આપણાં ફળો



ડૉ. નરસિંહ મૂ. શાહ

*

## (૨) બોર-જાંબુ-ફાલસાં

બોરની લહેજત કોણે નહિ માણી હોય? બોરની મોસમ આવી ચૂકી છે. બોર બોરડીએ થાય છે. બોરડીનાં કાંટા બોર પાડતાં ઘણુંને વાગ્યા હશે. બોર પાડવા બોરડી ઝુડવામાં આવે છે. ટપોટપ બોર જમીન પર પડે છે અને પછી ભેગા કરી લેવામાં આવે છે. બોર બોરડીનું ફળ છે. બોરડીને વનસ્પતિશાસ્ત્રીઓ રહેમ્નેસી વર્ગમાં (બદર્યાદિ વર્ગ) મૂકે છે. આ વર્ગના ફળો મોટે ભાગે ઠળિયાવાળાં હોય છે. આ વર્ગની વનસ્પતિનાં ફળો લીલા મેવા તરીકે ખવાય છે. આ વર્ગના કેટલાંક ફળો, મૂળ અને છાલમાંથી સારા રંગ અને ટેનિન નીકળે છે. ઘણી જાતોનાં લાકડાં કીમતી ઈમારતી હોય છે. કેટલાકના ફળ, છાલ, મૂળ સાદાં કે તીવ્ર રેચક હોય છે. આ વર્ગમાં ૩૩ જાતની વનસ્પતિનો સમાવેશ થાય છે.

બોરડી, બેર વગેરે નામો સંસ્કૃત શબ્દ બદરી ઉપરથી નીકળ્યા હોય એમ લાગે છે. બોરડીના ઝાડ ઘણા જૂના વખતથી હિંદમાં પ્રસિદ્ધ છે; કેમકે બોરડીના વન ઉપરથી બદરિકાશ્રમ એવું નામ પડેલું હશે. આ બદરિકાશ્રમ હાલના શ્રીનગર પ્રાંતમાં આવેલી અલકનંદ નદીને પશ્ચિમ કિનારે બદરીનાથના મંદિર અને શહેરની પાસે હોવું જોઈએ.

બોરડી મધ્યમ કદની કાંટાળી હોય છે. હિંદમાં લગભગ બધે, તેમજ આફ્રિકા અને બીજા ગરમ પ્રદેશોનાં પણ થાય છે. બોરડીનું જાતિવાચક નામ અંગ્રેજીમાં ઝિઝીફસ કહેવાય છે. ઝિઝીફસની આઠ દશ જાતો થાય છેઃ તેમાંથી ઝિઝીફસ જુજુબેના ફળો એટલે આપણા ખાવાના બોર. તેની બીજી જાતોમાં ચણીબોર, ખારેકબોર મુખ્ય છે.

પાકાં બોર મીઠાં, ઓીકાશદાર, પોષક હોય છે, તેની સુકવણી કરવામાં આવે છે. આના બોર સુરત તરફ થાય છે અને સુરતીબોર તરીકે વખણાય છે. કાચાં બોર ખાવાથી ખાંસી, સળેખમ થઈ આવે છે. પાકાં બોર માફકસર ખાવાથી કાંઈ નુકશાન થતું નથી. તે બાળકોનો પ્રિય મેવો છે. ચીનમાં તેનું શરબત બનાવાય છે. પાકાંબોર કફ મટાડે છે; રક્ત સારું કરે છે અને પાચક છે.

ચણીબોર નાનાં ઝીણાં હોય છે. કાચાં હોય ત્યારે પીળાં અને પાકે ત્યારે લાલ થાય છે. બાળકોનો તે પ્રિય મેવો છે. ખાસ વાવેતર કરેલ બોરડીનાં ફળ મીઠાં થાય છે. તેમાં કેટલીક ખાટી ઉપજાતો હોય છે. ચણીબોર શીતલ અને પિત્તશામક છે. ઉનાબ ઝીઝીફસની એક જાત છે.

ઉનાબના તાજાં ફળ ખવાય છે. તે રક્તશોધક છે. સૂકાં ફળ ઉત્તર હિંદમાં યુનાની વૈદામાં બહુ વપરાય છે. મુંબઈમાં ગાંધીઓની દુકાને તથા ક્રાફર્ડ માર્કેટમાં યુરોપિયન મેવા તરીકે વેચાય છે.

ખારેકબોરનું ઝાડ ઉત્તર આફ્રિકાનું મૂળ વતની છે, પણ ફળો માટે ગરમ દેશોમાં ખૂબ વાવેતર થાય છે. કલમો અને બીજાંથી ઉછેરેલા ઝાડનાં ફળ મોટાં અને મીઠાં થાય છે.

બોરડીના ઝાડનો બધા ભાગ ઉપયોગી છે. બોરડીના પાનુ ઢોર માટે સારો ચારો બને છે. લીલાં પાન ઢોર ખાઈ શકતાં નથી. પરંતુ બોરડી ઉપરથી કાપી લઈ સૂકવી, કપડાપર ખંખેરી નાખવામાં આવે છે. સૂકાં પાન એકઠાં

કરી ઢોરોને ખવડાવવા માટે ઉપયોગી થાય છે. બાકીનું કાંટાળુ ઝાંખરું ખેતરો અને વાડીઓની વાડ માટે બહુ કીમતી થાય છે. છાલમાંથી ટેનિન મળે છે. ચમાર લોકો દેશી ઢબે તેના વડે ચામડાં કેળવે છે. બોરડીના મૂળની છાલના ઉકાળાથી ગડગુંમડાં, અને જખમ ધોવામાં આવે છે. મોઢું પાકયું હોય તો એના ઉકાળાના કોગળા કરાય છે. બોરડીના લાકડાનો દેવતા કેટલીક દવાઓ માટે રાસાયનિક ભઠ્ઠીઓ પકાવવાના કામમાં આવે છે. થડ અને ડાળીઓ પર લાખના જંતુ બેસે છે તેથી લાખ સારી બાઝે છે. થડમાં છેદ કરવાથી ગુંદર નીકળે છે.

કરમદાં, લીંબુ, અને બોરમાં ખાટા પદાર્થોનું પ્રમાણ સાકર કરતાં વિશેષ હોય છે. આવા ખાટાં ફળોનો ઉપયોગ અથાણાં માટે થાય છે.

*

જાંબુ, મેંદી–જામફળ–લવંગ યુકેલિપ્ટસ ઇત્યાદિના વર્ગનું એક ઝાડ છે. તેને અંગ્રેજીમાં યુજેનિયા જંબોલાના કહેવાય છે. તેનો વર્ગ મિરટેસી (યુકેલિપ્ટસનો વર્ગ) છે. આ વર્ગ ખૂબ મોટો છે. તેમાં ઘણી જાતની ઉદ્યોગોમાં કિમતી વનસ્પતિઓનો સમાવેશ થાય છે. જાંબુડાનું ઝાડ (જાંબુડો) સુંદર થાય છે.

જાંબુડો જુલાઇ–ઓગસ્ટમાં વર્ષાઋતુમાં પાકે. જાંબુડા પાકતાં જાય તેમ કાળાશ પકડતાં જાંબુડા રંગના થતાં જાય. પાકા જાંબુ લીલા મેવા તરીકે ખવાય છે. તે સ્વાદિષ્ટ હોય છે. કાચાં જાંબુ ખાવાથી હોજરીને નુકશાન થાય છે. પાકાં જાંબુ શીતળ, મૂત્રલ અને દીપન હોય છે. તે પિત્તપ્રકોપ મટાડે છે. તેનું શરબત કે આસવ અતિસાર, ઉદરરોગ વગેરેમાં ખપમ છે. બરોળ મટાડે છે. જાંબુડાનાં ઠળિયા ઉલટી, મરડો, મધુપ્રમેહ માટે ચોક્કસ દવા છે. જાંબુડાની છાલ રંગવામાં વપરાય છે. તેમાં ટેનિન સારા પ્રમાણમાં છે.

જાંબુડાનું લાકડું ચક્કર અને શેરડીના કોલુ બનાવવા માટે વપરાય છે; માટે કેમકે તેને ઉધઇ નથી લાગતી.

*

'ફાલસાં, ઠંડે મીઠે ફાલસાં' શિયાળો ઉતરતાં સંભળાય છે. ફાલસાં જાંબુડી રંગના ખટમીઠાં નાનાં નાનાં હોય છે. ઉનાળામાં તેનું શરબત પીવાય છે. પાકાં ફાલસાં મીઠાં, સ્વાદિષ્ટ અને જરા ખાટાં હોય છે. તેમાં રહેલી ખટાશ હોજરીની અંદર રસ ઉત્પન્ન કરી અપક્વ અન્નનું પાચન કરવામાં મદદ કરે છે.

બહુફળી, દ્રાક્ષ, ઇત્યાદિના વર્ગનું ફાલસાનું ઝાડ છે. આ વર્ગ ટિલીયેસી (ધન્વાતાદિ વર્ગ) તરીકે ઓળખાય છે. ફાલસાને ગ્રેવિયા એશિયાટીકા કહેવાય છે. હિંદમાં તેનું વાવેતર થાય છે. આ ઝાડની છાલમાંથી ઉત્તમ રેસા નીકળે છે. પરંતુ તે તરફ હજી ધ્યાન અપાયું નથી. ફાલસાના લાકડામાંથી કામઠાં અને પીંજણ સારાં બને છે.

ઉપર વર્ણવેલાં ત્રણે ફળો આપણા દેશમાં જનતા સારી રીતે વાપરે છે. આ ફળોમાં રહેલા ખાદ્યતત્ત્વો તેમજ અન્ય રાસાયનિક પદાર્થો અને વીટામીનો સંબંધી ખાસ અન્વેષણ કરવાની જરૂર રહે છે.

દેશદેશની પ્રજા વચ્ચે

# ધિક્કારનું ઝેર

લેખિકા

કુમારી ઇલા મેલાર્ટ.

*

દૂર પૂર્વના પ્રદેશોને લગતા સમાચાર જ્યારે જ્યારે હું વાંચું છું ત્યારે ત્યારે વર્ષો પહેલાં બનેલો એક બનાવ મારી નજર સમક્ષ ખડો થાય છે.

૧૯૩૫માં એક દૈન્ય અખબારે મને એશીઆમાં જાપાને મેળવેલા વિજયનો અભ્યાસ કરવા મોકલી હતી. એ વિજયમાં વિજેતાઓનો ચીનાઓ તરફનો વર્તાવ જરાય સારો ન હતો. તે વખત દૂર પૂર્વના હજી વધુ પ્રદેશો હાથ કરવાની જાપાનની મુરાદ હતી.

દક્ષિણ હૈદ્રાબાદ કરતાં ત્રણ ગણા મોટા મંચુરિયાના વિશાળ પ્રદેશમાં મેં ત્રણ મહિના પ્રવાસ ખેડ્યો. જાપાનની પોલીસે ઘણીવાર મારી ધરપકડ કરી હતી, એક્સપ્રેસ ટ્રેઇનમાંથી મને બહાર ખેંચી કાઢી હતી, અને બે બદામના ઝનુની જાપાની અધિકારીઓએ મારાં કામળિયાં તપાસવાનો ડોળ કર્યો હતો. મારો કેમેરા વારંવાર જપ્ત કરવામાં આવ્યો હતો અને અસંખ્ય પ્રશ્નોના મારે જવાબ આપવા પડ્યા હતા. રમુજના પુસ્તક રૂપે આ પ્રશ્નોનો સંગ્રહ એક દિવસ પ્રસિદ્ધ કરવાની હું આશા રાખું છું. મેં ઘણા યુરોપિય અને અમેરીકન વ્યાપારીઓની મુલાકાત લીધી હતી. મંચુરિયામાં વેપાર કરવાની સૌ કોઈને છૂટ છે. એ સૂત્ર સ્વરૂપે બહુ મનાએલી જાપાનની 'ખુલ્લાં દ્વાર'ની નીતિ, આ વ્યાપારીઓએ હસી કાઢી હતી. આ તો દંભ જ હતો, કારણ કે આ વ્યાપારીઓ માટે વ્યાપાર કરવાને અશક્ય કરી મૂકવામાં આવ્યું હતું. નાના ગામોમાં ધર્મપ્રચારકોને હું મળી. ચીનાઓએ તેમનામાં મૂકેલી શ્રદ્ધા બદલ તેમના ધર્મપ્રચારકો ઉપર સીતમ ગુજારવામાં આવે છે. એક નાયબ એલચીને હું મળી. ગાંડાતુર બનેલા જાપાની સૈનિકોએ, એના પોતાના જ કમ્પાઉન્ડમાં એને મરણતોલ માર માર્યો હતો.

રશીઅન નિરાશ્રિતોની હું મ્હેમાન બની. આ રશીઅનો પર જાપાનીઓ થુંકતા. તેમના પૈસા તેમને ન આપતા, અને તેમના જ ઘરમાંથી તેમને હાંકી કાઢી જાપાનીઓ ત્યાં રહેતા. સોવીએટ સરહદ પર બંધાતાં લશ્કરી મહત્વની રેલ્વે લાઈન પર મેં મોટર-ખટારામાં મુસાફરી કરી. ત્યાં માયાળુ જાપાની ઇજનેરો હતા, પરંતુ જાપાની સૈનિક કે અધિકારી અમને જોઈ જાય એમ હોય ત્યારે મારી સાથે વાત કરતાં તેઓ બીતા. અલબત જાપાનીઓની હાજરી સિવાય ચીનાઓને મળવાનું મારે માટે તો અશક્ય જ હતું.

ટૂંકમાં, વિજેતાઓ તરફ અને તેમની મોટી મોટી યોજનાઓ તરફ સર્વત્ર ધિક્કારની લાગણી પ્રસરેલી મેં જોઈ.

પરંતુ આ બધું જ્ઞાન તો પરોક્ષ જાપાનની પાશવી સત્તા શેના પર રચાએલી છે તે સમજવા માટે મારે પોતાને પણ યાતનાઓ વેઠવી પડી હતી.

સાઇબેરીઆના કડકડતી ઠંડીમાં છેક ઉત્તરમાં થોડા દિવસોના વિકટ પ્રવાસ બાદ આખરે હું લેડીવોસ્ટોકને હર્બીન સાથે જોડતી મુખ્ય રેલ્વે-લાઈન સુધી પહોંચી. આ 'ચાઈનીઝ ઈસ્ટર્ન રેલ્વે' તે વખતે સોવીએટના કબજામાં હતી. વારંવાર લુંટારાઓ આના પર હુમલો કરતા અને આશ્ચર્યજનક વાત તો એ છે, કે રશીઆ અને જાપાન બેઉ આ લુંટારાઓને પૈસા આપી રહ્યાનું કહેવાતું.

ખુલ્લું બંડ કરી રહેલા ચીનાઓથી પણ એમની સંખ્યામાં વધારો થતો. ભોજન માટેના ડબ્બાની બેઉ બાજુએ પર બીજા પુષ્કળ ડબ્બાઓ હતા અને આ ખૂબ લાંબી ગાડીમાં હું મારી જાતને સુરક્ષિત માનતી જઈ રહી હતી. ત્રીજા વર્ગના એક ડબ્બામાં મને બેઠક મળી. છુપાઈ રહેલા ડાકુઓ વિશે માહિતી મળી જાય તે માટે એક શસ્ત્રોથી સજ્જ એન્જીન અમારી ટ્રેઈનની આગળ દોડી રહ્યું હતું. સહીસલામતી ખાતર અમે સ્ટેશન ઉપર જ રાતો વિતાવતાં. નગરના વિસ્તારોમાં મંચુરીઆની પોલીસ અને વ્હાઈટ–રશીઅન રક્ષકો પહેરો ભરતાં.

પ્લેટફોર્મ પરથી હું ભોજન માટેના ડબ્બામાં પહોંચી અને પેટ ભરીને મેં ખાધું. બીજે દિવસે સવારે સાત વાગે, આજુબાજુના હિમાચ્છાદિત પ્રદેશમાં થઈને અમારી ગાડી ઉંચે ચઢી રહી હતી. હું ભોજન માટેના ડબ્બા તરફ જવા ઉઠી અને મને માલમ પડયું કે જાપાની સૈનિકોથી ભરેલા એક ડબ્બામાં થઈને મારે જવાનું હતું. અધો માર્ગ હું વટાવી ગઈ ત્યારે એકદમ એ સૈનિકોએ મને અટકાવી અને મારી સામે બંદુકો ધરી. મેં કંઈ અપરાધ કર્યો ન હતો–મને ખૂબ ભૂખ લાગી હતી.

મોઢા તરફ આંગળી બતાવી મેં એમને નિશાનીઓથી સમજાવ્યું કે હું તો માત્ર નાસ્તો કરવા જ જાઉં છું. છતાં વધુ ને વધુ સૈનિકો મને ડરાવતા ઘેરી વળ્યા [illegible] કાળા.

મેં કંઈ જ ખોટું કર્યું [illegible] કો જાણ્યું અને તેથી મારે નમવું જોઈતું [illegible] હિટ હોપ પ્રમાણે મને યાદ આવ્યું કે થોડી [illegible] નુકશાન થાય બાળકો લઈ જતી બે સ્ત્રી [illegible] અને ટીપૂન પર ઉભેલા જાપાની સૈનિકો [illegible] મારી પાછી કાઢતી મેં જોઈ હતી [illegible] મારી મને હડસેલી મૂકવામાં આવી. મારા પર આવો અત્યાચાર કરનાર એ યુવાન જાપાનીનો મેં હાથ પકડયો અને મેં એને સમજાવ્યું કે મને આવી રીતે સ્પર્શ કરવાનો એને કોઈ અધીકાર નહતો. પરંતુ મારી ચારે બાજુ ક્રોધથી ધૂંવાપૂંવા થઈ રહેલાં મોઢાં મેં જોયાં, મને સમજાયું કે હઠ્ઠા વિનોદનો સમય નથી.

ગૌરવપૂર્વક હું પાછી હઠી; પરંતુ આથી તો સૈનિકો વધુ ગુસ્સે થયા. તેમણે મને તમાચા માર્યા, માર માર્યો અને પેટ ઉપર પણ લાત મારી. આજે પણ મને યાદ આવે છે. એમનું સામુદાયિક ઝનુન, ઘુરકિયાં કરતાં ડાચાં અને વિકાળ આંખો જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું હતું. બારણાં આગળ, પગથીઆ પર પગ મૂકવા માટે ફરવું પડયું. અચાનક પીઠ પર એક લાત પડી અને જેમાં અમૂલ્ય 'પાસપોર્ટ' હતો એ મેં માંડ માંડ પડતો અટકાવ્યો. હું તો ભાન ભૂલી ગઈ. પાછી ફરી અને સૌથી નજીક ઉભેલા એક સૈનિકને મારામાં હતું એટલા બળથી એક તમાચો ખેંચી કાઢયો. ગુસ્સે થએલા સૈનિકે એનું બેયોનેટ ખેંચી કાઢયું. જાપાનના પુત્રને તમાચો મારવા જેટલી મેં હિંમત કરી હતી. જાન જવાનો ભય ઉભો થયો હોવા છતાં મેં અટ્ટહાસ્ય કર્યું એથી આ નરપશુને આશ્ચર્ય થયું, એટલું જ નહિ, મને પોતાને પણ થયું.

બીજા ડબ્બાના દરવાજાની આગળ મેં લથડીયું ખાધું, પરંતુ છેવટે જાપાનીઓના હાથમાંથી છુટી. મારા આંસુ જોઈ ગાર્ડે મને પૂછ્યું: 'શું થયું ?' આ બનાવથી તે ખુબ થયેલો લાગ્યો, શા માટે ? એણે કહ્યું: "આખરે એક એવી સ્ત્રી પર સૈનિકોએ હાથ ઉઠાવ્યો છે જેની પાસે પ્રવાસનો પરવાનો છે અને જેના દેશનો એલચી અહીં છે. બીજે સ્ટેશને ડાક્તર તમને તપાસશે. તમે વજનાં પગલાં લઈ શકો છો અને બદલો માગી શકો છો. જો તમને ખબર હોત કે રોજ આ દેશમાં શું થાય...!! રોજ આ નરાધમો વ્હાઈટ–રશીઅનો સાથે ખરાબ વર્તન ચલાવે છે. કારણ કે તેઓ

જાણે છે કે આ બિચારાઓ કોઈની પાસે ફરીયાદ કરી શકે એમ નથી.

બીજે સ્ટેશનો પર ખોરાક અને શરાબ મળવાથી મારામાં સહેજ જોર આવ્યું. સૌ કહેતા હતા કે આ સૈનિકોને શિક્ષા થવી જ જોઈએ. આ મુદ્દા પર સોવિએટ ટ્રેઇનના નોકરો અને કહેવાતી 'મંચુકો સરકાર'ના 'વ્હાઇટ રશિયન રક્ષકો' એકમત હતા. પરંતુ એક વિચારવાન અને ડાહ્યા ઉતારૂએ મને કહ્યું કે, લશ્કર પાસેથી દાદ માંગવાનો મારે વિચાર છોડી દેવો. સૈનિકો એમ પુરવાર કરવા પ્રયાસ કરશે કે મેં ગુન્હો કર્યો હતો, (હા સવારે સાત વાગે પણ) મેં એમને શીભાવવાનો પ્રયત્ન કર્યો હતો.

મેં કપડાં બહુ થોડાં પહેર્યાં હતાં અને ત્રીજા વર્ગમાં મુસાફરી કરતી હતી એટલે જાપાનીઓએ મને નિરાશ્રિતોમાંની એક ધારી લીધી હતી, પરંતુ મને એમના ડબ્બામાંથી પસાર થતાં અટકાવવાનો, અને નજીવા કારણે આવી રીતે એમનો છુપો તીરસ્કાર પ્રગટ કરવાનો ખુલાસો એટલેથી જ મળી નથી રહેતો. એમને ગુસ્સે થવાનું મેં કંઈ જ કારણ ન્હોતું આપ્યું, છતાં તેમણે આવું ખરાબ વર્તન શાથી ચલાવ્યું તે મારે જાણવું હતું.

દૂર પૂર્વના મામલાના મૂળમાં શું છે તેની સાચેસાચ મને અહિં સમજ પડવા લાગી.

એ ઘડીએ આ વિકાળ જાપાનીઓને હું ધિક્કારતી હતી, અને એમના સંબંધમાં થતી બુરામાં બુરી વાત હું માની શકતી. ૧૯૩૮માં પ્રજાસંઘ ખાતે ચીન ઉપર જાપાને મેળવેલા વિજયનાં દશ્યો બતાવતું એક ન્યુઝ રીલ મેં જોયું. ચોરી છુપીથી લાવવામાં આવેલી આ ફીલ્મમાં જોયેલાં કેટલાક દશ્યોની સ્મૃતિથી તો આજે પણ રાતે હું ચમકી જાગી ઉઠું છું. વાચકો સમક્ષ એનું વર્ણન હું નહિ કરૂં.

*

આખરે હરબીન ખાતે, સ્ટેશન–માસ્તરની ઓફીસમાં, એક ઉદ્ધત જાપાની અમલદાર સાથે બનાવ વિશે લંબાણ ચર્ચા ચાલી. આખરે મારા દેશના એલચીના આગમન બાદ, માફી માગતો હોય એ રીતે એણે એક વાત ઉપજાવી કાઢી. તેણે કહ્યું કે 'બે લુંટારા ટ્રેઇનમાં ચઢી બેઠા હતા, અને તેથી એણે એના સૈનિકોને હુકમ આપ્યો હતો કે સૌ કોઈને પસાર થતા અટકાવવા.'

પરંતુ આ વાતોમાં હવે મને રસ રહ્યો ન હતો. મારી એક મજબુત માન્યતા આજે ખરી પડતી હતી. મારી ખાત્રી થઇ ગઇ છે કે પ્રત્યેક દેશ બીજા દેશો ઉપરના આરોપોને લગતી એક સુચી તૈયાર કરી શકે છે અને એના નાગરિકોમાં એનું ઝેર બરાબર વ્યાપી જાય ત્યાં સુધી એ એમના માનસમાં એ સુચી ઠોક ઠોક કરી શકે છે. પરિણામે યુદ્ધ પરંપરા –જ્યાંસુધી ધિક્કાર ફેલાવવાની આવી રીતિઓ પ્રત્યે માનવી તિરસ્કાર નહિ કેળવે ત્યાં સુધી ન તો પ્રજા પ્રજા વચ્ચે શાંતિની આશા રહેશે, ન તો સમૃદ્ધ દુનિયાનું ઘડતર શક્ય બનશે. *

---

પંચમહાલ જિલ્લામાં મુખ્ય મુખ્ય સ્થળોએ ભગિની સમાજના કાર્યકર્તાઓને શ્રી. મનોરમા દેશાઈએ પરિપત્ર મોકલી સ્ત્રી કાર્યકર્તાઓની એક સભા બોલાવવાની જરૂરીઆત ઉપર ધ્યાન ખેંચ્યું છે, કારણ, મધ્યસ્થ અને મુંબાઈની ધારાસભામાં સ્ત્રીઓના હિતો સંબંધી અનેક ખરડાઓ પસાર થયા છે. અને તેનો લાભ સ્ત્રીઓના નીચલા થર સુધી પહોંચે તે માટે ખૂબ પ્રચારની જરૂર છે. તેમણે આ સંબંધી સ્ત્રી કાર્યકરોનો અભિપ્રાય માગ્યો છે.

# બાળઉછેર



સૌ. સુવલતા રણજીતભાઈ વૈદ્ય

*

(ગતાંકથી ચાલુ)

શીતળાના રોગના ઘણાં બાળકો ભોગ બને છે માટે બાળકને શીતળા દોઢ બે મહિના પછી ટંકાવી લેવા. તેમાં જેમ બાળક નાનું હશે તેમ ઓછું હેરાન થશે. દર સાત વર્ષે શીતળા ફરી ટંકાવવા જોઈએ.

મોટી ઉધરસ ઉંટાટીઓ પણ એક ચેપી રોગ છે. તેમાં લાંબી ઉધરસ આવી મોઢું લાલ થઈ જાય છે. હાથની મુઠી વળાઈ જાય છે. ઉલટી થાય છે. કફ નીકળે છે. આવાં ઉધરસ વાળાં બાળકને અલગ રાખવાં. પાણી દૂધ વિગેરેનાં વાસણ જુદાં રાખવાં, ડોક્ટરની દવા આપવી. શરદી લાગીને ન્યુમોનીઆ ન થાય તેની સાવચેતી રાખવી. છાતીએ કપુરવાળું તેલ ઘસવું, પણ શેક ન કરવો. પરટુસીન નામની તૈયાર દવા બહુ ફાયદો કરે છે. જરા મટી જવા આવે પછી હવાફેરથી બહુ ફાયદો થાય છે. વળી ઝીણાં કપડામાં નેપ્થેલીનની ગોળીઓ બાંધી તે કપડું ગળે બાંધી રાખવી તેથી શ્વાસોશ્વાસમાં ઓછી મુશ્કેલી પડશે. ઘણી બહેનો ઓખો માની ડોક્ટરની દવા નથી કરતી, પણ આ બાબતમાં દવા કરાવવી જોઈએ.

## પ્રકરણ ૬ઠ્ઠું

**બાળકનું ચારિત્ર્ય :**—અભિમન્યુ પોતાની માતાના પેટમાં હતો તે વખતે તેને યુદ્ધકળાનું જ્ઞાન થયું હતું, તે વાત શક્ય છે. બાળક પેટમાં હોય તે વખતે માતા જે વાંચે વિચારે, સાંભળે અને વર્તે તે બધાંની અસર ગર્ભ ઉપર થાય છે. દરેક કેળવાએલી સ્ત્રીને ઈચ્છા હોય છે કે પોતાનું બાળક ઉચ્ચ ચારિત્ર્યવાન થાય, એ ઈચ્છા પુરી પાડવા માટે સગર્ભાવસ્થામાંથી જ તેણે સારૂં વાંચી, વિચારી, સાંભળી અને વર્તીને પોતાના બાળક ઉપર છાપ પાડવાની છે.

કોઈનું બાળક રાંક હોય છે, તો કોઈનું તોફાની હોય છે, કોઈ શાંત હોય છે, કોઈ માંદુ તો કોઈ તંદુરસ્ત હોય છે; એમ દરેક બાળક જુદા જુદા સ્વભાવનાં અને જુદી જુદી તરેહનાં હોય છે. તંદુરસ્ત અને રાંક બાળક ઉછેરવું સહેલું પડે છે, છતાં ઘણી માતા અથવા વડીલો લાડ કરીને તેને બગાડી મૂકે છે, પરિણામે તેને ઉછેરવામાં મૂશ્કેલી પડે છે. માંદુ અને કજીયાખોર બાળક ઉછેરવું અઘરૂં પડે છે. બાળકને દરેક બાબતમાં નિયમીતતા શીખવવી અને પળાવવી એ માતાની ફરજ છે. નિયમીત વખતે ખોરાક આપવો, ઉંઘાડવું, ન્હવડાવવું વિગેરે કરવું. બાળક રડે એટલે એને ખોળામાં લેવું.જ જોઈએ એવી માન્યતા ઘણી માતાઓની હોય છે, રડે ત્યારે તેડ્‌વાથી બાળક કજીયાળું થઈ જાય છે. અનિયમીત રીતે દૂધ આપવાથી બાળકનું નાનકડું પેટ બગડી જાય છે અને તે માંદુ પડે છે.

એજ પ્રમાણે ઉંઘવામાં નિયમીતપણું ન રાખ્યું હોય તો બાળકને પૂરતી ઉંઘ મળતી નથી. તે રાત્રે જાગે છે અને માતાને ઉજાગરા કરાવે છે. ઉજાગરાથી બાળક અને માતાની બંન્નેની તબીયત બગડે છે.

પેટની કબજીયાત ન રહે તે માટે નિયમીત

પેટ આવે એવી ટેવ પાડવી પડે છે. આ બધી ટેવ પડાવવા માટે શરૂઆતમાં માતાએ બહુ મક્કમ રહેવું પડે છે, કારણ બાળક ગમે ત્યારે જાગશે, ગમે ત્યારે ઉંઘશે, ગમે ત્યારે ઝાડો કરશે; પરંતુ પહેલેથી મક્કમ રહેવાની પાછળથી બહુ સરળતા પડશે. ભૂખ, ઉંઘ વિગેરે નિયમીત કરવાની ટેવને લીધે બાળકમાં આત્મસંયમ આવશે. માતાની ઇચ્છા પ્રમાણે કરવાની ટેવ પડશે. જેથી પોતાનું ધાર્યું કરવાની નઠારી ટેવ નહિ પડે. બાળક પોતાનું હિત સમજી શકશે નહિ માટે પોતાની ઇચ્છા પ્રમાણે કરવાની ટેવ ન પડે તો સારૂં.

બાળકને બીકણ બનાવવી નહિ. અણસમજુ બાળક પાસે હાઉ કે બાવો કે વાઘ આવ્યો, એવી વાતો કરી તેને બાયલું અને બીકણ બનાવી દેવાની રીત બહુ ખરાબ છે. એને જ્યાં જવું હોય ત્યાં જવા દેવું, રમવા દેવું. પડી જવાય એવું કે અથડાઇ જાય એમ હોય તો સંભાળીને ભયની ચીજ દૂર કરવી, અથવા બાળકને બીજી રમત તરફ દોરી તેને પડતું બચાવવું. પરંતુ, 'અરર પડી જશે, એ માં વાગશે' એવી બૂમથી બાળક ઉલટું ગભરાઇ જાય છે.

બાળક બે ત્રણ વર્ષનું થાય ત્યારે એને આચર કુચર ખાવાનું મન થાય છે, એટલે ખોરાકની નિયમીતતા માટે વધારે સંભાળવું. સગાંવહાલાંને ઘેર ઘેર જઇએ અને ત્યાં બાળકને ખાવાનું આપે ત્યારે તેને જો ખાવાનો વખત ન થયો હોય તો તેને કંઇ ખાવા દેવું નહિ.

જેમ બાળક મોટું થાય એમ રમત ઉપર ચડે છે અને ઓછું ઉંઘે છે, પણ નિયમીત વખતે ઉઠવું, દાતણ કરવું, ન્હાવું વિગેરે દરેકમાં નિયમીતપણું સાચવતાં શીખવવું. બાળકમાં જીજ્ઞાસા–ગુણ બહુ બળવાન હોય છે. કોઇ પણ વસ્તુ દેખે કે તે કેવી રીતે બને, કેવી છે, કેવડી છે વિગેરે જાણવાનું તેને થાય છે. તેને તે બધા પ્રશ્નોનો સારી રીતે સમજાવીને જવાબ આપવો, અને ગમે તેમ ઉડાવીને જવાબ આપવો નહિ. બાળકને કોઇ ચીજ કે રમકડાંની ખોટી આશા આપવી નહિ, તેથી બાળક લાલચુ થઇ જાય છે.

બાળકમાં આત્મશ્રદ્ધા ઘણી હોય છે, કોઇ પણ કામ તેને અશક્ય લાગતું જ નથી. આવો ગુણ આપણે પણ તેનામાં ખીલવવો જ જોઇએ. અણસમજુ માબાપ આ ગુણ દબાવી દે છે. તેને પોતાની જાતે કપડાં પહેરવાનો શોખ થાય તો તેને પહેરવા દેવાં. તે એકાદ વાર બટન ઉંધાં બીડશે કે કપડું ઉંધું પહેરશે, પણ ધીમે ધીમે સમજાવવાથી તેને આવડી જશે. તેને પોતાની મેળે નહિ જ આવડે એમ ધારીને પોતે પહેરાવવું કે નોકરને હુકમ કરવો તે ખોટી રીત છે. આમ કરવાથી બાળકને પોતાના ઉપરથી વિશ્વાસ ઉડી જશે. સમજુ માબાપે તો ખોટું પહેરે તો ખરી રીત સમજાવીને બતાવવી જોઇએ. પણ બાળકના મનમાં એમ તો ખ્યાલ ન જ આવવા દેવો કે તેને અમુક કામ નહિ આવડે. બાળકમાં ગ્રહણ કરવાની અને નવું પ્રાપ્ત કરવાની શક્તિ પણ બહુ જબરી હોય છે. મહેનત કરીને જોઇતી વસ્તુ કે જ્ઞાન મેળવી લે એવી તેને ટેવ પાડવી.

બાળક નાનપણથી સામા માણસમાં વ્હાલ છે કે નહિ તે જાણી શકે છે. અજાણ્યું માણસ હેત વગર તેને બોલાવે તો ના કહી તે તેની પાસે જતું નથી. વ્હાલથી બોલાવે તો જાય છે. નિર્દોષ બાળકનું હેત કાયમ રહે એવો દરેકે પ્રયત્ન કરવો જોઇએ. બાળક તરફ વ્હાલ ન રાખે તે મનુષ્ય ન કહેવાય. આપણાં બાળકને વ્હાલસોયું બનાવવું હોય તો તેની તરફ ખૂબ વ્હાલ રાખવું અને બતાવવું જોઇએ. ક્રોધની લાગણી બનતા સુધી ઉત્પન્ન થવા ન દેવી. ઘણાં માણસો બાળકને રમાડવાને બદલે ચીડવે છે. આથી તે ચીડીયું થઇ જાય છે. બાળકમાં વ્હાલની લાગણી ખીલવવી અને ક્રોધની તેમજ

બીકની લાગણી દબાવી દેવી જોઇએ.

બાળક બે વર્ષનું થાય પછી તેનામાં સમજણ આવે છે. એટલે તેની લાગણી આગળ કદી જુઠું ન બોલવું. બાળક રડતું હોય ત્યારે તેને છાનું રહેવા માટે મીઠાઇ આપવાનું કહી આશા આપીએ છીએ. એ લાલચે તે છાનું રહે છે, પણ મીઠાઇ ન મળતાં વિચારમાં પડશે, કે કેમ ના મળી. બાળકના હાથમાં કાંકરો હોય તો મોઢામાં નાખે ને આપણે તે જોઇએ તો કાંકરો લઈ લઇએ અને કહીએ કે કાગડો લઈ ગયો, આ પણ જૂઠાણું છે. આમ થોડા જ સમયમાં બાળક કળી જશે કે આ જૂઠું બોલે છે. બાળક બહુ જ તેજ બુદ્ધિનું હોય છે; એ આપણને ખ્યાલ રહેતો નથી.

બાળકને બચપણથી જ ખુલ્લામાં રાખવું. ઝાડ, પાંદડા હાલતાં જોઈ એ બાળક કેવું હસે છે? બાળકને કુદરત તરફ પ્રેમ હોય છે. સૂર્ય, ચન્દ્ર, તારા, પર્વત, આકાશ, નદી, ઝાડ વિગેરે કુદરતી સુંદરતા તેને બતાવવી, અને કુદરત તરફનો પ્રેમ દૃઢ રાખવો જોઇએ.

બીજાની લાગણીનો વિચાર કરતાં બાળકને શીખવવું જોઇએ. સામા માણસને અમુક રીતે અગવડ પડશે, કે અમુક રીતે સરળતા પડશે. અમુક ખરાબ લાગે અને અમુક સારૂ લાગશે એ વિચાર તેને ધીમે ધીમે આવવો જોઇએ. બાળકને બે ફળ આપી મોટું પોતાના મિત્રને અને નાનું પોતે લે એવી ટેવ પાડવી. બીજાને મદદ કરતાં પણ શીખવવું. માતા સુતી હોય અને એને પાણી જોઇતું હોય તો માતાને ઉઠવું પડે, માટે પોતે પાણી લઇ લે એવું બાળકને નાનપણથીજ શીખવવું. બાળક કપડામાં નેપથેલીનની ગોળીઓ બાંધી રાખવી તેથી શ્વાસોશ્વાસમાં ?. તેની મુશ્કેલી પડશે. ઘણી બહેનો ઓખો ન પડે ડોક્ટરની દવા નથી કરતી, પણ આ બાબતરથી દવા કરાવવી જોઇએ.

ચારથી સાત વર્ષની ઉંમર સુધીમાં બાળકમાં વધારે સમજણ આવે છે. તે દૃઢ કરતાં શીખે છે અને ખાવામાં, ઉંઘવામાં અનિયમીત થઇ જવાનો ભય રહે છે. પરંતુ માતા જો મક્કમ અને વ્હાલસોઇ હશે તો બાળક પાસે ધાર્યું કરાવી શકશે. નિયમીતપણું, આત્મસંયમ, જીજ્ઞાસા, આત્મશ્રદ્ધા અને સત્ય વિગેરે શીખવેલા ગુણો બાળક ભૂલે નહિં તે જોવું જોઇએ.

બાળક સમજણું થતાં ઘણીવાર એવો પ્રશ્ન કરશે કે 'હું કેવી રીતે જન્મ્યો!' મને કોણ અહીં લાવ્યું? વિગેરે. આવા સવાલનો જવાબ માતાએ કે પિતાએ બાળકને સંતોષ થાય એવા શબ્દોમાં આપવો, કે જેથી તે બીજા કોઇ અજ્ઞાન નોકરો પાસે ગમે તેવી ભાષામાં જવાબ મેળવવા ન માગે.

બાળક અમુક ઉંમરનું થાય એટલે તેને નિશાળે જવાની ટેવ પાડવી. નિશાળે જતાં ગભરાય કે કંટાળે તે સારૂં ન કહેવાય. પોતાની જેવડી ઉંમરનાં બાળક સાથે રમે, બેસે, પોતાની વસ્તુ બીજાને જરૂર પડે ત્યારે વાપરવા આપતાં શીખે, નિઃસ્વાર્થવૃત્તિ કેળવાય તેમજ તેનું ચારિત્ર્ય ઘડાય, માટે નિશાળે બહુ જરૂરી છે. નિશાળે બેસાડવા માટે હજુ નાની ઉંમર લાગતી હોય તો તેને બાળમંદિરમાં બેસાડવું કે જેથી તે શેરીઓમાં રખડીને ખરાબ બોલતાં કે ગંદવાડ કરતાં શીખે નહિ. બાળમંદિરમાં બાળક ન સમજે એવી રીતે ભણાવતાં નથી, પણ તેઓને રસ પડે એવી વાતો, ગાયનો, રમવાનું વિગેરે શીખવે છે. બાળમંદિર છોડયા પછી પાંચેક વર્ષનું બાળક થાય ત્યારે તેને નિશાળે મોકલવું. ત્યાં જાતજાતના બાળકો સાથે હળવા મળવાનું બને, આજ્ઞાંકિત થવું પડે નિયમીતતા સાચવવી પડે, સંયમ કેળવવો પડે, મનનું ધાર્યું ન થતાં નિરાશા પણ ખમવી પડે. આ બધી વસ્તુઓ દુનિયામાં જ્યારે મોટી ઉંમરે પહોંચે ત્યારે તેની સમક્ષ રજુ કરવાની છે, તે સર્વની તૈયારી નિશાળ કરી રાખે છે. (ચાલુ)

ઘા ઉપર માટીનો
# સફળ ઉપચાર

ઉપચારક
શ્રી. લીલાવતીબહેન વોરા

*

આજથી અઢી વર્ષ પહેલાં મારા પાંચ વર્ષના બાબાને ત્રીજે માળની નીસરણી ઉપરથી પડી જવાથી કપાળમાં પુષ્કળ વાગ્યું અને ઉંડો ઘા પડયો. ઘા એ થી અઢી ઇંચ લાંબો અને અડધો ઇંચ ઉંડો તથા પહોળો ઘા પડેલો. તે વખતે લોહી પુષ્કળ નીકળતું હતું, તેથી મેં તેના ઉપર તરતજ ઠંડા પાણીની ધાર કરી. જ્યારે લોહી નીકળતું બંધ થયું ત્યારે જ પાણી રેડવાનું બંધ કર્યું. મારો વિચાર તો શરૂઆતથી જ કુદરતી સારવાર આપવાનો હતો, પણ ઘા મોટો જોઈને ઘરમાં બીજાઓની હિંમત ચાલી નહિ. તેથી તેને તરતજ નજીકના દવાખાને ડૉકટર પાસે લઈ ગયા. તે વખતે રાતના નવ વાગવા આવેલા હતા. ડૉકટરે તરતજ ડ્રાય ડ્રેસીંગ કરીને ત્રણ ટાંકા લઈ લીધા. અને ધનુર્વાનું ઈન્જેકશન આપ્યું. મારી ઇચ્છા ઈન્જેકશન આપવાની બિલ્કુલ નહોતી, કારણકે ઈન્જેકશન ઉપર મને બીલકુલે શ્રદ્ધા નથી, પણ ડાકટરને ત્યાં લઈ ગયા એટલે તો તે જેમ કહે તેમ કરવાનું જ રહ્યું. પછી ચોવીસ કલાકે ફરીથી પાટો બાંધવા લઈ આવવા જણાવ્યું. એટલે ત્રણ દિવસ સુધી દરરોજ રાતના જ ત્યાં લઇ જવામાં આવતો અને દરરોજ ડ્રાય ડ્રેસીંગ કરવામાં આવતું. તેથી અંદરની સ્થિતિની અમને બીલકુલ ખબર પડી નહિ. પણ બીજા જ દિવસથી તાવ અને કપાળમાં સોજો આવવા માંડયો. ત્રીજે દિવસે તો આંખો, નાક, તથા મોં ઉપર બધે ઘણો જ સોજો આવી ગયો. તેથી ચોથે દિવસે સવારમાં મેં ઘેર જ પાટો ખોલી નાખ્યો, તો અંદરની સ્થિતિ તપાસતા આખું કપાળ પાકી ગયેલું અને દરેક જગ્યાએ લોહી પરુ ને પાણી નીકળ્યા કરે તેવી ઝીણી ઝીણી ચાંદીઓ થઇ ગયેલી જણાઈ. ને જોઇને અમે ડૉકટરી સારવાર પડતી મુકી અને તે વખતથી જ માટી અને પાણીનો ઉપયોગ શરૂ કર્યો.

ઠંડા પાણીમાં થોડું લીંબુ નીચોવી દિવસમાં ત્રણથી ચાર વાર તેનો ઘા ધોઇ નાંખતા. પછી તરત જ પલાળેલી ઠંડી માટીનો પાટો બાંધવામાં આવતો. તે સતત ભીનો રાખવામાં આવતો. માટી દર કલાકે બદલીને નવી મુકવામાં આવતી. કપાળમાં ચાંદીઓ પડેલી હોવાથી ઝીણા કાપડનાં અંતરપટમાં માટી મુકીને પાટો બાંધતા. દિવસમાં થોડી થોડી વાર કપાળ ખુલ્લું રાખતાં, વળી માટી મુકતાં. એવી રીતે દરરોજનો કાર્યક્રમ હતો. આ સારવાર ચાલુ કર્યા પછી બીજે જ દીવસથી સોજો ઓછો થવા લાગ્યો અને ધીમેધીમે ચાંદીઓ પણ રૂઝાઇને સુકાવા લાગી. આવી જાતની એક જ પ્રકારની સારવારથી સુધારો ઝડપી થવા માંડયો અને લગભગ પંદર દિવસમાં તો બરાબર સારૂં થઈ ગયું. આ પછી મેં આવા બીજા ઘણા કેસોમાં—જેવાંકે ગડગુમડ, ઈન્જેકશન પાકતું, દાઝતું, ચાંદી વગેરેમાં લીંબુના પાણીથી ધોઈને માટીનો પાટો બાંધવાથી સફળ ઉપચારો કર્યા છે.

આવી જ રીતે સ્તનપાકના જેવા ગંભીર કેસમાં શરૂઆતથી માટી બાંધીને ગાંઠ પકવી નાંખીને પછીથી લીંબુના પાણીથી ક્ષત સાફ કરીને, ફરીથી માટી વારંવાર બાંધીને સુંદર પરિણામ મેં મેળવ્યું છે. બનતા સુધી કાળી માટી વાપરવી સારી છે. જો કે કાળી માટી નહિ હોવાથી મેં તો દરેક કેસમાં લીંપવાની માટી જ વાપરી હતી.

# સૌરભ





આજકાલ ગુજરાતમાં મેરેજ સોસાયટી, મેરેજ બ્યુરો, વગેરે નવાં નવાં નામો હેઠળ કેટલીક પેઢીઓ નીકળેલી છે. તેઓ વિચિત્ર પ્રકારના અનિષ્ટ ધંધા કરી રહી છે—એવો પોકાર ઉઠયો છે. કહે છે કે આ પેઢીઓના માલિકો તેમજ વ્યવસ્થાપક પોતાના ગુપ્તચરો રાખીને કોઈ ગરીબ કે નિરાધાર ઉમ્મરે આવેલી છોકરીઓની શોધમાં ફરે છે અને વિવિધ પ્રકારની જાળ બિછાવીને કે અન્ય લાલચો આપીને તે ભોળી છોકરીઓને પોતાના કબ્જામાં લે છે. પછી તેને મોટી રકમો લઈને કોઈક વાંઢા કે વિધુર સાથે પરણાવે છે. બે ચાર દિવસ તે બાળા પોતાના ધણી સાથે રહીને જ્યારે લાગ મળે છે ત્યારે ધણીની પૂંજી પર હાથ મારીને પેલા દલાલની સાથે નાસી જાય છે. આવા કિસ્સા ઘણાક બન્યાનો પોકાર ખેડાના એક સાપ્તાહિક 'ખેડા વર્તમાને' પાડયો છે. અમે ગુજરાતના સર્વે સ્ત્રી હિત વાંચ્છુંઓનું ધ્યાન તેના પ્રત્યે ખેંચીએ છીએ અને સત્તાવાળાઓને વિનવીએ છીએ કે તેઓ આવી પેઢીઓની પૂરી તપાસ કરીને ભોળી બાળાઓમાં જીવન કુમાર્ગે વેડફાતાં અટકાવે.

*

આર્જેન્ટીનામાં વસવાટ માટે ઘરો મળતાં નથી તેમ છતાં તે મેળવવા માટે ત્યાંના લોકો અજબ તુક્કાઓ શોધી કાઢે છે. મીસીસ હેઇડી ક્લોયેન્ટીની નામની એક બાઈએ પોલિસમાં એવી ફરિઆદ કરી છે કે, તેના ઘર નજીક વિચિત્ર અને બીક લાગે તેવા અવાજો થાય છે.' આથી પોલિસે તપાસ કરતાં ત્રણ માણસોને અટકમાં લીધા હતા. તેમણે પોલિસને જણાવ્યું હતું કે "અમે અવાજ કરીએ છીએ તેનું કારણ એ છે કે, જો આ સ્થાન આગળ ભૂત છે એવી માન્યતાની આ બાઈને ખાત્રી થાય, અને તે ઘર ખાલી કરી જાય તો તે ઘરમાં અમે રહી શકીએ."

*

સંયુક્ત રાષ્ટ્રોની સામાજિક, જીવદયા અને સહકાર સમિતિમાં સ્ત્રીઓના અધિકાર અંગેની ચર્ચાઓમાં દરમ્યાનગીરી કરતાં હિંદી પ્રતિનિધિમંડળનાં નેત્રી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે આજે જણાવ્યું હતું: "સ્ત્રી અને પુરૂષો વચ્ચેની સમાનતા અંગેની નવી દરખાસ્તો રાષ્ટ્રો સમક્ષ મૂકવી તે પૂરતું નથી. આ સિદ્ધાંત તો, સંયુક્ત રાષ્ટ્રોના હકનામામાં રહેલો છે. કાયદા કરતાં જાહેર પ્રજામતને જ આ બાબતમાં ફતેહ મળશે.

પશ્ચિમના દેશોની જેમ હિંદી સ્ત્રીઓને પોતાના અધિકારો માટે લડવું પડયું નથી. હિંદનો ઈતિહાસ પણ જીવનનાં દરેક ક્ષેત્રમાં સ્ત્રીએ પુરૂષોની સમોવડી તરીકે ભાગ લીધાનાં ઉદાહરણોથી ઉભરાય છે. હિંદમાં અક્ષરજ્ઞાન બહુ નથી વધ્યું. હિંદ હજી સ્વતંત્ર પણ નથી થયું, છતાં પણ અમે સ્ત્રીઓનો મોભો લગભગ પુરૂષ જેટલો જ ઊંચો લાવી મૂકયો છે.

મહેરબાનીઓ મેળવવા સ્ત્રીઓને ભીખ માગવાનું ન કહો, પણ મુશ્કેલીઓ છતાં પણ જે કંઈ આજે હિંદી સ્ત્રીઓ કરી રહી છે તે બીજી સ્ત્રીઓ પણ કરી શકે તેમ છે."

# પુછપરછ

હું મ્હારાં માબાપની એકની એક પુત્રી છું. કુટુંબમાં મારા પિતા વગેરે ત્રણ ભાઇઓ હતા. મ્હારા નાનપણમાં જ એ બધા ય વચ્ચે જુદું જુદાઈ થઈ ગયેલું. મ્હારાં વડીલમાંથી પણ કોઇ હયાત નથી. મ્હારી વૃદ્ધ માતા છે. તેના પછી સઘળી મીલકતની હું એકલી જ વારસ છું. મ્હારે ત્રણ છોકરાં છે. મ્હારા પતિ જરા દુર્વ્યસની છે; છતાં મ્હારી માતાનો જમાઇ પર વિશ્વાસ છે, અને તેથી કોર્ટનું તમામ કામકાજ તે કરે છે, ને જરૂરી કાગળ પત્રો કે અરજી વગેરે માટે મ્હારી માતા પાસે કોરે કાગળે સહીઓ વગેરે લે છે. તેમણે મારા પિતાની મિલકત વગેરે, બક્ષિસપત્ર કે બીજી કોઇ રીતે કાયદેસર પગલાં ભરીને પોતાને નામે કરી નાખ્યાનું મારા જાણવામાં આવ્યું છે. મ્હારી માતાની હયાતી દર્મીઆન મ્હારાથી આ સંબંધી વાત પણ છેડી શકાય તેમ નથી, કારણ કે મ્હારી માતાની સંમતિથી જ બધો જ કારભાર મારા પતિ સંભાળે છે એટલે મ્હારી માતાની હયાતી બાદ મ્હારે મારો પોતાનો હક્ક શી રીતે પૂરવાર કરવો તે સમજાવશો ? અત્યારે તેના પરત્વે કાંઈ લખાણ થઇ શકે કે કેમ, તે પણ જણાવશો. મ્હારા વડીલોના હાથે લખાયલું જે અસલ વહેંચણીપત્ર છે, એ વહેંચણી પરસ્પર કરવામાં આવી હતી, પરંતુ તે માટે કોર્ટમાં કાંઇ જ દાખલો નથી.

—કમળાબ્હેન

તમારા વડીલના તમે જ વારસ છો. તમારી માતાનો કાયદેસર અધિકાર સદરહુ મીલક્ત વાપરવા પૂરતો જ—જતન કરી વારસને એટલે તમને સ્વાધીન કરવા પૂરતો જ છે. તમારાં માતુશ્રીને મીલક્ત તેફરકે કરવાનો અધિકાર નથી. એ પ્રમાણે હક્ક ન હોવાથી તેમણે જે મીલક્ત તફરકે કરી છે, એટલે તમારા પતિને જે લેખ કરી આપ્યો છે, તે લેખ તમારી માતાની હયાતી બાદ રદ થશે. તમારાં વડીલોના તમે અંતિમ વારસ છો એ વાત સ્વયંસિદ્ધ છે. એને માટે જુદા પુરાવાની જરૂર નથી. તમારી માતાએ તમારા પતિને કે તમારા પતિની મારફતે જે કાંઈ મીલકત તફરકે કરી હશે તે તમારાં માતુશ્રીની હયાતી બાદ તમે કોર્ટ મારફતે રદ કરાવી શકશો. અસલ વહેંચણીપત્ર છે, પરંતુ તે માટે કોર્ટમાં કાંઇ પણ દાખલો નથી, તેથી તમારાં વડીલો વચ્ચે વહેંચણી થઇ હતી એ વાત પૂરવાર કરવાના અનેક પ્રકાર છે. તેમાંના એકાદ પ્રકારથી તમે તમારી હકીકત પૂરવાર કરી શકશો, એવી આશા રાખવામાં કોઇ પણ જાતનો વાંધો નથી. દાખલા તરીકે—જે ગામમાં તમારી જમીન છે તે ગામના પટેલ તલાટી પાસેથી જમીનનાં પાણીપત્રક વગેરે મંગાવી તેમના રેકર્ડ દ્વારા તમારો હક્ક પૂરવાર કરી શકશો.

*

હું એક હિંદુ કુટુંબની સ્ત્રી છું. મ્હારે બે દીયેર છે. મ્હારા પતિના સ્વર્ગવાસને વીસ વર્ષ થયાં. મ્હારા મોટા દીયર ગુજર્યે ચાર ૭ વર્ષ થયાં છે. તેમને એક પુત્ર છે, મ્હારાં એક બીજા દીયેર હયાત છે, તેને એક પુત્ર છે. અમારી થોડીઘણી મીલકત છે. મ્હારા દીયેરે કબજાસાન ખત રજીસ્ટ્રારની કોર્ટમાં રજીસ્ટર કરાવેલી છે, પરંતુ તેનો મારી પાસે કોઈ પણ પ્રકારનો દાખલો નથી, તેમ કોઇ પણ મીલક્ત મારે કબજે પણ નથી. એટલે મ્હારો હિસ્સો મને મળે તે માટે મારે મજકુર મીલક્ત બદલ શું કરવું ? મને દત્તક લેવાનો હક્ક છે ? કોઇને બક્ષિસ આપવાનો હક્ક છે ?

—રોહિણી

કબજાસાન ખતથી લખી આપેલી જમીન કબજે મેળવવા માટે પ્રથમ સારા સાક્ષીઓ રૂબરૂ, અને પછી વકીલ મારફત નોટીસ આપીને દીયેરને જણાવવું. પછી તે માટે વધુ સમય ગુમાવવો નહિ, કારણ કે તમને દત્તક લેવાનો અધિકાર છે. તમે દત્તક લ્યો તો દત્તકપુત્રને એકંદર મીલ્કતમાંથી એક તૃતીયાંશ હિસ્સો મળે. દત્તકપુત્ર પોતાનો એક તૃતીયાંશ હિસ્સો તમારા દીયેર પાસે માગે તો, તેને તે આપવો પડે. આવી પરિસ્થિતિમાં દત્તકનું મોટું સંકટ ટાળવા માટે પોતાના કબજાની જમીન આપવા દીયેર તૈયાર થશે. તમે મુંગા મુંગા બેસી રહેવાના નથી એટલું જ દીયેરને જણાવવાની જરૂર છે. દત્તક લેવાનો તમારો કાયદેસર અધિકાર છે. બક્ષીસ આપવાનો તમને અધિકાર નથી.

*

મારી એક બહેનપણીની ઉંમર આશરે ૩૫ વર્ષની છે. એનું લગ્ન થયે આજ અઢાર વર્ષ થયાં. તેમનાં માબાપ ભેગાં રહે છે, કારણ કે આજ અઢાર વર્ષ થયાં તેમને મહારોગ થયેલો છે. અંગેઅંગ પર ફુટી નીકળેલું છે. છોકરીનાં માબાપને લગ્ન વખતે આ હકીકતની માહિતી નહોતી. ધણીએ કહેલું કે પત્નીને લઇ તે જુદો રહેશે. પત્ની ગમે તે જાતની હોય છતાં પુનર્વિવાહ થઇ શકે છે, પરંતુ ધણી ફારગતી આપતો નથી. જીંદગી પર્યંત શીલ જાળવી ભ્રષ્ટ ન થવાનો ડર રહે છે. છોકરીનાં માબાપ તદ્દન ગરીબ છે, છોકરીનું પાલનપોષણ કરી શકે તેમ નથી. તો ફારગતી મેળવવા શું કરવું? —પ્રમિલા

ધણીની જુદા રહેવાની આ પરિસ્થિતિમાં, કાયદા પ્રમાણે ધણી પાસે ખોરાકી પોશાકી માગી શકાશે. એવી ફરીયાદ ચાલે તો ચાલવા દેવી. ખોરાકી પોશાકી આપવી ન પડે તે માટે કદાચ ધણી ફારગતી આપી દેશે. ધણીને કોઇ પણ પ્રકારની પેદાશ નહિ હોય, છતાં તેનો ઇલાજ નથી. ફારગતી દેવાથી સરલપણે કામ પતી જશે. આમ મેળવવાનો કાયદેસર અધિકાર હજી સુધી નથી. એ માટે નવો કાયદો થાય તો જ મળી શકે. ત્યાં સુધી આ પરિસ્થિતિમાં બીજો કોઇ ઇલાજ નથી.

*

કાઠિયાવાડમાં નાની છોકરીઓને હાથેપગે ને દાઢી ઉપર ત્રાજવાં પડાવવાનો રિવાજ છે. આ ત્રાજવાંના ડાઘ નીકળી જાય તેવો કોઈ ઉપાય હશે? —ચંદ્રાબહેન

ત્રાજવાં ત્રોફવામાં વપરાતો રંગ 'ખીપો' ચામડીના છીદ્રો દ્વારા સાત પડ સુધી અંદર ઉતરી પાકો ને ઘટ્ટ બને છે, વળી બીવાનું લાકડું ઉકાળી તૈયાર કરેલ હોવાથી આ રંગ પાકો હોય છે. એટલે જો એ ચામડી ઉતરી જાય ને નવી આવે તો કદાચ એ ડાઘ જાય. પણ ચામડીનાં સાત સાત પડ ભેદીને દરેક પડે પાકો થયેલો ડાઘ કેમ જાય? ત્રાજવાં ઘણી વખત સૌંદર્ય વધારે છે. એનાથી ગભરાવું શું!

*

મારી બહેનને તાવ આવતો હતો તેમાંથી નબળાઈ આવી ગઈ છે ને આંખો પીળી થઇ ગઈ છે. લોકો કહે છે કે એને કમળો થયો છે. એ માટે કોઈ ઘરગથ્થુ ઉપાય હોય તો લખશો, —કળાવતી

કમળાનો રોગ માંદગી દરમ્યાન કે તે પછી ઘણાને થઈ જાય છે. શરીરમાં સાકરનું તત્વ ઓછું થાય ત્યારે કમળો મોટે ભાગે થતો હોવાનું મનાય છે. સામાન્ય રીતે 'ગ્લુકોઝ' વધારે પ્રમાણમાં આપવાથી કમળો મટે છે, એમ દાક્તરોનું માનવું છે, પણ આપણા દેશી વૈદો શેરડી ખવરાવતા. શેરડીનો કટકો ઠંડા પાણીમાં રાતે પલાળી મૂકી સવારે ઉઠીને એ કટકો ચૂસીને ખાય તો થોડા દિવસમાં કમળો મટી જશે.

# મા-બાપની મુંઝવણ

[illegible]

કોઈ દિવસ અમારે એવો નથી ઉગ્યો કે તેણે કોઈ કામ સરખું પૂરું કર્યું હોય. મારા દીકરાની આ ટેવથી ઘરમાં ભારે અવ્યવસ્થા ઉભી થાય છે. કપડાં પહેરતો હોય તેમાંય આ ટેવ પાધરી થાય. ખમીશ ઘાલે તો બટન લટકતાં હોય, વાળ ઓળવા બેઠો હોય તો માથે તેલ નાંખી વાળ એમ જ ફરફરતા રાખીને ઉપડી જાય, વચ્ચે કોઇ બીજા કામમાં તેનું મન દોડે. અને ઈ અધૂરું રહી જાય. શાળાનું લેશન કરવા બેઠો હોય તેમાં પણ આ હાલત. ઘડીકમાં એક હિસાબ ગણે; વળી ભૂગોળ ઉથલાવે તે પડી મૂકી ઈતિહાસના પાનાં ફેરવે; આમ કરતાં કોઈ કામમાં ન પહોંચે અને પછી પોતે જ મનમાં ને મનમાં ચીડાય અને બબડાટ કરે. એની આ ટેવ માટે તેના બાપુજી રોજ રોજ તેને સમજ પાડે છે પણ તેની ટેવ જતી જ નથી. શું કરવું એનો રસ્તો સૂઝતો નથી.

જવાબ;—તમારા પુત્રની આ ટેવનાં મૂળ ભારે ઊંડાં જણાય છે. એ ઊંડાણ સુધી પહોંચવા માટે તો ભારે ધીરજ અને સમતા જોઈશે. એમ કર્યો વગર એની આ મનઃસ્થિતિ ટળશે નહિ.

પહેલી વાત તો એ કે, તેને કોઇ કામ મોટેરાં સોંપે તે કામ તે કરવા લાગે ત્યારે વચ્ચે તેને બીજું કાંઇ ચીંધીને બેધ્યાન કરવો નહિ. આપણે બાળકને એક કામ બતાવ્યું હોય અને નવી બીજી કાંઈ બાબત સૂઝે તો તેને તે પણ કરવાનું બતાવી દઇએ છીએ. આવી સ્થિતિમાં બાળકને મનની મૂંઝવણ થઇ પડે છે કે, આ કામ પહેલું પતાવવું કે તે. એવી દ્વિધામાંથી બાળકને એક મેલીને બીજું કરવાની વૃત્તિ થાય છે. મોટેરાં એક હુકમ છોડે અને તે બાળક એને સહજ ગતિએ પતાવ હોય ત્યાં બીજો વટહુકમ મળે અને સાથે ટોંકણી અને મેણાં ટોણાં પણ મળે, એટલે બાળકની

*

મનની હાલત ભારે ક્ષુબ્ધ બની જાય છે. આવાં વાતાવરણમાં બાળકને મોટેરાંમા સૂચવેલાં કામો કરતાં એક પ્રકારની ભડક હંમેશાં મનમાં રહ્યા કરે છે. જેના પરિણામે એકે કામમાં તે સ્વસ્થ મને વળગી શકતું નથી. અને વખત જતાં આ મનોદશા તમે કહી તેવી મૂંઝવણભરી ટેવમાં પરિણામે છે.

એટલે તમારા પુત્રને સ્વસ્થ થઇને તે દરેક કામ કરે તેવી પરિસ્થિતિમાં મૂકશો તો તેના દીલમાં રહેલી આ ભડક ધીમે ધીમે ભૂંસાઈ જશે અને તે સ્વસ્થ ચિત્તે કામ કરતો થઈ જશે.

*

પ્રશ્નઃ—સંયુક્ત કુટુંબમાં રહેવાને ઘણું ઘણું સાચવવું જાળવવું પડે છે. પણ છોકરાં આવી નાજુક વાતો ક્યાંથી સમજે? એટલે ઘરની શાંતિમાં ખલેલ પડે છે. એ નથી સહ્યું જતું. બાળકોને વઢવું લડવું મને નથી ગમતું, પણ કુટુંબમાં કોઈને કચવાવવાં પડે એવા પ્રસંગો વારે ઘડીએ બાળકો ઉભાં કરે એ પણ કેમ ચલવી લેવાય? વાત આમ છે. મારી આઠેક વર્ષની બેબી અને દશેક વર્ષના દીકરાની એવી આદત છે કે, ઘરમાં કોઈ કામ બતાવે તો ઘસીને ઘણી વાર ના જ પાડે. સાધારણ સ્થિતિના ઘરમાં નોકર ચાકર તો ન હોય, એટલે કેટલાંય એવાં કામમાં બાળકો મોટેરાંને

મદદ કરે એવી અપેક્ષા જરૂર હરકોઈ રાખે. પણ મારાં બાળકોને કોણ જાણે કેમ આવી ટેવ પડી ગઇ છે. મારા દિયરનાં બાળકો આવી બાબતમાં બારે કહ્યાગરાં ગણાય છે. કોઈ કહે કે ઝટ દોડીને કામ કરી આવે. જ્યારે મારા દીકરા દીકરી મોટે ભાગે દાદ જ ન દે! બહુ બહુ કહું તો 'હા, કરું છું કરું છું,' કહે, પણ કરવા ખમે જ નહિ! આ કારણે ઘરનાં લોકોમાં ખટરાગ થાય છે એ મને નથી ગમતું. બાળકોને તેના બાપુજી અને હું સમજાવીએ છીએ ત્યારે એ વાત પોતે સમજ્યાં હોય તેમ સ્વીકારે છે, પણ પાછાં વર્તે તો એ જ આદત પ્રમાણે. આનો ઉપાય કેમ કરવો?

જવાબઃ—સંયુક્ત કુટુંબમાં આવી બાબતો ઘણી નાજુક થઇ પડે છે એ સાચું છે. એથી કરીને કુટુંબમાં થતા બખેડા અને મન દુઃખમાંથી નીપજતાં પરિણામો બાળમનોને ભારે હાનિકર્તા પણ થઈ પડે છે. તટસ્થવૃત્તિ રાખનાર અને બાળકો તરફનો પક્ષપાત ધરાનાર માણસને પણ આવા પ્રસંગો મન પરનો કાબુ ખોવડાવી દે છે. મોટેરાંમાં તો આવા વિસંવાદમાંથી ચકમક ઝરે જ છે, પણ મોટેરાં અને બાળકો બાળકો વચ્ચે પક્ષો પડી જાય છે. આ સ્થિતિ આપણાં મઝિયારા કુટુંબોમાં સામાન્ય થઇ પડી છે.

આ પરિસ્થિતિ ઉભી થવાનાં કારણો તો મોટેરાંના અસમાન વર્તનમાં હોય છે. દેરાણી જેઠાણી અને સાસુ વહુઓના સંબંધોની અસરો આમાં કામ કરતી હોય છે. તમારાં બાળકો સમધારણ બાળકો છે. બાળકોને સમજાવવાનાં તમારા પ્રયત્નો એ, તેમની લાગણીઓ તમે આદરથી જુઓ છો. એથી તમે બાળકને યોગ્ય દોરવણી જરૂર તરત આપી શકો. તમારા દિલમાં તમારા દિયરનાં બાળકો પ્રત્યે પણ તેટલો જ આદર છે, એથી તમારો સમભાવ તમારાં બાળકો પાસેથી પણ મોટેરાંઓની આમન્યા ન લોપાય તેવો આગ્રહ રાખે છે. છતાંય તમારે ઘરનાં તમામ બાળકોનાં હિતમાં તમે બાળકોને સમજાવાને પ્રયત્નશીલ છો તો, વિચાર કરવો રહ્યો. તમારાં દેરાણી કે સાસુજી કહ્યાગરાં બાળકોને ફુલાવે ફુલાવે, વખાણ કરે, તમારા બાળકોને નઠોર ગણી ટીકા જ કર્યા કરે, એવું કથનના ગર્ભમાં મને લાગે છે. એ સ્થિતિમાં તમારા પ્રયત્નો બાળકોને સમજાવવામાં ક્યાંથી ઉગી સરે? તમારા બાળકોની મોટેરાંની આમન્યા તરફની ઉપેક્ષાવૃત્તિ બતાવે છે કે ઘરમાં સમભાવ નથી પ્રવર્તતો. આ સ્થિતિમાં તો મોટેરાંને તમારા વિચારો ગળે ઉતરવા તમારે પ્રયત્નો કરવા રહ્યા. સંયુક્ત કુટુંબમાં સમભાવ કે તટસ્થવૃત્તિનો અભાવ હોય તો બાળકોના સવાલોનો ઉકેલ શક્ય નથી.

*

મારી એક બહેનપણી નાક વીંધાવવાની વિરૂદ્ધ છે. અગાઉની સ્ત્રીઓ નાક વીંધાવી ચૂંક, કાંટો, ફૂલ, વાળી કે બુલાખ પહેરતી. તેથી કાંઇ ફાયદો હશે? —રસિલા

આધુનિક વાતાવરણમાં નથ પરત્વે કેટલાક ભ્રામક વિચારો જાણવા-સાંભળવામાં આવે છે. ખરું જોતાં 'નથ' શબ્દની ઉત્પત્તિ 'નસ્ય' પરથી થઈ છે. અને એનો અર્થ 'નાકને લગતું' એ છે. અત્યારે નવી સ્ત્રીએ નથનો ઉપયોગ ટાળવા માંડ્યો છે, પરંતુ નથ સ્ત્રીના સૌંદર્યમાં વધારો કરવા ઉપરાંત એક રોગ-પ્રતિબંધક તરીકે પણ કાર્ય કરે છે. નાક દ્વારા શ્વાસ લેવાતાં અંતર્ગત થનારી હવા સુવર્ણધાતુ જોડે સંસર્ગમાં આવે છે અને તેથી સામાન્ય 'ઓક્સીજન' કેરમાં માટે વધુ બલ્ય એવા 'ઓઝોન'નું રૂપ ધારણ કરે છે. સૌન્દર્યવર્ધક નથનો ઉપયોગ ટાળવામાં આધુનિક સ્ત્રી એક મોટી ભૂલ કરે છે.

—વૈદ્ય વાસુદેવ અનાપુરે

# કેટલાક સાચા કિસ્સાઓ

કલકત્તાના તોફાનો દરમ્યાન બનેલા બે સુંદર કિસ્સાઓ 'કલ્યાણ કલ્પતરૂ' પત્રે જાહેર કર્યો છે.

ગુંડાઓએ એક હિંદુ કુટુંબ ઉપર હલ્લો કર્યો ત્યારે પડોશી મુસ્લિમ કુટુંબની પરદાનશીન સ્ત્રીઓ એમની મદદે આવી. બુરખા ફગાવીને તોફાનીઓની સામે એ ગઇ અને બોલી: 'અમારૂં ખૂન રેડયા પછી જ તમે એ લોકો ઉપર હાથ ઉગામી શકશો.'

*

સાંકડી ગલીમાંથી બે મુસ્લિમો જાન બચાવીને દોડયા આવતા હતા. હિંદુઓનું એક ટોળું એમની પૂંઠે હતું. એક વૃદ્ધ સ્ત્રીએ એ બન્નેને પોતાના ઘરમાં લઇ લીધા. એમને જનોઇઓ પહેરાવી અને એમને કપાળે સુખડનાં તિલક કરી દીધાં. પેટના દીકરાની જેમ એ બન્નેને વૃદ્ધાએ ચાર દિવસ સુધી સાચવ્યા. પછી હિંદુ વેશે જ તેઓ પોતાના લત્તામાં પહોંચી ગયા. વૃદ્ધ માતા કહે છે કે, 'પોતાને આંગણે આશરો લેવા આવેલાઓનું રક્ષણ કરવું એ તો હિંદુ માત્રની પવિત્ર ફરજ છે. જે એમ ન કરે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.'

*

લાહોરમાં મેરી બેટ્રીસ ડીન નામની એક ફીલ્મસ્ટારનું રોયલ પાર્ક—જે લાહોરના હોલીવુડ તરીકે ઓળખાય છે ત્યાં—ખૂન થયું હતું. ખૂની મરનારનો કાકો થતો હતો અને મરનાર યુવતી કુટુંબીઓની મરજી વિરૂદ્ધ ઘેરથી નાસી આવી ફીલ્મ લાઇનમાં જોડાઈ હોવાથી સમજાવવા આવ્યો હતો, પણ મેરીએ નહિ માનવાથી રાત્રે તે ઉંઘતી હતી ત્યારે તેના કલેજામાં ખંજર હુલાવી દીધું હતું. પાછળથી ખૂની કાકો જાતે જ પોલીસને શરણે થયો હતો.

*

સુરતમાં આશરે નવ વર્ષની વયની એક જૈન બાળા પર બળાત્કાર કરવા સંબંધમાં ગોપીપુરા ચાંલ્લાગલીના મનરહુલાલ કાળિદાસ ખત્રી નામના યુવકને પોલીસે ગિરફતાર કર્યો.

*

મહેમદાવાદના સરાણીઆ જાતના બે જુવાનો અમદાવાદ સ્ટેશને મજુરીએ આવેલી એક ઢબગરતી છોકરીને ફોસલાવી સાંજના અડધીયામાં મહેમદાવાદ લાવ્યા હતા. સ્ટેશન પર ઉતરતાં જ છોકરીએ રડવા માંડયું અને પેલા બન્ને જણ છોકરીને ખેંચીને લઇ જતા હતા, જેથી છોકરીએ વધારે રડવા માંડયું હતું. આ ઉપરથી ત્યાંના એક સદ્‌ગૃહસ્થ જે સ્ટેશને ફરવા આવ્યા હતા, તેમને છોકરીએ બધી હકીકત જણાવી દીધી; તેથી પેલા બે જણ પલાયન થઇ ગયા હતા, પણ આ ગૃહસ્થ બન્ને જણાને ઓળખતા હોવાથી છોકરીની બધી હકીકત તેમણે ફોજદારને જણાવી અને બે જણાંનાં નામ પણ જણાવ્યાં; આ ઉપરથી તે બન્નેને પકડીને પોલીસ લોકઅપમાં રાખ્યા.

છોકરીને અમદાવાદ તેના માબાપ પાસે પહોંચતી કરવામાં આવી છે.

*

પલસાણા તાલુકાના પોલિસ ખાતાનાં કેટલાક મુસ્લીમ પોલિસોએ તાલુકાના ધામડોદ ગામની દુબળા કોમની તેરથી ચૌદ વર્ષની સગીર બાળાઓને ફોસલાવી, ધર્માન્તર કરી લગ્ન કરવાના ઇરાદાથી અપહરણ કરી, પલસાણામાં કોઇ જગ્યાએ સંતાડી રાખી, લગ્ન વિધિ માટે મૌલાની શોધમાં પડ્યા હતા, ત્યારે છોકરીના પિતા તેમ જ સગાં વહાલાં દોડી આવ્યા અને સત્તાવાળાઓને ખબર આપતાં આ આખો કિસ્સો પકડાઇ ગયો. સત્તાવાળાએ છોકરી તેમ જ ગુનેગારોને કબજામાં રાખી કેસ કર્યો છે.

# પુસ્તક પરિચય

નવજીવન કાર્યાલય (અમદાવાદ) તરફથી પ્રગટ થયેલ **હળપતિ–મુક્તિ** (લેખક શ્રી. જુગતરામ દવે, પૃ. ૫૬ કિંમત ૭ આના) માં સુરત જીલ્લાના ખેડૂતોને ગુલામી જેવી દશા ભોગવવી પડતી એ ખેડૂતો (હવે **હળપતિ** નામે ઓળખાય છે) ની ગુલામી દશાનો ઇતિહાસ રજુ કરતી આ પુસ્તકા તેમનામાં આવેલી જાગૃતિ અને તે દશામાંથી મુક્ત થવાનાં તેમના પ્રયત્નોનો સુંદર ચિતાર રજુ કરે છે. વળી આ સંસ્થા તરફથી શ્રી. પુંજાભાઇ જૈન ગ્રંથમાળાનું ૮–૯ મું પુસ્તક **શ્રી. રાજચંદ્ર–જીવનયાત્રા અને વિચાર રત્નો** (સંપાદક શ્રી. ગોપાળદાસ જીવાભાઇ પટેલ પૃ. ૩૧૪ કિંમત સાડા ત્રણ રૂપિયા) ની બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે. જાણીતા જૈન ફીલોસોફ શ્રીમદ્ રાજચંદ્રના જીવન અને તેમના વિચારોનું આ સુંદર પુસ્તક આપણા જીવનમાં નવા વિચાર અને સંસ્કાર પૂરે તેવું છે. આ સંસ્થા તરફથી પ્રગટ થયેલુ **આત્મરચના અથવા આશ્રમી કેળવણી** ( લેખકઃ શ્રી. જુગતરામ દવે. પાકું પુંઠું પૃ. ૪૪૧ કિંમત રૂ. સાડાચાર ) આપણી નવી ને જૂની કેળવણીનો સુંદર ઇતિહાસ રજુ કરે છે. શ્રી. જુગતરામભાઇએ આપેલાં વ્યાખ્યાનોનો આ સંગ્રહ શિક્ષણના અભ્યાસીઓ માટે ઉત્તમ પુસ્તક છે. તેમાં તેમણે નવી કેળવણી કઇ દૃષ્ટિએ આપવી જોઇએ તે વીગતવાર સમજાવ્યું છે ને પોતાના અનુભવોનો નીચોડ રજુ કર્યો છે.

શ્રી. ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય તરફથી **રાજાધિરાજ** ( લેખકઃ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી પૃ. ૪૯૬ કિંમત રૂ. સાત ) ચોથી આવૃત્તિ અને **સત્યની શોધમાં** ( લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી પૃ. ૨૩૪ કિંમત રૂ. ત્રણ ) ની ત્રીજી આવૃત્તિ પ્રગટ થયાં છે. મુનશીની ગુજરાતના ઇતિહાસ ઉપરની ત્રણ નવલકથાઓના ઝુમખામાંનું આ છેલ્લું પુસ્તક છે ને સિદ્ધરાજની યૌવનકાળની મહાત્વાકાંક્ષાઓ અને સિદ્ધિઓ રજુ કરે છે. સત્યની શોધ એ નોબલ પ્રાઇઝ વિજેતા શ્રી અપ્ટન સીંકલરના 'સેમ્યુઅલ ધી સીકર'. નામે નવલકથાનો સુંદર અનુવાદ છે. ઉપરની સંસ્થાની સોલ એજન્સીનું પુસ્તક શ્રી. દિલિપકુમાર રોયકૃત **તીર્થસલીલ** ( અનુ. શ્રી. નગીનદાસ પારેખ પૃ. ૩૨૦ કિં. ૪–૪–૦) ની બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે. આ આવૃત્તિમાં શ્રી રાધાકૃષ્ણનાં લખેલ આમુખ નવો જ ઉમેરેલ છે. જગતના મહાન પુરૂષો સાથે થયેલી મુલાકાતો ને તેમની વચ્ચેની વાતચીતો રજુ કરતું આ પુસ્તક મહાન પુરૂષોનો સુંદર પરિચય રજુ કરે છે. બાળકોને માટે આ પણ **ગાંધીજી** (૧–૦–૦) અને **આપણા કસ્તુરબા** (૦–૧૫–૦) નામના બે સુંદર પુસ્તકો શ્રી. પુરાતન બુચે લખેલાં ઉપરની સંસ્થાએ પ્રગટ કર્યાં છે. બાળકો હોંશે હોંશે વાંચે તેવાં આ બન્ને પુસ્તકો છે.

શ્રી. ગુણવંતરાય આચાર્યનાં લખેલાં **ગિરનારને ખોળે** ( પ્રકાશક આર. આર. શેઠ મુંબઇ પૃ. ૨૮૮ કિં. ૪–૮–૦) નવલકથા સોરઠી ઇતિહાસ રજુ કરે છે અને **અલ્લાબેલી**. ( પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ કિં. બે રૂપિયા ) ઓખાના વાઘેરોની શૌર્યકથા નાટક રૂપે રજુ થાય છે. અલ્લાબેલી નાટક મુંબઈ અને રાજકોટમાં ભજવાયું અને હજારો પ્રેક્ષકોને આનંદ આપ્યો. એ નાટક તખ્તા લાયક છે એટલું જ સુવાચ્ય પણ છે.

શ્રી. નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ તરફથી પ્રગટ થયેલ '૫૭નો દાવાનળ ( લેખકઃ શ્રી ચંદ્રભાઈ ભટ્ટ. પૃ. ૨૪૦ કિંમત ચાર રૂપિયા ) બળવાના સમયની સુંદર નવલકથા રજુ કરે છે. અને તેમના તરફથી પ્રગટે થયેલ **આશીર્વાદ** ( લેખકઃ શ્રી ભોજરાજ પૃ. ૧૦૦ કિં. રૂ. બે ) એક સિદ્ધિ લેખકની કલમનો પરિપાક છે. વિધવાના પુનર્લગ્ન ઉપર આ નવલકથા છે ને વિધવા સાથે પરણનાર યુવક તેની માતાનો આશિર્વાદ માગે છે.

શ્રી. યશવંત સ. પંડયા તરફથી તેમનાં બાળનાટકોનો સંગ્રહ **યશવંત પંડયાનાં બાળનાટકો** ( સોલ એજંટઃ ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ પૃ. ૧૮૪ કિંમત રૂ. અઢી ) પ્રગટ થયાં છે. અગીઆર બાળ નાટકોનો આ સંગ્રહ જાણીતા ચિત્રકારોના સુંદર ભાવવાહી ચિત્રોથી શણગારાયેલો છે. ભજવી શકાય એવાં ને ભજવાઇ ચૂકેલાં બાળનાટકો ખૂબ લોકપ્રિય છે ને છુટાછુટા નહિ મળવાથી લેખકે સુંદર સંગ્રહ કરી શાળાઓમાં ભજવવા માટે સારાં બાળનાટકોની ખોટ ભાંગી છે.

શ્રી. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલયે **ભગવાન કૌટિલ્ય** ( લેખક, શ્રી. મુનશી. કિંમત ચાર ) નવલકથા ની નવી ત્રીજી આવૃત્તિ પ્રગટ કરી છેઃ હિંદુ સંસ્કૃતિમાં રાજ ખટપટ અને કાબેલીયત માટે જાણીતા ચાણાક્ય ઉપરની આ નવલકથા જીવન વ્યવહારમાં પણ ઉપયોગી તત્ત્વો પૂરાં પાડે તેવી છે.

શ્રી. પદ્મા પ્રકાશન લીમીટેડ. (મુંબઇ–૧) તરફથી પ્રગટ થયેલ **રાંકનાં રતન** ( લેખક. શ્રી પુષ્કર ચંદરવાકર પૃ. ૧૭૨ કિંમત રૂ. ત્રણ ) નવલકથા એ લેખકનો નવલકથા ઉપરનો પ્રથમ પ્રયત્ન છે. ગ્રામજીવનને પસંદ કરી તળપદી ભાષાનો છૂટથી ઉપયોગ કરનાર આ લેખકે નવલકથાને સુવાચ્ય બનાવી, પ્રથમ પ્રયત્ને પોતાની સિદ્ધિ જાહેર કરી છે. છતાં ખૂબ તળપદી ભાષા કદાચ બહુ લોકપ્રિય નહિ નીવડે, એવી અમને બીતી છે. લેખકે જરા વિવેક જાળવવો જોઇતો હતો. નવલકથાના પાત્રો અને તેના સુંદર વણાટ ઉપર લેખકે કરેલો કસબ સફળ થયો છે.

બાળસાહિત્યમાં પ્રવાસ ઉપરનાં બહુ જ થોડાં પુસ્તકો છે. તેમાં **કુમારોની પ્રવાસ કથા** ( લેખકઃ શ્રી મનુભાઈ જોધાણી પૃ. ૧૫૦ કિંમત રૂ. દોઢ ) શ્રી. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય તરફથી પ્રગટ થઈ છે. આ પુસ્તક બાળકોની હિંમત, સાહસ સાથે ભૂગોળ અને વિજ્ઞાનની સુંદર રજુઆત કરે છે. દરેક કુમાર આ સાહસકથા વાંચીને આફ્રીન થઇ જાય તેવો આ પ્રવાસ છે.

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી દર વર્ષે મુજબ આ વર્ષે સને ૧૯૪૪–૪૫ ની કાર્યવહી ( વિવેચકોઃ શ્રી ગૌરીશંકર ઝાલા, શ્રી. મુનિકુમાર ભટ્ટ, અને શ્રી. ભદ્રકુમાર વૈદ્ય. કિંમત રૂ. ત્રણ ) પ્રગટ થઈ છે. વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં પુસ્તકોનાં સુંદર વિવેચન ને મૂલ્યાંકન ઉપરાંત આ કાર્યવહીમાં શ્રી. કેશવરામ શાસ્ત્રીએ 'જેસલમીરનો પ્રવાસ' ઉપર, શ્રી. વલ્લભરામ વૈદે 'ભારતીય ઔષધોનો ઇતિહાસ' ઉપર, ડૉ. હરિપ્રસાદ દેસાઇએ 'વિજ્ઞાન અને ધર્મ' ઉપર અને પ્રો. ડોલરરામ માંકડે 'કાળીદાસ અને ગુપ્તો' ઉપર સાહિત્ય સભાના આશ્રયે આપેલાં વ્યાખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

શ્રી. ઉમેશ કવિની દશ વાર્તાઓનો સુંદર સંગ્રહ **'વારસ'** ( સોલ એજંટ : ભારતી સાહિત્ય સંઘ લીમીટેડ, મુંબઈ અને અમદાવાદ પૃ. ૧૮૨ કિંમત રૂ. સવા બે ) પ્રગટ થયો છે. છેલ્લા પંદર વર્ષના ગાળામાં જુદાજુદા

પત્રોમાં પ્રગટ થઈ ગયેલી વાર્તાઓનો સંગ્રહ રસદાયક છે.

ભાદીના ગૂર્જર સાહિત્ય ભંડાર તરફથી ફુલડાં ( લેખિકા : શ્રી. પ્રસન્ન પૃ. ૬૪ કિં. રૂ. એક ) સો મુક્તકોનો સંગ્રહ છે. લેખિકા બહેને પોતાનો એકેક સુવિચાર ૭ લીટીના એકેક મુક્તકમાં સુંદર રીતે રજુ કર્યો છે.

રાયચુરા બુકડીપો વડોદરા તરફથી ગોપ-કાવ્યો ( લેખકઃ શ્રી. ગોકુળદાસ રાયચુરા પૃ. ૫૦ કિંમત રૂ. એક ) ગ્રામજીવનને સ્પર્શતા વીશ ગીતોનો સુંદર સચિત્ર સંગ્રહ પ્રગટ થયો છે. આ ગીતો નાની બાળાઓથી માંડી મોટેરાં સુધી હોંશ પૂર્વક ગાઇ શકે એવાં સરળ ભાષામાં હોવાથી લોકભોગ્ય બનશે.

શ્રી. હરિહર પુસ્તકાલય, સુરત, તરફથી રાસ-રજની ( સંપાદક : શ્રી. નટવરલાલ છોટાલાલ દેસાઇ પૃ. ૩૨૪ કિં. ૩-૮-૦ ) નામે સુંદર રાસસંગ્રહ પ્રગટ થયો છે. આ સંગ્રહ સાત ભાગમાં વહેંચાયેલો છે. ૮૪ રાસ-ગરબા, ૧૮ વર્ષો ઉપરના રાસ, ૯ રાષ્ટ્રિય ગીતો, ૧૭ દાંપત્ય જીવન અને કૌટુંબિક, ૨૩ વસંત અને ફૂલડાંના રાસ, ૫૦ કૃષ્ણલીલાના ૪૬, લોકગીતો અને ૨૬ બાલિકા માટેનાં ગીતો એમ એકંદરે પોણા ત્રણસો ગીતોનો આ સંગ્રહ આજની ઓીઓને સુંદર રાસસાહિત્ય સંપડાવે છે. ને જાણીતા રાસ ગીતોના લેખકોનાં સુંદર રાસ સમાઇ જતાં હોવાથી બીજા સંગ્રહો જોવાની જરૂર ન રહે એવો આ સંગ્રહ બન્યો છે. અને એ જ પ્રકાશક તરફથી એ જ સંપાદકનો જ રાસોનો બીજો સંગ્રહ રાસ મંગળા ( લેખક. શ્રી. નટવરલાલ છો. દેસાઇ પૃ. ૯૬ કિં. ૧-૮-૦ ) પ્રગટ થયો છે તેમાંનાં ૬૫ ગીતો સુગેય હોવાથી મોઢે ચડી જાય તેવાં છે.

નવજીવન કાર્યાલય તરફથી ગીતાધ્વનિ (લે. શ્રી. કિશોરલાલ મશરૂવાળા પૃ. ૧૦૮ કિં. ૭ આના )ની નવી આવૃત્તિ પ્રગટ થઇ છે. ગીતાનું આ દોહન સામાન્ય માણસ પણ સમજી શકે તેવી રીતે તૈયાર થયું હોવાથી ખૂબ લોકપ્રિય બન્યું છે.

આફ્રિકા જેવા દૂરના પ્રદેશમાં બેઠા બેઠા હિંદુ વોલીન્ટીયર કોર દારેસલામ (પ્રી. ઈ. આફ્રિકા ) દર વર્ષે એક વાર્ષિક અંક સંદિપન પ્રગટ કરે છે. તેનો આ વર્ષનો દળદાર અંક 'જયહિંદ અંક' પ્રગટ થયો છે : સુભાષબાબુ ઉપરના લેખો સાથે બીજા સાહિત્યના ઉપયોગી લેખો પણ આમાં છે. સામાન્ય રીતે આઝાદી અને રાષ્ટ્રિય લડતને લગતા લેખો વધારે પ્રમાણમાં છે. અંક સુવાચ્ય બન્યો છે. દૂર બેઠેલા ભાઇઓનો આ પ્રયાસ અભિનંદનિય છે.

અમદાવાદના દિપક રબ્બર સ્ટેમ્પ બનાવનાર તરફથી સુંદર ચિત્રવાળું કેલેન્ડર મળ્યું છે.

---

( અનુસંધાન પૃ. ૭૪ થી )

માણસ જ્યારે અંતઃકરણ પૂર્વક આપે છે—કારણ કે આપવું એ એને ધર્મ લાગે છે—ત્યારે એના આપવામાં ઇશ્વરી પરિમલ વ્યાપી રહે છે. જે માગે છે ત્યારે આપે છે તેના કરતાં જે માગ્યા વિના આપે છે તે વધારે સંસ્કારી છે.

તમારે એક દિવસ તો મોંઘામાં મોંઘું જીવન પણ આપી દેવાનું જ છે. જેને આ સમજણ આવે છે એ તો સમજે છે કે, દુનિયામાં ભૌતિક એવો કોઇ પદાર્થ નથી કે જેના સંગ્રહ વડે માણસ પોતાને વધારે ઉન્નત કરી શકે. ભૌતિક એવા દરેક પદાર્થના ત્યાગ વડે જ માણસ ઉન્નત થઈ શકે છે. એટલા માટે જ ગીતામાં કહ્યું છે કે त्यक्तेन भुञ्जीथा

# સ્ત્રી-જગત  સમાચાર

અખીલહિંદ મહિલા પરિષદનું ૧૯મું અધિવેશન આંકોલા (બીહાર)માં નાતાલ દરમ્યાન ૨૮મીથી ૩૦મી સુધી શ્રીમતી ધનવંતી રામ રાવના પ્રમુખપદે ભરાશે.

*

મીરત કોંગ્રેસમાં સ્ત્રી વોલીંટીયર્સના ડેપ્યુટી કમાન્ડર તરીકે શ્રીમતી પુરી હતાં.

*

મુંબઇના તાતા ઇન્સ્ટીટ્યુટ ઓફ સોશીયલ સાયન્સને માર્ગદર્શન અને સહાય માટે અમેરિકન સ્ટેટ ડીપાર્ટમેન્ટે મીસ બ્લેકી અને મીસ સ્વીનીની પસંદગી કરી છે ને તેઓ મુંબઈ આવી પહોંચ્યાં છે. મીસ સ્વીની ગૃહવ્યવસ્થામાં અને મીસ બ્લેકી સામાજીક સેવામાં નિષ્ણાત છે. તેઓ થોડો વખત સુધી સુધી તાતા ઇન્સ્ટીટ્યુટમાં પોતાના ભાષણો આપ્યા પછી આખા હિંદના પ્રવાસે નીકળવાનાં છે.

*

મહેસાણા સ્ટેશનમાં એક ચૌદ વર્ષની બાળા ઉપર બળાત્કાર કરવાના ગુન્હા માટે રેલ્વે ફોજદારે બે જણ સામે કેસ કર્યો છે.

હાલની અશાંતીમાં પૂર્વ બંગાળ, બિહાર અને મુંબઈની બહેનોને મદદ આપવા મુંબઈની સ્ત્રીસંસ્થાઓએ લેડી મસાણીના પ્રમુખપદે એક રીલીફ કમીટી નીમી છે અને ફંડ માટે અપીલ કરી છે. લેડી મસાણી, ૬૮ નેપીયનસી રોડ, અથવા બાબીબહેન મુળજીભાઇ ને વાલકેશ્વર રોડ, ઉપર મદદ મોકલવી.

*

મહિલા પરિષદની સુરત શાખા તરફથી સુરતમાં અનાજ બચાવ કમીટી શ્રી. સુશીલા બેન વ્યાસના પ્રમુખપદે નીમાઈ તેમાં શ્રી. કુસુમબહેન શાહ, પુષ્પાબહેન દેસાઇ અને મીઠીબહેન કોન્ટ્રાક્ટર મંત્રીઓ તરીકે ચુંટાયાં.

*

જામનગર નજીક એક નદી પાસે એક મોટર ખટારો ઊંધો પડી જતાં તે ખટારા નીચે સાતેક જેટલી ભરવાડ સ્ત્રીઓ કચડાઈ ગઈ હતી અને એક સગર્ભા સ્ત્રીનું તો ત્યાં જ પેટ ફાટી ગયું હતું અને બચ્ચું બહાર નીકળી જતાં તે ત્યાં જ મૃત્યુ પામી હતી.

*

મુંબઈનાં પરાંઓમાં વસતી સ્ત્રીઓએ એક સભામાં પોતાના રક્ષણ માટે સ્ત્રીઓને હથિયાર રાખવાની છૂટ આપવાની માગણી કરી હતી, અને પૂર્વ બંગાળમાં હિંદુ સ્ત્રીઓ પર થયેલા અત્યાચારોને વખોડી કાઢતો ઠરાવ પસાર કર્યો હતો.

*

મુંબઈ પ્રાંતના ૧૯૪૬ના બહુપત્ની પ્રતિબંધન કાયદાને ગવર્નરની મંજૂરી મળી ગઇ છે અને તે આ પ્રાંતમાં અમલમાં આવી ગયો છે. કાયદો કહે છે કે, એક પર બીજી પત્નીનું થયેલું લગ્ન રદ લેખાશે ને તેવા લગ્ન કરનાર ગુનેગાર લેખાશે.

*

રેવેનશો કન્યાશાળામાં ઈનામની વહેંચણીને પ્રસંગે બોલતાં ઓરિસાના વડાપ્રધાન શ્રી. હરેકૃષ્ણ મહેતાબે જાહેર કર્યું હતું કે "પોલીસખાતા સિવાય દરેક ખાતામાં સરકારી હોદ્દા ધારણ કરવા સામેનો સ્ત્રીઓ ઉપરનો પ્રતિબંધ પાછો ખેંચી લેવામાં આવ્યો છે."

*

શ્રીમતી રેણુકા રાયે મહાત્માજીની મુલાકાત લીધી હતી.

ઇમારકસ પાસે ખોદ કામ કરતાં શેબાની રાણીએ ત્રણ હજાર વર્ષ પહેલાં બંધાવેલ સ્નાનગૃહ મળી આવ્યાં છે. જમીનમાંથી નીકળતી વરાળને લીધે તેમાંનું પાણી ગરમ રહે છે. આજુબાજુ આરા, ઘાટ વગેરે બાંધકામ છે.

*

અમેરિકાની મેકમીલન કંપનીના ઉપપ્રમુખ મી. એલે ક્ઝાન્ડર એન્ટને ઓફીસનું કામ કાજ પતાવી ઘેર જઇ પોતાની પત્નીનાં કપડાં પહેરી, લીપસ્ટીક લગાવી ગળે ફાંસો ખાધો.

*

મધ્ય આફ્રીકાની એક આદિ વાસી બાઈએ પોતાની ઝુપડીમાં પેસી જનાર સીંહનું નાક કરડી ખાધું. સીંહ જીવ લઈ નાઠો ને પાછળથી મરેલો જડી આવ્યો. તેના નાક ઉપર બાઈના દાંતની સ્પષ્ટ નીશાનીઓ હતી.

*

સોળમું સાહિત્ય પરિષદ અધિવેશન રાજકોટમાં ભરાયું સારે 'મૃચ્છકટીક' નાટક ભજવાયું. તે ભજવનારાઓને ગોંડળના મહારાણી સાહેબે અઢીસો રૂપીઆનું પારિતોષિક આપ્યું.

*

ભાવનગરમાં વનિતાવિશ્રામના મકાનનું ખાતમુહુર્ત ભાવનગરનાં ના. મહારાણી સાહેબને હાથે થયું.

મુંબઇની મહિલા પરિષદની મીટીંગ તેના ઉપપ્રમુખ શ્રીમતી ગુલીસ્તાન બીલીમોરીયાના પ્રમુખપદે મળી હતી ને તેમાં અભણ બહેનોને અક્ષરજ્ઞાન આપવા ભણેલી બહેનોને વિનંતી કરી હતી.

*

ગાંધીજી પૂર્વ બંગાળના નોઆખલી પ્રાંતમાં થયેલ અત્યાચારોની તપાસ અર્થે ગયા તેમની સાથે બંગાળના વડાપ્રધાન સુહરાવર્દીની પુત્રી શ્રીમતી અખતર સુલેમાન પણ જવાનાં હોવાનું જાહેર થયું હતું. તે ઉપરાંત શ્રીમતી આભા ગાંધી, ડૉ. સુશીલાનાયર, કુ. સુશીલા પાઈ, શ્રીમતી હેમપ્રભા દાસગુપ્તા, વગેરે પણ ગયાં છે.

*

દિલ્હીમાં એક યુવતીની લાશ પોલીસને મળી આવી હતી. રાત્રી દરમ્યાન કોઈએ તેને મારી નાખી રસ્તા ઉપર ફેંકી દીધી હોવાનું પોલીસ માને છે.

*

ગુજરાત પ્રાંતિક મહિલા પરિષદ જાણીતા મુસ્લીમ કાર્યકર શ્રી. કુલસુમ બહેન સયાનીના પ્રમુખપદે વલસાડમાં મળી હતી.

*

સુરત જીલ્લાના લોકલ બોર્ડે પ્રાથમિક શિક્ષકોમાંથી શ્રી. રાંદેરના પ્રેમીબહેનને ડેપ્યુટી તરીકે લીધાં છે.

નોઆખલી અને ટીપેરા પ્રદેશની બહેનોના કંકુ અને બંગડીનો નાશ કરવામાં આવ્યો હતો તે બહેનોએ ફરી કંકુ અને બંગડી અપાવવા સીલ્હટના આગેવાન મુસલમાનો અને અંગ્રેજોએ હજાર રૂપીઆનું દાન આપ્યું.

*

રાજકોટ સાહિત્ય સંમેલન પ્રસંગે યોજાયેલ કળાપ્રદર્શનના પ્રમુખ માટે દરખાસ્તને ટેકો આપતાં કુ. સવિતાબેન નાનજીભાઇએ 'સ્ત્રી વિરુદ્ધ પુરુષ' એ મુદ્દો રજુ કર્યો હતો, ને પોતાની મોહક છટાથી શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા.

*

સંયુક્ત રાષ્ટ્રસંઘમાં સંસ્થાનીક પ્રજાઓની આઝાદી માટે અને શાહીવાદ તેમજ રંગભેદનો અંત આણવા માટેની શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની અપીલને આવકાર મળ્યો છે.

*

ઢાકામાં એક દૂધવાળી બાઇને માર પડયો હતો ને તેની ૧૦ વર્ષની છોકરીને તીર ભોંકી દેવામાં આવ્યું હતું.

*

એકજ નાતના જુદાજુદા પેટા વિભાગોના એક ગોત્ર અને એક પ્રવરના માણસોના લગ્નની પરવાનગી આપતું ડૉ. જી. વી. દેશમુખનું બીલ મધ્યસ્થ ધારાસભામાં સર્વાનુમતે પસાર થયું.

'યુનો.'ની સામાન્ય સભા પૂરી થયા પછી અમેરિકામાં લોકપ્રિય થઇ પડેલ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત હિંદના એલચી તરીકે અમેરિકામાં નીમાશે.

*

... લાઠીના રાજકુમારી શ્રી. ભારતીદેવીનો વિવાહ ચુડાના યુવરાજ શ્રી ધર્મેન્દ્રસિંહજી સાથે થયો.

*

ધોળકાના તાલુકદાર શ્રી. શેરમીયાં બાબુમીયાંના પુત્રી શેહાબીબીની શાદી બજાણાના યુવરાજ બીરમીલાખાન સાથે ધોળકામાં થઈ.

*

એલીસબ્રીજમાં ચંચળ નામની યુવતી મોટરની હડફેટમાં આવી જતાં મરી ગઇ.

*

ઉત્તરસંડામાં સ્વ. દીવાળીબા પ્રસુતિગૃહની શીલારોપણ વીધી અને નડીઆદમાં વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં સેવાદળ તાલીમ-વર્ગની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. મોરારજીભાઇદેસાઇનાહાથેથઇ.

*

દાનવીર શેઠ નાનજીભાઇ કાળીદાસે કાઠિયાવાડમાં આર્ય કન્યા ગુરૂકુળ ઉઘાડવા પાંચ લાખ રૂપીયાનું ટ્રસ્ટ કર્યું.

*

સુરતના શ્રીમતી પુષ્પાબેન ચીમનલાલ દામોદરદાસ યુરોપ-નો પ્રવાસ કરી પાછા આવ્યાં.

વલસાડમાં ગુજરાત પ્રાંત મહિલા પરિષદની શાખા તરફથી ડૉ. સૂર્યલક્ષ્મીબેન ધરમદાસના પ્રમુખપદે ડૉ. કુસુમબેન ધોળી-ભાઇના હાથે હસ્તકળા પ્રદર્શન ખુલ્લું મુકાયું.

*

બંગાળી મહિલા સમીતિના મંત્રીએ પૂર્વબંગાળાની નિરા-શ્રીત બહેનો માટે મદદની માગણી કરી છે.

*

કસ્તુરબા સ્મારક ફંડના આશ્રયે રોહની ગામમાં એક પ્રસુતિગૃહ ખોલવામાં આવ્યું છે.

*

અમદાવાદના જાણીતા મીલ માલીક શેઠ રમણલાલ લલુભાઈના પુત્ર મદનલાલે પોતાની હયાત પત્ની ઇન્દી-રાને તરછોડી નટવરલાલ વજ-લાલ મોદીની પુત્રી વિદ્યા સાથે ફરી લગ્ન કર્યું.

*

વડોદરાની મહારાણી હાઇ-સ્કુલના પ્રીન્સીપાલ તરીકે શ્રી. કુસુમબેન ઠાકોરની નીમણુક થઇ.

*

ભાભરના સંધાણી કુટુંબના એક ભાઇએ પોતાની પુત્રી પૈસાના લોભે શક્તિહીન યુવાન સાથે પરાણે પરણાવી દીધી. એક મહિના પછી દીકરી સાસરેથી પાછી આવ્યા પછી ફરી સાસરે જવાની ના કહે છે.

*

અમદાવાદમાં રીલીફ રોડ ઉપર રમતી નાની છોકરીઓ ઉપર કોઈ રાહદારીએ નાખેલ એસીડના છાંટા ઉડયા હતા.

*

સીંગાપુરમાં અનાજ રેશનમાં કાપ પડવાથી હિંદી કામદારોનાં બાળકો સુકાઇ કરમાઈ ગયેલાં જણાય છે એવું એક ડાકતરે જણાવ્યું છે.

*

દિલ્હીની સ્ત્રીઓની એક સભામાં શ્રી. મૃદુલાબેન સારા-ભાઇએ કહ્યું કે, દક્ષીણ આફ્રી-કામાં વસાહતીનો પ્રશ્ન એ ફક્ત હિંદીઓનો જ નહિ,પણ સમગ્ર એશિયાનો પ્રશ્ન છે.

*

કરાંચીમાં અપહરણના એક કીસ્સામાં પોતાનું નીવેદન આપવા આવનાર સ્ત્રીને પરાણે કોર્ટની બહાર લઇ જવાનો પ્રયાસ થતાં મારામારી થઇ હતી.

*

લંડનમાં શ્રીયુત ચેટરજીએ (બંગાળી બાહ્મણ) આમરણાંત ઉપવાસ કરવાનું જાહેર કરેલું તે શ્રીમતી જયકિશોરી કુન્ડાની સમજાવટથી ચેટરજીએ પાંચ દિવસ પછી ઉપવાસો છોડયા હતા.

*

સુરતના ખાટકીની એક સગીર છોકરીને નસાડી જવાના ગુન્હા માટે રાવળપીંડીના અબ્દુલ કયૈમ નામના માણસની ધરપકડ થઇ છે.

*

મુંબઈમાં ચોપાટી ઉપર સાગરવીલામાં રહેનાર બાઇ રતનબાઇ મનમોહનદાસે પાંચમે માળેથી પડતું મૂકી જીવનનો અંત આણ્યો. આપઘાતનું કારણ જણાયું નથી.

*

અમરેલી તાબે ખીચા ગામની ૨૫ વર્ષની સગર્ભા પાટીદાર યુવતીએ પોતાની ચાર વર્ષની પુત્રીને કુવામાં નાખી દઇ પોતે પણ કુવામાં જળસમાધી લીધી.

*

સુરત આઈ. પી. મીશન ગર્લ્સ સ્કુલના માજી શિક્ષિકા મીસ આયમાય. ડી. કોન્ટ્રાકટરનું અવસાન થયું.

*

સુરત વનિતા વિશ્રામની બહેનો તરફથી શરદોત્સવ ઉજવાયો હતો.

*

માંડવી ભગિની સમાજ તરફથી સ્નેહસંમેલન ઉજવાયું.

*

ઢાકા નજીક બાધરાલથી આવતી ટ્રેન સાંકળ ખેંચી અટકાવીને તોફાનીઓએ એક સ્ત્રીનું ખૂન કર્યું.

*

વાસોદ મહાલના ધામધણા ગામની ૩૨ વર્ષની બાઇ વનીને તેના ધણીએ સાંબેલું મારીને મારી નાખ્યાનું કહેવાય છે.

*

પૂર્વબંગાળના નોઆખલી જીલ્લાના બેગમગંજના જમીનદાર રાવસાહેબ રાજેન્દ્રલાલ રોયે પોતાના ઘરમાં પોતાની હિંદુ વસ્તીને આશ્રય આપી દશ હજારના હથીયાર બંધ ટોળાનો સામનો કરતાં મૃત્યુ સ્વીકાર્યું. તેમના કુટુંબની બે સ્ત્રીઓને પુરવઠા પ્રધાન શ્રી. અબ્દુલ ગોફરાને આશ્રય આપ્યો હતો.

*

કાંગડામાં અસ્પૃશ્યતા નિવારણ સંમેલન શ્રી. સરલાબહેન અંબાલાલ સારાભાઇના પ્રમુખપદે ભરાયું હતું.

*

શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય કોંગ્રેસની કારોબારીમાં ચુંટાયાં.

*

સુરતના રતીલાલ મોતીરામની ૩૦ વર્ષની યુવાન પત્ની બાઇ નાનીએ આપઘાત કર્યો.

*

પટણામાં મારવાડ તરફની ત્રણ સ્ત્રીઓને ખંજર, ચાકાં વગેરે વેચતાં પકડવામાં આવી છે.

*

મુંબઈ યુનિવર્સિટીમાંથી માગધી અને સંસ્કૃત મુખ્ય વિષય લઈ ને કુ. ઇન્દુમતી મોરે એમ. એ. માં પહેલા વર્ગમાં પાસ થયાં ને પૂનાની વાડીઆ કોલેજમાં લેકચરર તરીકે જોડાયાં છે.

ત્રાન્સવાલ હિંદી કોંગ્રેસના ઇતિહાસમાં પહેલી જ વાર તેની કારોબારી સમિતિમાં સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે. કુ. ઝેક અસવત અને શ્રીમતી સૂર્યબાળા પટેલને દાખલ કરવામાં આવે એવો સંભવ છે. આ બન્ને બહેનો સત્યાગ્રહની લડત અંગે જેલમાં જઈ આવી છે.

*

પંજાબ ધારાસભામાં શ્રીમતી રામેશ્વરી નહેરૂના રાજીનામાથી ખાલી પડેલી બેઠક માટે કોંગ્રેસે પોતાના ઉમેદવાર તરીકે શ્રીમતી સીતાદેવી છબીલદાસની પસંદગી કરી છે.

*

સુરત હિંદુ ધર્માદા પ્રસુતિગૃહના દાક્તર માલતીબાઇનું ૩૧ વર્ષની યુવાન વયે હૃદય બંધ પડી જવાથી અવસાન થયું

*

સુરત મસેમંડીની કુંભાર શેરીની બાર વર્ષની છોકરી લીલી બહેચર સીતારામને પાણી ભરીને આવતાં બેડું પેડુ ઉપર પડવાથી તે મરી ગઈ.

*

લંડનમાં ગાંધીજીના યજમાન હતાં તે શ્રીમતી મ્યુરીયલ લીસ્ટર હિંદનો પ્રવાસ પૂરો કરી ચીન તરફ ગયાં.

*

મહારાષ્ટ્ર મહિલા પરિષદ શ્રી. અનસુયાબાઈ કાલેના પ્રમુખપદે વાઈમાં ભરાશે.

આગામી અખિલ મહિલા પરિષદમાં દરેક પ્રાંતે એકેક મુસ્લીમ સ્ત્રી પ્રતિનિધિ મોકલવાનું ઠરાવ્યું છે તેમાં મુંબઈ તરફથી શ્રી. કુલસુમ સયાની ચુંટાયાં છે.

*

પુનાની સેવાસદન સોસાયટીએ સ્ત્રીઓ માટે ગેસ્ટ હાઉસ, મફત વાંચનાલય અને દવાખાનાને ઉપયોગી સાહિત્ય લોકોમાં મફત આપવાનું શરૂ કર્યું છે.

*

નાગપુર વિદ્યાપીઠમાંથી મરાઠી ભાષા મુખ્યવિષય તરીકે લઈને કુ. મનુતાઈ નાવૂ એમ. એ. થયાં. તેમને પ્રો. બેદેર સુવર્ણચંદ્રક મળ્યો.

*

કીસોરકરવાડી મહિલા મંડળના વાર્ષિક ઉત્સવ પ્રસંગે લેડી રામરાવ મુખ્ય મહેમાન તરીકે હાજર રહ્યાં હતાં.

*

ખદિજુભાના એક ચોધરીની સગીર છોકરીને ફોસલાવી ધર્માંતર કરાવી છૂપાવી રાખવા માટે નુરમીયા નામના માણસની પોલીસે ધરપકડ કરી.

*

જલીયનવાળા બાગમાં (અમૃતસર) પંજાબશાખા મહિલા પરિષદ શ્રીમતી ધનવતી રામરાવના પ્રમુખે મળી હતી.

*

રામગજના એક પોલીસે ગયા રમખાણ વખતે ઉપાડી જવામાં આવેલા એક વર્ષના બાળકને બચાવી લીધું છે.

*

પાલીતાણા સિદ્ધક્ષેત્ર શ્રાવિકાશ્રમનો મેળાવડો શ્રી. ઉજમ બહેન શામળદાસના પ્રમુખપદે ઉજવાયો.

*

કર્ણાટક પ્રાંત મહિલા પરિષદ સૌ. લીલાવતી મુનશીના પ્રમુખપદે બેલગામમાં મળી હતી. તેમાં કોલ્હાપુરના મહારાણીએ કોઇને દત્તક ન લેતાં પોતાની પુત્રીને રાજગાદી સોંપવા વિનતી કરતો ઠરાવ કર્યો છે.

*

મેરઠમાં અખીલ હિંદ કોંગ્રેસ યુવક સંઘની ઉદ્ઘાટન ક્રિયા શ્રીમતી સુચેતા ક્રિપલાનીના હાથે થઈ.

*

સુરતના કુ. સાલવિકા મગનલાલ મહેતા કાયદાની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયાં. સુરતમાંથી આ બીજા વકીલ બહેન પાસ થયાં. તેમનો એમ. એ.નો અભ્યાસ ચાલુ છે.

*

વડોદરા પડી પોળના ચોકસી હીરાલાલ ભોગીલાલની પુત્રી ભાનુમતીએ પોતાના પતિ શેઠ કીર્તિકાન્ત ત્રીભોવનદાસ સાથેના લગ્નમાંથી વડોદરા કોર્ટમાંથી છુટાછેડા મેળવ્યા.

*

મીસ એપ્પી પાવરી ૭ મહિના ઇંગ્લાંડમાં રહી યુરોપના પ્રદેશમાં પ્રવાસેથી પાછાં ફર્યાં છે.

*

મુંબઈ સરકારની યાદી પ્રમાણે પેણ તાલુકાના ગડે ગામમાં હુલ્લડખોરોએ લગાડેલી આગમાં આઠ સ્ત્રીઓ મરણ પામી છે.

*

*

સુરત કોલેજમાં શ્રી. લીલાવતી મુનશીના હાથે કલાપ્રદર્શન ખુલ્લુ મુકાયું.

*

વલસાડ તાલુકાના પારનેરા ગામમાં પટેલ બાવાભાઈના ઘરમાં ઘુસી તેમની બૈરીની લાજ લુંટવાનો પ્રયાસ કરનાર પી. એ. સ્વામી અપલસ્વામી નામના માણસને ત્રણ માસની સજા થઈ

*

પોરબંદર આર્ય કન્યા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓ જામનગરના પ્રવાસે ગઈ હતી ત્યારે ના. મહારાણી સાહેબની હાજરીમાં બાળાઓએ શિક્ષણાત્મક કાર્યક્રમ ગોઠવ્યો હતો.

*

ચુડાના યુવરાજશ્રીના વિવાહ પ્રસંગે ચુડા રાજ્યે કન્યા શાળામાંથી જે આગળ અભ્યાસ કરવા ઇચ્છતી હોય તેવી દશ બાળાઓને માસિક દશ રૂપી આની સ્કોલરશીપ આપવાનું જાહેર કર્યું છે.

સુડાના હવે પ્રભાગૌરી હરગોવિંદને શ્રીમેલ ટ્રેનીંગ કૉલેજમાં પાસ થવા બદલ શેઠ વનમાળીદાસ ઇનામ મળ્યું.

*

મુંબઈ અને અમદાવાદમાં રચાતાં 'હોમ ગાર્ડ્ઝ' દળોમાં પાછળથી સ્ત્રીઓને પણ દાખલ કરવા માટે મારી ઇચ્છા છે એવું મુંબઈના હોમ મેમ્બરે જાહેર કર્યું છે.

*

દાંતીઆ રાજ્યનાં દીવાન ઐનુદીનની નીમણુક સામે વિરોધ ઉઠાયો છે. મહારાણી ઉપવાસ ઉપર ઉતર્યાં છે અને સ્ત્રીઓએ પાંચસો પાંચસોના સરઘસો કાઢી ૧૪૪ મી કલમનો છડેચોક ભંગ કર્યો ને સ્ત્રીઓની સભાઓમાં સ્ત્રી વક્તાઓએ જાહેર ભાષણો કર્યાં હતાં.

* *

વર્ધામાં બે હરિજન બહેનો પુરુષનો વેશ પહેરી સીનેમા જોવા ગયેલી તે ઓળખાઇ જતાં નાસી ગઇ હતી.

*

સુરતમાં મહિલા વિદ્યાલયના પ્રિન્સીપાલ શ્રી. ચંદ્રિકાબહેન પાઠકજીના પ્રમુખપદે પંડિતશ્રી માલવિયાજીના અવસાન માટે શોકસભા મળી હતી.

*

મહિલા પરિષદવાળાં શ્રીમતી સુધા રોયને રાહત છાવણીઓ તરફ જતાં 'જીપ' ઉંધી વળી જવાથી સાધારણ ઇજા થઇ છે.

અખીલ હિંદ મહિલા પરિષદની તામીલનાડ શાખાનું અધિવેશન મદ્રાસમાં શ્રીમતી સુબ્બાલક્ષ્મીને પ્રમુખપદે મળ્યું હતું, તેમાં તામીલનાડના જુદા જુદા વિભાગોમાંથી લગભગ સો પ્રતિનિધિઓ હાજર હતા. તેમાં જાહેર સુખાકારી ખાતાના પ્રધાન શ્રીમતી રૂકમણી લક્ષ્મીપતિએ સ્ત્રીઓને કોમી સુમેળ સાધવા અપીલ કરી હતી.

*

મુંબઇ સરકારે સમિતિના અનાજ સલાહકારી બોર્ડના પ્રમુખ તરીકે શ્રીમતી હેમલતા દેસાઇને નીમ્યાં છે.

*

કોલ્હાપુરના ગાદી વારસ તરીકે બીજાની શોધ ન કરતાં અને રાણીસાહેબે કોઇને દત્તક ન લેતાં કોલ્હાપુરના કુંવરીને જ રાજગાદી સોંપવા ત્યાંની મહિલા પરિષદની શાખાએ એક સભામાં ઠરાવ કરી રાજ્યને વિનંતી કરી છે.

*

પલસાણા તાલુકાના કેટલાક મુસ્લીમ પોલીસોએ દુબળા જાતિની તેર ચૌદ વર્ષની સગીર છોકરીઓને ધમકાવી ફોસલાવી બળાત્કારે ધર્માન્તર કરાવી મુસ્લીમો સાથે પરણાવી દેવા સંતાડી રાખી હતી, ને લગ્ન કરાવવા મૌલવી શોધતા હતા, તે દરમ્યાન કીસ્સો પકડાઇ ગયો અને સત્તાવાળાઓએ ગુન્હેગારોને કબજે લીધા છે.

વસોના શ્રી. સુશીલાબહેન હ. શર્મા જેઓ હિંદુ યુનિ.નાં મેટ્રીક પાસ છે, તેઓ હિંદી કોવિદની પરીક્ષામાં બીજી શ્રેણીમાં ઉત્તીર્ણ થયાં અને શ્રી. મૃદુલાબહેન શર્મા જે ફક્ત ૧૪ વર્ષનાં છે તેમણે હિંદીની પરીક્ષા પાસ કરી છે.

*

દક્ષિણ હૈદ્રાબાદની મહિલા પરિષદે બહેનોને પોતાનાં જાનમાલ અને શીયળનાં રક્ષણ મ દદ. સાયબેરી [illegible] કર્યો છે.

*

બીહારમાં સ્ત્રીઓને થયેલ હેરાનગતી સંબંધમાં તપાસ માટે સરકારે સ્ત્રી-પોલીસ દળ તૈયાર કર્યું છે તેમાં ખાનદાન કુટુંબની સ્ત્રીઓએ ભરતીમાં ભાગ લીધો છે.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત ડીસેમ્બર મહિનામાં હિંદમાં પાછાં આવવા વકી છે.

*

મહારાણીશ્રી. શીનાદેવી ગાયકવાડ વિલાયતના પ્રવાસેથી પાછાં આવી ગયાં છે.

*

પાટણ (ઉ. ગુ.) માં મીરા દરવાજા પાસે અઢાર વર્ષની એક યુવતી ઉપર હુમલો કરી તેને છરીના બે ઘા કરવામાં આવ્યા હતા. તે યુવતીને હેરાન [illegible] કરવામાં આવી હતી.

આ માસિક સાથે 'પદ્મિની' માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી-જીવન

સંપાદક
મનુભાઈ જોધાણી

વર્ષ ૮ મું — અંક ૩ જો

જાન્યુઆરી ૧૯૪૭ — પોષ ૨૦૦૩

| | |
|---|---|
| નવી વિચારણાની ભૂમિકા | ૧૩૭ |
| અથડાઇ ન પડે | ૧૩૯ |
| રમ્ય-સ્મૃતિ | ૧૪૧ |
| બંસી બજાવે | ૧૪૩ |
| એકટેરીના | ૧૪૫ |
| દ્રૌપદીની લાજ | ૧૪૮ |
| શ્રીમતી મીઠાં લામ | ૧૪૯ |
| બરંત ગૂંથણ | ૧૫૨ |
| નર્સની આપવીતી | ૧૫૩ |
| હિંદની સ્ત્રીઓનું મૂલ્યાંકન | ૧૬૧ |
| નાકનાં આભૂષણ | ૧૬૩ |
| પત્નીને સજા | ૧૬૫ |
| મેડમ મોન્ટેસરી | ૧૬૭ |
| ઑસ્ટ્રેલીયાનો અનુભવ | ૧૭૦ |
| આવતી કાલની સ્ત્રીઓ | ૧૭૩ |
| માપબંધી | ૧૭૪ |
| વઙ્ડી કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૧૭૭ |
| બાળઉછેર | ૧૮૧ |
| આપણાં ફળો | ૧૮૩ |
| રસોઈઘર | ૧૮૫ |
| ન્યાયની અદાલતમાં | ૧૮૬ |
| લગ્નનાં ગીતો | ૧૮૭ |
| માબાપોની મૂંઝવણ | ૧૮૯ |
| સૌરભ | ૧૯૦ |
| સ્ત્રીજગત-સમાચાર | ૧૯૫ |

સ્ત્રી-જીવન કાર્યાલય
ઝવેરીવાડ : અમદાવાદ

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક.



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : પોષ ૨૦૦૩ : જાન્યુઆરી ૧૯૪૭ : અંક ૩જો

# નવી વિચારણાની ભૂમિકા

ધૂમકેતુ

યુદ્ધો દુનિયામાં અનેકવાર થયાં છે ને હજી થશે. દરેક યુદ્ધને માટે કાંઈ કારણ હોય છે. કોઈ પણ મહાન સિદ્ધાંતની સ્થાપના કરવા માટે યુદ્ધ થાય એ વસ્તુ, એકંદરે ભયંકર છતાં, સમજી શકાય તેવી છે. મધ્યયુગમાં 'ટેક' ને માટે યુદ્ધો થતાં; એથી પ્રાચીન કાળમાં સ્ત્રીઓ માટે યુદ્ધો થતાં; અર્વાચીન સમયમાં વેપાર માટે યુદ્ધો થાય છે. આ યુદ્ધ પણ કઈ પ્રજા વેપાર કરીને બીજી પ્રજાઓને લૂંટી શકે એનો નિર્ણય કરવા માટેનું યુદ્ધ છે.

પણ એ નિર્ણય કરવાના ઉત્સાહમાં યુદ્ધે ચડેલા ને નહિ ચડેલા બધા દેશો એટલો તો ભયંકર ઘસારો સહન કરવાના છે, કે યુદ્ધને અંતે વ્યાપાર જેને માટે થાય છે તે ધનનું સ્વરૂપ ને વ્યાપાર કદાચ બદલાઈ જાય, એવા સંજોગો ઉત્પન્ન થાય તો નવાઈ નહિ. આજ દિવસ સુધી 'ધન' એ એક પ્રકારની 'સત્તા' ગણાતી; હવે પછી ધન એ એક પ્રકારની 'શોભા' ગણાશે. ધન મેળવવાના માર્ગમાં પણ ફેરફારો થવાના એ અનિવાર્ય છે. આ દેશની

સંસ્કૃતિએ તો હમેશાં 'વિદ્યા' પછી જ 'લક્ષ્મી'ને સ્થાન આપ્યું છે; યુરોપે વિજ્ઞાનને વિદ્યાથી પણ વધારે મહત્ત્વનું સ્થાન આપ્યું. પૃથ્વીમાં જે કાંઈ ભૌતિક દશ્યો છે તેમને એમના સાચામાં સાચા સ્વરૂપમાં શોધી કાઢી, તેમાંથી શક્તિ મેળવવી એ કામ વિજ્ઞાનનું છે. વિજ્ઞાન જ્યાં અટકે છે ત્યાં 'વિદ્યા' શરૂ થાય છે. વિદ્યાનો અર્થ અત્યારે અપાતી સામાન્ય કેળવણી એવો નથી. વિદ્યા એ ઘણો પ્રાણવાન શબ્દ છે. એનો અર્થ પોતાને સૌને સાચી રીતે ઓળખવા એવો થાય છે. એ અર્થમાં એ આત્મા એક પ્રકારની કલા છે. એવી વિદ્યાને લક્ષ્મી કરતાં વધારે માનભર્યું સ્થાન પ્રજામાં અપાતું. એ આ દેશની સંસ્કૃતિની જીવનવ્યાપી અસર હતી. યુરોપના સંસર્ગથી જે કાંઈ મળ્યું તેમાં આ પણ મળ્યું કે, વિદ્યાનો તિરસ્કાર: ને વિત્તની પૂજા.

હવે પછીના યુગમાં વિદ્યાનો સત્કાર થવાનો છે. વિદ્યા એટલે સાદું, સ્વચ્છ, શાંત જીવન; જીવનમાં રહસ્યો જાણવાની માનવમાત્રની ઈચ્છા; મહત્તા એટલે વધારેમાં વધારે સંગ્રહ કરવાની શક્તિ એ જ્ઞાન ખોટું છે એની પ્રતીતિ; મહાન—શહેરો નહિ—પણ મહાન ગામડાંઓ પ્રજાનો પ્રાણ સાચવનારી ધોરી નસો છે એવો વિશ્વાસ; વિજ્ઞાન નહિ, પણ જીવન સાથે સંગતિ સાચવીને આવેલું વિજ્ઞાન, માણસને ઉપયોગી છે એ જ્ઞાન; ધન એ સંગ્રહ માટેની નહિ પણ ત્યાગની વસ્તુ છે; એનો સંગ્રહ કરનાર ધનપતિ નથી, પણ એનો ત્યાગ કરીને એને દેશવ્યાપી સમૃદ્ધિમાં ફેરવી નાખનાર ધનપતિ છે; યંત્રો બળવાન છે, પણ માણસ એના કરતાં વધારે બળવાન છે. એ વિચારણાને અપનાવે એટલું પ્રાથમિક જ્ઞાન પ્રજામાં નહિ હોય તો જેમ અનેક વાદોના ખીચડાથી આ દેશની વ્યવસ્થા ડોળાયલી છે, તેમ અનેક પ્રકારની વિચારણાથી આ દેશમાં માત્ર મંથનયુગ જ ચાલ્યા કરશે અને નવા યુગનું પ્રભાત તો હજી દૂર ને દૂર રહેશે. આ દેશની પોતાની સંસ્કૃતિમાંથી જે મેળવીને આ યુગમાં પણ પોતાનામાં ભેળવી લેવાનું છે એટલું પ્રાથમિક કામ પણ થઈ જાય તો પછી કોઈ પણ વિચારણા માટે દેશ તૈયાર છે એમ કહેવાય. ત્યાં સુધી તો એવું પશ્ચિમનું અનુકરણ કરીને ધન વિષે જેનો ખોટો ખ્યાલ મેળવ્યો હતો તેનો જ ખોટો ખ્યાલ સઘળી નવી વિચારણામાંથી પણ એને વારસામાં મળ્યા જ કરશે. એટલી નવી વિચારણાને અપનાવનારી સ્થિર ભૂમિકા એ આજનો આપણી પ્રજા માટેનો મોટામાં મોટો પ્રશ્ન છે. અને એ સ્થિર ભૂમિકા જેવી રીતે રચાશે તેના ઉપર જ નવી વિચારસરણી પ્રજાને પ્રાણવાન કે નિષ્પ્રાણ બનાવશે એનો આધાર છે.

* [ નવાં પ્રગટ થતા પુસ્તક 'વાતાયન'માંથી ]



# અથડાઈ ન પડે!

લેખક
શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહ

*

"ઉષા, ઉતાવળ કર, નહિ તો ગાડી ઊપડી જશે."

"હજુ તો બહુ વાર છે, બા! તારે ગાડીમાં બેસવાનું કામ છે કે બીજું કાંઈ?"

"સારી જગા મળે તો સારું ને!" બા–માજીએ સ્ટેશનનાં પગથિયાં ચડતાં ચડતાં કહ્યું; છેલ્લું પગથિયું ચડતાં માજીને શ્વાસ ચડી ગયો હતો.

"તું અંદર પહોંચ; એટલામાં હું આ આવી પહોંચી." પાસે ઊભેલા મિત્રને બે હાથ જોડી વંદન કરતી ઉષાએ, મિત્રની વિદાય લઈ માજીની સાથે પગ ઉપાડયા.

મુંબઈ જેવું મોટું સ્ટેશન હતું. વીજળીના પ્રકાશમાં ઉતારુઓ ઉતાવળે ઉતાવળે પોતપોતાનો સામાન અને બાળબચ્ચાં સંભાળતાં સંકોચાતાં પ્લેટફોર્મ પર જવા માટે દોડી રહ્યાં હતાં. ગિરદી–ઉતારૂઓની અને ઉતારૂઓને વળાવવા આવનારા યજમાનો અને મિત્રોની–વધ્યે જતી હતી. કોઈને કોઈની સામે જોવાની ફુરસદ નહોતી. હાથ ઊંચા કરી, બધું લીધું છે એમ સૂચવી, સૌ આગળ વધતાં હતાં. કપડાં ઠીક કરતાં, વાંકી ટોપીને સીધી કરતાં કે સીધી ટોપીને બાંકી કરતાં; ઉઘાડું માથું હોય તો વાળને સમારતાં અનેક હાથ અને પગ અનેક ગતિરેખા ઉપજાવતાં હતાં. હાથલારીમાં સામાન ખેંચી જતા મજૂરોના કોલાહલમાં અને 'હાથલારી'ના ખડખડાટમાં માનવીનો અવાજ ડૂબી જતો હતો.

ગાડી ઊપડવાને વાર હતી, એટલે માજી ઉતાવળ કરતાં હતાં, તોય ઉષાને હૈયે ધરપત હતી. માજી ઉતાવળ કરતાં; ઉષા ઠંડે પેટે જવાબ આપી માને સાંત્વન આપતી.

દરવાજે ટિકિટ બતાવીને મા–દીકરી મજૂર સાથે આગળ વધ્યાં.

"બા! હું છેક સુધી ગાડી જોઈ આવું છું, ને સારી જગા જોઈ તને બેસાડું છું. કોઈ ઓળખીતું મળી જ જશે, એટલે ઉતાવળી ના થતી." બંગાળી ઢબે પહેરેલી સાડી પાછળ ઊડતા છૂટા પાલવને સંકોરતી ઉષા આગળ વધી. કોલેજમાં અભ્યાસ કરતી ઉષાની ગતિમાં વધારે પડતાં ચીવટતા અને ચોકસાઈ હતાં. માજી અને માજીના સમાચાનને ઊંચકી પાછળ આવતા મજૂરની ગતિ ધીમી પડી.

યુદ્ધનો સમય હતો. ગાડીઓની સંખ્યામાં છેવટ સુધીનો કાપ મૂકાયો હતો. જીવતા માનવીઓને બદલે જડ વસ્તુઓની હેરફેર માટે વધુ સગવડ અને ઝડપ વધારાયાં હતાં. જોકે સૈનિકોય માનવી હતા; તેમને માટે પૂરતી સગવડ હતી; પણ સત્તાવાળાઓને મન તેમની કિંમત જડ કરતાં વધુ નહોતી. પ્રજ્વલિત યજ્ઞના તેઓ બલિ હતા.

ગાડીના સૌથી છેલ્લા, પણ પ્રવેશદ્વાર પાસેના પહેલા ડબ્બા પર માજીની નજર ઠરી. એકેક પાટલી પર એકેક સૈનિક આરામથી બેઠો હતો. માજી બારણા પાસે પહોંચ્યાં; અંદરથી અવાજ આવ્યો:

"ઓ, બુઢ્ઢી! યહાં નહિ, યે તો રીઝર્વ્ડ હૈ રીઝર્વ્ડ." આફ્રિકાથી આયાત થયેલા, સીસમના રંગને પણ ટપી જાય તેવા રંગવાળા એક

ઠીંગણા દેહે બારીમાંથી ડોકિયું કરી, માજીને આગળ વધતાં અટકાવ્યાં.

ઉષાએ પણ પાછળ ફરી કહ્યું: "બા, ત્યાં નહિ; લશ્કર માટેનો એ ડબ્બો છે."

મા–દીકરી આગળ ચાલ્યાં. બન્ને ઊંચાઈમાં લગભગ સરખાં હતાં: બન્નેનાં ચહેરા મળતા આવતા હતા; બન્નેએ સફેદ સાડી પહેરી હતી–એક સાદી સીધી રીતે; બીજીએ બંગાળી ઢબે. એકના ચલનમાં વેગ હતો; સ્ફૂર્તિ હતી, બીજીની: ગતિ મંદ અને ઠરેલી. બંને પુષ્પો એક જ છોડનાં: એક ચીમળાયે જતું–બીજું વિકસતું.

બે ડબ્બા મૂકી, બન્ને, સ્ત્રીઓના ડબ્બા પાસે આવી પહોંચ્યાં. સ્ત્રીઓ ખીચોખીચ ભરાયેલી હતી. ઊભવાની પણ જગા નહિ. માજી ત્યાં થોભ્યાં. ઉષાએ કહ્યું: "બા, આંહીં બેસવાની શું, ઊભવાની પણ જગા નહિ મળે. અને બૈરાંના ડબ્બામાં બેસીને તમારે શું કામ છે–આ કચમચાટમાં ?"

આગળને ડબ્બે ઉતારુઓ સામાનની માફક ખડકાયાં હતાં. બારીબારણાં માનવીઓથી ઉભરાઈ ગયાં હતાં. બારણાં આડે હડસેલી ન શકાય એવો વજનદાર સામાન ગોઠવાઈ ગયો હતો. અંદરનાથી બહાર કે બહારનાથી અંદર આવીજઈ શકાય તેવું રહ્યું નહોતું. માજીનો જીવ એ જોઈને ગુંગળામણ અનુભવી રહ્યો.

કોઈ કૉલેજ–મિત્ર સાથે ઉષા વાતે ચડી આગળ ચાલી જતી હતી; માજી બારીએ બારીએ ડોકિયું કરી દીકરી વચ્ચેનું અંતર વધારી રહ્યાં હતાં. માજીની નજર, ડબ્બાના એક છેડાના એકવડિયા ખાના પર પડી. દરેક જણું આરામથી બેસી શકે તેવા ખાનામાં બારેક વિદ્યાર્થીઓ બન્ને પાટલીઓ રોકીને, આરામથી ગપ્પાં મારી રહ્યા હતા. જોયેલાં બીજા ડબ્બા કરતાં આંહી ઊભા રહી શકવાની સગવડ હતી. માજીએ બારણા પાસે જઈ, બારણાની કળ પર હાથ મૂક્યો.

બારણા પાસે બેઠેલા વિદ્યાર્થીએ કરચલીવાળી વૃદ્ધ ડોશીને બારણું ઉઘાડતી જોઈ, બારણાને જોરથી ખેંચ્યું: "અરે માજી! જોતાં પણ નથી ? આંહી ક્યાં જગા છે ? બીજે જુઓ બીજે."

"બેટા, બીજે ક્યાંય નથી. આખી ગાડી ફરી વળી." માજીએ ધીમા અવાજે કહ્યું.

"તો બીજી ગાડીમાં આવજો." બીજા એક વિદ્યાર્થીએ સૂચવ્યું.

"આજે બીજી કઈ ગાડી મળે ?"

"આવતી કાલે." વિદ્યાર્થીઓ પાસે જવાબ તૈયાર હતો.

"પણ હું એક ખૂણામાં ઊભી રહીશ; તમને કાંઈ હરકત નહિ કરું." માજીએ કાલાવાલા કર્યા.

"અમેય જાણીએ છીએ કે ખૂણામાં ઊભા રહેશો, પણ જગા હોવી જોઈએ ના ! દસના ડબ્બામાં બાર જણા તો બેઠા છીએ ને બીજા બે આવવાના છે." પહેલા વિદ્યાર્થીએ રૂઆબથી કહ્યું: "માજી, તમારા જેવા બુઢ્ઢાઓ શું કામ મુસાફરી કરતાં હશે !"

"નસીબે, ભાઈ !" કહી માજીએ બારણાની કળ પરથી હાથ છોડી લીધો.

"અરે, યાર, આવવા દે ને ! એક બાજુ ઊભા રહેશે." છેક પછવાડેથી અવાજ આવ્યો.

"ભારે દયાળુ તું ! મારે માથે બેસાડું ?" આગળના વિદ્યાર્થીથી ન રહેવાયું.

"બૈરાંના ડબ્બામાં જાઓ, બૈરાંના ડબ્બામાં" બીજો અવાજ સંભળાયો.

"માળું આમ ઠીક બૈરાંઓને !" વિવેચન આગળ ચાલ્યું. બૈરાંઓને બૈરાં હોવાને કારણે અમાપદી સગવડ, ને વધુમાં પુરુષના ડબ્બામાં પણ ભાગ પડાવે !"

સરલા કાને માજી સાંભળી રહ્યાં, કોલેજ-મિત્ર સાથે વાત પતાવી ઉષાએ પાછળ નજર કરી, ઘાંટો પાડયોઃ "બા, ચાલને આગળ, જગા મળી રહેશે."

સાંભળ્યું ન સાંભળ્યું કરી માજી અને મજૂર એક બાજુ ઊભાં રહ્યાં.

ઉષા છેક પહેલા ડબ્બા સુધી ફરી આવી. સારીયગાડીના ભારને વહનાર એન્જિન તરફ પણ તેની નજર ફરી વળી. કોલસા પુરાયે જતા હતા. અગ્નિ ભડભડ બળ્યે જતો હતો. એ અગ્નિનો તાપ, ગાડી હાંકનારાઓ સહેલાઇથી જાણે કે ઉરવતા હતા. નજર પાછી ખેંચી, તે પાછી ફરી. તેના હાથમાંની ચામડાની 'પર્સ' પરની તેની પકડ જરા ઢીલી થઇ હતી. પગમાં એટલો વેગ પણ નહોતો રહ્યો. કોઈ ઓળખીતું નજરે નહોતું ચડતું. ત્રીજા વર્ગના ડબ્બામાં ક્યાંય જગા નહોતી.

ઉષાને પાછી ફરતી જોઈ માજીએ પૂછયુંઃ "ઉષા છે ત્યાં ક્યાંઈ જગા ?"

"બા, ધરપત રાખ. દર વખતે તું ઉતાવળી થઇ જાય છે. ગાડી હજી ઉપડી તો નથી ગઈ ને ? હું ક્યાંક તને બેસાડી દઉં છું, નહિ તો પછી સેકન્ડ ક્લાસમાં."

"ના, ના, મારે એમાં નથી બેસવું. હું કાલે જઈશ."

"પણ બહેન, મને મજૂરી ચૂકવી આપો ને ? હું છૂટો થાઉં તો બીજું કામ પણ મળે." મજૂરે ઉષાનું ધ્યાન દોર્યું.

"તને ખુશ કરીશું, પછી કાંઈ ?" બોલતી ઉષા ફરી છેલ્લા ડબ્બા સુધી ફરી વળી. કોઈ ઓળખીતું મળી જાય તો ઠીક, એવી મનમાં કલ્પના હતી. પણ કોઇ પરિચિત દેખાતું નહોતું. રેલ્વે પોતાની નહોતી; છતાં મનમાં ને મનમાં તે કુંગરાતી હતી. ઘડીકમાં 'બા' પર તો ઘડીકમાં 'રેલ્વે' પર ગુસ્સો ઠાલવતી હતી.

માજીનું ધૈર્ય ખૂટી ગયું હતું. ઉતારૂઓ પોતપોતાની જગા સંભાળી લેતાં હતાં. માજીથી

## રમ્ય-સંસ્મૃતિ



ગઈ સખી તું, પણ ત્હાં રહી ગયો
ગુલાબનો ગુચ્છ કરે ધરેલો;
કરી શકાયે તુજ માધુરીથી
જેની તુલા, રમ્ય અતિ મનોહર !
લાવી દીધો મેં તુજને ફરી એ,
સાભાર સ્વીકાર કર્યો સખી તેં.

એ તો થયું ઠીક જ : હા, પરન્તુ
તે દા'ડથી શું મુજને થયું હશે ?
અસ્વસ્થ રહે છે મન માહરૂં આ
ને ચિત્ત ઉત્કંઠ સદા રહે છે.
કહું ? અપાઈ ગયું તુજ હાથે
ફૂલો સહે એ મન માહરૂં યે !
તે પૂર્વ ન્હોતી કંઇ ઓળખાણ,
ભેટો થયો ના ફરી કોઈ આપણો !
વીત્યો બહુ કાળ છતાં હજી યે
વૃત્તાન્ત આ નિત્ય નવીન લાગે :
દૃષ્ટિ પડે ક્યાંક ગુલાબ ગુચ્છ,
રમ્ય સ્મૃતિ જાગૃત એ પ્રસંગની
થતી, અને એવું ઉરે થતું
જાણે જડયું કંઈક ફરી ગુમાયલું !

જનાર્દન પ્રભાસકર

ન રહેવાયું. ફરી તેઓ દૂધમલ જુવાનોવાળા ખાના પાસે આવી કહેવા લાગ્યાં :

"બેટા, મને બુઢ્ઢીને એક છેડે ઊભી રહેવા દો ! હું સંકોરાઇને ઊભી રહીશ. તમને જરાય મુશ્કેલીમાં નહિ મૂકું."

"માજી, તમને મોતીઓ આવ્યો લાગે છે; જુઓ આંહીં છે જગ્યા?" એક ટીખળી વિદ્યાર્થી બોલી ઊઠયો.

"ભાઇ, તમારી મા સમજીને આ બુઢ્ઢીને જગા આપો." માજીનો અવાજ આર્દ્ર હતો.

"અરે, મા શું, બૈરી આવે તોય, જગા ન હોય તે ક્યાંથી કાઢે?" બારી પાસેના વિદ્યાર્થીએ કહ્યું.

'હાં, હા, ખુદ ઘરનું બૈરું આવે તો પણ નહિ." પરણવાને હજુ જેને ઘણી વાર હતી એવા એક વિદ્યાર્થીએ વધુ ભાર દીધો.

અને નિરાશ થયેલી ઉષા નજીક આવી પહોંચી. ખાનામાં તેની નજર ગઈ. માજી ઊભા રહી શકે તેના કરતાં એમાં વધુ જગા હતી. બા તરફ નજર ફેરવ્યા વગર બારણાંની કળે હાથ મૂકી તેણે બારણું ઉઘાડયું.

"અરે માજી! તમને ના કહીએ છીએ તોય નથી સમજતાં?" અંદરો અંદર ટીખળ કરી રહેલા વિદ્યાર્થીઓ સામે નજર નાંખી વાત કરતા બારણા પાસેના વિદ્યાર્થીએ છેડાઇ પડી કહ્યું.

"જુઓ તો ખરા, ભાઈ ઉઘાડનાર માજી છે કે જુવાન?" ઉષાએ જરા હસતાં હસતાં વિદ્યાર્થીને ઉધડો લીધો.

"બહેન, જુઓ તો, જગા છે કંઇ!" પોતાની ભૂલથી લેવાઈ જઇને વિદ્યાર્થીએ નમ્રતાથી કહ્યું. "જગા હોય તો અમે શું કામ ના કહીએ? ઓછી અમારા ઘરની રેલ-વાઈ છે!"

"જગા કઈ રીતે કરવી એ મને આવડે છે."

"બીજે ડબ્બે જુઓ." બીજા વિદ્યાર્થીએ કહ્યું.

"આ શું બેટા છે તે બીજે જઈં!"

"પણ આહીં જગા જ નથી; ખાલી બફારો કરવો છે વધુ ખડકાઇને?" એક ચોખલિયા વિદ્યાર્થીએ સાથ પુરાવ્યો.

"બફારો જિંદગીભર થવાનો છે; આટ-લાથી શા માટે કંટાળો છો!" બોલતાં બોલતાં બારણું પૂરું ખોલી ઉષા ડબ્બામાં ચડી.

ઓશન્માનની વૃત્તિ ધરાવતા વિદ્યાર્થીઓ સંકોચાઈ ગયા; સંકડાઇ પણ ગયા, અને જમને આઘાપાછી કરી ઉષાને ઊભા રહેવા જેટલી મોકળાશ કરી આપી.

"બા! તું અંદર આવ." ઉષાએ માજીને અંદર બોલાવ્યાં. "મજુર ક્યાં ગયો!"

મજૂર દૂર ઊભો ઊભો રાહ જોતો હતો.

"અરે!" બારણા પાસે બેઠેલા વિદ્યા-ર્થીએ અંદર આવતાં માજી આડો હાથ ધર્યો.

"ત્યારે મા-દીકરી જુદે જુદે ડબ્બે બેસશે? તમે રીઝર્વ તો નથી કરાવ્યો ને!" ઉષાએ દમથી વાત કરી.

વિદ્યાર્થીઓ ચુપ થઈ ગયા. મજૂરે પાટિયા નીચે સામાન ગોઠવી દીધો.

"બા! તું આ બારી પાસે ઊભી રહે; હું આંહીં વચ્ચે ઊભી રહીશ."

"અને હવા?" બારી પાસેનો વિદ્યાર્થી અકળાઈ ઊઠયો.

"ગાડી ચાલશે એટલે, કાં ઘેર જઈ ખાજો."

ઉષાએ દમામને ઓછો ન થવા દીધો.

બારે બાર વિદ્યાર્થીઓની નજર એક-બીજા પર ફરી વળી ને ઉષા તરફ કેન્દ્રિત થઈ રહી. કોઈ કાંઇ ન બોલ્યું ચાલ્યું. સૌનું મન ઉષાને બેસવા જગા આપવાની તૈયારી કરી રહ્યું હતું. કોઇએ પહેલ ન કરી. આપોઆપ કોઈ રસ્તો નીકળે એવું સૌ પ્રાર્થી રહ્યા.

ગાડી ઊપડવાનો ઘંટ વાગ્યો; માજીએ

ઉષાનું ધ્યાન ખેંચ્યું. "બહેન, પાણી નથી; જો લઈ આવે તો રસ્તામાં અગવડ ન પડે."

"લઈ આવું." કહી ઉષા પાટિયા નીચે લોટો લેવા વાંકી વળી.

"લાવો ને, હું જ ભરતો આવું છું. મારે-ય પાણી પીવા જવું છે, એટલે એક પંથ ને દો કાજ." બારણા પાસેના વિદ્યાર્થીને નીરવ શાંતિમાં વાચા પ્રગટી.

"ના, ના, તમને તસ્દી..."

"એમાં તસ્દી શી ? પંખીનો મેળો છે." એ જ વિદ્યાર્થીએ ઉષાને પૂરું બોલવા દીધા સિવાય નવું જ્ઞાન પ્રગટ કર્યું.

વિદ્યાર્થી લોટો લઈ નીચે ઊતર્યો. થોડા સમય માટે એક જગા થઈ.

"બહેન ! પેલી જગાએ બેસોને ! ઊભાં રહીને થાકી જશો." સામેની પાટલીએ બેઠેલા વિદ્યાર્થીએ ઉદારતા દર્શાવી.

"આંહી જ ઊભી છું. ઊભા રહેવામાંય કેટલીક વાર મઝા છે."

"લો, હું ત્યાં બેસું, ને તમે આંહીં બેસો." વિદ્યાર્થીએ ઊભા થઈ, બારણાં પાસેની ખાલી જગાએ બેઠક લીધી.

"બા, તું આંહીં બેસ; મારી જગા પછી કરી લઈશ."

"તું બેસ ને !"

"પહેલાં તું બેસ. હું તારી બાજુમાં જ બેસું છું." ઉષાએ પાસે બેઠેલા વિદ્યાર્થી તરફ નજર નાખી, માજીને ખાલી જગાએ બેસવા આગ્રહ કર્યો.

"અમે સંકોડાઈ બેસીશું; તમે મા-દીકરી બન્ને આરામથી બેસો." મીઠી નજર પામેલ વિદ્યાર્થીએ નમનતા બતાવી: અને પોતાની પાટલી પરના બધાને થોડું થોડું ખસવા ઈશારતથી કહ્યું. એક ક્ષણમાં મા-દીકરી દબાઈને બેસી શકે એટલી જગા થઈ ગઈ.

થોડી વાર સંકોડાઈને બેસી, આઘાપાછા ખસી, 'પર્સ'ને ઘડીવાર ઉઘાડવાસ કરતી,

# બંસી બજાવે



બંસી બજાવે હો કાલિંદી કાંઠડે,
કાનુડો બંસી બજાવે.

વનવનના વાયરા થંભે એ સુણતાં,
વૃક્ષોના પાન બધાં બંસીથી ડોલતાં;
કુંજોને આવી ગજાવે: બંસી બજાવે.

સુણીને નાદ ત્યાં ગોપિકા દોડતી,
ખીલે બાંધેલ ગાય તોડી વછોડતી;
મોહન શી મસ્તી મચાવે ! બંસી બજાવે.

બંસીના સાદ સુણી ફૂલડાં યે ફોરતા,
ભૃંગો નિનાદ બંધ કરતા ને દોડતા;
સૂરોની છોળો ઉછાળે: બંસી બજાવે.

જમનાનાં જળ કાળાં કેવા આ નાચતાં !
બનીને મસ્ત મસ્ત આનંદે રાચતાં !
બંસીથી કેવો નચાવે ! બંસી બજાવે.

પેલા પહાડ પ્હણે પડછંદા પાડતા,
મીઠા મંજુલ સ્વરે વ્યોમને વલોવતા;
મોહિની કેવી ચગાવે !

બંસી બજાવે હો કાલિંદી કાંઠડે,
કાનુડો બંસી બજાવે.

રમણલાલ વ્યાસ.

## લવાજમમાં વધારો

યુદ્ધ પૂરું થયા છતાં ચાલુ રહેલી—અરે ઉત્તરોત્તર વધતી જતી રહેલી કાગળ, મુદ્રણ તેમજ બીજી સામગ્રીની તીવ્ર તંગી અને મોંઘવારીને કારણે, આજ સુધી જે પગલું ભરતાં અમે અટકી રહ્યા હતા તે હવે નછૂટકે અમારે ભરવું પડે છે. અને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૭ થી અમારાં પત્રોના વાર્ષિક લવાજમમાં એક રૂપિયાનો (પરદેશ માટે તેના પ્રમાણમાં) વધારો કરવો પડે છે. આશા છે કે ગ્રાહકો, પરિસ્થિતિ પ્રમાણીને આ નિભાવી લેશે.

બચુભાઈ રાવત તંત્રી 'કુમાર'
જયન્તી દલાલ તંત્રી 'રેખા'
ઈશ્વરલાલ દવે તંત્રી 'ઊર્મિ–નવરચના'
મનુભાઈ જોધાણી સંપાદક 'સ્ત્રીજીવન'

પાસેના વિદ્યાર્થીને પોતાના શરીરસ્પર્શથી દૂર કરતી, ઘડી રૂઆબથી તોઘડી પર્સથી બફારાને ઓછો કરતી, ઉષાએ પોતાની એક છૂટી લટને જ્યારે સમારી ત્યારે બધા વિદ્યાર્થીઓ મનથી ઉષાના થઈ ગયા હતા.

પાણી આવ્યું. ઉષાએ ઊભા થઈ લોટો લીધો, પાટલી નીચે મૂક્યો અને કહ્યું: "બા, ખૂબ બફારો થાય છે; હું તો નીચે ઊભી છું."

"નીચે શું કામ? હવે તો સમય પણ થઈ ગયો છે, હમણાં જ ગાડી ઊપડશે." ઉષાની પાસે જ બેઠેલા વિદ્યાર્થીએ કહ્યું:

"ગાડી ઊપડી એટલે હવા આવી સમજોને!" પોતાની બૈરી આવે તોપણ પોતે જગા ન આપે એવી મક્કમતા દર્શાવનાર વિદ્યાર્થીનો એ અવાજ હતો. "ગાડી ઊપડશે તો તમારાથી એકદમ ચડી પણ નહિ શકાય."

"મને ચાલતી ગાડીએ ચડવામાં મઝા આવે છે." ઉષાના મોં પર સ્મિત ફરકી રહ્યું.

"પણ ગાડી ચૂકી જાઓ તો?" બારણા પાસે નીચે ઊભા રહેલા વિદ્યાર્થીએ ભય વ્યક્ત કરી.

"પુરુષો ગાડી ચૂકે, ચોકસાઈના ગુણવાળી સ્ત્રીઓ નહિ." ઉષાનો જવાબ ટૂંકો હતો.

ગાડી ઉપડવાની સીટી વાગી; ઉષા ઉઘાડા બારણાને અડી ઊભી રહી.

"ઉષાબહેન, ચડી જાઓ જલદી."

"ચાલતી ગાડીએ ચડીશ."

"રહી જશો." નીચે ઊભા રહેલા વિદ્યાર્થીએ ઉતાવળ કરી.

"તમે ચડી જાઓ, હું પાછળ જ છું" ઉષાએ ઉતાવળ કરી, વિદ્યાર્થીનો હાથ પકડી ડબ્બામાં દાખલ કર્યો, અને જોરથી બારણું બંધ કર્યું.

"અરે... અરે..." એક વિદ્યાર્થીથી બોલી જવાયું.

"અરે મારા ભાઈ! મારાં બા બેઠાં છે, તમે નાહકની ફિકર કરો છો!"

ફરી સિસોટી વાગી. લીલી ઝંડી હવામાં ફરકવી શરૂ થઈ. ગાડીએ ગતિ પકડી.

"બા, આ બારેબાર ભાઈઓને રસ્તામાં સાચવજો, અને ક્યાંય અથડાઈ ન પડે એ જોજો." કહી ઉષાએ ગાડીની સાથે પોતાની ગતિ મેળવી, બારણાની નીચેની કળને બંધ કરી.

બારેબાર વિદ્યાર્થીઓની નજર ઉષા તરફથી ખસી માજી પર ફરી વળી એકબીજા પર ઠરી. રસ્તો સાફ કરી દેવા માટે, દૂરથી વચ્ચે આવનારાઓના કાન ઉઘાડતી ગાડીની વ્હીસલના લાંબા તીણા અવાજમાં વિદ્યાર્થીઓનો ગણગણાટ એકબીજાને કાને અથડાયો નહિ.

બારણા પાસેના વિદ્યાર્થીએ બહાર નજર કરી. 'રસ્તો સાફ છે' એવું સૂચવતી સિગ્નલની લીલી બત્તી લાલ થઈ ગઈ હતી.



## સ્ટેલીનની માતા

# એકટેરીના

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

( ગતાંકથી ચાલુ )

એનો પુત્ર વિજ્ઞાન યુગમાં જન્મ્યો છે એ હકીકત એકટેરીનાને ગળે ઉતારવી ભારે મુશ્કેલ હતી. કેટલાક ધાર્મિક વહેમો એનામાં ઘર કરી રહ્યા હતા, એ છેક નાનપણથી જ સ્ટેલીનને માન્ય નહોતા. જો એ વખતે આ હકીકતનો એને ખ્યાલ આવ્યો હોત તો એ ખૂબ જ ચિંતામાં પડી જાત, કારણ કે એના જીવનની આર્થિક આંધીમાં ધાર્મિક શ્રદ્ધા જ એનો એક માત્ર પૂરો આશ્રય હતી. પરંતુ એને ખબર પણ ન પડે એવી રીતે સ્ટેલીને માર્કસવાદનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું; ડાર્વિનના સિદ્ધાંતો દિલમાં ઉતાર્યા ને વિદ્યાલયનો અભ્યાસ પણ પૂરો કર્યો.

વિદ્યાલયમાં વિદ્યાર્થી ઉપર જાસુસી કરવાની પ્રથા હતી, તેથી તો સ્ટેલીનનો જીવ ખૂબ જ ઉકળી આવ્યો. એને પરિણામે જ એની માતાએ યોજેલી જીવનસરણીમાંથી દૂર નીકળી નવું જ જીવન ઘડતર કરતી અસરો એને સ્પર્શી ગઈ.

એટલે વિદ્યાલયમાં ફી ન ભરવાના ને પરીક્ષામાં નહિ બેસવાના કારણસર જ્યારે એને વિદ્યાલયમાંથી કાઢી મૂકવામાં આવ્યો ત્યારે એકટેરીનાની નિરાશાનો પાર રહ્યો નહિ. એની સઘળી મહત્વાકાંક્ષાઓ એને ધૂળમાં મળી જતી લાગી. પરંતુ એનું સાચું કારણ તો જુદું જ હતું. એના રાજદ્વારી વિચારો બહુ જ તેજ હતા અને સંસ્થાથી જીરવાય તેવા નહોતા એટલે જ તેને વિદ્યાલયમાંથી પાણીચું મળ્યું હતું.

એ વખતે સ્ટેલીન વીસ વર્ષની ઉંમરનો હતો. એજ પળથી એનું ક્રાંતિકારી જીવન શરૂ થયું ને ત્યાર-પછી તે ઉત્તરોત્તર આગળ વધ્યે જ ગયો.

એની શરૂઆતની અથડામણો એની બેદૂત માતાને કેવી સાલી હશે તે હકીકત જાણવા મળી નથી. એકટેરીના એની પ્રવૃત્તિને સમજી શકી હશે કે કેમ, એ પણ એક પ્રશ્ન છે. એક વ્યક્તિ માટે એણે જીવન ન્યોછાવર કર્યું હતું પરંતુ એના કેળવાતા માનસને પહોંચી વળવાની એનામાં શક્તિ નહોતી.

એની જેલયાત્રા, દેશનિકાલની સજાની, એની ભૂગર્ભ ક્રાન્તિકારી પ્રવૃત્તિઓ અને એની જોખમી કાર્યવાહીમાં પ્રત્યેક પળે એણે હજારો મૃત્યુની વેદના અનુભવી હતી, પરંતુ સ્ટેલીન પોતાની મહત્વાકાંક્ષા પૂરી કરે ત્યાં સુધી તેની પ્રત્યેના પ્રેમને લીધે એણે પોતાનું વેતરાતું જીવન જીવવાનો મક્કમ નિરધાર કર્યો હતો.

વિસ્સારીઅન ઇસ્વી સન ૧૮૯૦ માં અવસાન પામ્યો હતો. તે વખતે સ્ટેલીન ભાગ્યે જ અગિયાર વર્ષનો વયનો હતો. એણે ટીફલીસમાં આવેલી 'એરેલપોનોવ શુ કેટ-

રી'માં નોકરી મેળવી લીધી. સ્ટેલીનના શત્રુઓ જાહેર કરે છે કે વિસારીઅન પુષ્કળ દારૂ ઢીંચવાથી અવસાન પામ્યો, પરંતુ એ હકીકત પૂરવાર કરવા કોઇ પણ સત્તાવાર સાધન મળી આવતું નથી. પરંતુ અવસાન સમયે એ પોતાના કુટુંબને ખૂબ જ ભીડમાં મૂકી ગયો એટલી વાત નક્કી છે, એટલે પુત્રની કેળવણી ને કુટુંબના નિર્વાહ માટે દ્રવ્યોપાર્જન કરવાનો સઘળો ભાર એકલી એકટેરીનાને જ વહેવો પડ્યો હતો.

સ્ટેલીનને તો એકટેરીના માતા અને પિતા બન્ને વડીલોની ગરજ સારતી. સ્ટેલીન અત્યારે પણ પોતાના કુટુંબ વિષે ઘણી જ ઓછી વાત કરે છે, પરંતુ જ્યારે પણ વાત કરે છે ત્યારે તેના પિતાનું નામ આવતું જ નથી; ને માતા પ્રત્યેનો ભક્તિભાવ ખૂબ જ પ્રદર્શિત થાય છે. તે ઉપરથી કંઈક આ હકીકતનો ખ્યાલ આવી શકે છે.

એકટેરીનાનો મક્કમ નિર્ધાર ને સતત પરિશ્રમ ન હોત તો એ અભણ ગામડિઓ મોચી જ રહ્યો હોત અને બાપદાદાનો ધંધો કુટ્યા કરતો હોત, એ સ્ટેલીન ઘણી જ સારી રીતે સમજે છે.

એકટેરીના ઈસ્વી સન ૧૯૩૭ માં અવસાન પામી. એને સ્વપ્ન પણ નહોતું એવી રીતે એની મહત્વાકાંક્ષા ફળેલી જોવા એ જીવી હતી. જગતની છઠ્ઠા ભાગની વસ્તીના આગેવાન તરીકે એનો પુત્ર મુલ્કમશહૂર બની ચૂક્યો હતો.

એ અનુભવ ગજબ હતો. એ પરિસ્થિતિમાં મૂકાતાં એના જેવી ગામડિઅન વિહ્વલ બની જાય એ સ્વાભાવિક હતું. મોટો આવ્યા પછી પણ એના પુત્રની પદવીની સાચી પીછાન એને આપવામાં આવી હશે કે કેમ એ શંકા ભરેલું છે. પરંતુ એને એટલી તો ખાત્રી જ થઇ ચૂકી હતી કે એના 'સો સો' એ એની મહત્વાકાંક્ષા પાર પાડી હતી.

પત્રકારો ને વિદેશી ખબરપત્રીઓના પ્રશ્નોની ઝડી ઝીલવાનો એકટેરીનાનો કોઇ અવનવો અનુભવ હતો. એમાંનાં ઘણાખરાએ તો કોઈ ગામડિયણ વેતરણને જોવાની આશા રાખેલી, પરંતુ તેને બદલે તેમની આગળ એક ખાનદાન કુટુંબની સુંદર વૃદ્ધા રજુ થઈ. એનાં શ્યામળાં નયનોમાં હજી પણ યૌવનનો ચમકાર હતો. એનો ભરાવદાર કેશકલાપ એના મસ્તક પર સુંદર રીતે શૃંગારિત થયેલો હતો. વિદ્યાલયમાંથી એના પુત્રને કાઢી મૂકવામાં આવ્યો ત્યારે એણે જે મનોવ્યથા ને નિરાશા અનુભવ્યાં હતાં તે જુની વાત એણે કોઇની આગળ જાહેર કર્યાં નહિ, એટલું જ નહિ, પણ એનું કારણ પણ કોઇને જાણવા દીધું નહિ.

એક અમેરિકન પત્રકારને એણે છવ્વીસને જ્યારે જવાબ આપ્યો ત્યારે તે ખ્યાતર વર્ષની હતી.

"એ હંમેશાં સારો છોકરો હતો. આઠ વર્ષથી વયથી એણે શાળામાં જવા માંડ્યું હતું. એ ખૂબ જ મહેનત કરતો. આખો વખત વાંચ્યા કરતો. વાંચવાનું ન હોય ત્યારે વાતો કરતો. મેં એને કદીયે શિક્ષા કરી હોય એવું મારા ધ્યાનમાં નથી."

પછી એને શાળામાંથી કાઢી મૂકયા એ વાત પર આવતાં તે બોલી: "એને શાળામાંથી કાઢી મૂક્યો જ નહોતો. એની નરમ તબિયતને લીધે હું તેને ઘેર લઈ આવી હતી. ઓગણીસ વર્ષની વય સુધી એણે સતત માનસિક પ્રયત્ન કર્યો હતો, એટલે એની તબિયત કથળી હતી. ડૉકટરોએ મને બીક બતાવી હતી કે અતિશ્રમથી એને કદાચ ક્ષય થઇ જાય. એટલે મેં એને વિદ્યાલયમાંથી ઉઠાડી લીધો હતો. એને તો વિદ્યાલય છોડવું જ નહોતું, પરંતુ મ્હારું એકનું એક સંતાન હોવાથી મેં જ એને વિદ્યાલયમાંથી ઉઠાડી લીધે હતો."

જે માતાએ પોતાના સંતાન પાછળ કાયા ઘસી નાખી હોય એવી આ નમૂનારૂપ માતા




ભરતકામના થોડા નમૂનાઓ.

હતી. એના તમામ લાભ એના પુત્રને મળે એવું તે ઇચ્છી રહી હતી. એના પુત્રને લાંછન લાગે એવી પ્રત્યેક વાત એ ચીવટથી છૂપાવતી ને એના બાલકનું રક્ષણ કરતી.

એકટેરીનાએ જગતને એક શ્રેષ્ઠ નરવીર આપ્યો. માત્ર એ જનાદાતા માતા હતી એવું નહોતું. એણે તો નિશ્ચય કર્યો હતો કે, એનો આ એક પુરો બાળક ફક્ત જીવે એટલું જ નહિ, પરંતુ એના બાપદાદાઓએ જીવન ગાળ્યું તેવું જ જીવન ગાળવા તે સર્જાયલો નહોતો જ.

એને માટે નક્કી કરેલું જીવન અને ધંધો એણે ફગાવી દીધાં ત્યારે પણ એકટેરીનાએ એનો પોતાનો આદર્શ ધૂળ મળી જતો અનુભવ્યો હતો, ને નિરાશાના સાગરમાં એ ડૂબી ગઇ હતી; પણ એની પ્રકૃતિને રૂંધી નાખે એવો એણે જરાપણ પ્રયત્ન કર્યો નહોતો. એ વ્હાલસોઈ માતા હતી. પોતાના સંતાન માટે પ્રાણાર્પણ કરવા તૈયાર હતી, કારણકે એની શક્તિઓમાં એને પૂર્ણ વિશ્વાસ હતો.

સ્ટેલીનને કે સ્ટેલીનના જીવનકાર્યને એ સમજી શકતી હશે કે કેમ તે પણ એક પ્રશ્ન છે, છતાં માતાની અસર સ્ટેલીનના સમગ્ર જીવન પર છાયા રૂપે પડી જ છે. એના આદર્શ કરતાં સ્ટેલીનની મુંગી કલ્પના કાંઈ જુદા જ પ્રકારની હતી: છતાં સ્ટેલીનના આદર્શને પહોંચી વળવામાં એકટરીના કદીયે પાછી પડી નથી.

જ્યારે સ્ટેલીને પ્રથમ એની પત્નીને છૂટાછેડા આપ્યા ત્યારે એકટેરીનાએ આઘાત અનુભવ્યો હતો. એ અસલી ગ્રીક ધર્મ પાળતી. એમાં છૂટાછેડાની મનાઇ છે. વળી એ ચુસ્ત ખ્રિસ્તી હતી, છતાં હંમેશ મુજબ એણે પોતાનો અભિપ્રાય બાજુએ જ રહેવા દીધો હતો.

છતાં સ્ટેલીન લાડકવાયો હતો, પણ લાડથી બગડેલો બાળક નહોતો. એને શિસ્તબદ્ધ બાલક ગણી શકાય. એની માતાના સતત વૈતરાએ અને એને શ્રેષ્ઠ સગવડ કરી આપવાની તમન્નાએ સ્ટેલીન જેવો હતો તેવો એને બનાવ્યો હતો. એના માટેની મહત્વાકાંક્ષાની અપ્રતીમ દઢતાથી એની બાલ્યાવસ્થામાં ય એ અબોલ ગ્રામીણને બોલતો બનાવી મૂક્યો હતો.

જગતના જીવો જે આદર્શ માટે મુંગે મોઢે મથી રહ્યાં છે તે આદર્શની સિદ્ધિ એકટેરીના સ્ટેલીનમાં જોતી હતી; અને પોતાના જીવનના ઉદાહરણથી જ સ્ટેલીનને ક્રાંતિકારી જીવન જીવવા પ્રેર્યો હતો. એનું વૈતરું, એના ખરબચડા હાથ, એનું વીરલ હાસ્ય, એનાં અજીત નયનો, શ્રમજીવીઓના પ્રતિક તરીકે હંમેશાં સ્ટેલીન આગળ ખડાં થતાં હશે.

# દ્રૌપદીની લાજ

લેખક
શ્રી. કિશોરલાલ મશરૂવાળા

*

પાંચ હજાર વર્ષ પહેલાં યુધિષ્ઠિરે કૌરવોની સાથે જુગાર ખેલ્યો, અને તેમાં દ્રૌપદીને હોડમાં મૂકી ધર્મરાજાએ અધર્મ કર્યો. ધર્મરાજા હાર્યા. દુઃશાસન દ્રૌપદીને સભા વચ્ચે ઢસડી લાવ્યો અને ભરી સભામાં એની લાજ લૂંટવા પ્રયત્ન કરવા લાગ્યો. દ્રૌપદીએ ગુરૂજનો અને સભાસદો પાસે ન્યાયની ભીખ માગી. હાજર હતા તે વિચારમાં પડી ગયા. તેઓ ન્યાય કરી શક્યા નહિ. કોઈને એટલુંય ન સૂઝ્યું કે બીજાની કોઈની પણ સ્ત્રી હોય;–કોઈ પણ સ્ત્રીની–પોતાની પરણેલી પત્નીની પણ–લાજ ભરી સભામાં લૂંટી શકાય નહિ. પાંચ પાંડવો તો લજ્જાથી હતવીર્ય બની ગયા હતા, એથી આપણે એમને છોડી દઈએ, પરંતુ બાકીના ક્ષત્રિઓમાંથી વૃદ્ધ ભીષ્મપિતામહ અને બીજાઓને એટલો સીધો ને સરળ ક્ષાત્રધર્મ ન સૂઝ્યો કે, દ્રાપદી ભલે દાસી બની ચૂકી હોય તો પણ તેના ઉપર અત્યાચાર કરનારને તો શિક્ષા કરવી જ જોઈએ. એ લોકો અહિંસાવ્રતના ઉપાસક ન હતા. એમણે ધાર્યું હોત તો દુઃશાસનના હાથના પોંચા કાપીને દ્રૌપદીનું રક્ષણ કરી શકત; પણ એવું કાંઈ જ બન્યું નહિ. આખી સભામાં માત્ર બે જણાયે જ દ્રૌપદીની વકિલાત કરવાની હિંમત બતાવી–એક હતા વૃદ્ધ વિદુરજી અને બીજો દુર્યોધનનો એક નાનો ભાઈ. એમણે પોતાનો દુર્બળ અવાજ ઉઠાવ્યો, પણ એના ઉપર કોઈએ ધ્યાન આપ્યું નહિઃ એ બન્ને દાસીપુત્રો હતા.

દ્રૌપદીની આ કથા જેવી કથા સંસારની કોઈ પણ બીજી જાતીના ઇતિહાસ અથવા પુરાણમાં નથી મળતી. માત્ર એક મહાભારતમાં એવું ચિત્ર અંકિત છે.

પાંચ હજાર વર્ષથી આપણે આ વાત સાંભળતા આવ્યા છીએ અને હજી પણ આ વાત આપણે માટે જૂની પુરાણી નથી થઈ. વ્યાસજી દ્વારા વર્ણવાયેલી આ કરુણ કથા, આજ પણ જેટલી વાર સાંભળીએ એટલી વાર આપણી આંખો સજળ બને છે. પણ વ્યાસજીએ આવી વાત લખી શા માટે? ભલે કૌરવો પાંડવોના દુશ્મન હોય, તો પણ તેઓ આર્ય હતા. વ્યાસજીએ રાજા તરીકે દુર્યોધનનું ચિત્ર બહુ ખરાબ નથી દોર્યું. ક્ષાત્રધર્મ જાણનાર એક આર્ય રાજાને હાથે, જ્ઞાની મનાતા વૃદ્ધજનોની સમક્ષ, આવું કૃત્ય થયું? મને થાય છે કે, વ્યાસજીએ આવી કથા કેમ લખી?

પણ એવું જણાય છે કે, વ્યાસજીને પણ બીલકુલ સાચું હુબહુ ચિત્ર દોરવામાં લજ્જાનો બોધ થયો હશે. આ કરુણ પ્રસંગને આટલી પરાકાષ્ટાએ પહોંચાડીને, અને દ્રૌપદીને ખરેખર લૂંટાયેલી–(તદ્દન વસ્ત્રહીન) ન બતાવીને આપણી કોમળ ભાવનાઓને અત્યંત આઘાત થવા દીધો નથી. લાજ લૂંટવા પહેલાં તેમણે દ્રાપદીની રક્ષા કરીને આપણી ભાવનાઓને વાળી લીધી છે.

મારૂં માનવું છે કે વ્યાસજીએ દ્રૌપદી–વસ્ત્રહરણના કિસ્સાને કોઈ અત્યંત અકલ્પનીય અત્યાચારના રૂપમાં વર્ણવ્યો નથી, પણ તે સમયના દુષ્ટ રાજ્યોમાં બનતી ઘટનાઓનું મનોવેધક ઢંગથી વર્ણન કર્યું છે.

મને એમ લાગે છે કે, ગરીબ રીઆસતની સ્ત્રીઓ અને હારેલા દુશ્મનની પત્નીઓની આ રીતે જાહેરમાં લાજ લૂંટવાની પ્રથા આપણા દેશમાં એક એવું પાપ છે કે, જે ઘણા લાંબા સમયથી ચાલ્યું આવે છે.

સ્ત્રી પ્રત્યે દ્રૌપદી–વસ્ત્રહરણ જેવો નીચ વ્યવહાર, વ્યાસજીના લખવાના સમયથી આજ સુધી બરાબર ચાલતો આવ્યો છે. દુઃશાસન

એ કોઈ વ્યક્તિવિશેષનું નામ નથી, પરંતુ આપણા દેશમાં જે અત્યાચારી રાજસેવકોની પરંપરા કદી નષ્ટ થઇ નથી તેનું એ સામાન્ય નામ છે.

આવી જાતના અત્યાચારો સહન કરનારી આપણી જનતા કેટલી નિર્વીર્ય છે, એ જેટલું કરૂણાસ્પદ છે એટલું જ લજ્જાસ્પદ છે કે આ પ્રકારના અત્યાચારો કરી શકનાર પુરૂષોની જાતી કેટલી અધોગતિએ પહોંચી ગઇ છે.

સદ્ભાગ્યે આપણા વ્યાસજીએ આપણા જ પાંડવ-કૌરવ દ્વારા તે સામે પહેલો વિરોધી સૂર ઉઠાવ્યો છે. પરંતુ આજ સુધી એ પ્રથાને અશક્ય બનાવવાને યોગ્ય આપણે સંસ્કારી બની શક્યા નથી. કદાચ આપણે ન્યાયબુદ્ધિની સાથે શાન્તીથી વિચાર કરીએ, તો આ વાતને સાચી ઠરાવતા જોઇએ તેટલા દાખલા મળી શકે. નરપિશાચ અત્યાચારી રાજા એ આપણા દેશમાં નવાઇની વસ્તુ નથી. આશ્ચર્યની વાત તો શિવાજીની છે જે ઇતિહાસને પાને રજુ થઇ છે. 'પરસ્ત્રી માત સમાન'નું સૂત્ર રાજપુરૂષોની વચ્ચે કુળધર્મ જેવું માનવામાં આવ્યું હોત તો શિવાજીનો નોકર પોતે પકડી લાવેલી સ્ત્રીને શીવાજીને ભેટ ધરવાની હિંમત કરી શક્યો ન હોત. શિવાજીએ એ સ્ત્રીને સન્માન પૂર્વક વિદાય આપી; એ જોઇને તેને નવાઇ લાગી. આ ઉપરથી હું કલ્પના કરું છું કે તે લોકોનો પોતાની પ્રજાની વહુબેટીઓ સાથે કેવો વહેવાર હશે?

મને દુઃખ થાય છે કે, એને માટે કોઇ ચોક્કસ ઉપાય સૂઝતો નથી; પરંતુ આપણી જ આત્મશુદ્ધિથી થઇ શકે એવી માન્યતામાં મને રજમાત્ર શંકા નથી.

સ્ત્રીઓના પત્રમાં આ લેખ મોકલતાં મને શરમ લાગે છે. પરંતુ એ સ્ત્રીઓનું જ દુઃખ છે. એને એમની સામે રજુ ન કરું તો બીજે ક્યાં રજુ કરું? કદાચ દ્રૌપદીની પેઠે સ્ત્રીઓ જ એનો ઉપાય શોધી કાઢે, તો ભગવાન કરોડો દ્રૌપદીઓની લાજ રાખે.

## શેરીફ તરીકેનું માન મેળવનાર પ્રથમ હિન્દી મહિલા



# શ્રીમતી લામ

: લેખિકા :

કમળા સુતરીઆ એમ. એ.

કુમારી કપિલા ખાંડવાળા સાથે ઓસ્ટ્રેલિયા જઇ, ઓસ્ટ્રેલિયામાં હિંદ વિષે સાચી હકીકતો રજૂ કરતાર શ્રીમતી મીઠાં લામથી અત્યાર સુધી ગુજરાત બહુ ઓછું પરિચિત હતું; પરંતુ તાજેતરમાં 'મુંબઈ શહેરના સંરક્ષક' મુંબઇ શહેરના શેરીફ તરીકે તેમની થયેલી નિમણુંકે, તેઓ ગુજરાતમાં જ નહિ, પણ હિંદભરમાં જાણીતાં થઇ ગયાં છે. હિંદભરમાં આ માન મેળવનાર તેઓ પ્રથમ સન્નારી છે.

શ્રીમતી લામ જાણીતા પારસી તાતા કુંટુંબનાં સગાં થાય. નાનપણથી અભ્યાસનો ખૂબ જ શોખ, એટલે શાળામહાશાળામાં તેમની વિદ્યાર્થિની તરીકેની કારકીર્દિ ખૂબ જ ઉજ્જવળ રહી છે. મુંબઈમાં એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરી, બી. એ. માં 'અર્થશાસ્ત્ર'ના

વિષયમાં પ્રથમ આવી 'કૉન્ડેન ક્લબ મેડલ' તેમણે મેળવેલો.

મુંબઈનાં સ્ત્રી–જગતના પ્રતિનિધિ તરીકે, હિંદી સુધારણા અંગે જુબાની આપવા માતા સાથે ઈ. સ. ૧૯૧૯માં ઇગ્લેન્ડ ગયેલાં. ત્યાં તેમણે જુદે સ્થળે વ્યાખ્યાનમાળાઓ ગોઠવી હતી. ઇગ્લેન્ડમાં ઠેર ઠેર ફરી કેટલાંય જાણીતાં સ્ત્રી કાર્યકર્તાઓનાં સંસર્ગમાં આવ્યાં. જીનીવા, રોમ અને પેરિસમાં ભરાયેલી આંતરરાષ્ટ્રિય સ્ત્રી–પરિષદમાં પણ તેમણે હાજરી આપી. વળી તેઓ આ સમય દરમિયાન 'હોમરુલ ચળવળ'ના પણ એક જાણીતા કાર્યકર્તા હતાં; એટલે જાણીતા થિયેસોફિસ્ટ શ્રીમતી ડૉ. એની બેસન્ટ 'અને બીજાં સ્ત્રી–કાર્યકર્તાઓની નજદીક આવ્યાં. તેમનાં જીવતઘડતરમાં આ જાણીતાં કાર્યકર્તાઓની સારી એવી અસર છે.

ઇગ્લેન્ડમાં જ રહી, લંડનની 'સ્કૂલ ઓફ ઇકોનોમિક્સ'માં વધુ અભ્યાસ શરૂ કર્યો, અને 'Agricultural Conditions in the Bombay Deccan' પર અભ્યાસપૂર્ણ લેખ લખી 'એમ. એસસી' ની પદવી મેળવી. સાથે સાથે ૧૯૨૩માં લંડનમાં બેરિસ્ટરની પણ ઉપાધિ મેળવી. ત્યારબાદ હિંદ આવી, મુંબઈ હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી. મુંબઈની હાઇકોર્ટમાં વકીલાત કરનાર પણ તેઓ પ્રથમ સ્ત્રી હતાં. તેઓ સ્વ. શ્રી. ભૂલાભાઈ દેસાઈના જુનિયર તરીકે કામ કરતાં, પણ છેલ્લા આઠ વર્ષથી તેમણે સમાજસેવા માટે વકીલાત છોડી દીધી છે.

જ્યારે સાયમન કમિશન હિંદમાં આવ્યું ત્યારે એક સભ્ય તરીકે તેમની પ્રસંદગી થઇ હતી; પરંતુ તે આમંત્રણનો તેમણે સાફ સાફ શબ્દોમાં ઈન્કાર કર્યો હતો.

૧૯૩૪માં તેમનાં લગ્ન, મુંબઈની એક જાણીતી સોલિસિટરની પેઢીના ભાગીદાર શ્રી. જે. એસ. લામ સાથે થયાં. આ લગ્ન સંબંધથી તેમના કાર્યમાં અંતરાયો આવવાને બદલે ખૂબ અનુકૂળતા થઈ છે; કારણ કે શ્રી. લામે શ્રીમતી લામના વિકાસને પૂરેપૂરો ખીલવા દીધેલ છે. હાઈકોર્ટમાં લગભગ આઠ વર્ષ સુધી કાર્ય કર્યા પછી, તેને તેમણે છેલ્લી સલામ ભરી, ૧૯૩૮ થી સામાજિક કાર્યમાં ઝંપલાવ્યું છે. અને ત્યારથી મુંબઈ પ્રાંતની 'વીમેન્સ કાઉન્સિલ' ના એક સભ્ય તરીકે, અને અખિલ હિંદ મહિલા પરિષદના કાર્યકર તરીકે તેમણે સૌનો પ્રેમ જીતી લીધો છે. વળી 'વીમેન્સ કાઉન્સિલ'ના આશ્રય નીચે માટુંગા ખાતે તેમણે એક મજૂર કેન્દ્ર શરૂ કર્યું છે, જેનો દલિત વર્ગના લગભગ પંદર હજાર માણસો લાભ લે છે. ત્યાં મફત દવાખાનું અને વર્ગો પણ શરૂ કર્યાં છે. તેમની તો એવી ઇચ્છા પણ છે કે બાળકકેરની શાળા ત્યાં શરૂ કરવી.

આ મૂંગા કાર્યની કદર તરીકે તેમની મુંબઈનાં શેરીફ તરીકે નિમણૂંક થઈ છે એમ કહી શકાય. મુંબઈમાં દર વર્ષે હિંદુ, મુસ્લિમ, પારસી કે ક્રિશ્ચિયનની વારા ફરતી આ સ્થાને પસંદગી થાય છે. આ વર્ષે પારસીનો વારો હતો એટલે અત્યારના શેરીફ શ્રી. એ. એ. જસદણવાળા નિવૃત્ત થતાં તેમની જગાએ શ્રીમતી લામ નિમાયાં છે.

અત્યારે તેમની ઉમ્મર લગભગ ૪૮ વર્ષની છે; છતાં તેમની કાર્યશક્તિ અને બુદ્ધિ વગેરે એવાં એ જ છે. તાજેતરમાં જ અખિલ હિંદ સ્ત્રી પરિષદના પ્રતિનિધિ તરીકે ઓસ્ટ્રેલિયા ખાતે ભરાયેલ 'ઓસ્ટ્રેલિયન વીમેન્સ ચાર્ટર કોન્ફરન્સ'માં હાજરી આપી પોતાની શક્તિનો તેમણે પરિચય આપ્યો છે.

શેરીફ તરીકે પસંદગી થયા પછી એક વર્તમાનપત્રના પ્રતિનિધિએ તેમની મુલાકાત લીધી હતી, તે વખતે તેમણે દર્શાવેલા કેટલાક વિચારો તેમની કાર્યશક્તિ અને ચારિત્રનો પરિચય આપે છે.

કોરપોરેશન સંબંધી વિચાર દર્શાવતાં તેમણે કહ્યું કે, "કોરપોરેશનના એકે એક સભ્યની શહેર માટે પૂરેપૂરી જવાબદારી છે. શહેર વધુમાં વધુ સારું કઇ રીતે થાય તે માટે તેનામાં ધગશ હોવી જોઇએ. આ માટે દરેક મતદારે દરેક સભ્ય નિરાંતે બેસી ન શકે એ જાતની પરિસ્થિતિ ઉત્પન્ન કરવી જોઇએ." તેમણે વાત દરમ્યાન કહ્યું પણ ખરું: "ઈંગ્લેન્ડ અને ઓસ્ટ્રેલિયાની પરિસ્થિતિ જુઓ. ત્યાં સ્ત્રીમતદાર મંડળો કોરપોરેશનના સભ્યો અને મતદારો વચ્ચે સાંકળ તરીકે કામ કરે છે. સ્ત્રી-સભ્યો જનતાની ફરિયાદો અને અગવડો એકત્ર કરી, પોતાનો અવાજ શહેરી સભ્ય પાસે રજૂ કરે છે; અને જો કોરપોરેશન કે મ્યુનિસિપાલિટી આ સંબંધી કંઇ ધ્યાન નથી આપતાં, તો તે સભ્ય ફરી વખત ચુંટાઈ જ ન શકે, એ જાતનું શહેરમાં વાતાવરણ તૈયાર કરી દે છે." આમ કહી આ જાતની સ્ત્રી-સંસ્થા દરેક શહેરમાં ઊભી થાય તેવી ઇચ્છા તેમણે વ્યક્ત કરી હતી.

મુંબઇ શહેરમાં પ્રવર્તી રહેલી અશાંતિનો ઉલ્લેખ થતાં તેઓ જરા ઉગ્ર હતાં. "જુદી જુદી કોમો વચ્ચે મેળ સધાય એ રીતનાં દરેક યત્નો હું કરી છૂટીશ. કોઇપણ બુદ્ધિશાળી માણસ આ પ્રકારની અશાંત પરિસ્થિતિ નિભાવી શકે નહિ. તોફાન કરનારાંઓ જાણતા નથી કે તેમના આ વર્તનથી પરદેશમાં હિંદ વિષે કેવી ખરાબ મનોવૃત્તિ કેળવાય છે. આથી પ્રત્યાઘાતી તત્ત્વો આ પરિસ્થિતિનો લાભ ઉઠાવી દુનિયા સમક્ષ જાહેર કરે છે કે, હજુ 'હિંદ પોતાનું ઘર સંભાળી લેવા જેટલી યોગ્યતા ધરાવતું થયું નથી."

શહેરમાં મકાનની અછતનો પણ તેમણે ઉલ્લેખ કર્યો હતો; અને શહેરના મરણપ્રમાણ પર તેની મોટી અસર છે એ પણ તેમણે જણાવ્યું હતું. "બાર બાર ફીટની નાનકડી ઓરડીમાં પંદર પંદર માણસને રહેવાનું હોય ત્યાં બીજું શું થાય?" પરંતુ સરકારે આ પ્રશ્નને પોતાનો કર્યો છે તે જાણી તેમણે સંતોષ વ્યક્ત કર્યો હતો.

તેઓ રેઈસમાં કદી જતાં નથી. છતાં શહેરમાંનાં રમતગમતનાં મેદાનોનો ઉલ્લેખ થતાં તેમણે કહ્યું: 'એવાં સ્થળો છે જ ક્યાં? માટુંગામાં સરકારના આશ્રયથી ચાલતું લેબર વેલફેર કેમ્પ જુઓ. તેની કોઇ સંભાળ રાખનારું પણ નથી, અને તેનો ઉપયોગ પણ થઇ શકતો નથી. કાગળ ઉપર યોજના સારી દેખાય છે; પણ કાર્ય માટે એટલું બસ નથી."

પોતાની શેરીફ તરીકેની નિમણુંકને તેમણે હિંદી સ્ત્રીઓની ચળવળની સરકારે કરેલી કદર તરીકે વર્ણવી હતી, અને શહેરની 'પીસ-કમીટી'માં એકે સ્ત્રી નથી તે માટે દિલગીરી વ્યક્ત કરી, લોકપ્રતિનિધિ સભામાં દરેક પ્રાંતમાંથી બહેનોને લેવામાં આવેલ છે એમ જણાવી સંતોષ વ્યક્ત કર્યો હતો.

આ સિવાય ભિખારીના મૂંઝવતા પ્રશ્નમાં પણ તેમને રસ છે, અને ભિખારી-તત્ત્વ દૂર કરવા માટે અત્યારની આપણી આર્થિક રચનામાં સંપૂર્ણ ફેરફાર તેઓ ઇચ્છે છે.

મુંબઈ પ્રાંતના પ્રથમ સન્નારીને તેમની મહેચ્છાઓ ફળીભૂત કરવાની તક મળી છે; તેમાં તેમને સિદ્ધિ મળો.

# ભરત ગૂંથણ



કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

[ ગતાંકથી ચાલુ ]

## સાંકળી ટીભની નવી નવી રીતો

(૭) આ જાતની ટીભ ગોળ ચક્કર જેવા ફૂલ કે બુટ્ટા ભરવામાં વપરાય છે. જેમાં સોય આડી આંટી પાડીને સાંકળી પાડયા પછી બહાર નીકળેલી સોયને થોડે છેટે ગળકાવવાથી આ જાતની ટીભ પડે છે.

(૮) મંકોડા સાંકળી— રોમન ચેઈન —આ રીત પણ કોઇ કીનારીની પહોળી સાંકળી ભરવા માટે વપરાય છે. તેની આંટી નાખવાની રીત સાંકળીની રીત જેવી જ હોય છે. ફેર માત્ર એટલો કે સોય જરા ત્રાંસી નાખી આંટી લેવી અને પછી આંટીને રહેજ ઢીલી રાખી જ્યાંથી સોય કાઢી હોય તેની બરોબર સામેથીજ મૂળ આંટીમાંથી કાઢી, નવી આંટી નાખવી.

| | | | |
|---|---|---|---|
| ૧* | *૨ | *૫ | *૭ |
| ૩* | *૪ | *૬ | *૮ |

દાખલા તરીકે ઉપર ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, એ બિંદુ આપ્યા છે, તેમાંથી પહેલ વહેલી સોય ૧* બિંદુમાંથી કાઢી હવે સોય ૩* બિંદુમાં નાખી, ૨* બિંદુ સાંસરવી કાઢો. અને દોરાને આંટી નાંખો. આ આંટીને ખેંચીને સખત બાંધ્યા પહેલાંજ ૪* બિંદુમાં આંટીની અંદર જ સોય નાખી ૫* બિંદુ સોંસરવી કાઢો. અને પછી જરા ખેંચશો એટલે પહેલી પાકી બંધાઇ જશે. હવે ૫* બિંદુ આડી આંટી નાખો. તે ઢીલી રાખી પાછી સોય ૬* બિંદુમાંથીજ ૭* બિંદુમાં કાઢવી. એમજ આગળ ચાલ્યે જવાથી ચોરસ સાંકળી પડયે જશે.

(૯) કંટાળી કિનાર— આ પણ સાંકળીની આંટીની જ એક નવી રીત છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| * | * | * | * | * | * |
| * | * | * | * | * | * |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

પહેલી એક બિંદુમાંથી દોરી કાઢી સોય ૭* ૮* બિંદુમાં કાઢી અને તેને દોરાની આંટી નાખી, પછી સોય ૨* ૩* બિંદુમાંથી કાઢી તેને આંટી નાખી, પછી ૯* ૧૦* બિંદુમાં સોય નાખી આંટી પાડવી એમ સામ સામી લીટીએ ચાલ્યા જવાથી કિનારી બંધાતી જશે.

(૧૦) ઘાસની સળીઓ કે એવું ભરવા માટે આ રીત વપરાય છે. મુખ્ય રેખાની બન્ને બાજુએથી વારા ફરતી સોય નાખી મુખ્ય રેખાની અંદર કાઢી, આંટી નાખ્યે જવાથી આવું ભરત તૈયાર થાય છે.

(૧૧) નંબર ૧૦ ની જ રીતે પણ ગોળાકાર પાંદડીને ભરવાની આ રીત છે. તેમાં પણ પાંદડીને કિનારેથી સોય નાખી મુખ્ય નસ પાસે આંટી પાડતા જવાની હોય છે. આ રીતના ભરતમાં પાંદડું અણી તરફથી ભરવું સુગમ પડે છે.

(૧૨) ગાજ ભરતની આંટી બનાવવી

નંબર ૩ની ટીભની જાતની આ રીત છે. આમાં પાંદડાની નસો ભરાવાની સાથે પાંદડાની કિનાર બંધાતી જાય છે. પહેલાં એક બાજુનું અરધું પાંદડું ભરી લીધા પછી બાકીનું અરધું ભરાય છે. એમાં નસમાંથી સોય નાખી કિનારે કાઢતા જવાની અને આંટી નાખતા જવાની હોય છે. જો ઉપરથી શરૂ કરીએ તો અવળી નસો પડે છે ચિત્રમાં છે તેમ, અને નીચેથી— અણીએથી— શરૂ કરીએ તો સવળી નસો પડે છે.

(ચાલુ)

સેવા અને સુશ્રુષા માટે જાત ઘસી નાખતી હિન્દી



# નર્સની આપવીતી

મૂળલેખીકા : મીસ શકુંતલા

અનુવાદક

**શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ**



હું પ્રફુલ્લિત હૃદયે ઘેર પહોંચી. એક નિરાધાર નર્સનો લાભ ઉઠાવવાની બદદાનત ધરાવતા એક બદમાસ ડોક્ટરના પંજામાંથી છટકી, ક્રોધથી ફફડતી નર્સીંગ હોમમાંથી હું બહાર પડી તે પળે મારા દિલમાં જે ફ્રાસકો પડ્યો હતો તે ઘર નજીક આવતાં હળવો બની ગયો. વીણાના અનેક તંતુઓમાંથી પસાર થતા, વિધવિધ નાદના મિશ્રણથી સરજાતા કોઈ મંજુલ સંગીતની પેઠે એક જ વિચાર મ્હારા હૈયામાં ઘર કરી રહ્યો. વટોળે ચઢેલા મ્હારા માનસમાં પણ એજ ગંભીર વિચારે હું ટકી રહી.

જે નર્સીંગ હોમમાં હું કામ કરતી હતી તે એક શાપ સમાન હતું. એક કેદખાનામાંથી હું નાસી છૂટી હતી. આકાશની નિર્મલતામાં ને રાજમાર્ગ પર ઉગેલાં વૃક્ષોની નીલમનીલી સુંદરતામાં મને કદીએ આટલો રસ નહોતો પડ્યો. સ્વાતંત્ર્ય-સ્વતંત્રતાનું મનોરમ સંગીત જ મ્હારા હૈયામાં ગુંજી રહ્યું હતું. ભવિષ્ય ઝાંખું હતું, છતાં સરિતાજલ પર પથરાયલા ધુમ્મસ સમોવડું ભાસતું : પ્રભાત સૂર્યનાં કિરણો ક્યારનાં ય એને આવરી લેતાં હતાં.

ગુલામીના બંધનમાંથી મૂક્તિ. એ ગુલામીએ તો મ્હારૂં સ્વમાન હણી નાખ્યું હતું. મ્હારૂં જીવન નિષ્ફલ બનાવી મૂકયું હતું. મ્હારા મનોરાજ્ય પર ઝઝૂમતા અનંત ત્રાસવાદળોથી હું વિમૂક્ત બની હતી. ગમે તે થાય; હું સ્વતંત્ર હતી. એથી મ્હારામાં નવું જોમ આવ્યું હતું. હું વીરતાથી બેપરવા બની હતી.

પરંતુ મ્હારી મૂળ વાત કહેવાની તો રહી જ ગઈ...

નર્સીંગના ધંધામાં મેં દશ વર્ષ ગાળ્યાં હતાં, છતાં એક પ્રશ્નનો મ્હને કદીયે સંતોષકારક ઉત્તર મળી શકયો નથી. હિંદની પ્રજાની નજરે નર્સીંગનો ધંધો તુચ્છકાર ભર્યો કેમ લેખાય છે? દુનિયાના દરેક સંસ્કારી દેશમાં નર્સો દયાની દેવીઓ તરીકે પૂજાય છે. બાટાનના બચાવ વખતે મૂઠીભર નર્સોના વીરતા ભર્યા મહાકાવ્યે તો ફિલ્મજગત આખે કીર્તિકળશ ઢોળ્યો હતો.

એવી પ્રસંશાઃ એવી કદરઃ હિંદમાં એનું શમણું પણ આવી શકે તેમ નથી.

દરેક સંસ્કારી દેશમાં નર્સીંગને ધંધાદારી ક્ષેત્રમાં અતિશય વજુદ અપાય છે. શાળા કે વિદ્યાલયનો અભ્યાસ પૂરો કર્યો બાદ કોઈ પણ કન્યા સ્વભાવિક રીતે જ નર્સીંગનો અભ્યાસક્રમ પસંદ કરી શકે છે. પછી એનું લગ્ન પણ થાય છે ને સમાજમાં તે પોતાનું સ્થાન પણ પ્રાપ્ત કરી લે છે. એકવાર તે નર્સ હતી, એ હકીકત કદીયે એના જીવનવિકાસમાં અંતરાય રૂપ નીવડતી નથી.

પરંતુ હિંદમાં એવી ઉદારતાનો અભાવ છે. હિંદમાં તો નર્સીંગના ધંધાને અણિક-

વૃત્તિની સમાન કક્ષાએ મૂકી દેવામાં આવ્યો છે.
બીજા દેશોમાં જે એક સામાજીક કાર્ય-કુશળતા લેખાય છે તે હિંદમાં સામાજીક અનિષ્ટ મનાય છે : જો કે એ અનિષ્ટ નભાવી લેવું પડે છે જ.

મ્હારી નણંદ એકવાર ગંભીર બીમારીના બિછાને પડી. એના છેલ્લા દિવસમાં મ્હારે એની ચાકરી કરવાનું આવ્યું. તમામ વૈદ્યકીય ઉપાયો અજમાવ્યા. નર્સીંગમાં પણ જરા ય કચાશ રાખી નહિ, છતાં એ બિચારી સ્વર્ગે સંચરી. શોકઘેલાં સંબંધીઓને સાન્ત્વન આપતી હું કકળતી હતી ત્યારે એક જણું મ્હારા પર છંછેડાઈ પડ્યું: "તને કશું ન લાગે! તારો જીવ ન બળે ! તારો તો રોજીંદો ધંધો છે."

નર્સીંગના ધંધા પ્રત્યેના આવા વલણથી પણ એનો અર્વાચિન વિનીપાત થયો છે. કહેવત છે કે બદમાસ અંતે દેશભક્ત બને. આર્થિક અને સામાજીક સંકટમાં ફસાયલી અબળા છેવટે નર્સ બને.

આપણને કહેવામાં આવે છે કે આ મધ્યમવર્ગનો ઉષઃકાળ છે. કોઇપણ ધંધામાં રોકાયેલો પ્રત્યેક કામદાર પોતાનાં મહાજન કે મજૂરસંઘોથી સુરક્ષિત છે. શ્રમજીવી જનતા ચૂસણનીતિનો ભોગ ન બને તેની એ સંસ્થાઓ તકેદારી રાખે છે. ભંગીઓ ને હરિજનોના પણ સંઘો સ્થપાયા છે. દુઃખમાં સબડતી માનવતાની વહારે ધાવા કેટકેટલા જ્યોતિર્ધરો કુદી નીકળ્યા છે. પરંતુ ખરેખર તેઓ દુઃખીની વહારે ધાય છે ખરા !

પરંતુ ખાનગી હોસ્પીટલોમાં પેટિયા માટે મજુરી કરતી નર્સો પ્રત્યે તો એ મજૂરો માટે મરી ફીટનાર આગેવાનો કે પ્રજાજનોમાંથી કોઈનું ય ધ્યાન ખેંચાયું નથી. કેટલીક વાર નર્સીંગ હોમમાં નર્સો અઢાર અઢાર કલાક વૈતરૂં કુટે છે, છતાં કોઇને એમને માટે વિચાર સરખો આવતો નથી. ગુમાસ્તાધારો પણ એમને લાગુ પડતો નથી. મધ્યમ વર્ગના મહારાજ્યમાં એક પણ ખૂણે એમનું સ્થાન નથી, એમ માની લેવું કે શું ? કે મધ્યમ વર્ગની આ સદી જુદા જ પ્રકારની છે ? એના લાભ કેવળ પુરુષોને જ મળવાના છે ? કે નર્સોએ સ્ત્રીઓનો જમાનો આવે ત્યાં સુધી હાથ જોડી બેસી રહેવાનું છે ?

જે પળથી તે નર્સનો સફેદ પોષાક પરિધાન કરે છે ત્યારથી એક વાત એને માટે નક્કી છે અને એ વાત એના દિલમાં ઘર કરે છે કે, જીવન એને માટે પુષ્પોની શય્યા નથી, પરંતુ કંટકમય બિછાનું છે. જે માનવદર્દો દૂર કરવા સર્જાયેલી છે તેણે પોતાના લોહી ઉકાળામાંથી નિરાંત અનુભવવાની કદી યે આશા ન રાખવી.

આ તાત્વિક સિદ્ધાંત ગ્રહણ કરીને નર્સ વિષાદપૂર્ણ હૃદયે પોતાના ધંધામાં ઝંપલાવે છે. અભ્યાસ કરતી વખતે પણ એના પર ઘણું ઘણું વીતે છે. ચાર ચાર વર્ષ સુધી એમને એ ચક્કીમાં પીસાવાનું હોય છે. ગજબ શિસ્તના પાલન ઉપરાંત એમના જીવનમાં એક વાત મુખ્ય બની રહે છે; દિલમાં ઉભરાતી તમામ નૈસર્ગિક ભાવનાઓને નર્સે તિલાંજલિ આપવી જ જોઈએ. હું જે. જે. હોસ્પીટલમાં શિક્ષણ લઇ રહી હતી તે વખતે એક વાર હું મ્હારા માટે નિયત થયેલી ફરજ બજાવી ચૂકી હતી ને ખૂબ થાકી જવાથી મ્હારી રૂમમાં આરામ કરવા પડી હતી. પરંતુ એક કલાક પણ પૂરો થયો નહિ હોય ને મ્હને મ્હારી ઉપરી તરફથી તાકીદનું તેડું આવ્યું. કંઇક ભૂલ થઇ ગઇ હશે તેથી મ્હને બોલાવતાં હશે એમ મનમાં મુંઝાતી, મેં મ્હારો પોષાક ફરી ધારણ કર્યો ને એના કાર્યાલય તરફ લગભગ પરાણે ઘસડાઇ. ત્યાં જમદૂતની પેઠે એ બેઠી હતી. એના રોજીંદા ઠંડા સ્વભા-

વધી આંગળી કરી એણે હુકમ છોડ્યો. પાણીનો જામ એના મેજ પર યથાસ્થાને મૂકયો નહોતો : થોડાક ઈંચ દૂર હતો : એમ કેમ બન્યું ?

મ્હારા શિક્ષણના ગાળામાં અવાર નવાર હુલ્લડો ફાટી નીકળતાં. કોમી પ્રશ્નની આંટી ઘૂંટીમાં હું કશું જ સમજતી નહિ. દવાખાનું છોડી જવાની અણી પર હતી તે વખતે એક વાર હુલ્લડના સમાચાર આવ્યા. ઘવાયલાનો ધસારો થાય તેને પહોંચી વળવા તૈયારી કરવાના હુકમો છૂટયા. ઘવાયલાં દર્દીઓ આવતાં ગયાં તેમ આરામની કલ્પના માત્ર ઓસરી ગઈ.

કેટલાક ઘવાયલા દર્દીઓથી વોર્ડ ઉભરાઇ ગયો. નિષ્કારણ ધમાલ વધી પડેલી જોઈ મેં દર્દીને કહ્યું : 'જુઓ, બહાર તમે લોકો છો તે એક બીજાનાં ગળા કાપો છો, પરંતુ દર્દી તરીકે અહીંનો જ ન્યાય નિહાળો. તમે બધા જ એક છો કે નહિ ? હિંદુ કે મુસલમાન : તમામ દર્દીઓ આ ખંડમાં જ પડયા છે ને !' તેઓ હસતાઃ ઘા કરનાર ને ઘા ઝીલનાર દર્દી સામાન્ય મૈત્રીમાં હાથમાં હાથ મીલાવી આગળ વધતા.

હું હોસ્પીટલમાં ત્રણેક મહિના રહી હોઇશ. ત્યાં સારા ઘરની એક સ્ત્રી સુવાવડ માટે આવી. પરંતુ કમનસિબે તેનું બાલક જન્મ પામ્યા પછી એક અઠવાડિયા બાદ એક રાત્રે અચાનક અવસાન પામ્યું. એ બાઇ હોસ્પીટલ છોડી ઘેર જઈ મૃતબાલકની ધર્મ-ક્રિયા કરવા ઉદ્દેશ્ચ ચઢી, પરંતુ એ પલે મૃત-બાલકના દેહને સ્પર્શ કરતાં તો એ ડરતી હતી. મુખ્ય નર્સે બાલકને બ્લેન્કેટમાં લપેટી આપવા મને કહ્યું. જાણે તે હજી યે જીવતું હોય તેવો દેખાવ કરવા સૂચના કરી. એક ટેક્સી ભાડે કરી માતા અને મૃતબાલકને બહાર મૂકી આવવા હુકમ કર્યો.



મ્હને એ વાત ગમી તો નહિ, કારણ કે જીંદગીમાં પહેલી વાર મૃતદેહોને સ્પર્શ કરવાનો આ પ્રસંગ હતો ને એ કસોટીમાંથી પાર ઉતરવામાં મને ડર લાગતો હતો. હું જરા સંકોચ પામતી ઉભી હતી ત્યાં આવી બાબતોમાં કસાયલો વોર્ડબોય બોલી ઉઠયોઃ "સીસ્ટર, એક મૃત બાલકનો તમને ડર લાગે છે ? મુર્દાના ઢગ ફેંદવા પડશે ત્યારે તમારી શી દશા થશે ? "

કસોટી માટે મેં મારા દિલને મજબૂત કર્યું, પેલા બાલકને મેં વસ્ત્રો પહેરાવ્યાં, એનાં મોઢા પર પાવડર પણ છાંટયો, ટોપી પહેરાવીને બ્લેન્કેટમાં વીંટાળી લીધું. ત્યાં વળી એક બીજી મુંઝવણ ઉભી થઈ. પેલી માતાએ પોતાના બાલકને ઉચકવા ના પાડી. શોકથી ઘેરાયલી એ તો ધ્રુસકે ધ્રુસકે રડવા જ મંડી પડી. ત્યાં પેલો વોર્ડબોય અમારી કુમકે આવ્યોઃ "આમ અકળામણ કરશો તો અમે કોઇ તમને મદદ કરીશું નહિ." એણે પેલી બાઈને સાફ શબ્દોમાં સુણાવી દીધું, એટલે પેલી બાઇને પરાણે તૈયાર કરવી પડી. ટેક્સી બોલાવવામાં આવી. મ્હારા હાથમાં મૃત બાલકનો દેહ લઈ હું આગળ ચાલી ને પેલી માતા મારી પાછળ આવી. આમ આ કરુણ સરઘસ મોટર આગળ પહોંચ્યું. માતાની વીરતાથી એ કસોટી પાર

ઉતરી. અવાર નવાર તે પોતે મ્હારો ઉપકાર નહિ ભૂલે એવું મ્હારા કાનમાં કહેતી.

છ મહિના પછી એક બહેનપણીને ત્યાં લગ્ન પ્રસંગે મ્હારે બાર જવાનું થયું. ત્યાંની માનવમેદનીમાં મેં પેલી બાઇને ઓળખી કાઢી. મોં પર સ્મિત ધારણ કરી હું તેના તરફ આગળ વધી. તુચ્છકાર કરવામાં આવશે એવી મને કલ્પના પણ નહોતી. પરંતુ એ બાઇએ તો જાણે મને ઓળખતી જ નથી એવો દેખાવ કર્યો ત્યારે તો મ્હારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જ્યારે મેં એને બધી વાતની યાદ દેવરાવી ત્યારે પણ 'હાં હાં' એમ કહી તેણે ચાલતી:જ પકડી.

થોડાં વર્ષો વીતી ગયાં. મેં જરા વધારે વધારે અનુભવ મેળવ્યો. હોસ્પીટલના જીવનને અને નવા સ્વભાવનો અભ્યાસ થયો. નર્સીંગના કામ ઉપરાંત નર્સોએ ડૉક્ટરની પણ પળશી કરવાની હોય છે એવી મને વધારે ને વધારે પ્રતિતિ થતી ગઈ. હલાલ કરવા નિર્માણ થયેલા બકરા જેવું નર્સોનું સ્થાન છે. હોસ્પીટલમાં કાંઈપણ દોષ જણાય કે એનો ભાર નંખાય નર્સ ઉપર.

સુવાવડના કેસોમાં તો બધુંજ દોષારોપણ નર્સો પર જ થવાનું. ડૉક્ટર કેસના ચાર્જમાં હોય. જ્યારે એમની ખાસ જરૂર હોય ત્યારે એ હાજર જ ન હોય. દર્દીની પાસે ઉભા રહેવાની ફરજ નર્સની. જ્યારે જરૂર પડે ત્યારે ડૉક્ટરને બોલાવી લાવવાની ફરજ નર્સની.

જો એ ડૉક્ટરને જરાક વહેલા બોલાવે તો કીમતી સમય બરબાદ કરવા બદલ ડૉક્ટર નર્સની ધૂળ કાઢી નાખે. બરાબર ટાઇમસર બોલાવવામાં આવે તો પણ એને મોડા બોલાવ્યા બદલ નર્સને જ દોષ દેવાય.

એક વાર હોસ્પીટલમાં એક દર્દીની સંભાળ મ્હારે રાખવાની હતી. સુવાવડનો એ કેસ હતો. કરમને લીધે ડૉક્ટર રોકાઇ ગયા. દર્દીને ડૉક્ટર ન આવ્યા એ ખૂંચ્યું. તે એક શ્રીમંત ગુજરાતી બાઈ હતી. હોસ્પીટલમાં સારામાં સારી તબિયત સચવાય તે માટે એણે જરૂરી બધા જ પ્રકારનાં નાણાં ખર્ચ્યાં હતાં. પરંતુ આમ અને પૂરની પેઠે હુલ્લડ પણ પરમેશ્વરની જ કરામત છે અને મનુષ્યો તેની અગાઉથી આગાહી કરી શકતા નથી. મ્હારાથી બને તેટલી એને શાન્ત રાખવા મેં પ્રયત્ન કર્યો. સારામાં સારી રીતે હું સુવાવડ કરી શકીશ એવી મેં તેને સંપૂર્ણ ખાત્રી આપી. બાલક સલામત રીતે અવતર્યું પણ ખરૂં. એને પુત્ર આવ્યો. ભૂતકાળમાં કૃતઘ્નતાના અનેક દાખલાઓ અનુભવ્યા હતા તેમ કૃતજ્ઞતા પણ હદપારની જગતમાં અસ્તિત્વ ધરાવે છે એ પણ મેં અનુભવ્યું છે. એ ગુજરાતી બાઇએ મને અનેક ભેટ સોગાદો આપી, એટલું જ નહિ, પણ જીવનભરની મ્હારી અનુપમ સખી બની રહી,

એક બીજી હોસ્પીટલમાં માનવ સ્વભાવનો મને બીજો પરચો પડ્યો. એક વૃદ્ધ પણ શ્રીમંત ભાટીઆને નિરાશાજનક વ્યાધિથી પીડાતો હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યો. લક્ષાધિપતિ હતો એમ મને જાણવા મળ્યું. એની સંભાળ રાખવા માટે એના પોતાના ચાકરોનું ધાડું હતું, તે ઉપરાંત હોસ્પીટલની એક નર્સ તેની સારવારમાં રહે એવી તેણે ઇચ્છા દાખવી, ને એ કામગિરી મને સોંપાઇ.

એ વૃદ્ધની માંદગી ઘડીમાં ગંભીર બની જતી ને ઘડીમાં સુધારા પર જણાતી. ત્રણ મહિના એમણે હોસ્પીટલમાં ખેંચી કાઢ્યા. એમના પુત્રો અવાર નવાર હોસ્પીટલમાં રહેતા. એ તો દેખીતી રીતે છેડાઇ પડ્યા. એમના પિતા બીમાર હતા તેથી એમને આરામ નહોતી, પરંતુ હંમેશાં એ ઉચો જીવ રીબાતા એની જ બારે ચિંતા હતી. એ સાજા પણ નહોતા થતા તેમ એમની બીમા-

રીનો અંત પણ ન હોતો આવતો. એકાદ પુત્રે તો કહી પણ નાખેલું કે 'આ બુઢો હવે ટળે તો સારૂં કે એમનાં નસીબ ઉઘડે.'

એક રાત્રે તેમણે ધમાલ મચાવી મૂકી. હોસ્પીટલના વૉર્ડબૉય અને નર્સોને ભેટ-સોગાદો આપવા માંડી. એવા તે શા શુભ સમાચાર હતા કે તેઓ આવા ઉલ્લાસમાં આવી ગયા હતા? એમના જવાબથી હું તો ડઘાઇ જ ગઈ. ઉત્તર આપવાની એમની હિંમત પણ જબરી હતી. એમના પિતાનું અવસાન થયું હતું.

અત્યંત કરૂણ કિસ્સો તો એ જ હોસ્પીટલમાં થોડા સમય પછી બન્યો. એક શ્રીમંત ગુજરાતી યુવાનની નવવધુને પેટના દર્દ માટે હોસ્પીટલમાં દાખલ કરવામાં આવી. દિવસો ને મહિનાઓ સુધી એ કેસ લંબાયે ગયો. એનો પતિ તો ચિંતાથી અર્ધો થઇ ગયો. પત્નીની પથારીથી એ ક્ષણ પણ અળગો થતો નહિ. એના પત્નીવ્રત ને સ્નેહભાવથી હોસ્પીટલની પ્રત્યેક વ્યક્તિને માન પેદા થયું. પેઢી પર અત્યારના ધંધા પ્રત્યે એ બેદરકાર રહેતો હતો. સાધુઓ ને જ્યોતિષીઓ પાછળ એ પાણીની માફક પૈસા રેડતો. નજીવા ખોરાકથી એ ચલાવી લેતો. એની પત્નીની તબીયત સુધરે એવી પ્રાર્થના ફળેલી જોઈ હોસ્પીટલમાં દરેકને સંતોષ થયો. અણીની પળ પસાર થઈ ગઇ ને એક પખ્ખવાડીયામાં તો તે હોસ્પીટલ છોડવા લાયક બની. આરોગ્યધામોના લાંબા પ્રવાસ માટે ઉલ્લાસિત બનેલા પતિએ એક સુંદર કાર્યક્રમ ઘડી કાઢયો હતો. પંચગની, માથેરાન, ઉટી, કોડાઈ કેનાલ અને છેવટે કાશ્મીર જવાનું ઠરાવ્યું હતું.

પરંતુ હોસ્પીટલ છોડવાના એક જ દિવસ અગાઉ પતિને સખત ખાંસી થઇ આવી. સવારમાં એની શરૂઆત થઇ. બપોરે અવાર નવાર આવતી, પરંતુ રાત્રે તો તેને ઝંપવા જ ન દીધો. મધ્યરાત્રે તો ડૉક્ટરને બોલાવવાની જરૂર પડી. ગંભીર પ્રકારનો ટાઇફોઇડ એને લાગુ પડી ચૂકયો હતો. એક અઠવાડિયામાં તો એ પતિનું પ્રાણપંખેરૂં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ઉડી ગયું. એની પત્નીના નિર્બલ હાથમાં જ એ પ્રેમી પતિએ પ્રાણ છોડયા. એનું ભાન જવાની અણી પર હતું ત્યારે એના છેલ્લા શબ્દો: "પાર્વતી, આપણે કાશ્મીર ન જઈ શક્યા હોં!"

એક વાર એક ભાટીયા યુવાનને ટાઇફોઇડના દર્દી તરીકે હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યો. હમણાં જ એની વળતી દશા થઈ હતી. અણીની પળ વીતાવી હવે એ સુધારા ઉપર હતો. એને 'સ્પંજ બાથ' આપવાનું કામ-કાજ વૉર્ડબૉય કરતા, પરંતુ એક વાર એ કામગીરી મને સોંપવામાં આવી.

કદાચ જીવનમાં પહેલી જ વાર એક યુવાન નર્સના હાથે આમ સ્પંજ બાથ લેવાનો એને પ્રસંગ સાંપડયો હશે. મેં ચાદર ખસેડી નાખી, થોડુંક શરીર ખુલ્લુ કરી મેં પાવડર નાંખ્યો. નર્સોને આવી બાબતનું શિક્ષણ અપાયેલું હોય છે એટલે આ બધું યંત્રવત થયે જતું હતું. દર્દીનો દેખાવનો એમને વિચાર પણ આવતો નથી. આ યુવાન હજી ઉગતી જુવાનીમાં જ હતો. એટલે નર્સના સુંવાળા હાથનો સ્પર્શ થતાં જ એની લાગણીઓ સતેજ બની, એના મોંના ખૂણામાંથી થૂંક બહાર આવવા લાગ્યું. એની દષ્ટિમાં પાછલી ચમક આવી, અનંત શિકારીની નજર ત્યાં ભભૂકી રહી. હું નવો પાયજામો પહેરાવતી હતી ત્યાં એણે જોરથી મ્હારા હાથ પકડી લીધા.

મેં એ યુવાન તરફ નજર કરી. એવો તો એ પલટાઈ ગયો હતો કે એનાં નયનમાંથી અશ્રુબિંદુઓ ટપકી રહ્યાં. પ્રથમ તો

આંસુનાં દર્શન થયાં, પણ પછી તો એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. પ્રમાણમાં અતીશ્રમિત થયેલા એના સ્નાયુઓને સાન્ત્વન આપવા હું કશું જ વિચારી શકી નહિ. માત્ર એના મસ્તકને મેં છાતી સરસું ચાંપી રાખ્યું ને એના માથાને પસવારી રહી—એક માતા રડતા બાલકને છાનું રાખે તેમ. ને અને શાન્ત થયો.

જાહેર હોસ્પીટલમાં હું કામ કરતી હતી-ત્યાં સુધી મ્હારૂં જીવન એક સરખું વહે જતું; પરંતુ ખાનગી હોસ્પીટલમાં મેં કામ કરવા માંડયું. ત્યાં જુદી જ લીલા નજરે પડી, સ્વમાન-ભંગના તો ગંજ ખડકાયા. હિંદની તમામ નર્સોની એ જ દશા હશે એમ મ્હારૂં તો માનવું છે. અઢાર અઢાર કલાક વહિ જાય છતાં ફરજમાંથી નિવૃત્તિ ન મળે, ને ઉપરથી ઠપકા સાંભળવા પડે એ તો જુદા. કેટલીક વાર તો મ્હારૂં મગજ ખૂબ જ પાકી આવતું.

કોલસાની ખાણોના માલિકોની આત્મા વેચીને ચલાવાતી ચૂસણ નીતિ મુલકમશહૂર છે. પોતાને ચઢતા દિવસમાં મજૂરી કરી, પરસેવો પાડી, એને લાખો રૂપિયા એકઠા કરી આપનાર માતાઓનો એને કદી યે વિચાર આવતો નથી. મુંબાઇમાં ખાનગી હોસ્પીટલ ધરાવનાર અને પોતાને નિષ્ણાત ડોક્ટર અને સર્જન મનાવનારની મનોદશા પણ આવી જ હોય છે. ખાણના માલિકો યોગ્ય કેળવણી પામેલા હોતા નથી, એટલે માનવતા પ્રત્યેના આવા વર્તન માટે તેમને ક્ષમા આપી શકાય, પરંતુ ખાનગી નર્સીંગ હોમ ચલાવતા ડોક્ટરો અને સર્જનો તો દેશના ખરાબમાં ખરાબ લોહીચૂસક શેઠિયા કરતાં પણ હજાર દરજ્જે હીણા છે. ડોક્ટરનો ધંધો જગતમાં ઉમદામાં ઉમદા મનાય છે, પરંતુ આવા ક્ષુદ્ર જંતુઓના પાપે આજે તે ધીરધાર કરતા મારવાડી કે પઠાણથી પણ ઉતરતી કક્ષાએ પહોંચી ગયો છે.

ડોક્ટરી ધંધો આજે સફલ થયેલા કેમીસ્ટોથી ઉભરાઈ રહ્યા છે. સાધારણ દર્દો પણ પારખવાની એમનામાં શક્તિ હોતી નથી. તેમનું વર્તન પણ ગજબ તોછડું હોય છે. તેમણે હાથ પણ ન અડકાડવો જોઇએ એવા પૈસો તે હાથમાં લે છે. અને સુધરેલા ખૂની બની તેઓ આખા ધંધાને લાંછન લગાડે છે.

મુંબાઈના એક જાણીતા, નર્સીંગ હોમના એક ડોક્ટર સાથે મ્હારે પહેલી મુલાકાત થઇ ત્યારે મને મ્હારા ભવિષ્યની અગાઉથી જ ઝાંખી થઈ ગઇ. નર્સો માટે એમણે છાપામાં જાહેરખબર આપી હતી. એના જવાબમાં અમે ત્રણ નર્સો હાજર થઇ હતી. ગોળ ફરતી ખુરસી પર ડોક્ટર સાહેબ ઝૂલતા હતા. તેમની સામે પડેલા ટેબલ આગળ અમને ખડાં કરવામાં આવ્યાં. એમણે અમારી કામગીરી સમજાવી. અમારી કામગીરીનો કોઇ નિયત સમય નહોતો એવી એમણે જાહેરાત કરી. પગારની વાતચીત કરી. વધારામાં અમને ચાનાસ્તો આપવામાં આવશે એમ તેમણે જણાવ્યું; એમાં પાણી જેવી ચ્હા, વાસી પાઉં અને ખોરા માખણનો સમાવેશ થતો હતો. પછી અમારા બંધનની છેલ્લી શરત જણાવતાં એ ટટાર ઉભા થયા. ... " એક વાત વધારે. તમારામાંથી કોઇ માસિક બેસતું હોય તો મને અત્યારથી જ જણાવી દેજો, કારણકે એવા ઉમેદવારની તો મ્હારે જરૂર નથી. મારી હોસ્પીટલમાં એવી નિર્માલ્યતાની મૂર્તિઓની મ્હારે જરૂર નથી." કોલસાની ખાણના માલિક અને આ ખાનગી હોસ્પીટલના માલિક ડોક્ટર વચ્ચેની સામ્યતામાં કશું જ બાકી રહેતું નથી.

વળી ડોક્ટરી ધંધામાં ઘણા ઉટવૈદો ઘુસી જવા પામ્યા છે. ડીગ્રીઓના લાંબા પૂછડા પછવાડે તેઓ પોતાનું અજ્ઞાન છુપાવે છે. મ્હારા તો સ્વાનુભવની જ આ વાત છે.

એક લક્ષાધિપતિના દીકરાને ટ્યુમર થયું. એની ખોપરી ખોલી આ દર્દ માટે શસ્ત્રક્રિયા કરવી પડે અને મગજનો કોઇ નિષ્ણાત સર્જન હોયે તે જ આ સાહસ ખેડી શકે; પરંતુ હું જે હોસ્પીટલમાં કામ કરતી હતી એ ડોક્ટર ગમે તેવાં સાહસો ખેડવામાં પાવરધા હતા. એમને ખાત્રી હતી કે દર્દી ઓપરેશન ટેબલ પર જ અવસાન પામશે, છતાં દશહજાર રૂપિયા ફી ઠરાવી એમણે એ શસ્ત્રક્રિયા કરવાનું માથે લીધું. એ છોકરાના બાપને પ્રથમથી જ સુણાવી દીધું, કે 'મૃત્યુની સૌએ સો ટકા બીતી છે' ને પૈસા અગાઉથી જ લઈ લેવામાં આવ્યા.

દર્દીને ઓપરેશન ટેબલ પર મૂકવાની તૈયારી થઇ. એના માથાને લગભગ બારેક વખત મૂંડવામાં આવ્યું. દરેક મૂંડન પછી એના પર લોશન લગાવવામાં આવતું, તેથી ઝેર વ્યાપે નહિ. જવાબદારી પૂરેપૂરી સમજનાર સર્જન પોતાની શક્તિની મર્યાદા વટાવી ગયા. ખોપરી ખોલવામાં આવી. ટ્યુમર દૂર કરવામાં આવ્યું. જગતમાં બે ચાર સર્જનો જ જે ઓપરેશન કરવાની હિંમત કરી શકે છે એ પતાવી નાખવામાં આવ્યું અને અગાઉથી જાહેર કર્યા મુજબ દર્દી દેવલોક પામ્યો.

શાંતિથી સર્જને ખોપરીને ટાંકા લગાવી દીધાં. દર્દીને એના ખાટલા પર લઈ જવામાં આવ્યો. ડોક્ટરે તે પછી પોતાનો બુરખો ને મોજાં દૂર કર્યાં. અને મને બોલાવીને બધી જ ભેદ છૂપો રાખવા તાકીદ કરી. દર્દીને ખાટલા પર સુવાડી ગરમપાણીનો શેક વગેરે વિધિ ચાલુ કરી દેવા સૂચનાઓ અપાઇ. દર્દી હજી ભાનમાં આવ્યો નથી એવું એનાં સગાંસંબંધીને કહેવામાં આવ્યું. મેં એમની દરેક સૂચનાનો અમલ કર્યો. એ મૃતદેહ ન હોય, પણ માનવી બેભાન પડયો હોય એમ શબની સારવાર મેંચાલુ રાખી.

બે કલાક પછી સર્જન એના ખાસ વોર્ડમાં આવ્યા. દર્દીની નાડ તપાસી એને



ડાક્તર કહે, 'તારા ગાલ બહુ સુંદરછે'

*

મૃત્યુ પામેલો જાહેર કર્યો. મ્હારી જીંદગીમાં પહેલી જ વાર ડૉક્ટરનું રોજીંદું સત્ય ઉચ્ચારાતું સાંભળ્યું. 'ઓપરેશન સફળ થયું હતું પણ દર્દી અવસાન પામ્યો' ત્યારેજ રોજ ઉચ્ચારતા એ ધ્રુવવાક્યનું સાચું રહસ્ય મને સમજાયું. ડોક્ટર હાથ પર લે એ દરેક શસ્ત્રક્રિયા સફલ જ થાય છે, પરંતુ દર્દી મરવાનું પસંદ કરે તેમાં બિચારા ડોક્ટરનો શો દોષ ? એને દોષ દઈ શકાય જ નહિ

આમ હોસ્પીટલ સંભાળનાર સર્જન દંભી હતો, તો દવાખાનું ચલાવનાર પંજાબી દૈત્યનો જ અવતાર હતો. એ મ્હારી પાછળ જ પડયો હતો, જાણે કોઇ જુનું વેર વાળવાનું ન હોય ! અન્તે મ્હારે નોકરીને જ ફગાવી દેવી પડી. પ્રથમતો એણે મારા ખાનગી જીવનની માહિતી માગવાની શરૂઆત કરી. હું પરણેલી હતી કે કુંવારી, એ એનો પહેલો જ પ્રશ્ન હતો. આ પ્રકારના એના વર્તન સામે મેં વાંધો ઉઠાવ્યો, એટલે મ્હારા કામકાજમાં એણે ડગલે ને પગલે વાંધા શોધવા માંડયા. કેટલીક વાર મીઠાશથી ને કેટલીક વાર કાયર ધમકીથી એ મને દમ ભરાવતો. એક વાર રાત્રે આઠ વાગે એ મ્હારા નિવાસસ્થાને આવી ચડયો અને સિનેમા જોવા સાથે આવવા આમંત્રણ આપ્યું. મેં એ બદમાસનો સામનો કરવાનો જ નિર્ધાર

નામોસી અને આ અપમાને જ જર્મનીને આવા ભયંકર માનવહત્યારા બનવા માટે ઉશ્કેર્યાં હશે એમ પણ મને થયું.

એ જ ૧૯૪૨ ની સાલમાં આષ્ટી–ચીમુરમાં શું બન્યું હતું એ પણ હજી આપણે ભૂલી ગયાં નથી. એ બનાવોની નિષ્પક્ષપાત તપાસની માગણી કરવાની વાત પણ સરકારે ઉડાવ્યા કરી અને શ્રી. ભણસાળીજીએ એ માટે ઉપવાસ આદર્યો ત્યારે એમ કહેવામાં આવ્યું હતું, કે જે સ્ત્રીઓ પર બળાત્કાર ગુજારવાના પ્રસંગો બન્યા છે એ સામાન્ય પ્રકારની સ્ત્રીઓ હતી. જાણે કેમ ખાનદાની તો અમુક વર્ગમાં જ વસતી હોય ! શીલ અને સ્ત્રીની પવિત્રતા અને આબરુ એ પણ ધનિક વર્ગ માટે અથવા ઉચ્ચ મનાતી કોમો કે ઉપરી અમલદારોની સ્ત્રીઓ માટે જ જાળવવાનાં હોય ! જે કોઇના ફળદ્રુપ ભેજામાં આ વિચાર જન્મ્યો હશે એની માનવતા માટે અને સ્ત્રીજાતિ પ્રત્યેની એની દૃષ્ટિ માટે ખરેખર તિરસ્કાર ઉપજે છે.

અને એવું જ એક ત્રીજું સ્મરણ થોડા સમય પર હૈદ્રાબાદમાં જે બન્યું હતું એનું છે. કુમારી પદ્મજા નાયડુએ પોતે જાતે તપાસ કરીને એ વિગતો જાહેર કરી હતી. એ પરથી સ્પષ્ટ દેખાતું હતું કે સ્ત્રીના શીલને અને સ્ત્રીની પવિત્રતાને ત્યાં બજારૂ ચીજ જેવી બનાવી દેવામાં આવી હતી.

અને હવે આવે છે નોઆખલી. સ્ત્રીઓની લાજ લૂંટવામાં આવી, સ્ત્રીને ઉઠાવી જવામાં આવી અને ખંજરની ધારે કબજામાં રાખવામાં આવી. આ બધાં કૃત્યો કોણે કર્યાં ? શા માટે કર્યાં ? એ સ્ત્રીઓની એમણે કતલ કરી નાંખી હોત, એમને જીવતી સળગાવી દીધી હોત, એમનાં નિર્દોષ બાળકોને એમની આંખ આગળ રહેંસી નાંખ્યાં હોત, તોયે એ કૃત્યો ઓછાં ગોઝારાં ગણાત. પણ આ જે કંઈ બન્યું છે એણે તો જાણે સારાપણાની કે માનવતાની–કહો કે સાચા પુરુષત્વની એક પાતળી રેખા પણ રહેવા દીધી નથી.

સામાન્ય પ્રસંગોમાં પણ માનવી જ્યારે કોઇ સ્ત્રી તરફ કુદૃષ્ટિ કરે છે ત્યારે એ માનવી, માનવી મટીને હેવાન બને છે. રસ્તે ચાલી જતી સ્ત્રીની કોઈ બેશરમ પુરુષ દૂરથી પણ જ્યારે મશ્કરી કરે છે ત્યારે એ પોતાની પશુતાનું જ પ્રદર્શન કરે છે. સ્ત્રીનું શીલ અને સ્ત્રીની પવિત્રતાની અમારે મન આવી કિંમત છે.

આજે આ રસોડું અને દીવાનખાનું છોડીને બહાર આવી છે. ઘુંઘટ કાઢતી અને બુરખો ઓઢતી પણ કેટલીય બહેનો આજે જાહેર સેવાનાં કામ કરવા માટે બહાર નીકળી છે. અને ઘુંઘટ કે બુરખાનો જેમને જન્મથી અભ્યાસ જ નથી એવી સ્ત્રીઓ તો રાત મધરાત પણ પુરુષોનાં ટોળાં વચ્ચે કેવળ સેવાકાર્ય માટે નિર્ભયપણે ઘૂમી રહી છે. પણ આનો અર્થ એ સ્ત્રીઓએ પોતાના શીલને અને પોતાની પવિત્રતાને ફગાવી દીધાં છે એ નથી થતો. એ સ્ત્રીઓ માટે જો કોઈ આવી કલ્પના કરતું હોય તો એઓ મૂર્ખાઓના પ્રદેશમાં વસે છે. ઘુંઘટ કાઢનારી, બુરખો ઓઢનારી કે જનાનામાં રહેનારી સ્ત્રીઓને પણ પોતાની પવિત્રતા અને પોતાની મર્યાદા વહાલી છે.

અને આથી જ નોઆખલીમાં જે કંઈ બન્યું છે એથી હૃદય કકળી ઉઠે છે. આથીજ એમ લાગે છે કે આ બનાવ તમામ સ્ત્રી જાતિને માટે–ના, હું તો આગળ વધીને કહું છું કે માનવ સંસ્કૃતિને માટે પડકાર રૂપ છે.

આ અત્યાચારોનો ભોગ બનેલી સ્ત્રીઓ તરફ દેશભરમાં અનુકંપાની લાગણી પ્રગટી નીકળી છે અને એ સૌને વિના સંકોચે પોત-પોતાનાં કુટુંબોમાં સ્થાન મળવું જોઇએ એવી જાહેરાત પણ પંડિતો, શાસ્ત્રીઓ અને ધર્મ-ગુરુઓએ કરી છે, એ સંતોષની વાત છે. પણ

આટલું જ બસ નથી. મુદ્દાની વાત તો એ છે કે અપહરણ કરાયલી એકેએક સ્ત્રીની શોધ કરીને જેમ બને એમ જલદી તેમને ઘરભેગાં કરવાં જોઇએ. કોઈ પણ સ્ત્રી, એ રાજરાણી હોય કે ભિખારણ હોય, પરંતુ એની ઇચ્છા વિરૂદ્ધ એને ઉઠાવી જવામાં આવે ત્યારે એની શી દશા થતી હશે એની કલ્પના પણ અસહ્ય છે. જગતના કોઈ પણ ભાગમાં, કોઇ પણ સ્ત્રી પર આવો. અત્યાચાર થાય તો તમામ સ્ત્રી જાતિને અસહ્ય લાગવો જોઇએ. અને એ સૌએ એનો તાબડતોબ નિકાલ અને જવાબ માગવો જોઈએ.

આજે આપણે સભ્યતાની, સંસ્કારની ને સુરુચિની વાતો કરીએ છીએ. પણ આપણે જેઓ સુખચેનનાં ફરીએ છીએ એમને દેશના જુદા જુદા ભાગોમાં આપણી બહેનો કેવાં પારાવાર સંકટો વેઠી રહી છે એની કલ્પના કરવા માટે કે એનો જવાબ માગવા માટે પણ ફુરસદ નથી એ દુઃખની વાત છે.

મુદ્દો તો એ છે કે નોઆખલીના બનાવે આપણને ચોંકાવી મૂક્યાં છે. એનો અર્થ આપણે કોઇ પ્રત્યે વેરઝેર કેળવવાનો નથી, એનો અર્થ એ બનાવોનો સામો બદલો લેવો જોઇએ એવો પણ નથી, પરંતુ એનો અર્થ તો એ છે કે, આપણે સૌએ સાવધાન થઈ જવાની જરૂર છે. સ્ત્રીના સ્ત્રીત્વનું અને એની પવિત્રતાનું રક્ષણ સ્ત્રીએ પોતે જ કરવાનું છે એનું પૂરેપૂરું ભાન રાખીને માનસિક અને શારીરિક તાકાત કેળવવાની જરૂર છે. અને એક પણ સ્ત્રીની મશ્કરી કે છેડતી કરવી ભારે પડી જશે એવો ખ્યાલ સૌ કોઈને આવે એવું ભવ્ય જીવન જીવતાં શીખવાની જરૂર છે.

સુકુમારતાનું અને સ્ત્રીત્વના ખોટા અભિનયોનું પ્રદર્શન હવે આપણને. પોષાય એમ નથી. સ્ત્રી ભીરૂ, નિર્બળ, કે અસહાય નથી પણ શક્તિરૂપ છે એ ભાવના અને એ તાકાત સાથે જગતભરમાં ઘુમવું જોઇશે.

# નાકનાં આભૂષણ



**સા**માન્ય રીતે આપણે ત્યાં છોકરી દોઢ બે વર્ષની થાય કે તરત જ તેનું નાક સરૈયા પાસે કે જાણકાર બાઈ પાસે વીંધાવવામાં આવે છે. તાંબાનો પાકો વાળો લઇ તેની કડી બનાવીને તાંબાની કડીની અણી વડે જ નાક વીંધીને કડી પહેરાવી દેવાય છે, ને તે પાકે નહિ તે માટે મીઠું ચાવીને મૂકવામાં આવે છે. આઠ દશ દિવસે વીંધ બરાબર થઇ જાય છે ને પછી કડી ફેરવતા રહી વખત આવ્યે છોકરી મોટી થાય એટલે એને તાંબાને બદલે સોનાની કડી પહેરાવાય છે.

આપણે ત્યાં સામાન્ય રીતે ડાબી તરફ નાક વીંધવામાં આવે છે જ્યારે દક્ષીણમાં મદ્રાસ તરફ જમણી ને ડાબી બન્ને તરફ નાક વીંધાય છે.

મહારાષ્ટ્રમાં કેટલેક સ્થળે એને નથ કહેવામાં આવે છે. અને રામજણીઓમાં તો એ નથ કુંવારાપણાની નીશાની કહેવાય છે. વળી એ છોકરી જ્યારે ગૃહસંસારમાં પ્રવેશે ત્યારે આ નથ ઉતારવામાં આવે છે ને તે લગ્ન જેવો પ્રસંગ ગણાય છે.

ગુજરાત કાઠિયાવાડમાં દશબાર વર્ષની છોકરી થાય ત્યારે તેને કડીને બદલે ચૂંક



નાકનાં આભૂષણ

પહેરાવાય છે. સોનાનો દાણો, કે ચૂંક નાની છોકરીઓને શોભે છે. આમડાઓમાં કણબી ને બીજી કેટલીક કોમો સોનાની વજનદાર વાળી પહેરે છે અને નથ પણ પહેરે છે. અગાઉ વેપારી કોમોમાં સોનામાં મઢેલ મોતીનાં ફૂલ પહેરાતાં. હવે મોતી કે હીરો જડેલ સળી પહેરવામાં આવે છે.

મુસલમાનોમાં નાકના બે નસકોરા વચ્ચેની દાંડી વચ્ચે નાક વીંધાવામાં આવે છે ને તેમાં સોનાની કડી પહેરાય છે. આ કડીમાં બે ગોળ ને એક લાંબુ મોતી હોય છે. આ કડીને બુલાખ કહેવાય છે.

નાગરો, બ્રહ્મક્ષત્રિઓ અને બીજા પૈસાદાર કુટુંબોમાં મોતીની, સોનાની મોટી વાળી પહેરવામાં આવે છે પણ તે લગ્ન પ્રસંગે કે વારતહેવારે જ પહેરી શકાય. કેમકે તે વાળી એટલી મોટી હોય છે કે રોજ પહેરવાની ઘણી મુશ્કેલી પડે છે.

નાકનું આભૂષણ વિધવા સ્ત્રી પહેરતી નથી. સધવા સ્ત્રીનું નાક અડવું હોય તો તે શોકની નીશાની ગણાય છે.

નાકનું આ ઘરેણું ઘણા જૂના વખતથી પહેરાતું હોવાનું જણાય છે. રાધાજીની નથ ખોવાયાને લગતાં નરસિંહ અને મીરાંનાં ગીતો જાણીતાં છે. ઓડાણાએ રણછોડજીને તોળવા માટે વાળી મૂકી હોવાનું જાણીતું છે અને બીજી અનેક રીતે જાણી શકાય છે કે આર્યોમાં નાકમાં આભૂષણ પહેરવાનો રિવાજ ચાલ્યો આવે છે.

વળી આયુર્વેદમાં પણ નાકમાં નથ પહેરવાને રોગ પ્રતિબંધક ગણવામાં આવેલ છે. એથી નાકદ્વારા શ્વાસ લેવાતાં અંતર્ગત થનારી હવા સુવર્ણધાતુ જોડે સંસર્ગમાં આવે છે ને તેથી સામાન્ય ઓક્સીજન ફેફસાં માટે વધુ બલ્ય એવા 'ઓઝોન'નું રૂપ ધારણ કરે છે.

પણ નવા જમાનાની સ્ત્રી નથને એક દાસત્વનું ચિહ્ન ગણવા લાગી છે. બળદને જેમ નાથવામાં આવે છે તેમ નથ એ પતિ કે સાસરીયાના દાસત્વનું ચિહ્ન હોવાનું આજની સ્ત્રી માને છે અને તેથી આજની છોકરીઓ નાક વીંધાવાનું કે નાકમાં આભૂષણ પહેરવાનું પસંદ કરતી નથી.

પરંતુ ખરી રીતે તો નાકનું આ આભૂષણ સૌંદર્યવર્ધક છે, એટલું જ નહિ, પણ નિરંતર નાકદ્વારા લેવાતા શ્વાસોશ્વાસના સુવર્ણ સ્પર્શથી હૃદય અને ફેફસાં માટે ઘણું ઉપયોગી છે.

# પત્નીને સજા



મૂળલેખક: શ્રી. ચેખોવ

અનુવાદક

કુ. શ્રી. ગંભિરસિંહજી ગોહિલ

પોતાની પત્નીને પોતાની નજર સામે પરપુરુષ સાથે ગેલ કરતી જોઈ ફ્યોડર સિગાયફ ઉશ્કેરાઇ જઇ સીધો રીવોલ્વર અને બંદૂક વેચનારની દુકાને જઇ પહોંચ્યો. તેના ચ્હેરા ઉપર ક્રોધ, દુઃખ અને ખૂન કરવાની તમન્ના ઉભરાતી હતી. તે પોતાના મનમાં વિચારતો હતો કે, હવે મારૂં કર્તવ્ય શું છે તેનો મને પૂરેપૂરો ખ્યાલ છે. ઘરની પવિત્રતા નષ્ટ થઇ ગઇ, માન–મરતબો અને મર્યાદા ધૂળમાં મળી ગયાં. પાપાચાર ઘરમાં પેઠો છે એટલે એક નાગરિક તરીકેના મારા હક્કની રૂએ તેનો બદલો લેવાનો મારો હક્ક અને અધિકાર છે, એટલે પહેલાં મારી પત્નીને મારૂં ને પછી તેના પ્રિયતમને ઠાર કરૂં. તે પછી મારે જીવીને શું મ્હોં બતાવવું ?

મનની કલ્પનાઓ દ્વારા તેણે ત્રણ લાશો લોહીથી લથપથ પડેલી જોઈ. પછી ઉત્તેજીત અને ભયચકિત જનતાનાં ટોળાંની કલ્પના કરી કલ્પના જગતમાં રાચતો તે બોલ્યો : 'લ્યો જુઓ; મારી કુલટા પત્નીનાં પરિણામ જૂઓ અને પરિણામથી તમે સત્ય અને નીતિ શીખો.'

દુકાનકારે એક ફ્રેંચની પેઠે હાવભાવ કરતાં એક રીવોલ્વર લાવીને તેની સામે મૂકી અને આદરપૂર્વક મ્હોં મલકાવતો તેની સામે ઉભો રહ્યો. પછી તરંગી ને કલ્પનાએ ચડેલા ઘરાકના હાથમાં રીવોલ્વર મૂકતાં તે બોલ્યોઃ 'આ જાણીતી સ્મીથ અને વેસ્ટન કંપનીની જાણીતી પેટંટ છે, અને આથી સારી રીવોલ્વર તમને ક્યાંય નહિ મળે. જરા એના ઉપર પોલીસનો હાથ મારી દઉં એટલે એના રૂપરંગ ઓર ખીલી ઉઠશે. જો કે આજે આ પેટંટની રીવોલ્વરો લોકોમાં ઓછી વપરાય છે, પણ ખાસ કરીને ચોર, લુંટારા, ડાકુ અને પ્રેમીઓ આ રીવોલ્વર મેળવવા આકાશ પાતાળ એક કરે છે, કેમકે આ રીવોલ્વરથી ધાર્યું નિશાન પડે છે ને તે ભાગ્યે જ નિશાન ચૂકાય છે. એક જ ગોળીથી સ્ત્રી અને તેના પ્રેમીની લાશ એકદમ જમીન ઉપર તૂટી પડે છે; આ ઉપરાંત આત્મઘાત કરવા માટે આ રીવોલ્વર પેટંટ જેવી ગણાય છે.'

દુકાનદારે રીવોલ્વર ઉપાડી નિશાન તાકવાની ઢબે પોતાની ડાબી આંખ બંધ કરી એવો દેખાવ કર્યો કે જાણે તેની સામે કોઇ ડાકુ કે પ્રેમીહરિફ ઉભો છે. જો કોઇ બીજો સમય હોત તો 'જોકર'ની આ નકલ ઉપર ફ્યોડર જરૂર હસી પડત, પણ અત્યારે એની માનસિક રિથતિ સારી ન હતી.

તેણે પૂછ્યું : 'આની શી કિંમત છે ?'

'નેવું રૂપીઆ.'

'એ તો બહુ મોંઘી કહેવાય.'

'એથી સસ્તી પણ બીજી બતાવું. અમારી દુકાને દરેક જાતની ને દરેક કિંમતની રીવોલ્વરો મળે છે.' કહી એણે બીજી રીવોલ્વર લાવીને બતાવી. તે મ્હોં નાક મચકોડી બોલ્યો: 'આ જૂની પેટંટ છે. એ માત્ર ઉત્તેજીત સ્વભાવની સ્ત્રીઓ અને કમજોર દિમાગના પુરુષો ખરીદે છે. આત્મહત્યા કરનાર કે પોતાની પત્નીનું ખૂન કરવા આવી રીવોલ્વર કોઇ લેતું નથી. કેમકે 'સ્મીથ એન્ડ વેસ્ટન'ની જ પેટંટ સહુ વાપરે છે.'

ફયોડર ગભરાઇને બોલી ઉઠયો : 'હું આત્મહત્યા કે મારી પત્નીનું ખૂન કરવા કાંઇ રીવોલ્વર લેતો નથી. તમે એવું કેવી રીતે કલ્પી શકો છો ? હું તો માત્ર ચોરોને ડરાવવા માટે જ ખરીદવા આવ્યો છું.'

'અમારે એવી કોઈ વાત સાથે નિસ્બત નથી. તમે ગમે તે ઉદ્દેશથી લઇ જાવ એમાં અમારે શું ? અમે તો માલ વેચવા બેઠા છીએ. સહુ શા માટે લઇ જાય છે તેની ભાંજગડમાં પડીએ તો દેવાળું જ નીકળે. તમારે ચોરડાકુને બીવડાવવા જ જોઇતી હોય તો પછી મોન્ટીમર પીસ્તોલ ખરીદો. દ્વંદ્વયુદ્ધ માટે લોકો એ લઇ જાય છે.'

ફયોડર વિચારમાં પડયો : 'જો હું તે હરિફને દ્વંદ્વયુદ્ધ કરવા માટે હાકલ કરું તો કેવું ? પણ એમ કરવાથી તો એ હરામખોરની પ્રતિષ્ઠા વધાર્યા જેવું ગણાય. એવા બદમાશોને તો કૂતરાની પેઠે જ મારી નાખવા જોઇએ.'

દુકાનદાર સ્મીત કરતો જાતજાતની પીસ્તોલો લાવી એના ગુણદોષ ને કિંમત સંબંધી બકવાટ કર્યે જતો હતો ને પીસ્તોલોનો ઢગલો કર્યે જતો હતો. પણ ફયોડર તો એક નાનકડી પીસ્તોલ હાથમાં પકડી પોતાની માનસિક દુશ્ચિંતાઓમાં મગ્ન હતો. તેણે વિચાર્યું કે : 'એ કુલકલંકિનીને મારી નાખવી એ સારૂં નથી. હું પહેલાં એના પ્રેમીને મારૂં ને પછી મારી જાતે ગોળી ખાઇ આત્મહત્યા કરૂં. એને જીવતી છોડું એટલે લોકો બધા એના મ્હોં ઉપર થૂંકે, અને એનું આખું જીવન શોક અને પશ્ચાત્તાપથી ગાળે.'

એને વિચારમાં પડેલો જોઇ દુકાનદારે પૂછ્યું : 'તમને કિંમત વધારે લાગતી હોય તો પાંચ સાત રૂપીઆ ઓછા આપો; પણ આપ આ ચીજ ખરીદી જ લ્યો.'

સિમાયફ વિચારવા લાગ્યો : 'જો હું પણ મરી જાઉં તો પછી મારી પત્નીને શોક અને પશ્ચાત્તાપ થયો એની મને શી રીતે ખબર પડશે ? નહિ, હું એના પ્રેમીને જ મારીશ ને જો મને પોલીસે ત્યાં સુધીમાં નહિ પકડયો હોય તો પછી એના જનાના સાથે કબરસ્તાન સુધી પણ સાથે જઇશ. અમે તેમ થાય પણ હું આત્મહત્યા શા માટે કરૂં ! એમાં મારો કાંઇ અપરાધ છે ? નરકમાં જાય એ દુષ્ટા ! જો હું એના પ્રેમીને મારી નાખું તો મને પોલીસ પકડવાની અને તો એ દુષ્ટાને જુબાની માટે કોર્ટમાં બોલાવવામાં આવશે. લોકો એ જોઇ અને સાંભળીને એને ફીટકાર દેશે અને મારી પ્રત્યે દયા અને સહાનુભૂતિ બતાવ્યા વગર નહિ રહે.'

દુકાનદારે પૂછ્યું : 'તો સાહેબ આપે શો નિશ્ચય કર્યો ? સસ્તી જોઇએ છે કે કિંમતી ? આ વળી એક નવી અંગ્રેજી પેટંટ આવી છે. પણ સાહેબ, સ્મીથ પેટંટને તોલે કોઇ નહિ આવે. માટે આપ એ જ લઇ જાવ. થોડા દિવસ ઉપર એક અફસરે અમારી દુકાનેથી 'સ્મીથ એન્ડ વેસ્ટન' ખરીદી અને પોતાની સ્ત્રીના પ્રેમી ઉપર ગોળી ચલાવી. ગોળી

તેનું માથું ફોડીને પાસેનો લેમ્પ તોડી તેની સ્રીને વાગી. એથી એ કૂતરો તત્કાળ મરી ગયો અને એની સ્રીને પણ થોડી ઇજા થઇ. એટલે 'સ્મીથ એન્ડ વેસ્ટન' કેવી ચીજ છે એનો આપને ખ્યાલ આવી ગયો હશે ! એ અફસર પકડાયો છે ને એને ઓછામાં ઓછી કાળાપાણીની સજા જરૂર થવાની. આજકાલ કોર્ટોમાં એવી અનીતિ પ્રસરે છે કે સહુ પ્રેમી હરીફો પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે. એનું કારણ એટલું જ મને લાગે છે કે, જજ, જ્યુરી અને સરકારી વકીલો—બધા જ બીજાની સ્રીઓ સાથે ફસાયેલા હોય છે.'

સિગાયફ વિચારમાં આગળ વધ્યો: ' ના રે, એવી કુલ્ટા સ્રી અને એના ગુન્ડા પ્રેમી ખાતર હું કાળાપાણીની સજા ભોગવવા ઇચ્છતો નથી. એના કરતાં આખી જીંદગી એની ઈર્ષ્યા ને નિંદા કર્યા કરૂં ને કોર્ટમાં છૂટાછેડા માગું એટલે એની પૂરેપૂરી બદનામી થાય. '

દુકાનદાર બીજા અનેક નમૂના લાવીને બતાવવા લાગ્યો. સિગાયફને લાગ્યું કે આટલી મહેનત કરાવ્યા પછી જો હું કાંઈ જ નહિ ખરીદું તો ઘણું શરમભર્યું ગણાશે. એટલે તે બીજી ચીજો શોધવા લાગ્યો. એની નજર દરવાજા પાસે લટકતી એક જાળ ઉપર પડી. તે બતાવી તેણે પૂછ્યું: ' આ શું છે ? '

' એ નાનાં પંખીઓને ફસાવવાની જાળ છે'

' એની શી કિંમત ? '

' પંદર રૂપીઆ '

' ત્યારે એ મને બાંધી આપો.' અને એણે પૈસા ગણી આપ્યા.

કુલટા પત્નીના કુકર્મથી ઉશ્કેરાયેલો પતિ બિચારો અંતે પક્ષી પકડવાની જાળ લઇને વ્યથિત હૃદયે ઘર તરફ ચાલી નીકળ્યો.

*

બાળશિક્ષણના આદ્યદ્રષ્ટા



# મેડમ મોન્ટેસરી

લેખક
શ્રી. દીપક પરીખ

*

મેડમ મોન્ટેસોરીનું નામ જગવિખ્યાત છે. હિંદમાં સૌથી પ્રથમ તેમની પદ્ધતિ અનુસાર બાલમંદિર ખોલવાનું, તથા ઉત્તરોત્તર સાહિત્ય પ્રગટ કરી તેમના વિચારો ફેલાવાનું પ્રથમ માન ગુજરાતને અને સવિશેષે સ્વ૦ શ્રી. ગિજુભાઈને ફાળે જાય છે.

એમનો જન્મ ઈ. સ. ૧૮૭૦માં થયો હતો. તેમનું કુટુંબ સામાન્ય સ્થિતિનું, છતાં સંસ્કારી હતું. તે વખતનો ઈટાલીનો સમાજ અત્યંત સંકુચિત હતો અને તેથી ભાગ્યે જ સ્રીઓ ભણતી. આજે જેમ ગુજરાતમાં સ્રીઓની સ્થિતિ છે તેમ તે સમયે ત્યાંની સ્રીઓ બહુબહુતો શિક્ષીકાનો ધંધો કરતી. પણ

મેડમ એન્જીનિયરીંગની શાળામાં જોડાયાં અને એક સમર્થ ગણિતશાસ્ત્રી બન્યાં. અહીં તેઓ આખી શાળામાં ફક્ત એક જ સ્ત્રી વિદ્યાર્થીની હતાં, તેથી તેમનો અનુભવ નોંધપાત્ર છે. " સવારે તેમની માતા શાળાએ મૂકી જતી તો સાંજે પિતા તેડવા જતા. વર્ગમાં તેમને છોકરાઓથી અલગ બેસવું પડતું. ભોજન કે વિશ્રાંતિના સમયે તેમને શાળાના એકાદ ઓરડામાં ભરાઈ રહેવું પડતું અને બારણાં પાસે પોલીસ ચોકીની વ્યવસ્થા કરવી પડતી. " પરંતુ વિદ્યાને વરેલી તે કુમારિકાએ કશાને ' ન ગણકાર્યાં' અને અભ્યાસ જારી રાખ્યો.

સમય જતાં તેમનું મન ડૉકટરી લાઈન તરફ આકર્ષાયું અને લાંબા અને કઠિન અભ્યાસને અંતે રોમની 'વિદ્યાપીઠની" એમ. ડી. " ની માનવંતી ઉપાધિ પ્રાપ્ત કરી. આ રીતે ઈટાલીનાં સૌથી પ્રથમ સ્ત્રીડૉકટર હોવાનું માન તેમને ઘટે છે.

આ ઉપાધિ (ડીગ્રી) મેળવ્યા પછી ૧૮૯૭માં રોમમાં મગજનાં દર્દીના દવાખાનામાં મદદનીશ ડૉકટર તરીકે તેમની નિમણુંક થઈ. ત્યાં ગાંડાઓની સાથે મંદ અને કમઅક્કલ બાળકોને રાખવામા આવતાં. ડૉકટર મોન્ટેસરીનું ધ્યાન તેમની પ્રત્યે આકર્ષાયું, અને સેગુઈને યોજેલી મંદ અને મૂઢ બુદ્ધિનાં બાળકોને સુધારવાની પદ્ધતિનો તેમણે અભ્યાસ કર્યો અને અમલમાં મૂકયો. તો માલૂમ પડયું કે બાળકોમાં જે મંદતા છે તેનો ઉપાય ઔષધોપચાર નથી, પણ કેળવણી છે. ૧૮૯૮માં તેમણે આ વિચારો ટૂરીનમાં ભરાયલી કેળવણી પરિષદમાં જાહેર કર્યા અને આ વિષય ઉપર રોમની વિદ્યાપીઠમાં ભાષણો આપ્યાં.

આમ અકસ્માત્ ડૉ૦ મોન્ટેસરી ડૉકટર તરીકે કામ કરતાં કરતાં કેળવણી તરફ વળ્યાં. અને આખરે કેળવણીના ક્ષેત્રમાં ઝંપલાવ્યું. આમ છતાં તેઓ પોતાને ઘેર ખાનગી દરદી તરીકે અમુક દરદીઓને રાખતાં અને જરૂર પડે પૈસાદાર કે ગરીબ કોઈપણ જાતના ભેદભાવ વિના મદદ માટે દોડી જતાં.

અત્યારની આપણી મુંબઈ ઈલાકાની રાષ્ટ્રીય સરકાર ગરીબો માટે નવો વાસ (રહેઠાણ) બાંધવાની યોજના ઘડે છે તેમ તે વખતે ઈટાલીમાં ત્યાંના પ્રધાન ટાલમોનાએ ગરીબો માટે સુંદર નવાં મકાન બાંધ્યાં, પણ મુશ્કેલી એ હતી કે ત્યાં રહેતાં ગરીબ સ્ત્રી પુરુષો કામે જતાં ત્યારે તેમનાં બાળકો કોલસાના લીટા મારતાં, દાદર બગાડતાં, ગંદકી કરતાં, કાચનાં બારણાં ફોડી નાંખતાં વગેરે ધાંધલ મચાવતાં. મકાન સચવાઈ રહે તે માટે આ બાળકો ઉપર ચોકી રાખવી જોઈએ. આ પ્રશ્નના ઉકેલ માટે પ્રધાન ટાલમોના ડૉ૦ મોન્ટેસોરીને મળ્યા. અને તેમને આ બાળકોને જાળવવાનું કામ સોંપ્યું. આમ ડૉ. મોન્ટેસરીએ બાળકોને માટે જે કંઇ વાંચ્યું અને વિચાર્યું હતું તેને અમલમાં મૂકવાની તક મળી, અને આ બાળકો ઉપર તેમણે પ્રયોગ શરૂ કર્યા. અને તેનાં ચમત્કારિક પરિણામ બહાર આવ્યાં.

આ સફળાતાથી પ્રેરાઇ તેમણે સૌથી પ્રથમ બાલમંદિર ૧૯૦૭ના જાન્યુઆરીમાં કાઢયું. બીજે વર્ષે બીજા બાલમંદિરની ધામધૂમથી ઉદ્ઘાટન વિધિ થઇ. કેળવણીમાં એકાએક ક્રાન્તિ જોઈ દેશવિદેશના કેળવણીકારો આ બાલમંદિર જોવા આવવા લાગ્યા. તે દરમિયાન તેમણે 'મોન્ટેસરી' પદ્ધતિ નામનું પુસ્તક બહાર પાડયું. તેના અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, સ્પેનીશ, રશિયન, પોલીશ, રૂમાનિયન, ડેનીશ, જાપાનીઝ અને ગુજરાતીમાં પણ અનુવાદ થયો છે.

દિનપ્રતિદિન આ પદ્ધતિનો ખૂબ પ્રચાર થયો. ઇગ્લેંડ, અમેરિકા, ફ્રેંચ, રશિયા,

જર્મની વગેરે દેશોમાં તેમની પદ્ધતિએ અનેક બાલમંદિરો ખોલાયાં અને ઠેર ઠેર અભૂતપૂર્વ એવી સફળતા પ્રાપ્ત થઈ.

આ પછી તેમણે મોન્ટેસરી પદ્ધતિ મુજબ શિક્ષણ આપવા માટે શિક્ષકો તૈયાર કરવા ખાસ વર્ગો ખુલ્યા. વિશેષ પ્રચારાર્થે માસિક, સામયિકો અને પત્રિકાઓ બહાર પાડી તેમજ ઠેરઠેર ભાષણ આપવા માંડયાં.

શ્રીમતી સરલાદેવી સારાભાઈના પ્રયાસથી તેઓ હિંદ આવેલાં. તેમનું મથક અડ્યાર (કે જે થીઓસોફીસ્ટોનું પણ મથક છે.) રાખેલું. યુદ્ધની અનેક કાળી બાજુ છે છતાં તેની એક ઊજળી બાજુ તરીકે હિન્દને મેડમ મોન્ટેસરીના જ્ઞાનનો લાભ મળ્યો. તે કહી શકાય. આ બીજા વિશ્વયુદ્ધ વખતે તેઓ સરકારનાં નજરકેદ હતાં. અને તેથી હિંદ છોડી જઈ શકે તેમ નહોતું, તેથી હિંદને તેનો ઘણો લાભ મળ્યો. તેમણે હિંદમાં સાત એવા શિક્ષણ વર્ગો ખોલ્યા હતા. પાંચ અડ્યારમાં અને છેલ્લા બે અમદાવાદ અને કરાંચીમાં હાલ યુદ્ધ પુરૂં થયું હોવાથી તેઓ તેમને દેશ ઇટાલી પાછા ગયાં છે.ગઈસાલ નાતાળમાં તેમણે પિલાનીમાં (જયપુર સ્ટેટમાં બિરલા તરફથી ચાલતું મોટું કેળવણીનું ધામ) મોન્ટેસરી કાર્યકરોની પરિષદ બોલાવી હતી. આ કેળવણીના પ્રચારાર્થે મોન્ટેસરી સંઘ પણ સ્થપાયો છે અને ગુજરાતી તથા હિંદુસ્તાનીમાં "શિક્ષણ પત્રિકા" તથા અંગ્રેજીમાં પીલાનીથી સામયિક નીકળે છે.

તેઓ આજીવન બ્રહ્મચારિણી છે. આજે ૭૬ વર્ષની વય થઈ છે છતાં શરીરે ભરાવદાર ગૌરવર્ણી અને પ્રતિભાસંપન્ન છે. તેઓ અંગ્રેજી જાણતાં હોવા છતાં માતૃભાષા ઈટાલીમાં જ પોતાનાં પ્રવચન આપે છે. તેમના ભત્રિજા મી૦ મારીયો માન્ટીસોરી તેનું અંગ્રેજી કરી સંભળાવે છે. આપણે ઇટાલી સમજતા હોવા ન છતાં, તેમની વાણીનો સ્રોત્ર મધુર અને સંગીતમય લાગે છે. તેમના મુખ ઉપર બદલાતા હાવભાવ નિરખવા જેવા હોય છે. બાળકોના વકીલ તરીકે તેમની અત્યંત લાગણી અને જુસ્સો તેમના મુખ ઉપર તરી આવે છે. આ દશ્ય જોવું એ જીવનની ધન્યપળ છે.

ડૉક્ટર મોન્ટેસરી વિષે સ્વ૦ ગીજુભાઈ નીચે મુજબ લખે છેઃ– "યુરોપીય કેળવણીનો ઇતિહાસ જુવો કે સમર્થ કેળવણીકારોની નામાવલિ તરફ દ્રષ્ટિ નાંખો, તો માલુમ પડશે કે, એમાં કોઇપણ સ્થળે સ્ત્રીનું નામ નથી. પહેલ વહેલી જ એક સ્ત્રી–કેળવણીકાર ઉત્પન્ન કરવાનું માન ઈટાલીને ઘટે છે. ડૉ૦ મોન્ટેસરીમાં સો માનવવંશશાસ્ત્રી, શરીરશાસ્ત્રી, માનસશાસ્ત્રી, તત્ત્વવેત્તા, અને કેળવણીશાસ્ત્રી. એ બધાનું એકી સાથે દર્શન થાય છે. બાળકનાં અને બાળમગજનાં એ ખાસ અભ્યાસી છે. પોતે અપરણિત છતાં માતાઓની તે માતા છે અને બાળકોની મહાન સરસ્વતી છે. બાલસ્વાતંત્ર્યનો નવોયુગ પ્રવર્તાવનાર તથા જડવાદ અને પરાધીનતાની બેડીમાંથી મનુષ્યજાતિને ઉદ્ધારવાનો આરંભિક પ્રયત્ન કરનાર ડૉ૦ મોન્ટેસરીછે."

# ઓસ્ટ્રેલિયાના પ્રવાસે જઈ આવેલ હિંદી બહેનોનો

# અનુભવ

*

શ્રી. કપિલાબહેન ખાંડવાળા ઓસ્ટ્રેલિયાની એન. ઇ. એફ. ( ન્યુ એજ્યુકેશન ફેલોશીપ ) ની પરિષદમાં ભાગ લેવા મુંબઈ મ્યુનિસિપાલિટિના શિક્ષણ વિભાગ તરફથી ગયાં હતાં તેમજ ત્યાંની સ્ત્રીઓની પરિષદમાં ભાગ લેવા માટે અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી તેઓ અને શ્રીમતી મીઠાં લામને મોકલવામાં આવ્યા હતાં. તેઓ બાસઠ દિવસનો પ્રવાસ ખેડી સુખરૂપ પાછા આવી પહોંચ્યા છે.

સીડનીમાં મળેલી આ પરિષદમાં ૭૦ સ્ત્રી સંસ્થાઓના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. તેમાં હિંદ, ન્યુઝીલેંડ, ફ્રાન્સ, યુગોસ્લાવ, સિલોન અને ઇંગ્લેંડના પ્રતિનિધિઓ હતા. રશિયા તથા અમેરિકાના પ્રતિનિધિઓ વાહન વ્યવહારની મુશ્કેલીને કારણે નહોતા આવી શક્યા. દેશ વિદેશના પ્રતિનિધિઓ આવેલાં હોવાથી આ એક આંતરરાષ્ટ્રીય પરિષદ ગણાય અને તેમાં મળી ગયેલી સ્ત્રી-પરિષદોમાંથી આ વધુ પ્રતિનિધિત્વ ધરાવતી અને મોટા પાયા પર મળેલી પરિષદ હતી.

પરિષદના પ્રમુખ શ્રી. મીઝારી સ્ટ્રેટ ચાલુ ચૂંટણીજંગમાં કામદાર પક્ષ તરફથી ઉભાં રહ્યાં હતાં પણ હારી ગયાં છે અને સાનફ્રાન્સીસ્કોની શાંતિ પરિષદમાં તેઓ ઓસ્ટ્રેલિયાના એક પ્રતિનિધિ તરીકે ગયાં હતાં. પરિષદમાં મોટી વયની સ્ત્રીઓની હાજરીએ જ મુખ્ય ભાગ ભજવ્યો હતો અને પરિષદનું ઉદ્‌ઘાટન કરનાર બાનુ ૮૨ વરસનાં મેરી ગીલમર હતાં. લગભગ બધા જ પ્રતિનિધિઓ મોટી ઉમરનાં હતાં અને નાની વયની સ્ત્રીઓને પોતાના હક્કો મેળવવા માટે બહુ રસ હોય એમ લાગતું ન હતું. હાજરી આપનારાઓમાં નાની વયની સ્ત્રીઓ હતી ખરી, પણ પરિષદનું કાર્ય ચાલુ હોય ત્યારે તેઓ બેઠા બેઠા ભરવા ગૂંથવાનું કાર્ય કર્યા કરતી. છતાં સરેરાશ હાજરી ૩૦૦૦ની રહેતી.

*

આ પરિષદે બહુ જ નિષ્પક્ષપાત અને વિશાળ દષ્ટિબિંદુવાળું વલણ રાખ્યું હતું, અને આ કારણે ઓસ્ટ્રેલિયાની સાત સ્ત્રી-સંસ્થાઓએ આ પરિષદને સહકાર નહોતો આપ્યો, છતાંય પરિષદ સફળ જ ગણી શકાય એમ હતી. ભાગ લેનાર સંસ્થાઓ પણ હિંદ પ્રતિનિધિઓને માનથી આવકાર્યાં હતાં.

હિંદની દષ્ટિએ મુખ્ય ઠરાવ રંગભેદને વખોડી નાંખનો ઠરાવ હતો, તેમાં ઓસ્ટ્રેલિયન સરકારની નીતિને પણ વખોડવામાં આવી હતી. અને આવા ઠરાવોને કારણે જ અમુક સ્ત્રીસંસ્થાઓએ ભાગ લીધો ન હતો. તે પછી (૧) સ્ત્રીપુરુષોના ભેદો દૂર કરવા વિષે (૨) સ્ત્રીઓને પુરુષ જેટલી જ તકો તેમજ મહત્ત્વનાં કાર્યો સોંપવા વિષે (૩) પુરુષ ને સ્ત્રીઓ માટે એક જ સરખા પગારો અને સરખી જ વર્તણૂક રાખવા વિષે (૪) સ્ત્રીઓની બેકારી દૂર કરવા અને તેના સમાજમાં ઉચ્ચ સ્થાન વિષે (૫) ઘરકામ કરનારી સ્ત્રીઓ માટે પેન્શન આપવા વિષે (૬) બેસાં છોકરાંવાળી સ્ત્રીઓને પાર્ટ ટાઇમ નોકરીઓ આપવા વિષે (૭) નોકરીમાં સરકારી પુરુષો તેમજ સ્ત્રીઓને સરખી તકો મળે તે વિષે (૮) સામુદાયિક રસોડાં, સામુદાયિક બાળસંભાળના સ્થાનો વિષે અને (૯) વધુ શાળા, વધુ તાલીમી મદદ અને જેલ સુધારા વિષે ઠરાવો હતા. ઘણાખરા ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા. સ્ત્રીઓનું ઘરકામ એ



શ્રીમતી મીરાં લામ અને શ્રી. કપિલાબેન ખાંડવાલા

*

રાષ્ટ્રસેવા છે, અને તે બદલ તેને વાર્ષિક પેન્શન મળવું જોઈએ એ ઠરાવ પર અને રંગભેદની નીતિ સામે પોકાર ઉઠાવતા ઠરાવ અંગે ખૂબ ચર્ચા થઈ હતી. રંગભેદની નીતિને અમેરિકાના પ્રતિનિધિએ ખૂબજ કડક શબ્દોમાં વખોડી કાઢી હતી. આ ઠરાવ અંગે બ્રીટીશ પ્રતિનિધિની વર્તણુંક સમજી શકાય એમ છે કે તેમને હાજી હા કરવી જ પડે.

*

ઓસ્ટ્રેલિયામાં અત્યારે સ્ત્રીકામદારોને પુરુષો કરતાં ઓછો એટલે ૫૦–૬૦ ટકા જેટલો જ પગાર મળે છે. વળી તેમને સુવાવડ અથવા માંદગીને પ્રસંગે નોકરીમાંથી કાઢી મૂકવામાં આવે છે અને તેમને કોઈ પણ કાયમી નોકરી હંમેશને માટે તો મળતી જ નથી. આ અંગે ટીકા કરતાં શ્રીમતી લામે જણાવ્યું હતું કે સ્ત્રીઓની પ્રગતિમાં ઓસ્ટ્રેલિયા હિંદથી બહુ આગળ નથી. આજ વીસ વર્ષથી તેમને મતાધિકાર મળ્યો હોવાના પ્રમાણમાં તેમની પ્રગતિ બહુ ન ગણાય. સ્ત્રીઓને મોટામાં મોટી પદવી શાળાઓની ઇન્સ્પેક્ટ્રેસની મળે છે. ઓસ્ટ્રેલિયન સરકારની ત્યાંના આદિવાસીઓ પરત્વેની નીતિને વખોડી કાઢવામાં આવી હતી. હાલમાં મધ્ય ઓસ્ટ્રેલિયામાં રોકેટ બોમ્બના અખતરા કરવા માટે અમુક જગા નક્કી કરવામાં આવી છે. આ જગ્યામાં ઓસ્ટ્રેલિયામાં વિશાળ મેદાનોની ખોટ ન હોવાં છતાં આ જગ્યા પસંદ કરવામાં આવી છે. આની સામે સ્ત્રીઓએ ઉગ્ર તિરસ્કાર દાખવ્યો હતો અને આદિવાસીઓ સાથે સારી વર્તણુંક ચલાવવાનો અનુરોધ કર્યો હતો.

પરિષદના ઠરાવો આમ દરેક દિશાને સ્પર્શતા હતા, પણ તેમની સંખ્યા બહુ હોવાથી પરિષદનું કામ ખૂબ જ વધી પડ્યું હતું. પરિષદ ચોથી સપ્ટેમ્બરથી ૧૧મી સપ્ટેમ્બર સુધી ચાલી હતી.

શ્રીપરિષદને છેલ્લે દિવસે સ્ત્રીઓનું એક જંગી સરઘસ કાઢવામાં આવ્યું હતું. હિંદ, ચીન, બર્મા વગેરે દેશોના બધા રાષ્ટ્રીય ધ્વજો આ સરઘસમાં રાખવામાં આવ્યા હતા. આ શાંતિ સરઘસને ઠેરઠેર વધાવી લેવામાં આવ્યું હતું. એક કલારસિક દંપતીએ તૈયાર કરેલું પૂતળું પણ સરઘસમાં હતું. વીસથી ત્રીસ ફૂટ ઊંચા આ પૂતળામાં 'યુદ્ધનાં ફળ' એ નામ હેઠળ યુદ્ધને અંગે સ્ત્રી અને બાળકોને સહન કરવી પડતી મુશ્કેલીઓનો ચિતાર ખડો કરવામાં આવ્યો હતો.

*

એક સુંદર ચિત્રોનું પ્રદર્શન પણ ત્યાં ૫ મી ઓગસ્ટે એક કલાકારને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. હિંદી પ્રતિનિધિઓને ઓસ્ટ્રેલિયાની નિષ્ણાત પિયાનીસ્ટ શ્રીમતી વેરા બેડફર્ડે ખાણું આપ્યું હતું.

સ્ત્રી પરિષદની પૂર્ણાહુતિ પછી શિક્ષણ પરિષદ બેઠકોનું ખાતે શરૂ થઈ હતી. પરિષદમાં, ન્યુઝીલૅંડ, ઈંગ્લાંડ, પોલાંડ, ઝેકોસ્લોવેકિયા, હિંદ તેમજ ફ્રાન્સના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. તેમાં ૭ સ્ત્રી પ્રતિનિધિઓ હતાં. આ પરિષદની સફળતામાં મુખ્ય ભાગ ભજવનાર હિંદ, પોલાંડ, ફ્રાન્સ અને અમેરિકા હતાં. આ પરિષદમાં યોજવામાં આવેલી ચર્ચાઓ પણ સફળ નીવડી હતી. અને પરિષદે ખૂબ જ રસ જાગૃત કર્યો હતો.

*

હિંદના પ્રતિનિધિઓના માનમાં ઠેરઠેર સમારંભો ગોઠવવામાં આવ્યા હતા. મુંબઈની સુધરાઈ તરફથી કુ. ખાંડવાળા ગયાં હોવાથી તેઓને દરેક શહેરની સુધરાઈએ માનપત્ર આપ્યું હતું; તેમજ દરેક સ્ટેટનાં શિક્ષણ ખાતાનાં વડાઓએ તેમને આમંત્ર્યાં હતાં.

ત્યાંની પાર્લામેંટ હાઉસમાં પણ તેમને બોલાવવામાં આવ્યાં હતાં. ત્યાંના છાપાઓ તેમજ પત્ર પ્રતિનિધિઓ પણ વારંવાર તેમની મુલાકાત લેતા અને આમ હિંદ વિષેની કુતૂહલવૃત્તિ દર્શાવતા હતાં. શ્રી. કપિલાબહેને હિંદની દુઃખદ આર્થિક સ્થિતિનું દરેક ઠેકાણે કરુણ ચિત્ર દોર્યું હતું અને અહીંની સાચી સ્થિતિનું વર્ણન કર્યું હતું. આને કારણે ઓસ્ટ્રેલિયામાં ઈંડીઆ એસોસીએશનની સ્થાપના થઈ હતી અને ઠેરઠેર આવી સંસ્થાઓ સ્થપાઈ છે. તેમણે ચોક્કસ આંકડાઓ સાથે સ્થિતિ રજૂ કરી હોવાથી ત્યાંની જનતાને હિંદના ભૂખમરા વિષે સ્પષ્ટ ખ્યાલ આવ્યો હતો.

બે મહિનાની તેમની ઓસ્ટ્રેલિયાની યાત્રાને ઓસ્ટ્રેલિયન પત્રોએ આવકારી હતી અને તેમના પરિષદ વિષેના મંતવ્યોને પણ ઊંચું સ્થાન આપવામાં આવ્યું હતું. શ્રી. કપિલાબહેનના શિક્ષણ પરિષદના ભાષણને 'આર્ગસ' નામના પત્રે આખી કોલમ આપી હતી. એક પત્રને શ્રી. કપિલાબહેન બાળક જેટલાં નિખાલસ અને છતાં તીવ્ર બુદ્ધિવાળા જણાયાં હતાં, જ્યારે 'ડેલિ ટેલીગ્રાફ' ના પ્રતિનિધિઓને તેઓ મોહક, મળતાવડાં પણ બહુ ગંભીર નહિ એવાં લાગ્યાં.

ત્યાંનું વળી એક બીજું પત્ર આપણા પ્રતિનિધિઓની સાડીઓ ઉપર ખુશ થઈ ગયું હતું. તે પત્ર કહે છે કે, હિંદના રાષ્ટ્રીય વેશમાં આ બે વ્યક્તિઓ શોભી ઉઠતી હતી. શ્રીમતી લામે પહેરેલી પીળી સાડી તેમજ શ્રી. કપિલાબહેને પહેરેલી લાલ કોરની લીલી સાડી સ્હેજે સૌને આકર્ષે એવી હતી. લગભગ દરેક પત્રે આ સાડીઓની નોંધ લીધી છે. અને હિંદના રાષ્ટ્રીય વેશનાં સર્વેએ વખાણ કર્યાં છે.

# આવતી કાલની



# સ્ત્રીઓ

વ્યાખ્યાતા:
**સૌ. સુલોચનાબહેન મોદી એમ. એ.**

આવતી કાલની સ્ત્રી એટલે આવતી કાલના નાગરિકોની માતા. આવતી કાલના નવા યુગની એક સર્જક. ગઈ કાલની સ્ત્રીઓના કરતાં આજની સ્ત્રીમાં જે પરિવર્તન થયું છે એ ઉપરથી સહેજે કલ્પી શકાય કે આવતી કાલની સ્ત્રી કેવી હશે. આજની સ્ત્રીની માફક આવતી કાલની સ્ત્રી પણ બે હાથ, પગ, આંખ અને નાકવાળી જ એક વ્યક્તિ હશે, પરંતુ એ સ્ત્રી સાચા અર્થમાં વ્યક્તિત્વ ભોગવનારી હશે. મનુષ્યજાતિના એક મહત્વના સ્વતંત્ર અંગ તરીકે પોતાને ઓળખાવશે. બીજાની મિલકત તરીકે ઓળખાવવું કે જીવવું એ માન્ય નહિ કરે, આ બે ટૂંકાં વાક્યોમાં જ આવતી કાલની સ્ત્રીની વ્યાખ્યા સમાઈ જાય છે.

બીજા વિશ્વયુદ્ધ પછી જે અનેક નવા પ્રશ્નો ઉપસ્થિત થયા છે, તેનો ઉકેલ આણવા દુનિયાભરમાં પુનર્રચનાનું કાર્ય શરૂ થયું છે. લોકશાહીના સિદ્ધાંતોને ખાતર યુદ્ધ ખેલાયું હતું અને અંતે લોકશાહીનો વિજય થયો છે.

આ નવરચનામાં સ્ત્રીનો ફાળો કેટલો રહેશે એ જાણવા આજની સ્ત્રી ઉત્સુક બની છે. જે સ્ત્રી એક વખતે ઘરની ચાર દીવાલોમાં પુરાઈ રહી, ગૃહકાર્ય કરવામાં સંતોષ માનતી હતી તે સ્ત્રીને આજે બહારની દુનિયા નિહાળવાની ઈચ્છા જાગી છે, એટલું જ નહિ, પણ બહારની પ્રવૃત્તિઓમાં રસ ઉત્પન્ન થયો છે; અને નવી પ્રવૃત્તિઓમાં મોટી સંખ્યામાં સ્ત્રીઓ જોડાઈ પણ છે.

પશ્ચિમના દેશની સ્ત્રી ચળવળનો ઇતિહાસ પૂર્વના દેશની સ્ત્રી-ચળવળ કરતાં જુદી રીતે ઘડાયો હતો. ઇંગ્લંડ, અમેરિકા અને બીજા દેશની સ્ત્રીઓને પોતાના હક્કો પ્રાપ્ત કરવા વર્ષો સુધી જે લડત ચલાવવી પડી હતી, તેવી લડત હિન્દની સ્ત્રીઓને ચલાવવી નથી પડી. ત્યાંની સ્ત્રી ચળવળની શરૂઆત ૧૮ મી સદીમાં થઈ હતી; એમ કહી શકાય: વુલ્સ્ટનક્રાફ્ટ અને અન્ય લેખકોએ યુરોપમાં સ્ત્રીનો પ્રશ્ન— The woman's question— એ બાબત ખૂબ ઉહાપોહ જગાવ્યો હતો. ૧૯૧૪ના પ્રથમ યુદ્ધમાં અને બીજા વિશ્વયુદ્ધમાં એક વખતની પુરૂષની જવાબદારીઓ સ્ત્રીઓએ અબળા મટી, સબળા બની હરતે મુખડે સ્વીકારી હતી.

પશ્ચિમની સ્ત્રીચળવળની અસર હિન્દની સ્ત્રીઓ પર થયા વિના નથી રહેતી. હિન્દમાં સ્ત્રીચળવળની શરૂઆત થોડાં જ વર્ષો પર થઈ હતી, એમ ગણાય. હિંદુસ્તાનની સ્ત્રીઓને સૈકાજૂની સમાજવ્યવસ્થા સામે બળવો જગાવવો પડ્યો હતો. તે પૂર્વે ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને રાજારામમોહન રાય જેવા સમાજ સુધારકોએ છૂટાછવાયા પ્રયત્નો કર્યો હતા. ૧૮૫૬ માં વિધવાને પુનર્લગ્નની છૂટ આપતો કાયદો થયો હતો, પણ, આવા એકાદ પ્રયત્નથી દેશની સમાજરચનામાં સંક્રાંતિ થવાનો સંભવ ન હતો.

હિંદુસ્તાનનો પ્રશ્ન માત્ર હિન્દની સ્ત્રીઓની સ્થિતિ કે માનસ સુધારવાનો ન હતો, પણ હિન્દની આખીએ પ્રજાનું એટલે પુરૂષોનું પણ માનસ પલટાવવાનો હતો. અનેક કુરિવાજોમાંનો એક તે બાળલગ્નનો રિવાજ કહી શકાય; બીજો પડદાનો. વર્ષો પહેલાં બાળલગ્ન પ્રતિબંધ સારદા કાયદો પસાર થયો હતો, છતાં કેટલાંએ કુમળાં બાલક બાલિકાઓનાં, સાટાં અને વેચાણ આજે પણ થઇ રહ્યાં છે. આ પ્રથાને લઇને બાલ્યકાળથી જ સ્ત્રીની દુનિયા તેનું ગૃહ, કુટુંબ અને બાળકોમાં જ સમાઈ ગઈ હતી. સ્ત્રી ગૃહની રાણી ગણાતી અને પુરૂષ રોટલાનો રળનાળો ગણાયો હતો. આમ આપોઆપ સ્ત્રી પુરૂષોના કાર્યની વહેંચણી–Division of labour– ઇચ્છાએ કે અનિચ્છાએ, ઈરાદાપૂર્વક કે કોઈ ઈરાદાવિના જ થઇ હતી. આવી આકસ્મિક રીતે થયેલી કામની વહેંચણીનું પરિણામ ઘણું અનિષ્ટ આવ્યું છે. એક સમયની ગૃહરાણીનું પદ ભોગવનાર સ્ત્રી આજે વગર વેતને કામ કરનાર મજૂરણ ગણવા લાગી છે. જે ઉમદા ફરજો એક સ્ત્રી આદર્શ માતા કે પત્ની કે ભગિની તરીકે બજાવી રહી છે તે ફરજોને ગૌણ લેખવામાં આવી છે. તેના કાર્યની યોગ્ય ગણના થતી નથી. આ ફરજો અદા કરવામાં ક્રમશ: સ્ત્રીની પરવશતા વધતી જ ગઈ છે. વળી સ્ત્રીની પરાધીનતા વધારવામાં દેશનો કાયદો પણ સહાયભૂત બન્યો છે. પારસી અને અંગ્રેજી કાયદા કરતાં હિન્દુ અને મુસ્લિમ કાયદામાં સ્ત્રી જાતિ પ્રત્યે ઘણો અન્યાય થયો છે. પ્રાચીન ધર્મશાસ્ત્રો પર હજારો વર્ષ પૂર્વે રચાયેલા હિન્દુ કાયદામાં બદલતા જતા સમાજને અનુરૂપ, સુધારાઓ થયા નથી. આ કારણે બાલ્યકાળમાં પુત્રી પિતાના આશ્રય હેઠળ ઉછરે છે, લગ્ન પછી પતિની છત્રછાયામાં જીવન ગુજારે છે અને તેની ગેરહાજરીમાં, પુત્રના હાથ નીચે રહી, તેને પેટ ભરવાનું હોય છે.

આવી પરાધીન દશા આજની અને આવતી કાલની શિક્ષિત કેળવાયેલી સંસ્કૃત સ્ત્રીઓ કબૂલ નહિ રાખે. વીસમી સદીની શરૂઆતમાં જ હિન્દની સ્ત્રીઓએ પણ ચળવળ શરૂ કરી હતી. કેળવાએલી સ્ત્રીઓને પોતાની સમસ્ત જાતિની અવનત દશાનું ભાન થયું હતું. આવી મુઠીભર કેળવાએલી સ્ત્રીઓએ, શિક્ષણનો પ્રચાર કરવા, સામાજિક અનિષ્ટો –જેવા કે બાળલગ્ન, વૃદ્ધલગ્ન, પડદો જ્ઞાતિબંધન વગેરે નાબૂદ કરવા જેહાદ ચલાવી હતી.

પરંતુ હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં સાચી જાગૃતિ તો ૧૯૩૦માં જ્યારે મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્રીય લડત શરૂ કરી ત્યારે જ આવી ગણાય. હજારોની સંખ્યામાં, ગામડાંમાંથી અને શહેરોમાંથી યુવાન અને પ્રૌઢા, હિંદુ, મુસલમાન પારસી કે શીખ દરેક પ્રકારની સ્ત્રીઓએ પુરૂષોની સાથે સ્વાતંત્ર્યની લડતમાં ઝંપલાવ્યું. હિન્દી સ્ત્રીઓના જીવનમાં જે પરિ રાષ્ટ્રીય જાગૃતિને લઇને આવ્યો હતો તે પરિ કોઈ મહાન સમાજસુધારક કે કેળવણીકાર કદી નહિ કરી શકતે. આને માટે દેશની સ્ત્રીઓ સદાને માટે પૂજ્ય બાપુજીની ઋણી રહેશે. રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓને કાર્ય કરવાનો મોકો મળ્યો હતો અને તેમની યોગ્યતા તથા કાબેલિયતનો પ્રથમ અનુભવ જનતાને થયો હતો.

હિંદી મહાસભાની ૧૯૩૧—૩૨ની બેઠકમાં ઠરાવ પણ થયો હતો કે, કાયદાની દ્રષ્ટિએ દરેક નાગરિકો–કોઇ પણ જાતિના કે ધર્મના કે વિચારના ભેદભાવવિના સરખાં ગણાવાં જોઇએ. ચાલુ સદીની શરૂઆતથી સ્ત્રીઓએ સામાજિક ક્રાંતિ કરવાનું બીડું ઝડપ્યું છે. કાયદાની પુનર્રચના કરાવવા સ્ત્રીઓ જહેમત ઉઠાવી રહી છે, તેમજ વાસ્તવિક જીવનની આર્થિક વિટંબણાઓ દૂર કરવા

પુરુષને સાથ આપવા, અનેક ધંધાઓ અને નોકરીઓમાં સ્ત્રીઓ જોડાઈ છે. સ્ત્રી શિક્ષકો, ડૉક્ટરો, નર્સો, ધારાશાસ્ત્રીઓ, પત્રકારો, ટાઈપીસ્ટો, સેક્રેટરીઓ, સિનેમા નટીઓ, નૃત્યકારો, વગેરેની સંખ્યા આપણા દેશમાં ઓછી નથી. રાજકાજમાં પૂર્વની અને પશ્ચિમની સ્ત્રીઓનો હિસ્સો સારો જેવો છે. પાર્લામેન્ટમાં, મ્યુનિસિપાલિટીમાં અને ધારાસભામાં જવાબદારીભર્યા હોદ્દા સ્ત્રીઓ ભોગવે છે. આંતરરાષ્ટ્રીય પરિષદોમાં શ્રી. હંસાબહેન અને વિજયાલક્ષ્મી જેવી બહેનોને સ્થાન મળ્યું છે.

આવતી કાલની સ્ત્રીનું સ્થાન માનવસમાજમાં કેવું હોવું જોઈએ એ નક્કી કરવા આજની સ્ત્રી અનેક પ્રયાસો કરી રહી છે. વળી જ્યારે પરદેશી હકૂમતનો છેડો આવતો જણાય છે અને સ્વરાજ્ય સરકારના પ્રજાસત્તાક રાજ્યની શરૂઆત થઈ છે તેવે સમયે રાષ્ટ્રની યોજનામાં રાષ્ટ્રના સ્ત્રી પુરુષોને શા અધિકાર રહેશે, તેમજ બંનેનો સામાજિક, આર્થિક, અને રાજકીય દરજ્જો કેવો રહેશે એ નક્કી કરવું જરૂરી છે. બીજા વિશ્વયુદ્ધ પછી યુ. એન. ઓ. કૉન્ફરન્સ અથવા સમસ્ત રાષ્ટ્રની પરિષદમાં એક સ્ત્રીઓની વિશિષ્ટ સમિતિ પણ નિયુક્ત થઈ હતી. આ સમિતિએ સ્ત્રીઓ માટે એક અધિકારપત્ર તૈયાર કર્યું છે. તેની પહેલી કલમમાં જણાવ્યું છે કે "મનુષ્યજાતિના વિકાસ માટે સ્વતંત્રતા અને સમાનતાની ખાસ આવશ્યકતા છે. સ્ત્રી એ પુરુષના જેવી જ હોવાથી, તેને પણ એ બન્ને મેળવવાનો અધિકાર છે."

આ બતાવે છે કે આવતી કાલની સ્ત્રીઓ પુરુષ સાથે માત્ર સ્પર્ધા કરવી નહિ માગે, પણ તેની સાથે દરેક ક્ષેત્રમાં સમાન ભાગીદારી ભોગવી સાચી સહચરી બની, સ્વતંત્ર વ્યક્તિ પુરુષની સમોવડી રહી, માનવજાતિના કલ્યાણ માટે પ્રયત્નો કરી, વિશ્વબંધુત્વની ભાવના ફેલાવી, જગતમાં ચિરઃસ્થાયી શાન્તિ ફેલાવવા ઉમેદ રાખશે.

સ્ત્રીના દરજ્જા વિષે પૂજ્ય ગાંધીજી એક સ્થળે લખે છે કે "જે રૂઢિઓ અને કાયદા પુરુષે ઘડેલાં હતાં, ને જે ઘડવામાં સ્ત્રીનો હાથ બિલકુલ ન હતો, તે રૂઢિ અને કાયદા તળે સ્ત્રીને કચડવામાં આવી છે. જીવનની યોજનામાં જેટલો અધિકાર પુરુષને પોતાનું ભાવી ઘડવાનો છે, તેટલો જ અધિકાર સ્ત્રીને તેનું પોતાનું ભાવી ઘડવાનો છે. સ્ત્રીઓ ઢીંગલી અને ભોગના સાધનરૂપ ન ગણાવી જોઈએ, પણ સમાજની સેવામાં માનવંતી સહચરી લેખાવી જોઈએ." આ ધ્યેયની સિદ્ધિ અર્થે આજની સ્ત્રીઓ આવતી કાલની માતાઓ અને રાષ્ટ્રવિધાત્રીઓનું ઘડતર કરી રહી છે.

[ ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી ]

---

માપબંધી [ પાછળને પાનેથી ચાલુ ]

હોય તો અર્થીને અર્થદાન કરતાં તેનો સ્વાર્થ સધાય. લોકો એને ગમે તે બજારને નામે ઓળખે પણ એ શુક્લવૃત્તિ જ છે. પારાયણમાં પ્રાપ્ત કરેલી પચાસ પાઘડી, પચીસ ધોતીજોટા, દસ ઉપાનહ, ખાંડી ધાન્ય, પણ વિષ્ણુ માટે જ જેમ પુરાણા સમયમાં પુરાણી ભંડારી નહોતા રાખતા, પણ 'સસ્તાનો માલ સસ્તામાં' ફટકારી ગાંઠે દામ કરી લેતા. આ આપદ્ધર્મ અત્યારે જુદા સ્વરૂપે પ્રગટ થઈ છે.

છેલ્લું પણ ખાસ જરૂરી-માપબંધી સ્પાર્ટન વીરો માફક-સુખદુઃખ ને જૂએ સમભાગી-લોહાઓ માફક જમાતો અને જૈનો માફક નોકારસી-બ્રાહ્મણો માફક ચોરાસી અને પારસી માફક જશન-સપ્રયોગ સમજાવી ભાઈચારો, કોમીભાવ, નાગરિકત્વ, દેશવતની તરફ હમદર્દી અને માનવના કાજે વિશ્વબંધુત્વની ભાવનાની પ્રસ્તાવના છે. માટે જ લોકો કહે છે.

માપબંધી જીન્દાબાદ

# માપબંધી

લેખક
શ્રી. બલવન્ત ગો. સંઘવી. એમ. એ.

*

મદ્ય પીને માપબંધી શબ્દ એટલો મીઠો લાગે કે તે શબ્દને તેઓ વધાવી લઈ, વ્યસનના માપમાં બંધી લાવી અતિરેકથી આનંદ ધામમાં અનોખો આત્માનુભવ કરે ! આ જ શબ્દ આપણે પૂર્વનો 'પંચગામ' લેવાનો બ્રહ્મકાર્યક્રમ સર્વ વર્ણને માથે આવતાં કદાચ મોઢે ઉવેખીએ છીએ. માપબંધી નામે ઉદર ભરીને ભદ્રંભદ્રના જેવો અનેરો હર્ષ થાય તે સાંપ્રત સમયમાં કાનને 'માફ-બંધી' જેવો કર્કશ લાગે ?

માપબંધી એવી મહત્તા ધરાવે છે કે ચળવળ-ધાંધલ-ધગશ-ધમાલ સર્વને નિયંત્રણમાં રાખી શિસ્ત કેળવે છે. માપબંધી માનવને દાનવ કે પાશવ વલણમાંથી માનવતા કેળવતાં શીખવે છે. વહેંચીને ખાવું, પણ ખાઇને વહેંચવું નહિ (લઢવું નહિ) એવો આર્ય સંસ્કૃતિનો વિમર્શ પાઠ તે આપે છે. વિમર્શનું પ્રથમ લક્ષણ એ છે કે સર્જેલાંનું પણ માનને દાબમાં લાવી, ફક્ત ફરજનું ભાન કરાવવું. ભૂખે પેટે રામ વધારે ભજી શકાય. ભરેલે પેટે તો કાં તો નિદ્રાનું ઘર, કાં તો કાંચન કે કામીની જ યાદ આવે ! માપબંધીથી આ છેલ્લી સદીની બદી નાબુદ થઈ જાય એવી શક્યતા લાગે છે ને ?

માપબંધી શિસ્તબંધ સંગ્રહવૃત્તિની જનેતા છે. દરેક જાતના છાપેલ પતાકડાં-ધાન્ય, ઘાસલેટ, કોલસા, ગોળ, કાપડ-વગેરેને વગે વાપરી, પાછા યોગ્ય સ્થાને જાળવીને મુકવાની ચોક્કસ રસમ તેનાથી પડી ગઈ છે. ધોબીઘાટે કપડાં ધોવા દેનાર ગજવામાં પાંચ-દસની નોટ, પેટીની ચાવી કે ઉઘરાણીવાળાનું 'બીલ' જવા દેનાર આથી ચપરબંધા બની ગયા છે ! આમાં ગફલત કરનારને તેની કચેરીએ ધરમધક્કા ખાવામાં ટાંટિયાનું પાણી કરતાં કે એક બે સપ્તાહનું 'રેશન' ગુમાવતાં અનુભવે ડાહ્યા બનાવે છે કે, 'ગર્થ ગાંઠે, વિદ્યા પાઠે ને બી સાથે' !

દર સપ્તાહે માપબંધીની મહામૂલ્ય સામગ્રી લાવવા માટે અમુક રકમ ફાજલ પાડવી પડે એથી ત્રેવડનો ગુણ ખીલે છે. સીનેમાના લોભને જતો કરવો પડે, ઉપાહારગૃહની અપડામણીને આંખમિચામણી કરવી પડે, કોઈ માગનારને વાયદો દેવો પડે, ક્વચિત ઋણસ્વીકાર પણ કરવો પડે, પણ માપબંધીની મહાદક્ષિણારૂપી આ-આના-પાઈ હાજર રાખ્યે જ છૂટકો. એ માટે 'તો 'આજ રોકડા-ઉધાર નહિ' એમ કાયદો બનતાં જીવનનાં બીજાં ચક્રો-જુદા જુદા વાળાઓ-તેલવાળો, ઘીવાળો, સાબુવાળો, શાકવાળો, કપડાંવાળો વગેરે રોકડીઆ બની ગયા છે ! કલાલ, કસબણ અને વૈદરાજ માફક માપબંધી રોકડ નગદ નારાયણ લેનાર મહાલક્ષ્મી છે.

માપબંધીનો માલ લેવા જતાં પણ સારા સમયનો ભોગ આપવાની શરતે 'લાઈનદોરી' માં પડવું પડે છે. આથી અખાડાની 'ખડે હો જાઓ' વગેરે કસરત સ્વાર્થે સપ્રયોગ બનતાં-શરીર કસાય, મન મજબુત બને, ધીરજ કેળવાય અને આખરે મળનારી-રાશિ, વાસી કે ગમે તેવી ચીજની કિંમત સમજાય. આ અનુભવ પરગામ જવા વખતે ટિકિટ બારી પાસે, ધરખમ ટંકશાળ પાડતી 'ફિલ્મ' જોવા માટે મૂલ્યપત્રિકા મેળવવામાં અને કોક વાર 'મોટર બસ'ની કતાર વખતે માગંદર્શક થઈ પડે છે. માપબંધીથી આર્થિક વિનિમય પણ જબરો થઈ ઉથલપાથલ થાય. ગરજુ પાસે ગર્થ ગાંઠે હોય અને એને વગર શ્રમે કે થોડી મહેનતે ઘણી ચીજો-જરૂરી વસ્તુઓ-જોઈતી

[ પાછળ પાને ચાલુ ]

યહુદી કાયદામાં



# સ્ત્રીનું સ્થાન

લેખિકા
શ્રી. હેમલતા મહેતા સોલીસીટર

જ્યુઝ અથવા યાહુદી પ્રજાની સ્ત્રીઓનાં સામાન્ય હક અને સાંસારિક રિવાજોનું અવલોકન કરવામાં સરળતા પડે તે અર્થે, આ દુઃખી પ્રજાનો છેલ્લાં બે હજાર વર્ષનો ઈતિહાસ ટૂંકમાં સમજવાની આવશ્યકતા છે. ક્રાઈસ્ટ પૂર્વે ૫૮૬ ની સાલમાં, બેબીલોનના રાજાએ યાહુદીઓના મૂળ પ્રદેશ જેરૂસલેમ પર ચઢાઈ કરી અને તેમાં જેઓ બચી ગયાં તેમને બેબીલોનમાં ગુલામ તરીકે લઈ જવામાં આવ્યાં. થોડાં વર્ષ પછી આ ગુલામ પ્રજા જેરૂસલેમમાં પાછી જઈ શકી, પણ છેવટે ક્રાઈસ્ટ પૂર્વે ૫૮ ના વર્ષમાં, ઈરાનના રાજાએ જેરૂસલેમનો નાશ કર્યો અને પરિણામે યાહુદી પ્રજાને અરબસ્તાનમાં નાસી જવાની ફરજ પડી. અરબસ્તાનમાં આ દુઃખી પ્રજાને ઈસ્લામી ધર્મ સ્વીકારવાની ફરજ પાડવામાં આવી, અને જે યાહુદીઓએ પોતાનો ધર્મ બદલાવાની ના કહી, તેઓને અરબસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા. આ યાહુદીઓ ભટકતા ભટકતા સ્પેનમાં ગયા અને ત્યાં તેમને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની ફરજ પાડવામાં આવી, અને જેઓએ એમ કરવાનો ઈન્કાર કર્યો તેઓને તે દેશમાંથી પણ હાંકી કાઢવામાં આવ્યા. આ પ્રમાણે યાહુદીઓ આફ્રિકા, ઇજીપ્ત, ફ્રાંસ, સ્પેન, જર્મની વિગેરે દેશોમાં રખડતા થઈ ગયા અને જ્યાં બની શકે ત્યાં દુઃખેસુખે રહેવા લાગ્યા.

પરિણામે આ પ્રજાને શિરે આજે કોઈ રાજા નથી. આ સ્થિતિનું પરિણામ એ આવ્યું કે યાહુદીઓ જે જે પ્રદેશમાં ગયાં ને જ્યાં જ્યાં વસવાટ કર્યા તે તે દેશના રીતરિવાજો અને કાયદા તેઓને ગ્રહણ કરવા પડ્યા.

યાહુદી કાયદાનાં મુખ્ય સૂત્રોનો ઉલ્લેખ 'મોઝીઝ' નાં પાંચ પુસ્તકોમાં કરવામાં આવ્યો છે, એમ માનવામાં આવે છે. દુનિયાના દરેક કાયદાઓની માફક યાહુદીઓના કાયદામાં પણ સમયના વહેવા સાથે ધીમે ધીમે અનુકૂળ અને યોગ્ય ફેરફારો થતા ગયા અને આ બધાએ ફેરફારો સહિત યાહુદી કાયદાઓનો સંગ્રહ ૧૬ મા સૈકામાં 'શુલચન અરૂચ' નામના પુસ્તકમાં કરવામાં આવ્યો હતો.

ત્યારપછીનાં વર્ષોમાં, યાહુદીઓની રાજકીય, સામાજિક અને આર્થિક સ્થિતિમાં ઘણાં ઘણાં પરિવર્તન થયાં, અને પરિણામે ઉપયુક્ત કાયદાઓ યાહુદી પ્રજાને કંઈક બાબતોમાં અતિશય જૂનવાણી અને અનુચિત લાગવા માંડ્યા. તે ઉપરાંત જે કાયદાઓ, યાહુદી પ્રજાનું એક રાજકીય સંસ્થા તરીકેનું અસ્તિત્વ ઈ૦ સ૦ ૭૦ ની સાલના અરસામાં નષ્ટ થયા બાદ ઘડવામાં આવ્યા હતા, તેમનો અમલ ધાર્મિક અને સામાજિક અનુમતિને આધારે થઈ શકતો હતો. પરંતુ આજે તો યહુદી પ્રજા દુનિયાભરના પ્રદેશોમાં વિખરાઈ ગયેલી હોવાથી અને દેશના પ્રજાજનો જોડે ભેળાઈ ગયેલી હોવાથી તે પ્રજાના ઉપર્યુક્ત કાયદાઓના અમલ માટે જરૂરી ધાર્મિક અને સામાજિક અનુમતિ હોવી પણ મુશ્કેલ થઈ પડી છે.

આમ છતાંય રૂઢિચુસ્ત યાહુદીઓ હજુ પણ એમ આગ્રહ રાખે છે કે 'શુલચન અરૂચ' માંના કાયદામાં નિર્વિકલ્પ હોવાને કારણે તેઓનું ઉલ્લંઘન થવું જોઈએ નહિ. તેઓના આ જાતના આગ્રહના પરિણામે હિંદુસ્તાનમાં વસતા યાહુદીઓને, જે બે બાબતોમાં તેમનો યાહુદી કાયદો હજુ ય લાગુ પડે છે, તે બાબતોમાં વિષમ અને વિચિત્ર સ્થિતિ ભોગવવી પડે છે. અને તે બાબતો છે લગ્ન અને છૂટાછેડાની. વારસા હક્કની બાબતમાં તેમને 'ઇન્ડિયન સકસેશન એક્ટ' હિંદની બીજી પ્રજાઓ જેવી કે ખ્રિસ્તી, પારસી વિગેરેની માફક લાગુ પડે છે. આ કાયદો સ્ત્રી અને પુરૂષને વારસાનો સરખા હક્ક આપે છે, એટલે યાહુદી સ્ત્રીને આ બાબતમાં અસંતોષ યા વિરોધ દર્શાવવાને કાંઈ કારણ નથી. વિશેષમાં 'ઇન્ડિયન સકસેશન એક્ટ' ની રૂએ યાહુદી સ્ત્રી કોઈપણ પ્રકારની પોતાની મિલકત—જેવી કે પતિ યા સ્નેહી તરફથી મેળવેલી અથવા તો પોતે સંપાદન કરેલી—તેની વ્યવસ્થા પોતાની ઈચ્છાનુસાર કરી શકે છે. આ વિષયમાં યાહુદી સ્ત્રી ખરે જ આ દેશની અન્ય હિન્દુ, મુસ્લિમ બહેનો કરતાં વિશેષ હક્કો ધરાવે છે.

પણ લગ્ન અને છૂટાછેડાની બાબતમાં યાહુદી સ્ત્રીને પોતાનો કાયદો લાગુ પડતો હોવાથી એની સ્થિતિ દયાજનક છે.

ખ્રિસ્તીઓના મુખ્ય ધાર્મિક ગ્રંથ 'બાઇબલ' નો કોઈ પણ અભ્યાસી કહી શકશે, કે તે સમયમાં બહુપત્નીવ્રતની પ્રથા ખ્રિસ્તી પ્રજામાં પ્રચલિત હતી, અને તે કાળની યાહુદી પ્રજામાં વિદ્વાન પુરૂષો જેઓને 'રાબી' કહેવામાં આવે છે, તેઓએ આ અનિચ્છિય પ્રથાને અંકુશમાં લાવવાને માટે એક પત્નીની હયાતી દરમ્યાન બીજી પત્ની કરવાને અમુક શરતો મુકરર કરી હતી. છતાંય આજે જ્યારે પશ્ચિમમાં જઇને વસેલા યાહુદીઓએ એકપત્નીવ્રત કબુલ રાખે છે. ત્યારે પૂર્વ દેશમાં આવીને વસેલા યાહુદીઓ તેને માન્ય રાખતા નથી.

આ પરથી આપણને પ્રત્યક્ષ થાય છે કે હિંદુસ્તાનમાં, યાહુદી પુરૂષોને એક પર બીજી પત્ની કરતાં કાયદાની નડતર ઊભી થતી નથી.

યાહુદી કાયદો ત્રણ સંજોગોમાં એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવાની છૂટ બક્ષે છે: (૧) દશ વર્ષ સુધી કંઈ પણ સંતાન ન થયું હોય તો, (૨) પત્નીની નાદુરસ્ત તબીયતને લીધે લગ્નજીવન ન મ્હાણી શકાતું હોય તો, અને (૩) પત્ની વ્યભિચારી હોય તો. પરંતુ હિંદુસ્તાનમાં એવા અનેક દાખલાઓ મોજૂદ છે કે જેમાં ઉપલાં કારણો સિવાય પણ બીજી પત્ની કરવામાં આવી છે. ફક્ત પ્રથમ સ્ત્રીની સંમતિને આવશ્યક ગણવામાં આવી છે. લગ્નની બાબતમાં સ્ત્રીની આ પ્રકારની સ્થિતિને કોણ સંતોષકારક કહી શકે?

બીજો પ્રશ્ન જે આપણો વિચાર માગી લે છે તે એ છે કે, વર્તમાન સમયના યાહુદી લગ્નની પ્રથામાં ઉભય પક્ષોના યથેચ્છ અને યોગ્ય હિતો જળવાઇ રહે છે કે કેમ? યાહુદી કાયદામાં લગ્નને માત્ર એક કરારનામા તરીકે ગણવામાં આવતું નથી. પરંતુ અતિશય પવિત્ર ફરજોથી સંકળાએલી બે વ્યક્તિઓ વચ્ચેના સંબંધ તરીકે ગણવામાં આવે છે. લગ્ન કરવાને માટે પુરૂષની વય ૧૮ વર્ષની બાંધવામાં આવી છે જ્યારે કન્યાની કોઈ વય જ નક્કી કરવામાં આવી નથી. પરંતુ એનાં લગ્ન જ એની સમજશક્તિની વય પહેલાં (પિતા વિના) અન્ય કોઈ સગાંએ કરાવ્યાં હોય, તો તે પોતાની ઇચ્છા અનુસાર એ લગ્ન નામંજૂર કરી શકે છે. યાહુદી કન્યાને સ્પર્શતી યાહુદી કાયદાની આ ત્રુટિ હિંદમાં શારદા એક્ટ—જે યાહુદીઓને લાગુ પડે છે તેના અમલમાં આવ્યાથી નાબૂદ થઇ છે.

યાહુદી કાયદો લગ્નવિધિ માટે આચાર્યની, ઉપાધ્યાયની, અથવા તો અધિકારીની આવશ્યકતા માટે ફરજ પાડતો નથી. લગ્નવિધિ ફક્ત "કીદુશીમ"—આ વિંટી વડે તું મને મોઝીઝ અને ઇસરાઇલના કાયદા અનુસાર

વરી ચૂકી છો" એ શબ્દો વરને મુખે બોલતાં થતો વિવાહ, મિલકત સ્થાપન પત્રક (મેરેજ સેટલમેન્ટ) જેને "કેથુબા" કહેવામાં આવે છે, તેના ઉપર વરકન્યાની સહી અને સાત આશીર્વચનોનો ઉચ્ચાર—એટલામાં પર્યાપ્ત થાય છે. આ પ્રસંગોને કાયદેસર ગણવાવા માટે બે સાક્ષીઓની જરૂર પડે છે.

યાહુદી કાયદા અનુસાર થનાં લગ્નોથી બે પ્રકારની યાહુદી સ્ત્રીઓને આપદા ભોગવવી પડે છે: (૧) લગ્નની વિધિ "કીદુશીમ" પ્રમાણે જેના લગ્ન થયા હોય તેમને અને (૨) ભાઈઓ મુકીને મૃત્યુ પામેલા પુરૂષોની નિઃસંતાન વિધવાઓને.

આ ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે યાહુદી કાયદો જે બહુપત્નીત્વ ચલાવી લે છે અને જે ફક્ત પુરૂષોને છૂટાછેડા મેળવવાનો હક્ક આપે છે, તેમાં સ્ત્રીઓની સ્થિતિ કોઈ પણ પ્રકારે માનભ્રષ્ટ થાય છે. કારણ કે આપણે યાદ રાખવું જોઈએ કે યાહુદી કરતા યાહુદી વ્યવહાર વધુ પ્રગતિમાન રહેતો. અને યાહુદી કહેવતો આ પરિસ્થિતિનો સચોટ પુરાવો આપે છે: જેવા કે "પત્નીનું ઉત્તમ સ્ત્રી ધન તે પતિનું ચારિત્ર્ય, નહિ કે તેનો પૈસો": "પુરૂષે સ્ત્રીને રડાવવી ન જોઈએ કારણ કે ઈશ્વર એનાં આંસુની ગણત્રી કરે છે." આ બધા ઉપરથી સાબીત થાય છે કે કાયદો નામંજૂર કરે તે કરતાં પણ વધુ માનભરી સ્થિતિ યાહુદી સ્ત્રી આજ પર્યંત ભોગવતી આવી છે.

યાહુદી કાયદો પુરૂષને છૂટાછેડાનો હક્ક આપતો હોવા છતાં પણ વ્યવહારિ જીવનમાં કોઈ પુરૂષ એનો ઉપયોગ કરતો ન હતો, અને તેમ કરવા જતાં ઘણા ઘણા અંતરાયો એના માર્ગમાં આવીને ઉભા રહેતા હતા- દ્રષ્ટાંત તરીકે કોઈ પણ પુરૂષ, જ્યાં સુધી સ્થાપન પત્રક 'કેથુબા' કેમાં જણાવેલા પૈસા પત્નીને આપે નહી, ત્યાં સુધી તે એનાથી છૂટાછેડા લઈ શકતો ન હતો. પાછળથી એવો કાયદો ઘડાયો કે, પત્નીની મરજી વિરૂદ્ધ તેનો પતિ એને છૂટાછેડા આપી ન શકે, સિવાય કે ખાસ કારણ—જેવાં કે બેવફાઈ, ગાંડપણ, ત્યજી જવું. બિનકારણસર લગ્ન માણવાની ના કહેવી વિગેરે હોય તો પ્રથમ તો છૂટાછેડા મેળવવાના હક્ક ફક્ત પુરૂષોને આપવામાં આવ્યો હતો. પણ પાછળથી પતિની ગેરવર્તણુંક માટે અથવા તો એને પોતાની ગુન્હાની શિક્ષામાંથી છટકી જવા માટે પોતાના વતનમાંથી નાસી જાય તો પત્નીને છૂટાછેડા માંગવાનો હક્ક સ્વીકારવામાં આવ્યો હતો.

મોટે ભાગે હિંદુસ્તાનમાં વસતા યાહુદીઓ એક બીજાની સંમતિથી છૂટાછેડા મેળવે છે. આ પ્રથા આધુનિક કાયદાઓ અનુસાર નથી. આ કાયદાઓમાં પરિણિત શખસોના પોતે પોતાના ન્યાયાધીશો બનીને, ક્યા કારણોસર છૂટછેડા મેળવવા એ બાબત નક્કી કરવાના હક્કનો સ્વીકાર કરવામાં આવ્યો નથી, કારણકે આધુનિક કાયદો માને છે કે, દરેક લગ્નમાં પક્ષકારો ઉપરાંત સમાજ તથા બાળકોનાં હિતો સમાયેલાં હોય છે. છતાં હિંદભરમાં યાહુદીઓ ફક્ત નજીવા દાખલાઓ સિવાય, પરસ્પર સમતિથી જ છૂટાછેડા મેળવે છે, એ અતિશય ખેદજનક વાત છે.

આ નજીવા દાખલાઓમાં પત્નીઓ પતિની ક્રુરતા અને બેવફાઈ અથવા તેણે બીજી પત્ની કરવાને લીધે, અદાલમાંથી પોતાનાં લગ્નો નાબૂદ કરતું હુકમનામું મેળવે છે. હિંદની યાહુદી પ્રજા આ રીતે મેળવેલા છૂટાછેડાનો લેખિત દસ્તાવેજ જેને 'ગેટ' કહેવામાં આવે છે, તે હાથોહાથ યા તેના પ્રતિનિધિ મારફતે પત્નીને છૂટાછેડા કાયદેસર લેખાવા માટે આપવો જોઈએ છે. છૂટાછેડાના કાયદેસરપણા વિષે ખાસ કરીને 'પોલીસ અદાલતોમાં' આ લેખિત દસ્તાવેજો 'ગેટ' ની હાજરીમાં સંશયો ઉપસ્થિત થાય છે. વધુમાં રૂઢિચુસ્ત યાહુદીઓ એવો આગ્રહ રાખે છે કે અદાલત મારફતે મેળવેલા છૂટાછેડામાં પણ આ 'ગેટ' ની આવશ્યકતા રહે

છે અને તે યાહુદી વિધિ અનુસાર પત્નીને અપાવવો જોઈએ.

હવે વિલાયતમાં જઈને વસેલા યાહુદીઓને ભાવી લગ્નની ખબર લગ્નોના સુપરિન્ટેન્ડન્ટ રજિસ્ટ્રારને આપવી પડે છે, અને તેનું પ્રમાણ અથવા પરવાનગી પત્ર રજૂ કરીને, જો બન્ને પક્ષકારો યાહુદીધર્મ પાળતા હોય તો યાહુદી વિધિ અનુસાર તેઓ લગ્ન કરી શકે છે.

બીજું છૂટાછેડાની બાબતમાં, જે આપખુદીપણું યાહુદીઓ પ્રાચીન કાળમાં ભોગવતા હતા, તે અર્વાચીન કાળમાં બધા યુરોપીય દેશોમાં બંધ પડ્યું છે. દેશદેશમાં પ્રવર્તતા કાયદાઓ તે દેશમાં વસતા યાહુદીઓને લાગુ પડે છે અને તે કાયદાઓ ઘણી બાબતમાં પુરાણા યાહુદી કાયદાથી નિરાળા પડે છે.

ઉપરની વસ્તુસ્થિતિ જોતાં, આપણને માલૂમ પડશે કે, આ દેશમાં પ્રવર્તી રહેલા યાહુદી કાયદાની ખામીઓ માત્ર કાયદાથી દૂર કરી શકાય એમ છે. અને આ દિશામાં સ્ત્રી સંસ્થાઓ ધારેતો ઘણું કાર્ય કરી શકે.

(૧) સૌથી પહેલો અને વધુ અગત્યનો સુધારો તો એ છે કે યાહુદી લગ્નો એકપત્નીવ્રતધારી થવાં જોઈએ.

(૨) યાહુદી લગ્નો નોંધવાને માટે રીતસરનું દફતર (register) રખાવું જોઈએ.

(૩) ફાલતુ માણસોને લગ્નની વિધિના સમયે આચાર્ય તરીકે વર્તવા માટે પ્રતિબંધ મુકાવા જોઈએ. ફક્ત નિમેલ અધિકારીઓ આચાર્યો તરીકે કામ કરી શકે અને આવા અધિકારીઓની ગેરહાજરીમાં થયેલાં અને બિનનોંધાયેલાં લગ્નો રદ ગણાવાં જોઈએ. આ પ્રકારનો નિયમ વિધિ અનુસાર કરવામાં આવતા દરેક લગ્નને લાગુ પાડવો જોઈએ.

આ ઉપરાંત યાહુદીઓનો 'સ્પેશીયલ મેરેજ એક્ટ' ના આશ્રય નીચે લગ્નો કરવાની છૂટ આપવી જોઈએ. મૂળમાં તો આ કાયદો કોઈ પણ ધર્મમાં શ્રદ્ધા ન ધરાવતાં સ્ત્રી પુરુષોના લાભાર્થે ઘડવામાં આવ્યો હતો. ત્યારબાદ ૧૯૨૩ની સાલથી હિંદુ, બૌદ્ધ, શીખ અને જૈન ધર્મોમાં માનનારાં સ્ત્રી પુરુષો પણ આ કાયદા અનુસાર લગ્ન કરી શકે છે. એટલે આ કાયદાથી નીપજતા લાભમાંથી યાહુદી પ્રજાને બાકાત રાખવાનું કંઈજ કારણ નથી. આ કાયદાની રૂએ થયેલાં લગ્નોને એકપત્નીવ્રત-નિયમ અને 'ઇન્ડીયન ડાયવોર્સ એક્ટ' એટલે છૂટાછેડાના કાયદાની કલમો લાગુ પડે છે.

'યાહુદી વિધિ અનુસાર લગ્ન થાય એવું ઇચ્છનારાંઓ માટે બહુ પત્નીવ્રતના રિવાજ સામે પ્રતિબંધ મૂકે એવો કાયદો ઘડવાની જરુરિયાત છે.

છૂટાછેડા વિષે, મુસ્લીમ લગ્ન વિચ્છેદ કાયદાની કલમો જે ઘણી બાબતમાં યાહુદી છૂટાછેડાના કાયદાને મળતી આવે છે તે સ્વીકારાવી જોઈએ. વધુમાં જ્યારે અદાલત તરફથી લગ્ન વિચ્છેદનું હુકમનામું મળ્યું હોય, ત્યારે ઉપર્યુક્ત 'ગેટ' ફરજિયાત મેળવવાની અથવા આપવાની જરૂરિયાત રહે નહીં, એ પ્રકારનો પ્રબંધ પણ થવો જોઈએ. ઉપરાંત પરસ્પરની સંમતિથી મેળવતા છૂટાછેડાની પ્રથા નાબૂદ થવી જોઈએ. કારણ કે મોટે ભાગે સ્ત્રીની સંમતિ બળજબરી અને ધમકીથી મેળવવામાં આવે છે. અને તે ઉપરાંત મુસ્લીમ કાયદા પ્રમાણે સ્ત્રીની પહેરામણી જે રીતે સુરક્ષિત રાખવામાં આવે છે, તે રીતે યાહુદી સ્ત્રીની પહેરામણી સુરક્ષિત રાખવામાં આવતી નથી. અલબત્ત યાહુદી પુરુષો આ પ્રથાના નિષેધ સામે પ્રચંડ પોકાર ઉઠાવશે પરંતુ યાહુદીઓને સ્ત્રીઓના સામાન્ય અજ્ઞાન અને પછાતપણાનો વિચાર કરતાં, તેમજ "કેતુબા" ના આધારે તેમને જે રક્ષણ મળતું હતું તે આજે ન મળતું હોવાથી, પરસ્પર સંમતિથી મેળવતા અથવા લેવાતા છૂટાછેડાની પ્રથાને, નષ્ટ કર્યા સિવાય બીજો કંઈ પણ ઉપાય નથી.

(ઓલ ઇન્ડિયા રેડીયોના સૌજન્યથી.)

# બાળઉછેર



લેખિકા:
**સૌ. ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય**

(ગતાંકથી ચાલુ)

બાળક જુઠું બોલે કે ગાળ દે તો તરત તેને માર પડે છે. પણ તેમાં વાંક કોનો છે? તેની આસપાસ બધાં જ જુઠું બોલે કે શેરીના મિત્રો ગાળો દે એટલે તે જોઇને તે શીખે છે. તેને સારા અને સુશિક્ષિત વાતાવરણમાં રાખવું એ આપણી ફરજ છે. મારવાથી બાળક ઘણીવાર નફટ થઈ જાય છે. મારવાને બદલે ધીમેથી બાળકને સમજાવ્યું હોય તો વધારે અસર થાય છે. બાળકે કાંઈ ખોટું કર્યું હોય તો તેને શરમાવવું ખરૂં પણ શીક્ષા ન કરવી. શિક્ષા કરવી તે આપણી નબળાઈ બતાવી આપે છે. આપણે પ્રેમથી બાળકને જીતવું જોઈએ.

બાળક પાસે અમુક કામ કરાવવું હોય ત્યારે રમકડાની કે ખાવાની આશા આપવાથી બાળક લાલચુ થઈ જાય છે. પછી બાળક લાલચ વગર કંઈ જ ન કરે એ ખોટું. માતા કે પિતા રાજી થશે એટલી જ આશા કે લાલચ બાળકને હોય તે જ ઇચ્છનિય છે. માતપિતાની શાબાશી ખાતર પ્રેમાળ બાળક શું ન કરે? જેમ ઘરમાં તેમ નિશાળમાં પણ શિક્ષક દિલગીર થાય એવું કાંઈ પણ ન કરે, એવો બાળક ને શિક્ષક વચ્ચે પ્રેમ હોવો જોઈએ. શિક્ષકથી ડરે અને બીકથી જે કાંઈ કરે તે નકામું કહેવાય. સારા નંબરની કે માર્કની લાલચે નિશાળનું કામ કરવું એ પણ ખોટું છે. એવી સ્પર્ધા ન રાખવી જોઈએ.

બાળકને સત્ય બોલતાં, હિંમતવાન કે દયાવાન થતાં શીખવવું હોય તો તેને એમ કહીએ કે હિંમત રાખજે, દયાવાન થજે, તો તેને કાંઈ અસર નહિ થાય. સાચું બોલવાના ફાયદા, હિંમતવાન માણસ દુનીયામાં આટલું આટલું કરી શકે છે, વિગેરે દાખલા આપવા જોઈએ. તે ઉપરથી બાળક પોતાની મેળે જ સાર ખેંચી કાઢશે કે સત્ય બોલવું, હિંમત રાખવી વિગેરે.

બાળકનું ચારિત્ર્ય ઘડવા માટે જાતે જ દાખલો બેસાડવો. માતપિતા કે શિક્ષક સાચું બોલે તો બાળક બોલે જ. ગરીબ તરફ આપણે દયા બતાવીએ તો આપણું જોઈને બાળક પણ શીખશે. ઉદ્યોગી જીવન આપણે ગાળીશું તો બાળક પણ ઉદ્યોગી બનશે.

બાળક તરફ હંમેશાં ન્યાયી વર્તન રાખવું. છોકરા, છોકરી વચ્ચે ભેદભાવ રાખીએ કે ગરીબ તવંગર વચ્ચે ફેરફાર રાખીએ તો બાળક ઉપર પણ તેની અસર થાય છે. જુના વખતમાં એવું હતું કે પુત્રને સારૂં ખાવાનું મળે અને પુત્રી જે વધેલું હોય તે ખાય. આથી ભાઈઓમાં બહેનો તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય, અને પોતાને માટે અભિમાન પેદા થાય. પુત્રીની આત્મશ્રદ્ધા ઓછી થઈ જાય, ભાઈ તરફ અદેખાઈ પેદા થાય, માબાપ ઉપરનું વ્હાલ ઓછું થાય; માટે માતાપિતાએ પુત્રપુત્રી તરફ સરખું જ વર્તન રાખવું.

પૈસાદારનાં બાળકને ગાદી ઉપર બેસાડીએ, ખાવાનું આપીએ, વ્હાલ કરીએ અને ગરીબ બાળકને આવકાર ન આપીએ અને હડધૂત કરીએ તો આપણાં પોતાનાં બાળકની પણ

એવા જ સંસ્કાર પડે તે સ્વભાવિક છે.

બાળક ઘણીવાર ખોટું કરવા જતું નથી, પણ પ્રસંગો એવા આવે કે તેને ખોટું કરવું પડે. આવા પ્રસંગો ઉભા ન થાય એ માટે માબાપે કાળજી રાખવી. કોઈ વાર બાળકથી કંઈ કાચનું વાસણ ફુટી ગયું હોય તો તે માર કે ધમકીની બીકથી ખોટું બોલશે કે 'મેં તે ફોડયું નથી.' આવી બાબતમાં બાળકનો વાંક કાઢવો નહિ. માએ જ કાચની વસ્તુ ઉંચી મૂકવી જોઈએ. અને ફૂટી જાય તો સમજાવીને કહેવું કે કાચની વસ્તુ ફૂટી જાય માટે ધ્યાન રાખવું.

ઘણાં બાળકોને જોઈતી વસ્તુ ન મળવાથી બીજા પાસે માગી લેવાની ટેવ હોય છે. બાળકના મનમાં ઠસાવવું જોઇએ કે બધી ચીજો આપણી પાસે નથી હોતી, અને બધું લેવાનું મન ન કરાય, મન થાય તો માબાપ પાસે મંગાય. બીજા પાસે માગવાની રીત ખોટી છે. નાનપણમાં આ ટેવ સુધારી ન હોય તો મોટપણમાં પૈસા ઉછીના લેતાં શીખે છે, છેવટે મોટપણમાં કરજ કે દેવું કરતાં શીખે છે. માટે બચપણથી જ બાળકને માગતાં રોકવું જોઇએ.

બાળક સાત વર્ષનું થાય ત્યાં સુધીમાં તેનું આખું ચારિત્ર્ય ઘડાઈ જાય છે. માટે માત-પિતાએ તેનાં ઘડતર માટે બહુ જ કાળજી રાખવાની છે. પોતે કંઈ પણ ખોટું કરતાં પહેલાં બહુ જ વિચાર કરવાનો. કારણ કે માબાપ થયાં એટલે જવાબદારી ઘણી જ વધી જાય છે. પિતા કરતાં પણ માતાના સહવાસમાં બાળક વધારે આવે છે. બચપણનાં સાત વર્ષ તો તે માતાની ગોદમાં જ ગાળે છે. માટે માતા જેવા સંસ્કાર પાડશે તેવા બાળક ઉપર પડશે.

બાળક એકથી સાત વર્ષનું થાય ત્યાંસુધી દરેક બાબતમાં માતાએ ધ્યાન રાખવું. એનું નાક, કાન, આંખ ચોકખાં રાખવાં. ઘણાં બાળકોને ખાસ કરીને કાનમાં મણકા, કાંકરી, આંબલીયો વિગેરે ચીજો નાખવાની ટેવ હોય છે. તે માટે બાળકને રોકવું. છતાં કોઈ વાર નાખી દે તો જુની કાતર કે જુના ચીપીયા વડે સંભાળીને કાઢી લેવું. કાન ચોળવા દેવો નહિ. તેમ કરવાથી ઊલટું અંદર જાય છે. આપણાથી ન નીકળે તો ડોકટર પાસે જઈ કઢાવવું. નાકમાંથી છીંક ખવડાવવાથી ઘણી વખત વસ્તુ નીકળી જાય છે.

હાલમાં નાની ઉમ્મરમાં જ માણસોને ચશ્મા આવે છે. તેનું કારણ આંખની સંભાળ બરોબર નથી લેવાતી તેજ છે. દિવસમાં ત્રણ ચાર વાર ચોકખા ને ઠંડા પાણીથી છાલક મારીને આંખ ધોવી. એક સામટું ખૂબ લખવું કે વાંચવું નહિ. સિનેમા વારંવાર જોવાં નહિ. પૂરતા અજવાળામાં જ વાંચવું કે લખવું. સુતાં સુતાં વાંચવું નહિ. આ બધી બાબતમાં પિતા કરતાં માતાએ ધ્યાન રાખવું. ઝીણા ને હલકા કાગળવાળી ચોપડી ન વાંચવા દેવી. બાળક વાંચતાં શીખે ત્યારથી જ એવી ટેવ પાડવી કે તે એક ફુટ દૂર આંખથી ચોપડી રાખવી. ચોપડી ત્રાંસી રાખવી નહિ. વાંચતી વખતે આંખ ઉપર અજવાળું આવવા દેવું નહિ, અને ચોપડી ઉપર તડકો આવવા દેવો નહિ. વીજળીનો દીવો બહુ પાવરવાળો ન રાખવો. ઘાસતેલ સારૂં વાપરવું. લીલો રંગ આંખને ઠંડક આપે છે માટે ઝાડપાન તરફ ફરવા જવું. ધૂળ કે ધુમાડી આંખમાં ન જાય તે સંભાળવું. ગાડીમાં કે ટ્રેનમાં વાંચવું નહિ. આ પ્રમાણે બાળકને નાનપણથી જ સુચના આપવી અને તે પ્રમાણે ધ્યાન રાખવું. ઉપર પ્રમાણે બાળકની કાળજી રાખવામાં આવે તો આંખ બગડે નહિ. ચશ્મા પણ પહેરવા પડે નહિ. આંખની સંભાળ જેટલી લઇએ તેટલી થોડી.

[ચાલુ]

# આપણાં ફળો



ડા. નરસિંહ મૂ. શાહ

*

### જામફળ-કરમદાં-રાયણ.

**જા**મફળના ઝાડ મૂળ મેક્સિકો અને વેસ્ટ ઈન્ડીઝના વતની છે. તે ખૂબ ઉંચા કે કે મોટા થતાં નથી. અમેરિકા શોધાયા પછી આ ઝાડો અન્ય દેશોમાં દાખલ થયાં. આપણા દેશોમાં તેનું વાવેતર મોટા પ્રમાણમાં થાય છે. વનસ્પતિના વર્ગીકરણમાં જામફળનું ઝાડ મિરટેસી વર્ગમાં (યુકેલિપ્ટસનો વર્ગ) આવે છે. આ વર્ગ મોટો છે. તેમાં ૬૦ જાતની વનસ્પતિનો સમાવેશ થાય છે. તેમાં ઘણી જાતની કિંમતી વનસ્પતિઓ આવી જાય છે. પાંદડાંમાં તેલવાળી રસકુપ્પીઓ હોય છે. તેમાંથી વરાળ યંત્ર વડે ઉડણુ તેલો કાઢી શકાય છે. આ તેલો સુગંધિત હોઈને સુગંધી તેલોની બનાવટમાં, સાબુઓમાં સુગંધ લાવવા તેમજ દવાઓમાં વપરાય છે. લવીંગ, યુકેલિપ્ટસ વગેરે આ વર્ગના ઝાડો છે. ખૂબીની વાત છે કે આ વર્ગની વનસ્પતિની એકેય જાતનાં ફૂલો સુંદર હોતાં નથી.

ગુજરાત-કાઠિયાવાડમાં ધોળકાના જામફળ ખૂબ વખણાય છે. વળી સંયુક્ત પ્રાંતોમાં અલાહાબાદના જામફળ પણ સુપ્રસિદ્ધ છે. હિંદીમાં તેને પેરૂ, અમરૂલ યા જામ કહે છે. અંગ્રેજીમાં તેને ગ્વાવા કહે છે અને તેનું શાસ્ત્રીય નામ સીડિયમ ગ્વાવા છે. જામફળ બે જાતનાં થાય છે: લાલ અને સફેદ. બંને ઉપરથી સરખાં જ દેખાય છે, પણ અંદરના ગર્ભના રંગ પરથી આ જાતો ઓળખાય છે. સ્વાદમાં સફેદ જાત સ્વાદિષ્ટ હોય છે, પણ ગુણમાં લાલ જાત ચડીયાતી હોય છે. તાજાં ફળ લીલા મેવા તરીકે વપરાય છે. ઉપરની પાતળી પીળી છાલ સહિત જામફળ ખવાય છે. ગર્ભમાં ઝીણાં ઝીણાં કઠણ બી પુષ્કળ હોય છે. બીજ સહીત જામફળ ખાવાથી જઠરમાં ખરાબી કરે છે. આ બી ને લીધે જામફળ ખાતાં ઘણું અચકાય છે. એટલે બી વિનાના જામફળ પેદા કરવાના અખતરા કરવામાં આવ્યા છે. આવો એક અખતરો અલાહાબાદમાં કરવામાં આવ્યો હતો. જામફળીની કલમો બનાવી તેમજ બડીંગ કરી જામફળની બી વિનાની નવી જાત તૈયાર કરવામાં આવી છે. આ જાતમાંથી બીજ ઓછા કરી નાંખ્યા છે. પરિણામે આ ફળો મોટા કદના અને ખૂબ મીઠા બન્યાં છે. જામફળમાં વિટામીન સી સારા પ્રમાણમાં હોય છે.

જામફળ હૃદયને પૌષ્ટિક અને સારક છે; જૂની કબજીયાતને તોડે છે. કાચા જામફળ અતિસાર બંધ કરે છે. વાસી જામફળ ખાવાથી તંદુરસ્તીને નુકશાન પહોંચે છે. જામફળનો મુરબ્બો બનાવાય છે. અમેરિકાથી યુરોપમાં ડબ્બાઓમાં ભરી વેચવા માટે નિકાશ થાય છે. જામફળમાં સાકર અને સ્ટાર્ચનું પ્રમાણ ૮-૭ ટકા, પાણી ૮૩ ટકા હોય છે.

જામફળીના કુમળાં પાન ચાવવાથી કે તેના કવાથના કોગળા કરવાથી દાંતની પીડા મટે છે, દાંત હલતાં અટકે છે. બ્રાઝીલમાં તેના ઉકાળાથી માંદા માણસને સ્નાન કરાવે છે. તેમાં લગભગ ૯.૦ ટકા ટેનિન હોય છે. તેના મૂળની છાલ પણ બચ્ચાંના ઝાડા, મરડા વગેરે માટે દવા કરીને અપાય છે.

આ ઉપરાંત જામફળની એક ખાટી જાત થાય છે. દાક્ષમાં હિંદમાં હિંદના બગી-

ચાઓમાં તેનું વાવેતર થાય છે. આ ફળનો મુરબ્બો સારો બને છે. તેને સીડિયમ પોમીફેરમ કહેવાય છે. આપણી બાજુ થતા નથી એટલે ગુજરાતી નામની ખબર નથી.

*

કરમદીના ઝાડવાં પંદર વીસ ફૂટ ઉંચાં થાય છે. તેની ડાળીઓ વેલાની માફક લાંબી વધી જમીન પર આડી અવળી પથરાય છે. અને ટેકો મળે તો ઉપર ચડે છે. કરમદીને મજબૂત કાંટા હોય છે. કરમદી હિંદુસ્તાનમાં સૂકા અને રેતાળ ભાગોમાં થાય છે.

શિયાળો ઉતરતાં કરમદીને સુંદર સફેદ આછી ગુલાબી છાંટવાળા ફુલો આવે છે. તેને જૂઈના ફુલ જેવી સુગંધ હોય છે. કરમદીના ફુલ મધુરી અને કેળનાં ફુલ જેવી કડછી વાસવાળાં હોય છે; જ્યારે કરમદાં ખાટાં અને કેળાં મીઠાં હોય છે. આ ઉપરથી ધીરાભકતે ઉખાણું લખ્યું છે :

> એક અચરજ મારા દેશમાં,
> ઔવાં ને સિંહ રમે ભેળાં જો.
> અવળાંના સવળા થયાં,
> કરમદીએ લાગ્યા કેળાં જો.

કરમદીનાં ફળને કરમદાં કહે છે. કરમદાં ચૈત્રથી જેઠ સુધીમાં પાકે છે. કરમદાં બહુધા રાયણની સાથે વેચાય છે. તે ગરીબ માણસનો લીલો મેવો છે. કાઠિયાવાડમાં પોરબંદરના બરડા ડુંગરના રબારીઓ તેમજ બીજી જાતિઓ બે ત્રણ મહિના સુધી કરમદાં વેચીને પોતાનો નિભાવ કરે છે. ડુંગરામાં ફરતાં ફરતાં તાજાં તાજાં કરમદાં ચુંટી ચુંટીને ખાવાની મજા ખૂબ આવે. આણુ જાય તો આ મજા માણજો. ત્યાં કરમદાં ખૂબ થાય છે.

કાચાં કરમદાનું અથાણું સરસ થાય છે. તેનો મુરબ્બો પણ બનાવે છે. ખાવાથી પિત્ત વિકાર વાળાને ફાયદો થાય છે. પણ એકલાં કાચાં કરમદાં ખાવાથી માથું ચડે છેઃ સાકર અને આંબલી લેવાથી ઉતરે છે. કાચાં કરમદાંને મીઠું ચોળી અથાણાં કે કચુંબર તરીકે ઉપયોગમાં લે છે. બીજાં અથાણાંઓને ખટાશ આપવા કરમદાં તેમાં નાંખવામાં આવે છે. કાચાં કરમદાંને તોડતાં તેમાંથી દૂધ નીકળે છે.

પાકાં કરમદાં લીલા મેવા તરીકે ખવાય છે. તે ખટમીઠા લાગે છે. તેમાંથી દૂધમિશ્રિત જાંબુડા રંગનો ગળ નીકળે છે. પાકાં ફળમાંથી શરબત બનાવાય છે. આ પીવાથી લૂની અસર થતી નથી.

કરમદીનું મૂળ ઔષધમાં વપરાય છે.

કરમદીને વનસ્પતિશાસ્ત્રીઓએ એપોસાઇનેસી વર્ગમાં મૂકી છે અને તેનું નામ કરીસસા કરંડસ છે.

*

ખોરસલી ચીકુ અને રાયણના ઝાડને એક જ વર્ગની વનસ્પતિમાં મૂકવામાં આવે છે. આ વર્ગ સેપોટેસી ( ચીકુ-ખોરસલીવાળો ) વર્ગ કહેવાય છે. રાયણને વનસ્પતિશાસ્ત્રમાં મીમુસોપ્સ હેક્ષાન્ડ્રો કહે છે.

રાયણ શબ્દ રાજાદની ઉપરથી આવ્યો લાગે છે. ભર ઉન્હાળે જ્યારે બીજાં ફળોની ગેરહાજરી હોય યા દુષ્પ્રાપ્ય બને, ત્યારે રાયણનાં પાકાં પીળાં ફળ રાયણ રાજાને પણ ખાવાં ગમે એવા મનોહર થાય છે : રાજાને આરોગવાનો તે મિષ્ટ મેવો બને છે. રાયણમાંથી ક્ષીર એટલે દૂધ નીકળે છે; એટલે તેને ક્ષીરિણી પણ કહેવાય છે. એના પરથી ખીરી, ખીરણી એવા નામ પણ થયાં છે.

રાયણના ઝાડ ઘણાં ઉંચા વિસ્તારવાળાં થાય છે. તેનું થડ જાડું, વાંકું ચુંકું આંટા ગડબાઓવાળું હોય છે. રાયણના ઝાડને કાપીએ તો તેમાંથી દૂધ નીકળે છે. આ દૂધ ઘણું ચીકણું હોય છે. થોડા વખતમાં તેના તાર બંધાઇ જાય છે. રાયણનું દૂધ ઝાડ

# રસોઇ ઘર

સંપાદિકા:
સ્વ. સૌ. મણીબહેન એચ. મહેતા



## સુખડનો મુરબ્બો

**સાધન**—સુખડના લાકડાના બારીક ટુકડા શેર ૧, ખાંડ શેર ૩, બંગડીખાર તોલા ૫ કેશર તોલો ૦॥

**બનાવવાની રીત**—

મૈસુર પ્રાન્તની સુખડ શેર ૧ લઇ તેનાં એકેક ઇંચનાં નાનાં નાનાં ટુકડા કરી, બંગડીખાર તોલા પાંચ પાણીમાં નાંખી, ચાર પહોર સુધી બફાવા દેવું. સુખડનાં લાકડાં નરમ થાય ત્યાં સુધીમાં પાણી ખલાસ થઇ જાય-બળી જાય તો ખાર મેળવી ગરમ પાણી રેડતા જવું. પછી ત્રણ શેર ખાંડની ત્રણતારી ચાસણી કરી તેમાં કેશર તોલા ૦॥ નાંખી, સુખડ નાંખી હલાવી ઉતારી લેવું. ઠંડું થયેથી બરણી ભરી લેવી. બંગડીખાર ગમે તેવી કઠણ વસ્તુને નરમ કરવાનો ગુણ ધરાવે છે. વાંસનો મુરબ્બો બનાવવો હોય તો પણ બંગડીખારથી બાફવામાં આવે છે. મહીસુર પ્રાન્તની સુખડ હમેશાં મુરબ્બામાં વપરાય છે. મલીયાગીરી વગેરેની મળવી મુશ્કેલ છે. આ મુરબ્બો ઘણી લાંબી મુદ્દત સુધી રાખી શકાય છે. તે જેમ જુનો તેમ વધારે ગુણકારી જણાય છે.

---

દુખતી હોય તો ચોપડવામાં આવે છે. એમ કહેવાય છે કે તે દાઢને મજબુત કરે છે. રાણનાં પાન ઢોરને ચારો ગણાય છે. દુષ્કાળના વખતમાં ઢોરને ખવડાવે છે. ગુજરાત-કાઠિયાવાડ તરફ રાણના ઝાડો ખૂબ છે. રાણને ધોળા રંગના ફુલ આવે છે. તેમાંથી રાયણ થાય છે. રાયણ પાકે ત્યારે પીળી થાય છે. રાણને બે ફાલ આવે છે. એક શિયાળામાં અને બીજો ચોમાસામાં. શિયાળાનો ફાલ પાકે છે અને રાયણ થાય છે. ચોમાસાનો ફાલ ખરી જાય છે.

રાયણ પૌષ્ટિક ગણાય છે. તેમાં કાળા ભૂરા રંગના બીજ હોય છે. એક છેડો ગોળ અને બીજો છેડો અણીવાળો: આ અણીવાળા છેડે પોળો ચાંદલો હોય છે. તેને પાણીમાં વાટીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. રાયણના ઉપરના ગર્ભમાં દૂધ હોય છે. પાકી રાયણ મીઠી લાગે છે. તાજી રાયણ ખાતાં મોંમાં કુચો વળે છે. રાયણ ખૂબ ખાવાથી પેટમાં ચૂંકે છે. રાયણની સાથે ઘી ખાવાથી વાંધો આવતો નથી. રાયણ-રોટલીનું જમણ ગુજરાતમાં આપવામાં આવે છે. રાયણને 'અમદાવાદી મેવો' કહેવામાં આવે છે.

તાજી રાયણ લાંબો વખત ટકતી નથી. તે બગડી જાય છે. એટલે મોસમમાં રાયણને કાળજીપૂર્વક સુકવવામાં આવે છે. આને રાણ-કોકડી કહેવાય છે. સ્વાદમાં ખૂબ ગળી લાગે છે અને નાનાં છોકરાંઓને ખૂબ ભાવે છે.

# ન્યાયની અદાલતમાં

*

મધ્ય પ્રાંતમાં આવેલા માંડલા જીલ્લાની એક અદાલત સમક્ષ રજુ થયેલી ચોંકાવનારી વિગતો જણાવે છે કે, અલીગઢના "કહેવાતા સામાજિક" કાર્યકર કેસરીપ્રસાદ કપુરે અલીગઢની નિરાધાર સ્ત્રીઓને આશરો આપવાનું ધ્યેય જાહેર કરીને અબલા આશ્રમ કાઢયો હતો. પણ ખરૂં જોતાં, આ કહેવાતો અબલા આશ્રમ એક એવી ગંદી જગા હતી, જ્યાં હિંદભરમાંથી છોકરીઓ અને સ્ત્રીઓને અપહરણ કરીને લાવવામાં આવતી; અને લીલામમાં સૌથી વધારે પૈસા આપનારાઓને વેચી નાંખવામાં આવતી. આ કેસરીપ્રસાદના સી. કે. મથુર, લક્ષ્મીનારાયણ શર્મા, પ્યારેલાલ મસ્તકુંદન, ભૈયાલાલ અને એક બીજો માણસ ગોઠિયા તરીકે હતા. તેમણે બધાએ પોતાના દલાલોની મદદથી દેશના વિવિધ સ્થાનોમાં કહેવાતા અબલા આશ્રમોની જાળ પાથરી હતી. કેસરીપ્રસાદ તો અલીગઢમાં પોલીસની નજર હેઠળ આ નામચીન ધંધો ચલાવતો હતો.

ઈ. સ. ૧૯૪૪ ના મે મહીનામાં મુખ્ય આરોપી કેસરીપ્રસાદનો વિશ્વાસુ દલાલ લક્ષ્મીનારાયણ શર્મા મધ્ય પ્રાંતના માંડલા નગરમાં આવ્યો હતો, અને ત્યાં કહેવાતા અબલા આશ્રમની શાખા ખોલીને ભઇયા લાલને મેનેજર તરીકે નીમ્યો હતો.

આ કહેવાતો 'અબલા આશ્રમ' માંડલામાં શરૂ થયો, તેના થોડા દિવસ પછી માંડલામાંથી સુમિત્રા ને કુસુમ નામની બાળાઓ અજાયબી-ભરી રીતે અદ્રશ્ય થઇ ગઇ.

તેમના ગુમ થવાને લગતા ખબર પોલીસને અપાયા; પણ કંઈ પત્તો લાગ્યો નહિ. આ બાળાઓને સારું કામ અપાશે એ બહાના હેઠળ બંનેને મસ્તકુંદન અલીગઢ લઈ ગયો હતો. બંને બાળાઓ અલીગઢ પહોંચી. તે પછી ચઉસાપાત્ર ઘરાકો આવ્યા નહિ, ત્યાં સુધી કેસરીપ્રસાદે બંનેને પોતાના 'અબલા–આશ્રમ' માં રાખી. ગમેતેમ પણ તે બાળાઓને કેસરીપ્રસાદની પ્રવૃત્તીઓની ગંધ આવી ગઇ; અને બંનેએ ત્યાંથી નાસી છુટવાનો મનસુબો કર્યો.

આ કહેવાતા આશ્રમમાંથી બે બાળાઓ નાસી જતી હતી તે દરમ્યાન અલીગઢના એક પોલીસ કોન્સ્ટેબલે બંનેને પકડી પાડી અને તે તેમને પોલીસચોકીમાં લઇ ગયો. પોલીસ અમલદારોએ બંને બાળાઓને મદદ કરવાને બદલે કેસરીપ્રસાદના આશ્રમમાં જવા જણાવ્યું, જ્યારે બન્નેએ તેમ કરવાની ના પાડી ત્યારે કેસરીપ્રસાદને બોલાવીને બંનેને સોંપી દેવામાં આવી, બંને બાળાઓને પોતાની મરજી વિરૂદ્ધ કેસરીપ્રસાદ સાથે જવુ પડયું.

તે પછી કેસરીપ્રસાદે ૧૫૦ રૂપીઆમાં પંજાબના ફઝલ્કાના હંસરાજ નામના માણસને સુમિત્રા વેચી દીધી હતી અને હંસરાજ સાથે તેના લગ્ન કરાવીને પંજાબ જવા જણાવ્યું હતું, પણ કુસુમનું શું થયું તે હજી એક રહસ્ય જ છે. તેનો હજી સુધી પત્તો નથી.

ફઝલ્કા પહોંચ્યા પછી સુમિત્રાએ પોતાને માંડલા લઈ જવા હંસરાજને સમજાવ્યું, પણ એમાં તે જ્યારે નિષ્ફળ ગઈ, ત્યારે એક રાતે તે નાસી અને એક મહીને માંડલે પહોંચી.

માંડલામાં પોલીસને તેણે આપવીતી કહી. આ દરમ્યાન રસ્તા પર પડેલો નવશિખાઉ પત્ર શ્રી લક્ષ્મણપ્રસાદ પાઠકને મળી આવ્યો જેથી પોલીસને આરોપીઓ વિષે ઉપયોગી માહિતી મળી ગઇ હતી.

પોલીસે આરોપીઓને પકડીને માંડલાની અદાલતમાં કેસ ચલાવ્યો હતો. એક વરસ કેસ ચાલ્યો જેમાં તમામ આરોપીઓ ગુનેગાર ઠર્યા, અને તેમને બેથી ચાર વરસની સખત કેદની સજાઓ સંભળાવવામાં આવી, જ્યાં આરોપીઓએ અપીલ કરી હતી. જબલપુરમાં સેશન્સ જજે અપીલ રદ કરીને સજા કાયમ રાખી છે.

## આધુનીક લગ્નમાં ગવાતા



# લગ્નગીતો

લેખિકા :
સૌ. શાન્તાબહેન મહેતા

લગ્ન એ એક એવો પ્રસંગ છે કે જેમાં દરેકને આનંદ આવે છે. પિતાને પુત્ર પરણી પુત્રવધુ ઘેર આવે તે જોવાનો, પુત્રીના માત-પિતાને પુત્રી પરણી સાસરે જઈ ઘર દીપાવી સુખી થાય તેનો આનંદ હોય છે. પતિ-પત્નીને પરણ્યાનો, નવું જીવન શરૂ કરવાનો આનંદ હોય છે. તેમાં નથી હોતી વિહ્વળતા કે નથી હોતી દીલગીરી, કે નથી હોતી નીરાશાઃ તેની અંદર તો હમેશાં કંઈક આશાઓ સમાયેલી હોય છે અને તેના પાયારૂપ તે મંગળપ્રસંગ હોય છે. તેથી જ તેને અનુચીત પડેલાંના વખતમાં અને અત્યારે પણ કોઈ કોઈ જગ્યાએ તથા ગામડાઓમાં ગીતો ગવાય છે, તેની અંદર પતિ-પત્નીના કાર્યનો સમાવેશ-ભવિષ્યના સૂચનો હતાં; એની અંદર પુત્રીના માત-પિતાની વિદાયમાં કરૂણા અને પુત્રવધુ ઘેર આવ્યાનો આનંદ પણ સમાઈ જતો; બેનપણીઓના વિદાય ગીતો અને મિત્રોના આવકાર ગીતોનો પણ સમાવેશ થતો. પતિ-પત્નીની ફરજો પણ સમજાવાતી. જીંદગી સુધી એકબીજાને સમજી સુખી થવાના, સાસુ-સસરા-નણંદ-દિયર-જેઠ વગેરે સાથે કેવું વર્તન રાખવું તે બધું તે ગીતોમાં સમાઈ જતું.

તેને માટે જુદી જુદી શીખામણો નહતી. તે બધુ ગીતો દ્વારા સમજાવાતું. તે બધાની પાછળ નવદંપતિને આશીર્વાદ અપાતો, આનંદ અને સુખી થવાનો સંદેશ રહેતો, અને તેવાં ગીતો હમેશાં સ્ત્રીઓ જ ગાતી અને દરેક લગ્ન પ્રસંગે પોતાના ગળાં અચુક ખુલ્લાં મુકતી.

ત્યારે આજે તમે શું સાંભળો છો? પોળે પોળે, શેરીએ શેરીએ, ચૌટે ચૌટે લગ્નો થાય છે. ત્યાં જાવ અને જુવો તો એક બાજુ પવિત્ર એવી લગ્નક્રિયા ચાલતી હોય છે જેની અંદર આનંદ, ઉત્સાહ અને ઉમંગ હોય છે ત્યારે જોડે જોડે એક બાજુ રેકાર્ડ કે બેન્ડ વાગતું હોય છે કે,

તુમી ચલા પરદેશ, લગાકર ઠેસ
પ્રીતમ પ્યારા, જગમે કોન હમારા!

કેવી વાત! જ્યાં અહીંયાં બન્નેને જોડવાની વાતો હોય છે ત્યાર ગાયન વળી જુદું જ ગવાય છે અને આવી જાતના ગાયનો માટે શું આજ સમય છે કે, જેની અંદર એકબીજાને મળવાનું હોય છે, જીવનની ગંભીરતા સમજવાની હોય છે અને તે પણ આનંદથી; ત્યારે ત્યાં આવી જાતનાં ગાયનો ખરેખર સમાજને શોભારૂપ છે, અને દરેક જગ્યાએ સ્ત્રીઓનાં મીઠાં ગીતોને બદલે રેકર્ડો જ વાગતી હોય છે અને તે પણ કેવાં! જેની અંદર નિરાશા, વિહ્વળતા, દુઃખ અને દર્દથી ભરેલાં. અને પ્રસંગ હોય છે આનંદનો-લગ્નનો.

જ્યારે સપ્તપદીની પ્રતિજ્ઞાનો લેવાતી હોય છે ત્યારે રેકાર્ડ વાગે છે કેઃ-

"ઓ જાને વાલે બાલમ વા
મેરકા, મેરકા"

જ્યારે મંગળફેરા ફરાતા હોય છે ત્યારે પણ, "હાય દિવાળી, હાય દિવાળી" કે એવાં જ કંઈક બીજાં ગીતો વાગતાં હોય છે. જ્યાં જુવો ત્યાં આજે ફીલ્મનાં જ ગાયનો ગવાતાં હોય છે. તેમાં નથી હોતો માતપિતાનો આનંદ, તેઓના આશિર્વાદ, મિત્રોનો આનંદ કે પતિ-પત્નીની ફરજો. કંઈ જ હોતુ નથી, બલ્કે એક-બીજાને નીકટતા આપવા કરતાં એકબીજાને વધુ દૂર ને દૂર લઈ જાય તેવાં ગીતો હોય છે. તેની જગ્યાએ મંગળાષ્ટક કે પહેલાં ગવાતાં તેવાં ગીતો ગવાતાં હોય તો કેટલુ સારું લાગે?

લગ્નક્રિયા એ એક એવી પવિત્ર ક્રિયા છે કે જેની અંદર અસંતોષ, દુઃખ કે વિરહ કંઈ જ હોતું નથી, પરંતુ આનંદ અને સંતોષ હોય છે અને તેવા જ પવિત્ર વાતાવરણને અનુકૂળ જ્યારે પવિત્ર ગીતો ગવાતાં હોય છે ત્યારે તેની પવિત્રતા વધુ દીપી ઉઠે છે. વાતાવરણ શાંત અને સુમધુર લાગે છે, અને સ્હેજે તે દરેકના મન પર અસર કરે છે અને પતિ-પત્નીને જીવનની ગંભીરતા પણ સમજાય છે.

એમ નથી કે, રેકાર્ડના ગાયનો ન વગાડવા; પણ તે તો સમયે જ શોભે. હોટેલ કે રેસ્ટોરાંમાં જઈ કોઈ મંગળાષ્ટક ગાશે તો તે નહિ શોભે. ત્યાં તો ફીલ્મનાં જ ગાયનો શોભશે. તેવી જ રીતે લડાઈના મેદાનમાં કોઈ રાજીયા ગાશે તો શોભશે ખરાં? એ જ રીતે લગ્ન-પ્રસંગે તેવાં ગીતો ન ગાતાં પવિત્ર અને કંઈક સમજણવાળાં ગીતો ગવાય તો તે વધારે શોભે.

પણ આજે તો ગાયનોની મહત્તા જ જાણે ભુલાઈ જવા બેઠી છે. ત્યાં સમય અને સંજોગો કોણ જોવા બેસે? ગીતો શા માટે અને કેવાં હોવાં જોઈએ. તે માટે આજે કોઈ વિચારતું નથી—બસ જાણે સંગીત અમે જાણીએ છીએ તેની પોકળતા પર હસ્ત-મેળાપ વખતે વિયોગના અને વિયોગ વખતે લગ્નના. નથી તેમાં હોતી સમજ કે નથી હોતી સંભાવના; ફક્ત ગાયન છે. તેમાં શું છે તે કોઈ સમજવા પ્રયત્ન કરતું નથી. લગ્ન જેવા પ્રસંગે તેવાં ગીતો ન ગાતાં કે ખાસ ક્રિયાઓ વખતે રેકાડો ન વગાડતાં સારાં અને પવિત્ર ગીતો ગવાય તો વધારે સારું લાગશે. લગ્નને અનુકૂળ હોય તેવાં—જેની અંદર આનંદ, સુખ, લગ્નની ગંભીરતા સમજાવતાં, ગીતો ગાવાં અને ગવડાવવાં જોઈએ.

---

પ્રશ્નઃ—ઘરના કામમાંથી સહેજ હળવાં થઈને થોડો આરામ લેવા બેઠાં હોઈએ કે વાંચવા લખવાનું કરીએ પણ ઘરનાં અને પાડોશીઓનાં બાળકોની ધમાલમાં કદી તે થાય જ નહિ. બૂમ બરાડા અને ઘોંઘાટ એમાં મળીને મચાવતાં હોય તેમાં શાંતિ ક્યાંથી મળે? કહી કહીને થાકીએ પણ બાળકો ઘાંટા પાડતાં અટકે જ નહિ! આ બૂમ બરાડાનો ઉપાય શો?

જવાબઃ—નાનાં મોટાં સહુનો વ્યવહાર આપણે ત્યાં બૂમ બરાડાથી ચાલે છે એમ કહીએ તો તમને નવાઈ લાગશે, પણ એ સાચી વાત છે. આપણે ત્યાં બે જણ વાતે વળગ્યા હશે તે પણ એવડા ઊંચા સાદે બોલતા હશે કે આસપાસ પચીસ જણા સાંભળી શકશે. વાતચીતમાં કે પરસ્પરના વ્યવહારમાં સ્વસ્થ અને શાન્ત રીત આપણે કોઈ સમજ્યાં નથી. તમે પણ તમારી શાન્તિનો ભંગ તમારી આસપાસ બાળકો કરતાં હશે તેને રોકવાનો પ્રયત્ન એવડા જ ઘાંટા પાડીને કરતાં હશો! ઘાંટાનો પ્રત્યાઘાત ઘોંઘાટ અને ધમાલ ધમાલ! શાન્તિના પાઠ શીખવનાર એપી ય અદકેરી અશાન્તિ દાખવીને શાન્તિની અપેક્ષા રાખે! આ સ્થિતિમાં આ મૂંઝવણનો ઉકેલ ક્યાંથી મળે?

આપણે સ્વસ્થતા અને શાન્તિભર્યો વ્યવહાર, આસપાસનું વાતાવરણ પણ શાન્ત અને સ્વસ્થ એ બધું હોય તો ઉકેલ પાધરો છે.

# મા-બાપની મૂંઝવણ

પ્રશ્નઃ—મારી સાતેક વર્ષની દીકરીનો ભૂખાળવો અને ખાઉકડ સ્વભાવ ભારે આપદા ઊભી કરનારો થઈ પડ્યો છે. તેનાં બીજાં ભાંડરુમાં સહેજ પણ આવી વૃત્તિનો અંશ નથી. કોણ જાણે કેમ તેના મનમાં આ ટેવ ઘર ઘાલ્યું છે.

ઘરમાં હરતાં ફરતાં કોઈને કોઈ ખાવાની ચીજ મોઢામાં ઓર્યો કરે. ઘરમાં એકલી તો તેને મૂકાય જ નહિ. ખાંખાં ખોળાં કરે અને ખાવાની ચીજ વસ્તુ ખીસ્સાંમાં ભરી લે અને ખાતી ફરે. આડોશીપાડોશીને ત્યાં જાય ત્યાં પણ તેની નજર કોઈ ખાતુંપીતું હોય તેના સામે મંડાય. પોતાથી નાનેરું કોઈ ખાતું હોય તો તો પારકે ઘેર પણ ખાવાનું માગી લેતાં તેને આંચકો ન આવે. ખાતાં હોય તેની સામે ટાંપીને બેઠી હોય. જાણે ઉંદર માટે મિંઆડી ટાંપી બેઠી ન હોય! ભાણે બેસે ત્યારે ય દુઃખ. ભાણામાં પડયું હોય તો પણ બીજાં લે ત્યારે માગ માગ કર્યો કરે. તેની આ ટેવથી સમાજમાં અમારા ઘરનું હીણું દેખાય છે. તેને વઢીએ વારીએ તો પણ તેમાં સુધારો નથી થતો. આનું શું કરવું?

જવાબ—આવી ખાઉકડ અને ભૂખાવળી વૃત્તિ અતૃપ્તિમાંથી જન્મી હોય છે. આ વૃત્તિને દબાવવાના જે જે પ્રયત્નો ઘરમાં કે બહાર થાય તેથી તો એ વૃત્તિ ઉલટાની વધતી જાય છે. તેનું વર્તન બતાવે છે કે તેના મનમાં ખાવા પીવાની બાબતમાં ભારે અતૃપ્તિ રહેલી છે. તેની આ ટેવ ટાળવા સારુ તેના મનમાં રહેલો અસંતોષ ટાળવાના ઉપાય લેવાની જરૂર છે. પ્રથમ તો તેના આવા સ્વભાવ માટે તેને ધાક ધમકી આપવાનું ઘરમાં બંધ થવું જોઈએ. તેની આ ટેવ મનની એક પ્રકારની માંદગી છે. માંદગીનો મટાડ દાક્તર વૈદ ધીરજ અને સહાનુભૂતિથી લાવવા પ્રયત્ન કરે તેમ તમારે કરવું જોઈશે. બીજી વાત. તેને જોઈએ ત્યારે અને જોઈએ તેટલી ખાવાની વસ્તુ મળી જશે એવી ખાતરી થઈ જાય તેમ કરવું જોઈએ. વધુ ખાઈ જશે અને માંદી પડશે એ ભય અળગો કરીને પણ તેને ધરાઈને ખાવાપીવાનું દેવું. જાતે જોઈએ તે લઈ શકે તેવી છૂટ પણ મૂકવી. તેને ઘરમાં આ જાતનો સંકોચ માલમ નહિ પડે તો પાડોશીઓને ત્યાં જઈને પોતાની અતૃપ્ત વાસના સંતોષવા માટે તમે કહો છો તેવું વર્તન તે નહિ કરે.

ઘણી વાર ગંભીર માંદગીના પ્રસંગોમાંથી કે બાળકને ખાવાપીવાનો શિષ્ટાચાર શીખવવાની આપણી કઢંગી રીતોમાંથી બાળકમાં આવી આવી અસંતોષી વૃત્તિ પેદા થઈ જાય છે. તેમ થયા પછી તેની એ ટેવ માટે આપણે તેને વઢીએ, ઉતારી પાડીએ, કે નિંદીએ તેમ તેમ તે ટેવ વધતી જાય છે. મોટું થતાં બાળક શિષ્ટાચાર ખાતર પોતાની આ વૃત્તિને બાળપણમાં જે વર્તાવથી પ્રગટ કરે છે તે રીતે ભલે ન કરે, પણ તેના દિલમાં તો આ અતૃપ્તિ વારે ઘડીએ તેને મૂંઝવ્યા કરે છે અને છાનોછપનો તેનો વ્યવહાર તેની પાસે કરાવે છે. એટલે આ ટેવને ટાળવા સારુ તેનામાં રહેલી અતૃપ્ત વૃત્તિને સંતોષવાના માર્ગે તેને વાળવું જોઈએ.

## સૌરભ



બ્રિટનના પ્રખર રાજદ્વારી વિ. ચર્ચિલના પુત્ર રેન્ડોલ્ફ ચર્ચિલે અમેરિકનો સમક્ષ "આજનું હિંદ" એ વિષય પર પ્રત્યાઘાતી વિચારો દર્શાવતું ભાષણ કર્યું હતું, અને જણાવ્યું હતું કે પૂર્ણ સ્વાતંત્ર્યને માટે હિંદુસ્તાન લાયક નથી. આ ભાષણને અંતે સુરતી મોઢ જ્ઞાતિના વિદ્યાર્થીની બહેન અનસુયા ભરતીઆએ ઉભા થઈ એમનાં વિધાનો સામે પડકાર કર્યો હતો. જ્યાં સુધી રાજદ્વારી વક્તા એનો સંતોષકારક જવાબ આપવાને અશક્તિમાન થયા ત્યાં સુધી એમણે પ્રશ્નો પર પ્રશ્નોની ઝડી વરસાવી. ત્યાં ભેગા થએલા શ્રોતાઓ એમની સાથે હાથ મીલાવવા દોડી ગયા હતા. વૃત્તાંત નિવેદકો રોષે વળી પોતાના દેશ વિષે એમને શું કહેવાનું છે તે પૂછવા લાગ્યા. ટોરી શાહીવાદની એક જુવાન હિંદી મહિલાને હાથે હાર થઇ તેનું એ પ્રતિક હતું.

*

કલકત્તાની વિમેન્સ કૉલેજની તેર વિદ્યાર્થિનીઓએ કૉલેજના પ્રિન્સીપાલની સામે ઉપવાસ આદર્યા છે. થોડાક સમય ઉપર વિદ્યાર્થીનીઓના માનીતા એવા કેટલાક પ્રોફેસરોને છુટા કરવામાં આવ્યા હતા; તેથી તેની સામે દેખાવો કરવામાં આવ્યા હતા. તે વખતે પ્રિન્સીપાલે પોલીસની મદદ લઈને તોફાની વિદ્યાર્થીનીઓને કમ્પાઉન્ડની બહાર કાઢવા પ્રયત્ન કર્યો હતો. આથી વિદ્યાર્થીનીઓ વધુ ચીડાઇ અને આખી કૉલેજે હડતાળ પાડી. પરીક્ષાઓ પાસે આવી રહી છે તે વેળા આવો બનાવ બન્યો ને તકરાર પડી! તેનો ઝટ નિકાલ આવે તેટલા ખાતર ઉપરોક્ત ૧૩ બહેનોએ અનશન સત્યાગ્રહ કર્યો છે. એમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા માટે કલકત્તાની બીજી બધી કૉલેજોએ એક દિવસની હડતાળ પાડી હતી. કલકત્તા યુનીવર્સિટીના સત્તાધરોએ આ સંબંધમાં દોડાદોડ કરી મૂકી છે.

*

......આ પત્ર કચ્છને ઉત્તર છેડે આવેલા એક ડુંગરા ભમતના લોદ્રાણી ગામેથી લખું છું. આ ગામ પ્રથમ ખૂબ સમૃદ્ધ હતું. માત્ર શ્રીમાળી બ્રાહ્મણોના અહીં સવાસો ઘર હતાં. કવિ દલપતરામ પ્રથમ લોદ્રાણી પરણ્યા હતા. પણ આ એમનો ગૃહસંસાર નિષ્ફળ નીવડયો હતો. "બાઇઓ જેની બારજા બૂંડી" એ ગીતનું પાત્ર આ લોદ્રાણીની બાઇ હતી. એમના સસરાનું નામ ડોસો. પરણ્યા પછીના પોતાના અનુભવથી કવિએ કહ્યું છે કે:—

ડોસા! તારી દીકરી, પરણ્યા દલપતરામ;
જે દી'ના તોરણ ચઢ્યા તે દી હર્યો રામ.
ડોસા! તારી દીકરી, પરણ્યા દલપતરામ;
જે દી'ના તોરણ ચઢ્યા તે દીથી નીંદ હરામ.

આ પ્રમાણે કવિએ પોતાના દિલની વરાળ કાઢી છે. અહીના લોકો આ દોહરા ખૂબ બોલે છે, પ્રશ્ન એ થાય છે કે, કવિ દલપતરામ છેક હળવદ તરફથી આ રણના કિનારાની બાજુએ કેમ આવી પરણ્યા? પાછળથી તો એમની પ્રતિષ્ઠા ખૂબ વધી ગઈ. એટલે એક ઉપર બીજી પણ મળી ગઇ. આ બીજી પત્નીથી કવિ નાનાલાલ થયા. આગલી પત્નીનો છોકરો મોહનલાલ હતો, એ આ છોકરો કચ્છમાં જ

રહેતાં હતાં. મોહન રેવન્યુ ખાતામાં કામ કરતો હતો. એણે 'મોહન વાણી' નામે એક કવિતાનું પુસ્તક બનાવેલું છે. એમાં કુટુંબ ક્લેશની પણ કેટલીક હકીકત જણાવે છે.

દુલેરાય કારાણી

*

કસ્તૂરબા ટ્રસ્ટની થોડી ગ્રામ સેવિકાઓ તાલીમ લઈને જાન્યુઆરીની અધવચમાં તૈયાર થશે. એટલે ગુજરાતના જિલ્લાઓ, વડોદરા રાજ્યના પ્રાન્તો, કાઠીઆવાડ (ભાવનગર રાજ્ય સિવાય) અને કચ્છમાં ૨૦૦૦ થી ઓછી વસતીવાળાં કેટલાક ગામોમાં કસ્તૂરબા ટ્રસ્ટના ગ્રામ કેન્દ્રો શૈક્ષણિક પ્રવૃત્તિઓથી ખોલાશે. આ ગ્રામ કેન્દ્રોની પ્રવૃત્તિઓ અઢીથી સાત વર્ષના બાળકો માટે બાલવાડીઓ, કન્યાઓ માટે સંસ્કાર કેન્દ્રો અને સ્ત્રીઓ માટે પ્રૌઢ શિક્ષણથી શરૂ થશે. ગ્રામ કેન્દ્રો ખોલવા માટે નીચેની બાબતો ધ્યાનમાં લેવાની હોય છે.

જે ગામના લોકોની ઇચ્છા હોય અને સક્રિય સહકાર આપવાની તૈયારી હોય તે ગામમાં કેન્દ્ર ખોલાશે. ટ્રસ્ટના સંચાલન નીચે ત્યાંની પ્રવૃત્તિઓ નિધિ તરફથી તાલીમ પામેલી ગ્રામ સેવિકાઓ ચલાવશે. કેન્દ્રોની પ્રવૃત્તિઓ સ્વાવલંબી બને તે માટે તેના ખર્ચની અરધી જવાબદારી જે ગામમાં કેન્દ્ર ખોલવામાં આવશે તે ગામના અગર તેની આજુબાજુના પ્રદેશના લોકોએ શરૂઆતથી જ ઉપાડી લેવાની રહેશે, અને ત્રણ વર્ષને અંતે તે કેન્દ્ર આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી થવું જોઈશે. જો શરૂઆતથી જ ખર્ચની અરધી જવાબદારી સ્થાનિક સાધનોથી ન ઉપાડી શકાય તો પ્રવૃત્તિના પહેલા વર્ષમાં ખર્ચના ૧૫ ટકા જેટલી રકમ તો સ્થાનિક સાધનોથી મેળવવી જ જોઈશે. બીજે વર્ષે ૨૫ ટકા, ત્રીજે વર્ષે ૨૫ ટકા, ચોથે વર્ષે ૫૦ ટકા, પાંચમે વર્ષે ૭૫ ટકા અને પાંચમા વર્ષને અંતે તો તે કેન્દ્ર સ્વાવલંબી થવું જ જોઈશે.

જે લોકો પોતાના પ્રદેશના ગામમાં ટ્રસ્ટ તરફથી કેન્દ્ર ખોલાવવા ઇચ્છતા હોય તેઓને ટ્રસ્ટના ગુજરાત વિભાગના પ્રતિનિધિ (ધી રીટ્રીટ, શાહીબાગ-અમદાવાદ) સાથે પત્ર વ્યવહાર કરવો.

*

ન્યુયોર્કના એક સ્ત્રી-પત્રકારે ત્યાં પોતાના પતિ સાથે મુલાકાતે ગએલી સીનેમા અભિનેત્રી જયશ્રીને 'તાજ મહાલ'ની ઉપમા આપી છે. અને મેઘધનુષ્યના રંગોની બંગડીઓ તેમજ હીરાજડિત સુવર્ણના આભૂષણો ધારણ કરનારી અને શરમાળ હાસ્યવાળી સ્ત્રી તરીકે ઓળખાવી છે. જયશ્રી પોતાની જાતે વાળ ઓળતી હોવાથી, દરરોજ પંદર મીનીટ કસરત કરતી હોવાથી, તેમજ સીગારેટ, શરાબ કે કોફી પીતી નહિ હોવાથી ન્યુયોર્કના પત્રકારો તેનામાં ઘણો રસ લઈ રહ્યા છે.

*

પૂનાના આગેવાન ધારાશાસ્ત્રી શ્રી, જાર. કે. ગોખલેનાં પુત્રી કુમારી સુશીલા ગોખલે સામે ગુંડાધારાની તલવાર ઉગામાઈ હતી.

કિસાન સભાની દોરવણી નીચે આગે ધપી રહેલી વર્લીવાસીઓ વચ્ચેની પ્રવૃત્તિ તરફ જીલ્લા સત્તાવાળાઓની કડક નજર થવા પામી હતી, જેના પરિણામે માજી ધારાસભ્યો સહિત ઘણા કાર્યકરોને હદપાર કરવામાં આવ્યા છે. જેમાં ગુંડા તરીકે હદપારીનો ભોગ બનનાર કુમારી સુશીલા ગોખલે પણ છે. તેમણે એમ. એ. ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પસાર કરી છે.

કહેવામાં આવે છે કે, કુ. સુશીલા ગોખલેને વર્લીવાસીઓની ચળવળ સાથે કોઇપણ જાતનો સીધો સંપર્ક હતો નહિ. તેમની પ્રવૃત્તિઓ કાતકરીઓ વચ્ચે કેન્દ્રિત થયેલી હતી.

*

મૃત્યુને આરે આવી બેઠેલી એક હિંદુ વૃદ્ધાને તોફાનીઓના તોફાનમાંથી મુસ્લિમ પડોશી બચાવી લે છે, તેને આશ્રય આપે છે, તેની ખીદમત કરે છે. એ દરમિયાન બંગાળની કથા સાંભળી ગાંધીજી બંગાળના પ્રવાસે આવે છે.

આ સમાચાર મળતાં રામ આવતાં શબરીને જે આનંદ થયેલો, તેટલો આનંદ એ વૃદ્ધાને થયો. પોતાના ગાંધીરામના સ્વાગતની તૈયારી કરે છે અને તેમના ચરણોમાં સદાને માટે ઢળી પડે છે. ગાંધીજીએ પ્રચંડ સભામાં કહ્યું: "તમારાં દુઃખદર્દોની તરેહતરેહની વાતો મારી પાસે આવતી હતી, મારૂં હૈયું વલોવાઇ જતું હતું. મેં નિશ્ચય કર્યો કે મારૂં જે થનાર હોય તે થાય, પણ એક વાર તમારાં દુઃખદર્દોને મારી આંખે જોઉં, અને તમને બને તેટલું આશ્વાસન આપું. મારા સાથીઓ અને બીજા અનેકો તરફથી મને ચેતાવવામાં આવ્યો કે 'ગાંધી, રખે ત્યાં જતા. જશો તો પાછા ફરી શકશો નહિ.' મેં પણ કહ્યું કે 'મૃત્યુને તો હું મુઠ્ઠીમાં રાખીને ફરૂં છું. મને મૃત્યુનો ભય શો? ભલે હું ત્યાં ખપી જાઉં, પણ બંગાળનાં મારાં બાંધવોને જરૂર જોઇશ. મારા જીવનનું કદાચ આ છેલ્લું જ કાર્ય હોય...'

"ખમ્મા મારા રામ! તને કોણ મારનાર છે? તું તો અનેકનો તારનાર છે. અહીં આવ્યો તો ભલે આવ્યો. દિવસોથી હું અને આ બધાં મારા ભાંડુઓ ભગવાનને બદલે તારૂં જ રટણ કરી રહ્યાં છીએ. તું આવ્યો એટલે અમારા દુઃખનો નાશ જ થયો એમ અમે માનીએ છીએ. બધાંના વતી મારી આટલી ભેટ સ્વીકારીશ મારા ગાંધીરામ?"

આમ કહેતી ઉન્માદિની શી એક વૃદ્ધા પોતાના ખોળામાં છૂપાવેલ થોડીક વસ્તુઓ આગળ ધરતી મંડપ તરફ જવા લાગી. તમામ શ્રોતાઓ આ તરફ જોઈ રહ્યાં. વૃદ્ધાથી વ્યાસપીઠ સુધી એક નાનકડી કેડી બની ગઈ, અને એ વૃદ્ધાએ પોતાના ગાંધીરામના ચરણમાં પોતાની ભેટ ધરવા દોટ મૂકી.

વ્યાસપીઠ આગળ પહોંચતાં પહોંચતાં તો એ હાંફી ગઇ અને ગાંધીજીના ચરણ આગળ આવી લોથ થઇને પડી. 'ગાંધીરામ' 'ગાંધીરામ'નું રટણ કરતાં એના પ્રાણ પ્રભુના દરબારમાં ચાલ્યા ગયા. શ્રોતાઓએ જોયું તો, વૃદ્ધાના ખોળામાંનું એક તાજું ફૂલ ગાંધીજીના પગ પર પડી સૌની તરફ પ્રસન્નભાવે નિરખી રહ્યું હતું. શબરીએ તો, પોતાના રામને બોર ધરાવ્યાં હતાં, પણ આ વૃદ્ધાએ તો પોતાના ગાંધીરામને પ્રાણની ભેટ ધરી.

*

ભારત શાસ્ત્રવેત્તાઓની પરિષદના પ્રમુખ સ્થાનેથી મધ્યસ્થ સરકારના એક પ્રધાન શ્રી. ભાભાએ ભારપૂર્વક જણાવ્યું હતું કે ઇમારતના રચના કાર્યમાં એક સિદ્ધાંત ધ્યાનમાં રાખવો જરૂરી છે. અને તે એ છે કે: બહારના દેખાવની ખાતર અંદરના આરામ અને સુખ-સગવડતાઓનો ભોગ અપાવો ન જોઇએ. સામાન્ય માનવીને માટે બોલવું એ અત્યારના સમયમાં ફેશન થઇ પડેલ છે. પરંતુ મહિલાનો આપણામાંના કેટલા વિચાર કરે છે? કદાચ આનું આ કારણ એ છે કે, સામાન્ય મહિલાઓ બધી અસામાન્ય અને અનન્ય છે, પરંતુ જેને પોતાની જીંદગીનો મોટો ભાગ રસોડામાં ગાળવો પડે છે અને જેના આરામ કે સગવડોનો ભાગ્યે જ ખ્યાલ કરવામાં આવે છે એવી ગરીબ ગૃહિણીનો ખ્યાલ કરો. આપણે નવી ડીઝાઇનનું રસોડું જોઇએ છીએ; કે જે મહિલાઓને નિવાર્ય એવા વૈતરામાંથી બચાવશે. આપણે નવા પ્રકારનો ચૂલો જોઇએ છે કે જેમાં ધૂમાડો થયા વિના ગમે તે પ્રકારનું બળતણ વાપરી શકાય અને તે રીતે ધૂમાડાને કારણે રાંધનારની આંખમાંના આંસુ અને તેના સ્વાસ્થ્ય પરની અસર નિવારી શકાય.

*

કલકત્તાના એક મુસ્લિમ મહોલ્લામાં એક ગુજરાતી હિન્દુ કુટુંબ રહેતું હતું. ૧૫ મી ઓગસ્ટના દિવસે પ્રાંતીય સરકારે સરકારી રજા જાહેર કરી હતી. સેંકડો અને હજારોની

સંખ્યામાં મોટાં મોટાં સરઘસો નીકળ્યાં હતાં. સવારથી જ ઘરમાં પુરાઈ રહેલું ગુજરાતી કુટુંબ અગાશીમાંથી જોયા કરતું હતું કે સડક ઉપર ખૂબ માણસો ઉભરાઈ રહ્યા હતા અને કોઈ હાથમાં છુરી, કોઈ ઉઘાડી તરવાર, કોઈ ભાલો, કોઈ લાઠી તો કોઈ નળનો ટુકડો અથવા છેવટે પત્થર જ હાથમાં લઈ બૂમરાણ મચાવતા હતા તથા સડક પર આવતા જતા બીજા પક્ષના લોકો પર ઘા કરી રહ્યા હતા.

અગાશી પરથી જોતાં બાળકોને મન તો આ ગમ્મત હતી. "બા, જો આ શું થાય છે" કહી તેઓ મા પાસે દોડી જતાં, વળી પાછાં આવતાં અને હાથ લાંબા કરી જોરથી બોલી ઊઠતાં, "જુઓ, પેલાને છુરી મારી, પેલાને લાઠી...પેલો નાઠો! એની પાછળ પડ્યો...એ પકડાઈ ગયો, પડ્યો...અરે મરી ગયો."

મા આ બધું ન જોઈ શકી. તેણે કહ્યું, 'છોકરાં, તમે અંદર જાવ.' મા ગઈ પણ બાળકો ન ખસ્યાં, ત્યાં જોતાં જ ઊભાં રહ્યાં.

બાર વાગ્યા સુધી પોકારો થતા રહ્યા. મારામારી ને કાપાકાપી ચાલતી રહી. અચાનક કેટલાક ગુંડાઓની નજર અગાશી પર ઉભેલાં બાળકો પર પડી. બસ પછી શી વાર? તેમના પર પત્થરમારો શરૂ થયો.

પડોશી મુસલમાન ભાઈઓથી આ સહન ન થયું. તેઓ તેમને રોકી કહેવા લાગ્યા: "શું કરો છો! શું કરો છો?" પણ તેમને કોણ સાંભળે? ટોળું બારણાં તોડવા આગળ વધ્યું. બારણા પર મારો શરૂ થયો. આથી પેલા મુસ્લિમભાઈઓ તેમને પોતાના હાથે રોકવા આગળ વધ્યા, પણ રોકતાં રોકતાં તો બારણું ઉઘડી ગયું.

પરંતુ ગુંડા અંદર જાય તે પહેલાં ગમે તેમ કરીને એક મુસ્લિમ બારણામાં પહોંચી ગયો ને ત્યાં અડીને ઉભો રહ્યો. તેણે કહ્યું: "મરી જઈશ તો ભલે, પણ આગળ નહિ વધવા દઉં." ગુંડાઓએ મારી નાખવાની ધમકી આપી, પણ તે ન ખસ્યો. ટોળામાંથી અવાજ આવ્યો. "ના ખસે તો મારી નાખો, પકડીને નીચે પાડો."

હવે પરિસ્થિતિ વીફરી. એક બાજુ મુઠ્ઠીભર મુસ્લિમો અને બીજી બાજુ ગુંડાઓની અપાર ભીડ. એકને ગંભીર રીતે ઘાયલ કરી, બીજાને ઘસડીને દૂર ફેંકીને ગુંડાઓ ઉપર ચઢી ગયા. ઉપર જઈને મારી નાખવાની ધમકી આપી રૂપિયા માગ્યા.

ગુજરાતી કુટુંબ ધ્રુજી ઊઠ્યું. માએ હિંમત કરી જીવતદાન માગ્યું અને હતા તેટલા રૂપિયા ધરી દીધા. રૂપિયા લઈ ટોળું નીચે ઊતર્યું. કુટુંબ બારણાં બંધ કરી મોતની ઘડીઓ ગણવા લાગ્યું.

થોડી વાર થઈ ને બારણા પર ફરીને ઘા પડવા લાગ્યા. માએ ફરી હિંમત કરી બારણાં ઉઘાડ્યાં. આ વખતે ઘરેણાંની પોટલી ગુંડાઓને આપી બચાવ કર્યો.

લોહી ચાખેલા વાઘની માફક ગુંડાઓએ આમ છતાં ફરી હુમલો કર્યો. આ વખતે ટોળું મોટું થઈ ગયું હતું. ટોળામાંથી બૂમો પડવા લાગી હતી: "બારણાં ખોલી નાખો, નહિ તો આગ લગાવીએ છીએ." આગવા માટે તો હવે કશું નહોતું; કેરણ જીર બન્યો હતો, હવે તેનો જ વારો હતો.

પાડોશીઓએ જોયું કે હવે આ કુટુંબને ઉગારવાનો રસ્તો નથી. તેમણે તે કુટુંબને ત્યાંથી ખસેડવાના ઘણા પ્રયત્ન કર્યા, પણ સફળતા ન મળી. ગુંડાઓ સઘળા પ્રયત્નોને નિષ્ફળ કરી મૂકતા હતા.

કોઈ રસ્તો ન રહેતાં કુટુંબનું રક્ષણ કરવા માગતા મુસ્લિમ ભાઈઓ પણ મોટી સંખ્યામાં ઉપર ચઢી ગયા અને તેઓ કહેવા લાગ્યા: "મા, ડરશો નહિ. અમે છીએ ત્યાં સુધી

તમારો કોઈ વાંકો વાળ કરી શકે તેમ નથી."

માએ કહ્યું: "બેટા, મરવું તો એક દિવસ અમારે પણ છે. આજે જ મરવા દોને ? તમે અમારા માટે શા સારુ જીવ આપી રહ્યા છો?"

તેમનામાંથી એક મહમૂદે કહ્યું: "નહિ મા, એમ ન બને. અમે જીવતા છીએ ત્યાં સુધી તમારા શરીરને કોઇ હાથ પણ કેમ અડાડી શકે ? અમારાથી એ કેમ સહન થાય ? અમે તમને વિનંતી કરીએ છીએ કે તમે બધા એક ખંડમાં ભરાઇ અંદરથી બારણાં વાસી દો. અમે તેમ પણ તમે મારાં પણ મા છો."

આમ વાતચીત ચાલતી હતી ત્યાં ટોળું ઉપર આવવા લાગ્યું. "મારો, કાપો, હિન્દુ છે હિન્દુ!" ની બૂમો પડવા લાગી. મહમૂદ મૂઠીભર સાથીઓ દરવાજા પર ઊભો રહ્યો અને કડક થઇ કહ્યું: "અંદર નહિ જઇ શકાય. એમણે તમારું શું બગાડયું છે ! બીચારો બાળબચ્ચાંવાળો માણસ છે. કોઇની સાથે કશી લેવાદેવા પણ નથી રાખતો."

પાછળથી અવાજ આવ્યો: "મારો સાલાને; નિમકહરામ છે. મુસલમાન થઇને મુસલમાનોને રોકે છે."

મહમૂદ અને તેના સાથીઓ પર ધોલ, મુક્કા અને લાઠીઓના પ્રહાર થવા લાગ્યા. સામનો બરાબર થઇ શકતો ન હતો, છતાં પણ મહમૂદ ત્યાંથી ખસ્યો નહિ. તેના ઉપર થઇને ટોળું અંદર પેસી સામાન લૂંટવા લાગ્યું.

પછી તો અંદરનાં બારણાં પણ તૂટયાં. છોકરાઓ અને તેમના બાપને તો કેટલાક અરદન પકડી નીચે લઇ ગયા, જ્યારે છોકરી તથા માને હાથ પકડી ઢસડવા લાગ્યા.

અંધારામાં વીજળી ચમકે એમ ભીડમાંથી એક અવાજ આવ્યો: "સ્ત્રીઓને ન સતાવશો." પાછું અંધારું. પાછો એક અવાજ આવ્યો: "આ બાળક કોઇ બચવા ન પામે." પેલા રક્ષક મુસ્લીમભાઇઓમાંથી વળી પાછા બે જણ આગળ આવ્યા, અને માને બચાવતા બચાવતા શહીદ થઇ ગયા. એ શહીદોના સાથીઓએ માને બચાવવા માટે જીવ સટોસટ પ્રયત્નો કરવા માંડયા. એટલામાં ઉપરથી છોકરી છટકીને નીચે ગઇ. ભાઇનો જીવ જોખમમાં જોઇ તેણે કહ્યું: "પહેલાં મને મારો, ભાઇને પછી" અને ભાઇ પરના ઘાને એણે પોતાના ઉપર ઝીલી લીધો.

ખર-ખર, ખર-ખર, લશ્કરી લૉરીઓનો અવાજ સંભળાયો. હુમલો કરનારા નાસવા લાગ્યા.

ગુજરાતી કુટુંબ આંસુભરી આંખે પોતાના પ્રાણોની રક્ષા કરવા માટે જાન આપનાર ત્રણે લાશોને લોહીથી લથપથ જોતું ડૂસકાં ખાતું પોલિસ મથકે જવા માટે નીકળ્યું. એક હિંદુ માતા પોતાની કૂખનાં જન્મેલાંથી પણ વધુ હેતથી મુસલમાન પુત્રોને હૃદયપૂર્વક આશીર્વાદ આપતી આપતી પોતાના આખા કુટુંબને જીવતું લઈ ચાલી નીકળી.

(ભારતી)

*

રશિયામાં માતાઓને પોતાનાં સંતાનોને ઉછેરવાના બદલામાં સરકાર આ પ્રમાણે પેન્શન અને પગાર આપે છે: બે બાળકોની માતાને ત્રીજું બાળક પ્રસવતાં એક સામટા ૪૦૦ રૂબલ; ત્રણ બાળકોની જનની ચોથા બાળકની માતા બને ત્યારે ૧૩૦૦ રૂબલ અને ૮૦ રૂબલનું માસિક ભથ્થું; ચાર બાળકવાળી પાંચમાની માતા થાય ત્યારે ૧૭૦૦ રૂબલ રોકડા અને ૧૨૦નું માસિક ભથ્થું; આ રીતે ક્રમશઃ વધતાં દસમા બાળકના જન્મટાણે ૩૫૦૦ રૂબલ રોકડા અને ૨૫૦નો માસિક હપ્તો. સામટી રકમ બાળકનો જન્મ થતાં મળે છે; માસિક હપ્તો બીજી જન્મગાંઠથી શરૂ થાય તે પાંચમા જન્મદિન સુધી મળે. આ રકમ પર બાળકો અને માતાઓનો જ હક્ક. પિતાઓ તેમાંથી પાઈ પણ ખર્ચી શકે નહિ.

# સ્ત્રી-જગત  સમાચાર

રતલામ મહારાજાનાં સાવકી માજી સાહેબા શ્રી. ભટીયાણીજી ૭૦ વર્ષની ઉમ્મરે અવસાન પામ્યાં.

*

શિહોરમાં એક બ્રહ્મભટ્ટ પોતાની હયાત પત્ની છતાં બીજું લગ્ન કરવાની વાતો કરે છે.

*

ગોધરા પાસેની એક નાની રસાયતમાં એક સ્વરૂપવાન સ્ત્રી ના મૃત્યુ પાછળ ભેદ હોવાની મોટી વાતો કરે છે.

*

મીસીસ ક્રીપ્સ તેમનાં પુત્રી સાથે દીલ્હી આવ્યા હતાં ને જવાહરલાલના મહેમાન તરીકે રોકાયાં હતાં.

દિલ્હીમાં પત્રકારોની પરિષદમાં લેડી ક્રિપ્સે જાહેર કર્યું કે, અમે તે ક્ષણિક અંતરાયો આવી પડે તો પણ હિંદ અને બ્રિટને અન્યોન્યમાંથી શ્રદ્ધા ખોવાની જરૂર નથી.

*

શ્રી. કનૈયાલાલ મુનશી બનારસ હિંદ યુનિવર્સિટીના ઉપ-કુલપતિ નિમાવા સંભવ છે.

*

શ્રી. જવાહરલાલ પંડિતનાં પુત્રી શ્રી ઇન્દીરા ગાંધીએ બીજા પુત્રને જન્મ આપ્યો.

*

લખનૌમાં મળનારી હિંદના રાષ્ટ્રવંદોના મંડળના વાર્ષિક અધિવેશનની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતે કરી.

*



દિલ્હીની વીમેન્સ લીગ સમક્ષ શ્રી. વિજયાલક્ષ્મી પંડિતે 'યુનો'માં પોતે લડેલી લડત સમજાવી હતી.

*

શ્રી. સુચેતા ક્રિપલાની જણાવે છે કે, કોંગ્રેસ કારોબારી નોઆખલીના કોઈ વિસ્તારમાં મળશે. તે માટે ઘટતી તૈયારીઓ ચાલે છે.

*

નવસારીમાં ગર્લ્સ હાઈસ્કુલ બાંધવા ૪ લાખને ૨૪ હજાર રૂપીઆનો અંદાજ મંજુર થયો.

*

દિલ્હીમાં લોકપ્રતિનિધિ સભાની બેઠકમાં નવ બહેનોએ હાજરી આપી હતી. તેમાં પહેલે દિવસે શ્રી. સરોજિની નાયડુ હસ્તાક્ષર કરવા ગયાં ત્યારે ડૉ. સીંહા બોલ્યા: 'હાથ મીલાવીએ, કમસે કમ એકવાર!' પણ સરોજિનીદેવીએ કાંઈ ન આપ્યું અને અંગુઠો બતાવી બેઠકે ચાલ્યાં ગયાં. બીજી બહેનોમાં સૌથી વધુ આકર્ષક શ્રી. પૂર્ણિમા બેનરજી હતાં. ઓરીસાના માલતી ચૌધરીનો રૂઆબ કંઈ ઓર હતો.

*

અમદાવાદ મ્યુનિ. ગર્લ્સ હાઈસ્કુલમાં મ્યુનિસિપાલિટિના નોકરો માસિક રૂપિયા સો કે તેથી ઓછા મેળવતા હોય તેમનાં બાળકોની ફી લેવાશે નહિ, એવું સ્કુલ બોર્ડે ઠરાવ્યું છે.

*

વડોદરા કેન્દ્ર રાષ્ટ્રીયભાષા સમિતિને અ. સૌ. મહારાણી શાન્તાદેવી ગાયકવાડે પંદરસો રૂપીયા દાનમાં આપ્યા.

*

ખેડા સ્ત્રી મંડળ તરફથી શ્રી ચતુરાબેનની દેખરેખ નીચે ચાલતા શીવણવર્ગમાં તૈયાર થતો માલ વેચાય છે ને દર વર્ષે તેનું પ્રદર્શન ભરાય છે.

ભારત સેવા સંઘના મંત્રીએ જાહેર કર્યા મુજબ પૂર્વ બંગાળના રમખાણ વિભાગમાં બળજબરીથી ધર્માંતર કરાવેલી ૧૦૦૦૦ હિંદુસ્ત્રીઓને શુદ્ધ કરી તેમનો ઉદ્ધાર કર્યો; એક હજારને એમના કુટુંબમાં દાખલ કરાવેલ છે અને જેમનાં કપાળ ઉપરથી સીંદુર લૂછી નાખી અને શંખની બંગડીઓ ફોડી નાખી હતી તેવી પાંચ હજાર હિંદુ સ્ત્રીઓને સિંદુર તથા શંખની બંગડીઓ આપવામાં આવી હતી.

*

નોઆખલી જીલ્લામાં શ્રી. ગાંધીજી સાથે રહેનાર મુસ્લીમ બહેન શ્રી. અમતુલ સલામ રાજેએ એક કોમનો માલસામાન બીજી કોમવાળા ઉપાડી ગયેલા તે પાછો અપાવવા માટે આમરણાંત ઉપવાસ શરૂ કરેલા; તે માલ એક બીજાને પાછો આપવાથી તેમણે ઉપવાસ છોડયો છે.

*

અખિલ અમદાવાદ ઓલેમ્પીક હરિફાઈમાં છોકરીઓ માટેની એક માઈલ સાઈકલીંગની હરિફાઈમાં પારસી બહેન શ્રી. બચુબહેન મહેતા પ્રથમ આવ્યાં.

*

અખિલ ગુજરાત વિદ્યાર્થી કોન્ફરન્સમાં વડોદરા તરફથી કુ. યમુના ચુંટાયાં.

અમદાવાદ રીચીરોડ ઉપર મામુનાયકની બારી પાસે રહેતા માણસો ઉપર સામુદાયિક દંડ પડયો છે તેમાં સ્ત્રીઓને પણ દશ દશ રૂપીઆ ભરવા પડયા.

*



કોંગ્રેસના માજી મંત્રી કુ. મૃદુલા સારાભાઈ હિંદ તરફથી કાબુલના એલચી તરીકે નીમાયાં

*

વડોદરા ધારાસભામાં શ્રી. જોશીએ રજુ કરેલ પરણેલી અને અપરિણિત કન્યાના હક્કો એક સરખા રખાવતો હિંદુ નિબંધમાં સુધારો કરતું બીલ રજુ કરેલું તે નામંજુર થયું.

*

ઉત્તરવાનકુંવરની એક હોસ્પીટલમાં સારવાર લેતી એક સ્ત્રીના પેટમાંથી શસ્ત્રક્રીયા દ્વારા ૧૦૩ રતલની ગાંઠ કાઢવામાં આવી હતી, તે પછી તે સ્ત્રીનું વજન અર્ધું ઘટી ગયું હતું.

*

જૂનાગઢ હવેલીના મહારાજશ્રીએ પોતાનાં હયાત વહુજી છતાં બીજું લગ્ન કર્યું.

હરદત્તપુરના સ્ટેશન માસ્તરના ભાઈ અને બારાબંકીના નહેરખાતાના ઓવરસીયર શ્રી. શારદાપ્રસાદને પોતાની પત્નીનું ગળું દાબી મારી નાખવા માટે પાંચ વર્ષની સજા થઈ. ગુનેગારે જણાવ્યું હતું કે મેં મારી પત્ની પાસે પાણી માગ્યું, છતાં એ ઉઠી નહિ તેથી ગુસ્સે થઈ નાક ઉપર ઠીકો મારતાં તે મરી ગઈ.

*

આંધ્ર મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રીમતી શરીઅહમદ કીડવાઈએ દરેક કોમની એકઠી થયેલી સ્ત્રીઓને આજની અશાન્તી અટકાવવા અપીલ કરી હતી.

*

ઉત્કલ પ્રાંતિય સમિતિના પ્રમુખ શ્રીમતી માલતી ચૌધરી રાહતકાર્ય માટે સ્વયંસેવીકાની ટુકડી લઈ નોઆખલી જવાનાં હતાં, તેમને ગાંધીજીએ ના કહી છે ને પોતે જ્યાં કામ કરે છે ત્યાં કામ કરવા કહ્યું છે.

*

જબલપુર શહેરના પોલીસ મથકમાં આવી રહેલ હિંદુ બાળાઓ અને સ્ત્રીઓનાં અપહરણ કરી જવાના બનેલા સમાચારોએ ગભરાટ ફેલાવ્યો હતો.

*

જાણીતી ફીલ્મસ્ટાર 'નાની નસીમ' નું અવસાન થયું.

ઓરસદ પ્રસુતિગૃહમાં એક માસની અંદર સાત જોડીયાં બાળકો જન્મ્યાં; તેમાં દરેકમાં એક છોકરો ને એક છોકરી હોવાનું બન્યું હતું.

*

સ્પેશીયલ મેરેજ એક્ટ પ્રમાણે પરણેલ પત્નીને ભરણ પોષણ મેળવવાનો હક્ક મળતો નથી. એવો મુંબાઇ હાઇકોર્ટે હમણાંજ ફેસલો આપ્યો.

*

ધોળકા તાલુકાના જનવાડા ગામની એક રજપૂત કન્યા પોતાને સાસરે કાવિઠા જતી હતી ત્યારે ખાયલાથી બાવળાનો સડકે વીંછીવાના રજપૂને મીયા ણાની મદદથી તેનું અપહરણ કર્યું.

*

અસ્પૃશ્યતા નિવારણ માટે શ્રીમતી સરલાદેવી અંબાલાલ કાઠિયાવાડના તમામ રાજવીને મળવા પ્રવાસ કરવાનાં છે.

*

વડોદરામાં મળનાર ગુજરાત વિદ્યાર્થી પરિષદ શ્રી. મૃદુલા બહેન સારાભાઇના પ્રમુખપદે મળનાર છે.

*

ચીનના પ્રતિનિધિ લી ચીનને વિદાયમાન પાર્ટી આપતી વખતે મુંબઇના મેયરનાં પત્ની મીસીસ રાવજીએ બહાર કર્યો હતો.

*

કુ. એમિલી ગ્રીન બાઇકને ૧૯૪૬ વર્ષનું શાન્તી માટેનું નોબલ પારિતોષક મળ્યું.

*



શ્રીમતી અરૂણા અસફઅલી હિંદના પ્રાંતોમાં ફરી ભાવી લડતની આગાહી સંબંધી સમજુતી આપે છે.

*

બેરૂટમાં એક યુવતીએ એકી સાથે પાંચ બાળકો (૩ પુત્ર ને બે પુત્રીઓ) ને જન્મ આપ્યો. બધાં તંદુરસ્ત છે.

*

સુરતમાં ડૉ. પ્રભાવતી બહેન દીક્ષિતને હાથે વિજ્ઞાન પરિષદની ઉદ્ઘાટન ક્રિયા થઇ.

*

મીસરની એક ત્રીસ વર્ષની વયની વિધવાએ પંદર વર્ષના રોબર્ટ નામના યુવક સાથે ફરી લગ્ન કર્યું. તેને આગલા ઘરનાં બે બાળકો હયાત છે.

*

માતર તાલુકાના બોગધન ગામમાં એક સમજી હરીજન બાઇને ચાર માથેનું કહેવાય છે.

કપુરથલાના એક રાણી તારાબાઇનું મુડદું દીલ્હીમાં કુતુબમિનાર પાસેના ખાડામાંથી મળી આવ્યું હતું. તેઓનાં લગ્ન ત્રણ વર્ષ પહેલાં થયાં હતાં. તેઓ ઉતર્યા હતાં તે હોટેલમાંથી મળી આવેલી ચીઠીમાં તેમણે પોતાની લાખો રૂપીયાની મીલ્કતની વ્યવસ્થા કરવાનું લખ્યું હોવાથી તેમણે કુતુબમિનાર ઉપરથી પડી આપઘાત કર્યો હોવાનું મનાય છે.

*

મુંબઇનાં કુ. વીણા બીબા (વણીક)એ રાજકોટના શ્રી. હરિશ એન. ત્રિવેદી (બ્રાહ્મણ) સાથે આંતર જ્ઞાતિય સ્નેહલગ્ન કર્યું.

*

મુંબઇના શહેર સુધરાઇ ખાતાની સ્ટેન્ડીંગ કમિટિએ નિર્ણય કર્યો છે કે, મુંબઇ શહેરમાં થોડાક વખતમાં બે દવાખાનાંઓ સંતતિ નિયમનનાં સાધનો ને લગતી સલાહ આપવા માટે ખોલવાં. એકાદ મહિનાની અંદર તે ચાલુ કરવામાં આવશે. તેમાં એક સ્ત્રી દાકતર જે સંતતિનિયમનની શાસ્ત્રીય કળામાં પારંગત હશે તેને નીમવામાં આવશે. આ યોજના માત્ર પ્રાયોગિક જ છે. તેમાં ચાર હજારનો ખર્ચ થશે. તેમાંના ૪૦૦ રૂ. નાં તો માત્ર સંતતિ નિયમનનાં સાધનો જ લાવવામાં થશે.

*

ફેસોરીડાની મીસીસ લીલીયન જ્યૂસ્ટ ૨૦ વર્ષની ઉંમરે ઇલીનોઇ યુનિ.માં બી. એ. થઇ. તે પછી એ અગીઆર બાળકોની માતા બની, અને ફરી ભણવાની ઇચ્છા થવાથી ૮૧ વર્ષની વયે એમ. એ. ને ૮૨ વર્ષે પી. એચ. ડી.–ડોક્ટરની ડીગ્રી મેળવી.

*

યુગોસ્લાવીઆના એક સમવાયી પ્રજાસત્તાક રાજ્ય ક્રોશીઆમાં એક સ્ત્રીની નાણા-મંત્રી તરીકે નીમણુક થઇ છે.

*

ન્યુ દીલ્હીમાં ઇન્દ્રપ્રસ્થ ગર્લ્સ કોલેજની વિદ્યાર્થીનીઓએ જૂના અધ્યાપકોને ખસેડવાના વિરોધમાં હડતાળ પાડી હતી.

*

ઢાકામાં એક ૬૦ વર્ષના રાજ્યસભાના સભ્યની પત્નીને ગુંડાઓએ તેના ઘરમાં પેસી મારી નાખી.

*

કોટડા સાંગાણીમાં ત્યાંના ના. રાણી સાહેબે 'સાંગાણી ક્ષત્રિય વિદ્યાર્થીગૃહ' ખુલ્લું મુક્યું.

*

પોરબંદર સ્ટેટના લતીપુર ગામમાં એક બ્રાહ્મણ યુવતીને કુવે પડતી બીજી બહેનોએ અટકાવી બચાવી લીધી.

*

ન્યુયોર્ક ખાતેના સંયુક્ત રાષ્ટ્ર મંડળમાંના હિંદી પ્રતિનિધિ શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે અને પેરીસમાં મળેલી સંયુક્ત રાષ્ટ્રોની કેળવણી વિજ્ઞાન અને સંસ્કૃતિ વિષયક પરિષદના ગયેલ સ્ત્રીપ્રતિનિધિ



રાજકુમારી અમૃતકુંવરે લંડનમાં હિંદીઓની સભામાં ભાષણો કર્યાં હતાં. અને 'ઇન્ડીયન એસોસીએશન અને ઇન્સ્ટીટ્યુટ'ના સ્થાપક સભ્યો બન્યાં હતાં.

*

દામનગર મહાલના ધામેલ ગામના એક કપોળ વણિકની પોતાની ભાણેજ પચાસ હજાર રૂપીઆ લઈ એક ગાંડા મુરતીઆ સાથે પરણાવવાની તૈયારી સામે વિરોધ જાગ્યો છે, ને રાજ્યને વચ્ચે પડવા વિનંતી કરી છે.

*

સીંધની સ્ત્રીઓએ કોંગ્રેસના પ્રમુખ આચાર્ય શ્રી. કૃપલાનીને માનપત્ર આપ્યું.

પેશાવર વિભાગમાં સ્ત્રીઓ અને બાળકો માટે કામ કરનાર મીસીસ હબીબુલ્લા ખાન, મીસ તારા નારાયુ અને મીસ એસ. કે. હસનવીઆને લેડી વેવલે મુલાકાત આપી હતી.

*

ઓલપાડ પાસે સાંધીએર ગામમાં એક બાઈને એકી સાથે ચાર બાળકો–બે છોકરા ને બે છોકરીઓ અવતર્યાં. તેમાંના બે બાળકો હાલ જીવતાં છે.

*

ચીખલી તાલુકામાં ખંભાલા ગામમાં બીજી કિશાન પરિષદ શ્રી. ગોદાવરીબાઈના પ્રમુખપદે મળી હતી.

*

સુરતનાં ચુનીલાલ વ્રજભૂખણદાસનાં પુત્રી શ્રી. લલીતા બહેને તાપી બ્રહ્મચર્યાશ્રમના ફંડમાં એક હજાર રૂપીઆ આપ્યા.

*

જીંદ સ્ટેટમાં સંગરૂર શીખ સ્ત્રીઓની એક પરિ 'જીંદ ડે' ઉજવવા ભરાવાની છે

*

લખનૌ જીલ્લા બેડમીંટ ચેમ્પીયનશીપ મીસ એ બારલોને મળી. તેઓ જમા પુરમાં ભરાનાર નેશનલ બે મીંટન ચેમ્પીયનશીપ મ યુ. પી. તરફથી પ્રતિનિ તરીકે ચુંટાયાં.

લંડનમાં ઇન્ડીયા લીગે હિંદી નેતાઓને માન આપવા યોજેલા ખાણા વખતે અલ્હાબાદના કમળા નહેરૂ હોસ્પીટાલ ફંડમાં શ્રીમતી હાડુએ પાંચસો ગીનીનો ચેક પંડિતજીને અર્પણ કર્યો.

*

મુંબઈના જાણીતા બાનુ બેરીસ્ટર શ્રીમતી મીઠાં લામ મુંબઈનાં નવા શેરીફ નીમાયાં.

*

ડભોઈમાં શ્રી. યશોવિજય જૈન સેવાસદનનું બીજું સંમેલન ભરાયું તેમાં યશોવિજય જૈન મહિલા મંદિરની બહેનો તરફથી ગરબા, નિબંધ અને ભરતગુંથણની હરિફાઈ ગોઠવી હતી; તેમાં ઉત્તિર્ણ થનાર બહેનોને સેવાસદન તરફથી ઈનામો અપાયાં.

*

મુંબઈની કેટલીક મુસ્લીમ સ્ત્રીઓએ બંગાળ; બિહાર અને મુંબઈમાં આ હુલ્લડમાં હેરાન થયેલ સ્ત્રીઓને નાતજાતના ભેદ સિવાય મદદ માટે રૂા. ૧૩૮૭ મોકલી આ તોફાનો બંધ કરવા અપીલ કરી છે; તેમાં બેગમ મહમદ તાહેર, મીસીસ સમીના ફતેઅલી, મીસીસ હબીબ પારમીઆ વગેરે મુખ્ય છે.

*

વડોદરા ધારાસભામાં સ્ત્રી સુધારા નિબંધ મોટી બહુમતીથી ઉડી ગયો.



અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૯મું અધિવેશન લેડી રામરાવના પ્રમુખપદે આકોલામાં મળ્યું છે અને ગઈ પરિષદના પ્રમુખ શ્રી. હંસાબહેન મહેતાએ નિવૃત થતાં સ્ત્રીઓને પ્રેરક સંદેશ આપ્યો છે.

*

સાંગલી રાજ્યની મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી લેડી રામરાવે હિંદની પ્રતિષ્ઠિત નારી થવા માટે સ્ત્રીઓને આપ મેળે જીવનમાં સમાન અને ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરવા હાકલ કરી.

*

રઘુ ભીમાને ઇજા કરવા બદલ કોર્ટે સાવિત્રીબાઈ રઘુનાથને કરેલી ૧૮ મહિનાની સજા સામે કરેલી અપીલ મુંબઈ હાઇકોર્ટે કાઢી નાખી.

*

બોરીવલીથી એક બ્રાહ્મણ બાઇ તથા તેના છોકરાને જામનગરનો એક ટાંગાવાળો ભોળવીને લાવેલો. તેમને પોલીસે આર્ય સમાજના આશ્રયે સોંપેલી, પણ પાછળથી તે ગુમ થઈ હોવાથી બાઇના સગાવહાલાં ગામોગામ તેની તપાસ કરે છે.

*

પાલણપુરમાં શ્રી. તાલેમહમદખાનજી અંગ્રેજી કન્યાશાળા સ્થપાઈ. તેમાં શરૂઆતમાં ત્રણ અંગ્રેજી ધોરણો શીખવાશે. હેડમીસ્ટ્રેસ તરીકે કુ. મેરીકસ નીમાયાં છે.

*

મહુવા મ્યુનિ.માં સ્ત્રીમેમ્બર તરીકે શ્રી. અચરત બહેન અમૃતલાલ દોશી ચુંટાયાં.

*

હળવદના એક બ્રાહ્મણે પોતાની પત્નીને માર મારીને મારી નાખેલી તેને જન્મટીપની સજા થઈ:

*

શ્રી. સુચીતા ક્રિપલાની સ્ત્રી સ્વયંસેવકોની ટુકડી લઈ ગાંધીજી પાસે કોમીલા પહોંચ્યાં.

*

મુંબઈની વિલ્સન કોલેજમાં ઈન્ટર આર્ટસમાં ભણતી કુ. સીતાબહેન મુન્શીનો સંગીતનો જલસો સુરતમાં થયો.

અમરાવતીના 'યુગવાણી' માં શ્રીમતી શાન્તાબાઈ સુખોલકરે પોતાના પતિ શ્રી. જી. ટી. સુખોલકર ( તરૂણ ભારત દૈનિકના તંત્રી, જાણીતા લેખક ને વિવેચક ) નું રેખાચિત્ર લખ્યું છે.

*

શ્રી. કૃષ્ણા હઠીસીંગનું લખેલ 'શેડોઝ ઓન ધી વોલ' નામે પુસ્તક પ્રગટ થયું છે. તેમાં માનવતાના સ્પર્શભર્યાં જેલજીવનના પ્રસંગચિત્રો તેમણે દોર્યાં છે.

*

શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત હિંદ આવી પહોંચ્યા છે. તેમણે દિલ્હીમાં સભ્ય તરીકે લોકપ્રતિનિધિ સભામાં હાજરી આપી ત્યારે લોકોએ તેમને તાળીઓથી વધાવી લીધા હતા.

*

બરવાળા (ધોલેરા) તાલુકા અરજણ રૂપાની ઓરત બાઇ જવજીએ પોતાના પાડોશી કુંભાર નાનજી માલાના ચાર વર્ષના દીકરા અને ૭ વર્ષની દીકરીને કડવો ગોળ ખવરાવાથી છોકરાનું મૃત્યું થતાં ને છોકરી બચી જતાં કેસ થયેલો તેમાં બાઈ જવજીને દેશનીકાલની સજા થઇ.

*

અખિલ હિંદ મહિલા પરિષદમાં બ્રીટનનાં પ્રતિનિધિ તરીકે મીસ ડોરોથી લેંકેસ્ટરે હાજરી આપી છે.

*

બ્રિટીશ કૅામનવેલ્થ લીગના મંત્રી લેડી આર્સે જણાવ્યું હતું કે તાજેતરના યુદ્ધોના સંકટોએ સ્ત્રીઓના સામાજીક ધોરણમાં ક્રાંતિ આણી છે.

*

ભાવનગર મહિલા પરિષદ તરફથી નોઆખલીની બહેનોને મદદ માટે દોઢેક હજાર રૂપીયા મોકલાયા.

*

રાજપીપળા સ્ટેટના રાજપારડી સ્ટેશનના એક મુસ્લીમ મુકાદમની સગીર વયની છોકરીને ભગાડી જતાં કાઠિયાવાડી વાઘરી જમુ ને તેની સ્ત્રી કમુની કરમસદ સ્ટેશને ધરપકડ થઈ. છોકરીને વાઘરીનો વેશ પહેરાવ્યો હતો.

*

વડીયામાં પુરીબાઈ નામની ભાટીઆ બાઈ બીનવારસ ગુજરી જતાં પોતાની માલિકીનું ત્રીસ હજારનું મકાન તથા બીજી મીલ્કત 'હિંદુ વિદ્યાર્થી ભુવન'ની સ્થાપના તથા તેને ચલાવવા માટે અર્પણ કર્યાં.

---

"ગુજરાતના ઇતિહાસમાં શ્રેષ્ઠ સ્ત્રી-કવિ-કવિયત્રી કોણ ?"

મહાગુજરાતના કવિ સમ્રાટ ન્હાલાલ દલપતરામના સ્મરણાર્થે ગ. સ્વ. માણેકબાઈ ન્હાનાલાલ કવિ તરફથી ઉપર જણાવેલા વિષયને અનુલક્ષીને શ્રેષ્ઠ નિબંધ લખનાર ત્રણ બહેનોને અનુક્રમે રૂા. ૨૫–૧૫–૧૦ વર્ગણી પ્રમાણે આપવાની ઉર્કંઠા દર્શાવી છે જેમાં નીચે મુજબ સુચનાઓનો અમલ કરવામાં આવશે.

૧. નિબંધો તા. ૨૮–૨–૧૯૪૭ પહેલાં અધિપતિ, સ્ત્રી-જીવન માસિકને પહોંચી જવા જોઈએ. ઠે. ઝવેરીવાડ, અમદાવાદ.
૨. સાહિત્ય વિવેચક દશરથલાલ જોષી, રા. ધૂમકેતુ, હર્ષદરાય દેસાઈ, પ્રો. અનંતરાય રાવળ અને શ્રી. મનુભાઈ જોધાણી એ. એચેની કમિટિનો આખરી નિર્ણય એપ્રીલ અંતમાં બહાર પડશે.
૩. કમિટિનો ફેંસલો છેવટનો ગણવામાં આવશે.
૪. કાગળની એક જ બાજુ છૂટા અને સાફ અક્ષરમાં લખવું.

આ માસિક સાથે 'પદ્મિની' માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી-જીવન

સંપાદક
મનુભાઈ જોધાણી

વર્ષ ૮ મું — અંક ૪ થો
ફેબ્રુઆરી ૧૯૪૭ — માહ ૨૦૦૩

| | |
|---|---|
| સ્ત્રી અને પુરુષ | ૨૦૧ |
| શરીખાં | ૨૦૩ |
| હિંચો | ૨૦૫ |
| કાળની ઝાંઝરી | ૨૦૭ |
| સ્વ. સરોજનલિની દત્ત | ૨૧૧ |
| મ્હારી વાંસળી | ૨૧૩ |
| શરીર-સૌંદર્ય | ૨૧૪ |
| લૂઈ માર્થેલ | ૨૧૫ |
| ચંપાની વેલી | ૨૧૭ |
| મહિલા પરિષદ | ૨૧૯ |
| દીવડો | ૨૨૧ |
| કેટલાક પ્રસંગો | ૨૨૩ |
| આપણી અવનતી | ૨૨૫ |
| વિજળડી | ૨૨૬ |
| ભરત-ગૂંથણ | ૨૨૭ |
| બગિની-વિયોગ | ૨૩૦ |
| જેઈન ઓસ્ટેન | ૨૩૧ |
| આદિવાસી-કુમાર | ૨૩૩ |
| અમેરિકનોના છૂટા-છેડા | ૨૩૭ |
| આપણાં ફળો | ૨૩૯ |
| ઊટાટીઓ | ૨૪૧ |
| રસોઈઘર | ૨૪૫ |
| બાળઉછેર | ૨૪૭ |
| સાચા કિસ્સાઓ | ૨૪૯ |
| સોરભ | ૨૫૩ |
| સ્ત્રીજગત-સમાચાર | ૨૫૮ |
| પુસ્તક પરિચય | ૨૬૨ |

સ્ત્રી-જીવન કાર્યાલય
ઝવેરીવાડ : અમદાવાદ

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : મહા ૨૦૦૩ : ફેબ્રુઆરી ૧૯૪૭ : અંક ૪થો

# સ્ત્રી અને પુરુષ

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

આજકાલ યુગધર્મને લીધે હોય, કે બીજા કોઈ કારણને લીધે હોય, પણ આજના યુવકો લગ્નમાં જે વસ્તુની આશા રાખે છે તે વસ્તુ આપણા પૂર્વજો શોધતા ન હતા. આશા આકાંક્ષા, કામના વાસના, આદર્શ ઉદ્યમ, ટૂંકમાં ચરિત્રની સમગ્રતા વિશે સ્ત્રીમાં એક પ્રકારની અન્તર્દષ્ટિની આશા રાખવામાં આવે છે. પહેલાના યુગમાં કદાચ માણસ સ્ત્રીની પાસેથી આટલું બધું માગતો નહિ હોય, એટલે લગ્ન કરવાં ખૂબ સહેલાં હતાં; પણ આજકાલ અપેક્ષાનો ઉપદ્રવ વધી ગયો છે, એટલે તે પૂરી કરનાર માણસ મળવું મુશ્કેલ થઈ પડ્યું છે.

તમે સ્ત્રી પાસે જે વસ્તુ મેળવવાને આટલું બધું મહત્ત્વ આપો છો તે ખરું જોતાં એટલી મહત્વની નથી. તમારે એમ કહેવું છે કે, આપણા સ્વભાવમાં જેટલી જેટલી વિચિત્રતા હોય તે બધી જો સ્ત્રી પૂરેપૂરી સમજી શકે તો જ તેનો પ્રેમ મૂલ્યવાન ગણાય. વિચાર કરી જૂઓ, માણસ નિહારિકા-મંડળ જેવો છે. તેનો ઘણો અંશ તો એવો હોય છે જે તે પણ ઝાંખો ઝાંખો જ જોઈ શકે છે; જેને તે કામમાં લઈ શકતો નથી, જે સ્વપ્નની બાષ્પમાં શિથિલ થઈ ગયેલો હોય છે, જેને તે આંખ મીંચીને સત્ય માને છે; પણ પ્રસંગ આવ્યે સમજાય છે કે તે હાથ આવતો નથી. બીજો એક અંશ એવો છે,

જ્યાં આપણા જીવનના કણ બંધાયા હોય છે–તે રોજરોજના વ્યવહારને માટે સાચો અંશ છે. પરંતુ આકસ્મિક વિપ્લવ વખતે એકાએક જોઈએ તો કદાચ તે સાચો ન પણ હોય. એક સંપૂર્ણ માણસ તો આવી રીતે ભાવ અને વસ્તુ, કલ્પના અને સત્ય મળીને બનેલો હોય છે. એવા માણસને જો કોઈ સ્રી નિર્મોચ નિર્મૂલ ભાવે જાણી શકે તો તે માણસ સાચેસાચ ખૂશ થશે. એમ તમે માનો છો? ખરું જોતાં તમારે એમ કહેવું છે કે, તમે પોતાને જેવા માણસ માનો છો તે તમારા સ્વકપોલકલ્પિત સત્યને જો કોઈ સ્રી આંખ મીંચીને માની લે તો જ તમે તેને પરણો. પણ આ તો એક પક્ષની વાત થઈ. પુરુષો જ કંઈ સ્રીઓને પરણે છે? સ્રીઓ પુરુષોને પરણતી નથી? પણ સ્રીઓ હંમેશાં આદર્શનો વિચાર કરીને પુરુષો ઉપર પ્રેમ કરે છે એવું હું માનતો નથી. કારણ કે આદર્શનો વિચાર બુદ્ધિ વડે થાય છે, પરંતુ પ્રેમની યોગ્યતાનો વિચાર બુદ્ધિ કરતી નથી. જો કરતી હોય તો મોટા ભાગના માણસો મુશ્કેલીમાં આવી પડત—કારણ, બુદ્ધિ માટે નિર્ગમ હોય છે.

પ્રેમનું રહસ્ય માણસના વ્યક્તિ સ્વરૂપનું એક અકલ્પ્ય રહસ્ય છે. જે દૃષ્ટિથી માણસ પ્રેમનો મેળ જુએ છે, તે દૃષ્ટિનું તત્ત્વ કોઈ સંજ્ઞા વડે નિરૂપી શકાતું નથી.

પોતાની સાથે પોતાની સ્રીનું ભયંકર અનૈક્ય હોય, અને તે કારણે કઠિન દુઃખ પામવા છતાં પણ પુરુષ તેને ગાંડાની પેઠે ચાહતો હોય છે. સ્રીને માટે પણ એમ જ છે. અનુભૂતિ એ હૃદયની વસ્તુ છે. પ્રેમની બાબતમાં તે પામવાની આકાંક્ષા બેશક રહે છે, પણ પરસ્પરના મેળ ઉપર જ પ્રેમ ટકે છે; એ પણ ઉપજાવી કાઢેલી વાત છે. તેનો ઉંડો પાયો તો સમેળ ઉપર હોય છે. કેમકે બે વિરૂદ્ધ વિજળીમાં મળવાની વૃત્તિ પ્રબળ હોય છે.

સર્જનમાં પણ જે દ્વૈત છે તેમાં એક બાજુ ગ્રહણ છે અને બીજી બાજુ દાન છે. સંગીતમાં સૂર સમાવેશ સ્થિર રહે છે, તેમાં ચંચળ તાલ પ્રવેશ કરીને તેને સક્રિય બનાવી દે છે, તેને આકાર આપે છે, સજીવ બનાવે છે; તેજ પ્રમાણે જેવસર્જનકાર્યમાં પુરુષની શક્તિ પ્રમાણમાં ગૌણ ભાવે સ્રીની સર્જનશક્તિને સક્રિય બનાવે છે.

પુરુષ સ્રી પાસેથી કેવળ સેવાનો આનંદ નથી માગતો, તેની પાસેથી પ્રેરણા પણ માગે છે. ગૃહવ્યવસ્થામાં જે શાંતિમય સુશોભન સ્થિતિ હોય છે તે પુરુષના આરામ માટે ગમે એટલી જરૂરી હોય, તો પણ પુરુષની કર્મસાધના માટે તે પૂરતી નથી. જે આંદોલન તેની સમસ્ત પ્રકૃતિને ઉદ્યત કરી દે તેની, નાનાવિધ કર્મનું પૌરુષ પ્રગટ કરવા માટે, તેને ખૂબ જરૂર હોય છે.

## જેલની દિવાલો વચ્ચે જીવનરસ-વિહિન બનેલી

# શફીખાં

મૂળ લેખિકા



શ્રી. કૃષ્ણા હઠીસીંગ

" આજે રાત્રે હવે મને પજવશો નહિ " અંદરથી કોટડીને તાળુ વાસીને કુંચી ખીસ્સા-માં નાંખતાં શફીખાં ધીમેથી બબડી. " તમે કદાચ નહિ જોઈ હોય એટલી જેલો મેં જોઇ છે, અને તમામ પ્રકારના કેદીઓ મને મળ્યા છે. સુંદર ટાપટીપ અને ખરખચડા કપડાંવાળી તમે બધી મને નવીન જ લાગો છો, પણ તમે ગમે તે હો, એટલું યાદ રાખજો કે તમા-રામાંથી કોઇનું ય કશું જ એલફેલ હું ચલાવી લેવાની નથી. જો તમારામાંથી કોઇ જણ તોફાન કરવાનો પ્રયાસ કરશે તો મારે તમને ચેતવી દેવી જોઇએ કે, બીજી સ્ત્રી વૉર્ડરો અને હું તમને સજા કરતાં અચકાઇશું નહિ, તમે ગમે તે હો, એની મને પરવા નથી. અને તમારા સુંદર ટાપટીપ અને જાડાં કપડાં પહેરવાનો તમે જે આગ્રહ રાખો છો તેનાથી મને કશી જ અસર થતી નથી.' દસ રાજકીય કેદીઓને પૂરતી વખતે આવી જાહેરાત કરતી શફીખાં જમીન પર પાથરેલી જાડી શેતરંજી પર આડી પડી અને થોડીવાર મનમાં બબડીને ચૂપ થઈ ગઈ. બીજી ત્રણ સ્ત્રી-વૉર્ડરો તો શફીખાંની ધમકીઓ કે કેદીઓ પ્રત્યે કશું જ ધ્યાન આપ્યા સિવાય માંહોમાંહે વાતચીત ચલાવી રહી હતી.

આ દસ રાજકીય કેદીઓ ઊભી બનીને એક બીજા સામે જોઈ જ રહી. અને કોઇપણ જાતના કારણ વગર આવી જાતનો જે ફેંસલો થતો હતો તેથી અજાયબી પામતી હતી. આજે સવારે જ તેમને જેલમાં દાખલ કરવામાં આવી હતી, અને ઠીક લાગે તેમ કરવા દેવાની છૂટ અપાઇ હતી. આખો દિવસ નાન-કડા ચોગાનમાં તેઓ ફરી હતી. કેદખાનાની આ તેઓની પહેલી મુલાકાત હતી, અને આમાં કંઈ ખાસ મઝા જેવું પણ તેઓને લાગતું નહોતું. બીજી કોટડીઓ અને બરાકોમાં પૂરાતી

*

સ્ત્રીકેદીઓ તેમને ધિક્કારતી હતી, અને તેમના તરફ શંકાભરી આંખે જોઈ રહી હતી. સાંજે પાંચ વાગે એવો હુકમ આવ્યો કે કેદીઓને પૂરી દેવી. રાજકીય કેદીઓએ આ સામે ખૂબ જ વિરોધ બતાવ્યો અને બીજે દિવસે સવારે સુપરિન્ટેન્ડેન્ટ પાસે ફરીયાદ કરવાનો તેઓએ નિર્ણય કર્યો. ખોરાક ભીષણ જમ્યા હતી. એમાં દસ રાજકીય કેદીઓ માટે ફક્ત મામુલી ખાટલા હતા. અને અહિંસા અને સત્યને વરેલી આ સ્ત્રીઓ ઉપર દેખરેખ રાખવા માટે સૌથી વધુ અધમ પ્રકારની સજા પામેલી ચાર સ્ત્રી વૉર્ડરો રાખવામાં આવી હતી.

આમાંથી ત્રણ સ્ત્રી-વૉર્ડરો ટુંકા ગાળાની

અને દુષ્ટ સ્વભાવની દેખાતી હતી. એમનાં કપડાં ગંદા અને અંબોડાંનાં લટિયાં આંખ સુધી અટવાતાં હતાં. રાજકીય કેદીઓની તે દરકાર જ કરતી નહોતી. તેઓ માત્ર માંહો-માંહે ગપ્પાં અને મજાક ઉડાવતી હતી, અને તાજેતરમાં બનેલી જેલની કોઈ બાબત વર્ણવી રહી હતી. માત્ર શફીખાં જ એ વાતોમાં મુદ્દલ રસ લેતી નહોતી અને કાંઈક અતડી થઈને સ્હેજ દૂર જાગતી પડી હતી. બીજાઓમાં એ તદ્દન જુદી તરી આવતી હતી. એની ઉંચાઈ પાંચ ફીટ બે ઇંચની હતી. અને એનાં અવયવો સુઘડ અને ઘાડીલાં હતાં અને હાથ પગ નાના અને દેખાવડા હતા. એની મુખમુદ્રા જ્યારે આરામ માં હોય ત્યારે લગભગ આકર્ષક લાગતી હતી, પણ બીજા કોઈ વખતે કડક અને લુચ્ચાઈ વાળી દેખાતી હતી. એની જીભ જેલમાં સૌથી વધુ તીખી લેખાતી હતી. અને યુવાન કે ઘરડાં બધાં જ કેદીઓ એનાથી થરથરતાં. આમ છતાં બીજી સ્ત્રી વોર્ડરો પેઠે શફીખાં કેદીઓ ઉપર હાથ ઉપાડતી નહોતી. બીજાઓથી એ કાંઈક અલગ હોય, એમ માનવામાં આવતું અને ખૂદ મેટ્રન પોતે પણ એની તીખી જીભ અને તુમાખીભરી રીતભાતથી ધ્રુજતી. જેલવાસના ૧૬ વર્ષોએ પણ આમાં કુમાશ આણી નહોતી.

ગુન્હેગાર તરીકે જેલમાં ઘસડાઇ આવ્યા પહેલાં શફીખાંએ સારા દહાડા અને સુખી જીવન જોયું હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તો પછી જનમટીપની સજા થાય એવો તે કયો ગુન્હો તેણે કર્યો હતો ? શફીખાં સાથે મિત્રતા કરવા ખૂબ મથનારી રાજકીય કેદીઓ પણ કોઈ રીતે ફાવતી નહોતી. બીજી બધી સ્ત્રીઓ ખૂબ જ મિત્રતા ભર્યું વર્તન રાખતી અને સ્ત્રી વોર્ડરોની ગીધદૃષ્ટિ ચૂકવીને આ રાજકીય કેદીઓ પાસે આવતી અને એક યા બીજીની વાતો સાંભળવા બેસતી. અને જીંદગીના મોટા ભાગ સુધી ન જોયેલી " દુનિયા " વિશે સંખ્યાબંધ પ્રશ્નો પૂછતી. ઘણીખરી સ્ત્રી કેદીઓને બે જ દુનિયા હતી–' જેલખાનું' અને ' દુનિયા: ' આ સિવાય બીજી બાબતમાં એમને રસ નહોતો. પણ શફીખાં જેલની પેલેપારની દુનિયામાં બીલકુલ રસ લેતી નહોતી; એના માટે જેલની દુનિયામાંથી કોઈ ઉગારો નહોતો.

રાજકીય સ્ત્રી-કેદીઓમાંથી ઘણીખરી તો મધ્યમ વયની હતી. માત્ર ત્રણ છોકરીઓ વીશ વર્ષની અંદરની હતી. આમાંની એકનું નામ કૃપા હતું. તે વારંવાર શફીખાં સાથે સહીપણાં કરવાનો પ્રયાસ કરતી હતી, પણ એમાં એને નિષ્ફળતા મળતી હતી. એક વખતે એક મોટી ઉંમરની રાજકીય સ્ત્રી કેદીને શફીખાં સાથે વાતચીત કરવાનો નિષ્ફળ પ્રયાસ કરતી તેણે સાંભળી: " કહો તો ખરાં, તમે આટલો બધો અમારી તરફ દુર્ભાવ કેમ રાખો છો ! અમે તમારૂં શું બુરૂં કર્યું છે ? તમે અમારાથી અળગાં રહેવાનો પ્રયાસ કર્યા કરો છો. તમે અમારા ખોરાકમાં પણ કોઈ ભાગ પડાવવાની ના પાડો છો. અમારી નાની બાળાઓની આખો દિવસ ખોડખાંપણ શા માટે કાઢ્યા કરો છો ? જો તમે અમારી તરફ વધારે સહીપણાં રાખશો તો મને ખાતરી છે કે તો ખૂબ સુખી થશો. અમે આ જેલમાં તમે તમારે માટે બહુ કરી શકતાં નથી, પણ આપણે બેનપણીઓ બનીને એક બીજાને મદદ કરી શકીએ તેમ છીએ.'

" તમે ?" શફીખાંએ ઘૂરકતાં કહ્યું. " શેતાનો, તમે એમ માનો છો કે મને મદદ કરી શકશો ! તમે અને તમારી મજાની ટાપટીપ ? ખૂદ અલ્લા પણ મને મદદ કરી શક્યો નથી, તો તમે તે વળી શી મદદ કરવાના હતાં !. વળી તમારા બધાં તરફ મને નફરત છે. આપણે બધા સહકેદીઓ છીએ, છતાં તમે અમારાથી કેટલાં જુદાં છો ! તમને સજા

કરવામાં આવી છે, પણ શેને માટે? ખાસ બહાદુરી જેવું તો નહિ જ. અને લાગે છે કે તમે મૂર્ખાઓ છો—તમે બધી જ. સરકારે મનાઈ કરેલી સભામાં હાજરી આપીને તમે ગિરફતાર થએલી છો. આ કેવી મૂર્ખાઈ છે? તમારે દુનિયાને શા માટે સુધારવી જોઈએ? તમે અમે તે કરશો તો યે દુનિયા તો એવી ને એવી જ રહેવાની છે. મારા સામે જુઓ, હું એક ખૂની છું, અને મને એનું ગૌરવ છે. દુનિયાની કોઈપણ બાબતનો મને ડર નથી. સોળ વર્ષથી હું જેલમાં છું. બીજાં પાંચ કે છ વર્ષ પછી હું છૂટીશ. મેં જે કર્યું તે કરવા માટે હિંમતની જરૂર છે. મેંઢાની માફક જેલમાં ગોંધાઈ જવામાં શી બહાદુરી છે? જાવ, જાવ; તમારા જેવા લોકોનો તે મારે વળી શો ખપ હોય?'

'શફીખાં, તમારે અમારી સાથે સહીપણાની જરૂર નહિ હોય, પણ તમે બીજા કરતાં વધારે બહાદુર છો એમ તમારે કલ્પવું જોઈએ નહિ: તમે મહાત્મા ગાંધીનું નામ સાંભળ્યું છે?'

શફીખાંએ શાંતિથી પોતાનું ડોકું હલાવ્યું, અને બીજી સ્ત્રીએ આગળ ચલાવ્યું: "વારુ, તમે જાણો છો કે હિંદ ઉપર બ્રિટીશો રાજ કરે છે, અને એમની સામે લડત કરવાનું તથા તથા દેશને મુક્ત કરવાનું શિખવાડનાર મહાત્મા ગાંધીજી જ છે. અમારી પાસે હથિયાર નથી, લડવા માટે કોઈ દારુગોળો નથી; વળી ગાંધીજી હથિયારોથી લડવામાં માનતા પણ નથી. એટલે અમને અહિંસક રીતે લડતાં, લાઠીઓ ખાતાં, ગોળીઓનો સામનો કરતાં, અને બાયલાઓની માફક નાશી ન જતાં શિખવ્યું છે. અમે હજારોની સંખ્યામાં જેલ જઈ રહ્યાં છીએ; કેમકે આપણા દેશની મુક્તિ માટે અમને દુર રાખતાં સરકાર ડરે છે. અમે અમારી રાજીખુશીથી આવ્યાં છીએ. અને હું તમને ખાતરી આપીશ કે તમે ધારો છો તેના કરતાં આમાં વધારે બહાદુરીની જરૂર છે. શફીખાં, આઝાદ હિંદમાં, આપણે બધાં સરખા, અને સાથીઓ તરીકે હોઈશું, એવી અમે આશા રાખીએ છીએ. અમે તમારી સાથે મિત્રતા રાખવા ખૂબ જ આતુર છીએ. પણ જો તમને અમારી તરફ નફરત હોય તો એ અમારી કમનશીબી છે, અને અમે તમને પજવીશું નહિ." આટલું બોલીને આ સ્ત્રી જતી હતી એટલામાં શફીખાંએ મૃદુ અવાજે કહ્યું: "માન, તમારા તરફ તોછડી બનવા માટે મને માફ કરજો: અમે કયા ગુન્હાને કારણે જેલમાં આવ્યાં છીએ તે જાણ્યા વગર અમને સુધારવા માગનારા બધાં જ તરફ મને નફરત છે. લડવાની તમારી રીત સાથે હું સંમત થતી નથી; કદાચ તમે મને પાછળથી એ વિગતવાર સમજાવશો. પણ હવે તમારી સાથે ગપ્પાં મારીને હું આખો દહાડો બગાડીશ એમ તમારે માની લેવું ન જોઈએ." એટલું કહીને થોડા વખત ભૂલાઈ ગએલી એની કડક રીતભાત એણે અખત્યાર કરી.

કૃપાએ આ વાતચીત સાંભળી, અને શફીખાંની આ રીતભાત જોઈને એમાં પેસવાનો એણે નિર્ધાર કર્યો. પહેલાં તો કૃપાએ બીજી સ્ત્રી-કેદીઓ પાસેથી શફીખાં વિશે સાવચેતીભરી માહિતી એકઠી કરવા માંડી. અને એને જણાયું કે પોતે જે શહેરમાંથી આવી છે ત્યાંની જ શફીખાં રહેવાશી છે. ઝગડાખોર બનીને તેણે શફીખાંને ખૂબ જ પજવી હતી, પણ હવે એને દિલગીરી થવા લાગી. સોળ વર્ષ સુધી બહારની દુનિયાથી સાવ અલગ થઈ જવું એ ભયંકર છે. એટલે એક વખત જ્યારે શફીખાં પોતાની કોટડીની બહાર દોરડા વણતી બેઠી હતી ત્યારે કૃપા ત્યાં પહોંચી ગઈ અને કહેવા લાગી: "શફીખાં, તમને ખબર છે કે આપણે બન્ને એક જ શહેરમાં રહીએ છીએ?" શફીખાં ચૂપ રહી અને કૃપાએ આગળ ચલાવ્યું: "હું ત્યાં જન્મી હતી. મારા બાપા ધનિક છે. અને

## હિંચકો



હિંચકો કોણ દેશે ? રાજ !
કો મુજને ઝુલાવશે ? મહારાજ !
લળી લળી આંબલિયાની ડાળ્ય
કે ત્હાં મુજ ઝુલો ઝુલે, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
કો મુજને ઝુલાવશે ? મહારાજ !
રડે રડે કોકિલ ઉપર રુદન,
નીચે મંજરી પડી, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
કો મુજને ઝુલાવશે ? મહારાજ !
જૂવો, જૂવો અલબેલી આ વસન્ત,
હું ય અલબેલડી, સિરતાજ !
હિંચકો કોણ દેશે ? રાજ !
કો મુજને ઝુલાવશે ? મહારાજ !

ન્હાનાલાલ દ. કવિ

અમે કાત્રા બજારની સ્હેજ બહાર મોટાં ઘરમાં રહીએ છીએ. તમે પણ ક્યાંક આટલામાં જ રહેતા હશો કે શું ? કે પછી ચોકની વચ્ચે ક્યાંક રહો છો ?" શફીખાં હજી યે ચૂપ રહેવાથી કૃપા રીસમાં તાર ફરી બેઠી થઈ. એણે ધાર્યું કે શફીખાંને વાત કરવા માટે સમજાવવાનું નકામું છે. પણ જ્યારે તે જતી હતી ત્યારે શફીખાંએ આડા હાથ કઇને એને અટકાવતાં કહ્યું: "બીબી, જઇશ નહિ. મારા ગામમાંથી કોઈને પણ મળ્યાને મને ઘણો જ વખત થયો છે. દરેક જણ પ્રત્યે તોછડી અને શંકાશીલ બન્યા સિવાય હું રહી શકતી નથી. કેદખાનામાં તો માણસ આવું જ શીખે છે.

સ્ત્રીએ કોઈનો ભરોસો ન કરવો, અને કોઈની સાથે સાથે વધુ પડતી સોબત ન કરવી. કેમો 'અનેક વખત આપણે છેતરાઈએ છીએ. મારી વર્તણુક બદલ મને યાદ કરજે. તેં કહ્યું કે તું કાત્રા બજારમાં રહે છે ખરું ? એના છેડા પરનું પેલું મોટું ઘર તારા પિતાનું જ છે એમ ? હું એની સામે જ રહેતી હતી." એમ કહીને દૂરની વાત હોય એવો ભાવ આંખમાં લાવીને તેણે આગળ ચલાવ્યું." એ સુંદર ઘર અંદરથી કેવું હશે તે જાણવાનું મને હંમેશ મન થતું. પણ એમાં દાખલ થવાની મારી છાતી ચાલતી નહિ. મારા બાપાએ મને જણાવ્યું હતું કે જો કોઈ પણ નોકર જોશે તો તને મારશે, પણ હું એ માનતી નહિ. એ તો ઠીક, પણ મારા જીવનમાં તારે રસ શા માટે લેવો જોઈએ !" શફીખાંએ બચાવ કરતાં ફરી પૂછ્યું. "ગરીબાઇ, તંગી, અગર તો જે દુઃખથી મારા જેવા કેટલાય જણ ગુન્હા કરે છે એની તને ખબર ક્યાંથી હોય !"

"અરે, ચાલો, શફીખાં," કૃપાએ એની પાસે ફરી બેસતાં કહ્યું." "હું અલબત્ત તમારા વિશે બધું જ જાણવા માગું છું. એટલું યાદ રાખજો કે આપણે પડોશીઓ છીએ. તમે મારી સાથે આવી રીતે વાત કરશો એ નહિ ચાલે. હું એકલી હતી અને મને ઘર યાદ આવતું હતું. મારા ગામથી જાણીતું હોય એવા કોઈ જણ સાથે વાત કરવા હું માગતી હતી. તમે મને મળી ગયાં એ સારું - સદ્‌ભાગ્ય છે. અને હવે તમે ફરીને કડક થવા માગો છો ? આ શું વ્યાજબી ગણાય ? પણ જો તમે મારી સાથે વાત નહિ જ કરો તો હું તમારી પાસેથી જતી રહીશ."

શફીખાંની આંખમાં આંસુ ભરાયાં, કૃપા થોડી વાર માટે અબોલ બેઠી રહી. અને શફીખાંને તેણે થોડીવાર રડવા દીધી. કેમકે એ જાણતી હતી કે કેટલાંક વર્ષો સુધી સંઘરી રાખેલી લાગણીઓનો ધોધ બહાર આવવાથી શફીખાંને મોટી રાહત મળે તેમ હતું. આખરે, જ્યારે શફીખાં શાંત પડી ત્યારે કૃપાએ કહ્યું: "શફીખાં, છેલ્લા થોડાં વર્ષોમાં આપણા ગામમાં ખૂબ જ ફેરફાર થયા છે. રાજમાર્ગના છેડા પર જમણી બાજુએ આવેલી પેલી જૂની મીઠાઈની દુકાન અને એની પાસેની ખુલ્લી જગા જ્યાં નાનાં બાળકો રમતાં હતાં તે તમને યાદ આવે છે? ત્યાં ઘાસ ઉગતું અને ખૂબ ગંદકી રહેતી હતી તે યાદ છે? હવે ત્યાં સુંદર ફૂલો વાળો નાનો બાગ અને સ્નાનગૃહ થયાં છે. કૉલેજના વિદ્યાર્થીઓ અને બીજા યુવાનો ત્યાં તરવા જાય છે. એ સ્થળે બાગની સામે બીજાં કેટલાંક નાનાં ઘરો પણ બંધાયાં છે અને બીજા કેટલાક ફેરફારો થયાં છે.'

"ના, ત્યાં બાગ હતો જ નહિ," શફીખાંએ ડોકું ધુણાવતાં કહ્યું "અને સ્નાનગૃહ પણ નહોતું. મીઠાઈની દુકાનની પાછળ જ એક સુંદર નાનું મંદિર મને તો યાદ આવે છે. ત્યાં મારી બહેનપણી રમા પોતાની મા સાથે ઘણી વાર જતી. ત્યાંથી થોડે દૂર મસ્જીદ આવેલી હતી; ત્યાં મારા બાપા અને ભાઈઓ વારંવાર જતા. મારી દૃષ્ટિએ એ એક સૌથી વધુ સુંદર ઈમારત હતી, કેમકે એ નમાજ માટે અલ્લાની જગા હતી. પણ મને અંદર જવા દેવામાં આવતી નહતી, તેથી હું બહાર બેસતી અને પછી કલાક સુધી એની સામે જોઈ રહેતી. ત્યાર પછી મારાં લગન થયાં અને હું પડદામાં રહેતી. બીબી, તું જાણે છે એના કેરાં મ હું તે વખતે ઘણી નાની હતી અને મને જીંદગી પર પ્યાર હતો. હું પરણવા માગતી નહોતી. પણ મને ફરજ પડી અને પછી દુઃખ સિવાય બીજું કશું જ મને મળ્યું નહિ.

## કાળની ઝાંઝરી



આજ નુપૂરવા બાજે છનન
છનન છનનનન છુમ,
કાળની ઝાંઝરી કેરા,
આજ નુપૂરવા બાજે છનન
છનન છનનનન છુમ.

પૃથ્વીના પગથારે નવરંગ મંદ શ્રીગંધા ફૂલ,
વનદેવીનાં ઝાંઝર વાજે ઝનન ઝનનનન ઝુમઃ
કાળની ઝાંઝરી કેરા,
આજ નુપૂરવા બાજે છનન
છનન છનનનન છુમ.

અમ્બોધિના અસીમ ઓવારે લળકે મોતનઝૂલ,
જળદેવીનાં ઝાંઝર ગાજે ધનન ધનનનન ઘુમઃ
કાળની ઝાંઝરી કેરા,
આજ નુપૂરવા બાજે છનન
છનન છનનનન છુમ.

ઊંચા ઊંચેરા ગગનગહેરા પ્રકટે પ્રકાશ પ્રફુલ્લ,
તેજદેવીનાં ઝાંઝર બાજે ખનન ખનનનન ખુમઃ
કાળની ઝાંઝરી કેરા,
આજ નુપૂરવા બાજે છનન
છનન છનનનન છુમ.

રૂમઝુમ આપસવારી ઉપડે સાજન કવિજન કુલ,
કાવ્યદેવીનાં ઝાંઝર બાજે ખનન ધનનનન ઝુમઃ
કાળની ઝાંઝરી કેરા,
આજ નુપૂરવા બાજે છનન
છનન છનનતન છુમ.

આનંદ ન્હા. દ. કવિ

પહેલા જ દિવસથી ઘરનું બધું જ કામ કરવાની મને ફરજ પાડવામાં આવી. અને મારી સાસુ મને ગાળો આપવા સિવાય બીજું કશું જ કરતી નહોતી. જ્યારે મારો પતિ ઘરમાં હોય ત્યારે તે એક પાક બાનુ તરીકે વર્તતી અને ખુદા સિવાય જાણે બીજો કશો જ ખ્યાલ ન કરતી હોય તેવો ડોળ કરતી, પણ જે પળે કામકાજ માટે મારો પતિ બહાર જતો કે તુરત જ મને ગાળો ભાંડવાની અને મારવાની શરૂઆત કરી દેતી. મારા શરીર પર મારના કાળાં ચાઠાં પડી ગયાં હતાં અને હું ભાગ્યે જ મારા હાથ હલાવી શકતી. મારો પતિ પશુ હતો. તે માત્ર વિલાસને માટે જ મારો ઉપયોગ કરતો, છતાં મારા પ્રત્યે કુતરા જેવો વર્તાવ રાખતો હતો. એક વર્ષ સુધી તો બબડયા વગર મેં એ બધું જ સહન કર્યાં કર્યું. ત્યાર પછી મને પુત્ર આવ્યો. પ્રસુતિ પહેલાં થોડા મહિના અગાઉ મારા પતિએ એની રખાતને અમારા ઘરમાં લાવવાની શરૂઆત કરી હતી. માર પડશે એ બ્હીકે હું ફરીઆદ કરવાની હામ ભીડતી નહોતી. બાળક આવ્યા પછી મારો પતિ મારા પ્રત્યે વધારે નરમ થયો અને વારંવાર મારે માટે નાનીમોટી ચીજ વસ્તુઓ લાવી આપતો. અમારો છોકરો રૂપાળો હતો એટલા જ માટે આ બધું હતું એ હું જાણતી હતી. આ બાળકે બધાંનાં દિલ જીતી લીધાં હતાં. રખાતે પછી અમારા ઘરમાં આવવાનું માંડી વાળ્યું હતું અને હું પણ એના વિશે બધું જ ભુલી ગઈ. મારું બાળક જ્યારે ૭ માસનું થયું ત્યારે એક દિવસે હું ઘરમાં એકલી જ હતી અને કોઈકે આગળનું બારણું ખખડાવ્યું. મેં તે ઉઘાડયું અને જોયું તો મારા પતિની રખાત હાથમાં મીઠાઈની તાસક લઈને બહાર ઉભી હતી. તેણે સ્મિત કરીને કહ્યું: "તું મને અંદર આવવા દઈશ ? તારા બાળકના જન્મ નિમિત્તે હું તને મુબારકબાદી આપવા આવી છું. મેં એમ સાંભળ્યું છે કે તારૂં એ બાળક રૂપાળું છે." મેં એને દાખલ થવાની જગા જરી આપી નહિ, પણ બારણાની વચ્ચોવચ ઉભી રહી. મને શંકા આવવા લાગી, પણ શું કરવું તેની મને કાંઇ સમજ પડી નહિ. બરોબર તે જ વખતે મારો પતિ ઘેર પાછો આવ્યો. હું તે વખતે કશું જ ન કરી શકી અને એને મારે અંદર આવવા દેવી પડી. મારો પતિ એના તરફ વિવેકી છતાં ઉદાસીન દેખાતો હતો. એથી મેં છુટકારાનો દમ ખેંચ્યો.

અમે બેસીને થોડી આડીઅવળી વાતો કરી અને રખાતે આવીને મારા ઊંઘતાં બાળકનું મોં જોયું, અને એના વ્યાજબી રીતે વખાણ કર્યાં. ત્યારપછી પોતે તરસી થઇ હોવાથી થોડું પાણી લાવવા મને કહ્યું. તેણે મારા પતિને પણ બહાર જઇને એની સાથે આવેલો માણસ રાહ જુવે છે કે નહિ તે જોવા કહ્યું. પછી તે મારા ઊંઘતા બાળક સાથે એકલી રહી. અને જ્યારે હું પાછી ફરી ત્યારે એને તો જવાની ત્યાંજ ઉભેલી મેં જોઈ. થોડીવાર પછી તે ગઈ અને મારો પતિ પણ બહાર ગયો. મને બ્હીકની વિચિત્ર લાગણી તો થવા માંડી જ હતી, પણ એનું કારણ કાંઈ સમજાતું નહોતું. હું બાળકના ઘોડીઆ પાસે ગઈ, અને જોયું તો એના મોઢા પર મેં ઓઢાડેલું કપડું હતું. મેં તે ધીમેથી ખેસવી નાખ્યું, કે જેથી કરીને તે જાગી ન જાય. અને જે ભયાનક દૃશ્ય મારી આંખે જોયું તેથી હું તો આભી જ બની ગઈ. મારું બાળક રક્તમાં તરબોળ બનેલું હતું અને એની ડોકને કાપી નાંખવામાં આવી હતી. એ ચૂંકાર પણ કર્યા વગર તે અવસાન પામ્યો હતો. મને તમ્મર આવવા લાગી. હું ચીસ પાડવા જતી હતી, પણ ન પાડી શકી, અને ત્યારપછી હું બેભાન બની ગઈ. મને ભાન આવ્યું અને થોડી પળો સુધી શું બન્યું છે તે હું ભૂલી ગઈ, પણ પછીથી બધું જ યાદ આવવા લાગ્યું. મેં કુદકો મારીને મારા મરેલા બાળકને છાતી સરસું ચાંપ્યું અને મારી

જીંદગીમાં કદીય નથી રડી. એટલું પોકેપોક મૂકીને રડી. તે પછી હું એકદમ શાંત બની ગઈ. મેં મારા બાળકને નીચે મુક્યું. એને ઢાંકી દીધું અને ઘરની પાછળના ભાગમાં ખપાટીઉં લેવા ગઈ. એ લઈને હું ઘેરાતા અંધારામાં મારા પતિની રખાતને ત્યાં ગઈ. બજારમાંથી દોડતાં મને કોઈ આમ જોઈને શું ધારતું હશે તેની મને દરકાર નહોતી. હું તો એ જ વિચાર કરતી હતી કે એણે મારા બાળકનું ખૂન કર્યું હતું. અને હું એને ઠાર કરવા જતી'તી. હું એને ઘેર પહોંચી અને શ્વાસ હળવો કરવા માટે થોડીવાર છૂપાઈ ગઈ. મને અજવાળું આવતું હતું તે બારી દેખાઈ અને તેમાંથી જોયું તો મારા બાળકનું ખૂન કરનારી સ્ત્રીની સાથે જ મારા પતિને સુતેલો મેં જોયો. ગાંડીતુર બનીને હું અંદર ધસી. અત્યારે તો મને એટલું જ યાદ છે કે પહેલાં તો તેઓ મને આવેલી જોઈ ને ઝંખવાણા પડી ગયાં. મારા પતિની પકડમાંથી છટકી જઈને રખાત ઉપર જ ખપાટીઆનો ઝાટકો માર્યો. તે પડી ગઈ, પણ મેં તો અમાનુષી તાકાતથી ઉપરાઉપરી ઝાપટાં લગાવ્યેજ રાખ્યાં. મારા પતિએ જ્યારે મને પકડવાનો પ્રયાસ કર્યો ત્યારે ખપાટીઆથી મેં એને યે હેઠો ફેંકી દીધો. મને અટકાવી શકે તેમ નથી એવું એને જણાતાં મદદની બૂમો મારતો તે બહાર દોડી ગયો. પણ હું તો અટકી જ નહિ. તુરત જ ઓરડામાં લોકોની ઠઠ જામી, અને મને તે લોકોએ પકડી લીધી. પછી પોલીસ મને અટકમાં લઈ ગયા. મારા ઉપર કામ ચાલ્યું. વકીલે એવું સાબિત કરવા પ્રયત્ન કર્યો કે રખાતે મારા બાળકને મારી નાંખ્યું હતું અને એટલે મેં એને મારી નાંખી. પણ કોઈએ એવું કે મારું માન્યું નહિ. મારા પતિએ જણાવ્યું કે, મેં પોતેજ મારા બાળકને મારી નાંખ્યું હોવું જોઈએ. એણે સોગંદપૂર્વક જણાવ્યું કે એની રખાતે બાળકને આંગળી પણ અડકાડી નથી, કેમકે તે વખતે તે પોતે ઓરડામાં જ હતો. આ મારી કથની છે. છ એક વર્ષમાં હું છૂટીશ, પણ આ સ્થળેથી બહાર જવાની મારી ઈચ્છા નથી. કેમકે મારે જવાનું ક્યાં છે? આટલાં બધાં વર્ષો થયાં મારા ઘરનું કોઈપણ માણસ અહીં મળવાને આવ્યું નથી કે મને કોઈ કાગળ પત્ર લખ્યો નથી. કોણ મરી ગયું છે અને કોણ હજી જીવે છે તે પણ હું જાણતી નથી, મોટે ભાગે તો ખૂન કરનારી સ્ત્રી સાથે તેઓ સંબંધ રાખવા માગતા નહિ હોય, આમછતાં મેં આટલાં બધાં વર્ષો સહન કર્યું છે. મારા બાળકનો જાન લેનારી સ્ત્રીનું ખૂન કરવા બદલ મને હજી યે પશ્ચાતાપ થતો નથી. અને જ્યાં લોકો મારી તરફ ભયપૂર્વક નિહાળે એવે સ્થળે હું જવા માગતી નથી. તેથી કરીને મારા છૂટકારા માટે મને બહુ પડી નથી એમ પણ કદાચ બને કે હું આ કેદખાનાની દિવાલોમાં જ અવસાન પામું અને મારા પ્રશ્નોનો એનાથી ઉકેલ આવી જશે."

કૃપા કશું જ બોલી શકી નહિ. શરીખાંની કથનીથી એ ખૂબ જ લાગણીવશ થઈ ગઈ હતી. ગરીબ શરીખાંને પાછા ફરવા પુરતું કોઈ ઘર નથી એથી શરીખાં ખૂબ જ હતાશ થઈ છે એ ખ્યાલથી કૃપાને ઊંડો આઘાત થયો. "શરીખાં, ઓરીસમાં હું મારું ઠેકાણું આપતી જઈશ," તેણે કહ્યું, "અને તમે જ્યારે છૂટો ત્યારે મારે ત્યાં આવજો. તમને જોઈને મને આનંદ થશે અને તમે જે ઘર જોવા હંમેશાં તલપો છો, તે તમને અમારે ત્યાં મળશે. તમારે આવવુંજ જોઈશે. હવે તમે મને ના પાડશો, તો મને ખૂબ જ દુઃખ થશે.' ન માની શકાય એવી રીતે શરીખાંએ કૃપા સામે જોયું અને કહ્યું: "બીબી, તું ગાંડી થઈ ગઈ છો કે શું? તું શું બોલે છે એ તું જાણતી નથી. હું ખૂની છું. ઘણા લોકો મારા પ્રત્યે ભયથી જુએ છે અને તું, તું એક મોટા ઘરની છોકરી છો,

તું હજી જુવાન છે, અને આખું જીવન જોવાનું તારે બાકી છે. તારે લગ્ન કરવાનાં છે અને મારી તરફ જોયું પણ તને પાલવે તેમ નથી. તો પછી મને ઘરમાં રાખવાની તો વાત જ ક્યાં રહી ? નહિ, બીબી, હું આવી શકું તેમ નથી. મને માફ કરજે. તું જેલમાં છો એટલો વખત જીંદગી તને જુદો જ સ્વાદ આપશે. તારા ગયા પછી હું તને ભૂલી જવાનો પ્રયાસ કરીશ. અને તારે પણ મને ભુલી જવી.'

કૃપાનું હૈયું ભરાઈ આવ્યું. પણ બોલતી વખતે અવાજ હરડાય નહિ એ માટે એણે ખૂબ જ પ્રયાસ કર્યોઃ "શફીખાં, સાવ મૂર્ખાઈ ન કરો. મારી મા તમારા જેમ વિચાર કરનારી નથી. અને તમે અમારા ઘરમાં રહેવા આવો તો તેની સામે એ વાંધો લે તેવી નથી; એની ખાતરી હું આપું છું. તમારે બીજું કોઈ ઠેકાણું ન હોવાથી તમને મારે ઘેર મોકલવા હું સુપ્રિન્ટેન્ડેન્ટને કહીશ. દલીલ કરશો જ નહિ. હું એ સાંભળવાનીજ નથી. " બરોબર તે જ વખતે સમય પુરો થવાની ઘંટડી વાગી અને શફીખાં આંખો લુછતી પોતાની ફરજ બજાવવા દોડી ગઈ.

તે રાત્રે બધા જ કેદીઓને નવાઈ લાગી કે શફીખાંને તે શું થયું છે. લાંબા જેલવાસ પછી પહેલીજ વાર તે શાંતિથી પોતાની ફરજ બજાવવા ગઈ. સખ્ત બીડાએલા એના હોઠમાંથી ગાળનો એક શબ્દ નીકળ્યો નહિ. અને હંમેશ મુજબની એની ટેવ પ્રમાણે એણે તો કોઈને ધક્કા મુક્કી ન કરી, કે બબડાટ ન કર્યો. એ ચોક્કસ માંદી હોવી જોઈએ, એમ બીજાઓએ ધાર્યું, કેમકે આ નવી શફીખાંને તેઓ ભાગ્યે જ પીછાનતા હતા. પણ દિવસ પછી દિવસ જતા હતા અને શફીખાં તો એવી ને એવી જ રહી હોવાથી તેમના અચંબામાં વધારો થયો. અને થોડા વખત પછી તેઓ નવાઈ પામતા પણ અટકી ગયા. જેલ-જીવનનું એકધારાપણું આવું છે.

એક વર્ષની સજા પછી કૃપાનો છુટકારો થયો. શફીખાંની વિદાય લીધી, ત્યારે તેણે છૂટયા પછી પોતાને ઘેર આવવાના વચનની શફીખાંને યાદ આપી; પણ કોણ જાણે કેમ, પણ કૃપાને થયું કે શફીખાં આવવાની જ નથી.

કેટલાંક વર્ષો પસાર થયાં. એક દિવસ કૃપા પોતાના ઘરના બાગમાં કેટલાક લોકો સાથે વાતચીત કરતી ઉભી હતી, ત્યાં એક સ્હેજ ઓળખી શકાય એવી આકૃતિને પોતાની તરફ આવતી એણે જોઈ. પણ એકદમ તે એને ઓળખી શકી નહિ. એ સ્ત્રી કાંઈક અચકાતી અને કાંઈક બ્હીતી નજીક આવી ત્યારે કૃપાએ એને ઓળખી કાઢી અને એના તરફ દોડીને બોલી ઉઠીઃ " શફીખાં, તમે ! આટલાં બધાં વર્ષો પછી છેવટે આવી પહોંચ્યાં ખરાં. મને ખુબ આનંદ થાય છે. હવે તમે અહીં જ મારે ઘેર રહેજો."

પોતાની આંખમાંથી આનંદના અશ્રુઓ લૂછતાં શફીખાંએ સ્મિતપૂર્વક ડોકું ધૂણાવી કહ્યુંઃ " ના બીબી, હું તને વારંવાર મળવા આવીશ, પણ અહીં તો હું નહીં રહું. હું તો આ મોટા કમ્પાઉન્ડમાં જ ભૂલી પડી જાઉં. બે દિવસ પર છુટી ત્યારે હું મારા ભાઈને ઘેર ગઈ હતી. અને એણે મને આવકાર આપ્યો. એણે અને એની પત્નીની સાથે રહેવા મને આગ્રહ કર્યો છે એટલે હું એને ના પાડી શકીશ નથી. મારા જેલમાં ગયા પછીથી મારો ભાઈ લંગડો થઈ જવાથી મને જેલમાં મળવા આવી શકયો નથી. પણ એ કહે છે કે, એણે મને ઘણાય કાગળો લખ્યા હતા, પણ જવાબ જ આવ્યો નથી. તું જાણે છે કે મને કોઈ કાગળ જ મળ્યો નથી. આમ છતાં હું ઘેર પાછી આવી છું એટલે હવે મને આનંદ થાય છે. મારી બીબી, હું વખતો વખત મળવા આવીશ. અને જેલમાં તેં જે મારે માટે કર્યું છે તે હું કદી જ ભૂલીશ નહિ."

## સ્ત્રીજાતીની અપંગતા ટાળવા મરીફીટનાર

અવિવેકી તથા સ્વાર્થી પુરુષોએ સ્ત્રીવર્ગને ઘરની ચાર દીવાલો વચ્ચે જ ગોંધી દઈને તેની દશા પાળેલા પશુ જેવી કરી મૂકી હતી, ત્યારે એ સામે મેદાને પડીને સ્ત્રીવર્ગની અપંગતા નિવારવામાં જે હિંદી સન્નારીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેમાં શ્રીમતી સરોજનલિની દત્તનું નામ મોખરે છે. બંગાળ અને બિહારના ગામડાંઓમાં ઘૂમીને એ પ્રતિભાશાળી નારીએ હિંદના સ્ત્રી-જીવનનો મૂળગામી સંપર્ક સાધ્યો હતો અને રોગની સાચી જડ પારખી હતી. એક દિવસ પણ કોઈ ને કોઈ પ્રકારની સમાજસેવા વિના વીતે તેને જિંદગીનો નિષ્ફળ દિવસ તેઓ ગણતાં. શ્રી. સરોજનલિનીનો પુરુષ વર્ગને એ પડકાર હતો કે : સ્ત્રીઓને રાજનૈતિક અને સામાજિક ક્ષેત્રમાં આવવાની જરાક તક તો આપો! તો તમને માલૂમ પડશે કે, તેના વિકાસ માટેના કેટલા રસ્તા નીકળી આવે છે! મૂક સ્ત્રીવર્ગને એથી વાચા મળશે અને એનામાં જે અસીમ યોગ્યતા અને શક્તિ દબાયેલી પડી છે તે તેના પરિવારના અને દેશના હિત માટે ઉભરાઈ નીકળશે. પુરુષોના અધૂરા અને નિરાશાજનક સંસારને કેવળ સ્ત્રીઓ જ વ્યવસ્થિતપણે ચલાવી શકે.'



# સ્વ. શ્રીમતી સરોજનલિની દત્ત

*

સરોજનલિનીનો જન્મ ૧૮૮૭ના ઓક્ટોબરમાં શ્રી. વ્રજેન્દ્રનાથ દેવ આઈ. સી. એસ. ને ત્યાં થએલો. ગંગાતીરે વૃક્ષાચ્છાદિત એક સુંદર ભવનમાં સંયુક્ત પરિવારમાં એમનું બાલ્યજીવન વીતેલું. માતૃભાષા બંગાળી તથા અંગ્રેજી ઉપરાંત અનેક ભાષાઓનાં વિદુષી હોવા છતાં સરોજનલિનીએ કોઈ શાળામાં શિક્ષણ નહોતું લીધું કે નહોતી કોઈ વિશ્વવિદ્યાલયની પરીક્ષા આપેલી. ઘેર જ એમણે શિક્ષણ લીધેલું અને છ વરસની વયે પિતા સાથે કરેલી યુરોપની મુસાફરીએ પણ એમના શિક્ષણમાં ખૂબ સહાય કરેલી. પિતા પાસેથી વિશેષમાં બાગાયતનું શિક્ષણ એમણે મેળવેલું અને માતાને રસોઈમાં સહાય આપવા ઉપરાંતનો મોટા ભાગનો સમય એ બગીચામાં જુદાં જુદાં શાકભાજી, ફૂલઝાડ વગેરે પાછળ વ્યતીત કરતાં. સંગીતમાં પણ પ્રવીણતા મેળવીને નવી નવી તર્જો બનાવવામાં એ મશગૂલ રહેતાં.

ઇ. સ. ૧૯૧૧માં શ્રી. જે. એસ. દત્ત. આઇ. સી. એસ. સાથે એમનાં લગ્ન થયાં. પ્રાચીન ભારતીય આદર્શ મુજબ ઊછરેલાં સરોજનલિનીએ યુરોપની આધુનિક શિક્ષા પ્રાપ્ત કરેલા પોતાના પતિનું જીવન કેવી રીતે ભારતીય સંસ્કૃતિના આદર્શમાં ઢાળ્યું એ એમના જીવનનું એક સુભગ અને સોનેરી પ્રકરણ છે. શ્રી. દત્તે પોતાની પત્નીના સ્મૃતિગ્રંથ 'A Woman of India'માં દાંપત્યજીવનનું એ

પ્રકરણ સુંદર રીતે રજૂ કર્યું છે. એમણે લખ્યું છેઃ

'સરોજનલિની મારા પ્રત્યેક કાર્યમાં ઉત્સુકતા પૂર્વક ભાગ લેતી. પ્રવાસમાં પણ મારી સાથે રહેતી. રમતગમતમાં એ પ્રવીણ હતી, અને ટેનિસમાં તો એ દિવસોમાં અંગ્રેજ સ્ત્રીઓ સુદ્ધાં તેનો મુકાબલો કરી શકતી નહોતી. લગ્ન પછી ઘોડેસવારી પણ સારી પેઠે શીખી લીધેલી. નેપાળની તરાઈમાં હાથી પર સુંદરવનનાં ગીચ જંગલોમાં પગપાળી એ મારી સાથે શિકાર ખેલવા ચાલતી, એટલું જ નહિ, પણ મારા દફતરી તથા અન્ય સરકારી કાર્યોથી પણ એ પરિચિત રહેતી અને હું કોઈ વાત છુપાવું તો નારાજ થતી. રહસ્યમંત્રીની માફક મારા પ્રત્યેક કાર્યમાં સહાયક બનવા માટે એણે ટાઈપરાઈટીંગ પણ શીખી લીધેલું.'

'પુરુષવર્ગ રાજનૈતિક કાર્યોમાં વ્યસ્ત છે, એમને ફુરસદ નથી. આવો, આપણે નારીઓ જાગ્રત થઈએ અને આપણા કષ્ટોનો ઈલાજ શોધીએ. હું ઈચ્છું છું કે પ્રત્યેક જિલ્લાની, કસબાની ગામની અને મહોલ્લાની સ્ત્રીઓ વચ્ચે પરસ્પર વિચાર વિનિમય થવો જોઈએ, તથા શિક્ષાપ્રાપ્તિનો બંદોબસ્ત હોવો જોઈએ, જેથી પોતાની સમસ્યાઓ તેઓ પોતાની મેળે ઉકેલી શકે.''—સરોજનલિનીના આ આદર્શને સીમિત કહો કે ગમે તેવું કહો, પણ એમણે એને કાર્યરૂપે પરિણત કરવા માટે પહેલવહેલું હિંદુ–મુસલમાન વગેરે સઘળી કોમોની સ્ત્રીઓને સ્થાનીક ટાઉન હોલમાં એકત્રિત કરવાનું તથા વિદ્યાર્થીઓ અને દર્દીઓની સ્થિતિ તપાસવા માટે શાળાઓ તથા હૉસ્પિટાલોની મુલાકાતો લેવાનું શરુ કર્યું. સ્ત્રીઓની આર્થિક અને માનસિક સ્વતંત્રતા માટે એ જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં સ્ત્રીઓની સંસ્થાઓ અને મહિલા-સમિતીઓની સ્થાપના કરેલી.

સર્વ પ્રથમ મહિલા સમિતિ એમણે પબ્નાના મુકામે સ્થાપેલી. શિશુશિક્ષા, રંધનિ-ધાન, સાક્ષરતા પ્રસાર વગેરે એમનો મુખ્ય કાર્યક્રમ હતો. બીજી મહિલા સમિતિ એમણે વીરભૂમિ મુકામે સ્થાપેલી—જે એક જાગ્રત સંસ્થા બની રહી અને એનો પ્રભાવ ઘેર ઘેર પહોંચ્યો. એ સંસ્થા આગળ જતાં ખૂબ ફાલી-ફૂલી અને આજે શ્રીમતી દત્તની સ્મૃતિમાં 'સરોજનલિની મિલન મંદિર' નામનું સુંદર ભવન બંધાવ્યું છે.

ઈ. સ. ૧૯૨૧માં બાંકુરા મુકામે સ્થાપેલી ત્રીજી મહિલા સમિતિની કામગીરી અને સમિતિઓની કામગીરી ઉપરાંત પ્રસૂતિગૃહો ખોલવાની અને સુશિક્ષિત દાયણો તૈયાર કરવાની હતી. તે પછી તે રામપુરહટ, સુલતાનપુર વગેરે અનેક સ્થળે તેમણે એવી સમિતિઓ સ્થાપેલી.

પોતાના આ કાર્યમાં સરોજનલિનીને અનેક સંકટો વેઠવાં પડેલાં. રૂઢિવાદીઓનો વિરોધ પણ સહેવો પડેલો, પરંતુ તે બહુ ચાતુર બાઈ હતાં. તેમણે જોયું કે સાસુઓ અને તેમની ઉંમરની બીજી પ્રૌઢ સ્ત્રીઓ સાથે સુમેળ રાખ્યા વિના પુત્રવધૂઓ અને પુત્રીઓનો વિકાસ સાધી શકાશે નહિ. પ્રથમ તો સાસુઓ માટે જ એક શાખા ખોલવાની તેમને અગત્ય જણાઈ અને તેમાં તેઓ સફળ પણ થયાં.

આ રીતે ઘેર ઘેર ફરીને હજારો પર્દાપોશ, અશિક્ષિત અને પરાધીન બહેનોના જીવનને અંધકારમાંથી મુક્ત કરવા માટે તેમની ખ્યાતિ ખૂબ ફેલાઈ. બ્રીટીશ શહેનશાહ તરફથી એમને એમ. બી. ઈ. ની ઉપાધી આપવામાં આવી. બ્રિટિશ રેડક્રૉસ સોસાયટી તરફથી પ્રમાણપત્ર તથા યુદ્ધમાં ઘવાયેલાની સેવા બજાવવા બદલ ચંદ્રક મળેલો, પરંતુ એમને એની કશી અપેક્ષા નહોતી. એમણે કોઈ દિવસ એ ઉપાધીનો કે એ ચંદ્રકનો ઉપયોગ નહોતો કર્યો.

એમના પતિએ એમના સ્મૃતિગ્રંથમાં

એમને અંજલિ આપતાં એમના વ્યક્તિત્વનો રસપ્રદ પરિચય આપ્યો છે. એક સ્થળે તેમણે લખ્યું છે કે :

"જુવાનીમાં જ વિલાયતમાં શિક્ષણ મેળવવાથી તથા તુરતમાં જ સનંદી નોકરીમાં ઉચ્ચપદે નિયુક્ત થવાથી શરૂઆતમાં મારા પર પાશ્ચાત્ય સભ્યતાની ઘેરી છાપ રહેલી. વળી, સ્થળે સ્થળે અધિક સન્માન તથા મહત્ત્વ મળવાને લઇને હું અભિમાની બની ગયો હતો અને ભારતીય આદર્શોથી દૂર પડી ગયો હતો. એથી ઊલટું, સરોજનલિની સીધી, સાદી અને ભારતીય નારીનાં નમ્રતા, વિનયશીલતા આદિ ગુણોથી ઓતપ્રોત હતી. જો કે સ્પષ્ટ રીતે મારો વિરોધ તો એણે નહોતો જ કર્યો, પરંતુ મને સ્વેચ્છાપૂર્વક વર્તવા દીધેલો, એટલું જ નહિ, પણ ઘરમાં પાશ્ચાત્ય નૃત્ય, કેશસંમાર્જનની પદ્ધતિ તથા અંગ્રેજીમાં જ વાતચીત કરવાની મારી ઇચ્છાને પણ માન્ય રાખી હતી. કિન્તુ એ બધું છતાં, ચૂપચાપ ધીમે ધીમે મારા મનમાં એ એવી છાપ પાડતી અને દર્શાવતી કરતી ગઇ કે આવા ઢંગ આપણને ભારતીઓને સ્વાભાવિક તેમ જ અનુકૂળ નથી એના એ દૃઢ ચારિત્રિક પ્રભાવે મને પુનઃ બંગાલી બનાવી દીધો.

સરોજનલિનીએ જાપાન અને ઇંગ્લેંડની પણ મુલાકાત લીધેલી અને સ્ત્રીઓ દ્વારા સંચાલિત સંસ્થાઓના નિરક્ષણ તથા અભ્યાસ એમણે કરેલા. ત્યારથી જ એમના મનમાં સ્ત્રીઓ માટેના કેન્દ્રિય સંગઠનનો વિચાર રમતો રહેલો, પરંતુ એ વિચાર અમલમાં આવે ત્યાર પહેલાં ૧૯૨૫માં માત્ર ૩૭ વર્ષની વયે એમનું અવસાન થયું.

એમનું જીવનકાર્ય ચાલુ રાખવા માટે કલકત્તામાં 'સરોજનલિની સ્મારક સંસ્થા'ની સ્થાપના થઇ છે, જેણે ગામડાં તથા શહેરોમાં પોતાનું કાર્ય નિરંતર ચાલું રાખ્યું છે, હિંદભરમાં મળીને એ સંસ્થાએ ચારસોથી વધુ સમીતીઓ સ્થાપી છે, અને બ્રહ્મદેશ તથા લંકા સુધી તેની શાખાઓ ફેલાએલી છે.

હિંદ આજે સ્વતંત્રતાની દિશામાં પ્રગતી કરી રહ્યું છે. જ્યારે પણ એ સ્વતંત્ર થશે ત્યારે એ સ્વતંત્રતાના કંટકાકીર્ણ માર્ગને સ્વચ્છ બનાવનાર સરોજનલિની જેવી સુપુત્રીઓને એ નહિ જ વિસારી શકે.

## મ્હારી વાંસળી

મ્હારી વાંસળી માંહે ભર્યાં સાત સાત સૂર,
હું તો વાયા કરું મીઠી વાંસળી !
મ્હારી વાંસળી માંહે ભર્યાં સાત સાત સૂર,
હું તો વાયા કરું મીઠી વાંસળી ! ટેક—

વનવગડે વગાડું હું તો વાંસળી,
તેનો જાતો ધ્વનિ દૂર દૂરઃ
વનવગડે જગાડું સૂતી પુલકળી,
એની પ્રસરે સુગન્ધી મધુર !
હું તો—

મ્હારી વાંસળીમાં એવી શી મોહિની
જેના નાદે હરણાંઓ ઘેલાંતૂરઃ
મ્હારી વાંસળી એવી શી જાદુભરી,
ડોલે સર્પસમા પ્રાણી ક્રૂર !
હું તો—

વાંસળીના વિંધે નાચે અંગુલિ,
જાગે ફૂંકે સંગીત કૈં મધુરઃ
વાંસળીના ગીતો 'સુરલોકનાં,
ભરી દે છે પૃથ્વી ભરપૂર !
હું તો—

જનાર્દન પ્રભાસ્કર

## આપણા પોષાક દ્વારા વધતું



# શરીર-સૌન્દર્ય

લેખક
**શ્રી. રમેશચંદ્ર વર્મા**

*

**આ**પણા પોશાક ઉપર આપણે ખૂબ જ ધ્યાન આપવું જરૂરી છે : તે સાથે પોશાકની પસંદગીમાં તેના રંગનો પણ વિચાર કરવો જરૂરી છે, કારણકે વસ્ત્રોની સફળતાનો આધાર તેના રંગો ઉપર આધાર રાખે છે. સામાન્ય રીતે દરેક સ્ત્રીને રંગોની પસંગીનું થોડુંઘણું જ્ઞાન તો હોય છે જ, પરંતુ થોડો વિચાર કરે તો પ્રકૃતિથી પણ એ વિષયમાં વધુ જ્ઞાન મળી રહે. પક્ષી, ફૂલ, રંગીન છોડ અને ચિત્રકારોના ચિત્રોથી પણ પોતાને કયા રંગનો પોશાક શોભશે તે દરેક સ્ત્રીને તરતજ ખ્યાલ આવી જાય છે.

રંગના બે પ્રકાર છે—ગરમ અને શીતળ. નારંગી, લાલ, પીળો, ગુલાબી વગેરે રંગો ઉષ્ણ—ગરમ ગણાય છે અને લીલો, વાદળી, એંજણી અને તેને મળતા રંગો શીતળ રંગો ગણાય છે. ગરમ ઋતુમાં શીતળ રંગોનાં વસ્ત્રો પહેરવા રૂચિકર છે, કેમકે તે રંગો આંખને ઠંડક આપે છે, એટલું જ નહિ, પણ તે રંગ ગરમીના કિરણોને ઓછાં ખેંચનાં હોવાથી શરીરને ગરમી બહુ લાગતી નથી અને એ રીતે ઠંડી ઋતુમાં ગરમ રંગો પહેરવાથી શરીરમાં ગરમાવો રહે છે, કેમકે સૂર્યના કિરણોને તે ખેંચતા હોવાથી વસ્ત્ર અને શરીરમાં હુંફ રહી શકે છે.

રંગનો મનુષ્યની આકૃતિ ઉપર પણ ઘણો પ્રભાવ પડે છે. સફેદ અને ગરમ રંગનાં વસ્ત્ર પહેરવાથી મનુષ્ય હોય તેના કરતાં વધારે મોટું લાગે છે. એ રીતે ચમકદાર અને ભભકાદાર રંગના વસ્ત્રો પણ મોટા હોવાનો ભાસ કરાવે છે. પરંતુ શીતળ અને ફીકા—આછા રંગોવાળાં વસ્ત્ર પહેરવાથી શરીર હોય તે કરતાં નાનું દેખાય છે. માટે જાડા—સ્થૂળ શરીરવાળી બહેનોએ બને ત્યાંસુધી ભડકા જેવા રંગોની સાડી પહેરવી નહિ, અને ફીકા કે આછા રંગવાળી સાંડીઓ પહેરવી. અને તેથી ઉલટું—દુબળી પાતળી અને ઉંચી બહેનોએ મેલાં, કાળા જેવાં અથવા ગાઢા ભૂરા રંગની સાડીનો ઉપયોગ કરતાં વિચાર કરવો. એવી બહેનોએ કાળા રંગની સાડી તો કદી જ ન પહેરવી. કેમકે તેથી શરીર દુબળું ને ઉંચાઇ વધુ દેખાય છે.

સાડીની પસંદગી વખતે તેના રંગનો પણ વિચાર કરવો, કે જેથી શરીર ઉપર વિપરિત ભાસ ન કરાવે. ગૌર વર્ણની બહેનોએ બને ત્યાં સુધી ગરમ રંગોની સાડીઓ ન પહેરવી, કેમકે તેથી તેમના રંગની પ્રધાનતા ઘટ બની જાય છે. એ રીતે શ્યામ રંગની બહેનોએ હલકા અથવા ફીકા રંગોની સાડી પહેરવી. એવી બહેનોએ ગુલ્ર પીળા, લીલા કે કેસરી રંગની સાડીનો ત્યાગ કરવો જોઇએ.

વિવિધ રંગોની પસંદગીનો આધાર બહેનોની આંખો, વાળ અને શરીરના રંગ ઉપરથી ઘણી સરળતાથી થઈ શકે. જો વાળ ત્રાંબા રંગના રક્ત વર્ણના હોય તો ગુલાબી કે રાતી સાડી કદી ન પહેરવી. સફેદ કે લીલા રંગની



( ડોકનાં ઘરેણાં )

સાડી તમારા સૌન્દર્યમાં ઘણી પૂરક બનશે. એ પ્રમાણે શ્યામ રંગવાળી બહેનો શીતળ વસ્ત્રો ન પહેરે તે સારૂં.

આજકાલ શહેરમાં સફેદ સાડીઓ છપાવીને પહેરવાની ફેશન ચાલે છે, એટલે તે સંબંધી વિચાર કરવો પણ જરૂરી છે. સ્થૂળ ઠીંગણા કદની બહેનોએ મોટી ભાત કે, મોટાં મોટાં ફૂલ હોય તેવી સાડીઓ પસંદ કરવી નહિ. એ રીતે મોટી કિનારવાળી સાડીઓ પણ લેવી નહિ. કેમકે એથી તેમની સ્થૂળતા વધુ સ્થૂળ અને ઉંચાઈ ઓછી દેખાશે. એવી સાડીઓ દૂબળી પાતળી બહેનોને ખૂબ શોભે. પાતળી અને ઉંચી બહેનો ઝીણી ભાતવાળી કે પાતળી કિનારવાળી સાડીઓ પહેરે નહિ, કેમકે તેથી તેમની ઉંચાઇ ને દૂબળાપણું વધારે પડતું ખાવાથી કદરૂપાપણું દેખાશે.

છાપેલી સાડીઓની સુંદરતા વધારવા માટે મેંશાં સાદા કે સફેદ પોલકાં કે બ્લાઉઝનો ઉપયોગ કરવો. જો સાડી સફેદ હોય તો તેના પર છીંટ કે છાપેલા પોલકા કે બ્લાઉઝ વધુ સુંદર ખીલી ઉઠે છે. એનું કારણ રંગનું છે. સાડી અને બ્લાઉઝનો રંગ એક હોય એ નવી ફેશન પ્રમાણે શોભાભર્યું નથી ગણાતું. અને ત્યાં સુધી બન્ને ભીન્ન રંગના હોય તો ઠીક.

જુદા જુદા રંગ શરીરની શોભા વધારવા સાથે વ્યક્તિત્વ અને સ્વભાવનો પણ પરિચય કરાવે છે. સદા હસમુખી બહેનો હંમેશા રંગ બેરંગી, ચમકતા રંગોવાળી સાડી પસંદ કરશે. અને ગંભીર સ્વભાવની બહેનો હંમેશા મેલા અને હલકા રંગની સાડી તરફ લોભાશે. પ્રત્યેક રંગનો એક વિશેષ ગુણ હોય છે., સફેદ અને આછા રંગો દેહનો રંગ અને કાઠાના બંધારણની પીછાન કરાવે છે, તેમ ફીકા આછા રંગો યૌવન અને સુંદરતા વધારે છે, અને મેલા ગૂઢા રંગો પ્રૌઢપણું અને સન્માન સૂચક છે.

માટે દરેક બહેને પોતાના દેહનું સૌંદર્ય વધારવા સાડીની પસંદગી કરતી વખતે પોતાનો સ્વભાવ અને વ્યક્તિત્વની છાપ પાડવા માટે સાવધાનીપૂર્વક રંગીન વસ્ત્રો પહેરતાં પસંદગી કરવી. એ માટે ચતુરાઈ અને અનુભવની પણ ખૂબ જરૂર છે, અને મ્હાવરે એ લક્ષણ દરેક બહેનોમાં આવી જાય છે.

## કલમ, વાણી અને બંદુક : ત્રણેનો કુશળતાપુર્વક ઉપયોગ કરનારી

# વીર–નારી

# લુઈ માઇકેલ

મૂળ લેખક

પંડિત બનારસીદાસ ચાતુર્વેદી

*

સ્વાધીનતા માટે તલપાપડ થતાં હૃદયોને કેવળ એક જ અધિકાર હોય છે અને તે પણ સીસાની બનેલી ગોળીઓનો. જો આ વાત સાચી હોય તો હું મારો અધિકાર ઇચ્છું છું. જો તમે મને જીવતી છોડી દેશો તો હું લોકો સામે પોકારો પાડી પાડીને એ વાતની જાહેરાત કરીશ કે, તમો લોકો સામે જરૂરી બદલો લેવો જોઇએ. તમો લોકોએ જ અમારા ભાઇઓનું ખૂન કર્યું છે, તમારી પાસેથી બદલો લેવો જ જોઇએ.... જો તમે કાયર ન હો તો મને મૃત્યુદંડ આપો.'

સરકાર વિરુદ્ધ ક્રાંતિમાં શામેલ થવા માટે ફ્રાંસની વીર નારી લુઈ માઇકેલ સામે ન્યાયાકોર્ટમાં કેસ ચાલતો હતો, એ કેસમાં તેણે ઉચ્ચારેલા ઉપરના જોરદાર શબ્દો સાંભળી આખી કોર્ટમાં સ્તબ્ધતા છવાઇ ગઇ. ન્યાયાધીશોએ આ વીરનારીને ફાંસીની સજા ન આપી, પરંતુ દેશનિકાલ અને લાંબી જેલની સજા આપી. ફ્રાંસના દેશનિકાલ કેદીઓ તે વખતે ન્યુ કેલેડોનિયામાં રાખવામાં આવતાં—જેની બરાબરી નરકથી થઇ શકે. જ્યારે લુઈ માઇકેલને પૂછવામાં આવ્યું કે 'તમે અપીલ કરશો ?' ત્યારે તેણે જણાવ્યું કે 'અપીલ કરવાની મારી ઇચ્છા નથી. દેશનિકાલ કરતાં મોતની સજા મને વધુ પસંદ છે. મને એથી દુઃખ થાય છે કે હું સ્ત્રી હોવાથી મને ફાંસીની સજા આપવામાં ન આવી."

દુનિયાના ઇતિહાસમાં અનેક ક્રાંતિકારિણી ઓઓ થઈ છે, પણ કલમ, વાણી, અને બંદૂક ત્રણેનો કુશળતા પૂર્વક ઉપયોગ કરનારી લુઇ માઇકેલ જેવી વીર ક્ષત્રાણીઓ બહુ ઓછી જોવા મળે છે.

લુઇ માઇકલનો જન્મ ૨૯ મે ૧૮૩૦ માં બ્રાનકોર્ટ નામના ગામમાં થયો હતો. તેની મા ખેડૂત કુટુંબની હતી અને એક ઉંચા ફ્રાંસીસી વકીલની ઓફિસમાં નોકરડીનું કામ કરતી હતી. તેના દાદા એટિની ચાર્લ્સ ડેહમિસે પોતાની પ્રતિભાશાળી પૌત્રીને લાડકોડથી ઉછેરી. તેમણે લુઈ માઇકેલના પાલનપોષણમાં કોઇપણ જાતનો ભેદભાવ કર્યો નહિ.

દાદા ડેહમિસે ઇ. સ. ૧૭૮૯ની ફ્રાંસની રાજક્રાંતિમાં ભાગ લીધો હતો, અને તેની વાતો તે પોતાની પૌત્રીને સંભળાવ્યા કરતા. આ વાતો સાંભળી લુઈ ચકિત થઇ જતી, અને તેના મસ્તકમાં પણ ક્રાંતિની ભાવના જાગ્રત થતી. તે પોતાની બહેનપણીઓ સાથે ક્રાંતિની જ રમતો રમતી. ઘણીવાર તે ઘરમાં કે આંગણામાં લાકડાનો ઢગલો કરી, તેના પર બેસી એવું અનુભવતી કે, જાણે પોતાના ક્રાંતિકારી વિચારો માટે તેને જીવતી ચિતામાં સળગાવવામાં આવી રહી છે. જ્યારે આ કલ્પિત ચિતાની આગની જ્વાળાઓ ઊંચે ઊડવા માંડતી ત્યારે તે પોતાની સખીઓ સાથે ક્રાંતિકારી ગીતો ગાવા લાગતી. લુઇ લખે છે કેઃ—

"એક દિવસ એવું થયું કે, કલ્પિત ફાંસીના એક મંચ પર હું ગાતીગાતી ચઢતી હતી ત્યાં દાદા આવી પહોંચ્યા. તેમણે કહ્યું: 'જો બેટી, ફાંસીના મંચ પર તદન શાંતિ પૂર્વક અને ગંભીરતાથી ચઢવું જોઇએ. મેં તે પ્રમાણે કર્યું અને જ્યારે હું તે લાકડાના ઢગલા ઉપર ઉભી રહી ત્યારે મારા દાદાએ કહ્યું: 'હવે એકવાર આ મંચ પરથી એ હકીકતની જાહેરાત કર, કે જે બદલ તને ફાંસી આપવામ

આવી રહી છે. ત્યારપછી જ્યારે જ્યારે અમે ફ્રાંસીનો ખેલ કર્યો ત્યારે મેં તે ઉદ્દેશોની જાહેરાત જરૂર કરી હતી."

બાલ્યાવસ્થામાં આ સંસ્કારોએ લુઇના રોમ રોમમાં ઘર કરી લીધું હતું અને આ જ કારણોથી લુઇ આગળ જતાં યુદ્ધક્ષેત્રમાં વીરતાથી લડી. જો કે વિદ્રોહીઓની હાર થઇ અને સરકારી લશ્કરે નિષ્ઠુરતાપૂર્વક પચીસ હજાર સ્ત્રીપુરુષો તથા બાળકોની કતલ કરી નાખી, છતાં પણ લુઇ છેવટસુધી નિર્ભયતાથી સામનો કરતી રહી. જો તે ધારત તો યુદ્ધક્ષેત્રમાંથી ખસી જઇ પોતાની રક્ષા કરી શકત, પણ તેના મનમાં એવી કલ્પના સરખી પણ નહોતી આવી. મોંમાત્રેર તથા ચોસીના છેવટના મોરચાપર લુઇ વિદ્રોહીઓની સાથે છેક છેવટ સુધી રહી હતી.

એક સાંકડા માર્ગના યુદ્ધ ધમસાણમાં તેને ધક્કો વાગ્યો અને તે જમીન પર પડી ગઈ; પણ તે હિંમત કરીને ઉભી થઇ અને બચી ગઇ. હજી પણ તેને માટે નાસવાનો રસ્તો હતો, પણ તેને ખાત્રી હતી કે તેના નાસી જવાથી સરકાર તેની નિરપરાધી માતાને કેદ કરી લેશે અને તે વૃદ્ધાને નકામું દુઃખ આપશે. તેની ધારણા સાચી પડી અને સરકારે તેમજ કર્યું. માતૃપ્રેમથી વિહ્વળ થઇ લુઇ તેને દુઃખથી બચાવવા પકડાઇ ગઈ. તેની માને છોડી મૂકવામાં આવી.લુઈ ઉપર કેસ ચલાવવામાં આવ્યો અને તેને દેશનિકાલની સજા કરવામાં આવી. આ સજા માટે લુઈને આઠ વર્ષ સુધી ન્યુ કેલેડોનિયાની જેલમાં નરક-યાતનાઓ ભોગવવી પડી.

લુઇનો માતૃ-પ્રેમ તેના જીવનનો સૌથી અધિક અમૂલ્યનો પ્રસંગ છે. યુદ્ધક્ષેત્રમાં, દેશનિકાલીમાં કે જેલમાં—જ્યાં જ્યાં લુઈને રહેવું પડયું ત્યાં ત્યાં સર્વત્ર તેને સૌથી વધુ ચિન્તા પોતાની માતા માટે જ રહી હતી.

"ડૉક્ટર સાહેબ ! તમે એ વાત યાદ રાખજો કે હું સ્ત્રી નહિ, પણ યોદ્ધો છું."

## ચંપાની વેણી



સખી મેં તો ચંપાની વેણી ગુંથી;
સખી—ચંપાની હાં, પ્યારી ચંપાની હાં,
મેં તો ચંપાની વેણી ગુંથી,
સખી મેં તો ચંપાની વેણી ગુંથી.
રસભરી રઢીઆળી રાગ ભરી વસંત આવી
નિલી નિલી છાઈ હરિયાળી ચોપાસથી,
મેં તો ચંપાની વેણી ગુંથી,
સખી મેં તો ચંપાની વેણી ગુંથી.
રસ સુગંધ મહીં, મધુકર ત્યાં ગુંજ કરી,
કુંજ નિકુંજે રસ પીધો, પાયો, ખંતથી;
મેં તો ચંપાની વેણી ગુંથી,
સખી મેં ચંપાની વેણી ગુંથી.
આજ-સાજને રીસામણુ લીધા છે મુજથી,
તેને મનાવા મેં સુરભી ભરી વેણી ગુંથી;
મેં તો ચંપાની વેણી ગુંથી,
સખી મેં તો ચંપાની વેણી ગુંથી.
પવનની સોડમાં, છુપાતી શોકય મારી,
અંબોડે વેણી મ્હેકી, આજ મારા નાથને
મનાવ્યા તેથી;
મેં તો ચંપાની વેણી ગુંથી,
સખી મેં તો ચંપાની વેણી ગુંથી.

નટવરલાલ પંચાલ

આ શબ્દો લુઇએ પોતાને પાટો બાંધવા આવેલા એક ડૉક્ટરને કહ્યા હતા. વાત એમ બની કે એક સભામાં કોઇ ગાંડા માણસે તેને તમંચાનું નિશાન બનાવી હતી. પરિણામે ગોળી કાન પાસે ઊંડો ઘા કરી પસાર થઈ ગઇ હતી.

લુઈની મુખાકૃતિ પર વીરતા છાયેલી હતી. તેની છાતી પણ વિશાળ હતી. જ્યારે તે છાતી ફેલાવી સામે ઊભી રહેતી ત્યારે એમ લાગતું કે કોઇ વીર પુરુષયોદ્ધો ઊભો છે. તે હંમેશા કાળાં રંગનાં કપડાં પહેરતી. જ્યારે તે ચાલતી ત્યારે એવો ભાસ થતો કે જાણે કોઇ ગાંભીર્ય અને વિદ્રોહની મૂર્તિ ચાલી જાય છે.

એક દિવસની વાત છે. પારિસની એક ગલીમાં થઇને લુઇ જતી હતી ત્યાં કોઇ ગુંડાને તેની છેડતી કરવાનું સૂઝયું ને તે પાછળ પાછળ ચાલવા લાગ્યો. લુઇએ એ જોયું અને પાછળ જોઇ એક જ હુંકાર કર્યો કે પેલો ગુંડો ધ્રૂજી ઊઠયો. તેને લાગ્યું કે આ તો કોઇ યોદ્ધો સ્રીના વેશમાં છે, એટલે મૂઠીઓ વાળી ત્યાંથી નાસી ગયો. ૭૦મા વર્ષે પણ લુઈનું જે ચિત્ર દોરવામાં આવ્યુ હતુ તે જોઈ ને એમ જ લાગે કે તે કોઇ વીર યોદ્ધાનું ચિત્ર છે.

લુઇ સ્વભાવથી જ કવયિત્રી હતી. તેના હૃદયમાં સૌન્દર્ય પ્રત્યે ઉત્કટ પ્રેમ હતો અને કદાચ તેના કવિત્વનું જ પરિણામ હતું કે તેનું હૃદય વજ્રથી પણ કઠોર હોવા છતાં માખણથી પણ અધિક કોમળ હતું. એવો એક જ પ્રસંગ તે દર્શાવવા બસ થશે. બળવાના દિવસોમાં ચારે તરફ ભયંકર ગોળીબાર થઈ રહ્યો હતો, એવામાં એક બિલાડીનું બચ્ચું રસ્તામાં આવ્યું. લુઇએ પોતાને સડક પર જવાથી ગોળી વાગશે તેનો વિચાર સરખો કર્યો વગર પોતાના સુરક્ષિત સ્થાનેથી બહાર નીકળી બિલાડીના બચ્ચાંને ઉપાડી લીધું. તેના સાથીદારોએ તેને આ માટે ખૂબ ઠપકો આપ્યો પણ લુઈ પોતાના સ્વભાવથી લાચાર હતી. અત્યાચાર-પીડિતો પ્રત્યે તેના હૃદયમાં સ્વાભાવિક અનુકંપા હતી. જ્યારે તે પશુઓ પર હૃદયહીન પુરુષોના જુલ્મ જોતી ત્યારે તે બોલી ઊઠતી: " જાનવરોમાં પણ જો અત્યાચારી લોકો સામે બદલો લેવાની શક્તિ આવી જાય તો કેવું સારું! કૂતરો પોતાને નિર્દયતાપૂર્વક મારનારને કરડી ખાય, અને પોતાના ઉપર સવાર થઇ નિર્દયતાપૂર્વક મારનારને ઘોડો કચડી નાખે. "

પોતાના જીવનના આખરી દિવસોમાં જ્યારે લુઇ કેટલાક દિવસો માટે ઇંગ્લેન્ડમાં આવીને રહી ત્યારે તે વૃદ્ધાને ત્યાં મરઘીનાં પીલ્લાં, બિલાડીનાં બચ્ચાં અને પક્ષીઓ પાળવામાં આવતાં હતાં. લુઇનું માતૃવત્સલ કોમળ હૃદય કોઈ પ્રાણીના કષ્ટને સહન કરી શકતું નહોતું.

મૃત્યુ વખતે લુઈ પાસે કુલ મુડીમાં કેવળ પાંચ ફ્રાંક હતા. તેને ન્યૂમોનિયા થઇ ગયો હતો અને તે થોડીક મુડી પણ ડૉક્ટરને ઓક્સીજન આપવા માટે આપી દેવામાં આવી હતી. અપરિગ્રહનું આવું દૃષ્ટાંત દુનિયાના ઇતિહાસમાં બીજું ભાગ્યે જ મળશે. લુઈ જેવી રીતે ખાલી હાથે આ દુનિયામાં આવી હતી તેવા ખાલી હાથે આ દુનિયામાંથી વિદાય થઇ હતી. ૧૯૦૫ ની દસમી જાન્યુઆરીએ તે મૃત્યુ પામી.

લુઇ સાચી જીવન-કલા સમજી હતી. તે ક્રાંતિ માટે મરતાં અને જીવતાં જાણતી હતી. મરવા કરતાં ક્રાંતિ માટે જીવવું કઠણ છે. તેણે જીવનમાં વિશ્રાંતિ નામની કોઇ વસ્તુને ઓળખી નહોતી. 'સુખ' કોઇ દૂરસ્થ નક્ષત્રમંડળમાં રહેતી કલ્પના છે. આ સંસારમાં તો 'સુખ' પ્રાપ્ત નથી થઇ શકતું, પરંતુ નિરંતર સંઘર્ષમાં જે 'સંતોષ' છે, કોઇના પર શાસન ન કરવામાં અને કોઇના દ્વારા શાસિત ન હોવામાં જે 'સજીવતા' છે અને કો દૂરસ્થ આદર્શ માટે જીવવા અને મરવામાં જે આનંદ છે, તે લુઈએ સારી રીતે અનુભવ્યો હતો.

# મહિલા પરિષદ



પ્રમુખ : લેડી ધનવંતી રામરાવ

અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૯ મું અધિવેશન નાતાલના દિવસો દરમ્યાન અકોલામાં લેડી ધનવંતી રામરાવના પ્રમુખપદે ભરાયું હતું. દેશના જુદા જુદા ભાગોમાંથી અઢીસો ઉપરાંત પ્રતિનિધિ બહેનો અને એથી વધારે મોટી સંખ્યામાં પ્રેક્ષક બહેનો આવ્યાં હતાં. દૂર દૂરના પ્રાંતોમાંથી પણ સોળ વર્ષની કન્યાથી માંડીને સીત્તેર વર્ષની વૃદ્ધા સુધીની બહેનોએ આ પરિષદમાં હાજરી આપી હતી, એટલું જ નહિ, પણ પરિષદ વિષે, પરિષદના કાર્યપ્રદેશ વિષે, તેમ જ સ્ત્રીઓના નિરનિરાળા પ્રશ્નો અંગે એમાંના ઘણાં ઠીકઠીક માહિતગાર હતાં; અને ઉપયોગી ચર્ચાઓ પણ કરી શકતાં હતાં.

મહિલા પરિષદને માથે એક આક્ષેપ છે. એ પરિષદ ઉપલા વર્ગની બહેનોની અથવા દીવાનખાનાની પરિષદ છે એવી એક માન્યતા છે. અને થોડાં વર્ષ પહેલાં કદાચ એવું હશે પણ ખરું. પંડિત જવાહરલાલ નહેરુએ પણ એક વખત એને ખુરશી સોફાવાળા દીવાનખાનાની મિજલસની ઉપમા આપી હતી. પરંતુ છેલ્લાં થોડાં વર્ષોથી એનું સ્વરૂપ બદલાયું છે. એ વિષે તેમજ મહિલા પરિષદની સ્થાપના અને એના ૧૯ વર્ષના કાર્ય વિષે હું બીજો જુદો લેખ લખવાનું વિચારું છું. આજે તો અકોલા પરિષદનાં સંસ્મરણો જ ઉતારું છું.

જેમ મહિલા પરિષદને માટે તેમ સ્ત્રીઓને માટે પણ એક રૂઢ માન્યતા પ્રવર્તે છેઃ એની વાતોમાં કોઈની ટીકા, નિંદા કુથલી જ હોય; ઘરકામ ઉપરાંત ઉપડાંલત્તાંની અથવા સાસરાપીઅરની કે એવી એવી જ વાતો હોય એમ મનાય છે અને કેટલેક અંશે એ સાચું પણ હોય છે. પરંતુ ભુસાવળ સ્ટેશનથી જ અમને એથી ઊલટો અનુભવ થવા માંડયો. ભોપાળ, કાનપુર, અજમેર, દિલ્હી, વગેરે ભાગોમાંથી આવેલાં કેટલાંક બહેનો ત્યાંથી અમારી સાથે થયાં. કોંગ્રેસની બેઠકમાં ભાગ લેવા જનારા પ્રતિનિધિઓ જેમ કોંગ્રેસના રાજકારણની જ ચર્ચા મોટે ભાગે કરે છે તેમ આ બહેનોએ પણ ટ્રેનમાં આખે રસ્તે મહિલા પરિષદની પોતપોતાની શાખાઓમાં થતાં કામો, પરિષદનું બંધારણ, પરિષદની કાર્યપદ્ધતિ વગેરે અનેક પ્રશ્નો પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી ચર્ચા કરી. આડીતેડી કે નિરર્થક વાતો કરવા માટે ત્યાં અવકાશ જ નહોતો. અને જેવું ટ્રેનમાં તેવું જ ત્યાં. અંગ્રેજી, હિંદુસ્તાની, તામિલ, બંગાળી, મરાઠી, ગુજરાતી, પંજાબી ભાષાઓ આમ તેમથી સંભળાયા જ કરે. ભાગ્યે જ કોઈ એકલું કે સૂતેલું દેખાય. વહેલી સવારથી મોડી રાત સુધી સૌ કોઈ એક બીજાનો પરિચય કરતાં, જૂથ જમાવતાં ને ચર્ચા કરતાં આમથી તેમ ઘૂમતાં જ હોય.

હજારો સ્ત્રીઓ ભેગી મળી હોય અને

જેમાં પૂંજીપતિઓ અને રાજકુટુંબની સ્ત્રીઓ પણ સામેલ હોય, એવા સંમેલનમાં પાંચ પાંચ દિવસ દરમ્યાન ક્યાંય વસ્ત્રાલંકારનું કૃતિમ પ્રદર્શન નજરે પડતું નહોતું. હા, રંગબેરંગી વસ્ત્રો હતાં; પણ એમાં નરી સ્વાભાવિકતા લાગતી. આંખને આંજી નાખે એવી ભભકભરી સાડીઓ, હીરા મોતીના ઝમઝગાટ કે લીપસ્ટીકના લપેડા પણ ખાસ નજરે ચઢતા નહોતા. આમાં અપવાદરૂપે માત્ર બિરારનાં પ્રિન્સેસ અથવા નિઝામના પુત્રવધૂ હતાં. બાકી તો લેડી રામરાવ ને હંસા મહેતા, કમળાદેવી ને અમ્મુ સ્વામિનાથન, મીઠાં લામ ને કેટી શિવારામ, એ અને બીજાં, એવા બધા કાર્યકર્તાઓ સવારથી પહેરેલી સાડી રાત સુધીના બધા જ કાર્યક્રમોમાં ચલાવતાં હતાં. સ્ત્રીઓને માટે–ધનવાન અને આગેવાન મનાતી સ્ત્રીઓને માટે આ ખાસ ઉલ્લેખપાત્ર હકીકત છે; તેથી જ અહીં એની નોંધ લઉં છું. આમ હોવાથી આ સંમેલન પતંગીયાઓના મેળા જેવું નહિ, પણ યથાશક્તિ કામ કરનારાંઓનું અને કામ માટે જ ભેગાં થએલાં બહેનોનું સંમેલન છે. એવો ભાસ થતો હતો.

તા. ૨૭મીએ રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ પ્રદર્શન ખુલ્લું મૂક્યું. પ્રદર્શનમાં આખો-લાની સંસ્થાઓના હસ્તઉદ્યોગના નમુનાઓ સુંદર હતા.

તા. ૨૭મીની રાતે વાતાવરણમાં ઠીક ઠીક ગરમી આવી. અધિવેશનનું બધું કામ હિંદીમાં જ ચાલવું જોઇએ એવો પ્રચાર અને એની ચર્ચા અમે સૌએ શુસાવળથી જ શરૂ કરી હતી અને એ વાતાવરણ બધે જ હતું. કોણ જાણે ક્યાંથી કોઈ ખબર લાવ્યું કે પરદેશથી આવેલા પ્રતિનિધિ બહેનો હિંદુસ્તાની સમજી ન શકે એ કારણે પ્રમુખનું ભાષણ અંગ્રેજીમાં થશે. બધા પ્રતિનિધિઓ જાગૃત થઇ ગયાં. એક નિવેદન તૈયાર થયું અને એના પર સહીઓ લેવાઇ. પ્રમુખનું ભાષણ હિંદુસ્તાનીમાં ન થાય તો કામ આગળ ચાલવા ન દેવાય એવો સૌએ નિશ્ચય કર્યો.

૨૮મીએ સાંજે ચાર વાગે સંમેલનનું ઉદ્ઘાટન હતું. ખુલ્લા મેદાનમાં વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો. એનું નામ હતું "આઝાદનગર." જુદા જુદા દરવાજાઓને કસ્તુરબા દરવાજો, લક્ષ્મી દરવાજો વગેરે નામો અર્પાયાં હતાં. "સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા" એ ગીતથી સભાની શરૂઆત થઇ. અનેક વિધિઓ–સ્વાગત પ્રમુખ શ્રી. રાધાબાઇ ગોએંકાનું ભાષણ, સાંગલીના રાણીનું ભાષણ, પંડિત નહેરુ, વિજ્યાલક્ષ્મી અને બીજા દેશજનોના તેમજ ચીન, ઈંગ્લંડ, ઓસ્ટ્રેલિયા વગેરે સ્થળેથી આવેલા જુદી જુદી પ્રખ્યાત વ્યક્તિઓના સંદેશાનું વાંચન થયું. અને પછી ઉઠ્યાં લેડી રામરાવ. તેમણે હસતાં હસતાં અંગ્રેજીમાં ભાષણ વાંચવાની પરવાનગી માગી. આજ પહેલાંના કોઈ પ્રમુખને આવી કસોટીમાં નથી ઉતરવું પડ્યું, એમ પણ કહ્યું અને માફી માંગીને અંગ્રેજીમાં વાંચવાનું શરૂ કર્યું. પણ ત્યાં તો "હિંદી, હિંદી" ના પોકારો થવા લાગ્યા. એમણે માન્યું હશે કે, જરા વારે બધાં શાંત પડી જશે, પણ એમ શાનું બને? બે ત્રણ મિનિટ એમણે મક્કમપણે વાંચવાનું ચાલુ રાખ્યું. પણ પોકારો વધવા લાગ્યા, તાળીઓ પાડવી શરૂ થઇ, ઘણાં બહેનો ઉભાં થઈ ગયાં અને "હમ અંગ્રેજી નહીં સુનેંગે" કહી હિંદીનો પોકાર ચાલુ રાખ્યો. પ્રમુખ શાણાં છે. એમણે જરાયે કચવાટ કે રોષ ન બતાવ્યો. એક સેંકડે સૌ તરફ દૃષ્ટિ કરતાં હસતાં ઉભાં રહ્યાં અને પછી હિંદુસ્તાનીમાં ભાષણ શરૂ કર્યું. અને લગભગ પોણો કલાક સુધી એકધારું સુંદર પ્રવચન કર્યું. એ અનુભવ પછી મોટે ભાગે બધું કામ, બધા ઠરાવો હિંદુસ્તાનીમાં ચર્ચાયા. અને હિંદુસ્તાની ન

સમજનાર માટે અંગ્રેજી તેમજ મરાઠીનો પણ ઉપયોગ થયો. અને હિંદુસ્તાનીને મહત્વ અપાયું.

પણ એમાં ઘણાં હિંદી બહેનો પણ એવા હતાં જેઓ હિંદુસ્તાનીનો એક અક્ષર પણ સમજી શકતાં નહોતાં. મદ્રાસ, માઇસોર, બેંગલોર વગેરે સ્થળેથી આવેલાં ઘણાં બહેનોની આવી દશા થતી હતી. તેઓ વિદ્વાન હતાં. ઘણાં યુનિવર્સિટીની ડીગ્રીવાળાં હતાં. કોઈ પ્રિન્સિપાલ, કોઈ સેનેટના સભ્ય, કોઈ કવિ ને કોઈ ગ્રંથકાર હતાં. પોતપોતાના વિભાગમાં સુંદર કામ કરનારાં ને સાચાં સેવાભાવી હતાં. અંગ્રેજી ખૂબ સુંદર બોલી શકતાં, પણ હિંદુસ્તાની બોલીએ તો બાઘાની જેમ આપણી સામે જોયા કરે, અને 'પ્લિઝ સ્પીક ઈન ઇંગ્લિશ' એમ કરીને કહે! આપણી બહેનો આગળ કોઈ અંગ્રેજીમાં ભાષણ કરે અને તેમની જેવી દશા થાય તેવી આ વિદ્વાન બહેનોની દશા હિંદુસ્તાનીમાં કામ ચાલે ત્યારે થતી. એ મુંઝાતાં, એમને શરમ લાગતી, પણ ઠરાવો અને તે પરની ચર્ચા સમજવા માટે અંગ્રેજીની માંગણી કર્યા સિવાય એમનો છૂટકો જ ન હતો.

જ્યોત્સ્ના શુકલ

*

## દીવડો



દીવડો, રૂપેરી ચમકે દીવડો
દીવડો જ્યોતભર ઝળકે દીવડો.
ઇશ્વરના ધામમાં, દેવી આરામમાં;
દીવડો ઘૃતભર્યો મલકે, દીવડો–દીવડો૦
મ્હોટી મ્હોલાતમાં, અંધારી રાતમાં;
દીવડો તેજીલો ટમકે, દીવડો,–દીવડો૦
મારા દીનવાસમાં, રમતો ઉજાસમાં;
દીવડો ધીમો ધીમો લળકે, દીવડો–દીવડો.
શરમાતો તારલો, મદમાતો ચાંદલો
દીવડો, એથીયે પ્રીય ઘરદીવડો–દીવડો

જશભાઈ હા. પટેલ

આ પરિષદમાં પહેલી નજરે જોતા, એક બાજુ, આજ લગી મહિલા પરિષદના ઘડતરમાં આગળ પડતો ભાગ ભજવનાર શ્રીમતી સરોજની નાયડુ, વિજયાલક્ષ્મી પંડિત, રામેશ્વરી નહેરૂ વગેરેની ગેરહાજરી દેખાતી હતી; તો બીજે હાથે દેશના તમામ પ્રાંતોની ૨૭૦ જેટલી પ્રતિનિધિ બહેનો ઉપરાંત આજ લગી કદી નહિ જોયેલી એવી સામાન્ય મધ્યમ વર્ગની હજારો બહેનો, અને માતાઓ દૂર દૂરથી આવી હતી.

અત્યંત મહત્ત્વના ઠરાવો ઉપર બોલનાર વ્યક્તાઓમાં શ્રીમતી હંસા મહેતા મણિકુંતલા સેન, રેણુ ચક્રવર્તી, હાજરા બેગમ, પેરીન, સરલા શુમા, કુસુમ રણદિવે, મંજુલા ગાંધી વગેરે આગળ તરી આવતાં હતાં. યુદ્ધનાં વરસો દરમ્યાન. રોજબરોજના સવાલો ઉપર આંદોલનો જગાડતાં આ જુવાન આગેવાનો આખી પરિષદને નવો રાહ ચીંધતાં હતાં.

ઠરાવોમાં પરિષદના-વાઇસ ચેરમેન ડૉ. ગુલબાનુ વગેરેના અવસાનનો; તે પછી શ્રીમતી પંડિત, હંસા બહેન અને રાજકુમારી અમૃતકુંવર વગેરે એ પરદેશમાં કરેલા કામ માટે, મીઠાંલામને મુંબઈના શેરીફ નીમાવા માટે અભિનંદનના ઠરાવો પાસ થયા. તે પછી તે બાળકોનાં શિક્ષણને લગતો ઠરાવ શ્રી. તારાબહેન મોડકે રજુ કર્યો હતો.

મીસ લીલામણી નાયડુએ વચગાળાની સરકારવાળો ઠરાવ મૂક્યો. તેના ઉપર સુધારો આવ્યો ને સુધારા સાથે ઠરાવ બહુમતીથી પસાર થયો.

કલકત્તા, નોઆખલી, બિહાર અને યુક્ત પ્રાંતનાં હિંદુ-મુસ્લિમ રમખાણોમાં માણસ પોતાની માણસાઈ ને સંસ્કારિતા છોડી કેટલી હદે પશુ બની ગયો હતો એનું બિભત્સ દૃશ્ય હિંદની સ્ત્રીઓએ જોયું હતું ને એટલા જ માટે હિંદની તમામ કોમોની એક સંસ્થા તરીકે આ બેઠકે ' કોમી એકતા ' માટેનો ઠરાવ પસાર કર્યો હતો. જેમાં પોતાના દેશવાસી બંધુઓનાં હિચાકારાં કૃત્યો બદલ તિરસ્કાર વ્યક્ત કરવામાં આવ્યો હતો, ને આવી પરિસ્થિતિ સામે લડવા માટે પોતાની તમામ શાખાઓને સંયુક્ત શાંતિ કમીટી ને સંયુક્ત રાહત કમીટીઓ સ્થાપવા તથા સ્ત્રીઓને સ્વરક્ષણની તાલીમ આપવાનો આદેશ આપ્યો હતો. આ ઠરાવ પર પ્રતિનિધિઓની બંધ બેઠકમાં શ્રીમતી કલ્પના દત્ત (ચિતાગોંગ ક્રાંતિકારી) બ્રિટિશ શાહીવાદની રમખાણો કરવાની ચાલ સામે ચિતાગોંગના લોકો (જ્યાં ૮૦ થી ૮૨ ટકા મુસ્લિમો વસે છે.) શી રીતે લડ્યા ને પોતાને ત્યાં રમખાણો ન થવા દીધાં એનાં પ્રેરક દાખલા રજુ કર્યા હતા.

બીજો મહત્વનો ઠરાવ બંધારણ સભા પર હતો; જેના પર બંગાળનાં કમ્યુનિસ્ટ મહિલા નેતા શ્રીમતી મણિકુંતલા સેને એક એવો સુધારો રજુ કર્યો હતો કે પ્રાંતના લોકોની મરજી વિરૂદ્ધ બ્રિટિશ સરકારે ઠોકી બેસાડેલ પ્રાંતના ગ્રુપિંગનો વિરોધ કરવો જોઈએ.

આ સુધારાનો શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાય ને રાણી રાજવાડેએ અને દીલ્હીનાં શ્રીમતી રક્ષાસરે સખત વિરોધ કર્યો હતો અને એ સુધારો ઉડી ગયો હતો.

પરંતુ સૌથી વધુ ધ્યાન ખેંચે એવો વાદવિવાદ તો જાગ્યો હતો દમનના ઠરાવ પર.

આ ઠરાવ દમનને વખોડી કાઢતો તથા આઝાદ હિંદફોજના સૈનિકો, હિંદી સાગર સૈનિકો અને અન્ય રાજકીય કેદીઓને તાબડતોબ મુક્ત કરવાની માંગણી ઉઠાવતો હતો ને સ્ત્રીઓ ઉપર જ્યાં અત્યાચાર થયા હોય ત્યાં ત્યાં સ્ત્રીઓની કમિટીદ્વારા તપાસ કરવાનો હતો. ઠરાવની સામે શ્રી. કમળાદેવીએ ઠરાવનો વિરોધ કર્યો હતો.

કમળાદેવીને જવાબ આપનાર સરલા ગુપ્તા (દિલ્હી)ને દુર્ગાતાઈ જોશી (અકોલા) જેવાં વૃદ્ધ કોંગ્રેસી આગેવાન બાઇએ પણ ટેકો આપ્યો અને પ્રતિનિધિ વર્ગે બહુમતીથી ઠરાવને વધાવી લીધો.

આ ઉપરાંત આ અધિવેશને ગોવા, આફ્રિકા, તથા વિશ્વશાંતિ વગેરે ઉપર પણ ઠરાવો પસાર કર્યા હતા.

આ બધાં લક્ષણો એક જ વસ્તુ બતાવે છે ને તે એ કે, અકોલાના અધિવેશને હિંદુસ્તાનની મહિલા ચળવળના ઈતિહાસમાં નવાયુગના મંડાણની ઝાંખી કરાવી છે.

સુભદ્રા ગાંધી

---

**સ્ત્રીજીવન માસિકનું વાર્ષિક લવાજમ રૂા. છ થયું છે.**

# કેટલાક પ્રસંગો

લેખિકા



સૌ. સરોજિની મહેતા

*

[નીચે લખેલા બનાવો તાજેતરમાં જ બનેલા છે—ગઈ સદીમાં બન્યા હશે એમ માનવાની ભૂલ કોઈ વાચકો ન કરે.]

૧

તખુભા વ્યસની હતા. સગાંવહાલાંમાં કોઈ પ્રસંગે ગયા, ત્યાં એમને આગ્રહ કરી ખૂબ દારૂ પિવડાવી ચકચૂર બનાવ્યા. જ્યારે ભાન આવ્યું ત્યારે એક કાગળ જેના પર એમણે પોતાની સહી કરી આપી હતી તે બતાવ્યો. ગામના એક માણસની કન્યા પોતે કંઈ પણ પહેરામણી સિવાય ગ્રહણ કરવાનું એમાં લખી આપેલું. તખુભા ગભરાયા તો ખરા, કારણ પોતે વૃદ્ધ હતા અને ઘેર પ્રૌઢ ઉંમરનો પરણેલો દીકરો બેત્રણ છોકરાંનો બાપ હતો. પણ સામા માણસોએ દાદાગીરી કરવા માંડી, એટલે તખુભાને વચન આપવુ પડ્યું કે, કાંતો હું પરણીશ કે કાંતો દીકરા લખુભાને એ કન્યા પરણાવીશ. ઘેર આવી વાત કરતાં પુત્રે પણ ઘરમાં કંકાસ ઘાલવા ના મરજી બતાવી. બે સ્ત્રીનું પોષણ કરવાની અશક્તિ પણ ખરી. પણ તખુભાએ ઘણી કાકલુદી કરી, કુળવાનનું (ચકચૂર દશામાં આપેલુ) વચન મિથ્યા થાય તો સાત પેઢીની આબરૂ જાય એમ દલીલ કરી! લખુભા લગ્ન નહિ કરે તો છેવટે પોતાને એ કન્યા સાથે પરણવું પડશે એવો નિશ્ચય જાહેર કર્યો. લખુભાને લાગ્યું કે પોતાની દીકરી થાય એવડી કન્યાને ઘરમાં મા તરીકે આણવા કરતાં તો પત્ની તરીકે આણવી જ સારી. એટલે છેવટે લગ્ન કરી બાપની આબરૂની રક્ષા કરી. ઘરમાં જૂની અને નવી રોજ કડછી, તાવેતાથી મહાભારતનું યુદ્ધ ભજવી બતાવે છે. પણ કુળવાનનું વચન તો રહ્યું!

૨

બહેન પાસે હું બેઠી હતી, ત્યાં એમના સંબંધી કેટલાંક બૈરાં મળવા આવ્યાં. એમાંની એકે કહ્યું: "આ આપણી નાનીની સગાઈ છેવટે નક્કી થઇ ગઇ. ગામના ઊંચા કુટુંબનો છોકરો છે. એ લોકો કન્યા જોવા માગતા હતા. સામાં આપણાથી તો બતાવા ન જવાય ને અહીં જોવા આવે તો એમનાથી પછી ના કહેવાય નહિ, એટલે અમે—ગામ ગયાં. ત્યાં આવીને એ લોકો કન્યા જોઈ ગયાં."

બહેને પૂછ્યું:

તમે છોકરો જોયો?"

તે બાઇએ કહ્યું: "ના. આપણે તો કન્યાનાં માબાપ. આપણાથી કેમ એવી માગણી કરાય?"

બહેને પૂછ્યું: "છોકરો શું કરે છે?"

"ત્યાં જ કાંઈ નોકરીમાં છે"

"શી નોકરી છે?"

"ખબર નથી."

"પગાર કેટલો મળે છે?"

"બરાબર ખબર નથી."

" ઉમર કેટલી છે ?"

" ખબર નથી. હશે વીસ પચીસ."

" કેટલું ભણ્યો છે ?"

" ખબર નથી. કોઈ કહેતું'તું કે મેટ્રીક કે એવો કાંઇ છે. વખતે બી.એ. પણ હોય. લગ્ન કરીને અમેરિકા જવાનો છે એમ સાંભળ્યું છે."

" શું શીખવા ?"

" ખબર નથી."

" પોતાના પૈસા ખરચી જઈ શકે એવી સ્થિતિ છે કે કોઇ મોકલે છે ?"

" ખબર નથી."

આ " ખબર નથી " નો અંત જ નહોતો. છેવટે—બહેને પૂછ્યું: " તમે ત્યારે કોની ભલામણથી સગાઈ કરી ?"

"આપણી નાતનાં પેલાં ચંપાબહેન છે ને, તે એ જ ગામ પરણ્યાં છે. એ એના મોટા ભાઈને ઓળખે છે ને તે બહુ સારો છે એમ કહેતાં હતાં. મોટો સારો છે એટલે નાનો સારો જ હશે ને !"

—બહેને નિસાસો નાખી વધારે પૂછવાનું માંડી વાળ્યું.

૩

કેસર પોતાની પહેલી સુવાવડ કરવા પીયર ગઇ હતી. કમનસીબે તેને છોકરી જ જન્મી. નાતમાં મોટી પહેરામણીનો રિવાજ અને સ્થિતિ સાધારણ એટલે બિચારીએ ઘણા નિસાસા નાખ્યા ને મનમાં બળીને બેસી રહી. છોકરી દોઢેક મહિનાની થઈ ત્યાં એનું નસીબ ફરી વળ્યું. એનો વર તાવમાં સપડાઈ મરણ પામ્યો. સાસુ અને જેઠનું કહેણ આવ્યું કે 'દીકરીને દુધપીતી કરીને પછી જ અહીં ધણીનું લૌકિક કરવા આવજે. અમારી પાસે તારી છોકરી પરણાવવાના પૈસા નથી. જો છોકરી જીવાડવી હોય તો પીયર જ રહેજે. અમારે તારૂં કામ નથી.' આ તરફ પીયરમાં મા બાપ તો હતાં નહિ. ભાઈ ભોજાઇએ લોકલાજે સુવાવડ કરેલી, અને ક્યારે કેસર અહિંથી જાય એ માટે તલપાપડ થઈ રહેલાં; એટલે હવે એને બીજો આરો જ નહોતો. ઘરમાં ઘરડા કાકાને અફીણનું બંધાણ હતું. તેમણે ઘૂંટેલા કસુંબામાંથી એક મોટો ચમચો ભરી પુત્રીને પાઇ દીધું ! જીવનના એકના એક આધારરૂપ પુત્રીનું બલિદાન દીધું. શેને ખાતર ? કુળવાનની રીતે પરણાવવાના કુટુંબીઓ પાસે પૈસા નહોતા !"

૪

—બાને હું એક દિવસ મળવા ગઈ, ત્યારે એક નવાઇ જેવું દૃશ્ય જોયું. આગલાને પાછલા ઓરડા વચ્ચેના બારણાનું એક બાર ઉઘાડું હતું, તેમાં ખુરશી મૂકી એ બેઠાં હતાં. એમના પગ પાસે શેતરંજી પર એક સો ટકા પાકો વેપારી દેખાતો માણસ બેઠો હતો. બીજું બારણું બંધ હતું. તેની પાછળ અંદરના ઓરડામાં કાળું લુગડું પહેરેલી એક સ્રી બેઠી હતી અને ધીમેધીમે કાંઇ બોલતી હતી. બા એનું બોલેલું પેલા માણસને કહી સંભળાવતાં હતાં. એમણે ખુલાસો કર્યો. આ મારા નણંદ છે—સ્ટેટનાં ઠકરાણી છે—ને દીકરીને માટે વર શોધવા આવ્યાં છે.'' મેં પૂછ્યું: "તમારાં નણંદ ? તમે તો કહેતાં હતાં કે તમારે કોઇ નણંદ નથી." બાએ હસીને કહ્યું: "સગાં નણંદ નહિ. મારા સસરાના ભાયાતની દીકરી એ ઠાકોરને પરણાવેલાં. તે તો નાની ઉંમરમાં ગુજરી ગયાં. પછી આમની સાથે ઠાકોર પરણેલા: અમારામાં તો એ નણંદ જ કહેવાય." મેં પૂછ્યું: " આ ભાઈ કોણ છે ? " તેમણે કહ્યું: "મારી ઓળખાણના ઝવેરી છે. ઘણાં રજવાડાંમાં એમને ઓળખાણ ને લાગવગ છે. મારા નણંદ બિચારાં વિધવા છે. દીકરીઓને પરણાવવાની મોટી મુશ્કેલી છે. ઠાકોર ગુજરી ગયા છે, ને દીયર ગાદી પર છે. હું અહીં છું એમ ખબર

# આપણી અવનતિ

લેખિકા



**શ્રી મીરાંબહેન**

વાલ્મીકિ મંદિરમાં મારી ઓરડીના પાછલા ભાગમાં એક બારી હતી તેમાંથી બહાર જુઓ, તો ખુલ્લુ મેદાન નજરે પડે. તેમાં લાલ પથ્થરના ટેકરા ઉપર જંગલી ઘાસ અને તેની પાર અનંત આકાશ. આ દૃશ્યથી મને શાંતિ મળતી. બાપુજીની બકરીઓ મારી બારી નીચે ઘણીવાર આવીને ઉભતી ને તેમનો સાથ મારા આનંદમાં ઉમેરો કરતો.

હું નાની હતી, ત્યારે મારા દાદાના ગામડાના ઘરમાં રહેતી. મારી દાઇ મને ત્રણ જુદા જુદા રસ્તાઓ પર ફરવા લઇ જતીઃ એક શહેર તરફ, બીજો ગામ તરફ અને ત્રીજો એક વાડીમાં થઇને નાળ વટાવી ટેકરાઓ તરફ જતો હતો. ત્યાં પક્ષીઓનું અખંડ કૂજન ચાલતું અને વનપુષ્પો સદાય ખીલતાં. જ્યારે જ્યારે દાઇ મને પૂછતી કે "કયે રસ્તે જવું છે?" ત્યારે ત્યારે હું અચૂક કહેતી કે "એ પેલી નાળ તરફ." એ નાળ ને એ ટેકરા મારે મન સૃષ્ટિના સૌંદર્યનાં અને આનંદનાં ધામ હતાં પચાસ વર્ષ પછી દિલ્હીમાં એ હરિયાળી નાળ તો હતી નહિ કે નહોતા ટેકરા, પણ મારી બારીમાંથી ગામડાંના જેવા દૃશ્યની ઝાંખી થતી

*

અને તેથી જ મારી નજર એ શાંત અને એકાંત મેદાન તરફ દોડતી.

દિલ્હી છોડવાને દિવસે હટાણું કરવા માટે ચાંદની ચોક જવું પડ્યું. જ્યાં જુઓ ત્યાં ચીતરી ચડે એવી સ્થિતિ. ઘોંઘાટ ને ઘૂમરાણથી કાન ફાટે, ગંદવાડના દેખાવથી આંખ થાકે ને દુર્ગંધથી નાક હેરાન થાય. સૌથી વધારે ત્રાસ

---

પડી ને મુંબઇમાં ઘણાં રજવાડાનાં માણસો આવે જાય એટલે કદાચ જોગ બેસી જાય એમ ધારીને આવ્યાં છે. આ ભાઇની સીફારસથી કંઇ પત્તો લાગે એમ ધારી એમને બોલાવ્યા છે. બહેનબા તો પડદો પાળે છે એટલે વાતચીત મારે કરવી પડે છે."

કેટલીક વાતચીત થયા પછી છેવટે ઠાકરાણીએ કહ્યું: 'ભાભી' એમને કહો કે બને તેટલું સારૂં શોધે. પછી આગળ તો નસીબ છે." બસ, મા તરીકેની ફરજ પૂરી થઇ!

ભૌતિક વિજ્ઞાનના (physics)ના નિયમ પ્રમાણે પરસ્પર વિરોધી અને પૂરક બળો એકઠાં થાય. ત્યારે એક parallalongram forces રચાય છે. અહીં પણ તેવું જ એક ચોકઠું રચાતું હતું. પડદાની આડમાં બેઠેલી માતા, દુભાષિયાપણું કરવા સિવાય બીજો જેને રસ નહોતો એવી વ્યવહાર કુશળ મનાતી ભાભી, ઝવેરાતના ધંધાને નામે લગ્નોની દલાલી કરી ખીસાં ભરનાર વેપારી અને હજી અજ્ઞાન રહેલો વરપક્ષ; એ બધાં ચારે તરફથી ખેંચાતાં—ધકેલાતાં બળોથી રચાયલાં ચોકઠામાં વરકન્યા મારી મચડીને પોતાનું જીવન ઠોકી બેસાડશે. અને રૂઢિચુસ્તો કહે છે કે જુની લગ્નપ્રથા જ સારી છે. જુવાનિયા મોહમાં તણાઇ ગમે તેવી પસંદગી કરી બેસે!

## વિજલડી....

આજે ચમકે છે, આજે વિજલડી
આજે ચમકે છે આજે.
દુનિયા ડોલાવતી, હૈયાં મુંઝવતી;
ઘોર નૃત્ય આદરી આવે વિજલડી.—આજે.
પ્રકાશ પ્રચંડ ફેંકતી, ધરતી ધ્રુજાવતી;
આભલેથી દોડતી આવે વિજલડી.—આજે.
કંઈક જોઈ નાચતી, કંઈક જોઈ દોડતી;
દુનિયા દબાવતી ચાલે વિજલડી.—આજે.
વાયુ વહે જોરથી, જોર કરી શોરથી;
વાયુને તો એકલી જ ઝીલે વિજલડી. આજે.
તારામંડળ નિરખી, ચમક ચમક ભાસતી;
પૃથ્વી પર આવી મ્હાલે વિજલડી.—આજે.
વેલડીઓ પાડતી, વૃક્ષો ઢૂભાવતી;
વાદળાંની વાટે ચાલે વિજલડી.—આજે.
દૂર થકી આવતી, ધીમે ધીમે મ્હાલતી:
પગલાં પછાડતી ચાલે વિજલડી.—આજે.
વર્ષાની તો બ્હેનડી; વર્ષા મલપતી,
વર્ષા સંદેશા લાવે વિજલડી.—આજે.

શશીકાન્ત દેસાઈ.

છૂટયો તે રસ્તે જનારા લોકોના ચહેરા જોઈને—જેમાં બુઠ્ઠી ને જડ થયેલી તેમની ઇંદ્રિયો અને તેથીયે જડ થયેલાં તેમનાં માનસ તરી આવતાં હતાં.

આનું નામ છે સુધારો ! એનો વિરોધ કરો તો તમે ગાંડામાં ખપો. ચાંદનીચોક ઢેડવાડો નથી. એ તો મોટો રાજમાર્ગ છે, બજારનું કેન્દ્ર મનાય છે.

એ જ દિવસે સાંજે દહેરાદૂન જતી ગાડીમાં હું બેઠી હતી. પ્રાતઃકાળ થતાં બહાર ડોકિયું કર્યું તો જાણે સ્વર્ગ મારી સામે પથરાયેલું જોયું. હવા કેટલી સ્વચ્છ ને સુનિંપ્રદ, અને જંગલો પણ વર્ષાઋતુના ઘાસથી લીલંછમ ! એટલામાં આવ્યું એક નાનકડું ઝરણું—જેનું સ્ફટિક જેવું નિર્મળ પાણી પાત્રમાં નાચતું કૂદતું વહેતું હતું. કાંઠે ફૂલવાળા જંગલને છેડે કલગીવાળા ઘાસવાળા જંગલને છેડે પહોળી ખીણ હતી. ઉગમણી દિશામાં પહાડને માથે સૂરજ ચડી આવ્યો. તેના સોનેરી કિરણોના પ્રકાશમાં જંગલોની વચ્ચે વળાંક લઈને દરબાર તરફ વહેતી ગંગામાતાનાં દર્શન થયાં. તેને જોઈ પંખીઓની સાથે મેં પણ ઇશ્વરને કૃતજ્ઞતાપૂર્વક મારી ભક્તિભીની અંજલિ અર્પણ કરી.

બીજી જ ક્ષણે પોતે જ પેદા કરેલા દૂષિત વાતાવરણથી ઘેરાયેલાં ચાંદની ચોકનાં માણસો મને યાદ આવ્યાં. આ સ્વર્ગીય દૃશ્ય છોડી, આંખને ખૂંચનારી શહેરી કદરૂપતા પસંદ કરવા જેટલાં માનસ ખરેખર વિકૃત થયાં હશે ! આ વિચાર મનમાં આવ્યો. કુદરતમાં ઇશ્વરને જોવાની શક્તિ તેમણે ખોઈ હશે ? શાંતિનો નાદ તો શું, પણ પક્ષીઓનું ગાન પણ ન સાંભળી શકે એટલા બહેરા તેઓ થયા હશે ? અને પહાડની આ તાજી મીઠી હવા મૂકી તેમને શહેરની દુર્ગંધ વધારે પસંદ હશે ? મારી સામેના મુસાફરો સામે જોયું તો એક સુશિક્ષિત જુવાન એક પુસ્તકમાં માથું નીચું ઘાલીને બેઠેલો. બીજો સિગારેટ ફૂંકતો ખૂણામાં ભરાઈને બેઠેલો. મને વિચાર આવ્યો કે, આ લોકો મસૂરી જશે, સિનેમા જોશે, ને તેમાં ફક્કડ સંગીતની સાથે પડદા પર આવતા વિદેશના કુદરતી દેખાવનાં ચિત્ર જોઈ ગાંડાતૂર બની મુક્તકંઠે તેનાં ગુણગાન કરશે, પણ આંખ સામે ઊભેલા ગગનચુંબી પહાડ સામે, બરફથી છવાયેલા એ કેદારનાથ સામે જોવાની એમને પડી નથી ! કે નથી તેમને સુગંધી જંગલમાંથી વાતા પવનનું સંગીત સંભળવાની પરવા !

આધુનિક માણસની આ કેવી અવનતિ ! આજે તે એક ઘાતક રોગનો ભોગ બન્યો છે, છતાં તેને જ પ્રગતિ, ઉન્નતિ ને જ્ઞાન માનીને તેમાં રાચે છે ! [ 'હરિજનબંધુ' ]

# ભરત ગૂંથણ

 કુ. ચંદ્રિકા ભારદ્વાજ



: [ ગતાંકથી ચાલુ ]

**નં ૧૩. પરાગ ભરત :** કેટલીક વાર ફૂલની પાંદડીઓની વચ્ચેની જગ્યાએ અથવા તો ખાલી છતાં મોટા બુટ્ટાની અંદર ભરવા માટે આ જાતના ભરતનો ઉપયોગ થાય છે. રાઈના દાણાં જેવી ગાંઠો ઉપસી આવવાથી એ લાગે છે પણ બહુ સુંદર. રીત સહેલી છે. એક બિંદુમાંથી સોય કાઢી લીધા પછી સોયને દોરાની ત્રણ ચાર કે પાંચ આંટી મારી વળ ચડાવી દેવો. પછી સોય જ્યાંથી દોરો કાઢયો હોય તેની નજીકમાં જ પાછી નીચે ગળકાવી દેવી. દોરો ખેંચી લેવાથી જેટલી આંટી નાખી હશે તેટલી ગૂંચ થઇ ગાંઠ જેવું થઈ જશે. આ રીતે પડખો પડખ દાણા ભરતા જવાથી ફૂલની વચ્ચેનો ભાગ પરાગથી જ ભરાઇ જાય છે.

ચિત્રમાં સોય આડી પાડીને આંટી કેમ મારવી તે બનાવ્યું છે, પણ આ સોય આંટી બનાવવા પૂરતી જ આડી નાખી છે. બાકી તો જ્યાંથી તેને કાઢી છે ત્યાં નજીક જ પાછી નીચે નાખી દેવાની હોય છે, એ ન ભૂલવું. આવા ભરતથી બાજુમાં બતાવ્યા છે તેવા દાણા ભરાય છે.

**નં. ૧૪. ચોકડી ભરતઃ** બખિયાની રીતે ચોકડી પાડવાની આ રીત છે.

| ૧ | ૩ | ૫ | ૭ |
|---|---|---|---|
| * | * | * | * |
| * | * | * | * |
| ૨ | ૪ | ૬ | ૮ |

૧. બિંદુમાંથી સોય કાઢી ૪. બિંદુમાં નાખવી. તેમાંથી પાછી ૨. બિંદુમાં કાઢી ૩. બિંદુમાં નાખવી. પછી પાછી નીચેથી ગળકાવી ૫. બિંદુમાં કાઢવી એ રીતે દરેક એક ચોકડી તો પડી ગઈ હશે. તેવીજ રીતે બીજી ચોકડી ૫. ૬. ૭. ૮. બિંદુમાં પાડવી. કોઇ ખુલ્લો પટ ખાલી પડયો હોય અને તે ખૂબ મોટો હોય તો તે ભરી દેવા માટે આવી ઝીણી ઝીણી ચોકડી પાસે પાસે ભરવાથી સુંદર લાગે છે.

**નં. ૧૫.** આ તો ઝીણા બખિયાની ટીભો જ છે. સાદા ટાંકા છે. પણ કોઇ ખાલી પટ ભરી દેવો હોય ત્યારે આવી રીત પણ અજમાવાય છે. નજીક નજીક આવી ટીભો ભરી લેવાથી સુંદર લાગે છે.

**નં. ૧૬. આખું પાંદડું ભરવાની રીતઃ** નં. ૧૧ અને ૧૨ ની રીતો બતાવી છે, તે પાંદડાં ભરવાની જ છે. તે જ રીતે, પણ જરા જુદી રીતે આ પણ પાંદડું ભરવાની રીત છે. નં. ૧૧માં પાંદડાંની નસોની માફક રેખાઓ આવતી જાય છે અને વચ્ચે મોટી નસની જગ્યાએ ગાજ ભરતની જેમ આંટી પડતાં સળંગ રેખા થતી આવે છે. નં. ૧૨ની રીતે ફરતી કિનારીની રેખા ગાજની આંટીથી બંધાતી આવે છે અને વચ્ચે માથાના સેંથા ની જેમ નસ તરી આવે છે. જ્યારે આ રીત એવી છે કે વચ્ચે નસની જગ્યાએથી સોય નાખી પાંદડાની કિનારીએથી કાઢવી. અને પછી ત્યાંથી દોરો કાઢી પાછી સોય નસની

જગ્યાએથી ગળકાવી સામી કિનારીએ કાઢવી. આમ કરવાથી અને દોરા પડખોપડખ કાઢતા જવાથી પાંદડું ઘટ્ટ ભરાશે અને વચ્ચે માથાના સેંથા જેવી પાંથી પડશે. પાંદડાની શરૂઆત અણી તરફથી કરવી. પછી વચ્ચે નસની જગ્યાએ નં ૧ ની રીતે પીળા દોરી ભરી લેવાથી નસ બંધાઇ જશે.

નં. ૧૭. ડાંખળી ભરવા માટે આ જાતનું સળંગ ભરત ભરાય છે. પડખોપડખ સોય કાઢયે જ જવાની હોય છે. (જુના ચિત્રમાં) નં. ૬ ના ભરતમાં ર ને આમાં ફેર એટલો જ કે નં. ૬ માં ગાજની રીતથી આંટી નાખવામાં આવે છે, જ્યારે આમાં આંટી નાખવામાં આવતી નથી.

નં. ૧૮ આ ભરતને કાશ્મીરી ભરત કહે છે. મોટા બુટ્ટાને આખો ભરવો હોય તો પહેલાં ઉપરના છેડાથી સળંગ નીચેના છેડા સુધી એક લાંબો દોરો કાઢી લઇ, પછી તેને વચ્ચેથી ચિત્રમાં જે રીતે બતાવ્યું છે તે રીતે સોયથી આંટી મારીને દબાવી દેવામાં આવે છે. આ ભરત ઘટ્ટ ભરાતું હોઇ સોયની આંટીઓ દેખાવી મુશ્કેલ પડે છે. છતાં બે જુદા જુદા દોરા સ્હેજ છેટા ભરી તેમને જે રીતની આંટીથી દબાવવામાં આવે છે તે બતાવવાનો પ્રયાસ કર્યો છે. બાકી નજરે જોયા વગર કદાચ એ ન સમજાય તેવું છે. છતાં એ એટલું પ્રચલિત છે કે ભાગ્યે જ કોઈ બહેન એ નહિ જાણતાં હોય.

નં. ૧૯. અંગ્રેજી અક્ષર y જેવો ટીભો સાંકળીની રીતે પડી શકે છે.

૧. બિંદુમાંથી દોરો કાઢયા પછી સોય ર. બિંદુમાંથી ગળકાવી ૩. બિંદુમાં કાઢવી અને તેના આડી સાંકળીની જેમ જ ૧. બિંદુવાળા દોરાની આંટી નાખીને સોય બહાર કાઢવાથી અંગ્રેજી અક્ષર v નો આકાર થશે. પછી ૩. બિંદુમાંથી નીકળેલી સોય ૪. બિંદુમાં નાંખી દેવાથી y નું પૂંછડું બંધાઇ જશે. આ જાતની ઝીણી ઝીણી ટીભો ગોળાકારે ભરવાથી ફૂલના ચક્કર સારાં ભરાય છે.

નં. ૭ ની રીત આને મળતી જ છે.

નં. ૨૦ આપણે પાછા આપણા દેશી ભરત તરફ વળી રહ્યા છીએ. એથી આપણા ભરતની એક અગત્યની રીતે આભલા ટાંકવાની રીત જાણવા જેવી છે. એ રીત પણ ગાજ ભરતની રીત જ છે. માત્ર ફેર એટલો કે જે આભલું ચોડવાનું હોય છે તેને ચિત્ર નં ૨૦ માં બતાવ્યા મુજબ ચોકડી પાડીને બેસાડી દેવું. (જેને દેશી ભાષામાં છટોણી પાડવી કહે છે) પછી કિનારીએથી કાપડમાંથી સોય કાઢી આ ચોકડીના દોરા સોંસરવી કાઢી ગાજ ભરતની રીતે આંટી પાડી ખેંચતા જવાનું હોય છે. એથી ચોકડી ખુલતી જશે અને ગોળાકારે ચીંદું થતું જશે. અને આભલાની કિનારી દબાતી રહેવાથી કપડામાં જડાઈ જશે.

અત્યાર સુધી આપણે વીસ જાતની જુદી જુદી ટીભો જોઈ, એ ઉપરાંત કુશળ કારીગરો તો ઘણી વિવિધ જાતની ટીભોના ઉપયોગ કરી શકે છે. પરન્તુ સામાન્ય રીતે પ્રચલિત રીતો આટલી જ છે. તે ઉપરાંત દેશી ભરતની પણ અનેક જાતની આંટીઓ પડે છે. પણ તે બધી પણ આમાં બતાવેલ રીતોની જુદી જુદી ગુંચવણવાળી યોજનાઓ કરવામાંથી જ ઉભી થયેલ હોય છે.

જેમ મૂળ રંગ લાલ પીળો ને વાદળી હોય છે અને પછી એની મેળવણીથી અનેક રંગો



થાય છે, તેમ મુખ્ય ટીભો, બખિયાની, સાંકળીની અને ગાજની કહેવાય છે. આ ત્રણ ટીભોમાં અનેક રૂપાંતરો કરતાં જવાથી અને મિશ્રણો કરતાં જવાથી નવી નવી રીતની ભરતની રીતો તૈયાર થાય છે, એ ઉપરની બધી રીતોને જોતાં સમજાશે. તે પછીની અધરી રીતોમાં પણ આ જ વસ્તુની પુનરાવૃત્તિ થતી હોવાથી હવે દરેક કસબી પોતે જ પોતાની રીતે અખતરા કર્યા કરે એ જ ઈષ્ટ છે.

હવે આપણે ભરત ભરવામાં આ ટીભોનો કઈ રીતે ઉપયોગ થઈ શકે તે વિચારીએ.

ફૂલો ભરવાની રીતો:—

(૧) ફૂલની પાંદડીઓ અંદરથી કાંટા કાઢીને કિનારી બાંધતા જઈને નં. ૩ ની ટીભની રીતે ભરાય છે. જ્યારે કોઈ મોટું બંધું ફૂલ હોય, ખાસ કરીને ગુલાબની પાંદડીઓ જેવું ગૂંચવાળી પાંદડીઓનું, ત્યારે આ રીત બહુ સુગમ પડે છે અને સહેલાઈથી ભરાઈ જાય છે.

(૨) નં. ૭ ની ટીભોથી લાંબી સાંકળી પાડી ફરતી સાંકળી ભર્યે જતાં અને વચ્ચે એક જ બિંદુમાંથી દોરો બગાડ્યે જવાથી ચક્કર સ્વરૂપે ફૂલ સુંદર ભરાય છે.

(૩) નં. ૧૯ ની રીત y ભરતથી ભરવાનું તો બતાવ્યું જ છે.

(૪) ઘટ કિનારી બંધ ભરત ( નં. ૬) અને આડિયાપાટિયાના ભરત નં. ( ૪ ) અથવા નં. ( ૫ ) ના રીતે પણ પાંદડીઓ આડી ભરી લઈ શકાય છે.

પાંદડા ભરવાની રીતો:—

(૧) પહેલી રીત માત્ર કિનારી અને નસો ભરવાની રીત હોય છે. આ રીત તો નં. ૧ ના રીતે જ થાય છે. (ઉંધા બખિયાની રીત)

(૨) બહારથી કાંટા કાઢીને કિનારી ભર-

## ભગિની-વિયોગ

વસમો વિયોગ છે રે આજ, બેની વસમો વિયોગ.
ખારા સંસાર મધ્ય મીઠી તું વીરડી,
પ્રયાણુ કેરા પ્રથમ દિને, એટલું મારે કહેવું તુંને
બેની ! કોઇ વેળા ધન્ય કરજે મુજ દ્વાર,
આંખની પાંપણે દર્શન દેજે, , એક આંસુના આકારે
બેન ! તુજ વિના નિરાશા મારે.
ઘરની તું જ મોટેરી, તું જ વસી દૂરે જઇ,
તારો સુણતાં સ્નેહલ સાદ, ગયાં વરસોય વહી.
થાકી, ભટકી ભવરણુમાંય આતુર આંખડલી,
બેની અંતર તારી યાદ, અખંડિત તો ય રહી,
અમર હેવાતન તપો, જીવો તમ જોડલી,
કરી ભવસાગરને પાર, વહોતમ હોડલી.
તારા કંઠના ભર્યાં ભંડાર, વદું કેમ વાણી એ ?
તારા વિયોગને યાદ કરી રહું રાતે પાણીએ !

કુ. રમીલા એમ. વોરા

વાની પણ રીત છે. તેમાં નં. ૩ ની રીતનો ઉપયોગ કરી શકાય છે. પાંદડાની કિનારી બંધાતી જાય છે અને કાંટા બહાર દેખાય એ રીતે ગુલાબના પાંદડા કે એવા પાંદડા ભરવા સારા લાગે છે.

(૩) નં. ૪ ની રીતે આડિયા પાટિયાથી ને નં. ૫ ની રીતે સળંગ ભરવા પણ પાંદડા ભરાય છે.

(૪) આ ઉપરાંત નં. ૧૧, ૧૨, ૧૬, અને ૧૮ ની રીતો પાંદડા ભરવાનો ખાસ રીતો જ છે.

ડાંખળીઓ ભરવાની રીતઃ-

(૧) ઝીણી ઝીણી ડાંખળીઓ નં. ૧ ની રીતે ઊંધા બખિયાથી અથવા નં. ૨ ની રીતે સાંકળીથી ભરાય.

(૨) એથી જાડી ડાંખળીઓ નં. ૧૭ ની રીતે ભરાય છે અથવા તો નં. ૬ ની રીતે કિનારી બાંધતા જઇ ભરાય છે.

ઘાસની સળીઓ કે સર ભરવાની રીતઃ-

(૧) નં. ૧ ની રીતે ઊંધા બખીયાથી
(૨) સાંકળીથી (૩) નં. ૧૦ ની રીતથી.

કિનારીઓ ભરવાની રીત :-

કોઇ ચિત્રની સળંગ કિનારી કે કોર બાંધવી હોય તો નં ૧ ની રીત ઊંધા બખીયાની દોરીથી; સાંકળીથી- નં ૮ ની રોમન ચેઇન સ્ટીચથી; અને નં ૯ ની રીતથી ભરાય છે. નં ૩-ની રીતે સામસામા કાંટા આવે એ રીતે બંને બાજુ કિનારી બાંધતા જઇ વચ્ચે કાંટાની એકાંતરે T પડે તે રીતે પણ ભરાય છે.

TITITITITITI

હવેથી આપણે જે જે ચિત્રો આપ્યા છે તે કેમ ભરવા તેની સૂચના જોઇશું.

## ઉગતી જુવાનીમાં ૭ નવલકથાઓ લખનાર લેખિકા



# જેઇન ઓસ્ટેન

મૂળ લેખક
શ્રી. ઑગસ્ટસ મૂર
અનુવાદક
શ્રી ભદ્રાયુ

અંગ્રેજી સાહિત્યમાં જેઇન ઓસ્ટેન સૌથી રસદાયી લેખિકાઓમાંની એક મનાય છે. ૧૭૧૮ માં એનું શોકજનક અવસાન થયું. તે પછી તેની લોકપ્રિયતામાં ધીમે ધીમે વધારે થયો છે, અને છેલ્લાં થોડાંક વર્ષોમાં તો એની નવલકથાઓજ વાંચનારો એક વર્ગ ઉભો થયો છે.

સ્વાભાવિક રીતે એ વાચક વર્ગે એના ખાનગી જીવનમાં પણ ડોકીઆં કરવા ઇચ્છા ધરાવી છે. પરંતુ એની આત્મકથાનું કોઇ પુસ્તક એના સમયમાં પ્રગટ થયું નહતું. એના અવસાનને અર્ધી સદી પૂરી થયા બાદ એના ઘણાક પત્રો અને અગત્યનાં લખાણો મળી આવ્યાથી એની જીવન ઝરમરની ઝાંખી થવા પામી છે.

દેખાવમાં તે એક સામાન્ય દશાની યુવતી હતી, એના સંબંધમાં સૌથી પહેલી આ બાબત ધ્યાનમાં ખેંચે છે. ઇંગ્લાંડના દક્ષિણ ભાગમાં એક ગામડામાં એક પાદરીને ત્યાં એનો જન્મ થયો હતો. એના પિતાએ એના સમયની બીજી અંગ્રેજ કન્યાઓ કરતાં જેઇનને વધારે સારૂં શિક્ષણ આપ્યું. તે જ્ઞાન મેળવવા માટે હમેશાં આતુર રહેતી. તે ચોપડીઓ વાંચતી અને વાર્તાઓ કહી સંભળાવતી. તે ૨૦ વર્ષની થઇ ત્યાં સુધીમાં તેણે સંખ્યાબંધ નવલકથાઓ લખી હતી.

એની બુદ્ધિ આ ઉગતી જુવાનીમાં ખીલી હતી, એ એક અદ્ભુત હકીકત હતી. ૨૪ વર્ષની તે થઇ ત્યારે ૭ મોટી નવલકથાઓ તેણે લખી હતી. એ બધી નવલકથાઓએ જ એને અમર લોકપ્રિયતા અપાવી છે. એનું સૌથી વધુ સરસ નવલ 'વહેમી વનિતા' છે. 'પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ' તે જ્યારે ૨૨ વર્ષની હતી ત્યારે પુરી કરીને એને પ્રકાશન માટે મોકલી આપી હતી. જે નવલકથા આજે વખાણી

સાલમાં જ્યારે 'સેન્ડ એન્ડ સેન્સિબિલિટી 'ને લોકાદર મળ્યો ત્યારે તેને લખવાનો ઉત્સાહ આવ્યો. તેનાં ચોથાં અને પાંચમાં નવલો " મેન્સફીલ્ડ પાર્ક, અને 'એમા' છે. એની છઠ્ઠી અને છેલ્લી નવલકથા 'પરસ્વેએશન' છે.

જેઇન ઓસ્ટેનની કથાઓનું આકર્ષણ શાને લીધે વધ્યું છે? કારણ કે, એમાં ઇંગ્લાંડના દક્ષિણ ભાગનાં ગામોમાં બનતા રોજિંદા બનવોનું યોગ્ય નિરૂપણ છે. એની કથાઓનાં પાત્રો ખૂણેખાંચરેનાં શ્રીમંતો કરતાં ધંધાદારી અને મધ્યમ માનવજીવનમાંથી આલેખાયેલાં છે. એમાં કોઇ ભયંકર અથવા તો હૃદય ઉશ્કેરનારાં કામ જ દેખાતાં નથી. કોઇ કરૂણાજનક અને લલચાવનારાં પ્રેમનાં લખાણ નથી. એથી વિરુદ્ધ, એનાં વર્ણન સીધાં, સાદાં અને સરળ હોય છે. એક આધુનિક ટીકાકારે કહ્યું છે કેઃ 'અંગ્રેજી ભાષામાં જે ત્રણ કે ચાર સંપૂર્ણ કલામય નવલકારો છે તેમાંની તે એક છે. તે જાણીતી બાબતો ઉપર વિશાળદર્શક યંત્ર વડે જુએ છે અને તેને નવા દષ્ટિબિંદુથી આપણી સમક્ષ રજુ કરે છે. આથી જ માનવપ્રકૃતિનાં અભ્યાસમાં રસ ધરાવનારાઓને જેઇન ઓસ્ટેનનાં પુસ્તકો પ્રિય થઈ પડે છે. તેઓને એમાં અનેરું આકર્ષણ લાગે છે અને નવલકથાની વસ્તુના નાના વર્તુલનું જે વિશ્વ તેણે આલેખ્યું હોય તેમાં વગર સંકોચે તેઓ વિહાર કરે છે.'

'પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ 'ની એલિઝાબેથ બેનેટ જેવું સર્જન, ચપળ બુદ્ધિવાળી અને ચાણાક્ષ નાયિકા તરીકે કરવામાં આવ્યું છે તે જેઇન ઓસ્ટેનની તમામ કૃતિઓમાં કદાચ સૌથી વધારે જાણીતું પાત્ર છે. 'તે પોતાના હોઠ ઉઘાડે છે અને હું તેના ચરણમાં નમન કરું છું.' એક લેખક તેના સંબંધમાં આ મુખ્ય ખ્યાલ આપો છેઃ 'એમાં, નવલકથાની 'એમા' માં કોમળતા અને પ્રેમળતા છે પરંતુ તેનામાં મનસ્વીપણું દેખાય છે જેથી તે અભિમાનિની હોવાથી છાપ પડે છે. લેખિકાએ આ પાત્રને તે રીતે જ વિકસાવા દીધું છે. પણ જેઇન ઓસ્ટેનની નવલકથાઓનાં બીજાં પાત્રોમાં ઘણાંએ મૂર્ખ છે; ખડાઉખોર છે; ચોર છે; અને ધનવાનોની ઈર્ષા કરનારાં છે. એ પાત્રોને તેમના કરતુતોનાં ફળ આપવામાં લેખિકા સફળ થઈ છે. પણ તેઓને મળતાં ફળ કે જે અનિષ્ઠ જ છે તેમાં લેખિકાની પાત્રલેખનની કુશળતા અને હાસ્યરસ જમાવવાની દક્ષતા જણાઇ આવે છે. જેમ વાચક વર્ગ આ કથાઓના કટાક્ષો સમજવામાં કાબેલીઅત ધરાવતો હોય તેમ તે કથાના રસની ખૂબી તે સારી પેઠે પચાવી શકે છે.

દોઢસો વર્ષ ઉપર જેઇન ઓસ્ટેનની નવલકથાઓ લખાયેલી છે. એમ છતાં જાણે તે આધુનિક જમાનાની હોય એવી લાગે છે. એનું કારણ એ છે કે, તે દેશમાં લોકો જેવું જીવન ગુજારતા હતા તેનો ચિતાર તેણે આપ્યો છે અને આજ પણ એવું જ જીવન લોકો ગુજારતા હોવાથી અને પ્રકૃતિમાં તેઓ જેવા ને તેવા હોવાથી જેઇન ઓસ્ટેનનું આલેખન અનુરૂપ થઇ પડે છે.

પોતાની મર્યાદાઓથી લેખિકા વાકેફગાર હતી. જે બાબતોથી તે માહિતગાર હતી તે જ બાબતો પર તે લખતી. એની નવલકથાઓમાં જ્યાં માણસો એકઠાં મળીને વાતો કરતા હોય, ત્યાં કાંઇ પણ મહત્વનો બનાવ બનતો નથી. હમેશાં તે સ્થળે એકાદ સ્રીપાત્ર હાજર હોય છે જ; કારણ કે તે જાણતી હતી કે સ્રીઓ હાજર હોય છે ત્યારે પુરૂષ કેવી રીતે વાતચીત કરે છે. આથી જ પુરૂષો જ્યારે એકલા હોય છે ત્યારે કેવી રીતે વાતો કરે છે એ બાબત પોતાની નવલોમાં તેણે ચર્ચી નથી.

તે ફ્રેંચ રેવોલ્યુશન દરમ્યાન જીવંત હતી. નેપોલિયન સાથે ઇંગ્લાંડને વિગ્રહ થયો ત્યારે

પણ તે હયાત હતી. તેના બે ભાઈઓ રણ-ક્ષેત્રમાં લડવા પણ ગયા હતા. આમ છતાં એ બાબતો સંબંધમાં પોતાની નવલકથામાં તેણે કશો જ પ્રસંગ કે કશું જ આયોજન રજુ કરવા શ્રમ લીધો નથી; કારણ દેખીતું છે. તેના પોતાના જ્ઞાન બહારના કોઈ વિષયો તે પોતાની નવલકથામાં ચર્ચતી નહતી.

જેઈન ઓસ્ટેન સામાજિક ક્ષેત્રમાં બળવાખોર વિચારો ધરાવતી ન હતી. તે સુધારક વિચારની પણ ન હતી. જે રીતે તેણે જિંદગી જોઈ તે રીતે તેને સ્વીકારી. એનું માનવું હતું કે, આમ કરવું એ એક ફરજ છે. પોતે જેમને ચાહતી તેમના પ્રત્યેની પોતાની ફરજને તે હમેશાં અમલમાં મૂકતી. જેઈન ઓસ્ટેન પરણી નહોતી. તેણે બે પ્રેમીઓને 'ના' પાડી હતી. એમ કહેવાય છે કે, તે જેને ચાહતી હતી તેનું મૃત્યુ થયું હતું. જેઈન ઓસ્ટેન લગ્ન અને ગૃહજીવનની પવિત્રતાને જીવનનાં મહત્વનાં કાર્ય તરીકે જ નિહાળતી હતી. પોતાની નવલકથાઓમાં એણે એ રીતે જ તે વિષયોનું નિરૂપણ કર્યું છે.

એની છેલ્લી નવલકથા 'પરસ્વેશન' હતી. બીજાં કોઈપણ નવલો કરતાં તેની આ નવલકથામાં ઉષ્મા દેખાઈ આવે છે. નવલકથાઓ લખવાના અભ્યાસમાં તે પારંગત કક્ષાએ પહોંચી હોવાનું એમાંથી જણાઇ આવે છે. તે રસમય નવલકથા છે. આ પદ્ધતિની નવલકથાઓ, જો તે વધુ જીવી હોત, તો વધારે પ્રમાણમાં આપી શકી હોત. એની નાજુક અને રસપ્રદ કલમ ૧૮૧૭માં મૃત્યુએ એના હાથમાંથી ત્યજાવી. ૪૨ વર્ષની ઉમ્મરે એનું અવસાન થયું. કોઈ પણ ઇંગ્લિશ લેખિકાએ પોતાનાં નવલોમાં તેના સમયના ઈંગ્લિશ જીવનનું વાતાવરણ તેના જેવા કટાક્ષ અને આકર્ષણથી સર્જ્યું નથી. (ગુ૦ પ૦)

## મધ્યપ્રાંતોની 'આદિજાતિ

# કમાર

મૂળ લેખક
પ્રોફે. એસ. સી. દુબે

*

મધ્યપ્રાન્તોમાંના છત્તીસગઢમાં માત્ર નવ-દશ હજાર જેટલી કમાર નામની એક આદિજાતિ વસે છે. તેઓ મોટે ભાગે બીન્દ્રાનવાગઢ, ધીંગેશ્વર અને રાયપુર જિલ્લાની કોમાખાન જમીનદારીનાં જંગલોમાં રહે છે. થોડાક ઓરિસ્સાની ખારીઆર જમીનદારીમાં રહે છે. એ જાતિ ઓસ્ટ્રેલિયાની આદિજાતિના જેવા જ ટોળાની ગણાય છે. એમની સામાજિક સંસ્થાઓ મહત્વની બાબતોમાં ગોન્ડ લોકોને મળતી આવે છે. આ કમારો પણ બૈગા લોકોની માફક આ દેશની મૂળજાતિ મનાય છે. બીજી આદિજાતિઓ જ્યારે વેરવિખેર અને છિન્નભિન્ન બની ગઈ ત્યારે આ કમાર જાતિએ ટોળાની સંકડીતતા અને પોતાની વિશિષ્ટ સંસ્કૃતિ જાળવી રાખી છે.

તેમના જાતિગત અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં આ કમારો સક્રાંતિકાળમાં છે. શિકાર અને ખોરાક શોધી વીણી લાવવાની સ્થિતિમાંથી નીકળી તેઓ હવે કોદાળીથી ચલિત ખેતીની સ્વકીયકળામાં ઠીક ઠીક પાવરધા થયા છે, અને હવે તો તેમાંથી પણ પ્રગતિ કરી રહ્યા છે. તેમનામાંના કેટલાક હળની મદદથી સ્થગિત ખેતી કરવા લાગ્યા છે. તેમનામાંના અતિ પછાત લોકોએ પણ હવે તો ઢોરઢાંખર અને મરઘા કુકડા ઉછેરવા માંડયા છે. કમારોનો મોટો ભાગ કોદાળીથી ખેતી, શિકાર, મચ્છી અને જંગલી ફલો તથા કંદમૂળમાંથી જીવન નિર્વાહ જોગું મેળવી લે છે. ટોપલીઓ બનાવવાનો પણ વ્યવસાય તેમણે ખીલવ્યો છે.

પરંતુ શિકાર અને ચલિત ખેતી પર સરકારી અંકુશો મૂકાતા જતાં હોવાથી તેઓ હમણા હમણા પેટગુજારા માટે મજૂરી કરતા થયા છે. ખેતીની એમની પુરાણી અણઘડ પ્રથા છે. તેને 'દહી' અને 'બેવરા' કહેવામાં આવે છે. તેઓ જંગલના ઝાડો કાપીને તેને બાળી નાખે છે. ત્યારપછી થોડા સમય બાદ રાખના મોટા ઢગલામાં તેઓ બીજ નાખે છે. હવે તો ઝાડો બાળવાનીયે કાયદાથી બંધી થઇ છે. જો કે જંગલોના દૂરના ભીતરમાં તેઓ છાનીછપની રીતે હજુ આ રીતે જ ખેતી કરે છે અને તેમને રોકી શકાતા નથી. આવી ખેતી પછી શિકાર એ એમના જીવનનિર્વાહનો બીજો મહત્ત્વનો પ્રકાર છે. દરવર્ષે તેઓ ટોળીબંધ સમૂહ શિકાર કરે છે. આ પ્રયાણ પહેલાં તેઓ મેલાદેવને રિઝવવાની વિધિઓ ઉજવે છે. તીરકામઠાથી તેઓ ધાર્યો નીશાન તાકે છે. મચ્છી પકડવામાં જાળનો ઉપયોગ તેમને આવડતો નથી. એટલે આખી જાતિની માફક તેઓ સમૂહમાં મળીને મચ્છીના શિકારે નીકળે છે, બહુ મોટી સંખ્યામાં તેઓ એકઠા થાય છે, અને પાણીના બહોળા પટમાં 'માંજ' નાખી માછલીઓને નશો ચડાવે છે, અને તે પછી ખાસ બનાવટના તીરોથી તેઓ તેમનો શિકાર કરે છે. પુરુષો ખેતી, શિકાર અને મચ્છી પકડવામાં રોકાય છે, ત્યારે સ્ત્રીઓ જંગલોમાં રખડી ફળ-ફળાદિ, તથા કંદ-મૂળ વીણી લાવે છે. 'મહુઆ'ના ફૂલ, 'તેન્દુ' અને 'ચાર' નામના ફળો તથા બીજાં મૂળીઆં અને ગઠિનો એમનો ખોરાક છે. ટોપલીઓ ગૂંથવી એ તેમનો મુખ્ય ધંધો છે, વિવિધ પ્રકારની ટોપલીઓ બનાવી તેઓ આસપાસના ગ્રામીણોને વેચે છે. જંગલમાંની મજૂરીનો તેમનો કસબ છત્તીસગઢમાં પંકાયેલો છે. જ્યારે પણ જંગલને લગતું કામ નીકળે ત્યારે સરકારી જંગલખાતું અને કોન્ટ્રેક્ટરો એમને એ કામમાં રોકે છે. મોટાં મોટાં ઇમારતી લાકડાં તથા વાંસને જંગલોમાંથી દૂરદૂરનાં બજારોમાં કે રેલ્વે સ્ટેશને પહોંચાડવાં હોય, ત્યારે તેઓ વહેતી નદીઓના પાણીમાં તરાવીને લઈ જાય છે. એ હુન્નર એમના જ બાપનો ગણાય છે.

સાચા અર્થમાં જેને ગામડાં કહીએ તેવાં કમારોનાં ઓછામાં ઓછાં ગામડાં છે. તેઓ લો પોતાની જાતિમત રીતે વાસ બાંધે છે, તેમાં ચાર કે દશ કુટુંબો વસવાટ કરે છે. છત્તીસગઢના પડોશના ગામડાંથી અલગ-દૂર તેઓ ઝૂંપડીઓ બાંધે છે. એક ચોરસ જગા નક્કી કરી તેની આસપાસ વાડ બાંધી અંદર ઝૂંપડી બાંધે. કુટુંબના વિસ્તારમાં જેમ વધારો થતો જાય છે તેમ તેમ તેઓ નવાનવા ખંડ ઉમેરતા જાય. આ રીતે નક્કી કરેલ વાડમાંની જગા ભરાઇ જાય ત્યાંસુધી મૂળ ઝૂંપડી સાથે વધારાના ઝૂંપડાં ઉમેરતા જાય. એમની વસાહતો વારંવાર એકથી બીજા સ્થાને ખસેડવામાં આવે છે. કશાક કારણથી એમને લાગે કે આ રહેઠાણ તરફ દેવોની કે પૂર્વજોમાંના કોઇકના જીવની ખફા મરજી થઈ છે; કે પછી ભૂત-પલીત એમની પાછળ પડયાં છે, એટલે તરત તે સ્થાનમાંથી તેઓ ઉઠાંતરી કરી કોઈ બીજે ચાલ્યાં જાય. ઝૂંપડાં માટે વાંસ, વળી, વગેરે જે જોઈએ તે તો તેઓ જંગલમાંથી જાત-મહેનતથી મફત લઇ આવે, એટલે સ્થાનપલટામાં એમને બીજી કંઈ હરકત નડતી નથી.

આ લોકોમાં બુંદરજિયા અને માંકડિયા એ બે ટોળી અંદરો અંદર કન્યાની આપ-લે કરે છે. જેઓ વાંદરાં ખાય તેઓ માંકડિયા કહેવાય છે. પરંતુ કમારોમાં તો અત્યારે વાનર-ખાઉ જાતિનું અસ્તિત્વ જ નથી રહ્યું, એટલે, મધ્યપ્રાંતોની આ જાતિમાં કન્યાની આપ-લે માટેના ખાસ વિભાગ નથી. તેઓ બધા એકબીજામાં કન્યાની આપ-લે કરે છે, માત્ર જાતિની બહાર પરણવાની બંધી છે. આખી જાતિ કન્યાની આપ-લેના સંખ્યાબંધ વિભાગોમાં વહેંચાઇ ગઈ છે. તે ટોળીઓ ચોક્કસ

ગોત્ર કે પૂજાના પ્રાણીના સંકેતના નામથી ઓળખાય છે. માત્ર ચોક્કસ અખાદ્ય વસ્તુઓનો બાધ અથવા પવિત્ર માનેલા પશુ પાછળના શોકની વિધિના થોડાક અપવાદ બાદ કરતાં વિશેષ ભેદાભેદ જેવું એમનામાં કશું નથી. મહત્ત્વની બધી બાબતોમાં એમનું સામાજિક બંધારણ ગોન્ડ જાતિને લગભગ મળતું છે. કુટુંબનો તથા ટોળાનો વડો એ જ સત્તાધીશ એવું સામાન્ય રીતે કમારોનું બંધારણ છે. દીકરાઓ પરણ્યા પછી સ્વતંત્ર ઘરબાર જમાવે છે. સગાંસબંધીઓની એમની પ્રથા આદિકાળના વર્ગીકરણની છે. હિંદુઓ કરતાં તે કેટલેક અંશે જુદી પડે છે. કમારોને બહુબહુ તો દાદા સુધીનાનું સ્મરણ હોય છે. તેઓ સગપણનો સબંધ વ્યક્તિનો નહિ, પણ ટોળાં વચ્ચેનો રાખે છે, એટલે એક પેઢી અને જાતિને એક જ સગપણના નામે સંબોધવામાં આવે છે. એમનાં સગપણ સગોત્રના રિવાજ કારણે અનેક વખત વંશપરંપરાની રીતોમાં ભળી જાય છે. કાકા મામાનાં તથા દાદા-દાદી અને પૌત્રી-પૌત્રો વચ્ચેનાં લગ્નોની એમના સગપણ સબંધ પર મૂળ અસર થતી હોવાથી સગપણના સબંધો અનેક વખત ગૂંચવણીઆં બની જાય છે. એકજ ટોળી કે ગોત્ર વચ્ચે લગ્ન કરવાની મનાઈ છે. પુરુષ પોતાની મોટી સાળી, સાસુ ઓરમાન વિધવા સાસુ કે તેની કોઈપણ બહેનો સાથે કે પોતાની કાકી, મામી, માશી, ફોઈ કે તેમની દીકરીઓ સાથે લગ્ન કરી શકતો નથી. એમના રિવાજ પ્રમાણે દાદો પોતાની પૌત્રી સાથે અને દાદી પૌત્ર સાથે નાતરું કરી શકે છે. એટલે દાદો દીકરીની છોકરી સાથે અને દાદી દીકરાના દીકરા સાથે મશ્કરી કરી શકે છે. છતાં સામાન્ય રીતે આ પ્રકારનાં લગ્નો અપવાદ જેવાં જ હોય છે, કેમકે વયનું પુષ્કળ કજોડું થાય અને બાજુવાળાઓ આવાં લગ્નો કરનારી આખી જાતિની મજાક ઉડાવે એનો તેમને ડર લાગે છે.

કમારોમાં જુદા વેલાના મામા, માશી, ફોઈનાં સંતાનો વચ્ચેના લગ્નો અતિલોકપ્રિય છે. એથી કરીને તેવાં લગ્નો એમનામાં વધુ સંખ્યામાં થાય છે. સામાન્ય રીતે તો મોટી વયનાં વરકન્યાનાં જ લગ્ન થાય છે. છતાં આ-ધર્મમાં આવ્યા પહેલાં પણ છોકરીઓને કેટલીક વખત પરણાવવામાં આવે છે ખરી. વરકન્યાની સંમતિ લઈને સગપણ નક્કી કરવામાં આવે છે. છોકરાઓની ઇચ્છાને વડીલો મોટે ભાગે માન આપે છે. સગપણ વખતે કન્યાના બદલામાં લેવાની રકમ ઠરાવવામાં આવે છે. જો વર એ રકમ તત્કાળ આપી શકે તેમ ન હોય, એવા ગરીબ વરને સસરાને ત્યાં સાથી તરીકે ઠરાવેલા સમય સુધી કામ કરવા રહેવું પડે છે. એ રકમ ભરપાઈ થાય કે તરત તેના લગ્ન કરવામાં આવે છે. ઠરેલી તિથિએ વરપક્ષ જાન લઈને કન્યા પક્ષને ત્યાં જાય છે. લગ્નની વિધિ વિધાન બેઉ પક્ષોને માટે લગભગ સરખાં હોઈ, તે સૌ સૌના ઘેર ઉજવવામાં આવે છે. આ ઉપરાંત કન્યાને ઉઠાવી જવી, સાટું કરવું અથવા કોઈકને ત્યાંથી વચ્ચેથી પડાવી જવી એ પણ એમની લગ્નપ્રથાના પ્રકારો છે, છતાં હવે તે અતિ સામાન્ય નથી. બે પ્રેમીઓ મસલત કરીને લગ્ન માટે નાશી જાય, એવાં લોકગીતો એમનામાં ઘણાં છે અને તે અતિ લોકપ્રિય હોય છે. આવાં સ્નેહલગ્નને એમનો સમાજ સ્વીકાર્ય ગણે છે. પરંતુ તેવાં લગ્ન રૂઢિના ધોરણ બહારનાં ગણાય છે. વિધવાને પુનર્લગ્ન કરવું હોય તો જેને ત્યાં તે ઠામ બેસવા માગતી હોય તે આદમીને મસ્તકે પાણીમાં ઓગાળીને હળદર નાખે એટલી જ વિધિ પૂરતી ગણાય છે. પછી પુરુષ પેલી વિધવાને સ્વહસ્તે ચૂડી પહેરાવી જાતિવાળાને જમાડે એટલે પુનર્લગ્ન કાયદેસર થઈ ગયું. દિયરવટું એમને સ્વીકાર્ય છે. મોટાભાઈના મરણ બાદ મોટી વિધવા

ભાભી પર દિયરનો પ્રથમ હક ગણાય છે. અને પેલી વિધવા દિયરવટાની ફરજથી બંધાયેલી ગણાય છે. મામા માશીના વચ્ચેનાં તથા દિયરવટાનાં લગ્નો માટે સમાજ ફરજ પડે છે. એ રિવાજ તોડનારને દંડ થાય છે. સામાન્ય રીતે કમારો એકપત્નીધારી હોય છે. એક કરતાં વધુ સ્ત્રીઓવાળા તો સેંકડે ચારેક હશે. છુટાછેડાની છૂટ છે, પણ તેને ઉત્તેજન અપાતું નથી. એક માણુસ જિંદગીમાં ત્રણ વખત લગ્નવિચ્છેદ કરી શકે. છતાં તે માટે ક્રમશઃ ચડિયાતો દંડ તો તેને આપવો જ પડે. ચોથી વખત છુટાછેડા માગનારને નીચાજોણું થાય છે. અને સામાન્ય રીતે તો સહુ તેની નિંદા કરે છે.

સ્ત્રી–પુરુષના સહયોગ અને તેમાંથી થતી પ્રજોત્પત્તિને લગતી સામાન્ય બાબતોથી તેઓ માહિતગાર હોવા છતાં, સીમંતને તેઓ ભગવાનની અને પૂર્વજોની કૃપાનું ફળ ગણે છે. પ્રસુતી માટેના કંઈ નિયમો નથી કે તે માટે સુવાવડી સ્ત્રીએ ઘરમાં રહેવું જોઈએ એવું પણ તેમનામાં નથી. તેથી ઘણી સ્ત્રીઓ ખેતર કે જંગલમાં બાળક જણે છે. પણ પ્રસુતીકાળે એકાદ અનુભવી વૃદ્ધા અને એક બે બહેનપણીઓ તેની સમીપમાં રહે છે ખરી. છોકરાના જન્મ પછી બે મહિના સુધી પ્રસુતાને અપવિત્ર ગણવામાં આવે છે. તે સમય દરમ્યાન સુવાવડી માસિકધર્મ જેવા નિયમો પાળે છે. બાળકના જન્મ પછી ત્રણ દિવસ બાદ બધાં ભેગાં થઈ નામકરણ વિધિ કરે છે. નામ પાડવામાં પહેલાં તો એ જોવાય છે કે, તે કોઈ મરેલા સગાના ચહેરા સાથે મળતું આવે છે કે કેમ? તેમ હોય તો એનું નામ તેને અપાય. તેવું કશું મળતાપણું ન જણાય તો જન્મકાળ સમયના અથવા તેના શરીરના કોઈ વિશિષ્ટ પ્રકારને અનુલક્ષીને તેનું નામ પાડે છે. તે પછી જન્મદિવસ ઉજવવાની કે એવી બીજી કશી વિધિ નથી. બાળકોને શાળામાં મોકલાતાં નથી. પોતાની જાતિની રૂઢિ, હુન્નર, અને વડીલોની સાથે રહીને લોકગીતો કે લોકકથાઓ સાંભળીને શીખે તે ખરું.

દેવો, મેલાંતત્વો, મેલીવિદ્યા, ને જંતરમંતરથી જ માનવી મરી જાય તેવી એમની ખાતરીબંધ માન્યતા છે. મુડદાની નનામી બે જણ ઊંચકીને દાટવાના સ્થાને લઈ જાય છે. અતિ વૃદ્ધ તથા પ્રતિષ્ઠિત માણુસને અગ્નિસંસ્કાર આપે; તે સિવાયના તમામને ભોંયમાં ભંડારવાના. મરનારની ચીજ વસ્તુઓ એની સમાધિની ભૂમી પાસે મૂકી રાખવામાં આવે છે. મુડદાના મસ્તક તરફ મોટો પત્થર ઊભો કરી બાકીની જમીન પર નાના નાના પથરા ગોઠવવામાં આવે છે. અસાધારણ રીતે થયેલાં મૃત્યુ વિષે ખાસ લક્ષ અપાય છે. તેવે ટાણે હોશિયાર ભૈગાને બોલાવવામાં આવે છે. મરનારના ભૂતને તે એની સમાધિ પર બાંધી રાખે એમ તેઓ માને છે.

સાંસ્કૃતિક સંપર્કનાં સંઘર્ષોમાં કમારોએ અત્યારસુધી સારી જેવી તડજોડ સાધી છે. અને પલટાતા વાતાવરણને અનુકૂળ થતા જાય છે; છતાં તેથી એમની જાતિની જીવનપ્રથા પર કે તેમની આર્થિક સ્થિતિ પર જાણવા જેવી કશી અસર થઈ નથી. તેમ છતાં તેઓ હિંમત હાર્યા નથી. આસપાસના ગામડાંના હિંદુ ગ્રામીણોના જીવનમાં જે એકરાગી નિરસતા અને નિસ્તેજતા છે તે કમારોના જીવનને આવરી વળી છે. અત્યુત્સાહી સમાજ સુધારકોનું લક્ષ હજુ કમારો તરફ વળ્યું નથી. વાહનવહેવાર અને આર્થિક સગવડો વધતાં તેઓ વિશેષ સંસ્કારી માનવીઓના નિકટ સંસર્ગમાં આવતા થશે ત્યારે એમની જમાનાજૂની એકલતા અને ટોળીના જીવનની રીતો બદલાશે એમ લાગે છે. પરિસ્થિતિમાં તેમનો વર્તાવ કેવો હશે તે તો આવતી કાલની વાત થઈ; તે તો આજે કોણ કહી શકે?

( મોડર્નરિવ્યુ )

# અમેરિકામાં વધતાજતા નિષ્ફળ લગ્નો અને તેને પરિણામે

# છૂટા—છેડા

યુદ્ધોત્તર શાંતિએ અમેરિકાના સામાજિક જીવનની સામે ગંભીર પ્રશ્નો ઉભા કર્યા છે અને તેવો એક મહત્વનો પ્રશ્ન નિષ્ફળ લગ્નનો છે. યુદ્ધકાળના ૪૦૯ સૈનિકોના દાખલાઓની તપાસ પરથી જણાયું છે કે એમાંના ૬૦ ટકાનાં લગ્ન શાંતિ પછી નિષ્ફળ નીવડયાં છે અને છૂટાછેડા લેવાયા છે.

આખા યે અમેરિકાનું એ સરેરાશ ધોરણ છે. ઈ. સ. ૧૯૩૫ માં દર ૧૦૦ લગ્ને ૩૧ છૂટાછેડાનું પ્રમાણ હતું. ૧૯૩૫નો એ આંક આગળના તમામ આંકને વટાવી જતો હતો. લોસ એન્જલ્સમાં છૂટછેડાનો કાયદો ઉદાર છે. ત્યાં દર મહિને છૂટાછેડાના ૩૦૦૦ કિસ્સાઓ બને છે. ઓકોહોમા અને મધ્ય પશ્ચિમ અને દક્ષિણપશ્ચિમના ભાગોમાં લગ્ન કરતાં છૂટાછેડાનું પ્રમાણ વધુ છે. ન્યુયોર્કમાં ગયા વર્ષ કરતાં દર મહિને છૂટાછેડાના સો કિસ્સા વધુ બને છે અને ૧૯૨૯ કરતાં એ આંક વધારે જણાય છે.

આમ છતાં યે ઉપરના આંકડાઓમાં પત્નીની જોરતલબીથી ગુસ્સે થઇને પત્નીને મારવાથી, પતિ નિરંકુશ રીતે બહાર ફરવાથી, પતિના સારા આચાર માટે વારંવાર આગ્રહ કરતી પત્નીના હંમેશના કકળાટથી, કંટાળીને પત્નીને મારકૂટ કરવાથી, દારૂડીયા અવસ્થામાં પત્નીનો ત્યાગ કરવાથી, પતિ કે પત્નીના ત્યાગથી અગર તો પતિ ફરીને લશ્કરમાં જોડાવાથી લેવામાં આવતા છૂટાછેડાના પ્રમાણને તો આમાં ગણવામાં આવ્યા જ નથી.

યુદ્ધકાળના સૈનિકોના અનેક પ્રશ્નોની મુંઝવણમાં સહાનુભૂતિ રાખતી સામાજિક સંસ્થાઓનો અનુભવ કહે છે કે, લડાઇ બાદ તુરત જ સૈનિકો તેમના કેન્દ્રસ્થાનો પર જતા ત્યારે તેઓ ખૂબ આશાભર્યા ઉત્સાહી અને સ્ફુર્તિવાળા લાગતા. તેઓ કંઇક વ્યવહાર મુશ્કેલી માટે ઉકેલ શોધવાની સલાહ મેળવવાની ઇચ્છાથી આવતા. અને હવે લડાઈ વીત્યા પછી છ આઠ મહિના બાદ તો તેઓ આવે છે ત્યારે નિષ્ફળતાથી ઉપજતી કડવાશથી ભરપૂર હોય છે.

શાંતિકાળની તેમના જીવનની આ મુશ્કેલીનો તેઓ શરૂઆતમાં તો સામનો કરે છે. યુદ્ધક્ષેત્રે શત્રુને હંફાવવામાં તેમણે લીધેલા શ્રમ અને ધીરજ અહીં પણ કામે લગાડવા તેઓ પ્રયાસ કરે છે, પરંતુ દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના વીતે છે અને તેઓ તેમાં મળેલી નિષ્ફળતા તથા માનસિક પરાજયથી ભાંગીને, ભૂકકો થઇ જાય છે. લગ્નજીવનની, ગૃહજીવનની નિષ્ફળતાનું કોઈ એક જ કારણ નથી. અનેક કારણોનો શંભુમેળો અમેરિકાના ગૃહજીવનને ખાખ કરી રહેલ છે. રહેઠાણનો અભાવ, કામધંધાનો અભાવ, શિક્ષણ અંગેની કાંઇ ને કાંઇ મુશ્કેલીઓ, જિંદગીમાં ઠરીઠામ બેસવા માટેની બીનઆવડત, આ બધું એની પાછળ છે. પરંતુ છેવટે તો એ સર્વ લગ્ન અંગેની મુશ્કેલીમાં પરિણામે છે.

અમેરિકાના યુદ્ધસૈનિકોની સામાજિક સેવાઓ માટે સ્થપાયેલી સંસ્થાઓ આવા કિસ્સાઓ શાંતિ કાળની ખુવારી તરીકે ઓળખાવે છે. પતિપત્ની, પિતા, માતા, સૌ અહીં આવે છે અને હરહંમેશ એમનો પહેલો પ્રશ્ન 'મારે વકીલ રોકવો છે. મને સગવડ કરી આપશો?" એ હોય છે, અને પછી એવાં નાસીપાસ જોડાંઓની કથની શરૂ થાય છે.

આવી સંસ્થાઓ પાસે આવતા કિસ્સાઓમાંથી કેટલાક સૂચક કિસ્સાઓ જોઇએ.

રણક્ષેત્રમાંથી પાછા ફરેલા સૈનિકના કાન તેના પાડોશીઓ ભંભેરતા હતા કે ' તારી ગેરહાજરીમાં તારી પત્ની મેળાવડા અને નાચ-ગાનમાંથી ઊંચી નહોતી આવતી. ' શરૂશરૂમાં તો એણે આ વાત ન માની. પરંતુ તેની પત્ની સગર્ભા બની. છ મહિના વીતી ગયા અને સૈનિકનું મન વહેમથી ઘેરાઈ ગયું. પતિ-પત્નીની લડાઈ શરૂ થઈ. સૈનિકે પત્નીને અનેક ધમકીઓ આપી. જીવન તદ્દન અશક્ય બન્યું, પરંતુ સદ્‌ભાગ્યે સૈનિકના એક વિશ્વાસુ આદમીએ પત્નીની સારી ચાલની ખાત્રી આપી, આથી સૈનિક અને તેની પત્ની કંટાળીને બીજે ગામ ગયાં અને પછી શાંતિથી રહી શક્યાં.

ગેરકાયદેસર ગર્ભાધાનના બનાવો પણ ઓછાં નથી. સેંકડો બને છે. અને તેવા પ્રસંગોને છૂટાછેડાનો સહેલો અને નક્કર ઉપાય સૌ સૂચવે છે. કાયદા પ્રમાણે પતિ બાર કે વધુ મહિના ગેરહાજર રહે ત્યાર પછીનો ગર્ભ ગેરકાનુની કહેવાય છે. પતિની ગેર-હાજરી પછી ૧૧ મહિને એક પત્નીએ પોતે સગર્ભા હોવાની પતિને ખબર આપી. આમ કાનૂની રીતે એ ગેરકાયદેસર નહોતું. પરંતુ લગ્ન તો ભાંગુતટું હતું. છેવટે બાળકને દત્ત આપવામાં આવ્યું અને પતિ-પત્ની ફરીને જોડાઈ ગયાં. પરંતુ આવા બનાવો તો કોઈક જ હોય છે. આવો બીજો દાખલો ક્યાંય નોંધાયો નથી.

લગ્ન પહેલાં એકબીજાને પૂરા ઓળખ્યા વગર ઉતાવળ કરીને પરણનારામાં છૂટાછેડાનું પ્રમાણ ઘણું વધારે રહે છે. આવા હજારો દાખલા હોવાનો અંદાજ છે. લડાઈ દરમિયાન અમેરિકન સૈનિક મુક્તિદાતા હતો. શાંતિકાળમાં તો એને પણ એના પગ ઉપર ઊભવાનું છે.

એક આઈરીશ બાળા બહુ જ ઠાઠમાઠ સાથે તેના પિતાને ત્યાં અમેરિકન સૈનિકને પરણી. માબાપને પણ આનંદ થયો કે પુત્રી સુખી થઈ ગઈ. પરંતુ પત્નીએ અમેરિકન ધરતી ઉપર પગ મૂક્યો અને તેને જણાયું કે પતિની ચાલ સારી નહોતી. મોડીરાત સુધી બહાર ફરતાં રહેવાની એને ટેવ હતી. શરૂમાં તો સૈનિક એની પત્નીને 'અમેરિકનો મોડી રાત સુધી અગર ઘણી વખત આખી રાત બહાર રહે છે' એમ કહીને સમજાવતો. સૈનિકના માતપિતા પુત્રવધૂને મમતાથી રાખતા, પરંતુ માતા પુત્રવધૂને છેતરવામાં પુત્રની સાથીદાર ન બની. છોકરી પાછી પિતાને ત્યાં જવા પણ નહોતી માંગતી. છેવટે તેણે નોકરી કરવાનું અને પોતાના પગ પર ઊભવાનું નક્કી કર્યું. આજે છેવટે એ એકલી રહે છે.

એક ગામડાની અભ્યાસ કરતી બાળા બાજુની સૈનિક છાવણીના સૈનિક સાથે પરણી. સૈનિકને તેની ખરાબ માનસિક સ્થિતિને લઈને છાવણીમાંથી છૂટો કરવામાં આવ્યો. એ યુવતી તેના પતિની શોધમાં નીકળી. પતિનું ઘર શોધી કાઢ્યું, પરંતુ પતિના માતાપિતાએ તેને છુપાવી રાખ્યો અને તેની ભાળ ન આપી. છેવટે તેણે એક ઓરડી ભાડે રાખી. તેના બાળકને દત્તક આપ્યું. વચ્ચે તેના પતિને મળી, પરંતુ તેને કાંઈ ઉત્સાહ ન દેખાયો. છેવટે એના માબાપ પાસે ગઈ. આજે તો એ યુવતી પોતાનું જીવન આર્થિક સ્વતંત્રતા પામી ગાળે છે, અને તેનો પતિ હજુ યે રઝળ્યા કરે છે.

આ સિવાય યુદ્ધકામ દરમિયાન ભોગવેલી સ્વતંત્રતાને બદલે કૌટુંબિક અંકુશથી પ્રતિબંધિત જીવન ગાળવાની અશક્તિથી અને શાંતિકાળના વ્યવહારિક ઝંઝવાતો સામે ઝુઝીને જીવનસંગ્રામ ખેડવાની અશક્તિથી ઘણાંએ લગ્નો ખડક સાથે અથડાઈને ભુક્કા થઈ જાય છે. અમેરિકન સમાજજીવનનો આજનો આ એક મહત્વનો પ્રશ્ન અમેરિકાના સૂત્રધારોનું ધ્યાન ખેંચી રહ્યો છે.

# આપણાં ફળો



ડૉ નરસિંહ મૂ. શાહ.

### પોપૈયા અને સીતાફળ

પોપૈયાના ઝાડ મૂળ દક્ષિણ અમેરિકા વેસ્ટ ઈન્ડીઝ, મેક્સિકોના વતની છે. પણ પૃથ્વીના ઘણાખરા દેશોમાં તેનું વાવેતર ફેલાવ્યું છે. આપણા દેશમાં પોપૈયા દાખલ કરનાર ફીરંગીઓ છે. વલંદાના હિંદી ટાપુઓમાંથી આ ફળ દાખલ થયું. ફિલીપાઈન્સથી મલાક્કામાં અને ત્યાંથી પછી તે હિંદમાં આવ્યું. વનસ્પતિ સૃષ્ટિમાં પોપૈયાની જાતના છોડોનો વર્ગ બહુ નાનો છે. આ વર્ગ કરિકેસી તરીકે ઓળખાય છે. માત્ર બે ત્રણ જાતની વનસ્પતિનો તેમાં સમાવેશ થાય છે. તેમાં કરિકા પપાયા–પોપૈયા આવી જાય છે. પોપૈયાંના ફળો સ્વાદિષ્ટ લીલા મેવા તરીકે વપરાય છે. તેમાં પૌષ્ટિક સારક ગુણો છે.

પોપૈયા તેની મોસમમાં સારાં અને ખૂબ પ્રમાણમાં મળે છે. છતાં જો જમીન સારી અને ખાતરપાણીની સંભાળ હોય તો બારે માસ મળી શકે છે. સરખી માવજતથી કરેલ વાવેતરના ઝાડ ત્રણ ચાર વર્ષ સુધી ખૂબ ફળો આપે છે.

પોપૈયાના ઝાડ નર અને માદા એમ જુદા પડે છે. નરને પોપૈયા થતા નથી. *તેના પર નર ફુલો જ થાય છે.

કાચા પોપૈયાનું શાક, કચુંબર તથા અથાણું બને છે. લીંબુના રસમાં આથેલ પોપૈયાનું અથાણું અજીર્ણ, ઉદર વ્યાધિ અને કબજિયાતમાં સારૂં ફાયદાકારક છે. પણ તે લાંબો વખત રાખી ન શકાય; માત્ર થોડા દિવસ સારૂં રહે છે.

પાકાં પોપૈયાં સરસ લીલો મેવો છે. તેમાં પૌષ્ટિક અને પાચક ગુણો છે. પોપૈયાનો સોસ ( sauce ) બનાવે છેઃ તે યકૃત અને પ્લીહવૃદ્ધિને સુધારે છે. પાકા પોપૈયાનું પૃથક્કરણ બતાવે છે કે તેમાં સાઈટ્રીક, ટારટારીક અને મેલિક એસિડો ઉપરાંત ફોસ્ફરસ અને સોડાના ક્ષારો છે; પેક્ટીન પણ છે અને આલ્બુમીનો પણ છે. કાચા પોપૈયામાં એક જાતનું તેલ હોય છે. તે રાઈના તેલ જેવું તીખું લાગે છે. તે ઉપરાંત બે જાતનાં ઉડણ તેલો પણ હોય છે. તેમાં આવેલા એસિડો સહેલાઈથી પચતા નથી. પોપૈયામાં વિટામીન સી નું પ્રમાણ સારી રીતે હોય છે.

કાચા પણ બરાબર વિકસેલા પોપૈયામાં છેદ કરવાથી દૂધ જેવો સફેદ રસ નીકળે છે. પોપૈયાના થડ અને પાંદડામાંથી પણ આવો રસ થોડા પ્રમાણમાં મળે છે. કાચા પોપૈયામાં ઝાડ પર જ બે ચાર ઠેકાણે ચાકુથી કાપ પાડી એક પ્યાલામાં રસ એકઠો કરવો. પછી તેને છીછરી રકાબી કે વાસણમાં સૂકવવો. જરૂર પડે તો ધીમે તાપે જરા ગરમ કરવો. અગ્નિ પર વધુ તપાવવો નહિં. તદ્દન સૂકો ને ઘટ્ટ અને બરડ થઈ જાય એટલે સફેદ ભૂરા રંગનો ભૂકો થઈ જશે. આને ક્રીન્ડ્સ પપેઇન કહેવાય છે. એક સારા ઝાડમાંથી વરસમાં ૫–૮ ઔંસ મળે છે. આ પપેઈન રાસાયનિક પ્રયોગ વડે પણ કાઢવામાં આવે છે. તેને પપેઇન કહેવાય છે. પહેલાં કરતાં તે મોંઘું છતાં વધુ ગુણકારી છે. આને વેજીટેબલ પેપસીન કહેવાય છે. તેની અનેક બનાવટો પેટન્ટ દવાઓ તરીકે બજારમાં વિધવિધ નામે મળે છે, તે અજીર્ણ, અપચો, મંદાગ્નિ, પેટના કૃમિ,

* નર પોપૈયાને ફળ બેસે છે પણ તે પડ ઉપર ન જામતાં પોપૈયાની લાંબી નીકળેલી દાંખળા ઉપર બેસે છે.

પેટના રોગોમાં ઉપયોગી છે, તેમાં ઇંડા જેવા ગુણ છે. ઇંડાંના જેવાં આલ્બુમીન તેમાં મોટા પ્રમાણમાં આવેલા છે. ખૂબ મોટી માત્રામાં ઝેરી નીવડે છે. પોપૈયાના પાંદડાંમાથી કારપેઈન નામનો આલ્કેલોઇડ નીકળે છે. આના ઔષધીય ગુણોની હજી તપાસ ચાલે છે. બહુ ઝેરી નથી, પણ દવા માટે વપરાતો નથી. પોપૈયા આપણી તરફ માંદા માણસને પણ આપવામાં આવે છે, પરંતુ દક્ષીણ તરફ પોપૈયા તરફ એક પ્રકારનો અણગમો છે. પોપૈયો ગરમ હોવાથી તે બાજુના લોકો તેને ખાતા નથી. તે ઢોરનો ખોરાક ગણાય છે, એ નવાઇની વાત છે. કાઠિયાવાડમાં અમરેલી તરફ પોપૈયાનું વાવેતર મોટા પાયાપર કરવામાં આવે છે. તેમાં એક જાત એવી ખીલવવામાં આવી છે કે તેના ઝાડ ખૂબ ઊંચા થતા નથી અને પોપૈયા ખૂબ ઊતરે છે. આ પોપૈયા ખાવામાં ખૂબ સ્વાદિષ્ટ લાગે છે.

પોપૈયાની એક જાત એવી થાય છે કે તેના ફળ બહુ ખાટા રસવાળાં હોય છે. દાળ, શાકમાં સ્વાદ લાવવા માટે વપરાય છે, અને તેનો મુરબ્બો બને છે. આપણી બાજુ આ જાત થતી નથી.

આપણે ત્યાં સીતાફળ રામફળ ઘણા જૂના વખતથી જાણીતા છે, સીતાફળના ઝાડ વેસ્ટ ઇન્ડીઝના મૂળ વતની છે. પણ તેનું વાવેતર હવે ઘણાં દેશોમાં થાય છે. હિંદમાં પણ સીતાફળીનું વાવેતર ખૂબ કરવામાં આવે છે. જંગલોમાં ઘણે ઠેકાણે આપમેળે પણ ઊગી નીકળે છે. ઘણી ભાષાઓમાં સીતાફળને અતુન કહેવાય છે. સીતાફળી એનોનેસી વર્ગની છે, અને તેને અંગ્રેજીમાં અનોના સ્કવામોસા કહે છે, એ ઉપરથી અતુન નામ પડયું લાગે છે.

સીતાફળ સ્વાદિષ્ટ ફળો છે. પાકા સીતાફળનો સ્વાદ તેના મીઠા ગરને લીધે છે. તે શાંતિકારક અને તરસ મટાડનાર છે. સીતાફળ ઠંડાં ગણાય છે. તેમાંથી એક જાતનો દારૂ પણ તૈયાર કરવામાં આવે છે. અનોનાની લગભગ ૧૦ કે ૧૨ જાતો થાય છે. મધ્યખરી જાતોનાં ફળ મીઠાં હોવાથી સીધા મેવા તરીકે વપરાય છે. પાકાં ફળોમાં સાકરનું પ્રમાણ સારી રીતે હોય છે. પાકા સીતાફળની છાલ જંતુનાશક ગુણ ધરાવે છે. ગર ખાધા પછી તેમાંથી કાળાં બીજ નીકળે છે, તેનો ભૂકો પણ જંતુનાશક ગુણવાળો છે; પણ આંખમાં પડે તો આંખને નુકશાન થાય છે. માટે સાવચેતીપૂર્વક વાપરવો.

કાચાં સીતાફળને સૂકવી તેમાંથી બનાવેલો સુકો ભૂકો લોટમાં મેળવીને વાળમાં નાખવાથી જૂઓ મરી જાય છે.

રામફળ સીતાફળને મળતાં સ્વાદનાં અને તેવાં જ બી વાળાં હોય છે, પણ સ્વાદે જરા ઓછાં મીઠાં લાગે છે. તેને અનોના રેટીક્યુલેટા કહેવાય છે.

સિલોનના લોકો માને છે કે, રામફળ વધુ ખાવાથી કોઢ થાય છે. કાચાં રામફળ કાચાં સીતાફળ જેવા જ ગુણ ધરાવે છે. બંનેમાં ટેનિનનું પ્રમાણ સારૂં હોય છે. રામફળીની છાલ ચીનમાં દવા તરીકે વપરાય છે અને તાજાં પાંદડાંમાંથી ગળી જેવો રંગ મળે છે.

બીજી જાતોમાં માજફળ ઉપયોગી છે. પાકાં ફળના ગરનો સ્વાદ ખાટો અનનસને મળતો આવે છે અને બરફમાં રાખી લહેજતપૂર્વક ખવાય છે. સીતાફળની માફક માજફળને ઉપર છીલટાં હોતાં નથી.

ચીકુના ઝાડને રાણ–ખીરસલીના ઝાડની સાથે એક જ વર્ગમાં મૂકવામાં આવે છે. ચીકુને એપ્રીલથી ઓકટોબર અને મે–જુન માસમાં ફુલ આવે છે. ચીકુના ફુલ સફેદ હોય છે. ચીકુના બગીચા ગુજરાત–કાઠિયાવાડમાં ખૂબ છે. તેનું વાવેતર ચીકુના પાક માટે કરવામાં આવે છે. ચીકુ સ્વાદિષ્ટ ફળ છે. તેમાં ફળ-સાકર સારા પ્રમાણમાં હોય છે. કાચા ચીકુ ખાવાથી હોજરીને નુકશાન થાય છે. સામાન્યતઃ બીજા ફળોમાં એવું બને છે કે, જેમ જેમ ફળ ઝાડ પર મોટું થતું જાય તેમ તેમ તેમાં રહેલ સ્ટાર્ચનું રૂપાંતર સાકર અને ફળ–સાકરમાં થાય છે; ચીકુ આમાં અપવાદ રૂપ છે.

# બાળરોગ

# ઊટાંટીઓ

## અથવા

# મોટી ઉધરસ

લેખક

વૈદરાજ જદુભાઈ ભટ્ટ

*

આ દર્દ બાળકોને જ પ્રાયઃ થનારું છે. બાર વરસથી મોટી ઉમ્મરનાને આ રોગ જવલ્લે જ થતો જોવામાં આવે છે, અને એક વાર થઇ ગયા પછી ફરીથી કદિ થતો નથી. મોટાં શહેરોમાં આ દર્દ થતું હંમેશાં નજરે પડે છે.

આયુર્વેદિમાં આ રોગનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. અન્વેષણ પૂર્વક વિચાર કરતાં એમ લાગે છે કે, આ દર્દ પ્રાચીન નથી, પણ આધુનિક છે. લગભગ બસો ત્રણસો વરસથી હિંદમાં પ્રવેશ પામ્યું હોવું જોઇએ. પ્રથમ ઉત્તર હિન્દુસ્થાનમાં વધારે જોવામાં આવતું, ત્યાર પછી તો એ આખા દેશમાં દેખાઇ ગયું છે, તો પણ બંગાળ, બિહાર, મદ્રાસ,આસામ વગેરે પ્રાંતોમાં એનું જોર બહુ જણાતું નથી એમ જાણકારોનું કથન છે. એ વિભાગોમાં ક્વચિત જ થતું જોવામાં આવે છે.

આ ઊટાંટીઆનો રોગ પ્રબળ સંચારી–ચેપી છે. ઘરમાં એક બાળકને થયો હોય તો તરતજ બીજું બાળક પણ એમાં પટકાય છે. ઝડપથી એક બાળકમાંથી બીજા બાળકમાં એનો ચેપ દેખાય છે. એક મહોલ્લામાં એકી સાથે ઘણાં બાળકો એના ભોગ બને છે. આ દર્દનો ચેપ હવા દ્વારા પ્રસરે છે.

આ રોગ ક્વચિત મોટી ઉમ્મરના માણસને પણ થતો જોવામાં આવે છે.

આ દર્દ થવાનું કારણ એના જંતુઓ છે એને Bacillus Pertussis કહેવામાં આવે છે. એની શોધ ઈ. સ. ૧૯૦૬માં આ રોગમાં સપડાયેલ રોગીના બડખામાંથી થયેલી છે.

આવા બડખામાં રહેલા જંતુઓનો ચેપ હવા દ્વારા ફેલાય છે. જ્યારે બાળકને ઊટાંટીઆની ઉધરસ ચડે છે ત્યારે કફ મિશ્રિત થુંકનાં કણ હવામાં ઉડીને શ્વાસક્રિયા દ્વારા બીજાં બાળકમાં જાય છે અને રોગ ઉત્પન્ન કરે છે, અને ચેપ લાગ્યા પછી ચાર દિવસથી બે અઠવાડીયાં કે વધુમાં વધુ ત્રણ અઠવાડિયાની અંદર આ રોગ લાગુ પડે છે.

આ રીતે આ જંતુઓનો ચેપ પ્રસરવાથી એકી સાથે સેંકડોથી હજારો બાળકો આ યંત્રણાદાયક રોગનાં ભોગ બને છે, અને બહુ જ હેરાન થાય છે.

આ રોગનો ચેપ લાગ્યા પછી બાળકની શ્વાસનલિકામાં એ જંતુઓ પોતાનું સ્થાન જમાવે છે. એમનું કંઠપ્રદેશથી શ્વાસનળી સુધી કેન્દ્ર બનેલું રહે છે, એટલે એ સ્થાનો એના પ્રભાવથી પ્રદાહિત રહે છે. વળી આ જંતુઓ એક પ્રકારનું અ.તરવિષ પણ પેદા કરે છે, જે એમના મૃત્યુથી બહાર આવે છે અને સ્થાનિક ક્ષોભ ઉત્પન્ન કરે છે. એટલે ત્યાં ઉસ્કેરાટ આવી આક્ષેપપૂર્વક ગળામાંથી લાક્ષણિક અવાજ સાથે કાસવેગ ઉઠે છે, અને ત્રાસબદ્ધ ઉધરસ આવવા માંડે છે અને ખૂબ ચડે છે. એને લીધે રોગી બાળકના ગળામાંથી ઊ–ઊ–હ એવો વિશિષ્ટ ધ્વનિ નીકળે છે. એ કુરકુરી-યાના કે કુકડાના અવાજને મળતો આવતો હોવાથી આ દર્દને કુકડીયાખાંસી અથવા કુરકુરીઆખાંસી એવું નામ પણ અપાય છે. હિંદીમાં તો એને 'કુકરકાસ કે કુત્તાખાંસી' ના નામથી ઓળખે છે.

બાળકને ખૂબ ખાંસી ચડ્યા પછી જે

વમન થઇને થોડો કફ નીકળી જાય છે તો રાહત મળે છે.

જો આ જંતુઓ કંઠ અને શ્વાસનળીમાંથી ફેફસાં સુધી પહોંચી જઇને ત્યાં વિકાર કરે છે તો ન્યુમોનીઆ પણ થઇ આવે છે.

જો ઊંટાંટીઆમાંથી ન્યુમોનીયા થાય છે તો બાળક ભયંકર સ્થિતિમાં આવી પડે છે. આવા સંજોગોમાં સત્વર સુયોગ્ય ચિકિત્સા લેવી હિતાવહ છે. કારણ કે ઊંટાંટીઆમાંથી થતો ન્યુમોનીઆ પ્રાયઃ અસાધ્ય અને પ્રાણઘાતક નીવડવાનો સંભવ છે.

બાળકને ચેપ લાગ્યા પછી એના શ્વાસમાર્ગમાં જંતુઓ દાખલ થયા પછી ત્રણથી તેર દિવસ આ દર્દ છુપું રહે છે. આ મુદત દરમીઆન જંતુઓ પોતાનાં થાણાં બાળકની શ્વાસનળીમાં નાંખી દે છે અને ધીમે ધીમે ઊંટાંટીઆનાં ચિન્હો જણાવે છે.

શરુઆતમાં બાળક બેચેન જણાય છે, તેને થોડી સુકી ખાંસી અને સળેખમનાં ચિન્હો જણાય છે તથા થોડો તાવ-૯૯ ડીગ્રી આવે છે. શરુઆતમાં આ દર્દ પારખવું મુશ્કેલ છે. પહેલાંના ચાર કે છ દિવસો આવી રીતે વીતી જાય છે. બાળકને સહેજ શરદી કે ખાંસી થઈ છે એમ મનાય છે, અને તે બીજાં બાળકોની સાથે રમે છે, અને માબાપનું ધ્યાન ખેંચાતું નથી. જો આસપાસ ઊંટાંટીઆના રોગી હોય અને બાળકને રાત્રે વધારે ખાંસી આવી ઉલટી થઈ જતી હોય તો ધારી લેવું કે કદાચિત ઊંટાંટીઓ હોય.

લગભગ આઠમે કે દસમે દિવસે દર્દ એવું ભયંકર અને આખું સ્વરૂપ લેવા માંડે છે કે બાળકને ઉધરસ આવતાં બે ચાર ઠસકાંથી જ કામ પતી જતું નથી. પરંતુ એકી સાથે એક શ્વાસે તે ખોં ખોં ખોં ખોં કરીને વીસથી પચીસ ઠસકાં ખાય છે. તે વખતે બાળક અંદર શ્વાસ લઇ શકતું નથી. ઠસકાં બંધ પડતાં હુ—ઊ—હ એવા લાક્ષણિક અવાજ સાથે હવા અંદર જાય છે ત્યારે એને કળ વળે છે. ત્યાં તો એને ઉલટી થાય છે. એનાથી એને સહેજ વધારે આરામ મળે છે. ઉધરસનાં ઠસકાં સાથે ફેફસાં તથા શ્વાસનળીમાંના ધોળા અને ચીકણા કાચા કફનો મોટો જથ્થો, અને સાથે એની હોજરીમાંનો ખોરાક પણ બહાર નીકળી આવે છે. કોઈક વાર કફ સાથે જરાક લોહી પણ હોય છે. દરરોજ આવા હુમલા ઉપરાઉપરી અથવા થોડા થોડા અંતરે થયા કરે છે. ચોવીશ કલાકમાં ૭ થી ચોવીસ જેટલા હુમલા થાય છે. દિવસ કરતાં રાત્રે વધારે થાય છે, અને બાળકની ઊંઘ બગડે છે. કેટલાએક સમજણાં બાળકોને થનારા હુમલાની ખબર પડી જાય છે, એટલે તેઓ એકદમ કાંઈક ખાટલો, ખુરશી કે દાદર અગર ભીંત પકડીને આધાર લે છે. બંને હાથે કાંઇક પકડતાં એ ઉધરસનો હુમલો સારી રીતે સહન કરી શકે છે. નાનાં બાળકોને આવે પ્રસંગે હાથ પકડીને આધાર આપવો જોઇએ. જ્યારે હુમલો થાય છે ત્યારે બાળકનો દેખાવ અત્યંત દયાજનક થઇ પડે છે. તેનું મ્હોં લાલચોળ તથા સહેજ સ્યામવર્ણું થઈ જાય છે ને ગુંગળાઇ જતું જણાય છે. જો કે એવી રીતે ગુંગળાઇને કોઈ મરતું નથી. વારંવાર થતા ખાંસીના હુમલા; એને લીધે તેનાં પોપચાં ફુલેલાં રહે છે. કોઇ વાર આંખો લાલ હીંગળોક જેવી થાય છે, અને કોઈક વાર નકોરી ફુટે છે. નબળા બાંધાનાં બાળકોને ગુદાનો નીચલો ભાગ હેઠે ધસી આવે છે—આંબળી નીકળે છે, અથવા સારણગાંઠ પણ ઉતરી આવે છે.

આ પ્રમાણે દર્દની શરૂઆતથી પહેલાં દસ દિવસ દર્દ વધતું જાય છે. પછીના આઠ દસ દિવસ પૂરજોસમાં ચાલુ રહે છે અને અઢાર કે બાવીશ દિવસ પછી ધીમે ધીમે નરમ પડવા માંડે છે. ઉધરસના હુમલાની સંખ્યા અને જોસ ઘટવા માંડે છે. હુમલાઓ લાંબે ગાળે

થાય છે અને કફ સહેલાઇથી બહાર નીકળે છે. શરૂઆતનો તાવ જતો રહે છે અને બાળક ખોરાક પેટમાં ટકાવી શકે છે. આ પ્રમાણે છથી સાત અઠવાડીએ આ રોગનો હુમલો તદ્દન જતો રહે છે, પરંતુ આ મુદત દરમીઆન બાળકને શરદી ઇન્ફ્લુએન્ઝા કે ન્યુમોનીઆ જેવા કોઇ રોગનો હુમલો થાય તો આ રોગ ત્રણથી ચાર મહિના સુધી બાળકનો કેડો મૂકતો નથી.

સામાન્ય જનતા પણ આ રોગની મુદત ત્રણ પખવાડીઆંની છે એમ જાણે છે. પહેલું પખવાડીયું શરૂઆતનું-ધીમું હોય, વચલું પખવાડીયું વસમું-ભારે હોય અને છેલ્લુ પખવાડીયું મટવાનું, હળવું પડી જાય છે એમ સમજે છે. જો કફના દર્દીના હુમલા થયા હોય તો ૭ મહિના સુધી પણ આ રોગ લંબાય અને ઊંટાટીઓ પખવાડીએ પડે છે એમ ભણ્યા વગર અનુભવથી સમજે છે.

આ રોગ પ્રાચીન નથી. તેમ જ આયુર્વેદમાં એનો ઉલ્લેખ નથી. જો પ્રાચીન હોત તો આયુર્વેદમાં કૌમારભૃત્ય તંત્રમાં કે બાળ રોગમાં આવા વ્યાપક અને સંક્રામક રોગનું નિદાન ચિકિત્સા પૂર્વક આર્યો લખ્યા વિના રહ્યા જ ન હોત.

એમ છતાં એની ચિકિત્સા આયુર્વેદ જાણનાર વૈદ્ય ન કરી શકે એવું પણ નથી. ત્રિદોષ-સિદ્ધાંત અનુસાર દરેક વિદ્વાન વૈદ સરળતાથી આ રોગને મટાડી શકે છે, એમાં જરાકે સંશય નથી.

આ દર્દ વાતકફ જન્ય છે એમ કહી શકાય અને એનાં લક્ષણો ઉપરથી ઉપાયો યોજીને બાળકને રાહત આપી શકાય.

આ દર્દ મુદતબંધી હોવા છતાં ઉપાયોથી નવા રોગોના હુમલા થતા અટકે છે. બાળકને ખાંસીના ત્રાસમાંથી રાહત મળે છે અને એની શક્તિ ટકી રહે છે.

આ રોગને માટે 'પરટુસીન' નામની દવા આવે છે એ ઘણો સારો ફાયદો કરે છે. એના જેવી જ દવાઓ પણ 'પરટુસોલ' અને 'ટુસોપીલ' વગેરે આવે છે અને વપરાય છે, પરંતુ ઓરીજીનલ પરટુસીન જેવું ચમત્કારિક કામ કરતી નથી.

સાદામાં સાદા ઉપાય તરીકે આદુ, અરડુશીનો રસ અને મધ મેળવીને આપવાથી ઘણી રાહત રહે છે. ૦। થી ૦॥ ભાર જેટલું આદું અને પાંચથી દસ પાન અરડુશીનાં પાણીમાં ધોઈ વાટી રસ કાઢી એમાં ૦। થી ૦॥ ભાર મધ નાંખી બાળકને પાવું. આવી રીતે દિવસમાં બેથી ત્રણ વાર પાવાથી આ રોગમાં ફાયદો થાય છે. કશો ઉપદ્રવ થતો નથી અને લાગું ચાલતું નથી.

વળી આ રોગમાં અજમો પણ લાભદાયક છે. થોડા અજમાના દાણા વારંવાર દુધમાં ઉકાળી બાળકને પાવાથી લાભ કરે છે.

વળી એલોપથીમાં એ દર્દીના લોહીમાંથી બનાવેલ સીરમ અને બડખામાંથી તૈયાર કરેલ વેકસીન પણ આ રોગના અટકાવ અને નિવારણ માટે વપરાય છે.

એ સિવાય આ નીચેનો પ્રયોગ અનુભવસિદ્ધ અને ગુણકારક માલુમ પડયા છે જે અહીં આપવામાં આવે છે.

આદું ૦। તોલો

| | |
|---|---|
| સુંઠ | દરેક |
| ભોરંગડીનું પંચાગ અથવા મૂળ | પાવલી |
| અજમો | પાવલી ભાર |
| અરડુશીનાં પાન | લઈ, આખુ |
| સાચી કાકડાશીંગ લાંબી | ભાગું ખાંડી |
| કાયફળ | |
| સુગંધી સાચો ઉપલેટ | આશરે શેર |
| લીંડીપીપર | સવાશેર |
| જેઠીમધ | પાણીમાં |
| કાળીધરાખ | |
| મૂળાનાં બી | ઉકાળી, |

પાણી આશરે પાંચ સાત તોલા રાખી, ઉતારી, ઠરે ત્યારે ચોળી લુગડાથી ગાળી લેવું. એમાં ૦ાા ભાર મધ અને ૦ાા ભાર દેશી જુનો ગોળ મેળવી ઓગાળી એક શીશી ભરી રાખવી. એમાંથી દિવસ રાતમાં છ એક વાર થોડું થોડું આ કવાથનું પ્રવાહી દુધમાં મેળવીને પાવું. દુધ સિવાય પણ પાવામાં હરકત નથી. વળી આ દવાને ગળી બનાવવા માટે એમાં મધ તથા ગોળ વધારે પ્રમાણમાં મેળવી બાળક સ્વાદપૂર્વક પી શકે એવું બનાવીને પણ અપાય.

ઉપરોક્ત કવાથનું પ્રમાણ એક આખા દિવસ માટે છે. વખત ઉપરાંત જ્યારે જ્યારે ઉધરસ ચડે ત્યારે અથવા વારંવાર પણ આપી શકાય છે. આ દવાના પ્રયોગથી બહુ જ રાહત રહે છે. આ પ્રયોગ આયુર્વેદિક પરહુસીન છે એમ કહી શકાય.

આ ઉકાળો દરરોજ ન બનાવવો હોય તો બે ચાર દિવસનો વધારે પ્રમાણમાં ઓસડીયાં લઇને ઉપરોક્ત માપે બનાવી શકાય છે. પણ જેમ તાજો હોય એમ વધુ સારું. ઉકાળાના ઓસડીયાં તો ગમે એટલાં વધારે લાવીને પડીકાં તો અગાઉથી તૈયાર કરી શકાય છે, પરંતુ ઉકાળેલો ઉકાળો બે કે ચાર દિવસથી વધારે વખત ચાલે એટલો બનાવી ન રાખવો.

આ સિવાય આ દર્દમાં શિતોપલાદિ ચૂર્ણ પણ મધમાં વારંવાર ચટાડાય તો પણ રાહત મળે છે. એની સાથે જોડે જવખાર મેળવ્યો હોય તો સરળતાથી કફ છુટો પડે છે.

જ્યારે હાથીઆ થોરનો નાશ થયો નહોતો ત્યારે એનાં ફીંડવાં પણ આ રોગમાં બહુ જ ફાયદો કરતાં એવું માલુમ પડયું છે. એની ઉપર થતાં રાતાં ફીંડવાંને ઉતારી ચીપીયાથી પકડી એને દેવતા ઉપર જરાતરા શેકી ઉપરના કાંટા બાળી નાંખવા. પછી જરા જરા છાલ ઉતારી બાળકને ખાવા આપવું. દિવસમાં બે ત્રણ ફીંડવાં ખાવાથી લાભ થતો. અને સ્વાદિષ્ટ હોવાથી બાળક રાજી ખુશીથી ખાઈ જાય છે. હજી પણ જો કયાંય હાથીઓ થોર મળતો હોય તો આ પ્રયોગ કરવા જેવો છે.

ઉપરોક્ત ઉકાળાને કાયમ રાખી શકાય એવી એક આસવકલ્પના બનાવી શકાય, પણ એ તૈયાર થતાં એકાદ માસ લાગે છે—જે નીચે પ્રમાણે.

ઉપર જણાવેલી બાર દવાઓ સરખે વજને લેવી અને બધી મળીને કુલ ૩ શેર લેવી. એને ખાંડી ૨૪ શેર પાણીમાં ઉકાળી એને ચોથા ભાગનું એટલે ૬ શેર બાકી રાખી લુગડાથી ગાળી લેવું. પછી એમાં ૨ાા શેર દેશી જુનો ગોળ અને ૧ા શેર મધ તથા ૦ાા શેર ધાવડીનાં ફુલ નાંખી, ચીનાઈ માટીના એક મોટા બાટલામાં ઢાંકણું વાસી પેક કરી એક માસ સુધી રાખી મૂકવું. ત્યાર પછી લુગડાથી ગાળી લઇને એ પ્રવાહી આસવને સારી રીતે આછરવા દેવો. પછી એ સ્વચ્છ આછરી ગયેલા પ્રવાહીને શીશાઓમાં ભરી લેવું અને એમાંથી આ રોગમાં ચમચી ચમચી દવા દુધમાં વારંવાર પાયા કરવી. આખા દિવસમાં જરૂર પ્રમાણે ૨ થી ૪ તોલા આ આસવ પાવો. આ રીતે બનાવેલી દવા કાયમ ટકે છે અને કદિ બગડતી નથી અને દવા જેમ જુની થાય એમ વધારે ગુણકારક બને છે.

હવે આ દર્દમાંથી જો ન્યુમોનીઆનો ઉપદ્રવ થાય તો તરત જ સારા વૈદ ડાક્તરની સલાહ લેવી. પરંતુ તાત્કાલિક ઉપાય તરીકે ખોરાક બંધ કરી, છાતી ઉપર અળસીના ડબાનો લેપ કરવો અને ઉપર જણાવ્યું તેમ આમાં અરડુસીનો રસ મધ મેળવીને દિવસમાં ત્રણચાર વખત પાવો અને નીચેની દવા એમાં મેળવીને આપવી.

| | |
|---|---|
| મકરધ્વજ ૦।। ગ્રેઈન<br>કસ્તુરી* ૦।। ગ્રેઈન<br>અંબર ૦।। ગ્રેઇન<br>ગોરોચન ૦।। ગ્રેઈન<br>સિતોપલાદિ૦।। રાત | એક પડીકી વાટીને મેળવીને આદા અરડુસીના રસમાં |

આપવી. આવી રીતે દિવસમાં ત્રણ વાર પડીકાં આપવાથી કફનું જોર નરમ પડી જશે.

વળી ઉટાંટીઆમાં આવી કેટલીક દવા નીચે પ્રમાણે આપવાથી પણ ઠીક ફાયદો થાય છે.

(૧)

| | |
|---|---|
| ફેરમફૌસ ૧૨×૩ ગ્રેઈન<br>કાલીમ્યુર ૧૨×૩ ગ્રેઈન<br>કાલીફોસ ૧૧×૩ ગ્રેઈન<br>ગરમ પાણી ૧।। ઔંસથી ૩ ઔંસ | દિવસમાં અને રાતમાં ત્રણ વાર પાવી. |

(૨)

અથવા વારંવાર વારાફરતી આ દવા પાવી.

| | |
|---|---|
| ફેરમફોસ ૧૨×૩ ગ્રેઇન<br>મેગફોસ ૧૨×૩ ગ્રેઇન<br>નેટ્રમફોસ ૧૧×૩ ગ્રેઇન<br>ગરમપાણી૧।।થી૩આંસ | દિવસ રાતમાં ત્રણ વાર અથવા વારંવાર વારાફરતી પાવી. |

આ બેઉ દવાઓ વારાફરતી થોડા થોડા કલાકને અંતરે આપ્યા કરવી.

આ રોગમાં પરેજી પાળવાથી પણ શાંતિ રહે છે અને નવા ઉપદ્રવો થતા નથી. કુપથ્ય કરવાથી બાળકો હેરાન થાય છે,

કફ અને વાયુને કોપાવે એવા ખોરાક સદંતર બંધ કરવા.

ગળપણ–ખાંડ અને ગોળ બંને, મિષ્ટાન્ન, મરચાં, ખટાશ, કઠોળ, ફરસાણ, તળેલી ચીજો અથાણાં, બાજરો, ચીકાશવાળા પદાર્થો વગેરે બંધ કરવું. ચા કોફી દુધમાં થોડી ખાંડ આવે એનો પ્રતિબંધ નથી. હમેશનો સાદો ચાલુ ખોરાક સાત્વિક હોય તે ખાવામાં હરકત નથી. આવે પ્રસંગે બાળકોને મીઠાઇ, ચીનાઇસીંગ જેવા તેલી પદાર્થો કે આચરકુચર જેવી વસ્તુઓ, બજારૂ ખાણો કે શરદી કરે એવાં પીણાં–આઇસક્રીમ ઇત્યાદિથી મુક્ત રાખવાં. ન્યુમોનીઆ થયો હોય ત્યારે તો ખોરાક બંધ કરી પ્રવાહી ઉપર જ રાખવાં વધુ હિતાવહ છે.

હજી પણ ઉટાંટીઆમાં ઘૃત (ઘી) પાવાની પ્રથા પ્રચલિત હોય એમ જોવામાં આવે છે. કદાચ જુના જમાનામાં બાળકોના જઠરાગ્નિ અતિ પ્રદિપ્ત હોવાથી અનુકૂળ પડતું હશે, પરંતુ અત્યારે તો નુકશાન થતું જ જોવામાં આવ્યું છે. માટે એ પ્રયોગ નહિ કરવાની સલાહ છે.

વળી આ રોગમાં ઘણા જુદી જુદી જાતના ટુચકાઓ છે એની શી અસર છે એ નક્કી કરવું મુશ્કેલ છે અને એ શ્રદ્ધાનો વિષય છે.

ઉટાંટીઆમાં સપડાયેલ બાળકને પચિ અઠવાડીયાં સુધી બીજાં બાળકોથી દૂર રાખવાની જરૂર હોય છે. ત્યાર પછી એને ચેપ લાગતો નથી, કારણકે એના ગળફામાંથી જંતુઓ નાશ પામે છે.

આ રોગ બાળકને એક વાર થઈ ગયા પછી એના જંતુઓ સામે ટક્કર ઝીલવાની સંરક્ષણ શક્તિ જીવનપર્યંત ટકે એવી ઉત્પન્ન થાય છે એટલે ફરી થતો નથી.

આ રોગમાં સપડાયેલ બાળકનું શરદીથી અમુકપણે રક્ષણ કરવું જોઇએ. ધાવણા બાળકને આ રોગ થયો હોય તો ઉપર જણાવેલ પરહેજી એની માતાએ પાળવી જોઇએ.

ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠકના અને સ્વામી હરિશરણાનંદ વૈદના 'જંતુશાસ્ત્ર પ્રવેશિકા' અને 'જ્વર મીમાંસા' નામક પુસ્તકો ઉપરથી–'લેખક'

# રસોઇ ઘર

સંપાદિકાઃ

સ્વ. સૌ. મણીબહેન એચ. મહેતા



**અનાર (દાડમ)નું શરબત**

**સાધન**=દાડમનો રસ તોલા ૪૦ અને સાકર મિશ્રી તોલા ૨૦.

**કરવાની રીત**–દાડમનાં બી કાઢી તેને એક ખાદીના કપડાંમાં નાંખી ચોળીને રસ ગાળવો. તે રસ ૪૦ તોલા થાય એટલે સાકર મીશ્રી તોલા ૨૦ લઇ તેને ખાંડી ભુકો કરી તેમાં ઉમેરવો, અને તે ઉકાળવો. જ્યારે તોલા ૩૦ રહે એટલે ઉતારી ઠંડું પડવા દેવું, અને પછી તેને હવા ન જાય તેવી સફેદ કાચની બોટલમાં ભરી રાખવું, અને સૂર્યનો પ્રકાશ ન પડે તેવી જગ્યાએ રાખવું. વાપરવું હોય ત્યારે એક કાચના ગ્લાસમાં મોટો ચમચો શરબત અને બે ચમચા દૂધ અને બાકી પાણી નાંખી તેમાં આઇસ (બરફ) નાંખવો.

**ખસનું શરબત**

**સાધનઃ** વાળો શેર ૧ અને સાકર શેર ૧

**કરવાની રીત**–વાળાને પાણીથી ધોઇને તેને બશેર પાણી મુકી તેમાં ઉકાળવો. એક શેર પાણી રહે ત્યારે ઉતારી ખાદીના કટકાથી ગળીને સાકર નાંખી ઉકાળી એક રસ થાય એટલે ઠંડુ પાણી પછી સફેદ શીશીમાં ભરી હવા ન જાય તેવી જગ્યાએ રાખવું. વાપરવું હોય ત્યારે મોટો ચમચો શરબત અને બે ચમચા દૂધ, બાકીનું પાણી નાંખી પીવાય છે.

**અનેનાસનું શરબત**

**સાધન**ઃ અનેનાસનો રસ શેર ૨ સાકર શેર ૧

**કરવાની રીત**—અનેનસના કાંટા પાન કાઢી વચ્ચેથી થડ કાઢી નાંખી એક મોટી ખમણી લઇ, તેને પિતલની કલાઇવાળી થાળીમાં ખમણી, પછી એક ખાદીનાં ટુકડાથી ગાળી રસ જુદો કાચનાં વાસણમાં ભરી રાખવો. પછી તેમાં સાકર નાખી કલાઇવાળા વાસણમાં ઉકાળવો. ઉકાળતાં ૨ શેર રહે એટલે ઉતારી, ઠંડુ પાણી શીશીમાં ભરી લેવું. વાપરવું હોય ત્યારે એક ચમચો શરબત, બે ચમચા દૂધ તથા આઈસ નાંખી પાણી નાંખી પીવું.

**આંબલીનું શરબત**

**સાધન**:– આંબલી શેર ૨ અને ખાંડ શેર ૪.

**કરવાની રીત**–આંબલી બશેર લઇ તે માટીનાં વાસણમાં ૧૦ કલાક પલાળી રાખવી. પછી હાથથી ચોળી પાણી અને તેનો એક-રસ કરી, માટીના વાસણમાં ગળી લેવું. પછી કલાઇવાળા વાસણમાં ઉભરો આવે એવી રીતે ઉકાળવું. પછી તેમાં ખાંડની ત્રણ તારી ચાસણી કરી નાખી દેવી. તૈયાર થાય એટલે ઉતારી ઠંડુ થાય એટલે શીશીમાં ભરી રાખવું. એથી પાંચ તોલા સુધી પિત્ત પ્રકુતિવાળા માણસે સવાર અને સાંજના સુતી વખતે આપવાથી દસ્ત સાફ આવશે. આ શરબતમાં એક બીજો ગુણ છે, કે ઉનાળામાં તેનું સેવન કરવાથી લુ લાગતી નથી. જેને હંમેશા બંધકોશ રહેતો હોય તેને આ શરબત ઘણું જ ગુણકારી છે. એના સેવનથી દસ્ત હમેંશા સાફ આવે છે.

કુ. વિદ્યુબહેન. એચ. મહેતા.

# બાળઉછેર



લેખિકાઃ
**સૌ. ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય**

*

( ગતાંકથી ચાલુ )

'દંરગથ્થુ ઉપચો.'

ઘણીવાર બાળક ગરમ પાણીથી કે ગરમ તેલથી દાઝી જાય તો શું ઉપાય કરવા તે જોઈએ. ઉકળતા પાણીથી દઝાય તો કળીચુનાનું નીતર્યું પાણી અને એરંડીયું ભેગું કરી ચોપડવાથી ફાયદો થાય છે. ગરમ તેલથી દઝાય ત્યારે દૂધની તર ચોપડવાથી અથવા તો કેળનું પાન દાઝેલા ભાગ પર મૂકવાથી રાહત રહે છે. વધારે દાઝયું હોય તો ડૉક્ટરને દેખાડવું.

જો કોઇ નાનું છોકરું દાઝયું હોય અથવા બળ્યું હોય તો તેને એમને એમ કપડાં સુદ્ધાં જ સવાશેર જેટલા સાધારણ ગરમ પાણીમાં એક ચમચી સોડાખાર નાખીને લોશન બનાવી બાળકને તે લોશનમાં ભીંજવી રાખવું. ધ્યાન રાખવું કે પાણી ૯૮ ડીગ્રી ફેરનહીટ જેટલું જ ગરમ છે. આથી દુઃખાવો ઓછો થશે તે નાડીના ધબકારા પણ ઓછા જણાશે. ડૉક્ટર આવી પહોંચે ત્યાં સુધી આ ઉપાય ચાલુ રાખવો. ઘણી વખત ચહેરો બળી જાય ત્યારે આંખ અને નાક અને મોં માટે કાણાં રાખી બુરખો કાપી કાઢવો, અને સોડાના લોશનમાં બોળી મ્હોં પર ઓઢાડી દેવો અને બુરખાને લોશનથી ભીંજવ્યા કરવો. લીન્ટનું કાપડ બુરખો કરવા માટે ન મળે તો ચોખ્ખું અને સાદું કપડું પણ ચાલશે.

જો કોઇવાર કપડાં સળગી ઉઠયાં હોય તો ધાબળો, કોટ, શેત્રંજી કે એવી વસ્તુ લઇને દાઝેલાની આસપાસ વીંટાળી દઇ તેને સુવાડી દેવું, અને બળતું ઓલવી નાખવું. કોઇનાં કપડાં સળગી ઉઠયાં હોય ને મદદ કરનાર કોઇ પાસે ન હોય તો બળતો ભાગ ઉપર રહે એવી રીતે સપાટસૂઇ જવું ને પાસે ઓઢવાનો ધાબળો કે એવું કંઇ લઇને ઓલવવાની તજવીજ કરવી. મદદ માટે બૂમો પાડવી. પહેલું ભૂલેચુકે ખુલ્લી હવામાં દોડી જવું નહિ. મદદ કરનારે ધ્યાન રાખવું કે દાઝેલાં ભાગ ઉપરનાં કપડાં સંભાળથી કાઢી લેવાં. જો તે ચામડીને વળગેલાં હોય તો તેટલો ભાગ રહેવા દઈ કાતરથી આજુબાજુનો કાપી કાઢવો. સોડાખારમાં લોશનથી દર્દીને ઠંડી લાગી આરામ મળશે, એટલું જ નહિ, પણ તેથી સળગી ગયેલાં કપડાં સહેલાઇથી છૂટાં કરી શકાશે. દાઝેલા ઉપર ફોલ્લા પડે તો ગરમ સ્ટ્રોંગ ચ્હામાં લીન્ટ કે ગોઝના કટકા બોળી દાઝેલા ભાગ પર લગાવવા ને સુકાઇ જવા દેવા.

ઝેરી સાપ કે વીંછી કરડે ત્યારે ડૉક્ટરની મદદ લેવી. ડૉક્ટર આવી પહોંચે તે પહેલાં જો હાથ કે જાંગ ઉપર સાપ કરડયો હોય તો જખમ અને હૃદયની વચમાં તંગ પાટા વડે દબાણ કરવું કે જેથી અવયવોમાં લોહી ફરતું અટકી જાય. પગના નળા ઉપર પાટો બાંધવાનો કંઇ અર્થ નથી. પાટો રબરની નળીનો, નેકટાઇનો, રૂમાલ અથવા જાડી દોરીનો બાંધવો.

દર્દીને તદ્દન સ્વસ્થ સુવાડી રાખવો. જો

ગળવાની શક્તિ હોય તો ગરમ કોફી, ચ્હા કે દૂધ આપવું. કોઇપણ જાતનો દારૂ આપવો નહિ. સાપ કરડે ત્યારે દર્દીને બહુ બીક લાગવાથી તેની હાલત ઘણી ભયંકર થઇ પડે છે; માટે તેને ધીરજ આપી મન શાંત કરવું. જખમ ઉપર કોઇ ઝેર વળગી સૂકાઇ ગયું હોય તો તેને પોટેસ્યમ પરમેન્ગેનેટના નરમ (ફીક્કા ગુલાબી રંગના) લોશનથી ધોઇ નાખવું. શ્વાસ ચાલતો બંધ પડતો જણાય ત્યારે કૃત્રિમ શ્વાસોશ્વાસ ચાલવવો.

વીંછી કરડે ત્યારે ખૂબ જ દર્દ થાય છે. ઘણાંને વીંછી ઉતારતાં આવડે છે. આમો-ફોનની રેકર્ડ ઘસીને ચોપડવાથી વીંછી ઉતરી જાય છે. વીંછીના ડંખ ઉપર નવસાર કે સાકું મીઠું ઘસવું. કારબોલીક એસીડનાં બે ટીપાં મૂકવાથી ડંખ બળી જાય છે અને દર્દ જલદી મટી જાય છે.

હડકાયેલું કુતરૂં કે શિયાળ કરડે તો માણસ પણ હડકાયેલું થાય છે. તેનું ઝેર જખમમાંથી નીકળી જ્ઞાનરજ્જુ તરફ પ્રસરે છે. જખમમાંથી લોહી વધારે વહે બને તેટલું તેવી તજવીજ કરવી. જખમ અને ધડની વચ્ચે દોરી કે રૂમાલ સાધારણ જોરથી બાંધવું. કરડેલા અવયવને—એટલે કે હાથ હોય તો ઝુલતો રાખવો. પોટેસ્યમ પરમેગેનેટની ગુલાબી પાણીથી જખમને ધોવો.

બાળકને નાની બે ચમચી અને મોટાને મોટા બે ચમચા ભરી બ્રાન્ડી પાણીના ગ્લાસમાં મેળવીને આપવી. ડૉક્ટરની મદદ તરતજ લેવી.

પાણીમાં ડુબવાથી કે ગળે ફાંસો ખાવાથી આપણો શ્વાસ બરાબર ચાલી શકતો નથી, અને આપણો જાન જવાનું જોખમ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી એમ ન માનવું કે દમ-બંધ શ્વાસોચ્છ્વાસ પાછો ચાલુ કરવા એકદમ પ્રયત્ન કરવો. આ દમ ચલાવવાની રીતને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ કહે છે.

દર્દીના શરીરને યોગ્ય સ્થિતિમાં મૂકવું. દર્દીને તરતજ ઉંધો સુવાડવો અને તેના હાથ માથા તરફ ઉભા લઇ જઇ મૂકવા તથા માથું એક પડખે ફેરવી નાખવું, કે તેનું નાક ને મોં જમીનને અડકે નહિ. કપડાં ઢીલાં કરવામાં વખત ગુમાવવો નહિ. તેના શરીર નીચે ગાદી કે કાંઇ રાખવું નહિ. તેની જીભ બહાર ખેંચી કાઢવાની કાંઇ જરૂર નથી, કારણ કે પોતાની મેળે જ બહાર લટકી આવશે. દર્દીને ઉંધો કરવા માટે તેને એક પડખે વાંકો વાળવો. તેના ચહેરાનું એક હાથે રક્ષણ કરી બીજે હાથે તેના સામેની બાજુના થાપા પરનાં કપડાં પકડી ઝડપથી આપણી તરફ ખેંચવાં.

દમ બહાર કાઢવાની ક્રિયા ચલાવવી:—

દર્દીના માથા તરફ મોં રાખી તેની એક બાજુએ ઘુંટણીએ બેસવું. આપણી એડીઓ ઉપર આપણું શરીર ટેકવવું. આપણા બંને હાથના પોંચા પડોળા કરી દર્દીની કમ્મર ઉપર મૂકવા. કાંડાઓ લગભગ એક બીજાને અડકેલાં રહે. આંગળીઓ બેઉ પડખાં ઉપર પાસે પાસે રાખી તેમની ટોચ જમીન તરફ રાખવી. ત્યારબાદ બેઉ આખા હાથો તદ્દન સીધા રાખી થાપાના સાંધા સ્હેજ લાંબા કરી ઘુંટણ ઉપરથી આપણા શરીરને દર્દીના શરીર ઉપર ઝુકાવવું, એટલે આપણા શરીરનો બધો ભાર નીચલી તરફ પડશે. દર્દી ઉપર દબાણ થશે એટલે તેના પેટમાંના અવયવો ડાયાફ્રામ તરફ ઉંચે દબાશે. તેથી ડાયાફ્રામ ઉંચે ચઢશે અને ફેફસામાંથી હવા તથા મોંમાં કાંઇ પાણી કે થૂંક હશે તે પણ બહાર પડશે (એક્સપી-રેશન થશે.)

પછી તેના ઉપરથી આપણા શરીરનું વજન લઇ લેવું અને દર્દીની પીઠ ઉપર હાથ રહેવા દેવા. આમ કરવાથી છાતી બધી

બાજુએથી ખીલશે, એટલે ફેફસામાં હવા દાખલ થશે. આ પ્રમાણે એક મીનીટમાં બાર વાર આપણું શરીર ઝુકાવવું અને પાછું હલાવવું. બે સેકન્ડ દબાણ કરવું અને ત્રણ સેકન્ડ દબાણ કાઢી નાંખવું. આમ કરવાથી દર્દી એની મેળે દમ ખેંચશે.

તેના હાથે પગે શેક કરવો કે જેથી તેનું લોહી પાછું ફરતું થાય. દર્દીનો દમ ચાલુ થઈ ફરી બંધ ન થાય તે માટે બારીકાઈથી ધ્યાન રાખવું.

શ્વાસોચ્છવાસ ચલાવવાનું કાર્ય, દર્દી પોતાની મેળે દમ લેવાનું ચાલુ રાખે ત્યાં સુધી અગર ડૉક્ટર આવી દર્દીને તપાસીને જીવે છે કે નહિ તે ખાત્રી આપે ત્યાં સુધી ખંતથી ચાલુ રાખવું. આવી રીતે કૃત્રિમ શ્વાસોચ્છવાસ આપવાથી ડુબેલાં માણસને ઘણી વખત નવજીવન પ્રાપ્ત થાય છે.

ઘણીવાર નાનાં બાળકની આંખમાં કચરો પડે ત્યારે તેને આંખ ચોળવા દેવી નહિ. બાળકની આંખનું નીચલું પોપચું નીચે ખેંચી જો કચરો દેખાય તો ઉંટના વાળની પીંછી વડે અથવા રૂમાલનો છેડો આંગળી ઉપર રાખી પાણીમાં ભીંજવી તે વડે હલકે હાથે લુછી લેવો. પછી ઠંડા પાણીથી આંખ ઉપર છાલકો મારવી.

ઘણીવાર બાળકો કાનમાં તેમ જ નાકમાં કંઈ ચીજ નાખી દે છે. પાસે દેખાતી હોય ને આપણાથી નીકળી શકે તેમ હોય તો ખેંચી લેવી, નહિ તો ડૉક્ટરની મદદ લેવી. પોતાને હાથે તે કાઢવાનો પ્રયત્ન કરવો નહિ. તેનાથી ઘણીવાર ભયંકર પરિણામ આવે છે. કાનમાં કદી સળી નાખવી નહિ, તેમજ પીચકારી વારંવાર મારવી નહિ. તેથી કાનનો પડદો ખરાબ થાય છે ને બહેરા થવાનો સંભવ રહે છે.

નાના બાળકને પુષ્કળ તડકાને લીધે લૂ લાગે છે ત્યારે તેને ઉલટી થાય, ચક્કર આવે, પુષ્કળ તરસ લાગે, ચામડી ગરમ લાગે છે અને ચહેરા ઉપર બહુ લોહી ધસી આવે છે, ને મોઢું લાલચોળ લાગે છે.

તે વખતે બાળકને તડકામાંથી ઠંડક થાય ત્યાં લઈ જવું. છાતી પરથી કમ્મર સુધી બધાં કપડાં કાઢી નાખવા. માથા, ગરદન અને કરોડ ઉપર ચાલુ બરફ મૂકવો, અથવા ઠંડુ પાણી રેડવું. આમ કરવાથી તેને રાહત રહેશે. બને તેટલી ખુલ્લી હવા આવવા દઈ બાળકને જોરથી પંખો નાખવો. પછી પાણીમાં બે ચમચી મધ નાખીને તેને પાવું. એપ્સમ સોલ્ટમાં પાણી નાખીને પણ અપાય છે. ઠંડુ પાણી તેને આપ્યા કરવું જરૂરી છે.

પોતાના ઘરનાં અમુક જરૂરી દવાઓ, બાટલીઓ ઉપર લેબલ ચોડી નામ લખીને રાખવી જોઈએ. ઘરમાં ઘણી વખત બાળક પડે આંખડે, શરદી કે ઉધરસ થાય, તાવ જેવું જણાય તો ઘરમાંથી તરત દવા આપી શકાય. કંઈ વાગ્યું હોય ને લોહી નીકળ્યું હોય તો આયોડીન, ટીંચર બેન્ઝોઇન કે મરક્યુરીક્રોમ લગાડી શકાય. પેટના દુઃખાવા માટે પેઇન કીલર, તાવ અને પેટ સારૂ બાટલીવાળા એગ્યુમીક્ષ્ચર આપવું. સુદર્શન પણ ઉકાળીને આપ્યું હોય તો સારું. માટે આયોડીન, મરક્યુરીક્રોમ, બેનઝોઇન, આલ્કોહોલ, પેઇનકીલર એગ્યુમિક્ષ્ચર, બામ, યુકેલીપ્ટસ, એસ્પ્રો, ડેસ્ટ્રોઝીન, બોરીક પાવડર, પોટેશ્યમ પરમેન્ગેનેટ, એલમેટના ફુલ, સુદર્શન, ત્રિફળા, આંખને માટે આરજીરોલ, ગુલાબજળ વગેરે ઉપયોગી દવાઓ રાખવી. એરંડીયું, પેરેફીન લીક્વીડ, એગેરોલ એવી જુલાબની દવાઓ પણ રાખવી. ઘરમાં સીરીંજ, બેડપેન, ડ્યુશકેન, ટીનની રકાબી, થર્મોમીટર વગેરે મંદવાડમાં ઉપયોગી ચીજો પણ રાખવી જરૂરી છે. ગળાને માટે ગ્લીસરીન, ટેનીક એસીડ રાખવું. તાવ માટે ક્વીનાઇનની ગોળીઓ અથવા પાવડર રાખવો

એસ્ટ્રીંજેસેથીયમ, કોડલીવર ઓઈલ, ટેનોપીલ જેવાં ટોનીક પણ ઘરમાં રાખવાં. સેપ્ટીક ન થાય માટે એમ. એન. બી. ની ગોળીઓ અને સીઝાક્રોલ જેવી ટીકડીઓ પણ રાખવી.

બાળકને નાનપણથી જ કપડાં સ્વચ્છ રાખવાની સુચના આપવી. કપડાં ફાટેલાં હોય તો સાંધીને પહેરાવવાં, પણ ગંદા તો ન જ પહેરાવવાં. સારો સાબુ અને ગળી વાપરવાથી કપડાં ધોબીનાં ધોયેલાં જેવાં ઉજળાં થાય છે. કપડાંને ધોકાવાથી જલદી ફાટી જાય છે. બાળક ધૂળમાં ન રમે તે પણ ખાસ ધ્યાન રાખવું; કારણ કે બાળકનું શરીર અને કપડાં બન્ને મેલાં થાય છે. તડકામાં સુકવવાથી કપડાં વધારે ઉજળાં થાય છે. ગરમ કપડાં ધોતી વખતે ખાસ ધ્યાન રાખવું પડે કે તેને ધોકો ન મારવો. સાધારણ પાણીમાં નીચોવીને સુકવવાં, નહિ તો તાંતણા તૂટી જશે, અને કપડું ફાટી જશે. ગરમ કપડાંમાં જીવડાં ન પડે માટે કાળીજીરી, કપુર, લવીંગ, મરી અને પડો-પાંદડી વગેરે મૂકવું. ડામરની ગોળી મૂકવાથી પણ જીવાંત પડતી નથી. બાળકનાં કપડામાં ઘણી વખત શાહીના, કાટના કે મ્હાના વિગેરે ડાઘા પડી જાય છે. તો તે કેવી રીતે કાઢવા તે દરેક માતાએ જાણવું જોઈએ.

શાહીનો ડાઘ તાજો હોય તો ચાર છ ચમચી દુધમાં એટલો ભાગ બોળીને ઘસવાથી જતો રહેશે. પણ જુનો ડાઘ હોય તો તેટલો ભાગ ભીનો કરી તેના ઉપર લીંબુ અને મીઠું ઘસવાથી જશે. ટર્પેન્ટાઈનથી ડાઘ જાય છે. ચુનાનું પાણી પણ તાજા ડાઘ માટે સારું છે. ઓક્ઝેલીક એસીડને સ્પીરીટમાં મેળવીને ડાઘ ઉપર ઘસવાથી ડાઘ જાય છે પછી ડાઘવાળો ભાગ સાબુ અને પાણીથી ધોઈ નાખવો. આ ઘણો જ અકસીર ઈલાજ છે.

ફળના ડાઘવાળું કપડું ઉકળતા દુધમાં બોળી ઘસવાથી ડાઘ સાફ થઈ જશે. ડાઘ ઉપર મીઠું ઘસી, ડાઘવાળો ભાગ વાડકા ઉપર ધરી તેના ઉપર ઉકળતું પાણી રેડીને ગાળવું તે પણ સારી રીત છે.

રંગીન રેશમી કપડાં ઉપરથી ફળનો ડાઘ કાઢવો હોય તો ડાઘને ઠંડા પાણીથી ધોઈ, પછી તેની ઉપર એમોનીયાનું પાણી લગાડવું. તે છતાં ડાઘ ન જાય તો તે ભાગ ફરીથી ધોઈને તેના ઉપર ચુનાનું પાણી લગાડવું.

ચ્હા કે કોફીનો ડાઘ સુતરાઉ કપડાં ઉપર પડયો હોય તો ઉકળતા પાણીમાં ટંકણખાર નાખી, ડાઘ વાળો ભાગ વાડકા ઉપર ધરી, તેમાંથી ઉકળતું પાણી ગાળી લેવું. આમ કરવાથી જલદી ડાઘ જાય છે. એ ડાઘ ઉપર સાબુ ન લગાડવો. તેનાથી તો ઉલટા ડાઘ પાકા થાય છે. ગરમ કપડાં ઉપર ચ્હા કે કોફીનો ડાઘ પડયો હોય તો એક ભાગ ગ્લીસરીન, નવ ભાગ પાણી અને અર્ધો ભાગ એમોનીયાનું પાણીનું મિશ્રણ બનાવવું અને ડાઘ પડેલા ભાગ ઉપર બ્રશથી લગાડવું. ત્યારબાદ ૧૨ કલાક કપડાને સુકવી રાખવું. આ અરસામાં ડાઘવાળા ભાગને થોડી થોડી વારે ઉપર જણાવેલા મિશ્રણથી પલાળ્યા કરવો. ત્યારપછી તે ભાગને કોરા કપડાથી લૂછી નાખવો અને થોડા વખત ઉકળતા પાણીની વરાળમાં ધરી રાખવો.

ઘી કે તેલનો ડાઘ પડયો હોય તો તે ભાગ સ્પીરીટથી ધોવાથી જતો રહેશે. ચંદન ઘસીને ચોપડીને સુકવી ખંખેરવાથી પણ જાય છે. ડાઘવાળા ભાગને ઈથર અથવા સ્પીરીટમાં સાબુનું પાણી મેળવીને લગાડવાથી જલદી ડાઘ જાય છે. ઘણીવાર કપડાંને પતરાનાં બટન કે હુક સાથે કપડું ધોવાઈ જાય તો તેના ઉપર કાટનાં ડાઘ પડે છે. ડાઘવાળા ભાગને ગરમ પાણીમાં બોળીને પછી તેના ઉપર લીંબુ અને મીઠું ઘસવું. અને તેના ઉપર થઈને ઉકળતું પાણી ગાળી લેવું અથવા તો ઓક્ઝેલીક એસીડ

અથવા સાઇટ્રીક એસીડથી પણ ડાઘ જાય છે.

ઘણીવાર બાળક રમતાં રમતાં પડી જાય છે અને લોહી નીકળે છે ત્યારે એના કપડાં ઉપર લોહીના ડાઘ પડી જાય છે. તે ડાઘ સોડીયમ હાઇપો ક્લોરાઇડનાં સોલ્યુશનથી ધોવાથી ડાઘ સુતરાઉ કપડા ઉપરથી જાય છે. ગરમ અને રેશમી કપડાં ઉપરથી જો આ ડાઘ કાઢવા હોય તો ન્હાવાના સાબુને મીથીલીટેડ સ્પીરીટમાં ઓગાળીને તે ભાગને ધોવાથી ડાઘ નીકળી જાય છે.

રેશમી સુતરાઉ કે ગરમ કપડાં ઉપર રંગના અથવા વારનીસનાં ડાઘ પડ્યાં હોય તો તે ઇથર એનીલીન એસીટોન નાઇટ્રોબેનઝોન ક્લોરોફોર્મ અથવા કાર્બન ટેટ્રા ક્લોરાઇડ લગાડવાથી જાય છે.

ડામરના ડાઘ ઇથર બેનઝોન અથવા એનીલીન લગાડવાથી જાય છે. આ પ્રમાણે બાળકોના કપડાં ઉપરથી જુદી જુદી રીતે ડાઘ કાઢી કપડાં પહેરાવવાં જોઈએ.

## ઉપસંહાર

આપણે આગલા પ્રકરણોમાં જોઇ ગયા તેમ માતાના ઉદરમાં બાળકની ઉત્પત્તિ થાય ત્યાંથી તે પુરેપુરૂં પુખ્ત ઉંમરનું થાય ત્યાંસુધી તેનામાં સુસંસ્કારો રેડવા માટે માતાઓને યોગ્ય કેળવણીની જરૂર છે. ગર્ભધાનના સમયમાં ભવીષ્યની થનારી માતાઓએ પોતાના દૈનિક વ્યવહાર, આચારવિચાર તથા આહારમાં પુરેપુરૂં નીયમન કરવું જોઈએ. તેમજ શારીરીક તથા માનસીક પોષણ પણ મળે તે વિષે ખાસ ધ્યાન રાખવું, વગેરે બાબતો આગલા પ્રકરણોમાં જોઇ ગયા છીએ. એટલે તે પરત્વે હવે વધારે કહેવાનું રહેતું નથી. દરેક માતાઓના સંજોગો તથા આસપાસનું વાતાવરણ કંઇ સરખું હોતું નથી, તેમજ આપણા હિંદુસમાજમાં માતૃત્વને યોગ્ય વાતાવરણ ઉભું કરવાનો અનુકુળ અવસર પ્રાપ્ત થતો નથી. તો તેવા સંજોગોમાં માતાઓએ માનસીક સંયમ જાળવીને આગલા પ્રકરણોમાં જેમ દર્શાવ્યું છે તેમાંની થોડી ઘણી બાબતો પણ અનુસરે તો પણ ઘણું જ શુભ પરિણામ લાવી શકાય. ઘણી સ્ત્રીઓની આર્થીક સ્થીતિ પણ પોતાનું શરીર સ્વાસ્થ્ય વધારવા જેવી હોતી નથી. તેઓએ પોતાનાથી બની શકે તેટલાં ખનીજ દ્રવ્યો તથા વીટામીન્સવાળો ખોરાક લઇને પણ પોતાનું તથા પોતાના આવતાં બાળકનું પોષણ કરવું તે જરૂરનું છે.

બાળકના જન્મ પછી તે સમજણું થાય ત્યારે તેના આહારવિહાર ઉપરાંત સુસંસ્કાર પાડવાની પણ ફરજ માતાઓની છે અને તે ફરજો બજાવવામાં માતાનો હિસ્સો કેટલો ને કેવો હોવો જોઈએ તે પણ આ લેખમાળામાં સમજાવ્યું છે.

ઉપરનાં પ્રકરણોમાં દર્શાવેલી સુચનાઓને બને તેવી રીતે આપણી ભવિષ્યની માતાઓ અનુસરે તેવી મહેચ્છા છે.

( સમાપ્ત

---

પાલડી ગામમાં રહેતી એક વણિક યુવતી પોતાની માંદી માને જોઇને વિક્ટોરીઆ ગાર્ડન પાસેથી પસાર થતી હતી ત્યારે તેને માણેકચોકમાં હુલ્લડ ફાટી નીકળ્યાનો ડર બતાવી સલામત સ્થાને પહોંચાડવાની આશા આપી એક મણિલાલ તેને મોટરમાં સ્ટેશને લઇ ગયો હતો. સ્ટેશન પર એણે તેને 'તને સાસરીયાના ત્રાસથી છોડાવશું" એમ કહી પોતાની સાથે વડોદરા આવવા જણાવતાં તે યુવતી ચમકી ઊઠી અને રડવા લાગી. આ દશામાં બન્ને જણાં રેવાભાઈની ધર્મશાળા પાસેથી જતાં હતાં ત્યારે શહેર 'કોટડા પોલીસ જમાદારે તેમને અટકાવી પૂછપરછ કરતાં ઉપર્યુક્ત હકીકત બહાર આવી હતી. મણિલાલની ધરપકડ કરવામાં આવી હતી.

## કેટલાક સાચા

# કિસ્સાઓ

*

ગયા મહિને, શ્રીમતી સુચેતા કૃિપલાનીનું અપહરણ કરવા માટે યોજાયેલું એક વ્યવસ્થિત કાવતરૂં કેવી રીતે નિષ્ફળ નીવડ્યું એની માહિતી



ગાંધીજીની પત્રકારોની છાવણીના એક સંદેશવાહકે આપી છે. શ્રીરામપુરથી વીસ માઈલને અંતરે આવેલા દત્તપરામાં તેઓ રાહતકાર્યનું કામ કરતાં હતાં.

આ વાત વહેતી મૂકનાર ડૉ. દાસગુપ્તાએ જણાવ્યું હતું કે, બુધવારે પાછલે પહોરે મારા એક જૂના બુઝર્ગ દર્દીએ ખાનગીમાં આ રચયેલા કાવતરાની વિગત આપી હતી. તરતજ સરકરી અધિકારીઓ સાથે મેં સંપર્ક સાધ્યો હતો અને સશસ્ત્ર સંત્રીઓના સંરક્ષણ નીચે હું દત્તપારા આવી પહોંચ્યો હતો.

એ ઘડિએ મુસ્લિમોનું ટોળું તોફાને ચઢ્યું હતું અને શ્રીમતી સુચેતા અને અન્ય મહિલા કાર્યકરોના નિવાસસ્થાન તરફ 'અલ્લાહો અકબર'ની બાંગ પોકારતું ધસી રહ્યું હતું.

સશસ્ત્ર સંત્રીઓએ તરત જ એ ટોળાને વિખેરી નાંખ્યું હતું અને ભયગ્રસ્ત મહિલાઓને આ પ્રમાણે ઉગારી લેવામાં આવી હતી.

*

અમદાવાદમાં રાજામહેતાની પોળમાં રહેતા કાપડના વેપારી શ્રી. રમણલાલ માણેકલાલ શાહે રૂ. ૧૨૦૧ આપી ચંપા ઉર્ફે કુસુમ નામની કહેવાતી બ્રાહ્મણ યુવતી સાથે લગ્ન કરેલું. આ ચંપા પાછળથી ઘરમાંથી ૭૦૦-૮૦૦નો માલ લઈ પલાયન થઈ જતાં નીચેની વિગત બહાર આવી આવી છે.

અગાઉ કપડવંજમાં રહેતો રવાભાઈ ચુનીલાલ નામનો મોટર કલીનર તે જ ગામની કાશી નામની બાઈના પ્રેમમાં પડ્યો હતો. આ પછી બન્નેએ લગ્ન કર્યું ને અમદાવાદમાં સરસપુરમાં રહેવા આવ્યાં.

આ બાઈ કાશી જ્યારે રવાભાઈ સાથે પરણી ત્યારે તે પોતાની સાથે શાન્તા ઉર્ફે શુરી અને ચંપા ઉર્ફે કુસુમ નામની બે છોકરીઓ પોતાની સાથે લાવેલી. તેમાંથી શાન્તાને વડોદરામાં રહેતા ચીમનલાલ લલ્લુભાઈ સાથે રૂા. સાતસો લઈ પરણાવેલી. અને તે પછી ચંપાને ઉપરના રમણલાલ માણેકલાલ સાથે પરણાવેલી.

*

અત્યાર સુધી કેટલેક સ્થળે હબસીઓના દેશમાં ગોરાઓ દ્વારા હબસી સ્ત્રીઓના સંતાનો ઉત્પન્ન થયેલાં જોવામાં આવતાં, પણ હિટલરીઆ યુદ્ધ પછી એથી ઉંધું જ બન્યાના બનાવો બહાર આવ્યા છે. એકલા બ્રિટનમાં જ અંગ્રેજ છોકરીઓએ હબસી સૈનિકોના ૧૫૦૦ જેટલા સંતાનોને ગેરકાયદે જન્મ આપ્યો છે.

*

# સૌરભ





શ્રીમતી લીલાવતી મુનશીએ મુસ્લિમો સિવાયના બાકીના લોકોમાં જીવતી પર બીજી સ્ત્રી લાવી, કરવામાં આવતાં લગ્નો ફોક ઠરાવવાનો કાયદો મુંબઈ પ્રાંતમાં મંજૂર કરાવવામાં સફળ થઈ ચૂક્યાં છે. હવે તેમણે ઉમરના કજોડાં એટલે કે, અઢાર વર્ષથી ઓછી ઉંમરની સ્ત્રીના પિસ્તાળીસ વર્ષથી વધારે ઉંમરના પુરૂષ સાથેનાં લગ્ન થતાં અટકાવવાના આશયથી એક કાયદાનો ખરડો મુંબઈ પ્રાંતની ધારાસભામાં રજૂ કર્યો છે. એ ખરડામાં આવી જાતનાં લગ્નમાં ભાગ લેનારાઓ પૈકી મુખ્ય મુખ્યને સજા કરવાની જોગવાઈ કરવામાં આવી છે. જીવતી પર બીજી કરવાના રિવાજના ઈલાજ તરીકે જે કાયદો કરવામાં આવ્યો છે, તેમાં એ પ્રકારે થયેલાં લગ્નને ફોક જાહેર કરવાની જોગવાઈ છે; તેમ આ પ્રકારના ઉંમરનાં કજોડાંવાળાં લગ્નોને આ કાયદો ફોક થયેલાં અથવા ફોક જાહેર કરવા જેવાં જાહેર કરતો નથી.

સગીર વયના કાયદાને લગતો આપણા દેશમાં ઘણો ગૂંચવાડો છે. સામાન્યપણે માણસની અઢાર વરસની ઉંમર પૂરી થાય, એટલે તે સગીર મટી પુખ્ત ઉંમરનું થયેલું ગણાય છે. પણ અઢાર વરસ પૂરાં થાય, તે પહેલાં જ તેના કુદરતી વાલીનું છત્ર તેને માથેથી દૂર થવાથી તેને માથે બીજા છત્ર તરીકે કોઈ વાલીની નિમણૂક કરવાનો સવાલ અદાલત આગળ આવે, તો તે સંજોગોમાં પોતાનું બધું સંભાળી લેવાની કુલ મુખત્યારી તેને એકવીસ વરસની ઉંમર પૂરી થતા સુધી મળતી નથી. બીજી બાજુ પર કન્યા ચૌદ વરસની થતાંલગ્નને માટે પુખ્ત ઉંમરની થયેલી ગણાય છે અને વાલીઓ તો ઘોડિયામાં રમતાં બાળકને પણ લગ્નના બંધનમાં જોતરી શકે! શારડા કાયદો બાળલગ્નો થતાં અટકાવવાના આશયથી ઘડવામાં આવેલો છે, છતાં તેમાંયે થયેલાં લગ્નને ગેરકાયદે ઠરાવવામાં આવતું નથી; તેમાં કેવળ થોડાક લોકોને દંડ કે કેદની સજા કરવાની જોગવાઈ કરવામાં આવી છે. હવે એ દંડ વસુલ કરવામાં આવે અગર કેદની સજાઓનો અમલ થાય, તો યે અસલ લગ્ન તો પરણનાર વર અને વધૂ બંનેને લગ્નનાં બંધનમાં જકડેલાં જ રાખે છે. લગ્ન કંઈ ફોક ઠરતું નથી.

શ્રીમતી મુનશીનો "ઉંમરનાં કજોડાંનાં લગ્ન" નો કાયદો આ જ નમૂનાનો છે. કાયદો વચ્ચે પડીને લગ્ન થતાં અટકાવી શકે, તે પહેલાં લગ્નનો વિધિ ઊકલી ગયો હોય, તો પછી સગીર કન્યા અથવા તેનાં હિતેચ્છુઓને એટલો જ દિલાસો લેવાનો અથવા મન મનાવવાનું રહે છે કે, ચાલો, કંઈ નહીં તો ખોટું કામ કરનારા થોડાકને સજા તો કરાવી!

મને લાગે છે કે, આટલું પૂરતું નથી. આવી જાતના કાયદા-મુજબ, લગ્ન કરનારા પુરૂષ પાત્રને ગુનેગાર ઠરાવવાની સાથે નીચે બતાવેલા કોઈક ઈલાજની જોગવાઈ તે કાયદામાં કરવી જોઈએ. લગ્ન કરનાર પાત્રને ગુનેગાર ઠરાવનારા હુકમને જ લગ્નને ફોક

ઠરાવનારો પ્રાથમિક હુકમ ગણવો. તે પછી સગીર કન્યા તે પુખ્ત ઉંમરની થાય ત્યાં સુધી કોઈક લાયક વાલીના છત્રમાં અથવા કોઈક સંસ્થાને સોંપવી. કન્યા સગીર મટીને પુખ્ત ઉંમરની થાય, ત્યાર બાદ ત્રણ મહિનાથી વધારે નહીં એવી મુદત દરમિયાન પડતી એક તારીખ આ મુકદ્દમાને અંગેનો છેવટનો ફેંસલો લેવાને માટે બંને પક્ષે અદાલત આગળ હાજર રહેવાને મુકરર કરવી. તે તારીખે કન્યાની મરજી શી છે, તેની ચોકસાઈ કરી લેવી. તેની ઇચ્છા જો લગ્નને ફોક કરવાની જણાય, તો છેવટના હુકમથી મૂળ લગ્નને ફોક થયેલું જાહેર કરવું. એથી ઉલટું, કન્યાનો વિચાર મૂળ લગ્નની પ્રતિજ્ઞાને વળગી રહેવાનો હોય, તો પ્રથમ થયેલો હુકમ રદ કરવો. એ કહેવાની જરૂર નથી કે, આ ગાળા દરમિયાન બેમાંથી એકે પણ બીજે ઠેકાણે લગ્ન નહીં કરી શકે.

કાયદાનો આશય જો સ્ત્રીને રક્ષણ આપવાનો હોય તો કાયદાથી તેને પૂરતું તેમ જ અસરકારક રક્ષણ મળવું જોઈએ. જે પતિને જે સ્ત્રીની સાથે લગ્નથી જોડાવાના ફળરૂપે સજા ખમવી પડી હોય, તે સ્ત્રીને તે પતિની સાથે દહાડા કાઢવામાં સુખ મળવાનો સંભવ રહેતો નથી. એના કરતાં આવા લગ્નના મામલાને ફોજદારી અદાલતને બદલે મુલ્કી અદાલતની હકૂમતમાં લેવાથી સ્ત્રીને પૂરેપૂરું રક્ષણ મળતું હોય, તો તે રસ્તો જ બહેતર છે.

આ ઉપરાંત કાયદાનો ખરડો જેવો છે, તે મુજબ ચૌદ વરસની એક કન્યાને ચુમ્માળીસ વરસના પુરુષની સાથે પરણાવવામાં કશી બાધા ઊભી થતી નથી. અને સત્તર વરસની કન્યાને પિસ્તાળીસ વરસના પુરુષ સાથે પરણાવની નહીં શકાય. આના કરતાં મને લાગે છે કે, કોઈ પણ ઉંમરની સગીર કન્યાના તેનાથી કહો કે, અઢી ગણી ઉંમરથી વધારે ઉંમરના પુરુષ સાથેના લગ્નને આવો કાયદો લાગુ કરવામાં આવે, તો કાયદાનો અમલ વધારે સરળ થાય ને આશય કંઈક ખરે આવે.

(હરીજનબંધુ) કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

*

ગયા સપ્ટેમ્બર માસમાં જાપાનના 'કામદાર સંઘોમાં એકનો અણધાર્યો ઉમેરો એ રીતે થયો છે કે, ત્યાંની વેશ્યાઓએ પોતાનું એક મંડળ સ્થાપીને સર્વોચ્ચ સત્તાને વિધિસર તેની જાણ કરી છે. વેશ્યાગૃહોમાં વસીને રીતસર જે વેશ્યાવૃત્તિ કરે છે તેવી સ્ત્રીઓનું જ આ મંડળ બનેલું છે. ફ્રોક પહેરવાનું પણ જેમણે કાઢી નાખ્યું છે તેવી ગેશાઓ પણ આમાં મોટી સંખ્યામાં જોડાઈ છે. પુરુષોની શોધમાં શેરીઓમાં ભટકતી ફરતી ઘરબાર વિનાની વેશ્યાઓની હરીફાઈને કારણે ધંધાને જે ફટકો પડે છે તે દૂર કરવાને મંડળની રચના થઈ છે.

આ મંડળની રચના થવાથી ઘરબાર અને બૈરીછોકરાં હોય તેને અમેરિકા મેલીને આવેલા અમેરિકન સૈનિકોની પ્રવૃત્તિ પર સારો પ્રકાશ પડી રહ્યો છે. સાથે સાથે યુદ્ધ અને યુદ્ધોત્તર વિષમતાઓને કારણે જેમને નછૂટકે વેશ્યાવૃત્તિથી ઉદરનિર્વાહ કરવાની ફરજ પડી છે તેવી ગેશાઓની સ્થિતિ પણ પ્રકાશમાં આવી છે.

જાપાનનો કબજો લેનારા અધિકારીઓ જાપાની પ્રજા સાથે હળવામળવાની સૈનિકોને હજી પણછૂટ આપે છે. પરંતુ એ સંબંધી જે નવા નિયમો અમલમાં મુકાયા છે તેથી હળવામળવા પર પુષ્કળ મર્યાદાઓ મુકાઈ ગઈ છે. એ નિયમોને લીધે અમેરિકન સૈનિકોની માઠી વલે થઈ છે. હળવામળવાની છૂટ તો છે, પણ હળવુંમળવું શી રીતે એ જ તો મુખ્ય પ્રશ્ન બની ગયો છે.

કોઈપણ અમેરિકન સૈનિક કોઈ પણ જાપાની સ્ત્રીને જમવામાં સાથે રાખી શકે

નહીં. લશ્કરના રસોડાં સુધી જાપાનીઓ જઈ શકે નહીં. જાપાની રેસ્ટોરાંમાં પણ અમેરિકનોને પ્રવેશબંધી જેવું છે. અમેરિકન સૈનિક જાપાની સ્ત્રીને લશ્કરનાં પોતાનાં કે પછી જાપાનનાં સિનેમાઘરોમાં સાથે ન લઈ જઈ શકે કે ન સ્નાનગૃહોમાં દરિયાકિનારે કે છાવણીમાં પોતાની સાથે રાખી શકે. જાપાની સ્ત્રીઓને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં પણ મુસીબતો છે. લશ્કરી વાહનોમાં લેખિત પરવાના સિવાય જાપાનીસોને બેસવા દેવાની મનાઈ છે. એ વાત ખરી કે પોતાની જાપાનીસ પ્રેમિકા સાથે બિનલશ્કરી વિસ્તારમાંથી પગે ચાલીને જવા પર કંઈ જ પ્રતિબંધ નથી; એટલું જ નહીં, ખાસ પ્રસંગોએ પોતાની કલબમાં સૈનિક એને નોતરી શકે છે, કે માન્ય થયેલાં જાપાનીસ નૃત્યગૃહોમાં એની સાથે જઈ શકે છે. પરંતુ એની સાથે જાહેરમાં ચેડાં કે ચેનબાજી કરવાની સખ્ત મનાઈ હોવાથી આટલી છૂટનો ઝાઝો અર્થ રહ્યો નથી. વળી જાપાની સ્ત્રીને અમેરિકાની સિગારેટ કે ચોકલેટ જેવી વસ્તુ આપવાની પણ મનાઇ છે.

પરિણામે પુરુષોની શોધમાં રસ્તા પર રખડતી ફરતી, જાપાનીઓ જેમને 'સદાની વેશ્યાઓ' કહે છે તેમની સાથે દોસ્તી કરવા ભણી અમેરિકન સૈનિકો વળ્યા છે. એટલે જ વેશ્યાગૃહોમાંની વેશ્યાઓએ એકાએક પોતાનું મંડળ રચીને પોતાનાં હિતોની રક્ષા કરવી ધારી છે.

જનરલ ડગ્લાસ મેક આર્થરને સ્વચ્છ અંગ્રેજીમાં એક પત્ર લખીને પોતાની સ્થિતિથી વાકેફ કરવાનું પણ આ સ્ત્રીઓ ચૂકી નથી. એમાં લખ્યું છે કે, 'સર્વોચ્ચ સત્તાની કૃપાથી અમે વારવનિતાઓ અમારા માલિકો સાથેના કરારોને કારણે લદાયેલ પ્રતિબંધોમાંથી છૂટી છીએ. અમારામાં લોકશાહી ભાવનાઓનો સંચાર થયો છે અને મુક્ત જીવનની આશા અમારામાં સ્ફુરી છે, પરંતુ અમારી અનિચ્છા છતાં અમારે આ ધંધો ચાલુ રાખવો પડે છે. પણ તે એવે સ્થાને રહીને—જેમાં આરોગ્ય માટેની પૂરતી સવડ છે. અમે સ્વતંત્ર બનીને પ્રમાણિક આબરૂભર્યું જીવન ગુજારીએ એવી અત્યારે અમારી સ્થિતિ નથી અને શક્તિ પણ નથી. પણ બને તેટલું જલદી એવું જીવન શરૂ કરી દેવાને અમે અત્યારે મથીએ છીએ. અમે એટલા માટે એક સ્વશાસિત મંડળ રચીને સંગઠિત થવાનું ધાર્યું છે, જેથી કરીને અન્યોન્યાશ્રય, આરોગ્ય અને વિકાસનો લાભ અમને મળી રહે." જનરલ મેક આર્થરને એમાં સહાયભૂત થવાની વિનંતી કરીને ધંધાની હરીફાઈને નિર્મૂળ કરવાની પણ પ્રાર્થના કરી છે.

*

ભારતિય ઈતિહાસ પરિષદના અધિવેશનને પ્રસંગે મારે પટના જવાનું થયું, ત્યારે ત્યાં બિહારના હિંદુ સમાજના અમુક ભાગમાં હજીય ચાલતો એક વિચિત્ર રિવાજ જાણવા મળ્યો. મિથિલાના બ્રાહ્મણોમાં છોકરા છોકરીઓના વિવાહસંબંધ ગોઠવવા માટે વર્ષમાં અમુક દિવસે 'સુરતિયાનો મેળો' ભરવામાં આવે છે. આ દિવસ બનતા સુધી અષાઢ સુદમાં રાખવામાં આવે છે. મેળામાં જ્ઞાતિના બધાં સુરતિયાઓની પસંદગી માટે કન્યાઓના વાલીઓ મેળામાં પધારે છે. આખા મેળામાં ફરીને મનપસંદ સુરતિયો શોધવાની તજવીજ કરે છે. સુરતિયાની, તેના વાલીની ને તેના કુળની ઓછીવત્તી કિંમત આંકવામાં મદદ કરનાર દલાલો આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. સુરતિયાઓના આ દલાલોને 'ઘટક' કહેવામાં આવે છે. બન્ને પક્ષના વાલીઓ તેમના પર—'ઘટકો' પર—પૂરતી લાગવગ અજમાવે છે. ઘટકની દોરવણી મુજબ કન્યાનો વાલી મનપસંદ જણાતા સુરતિયાની વરણી કરે છે. પછી બંને પક્ષના વાલી 'પંજિકાર' પાસે

જાય છે. પંજિકાર પાસે જ્ઞાતિના તમામ કુટુંબના પેઢીનામાનો ચોપડો હોય છે. તે વિવાહસંબંધ જોડવા ઇચ્છતાં આ બે કુટુંબનો પરસ્પર સંબંધ તેમની વંશાવલીઓ પરથી તપાસીને નક્કી કરે છે. જો તે કુટુંબને પિતૃપક્ષે સાત ને માતૃપક્ષે પાંચ પેઢીની નજીકનો સગાઇ ન નીકળે, તો તે આ સંબંધની યોજના મંજુર કરે છે. આ મંજુરી માટે પંજિકાર તેમને તાડપત્ર પર સંસ્કૃતમાં લેખિત પ્રમાણપત્ર આપે છે. અહીં સુધી તેમની યોજના સાંગોપાંગ પાર પડે છે. તેમનો 'મેળા'માંનો ફેરો સફળ નીવડે છે. પછી થોડા જ દિવસમાં લગ્નવિધિ રાખવામાં આવે છે ને તે પ્રસંગે પાંચ સાત માણસોની નાની જાનની પ્રથા હોવાથી તે લગ્ન શાંતિથી ને સાદાઈથી થઇ જાય છે. મેળામાં સોળે શણગાર સજીને જતાં મુરતિયાઓનું દૃશ્ય ખરેખર જોવાલાયક ખરું. થોડેક અંશે આ 'મેળો' પહેલાંના સ્વયંવર જેવો લાગે, પણ વસ્તુતઃ તેમ ન જ કહી શકાય, કેમકે આમાં તો વરકન્યાથી કોઈ કોઈની સ્વયં વરણી કરતું જ નથી. આ તો છે વાલીવાલીની પસંદગીનો મેળો. મુરતિયાને તો શોભાના પૂતળાની જેમ પ્રદર્શિત થવાનું ને કન્યાની તો હાજરીનું ય નામનિશાન ન મળે! બંનેને વાલીની પસંદગી પર લગ્નસંબંધે જોડાવાનું ને વાલીઓની પસંદગી ય ઘટકના અભિપ્રાય પર અવલંબે—પોતાની નહિ! તો પોતાના વાલીની પસંદગી પ્રમાણે વરણી કરવા હાથમાં હાર લઈ ફરતી કન્યાઓનું ય સાથે સાથે પ્રદર્શન રખાતું હોય, તો શણગાર સજેલા મુરતિઆઓને કેટલી રાહત રહે!

—હરિપ્રસાદ શાસ્ત્રી.

*

શાંતિ માટે અપાતું નોબેલ પારિતોષિક આ વર્ષે મીસ એમીલી બાલ્ચ અને ડૉ. આર. એલ. મોટને એનાયત થયાનું જાહેર થયું છે. પારિતોષક બંને વચ્ચે વહેંચવામાં આવશે. મીસ બાલ્ચ શાંતિ અને સ્વતંત્રતા માટે સ્ત્રીઓની આંતર રાષ્ટ્રિય લીગના પ્રમુખ છે. તેમની વય ૭૯ વર્ષની છે. તેઓ અમેરિકાના વતની છે.

*

હિંદી વિજ્ઞાન પરિષદની ૧૯૪૭ની બેઠકમાં વંચાયેલા વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને લગતા ૧૭ નિબંધો સ્ત્રીઓએ મોકલેલા છે. આ સ્ત્રીઓ જુદી જુદી સંસ્થાઓમાં સંશોધન કરી રહી છે અને તેમના પરિણામો આ નિબંધોમાં ચર્ચવામાં આવ્યા છે. રસાયન શાસ્ત્રમાં અને કેળવણી શાસ્ત્રના વિષયોમાં નિબંધોની સંખ્યા વિશેષ છે. બીજા વિભાગોમાં એકાદ બે અને કેટલાકમાં તો એક પણ નિબંધ સ્ત્રી-સંશોધનકારનો નથી.

પુરાતત્ત્વ અને માનવવંશ વિદ્યા વિભાગના પ્રમુખ શ્રીમતી ઇરાવતી કર્વે હતાં. તેઓ પુનાની કર્વે યુનિવર્સિટીના મહામાત્ર હતા. અને હાલમાં ડેક્કન કૉલેજ સંશોધન ઇન્સ્ટીટ્યુટમાં સમાજશાસ્ત્રના પ્રોફેસર તરીકે કામ કરે છે. તેમણે ગુજરાતના પ્રાગ્-ઐતિહાસિક અવશેષો પર સારું સંશોધન કર્યું છે.

*

વેશભૂષાથી માનવશરીરની સજાવટ કરવાની સામગ્રીના નવા આકાર પ્રકારો શોધી તૈયાર કરનારા, ઘણા કમનસીબી કારિગરો એમ માને છે કે, ટાપટીપભરી વેશભૂષાથી માનવ માળખાનું નૈસર્ગિક સૌન્દર્ય પહેલ પાડેલા ઝવેરાતની માફક દીપી ઊઠે છે પરંતુ અમેરિકાનો એક વેશભૂષાના નવા નવા આકાર રચનાર બર્નાર્ડ રૂડોલ્ફી વળી જુદી જ કલ્પના આપે છે. એના કહેવા પ્રમાણે પુરુષ હમેશાં પોતાના ખોળીઆથી અસંતુષ્ટ રહે છે, એથી કરીને તે શરીરની ખામીઓ ઢાંકવા માટે પોશાકની સજાવટ કરે છે. એને તો કુદરત બક્ષ્યા શરીરમાં હંમેશાં કંઇને કંઈ ઊણપો દેખાય જ છે. એટલે તે શરીરને શોભાવવા

છૂંદણાં પડાવે છે, અંજન આંજે છે, મેંદીથી હાથ-પગના પંજા રંગે છે, દાંત રંગે છે, હોઠ રંગે છે, ચહેરા ઉપર પાઉડર ચોપડે છે. તેમ વેશભૂષા સજે છે. ફ્રેડરિકી કહે છે કે, આ વેશભૂષામાં ઢીંગલી બની જાય છે, પરંતુ એમ કરીને તો બને તેટલી માનવી આકારની મટી જઈ અમાનવી બની જાય છે! નૈસર્ગિકતા સામે વર્તમાન ફેશનવાદીઓએ શરુ કરેલ આ જુદ્ધમાં માનવીએ જંગલી માનવીઓનું અનુકરણ કરવા માંડયા છે. યુરોપ–અમેરિકાની ગૌરાંગનાઓ આદિયુગ પછી શરુ થયેલ ગુફાયુગની વેળાનાં જે ચિત્રો ઉપલબ્ધ છે તેવી બનવા મથે છે.

૧૮૫૭ સુધીના યુગની ગોરીનારીઓ છાતીનો ભાગ ખૂબ આગળ પડતો દેખાય તે માટે લોખંડના પટા શરીર પર ધારણ કરતી. ૧૯૦૪ સુધી મોટી છાતી, સિંહ જેવી કટી, સુદીર્ઘ નિતંબ દેખાય તે માટે એવા લોખંડી માળખાં પહેરતી. ૧૯૧૩ સુધી એક પગ જેવો આકાર દેખાય તેવા કાપના ચણિયા ચડાવતી. ૧૯૨૮ સુધી ઝુલવાળાં વસ્ત્રો પરિધાન કરતી. એમને માટે નવા નવા ઘાટકાપનાં વેશભૂષા તૈયાર કરનારાઓ, માનવીની લાઘવ-ગ્રંથીના જ નહિ, પણ જંગલી લોકોના ગુલામ બની ગયા હતા. કોંગોની જંગલી નારી પોતાના નિતંબની જે પ્રકારની સજાવટ કરે છે તેનું નવા યુગની ગોરી નારી અનુકરણ કરતી થઈ ગઈ છે. એથી પણ વિશેષ ખરાબ અનુકરણ દક્ષિણ આફ્રિકાની હોટેન્ટોટ સ્ત્રીઓની અસાધારણ નિતંબ વૃદ્ધિનું વિક્ટોરિયા યુગની અંગ્રેજ સ્ત્રીઓ કરતી હતી, જેથી તે અર્ધનારી અને અર્ધપશુ સમી દેખાતી હતી! કુદરતી આકારને વિકૃત બનાવવાનો જ આ લોકોએ ધંધો માંડયો છે. એથી સ્થૂળ લાગતી કાયાને પાતળી બનાવવા, સીધા સાદા કેશ કલાપને વાંકા બનાવવા ગૌરંગનાઓ અનેક પ્રકારની યાંત્રિક મદદથી સાધનાઓ કરે છે.

આમ પ્રગતિવાળા કહેવાતા યુગનાં માનવી ફેશનને નામે ફરી ફરીને પ્રાગૈતિહાસિક યુગમાં પાછાં વળે છે! ગળાનાં, કાનનાં, માથાનાં, કાંડાનાં, કોણીનાં આભૂષણોમાં પણ એજ રીતે 'ચક્ર નેમિક્રમણ' પરિક્રમણ શરુ થયું છે. ફ્રેડરિકીની કલ્પના એવી છે કે, માનવી પોતાની સરખામણી જંગલનાં પશુઓ સાથે જ્યારે કરવા માંડયો, એથી એને સ્વશરીરમાં કંઈ ને કંઈ ખામીઓ ત્રુટીઓ દેખાવા લાગી. આપણા અનેક કવિઓએ પણ સ્ત્રી સૌન્દર્યની સરખામણી માછલી (મીનાક્ષી), સિંહ (સિંહલંકી), પોપટ (શુકનાસિકા), કદળી (કદળીસમી જંઘા), સર્પ (સાપ જેવો ચોટલો), કોયલ (કોકિલ કંઠી) વગેરે ઉપમા અલંકારોની ભાષામાં કરી છે! સૌન્દર્યની ખામીને પૂરી દેવા માટે છૂંદણાં પડાવવાની શોધ થઈ. એ કલા સમગ્ર દુનિયાના દેશોમાં આદિમાનવીથી માંડીને અર્વાચીન માનવી સુધીમાં પ્રવેશીને વિકસી છે. ગોરી નારીઓ જંગલી માનવીઓની જેમ છૂંદણાંથી પગ શણગારતી નથી તો મોજાંની મદદથી એમના જેવી દેખાવાનો પ્રયાસ કરે છે.

ઓછામાં ઓછાં વસ્ત્રો પહેરી અર્ધનગ્ન જેવા દેખાવ કરતી આજની ગોરી તેમજ બીજી લલનાઓ પ્રાગૈતિહાસિક યુગની નારીનું જ અનુકરણ કરે છે. તેમ વળી કેટલીક નખશીખ સુધી શરીર ઢાંકે તેવી વેશભૂષા ખાસ પ્રસંગે ધારણ કરે છે. આપણા દેશમાં અને ખાસ કરીને ગુજરાતમાં નવા-યુગની ગુજરાતણ ભરવાડણો, રબારણો જેવા ચણિયા, સાડી, બલૈયાં; મારવાડણ જેવી કેશકલાપની ઘૂઘરમાળ વગેરે ધારણ કરે છે, તે પણ પ્રગતિને નામે પીછેહઠમાં રૂપ, સૌન્દર્ય, ઠાઠ, નખરાં શોધી તેની મદદથી રૂપાળાં દેખાવાનો જ હૈયામાંનો છૂપો અસંતોષ વ્યક્ત કરવાનો એક પ્રકાર જ છે ને! (પ્રજાબંધુ)

# સ્ત્રી-જગત  સમાચાર

પુનામાં સેવાસદન સમાજ તરફથી સ્ત્રીઓ માટે ચાલતી શિક્ષણ સંસ્થાના ઇનામ વહેંચવાનો મેળાવડો શ્રી. મોરારજી દેસાઈના પ્રમુખપદે થયો હતો. સંસ્થાના પ્રમુખ ફરદુનજીના ના. રાણી સાહેબે મહેમાનની ઓળખાણ કરાવી હતી.

•

સુરતની ચાઇલ્ડ પ્રોટેક્શન (બાળ સંરક્ષણ) સમિતિમાં શ્રી. જ્યોત્સનાબહેન શુક્લ, શ્રી. ઇન્દીરાબાઈ જોગલેકર અને મીઠાંબાઈ કોન્ટ્રાક્ટર ચુંટાયાં.

*

સાથી રાષ્ટ્રસંઘની આર્થિક અને સામાજીક કાઉન્સીલની ત્રીજી બેઠકને અંતે છ કમીશનો પર હિન્દની ચુંટણી થતાં હિંદી સરકારે માનવ હક્ક કમીશન ઉપર શ્રીમતી હંસાબહેન મહેતા, અને સ્ત્રીઓના દરજ્જાને લગતા કમીશન ઉપર બેગમ હમીદઅલીની નીમણુંક કરી છે.

*

ભાવનગરમાં ઉજમબાઈ જૈન કન્યાશાળાનો વાર્ષિક ઇનામનો મેળાવડો શ્રી. ચંચળબહેન ભોગીલાલ શાહના પ્રમુખપદે થયો હતો.

•

મુંબઇ માં ધર્મનગરમાં જાણીતા પ્રથમ વિમાની સ્વ. કવાલીનાં ધર્મપત્ની શ્રી. નારાયણબાઇ પુ. કવાલીના પ્રમુખપદે મહિલા સંમેલન મળ્યું હતું; તેમાં શ્રી. શુભદ્રાદેવી રામનારાયણ રુઇઆ અને શ્રી. ભાગીબહેન મૂળજીભાઇએ ભાષણો કર્યાં.

*

અમદાવાદમાં ૧૯૪૫ માં દશ વર્ષની હિંદુ બાળાને ભજીઆ અપાવવાને બહાને જમાલપુર ચેપી રોગની હોસ્પીટલ પાછળ લઇ જઈ તેના ઉપર અત્યાચાર ગુજારવાના આરોપ માટે પકડાયેલા બૈયા જગુને ત્રણ વર્ષની સજા થઇ.

*

કરાંચીમાં મળેલી અખીલ ભારત હિંદી સાહિત્ય સંમેલનના ૩૪ મા અધિવેશનમાં શ્રી. મહાદેવી વર્માને તેમનાં પુસ્તકો નિરજા, રશ્મિ વગેરે માટે શ્રી. મંગળાપ્રસાદ પારિતોષક રૂ. બારસોનું અને તામ્રપત્ર મળ્યાં.

*

કરાચીમાં બીમ ફાતમા ઝીણાના હાથે મદરેસા કન્યાશાળાનો પાયો નંખાયો.

હિંદમાંથી વિટનામો માટે તબીબી મીશન મોકલવામાં આવે તો મહાત્માજીના આજીવન મંત્રી શ્રી. ખુરશીદ બહેને તેમના દુભાષીઆ તરીકે પોતાની સેવા આપવાનું જાહેર કર્યું છે.

*

કલકત્તા વિદ્યાસાગર મહાશાળાના નિવૃત્ત આચાર્ય ડૉ. ઘોષના ૬૯ વર્ષના અંગ્રેજ પત્ની ડૉ. શ્રીમતી એડીથ ઘોષ ઉપર બદમાશોએ તેમના ઘરમાં પેસી ખંજરથી હુમલો કર્યો હતો. પાછળથી તેમનું હોસ્પીટલમાં અવસાન થયું.

•

પાલનપુરમાં બીજું અખીલ હિંદ ફોટોગ્રાફીક પ્રદર્શન લેડી લોથીયનના હાથે ખુલ્લું મુકવામાં આવ્યું હતું.

*

આંતર રાષ્ટ્રિય ઓલિમ્પીક રમત ગમતના ઇતિહાસમાં પહેલી જ વાર પોતાના દેશમાંથી મહિલાઓ હોકીની રમતમાં ઉતરનાર છે. આ રમત આમસ્ટર્ડામમાં ૧૯૪૮માં રમાશે. તેમાં ભાગ લેવા હિંદમાંથી અખીલ હિંદ મહિલા હોકી ટીમ જવાની છે.

રાજકોટ રાષ્ટ્રિયશાળામાં શિક્ષિકા બહેનોને કાંતણ પીંજણ શીખવવા અઢી માસ સુધી વર્ગો ખોલવામાં આવ્યા છે.

*

સુરત વનિતા વિશ્રામમાં શ્રી. મનુબેનના સ્મરણાર્થે શ્રી. જમુબહેન તાપીશંકરે હજાર રૂપીઆ ભેટ આપ્યા. અને શ્રી ચંચળબેન ભાઇલાલે સો રૂપીઆની દવાઓ ભેટ આપી.

*

મુંબઈ ધારાસભાના પ્રથમ વાંચનમાંથી પસાર થયેલું કજોડા – લગ્નો અટકાવનાર બીલ લોકોના અભિપ્રાય મેળવવા માટે છપાઈને લોકોમાં વહેંચાઈ રહ્યું છે.

*

શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ તેમના પતિ સાથે અમેરિકા ગયાં.

*

ઝાંસીમાં નાતાલ દરમ્યાન સૈનિકોએ હુમલા કરી વીસેક ખ્રીસ્તી બાળાઓ ઉપર બળાત્કાર કર્યાનું જાહેર થયું છે.

*

બખ્તર સ્ટેટના ના. રાણી સાહેબના પ્રમુખપદે વરસોડા અનીલ સ્ત્રી સમાજના ઉત્સવ પ્રસંગે વરસોડાના રાણી સાહેબની પ્રેરણાથી પ્રદર્શન અને રમત ગમતની હરિફાઇ રખાઇ હતી. તે પ્રસંગે માણસાના ના. રાણીસાહેબે હાજરી આપી હતી.

કોલ્હાપુર સ્ટેટના નોકરોએ પાડેલી હડતાળ સંબંધમાં એક ઓરતકતરની પણ ધરપકડ થઇ છે

*

અમદાવાદમાં લેખક મિલનના આશ્રયે 'આર્યન પાથ' અને ઇન્ડીયન પી. ઇ. એન'



ના મંત્રી શ્રીમતી સોફીયા વાડીઆ સાથે એક વાર્તાલાપ ગોઠવાયો હતો.

*

અમદાવાદની કોમર્સ કોલેજના વાર્ષિકોત્સવ પ્રસંગે શ્રીમતી જયવતી પ્રાણલાલ દે. નાનજીના હાથે ઇનામો વહેંચાયાં હતાં.

*

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળના આશ્રયે યોજાયેલ નિબંધ હરિફાઇમાં પહેલું ઇનામ કેરી સોરાબજી સુખીયાને, બીજું પુષ્પા દેસાઇ અને મંજુલા મોદીને અને ત્રીજું વીરબાળા રાવળ અને સુરભિ પારેખને મળ્યું.

અમદાવાદના વાડીમાં રહેતાં ઓશવાળ જૈન કુમારી સરોજ વિજયસિંહ શેઠે સેન્ટ્રલ બેંકના કલાર્ક શ્રી બાબુભાઇ મોહનલાલ પટેલ સાથે વૈદકવિધિથી સ્નેહલગ્ન કર્યાં.

*

વડોદરા નરેશે નવી માનચાંદની લહાણી કરી તેમાં વડોદરાના જમનાબાઈ દવાખાનાનાં લેડી ડોકટર મીસ બાના અને ધારાસભાના સભ્ય શ્રી. સુશીલા પંડીત 'રાજભૂષણ' બન્યાં.

*

શેઠ રામકૃષ્ણ દાલમીયાએ કરી કુ. દીનેશનંદિની ચોરડીયા એમ. એ. સાથે લગ્ન કર્યું. આ તેમનું છઠ્ઠું લગ્ન છે.

*

ચંડીપુરમાં સ્ત્રીઓની સભામાં ગાંધીજીએ સ્ત્રીઓને હિંમતવાન અને સ્વાશ્રયી બનવા જણાવ્યું હતું.

*

અૌધ પ્રાંતની હાઇકોર્ટના વડા જજ સર જ્યોર્જ થોમસની પુત્રી મીસ પોંવલીને પંજાબના અગ્રણી આગેવાન દિવાન ચીમનલાલના પુત્ર દિવાન નવીનપ્રકાશ સાથે લગ્ન કર્યું. મીસ પોંવલીને પારીસ અને ઇગ્લાંડની વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો છે ને હાલમાં હિંદી સરકારના નાણા ખાતામાં કામ કરે છે.

*

દિલ્હીમાં અખીલ હિંદ વિદ્યાર્થી કોંગ્રેસના બે તડ પડયા હતાં, તેનો સુમેળ સાધવામાં કુ. મૃદુલા સારાભાઈ નિષ્ફળ ગયાં.

*

વડોદરામાં ટાવરરોડ ઉપર ફૂટપાથ પર ચાલી જતી ત્રણ હિંદુ છોકરીઓની એક મુસ્લીમ યુવકે છેડતી કરતાં તેને ચંપલનો માર પડયો હતો.

*

શ્રીમતી કૃષ્ણા હઠીસંગ વિમાન માર્ગે અમેરિકા ગયાં. ત્યાં તેઓ યુનાઇટેડ સ્ટેઈટમાં વ્યાખ્યાનો આપવાનાં છે.

*

શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાયનું 'અમેરિકા- શ્રેષ્ટ તત્વોવાળો 'દેશ' એ નામનું અંગ્રેજીમાં પુસ્તક પ્રગટ થયું.

*

હાલોલમાં એક દશા પોરવાડ વણીક ગ્રહસ્થે પોતાની હયાત પત્ની છતાં બીજું લગ્ન કર્યું.

*

મહાત્મા ગાંધીજીએ શ્રીમતી અરૂણાને તેમના પતિ સાથે અમેરિકા જવાનો આગ્રહ કર્યો છે.

*

ઇંગ્લાંડના રાજકુમારી એલીઝાબેથ ગ્રીસના રાજકુમાર ફીલીપ સાથે લગ્ન સંબંધથી જોડાય તે સામે ઘણાનો વિરોધ છે.

*

કલકત્તામાં સુભાષ જયંતિ પ્રસંગે ૧૬ છોકરીઓની ધરપકડ થઇ છે.

પંજાબમાં નેશનલ ગાર્ડને ગેરકાયદેસર ઠરાવ્યું. તે સામે સત્યાગ્રહ કરનારાઓમાં બેગમ શાહનવાઝ, તેમનાં પુત્રી વગેરે ઘણી બહેનોની ધરપકડ થઇહતી

*



અમદાવાદમાં રોટરી કલબમાં શ્રી. લીલાવતી મુનશીએ ભાષણ આપ્યું.

*

શ્રીમતી ગોદાવરી પરૂલકરને થાણા જીલ્લામાંથી હદપાર કરવામાં આવ્યા છે. તેમને સામ્યવાદી પક્ષની કચેરીએથી પકડી પાછળથી જામીન ઉપર છોડયાં છે.

*

પશ્ચિમ આફ્રીકાના સીએરાલીઓનમાં એક બેહુન બીને એક કલાકમાં ત્રણ પુત્ર ને ચાર પુત્રીઓ એમ સાત બાળકો એકી સાથે જન્માં. બધાં બાળકો થોડીવારમાં મરી ગયાં.

*

બંગાળમાં ટીપેરામાં સ્ત્રીઓ માટે વસ્ત્રો, અને મુસ્લીમ બની ગયેલી સ્ત્રીઓને પાછી હિંદુ ધર્મમાં લાવવા માટે નાણાંની જરૂર પડશે એમ ગાંધીજીએ જણાવ્યું છે.

*

આંધ્ર મહિલા પરિષદમાં હરિજન બહેનોને પણ આવવાની છૂટ અપાઈ હતી. વડોદરાના મહારાણી શ્રી. સીતાદેવી આ પરિષદમાં હાજર હતાં. પરિષદે વડોદરાના મહારાજાને માનપત્ર આપ્યું.

*

હેસથી ઉપડેલા એક વિમાનને અકસ્માત થતાં મીસ ફેયુસન નામની સ્ત્રી બચી ગઇ; બીજાં બધાં ઘાયલ થયાં છે.

*

દ્વારકા કન્યાશાળાનો રમતગમતનો મેળાવડો પ્રાંત સુબાના પત્ની સૌ. કાન્તાબહેન દેસાઇના પ્રમુખપદે થયો હતો. તેમાં દ્વારકા મહિલા મંડળની સ્થાપના કરવાની વિચારણા થઇ હતી.

*

શ્રી. શારદાબહેન મહેતા વીસનગર તાલુકાના ગામડાઓમાં ધૂમી પ્રજાના પ્રશ્નો જાણી તેનો ઉકેલ બતાવે છે.

*

સાવલીમાં મહિલા પુસ્તકાલય કરવા માટે શ્રીઃ કેશવલાલ શાહે ૧૦૫૧ રૂપીઆની મદદ આપવા વચન આપ્યું છે.

વીસ દિવસના ઉપવાસપછી ગાંધીજીની હાજરીમાં ત્યાંના સ્થાનીક માણસોએ ખોવાયેલું પ્રાણ પાછું લાવી આપવાની કબુલત આપવાથી કુ. અમતુસ સલામે ઉપવાસ છોડયા છે.

*

લાહોરના શ્રીમતી ફ્રેડા બેડી જે સામ્યવાદી પક્ષના આગેવાન હતાં તેમણે તે પક્ષમાંથી રાજીનામું આપ્યું છે અને કોંગ્રેસની રાહબરી નીચે કામ કરવાની ઈચ્છા જાહેર કરી છે.

*

વડોદરાના પ્રતાપગંજ વિસ્તારમાંથી એક યુવતીનું નિશાળે જતી વેળા અપહરણ કરવામાં આવ્યું હતું. તેનો સુરતમાંથી પત્તો મળ્યો છે અને તે યુવતીને પાછી વડોદરે મોકલવામાં આવી છે.

*

ડુંગર [મહુવા પાસે] ગામમાં એક મોટી ઉમરનો મેમણ પોતાની પત્નીને તલાક-છુટાછેડા આપવા ઇચ્છે છે. બાઇને ચાર છોકરાં છે, તેથી મહુવાના મેમણ યુવકોએ વિરોધ ઉઠાવ્યો છે.

*

વડીઆના ઓઈલ મીલ-વાળા શેઠ કલ્યાણજી વીરજીએ પ્રસુતિગૃહ બંધાવવા પાંચ હજારનું દાન આપ્યું.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત મોરોમાં હિંદના એલચી નીમાવા સંભવ છે.

જૂનાગઢ પાસે સીમરના વતની ને મુંબઈમાં વસતા એક મોટી ઉમરના ઉનેવાળ બ્રાહ્મણનું મોતીયર ગામની કિશોર બાળા સાથે સગપણ થયું છે; ને લગ્નની તૈયારી ચાલે છે. પરણનાર બાપને બે દીકરાઓ છે. એકને પરણાવેલ છે, ને તેને એક પુત્ર પણ છે. પરણનારની તબીયત પણ સારી નથી. પિતરાઇ મામાએ પૈસાના લોભે કન્યાનું આ સગપણ કર્યાનું કહેવાય છે.

*

ધ્રાંગધ્રાના મહારાજા સાહેબનાં બહેન કુ. શ્રી. કીર્તિ-કુમારીબા સાહેબનાં લગ્ન દેઓ-લીઆના યુવરાજશ્રી દેવીસિંહજી સાથે થયાં.

*

અથામાના પંચાળ રણછોડજી લલ્લુભાઇએ આઠ છોકરા હોવા છતાં હળપતી જાતીની સુખી નામની બાઇ સાથે લગ્ન કર્યું. બાઈ સુખીનું આ છઠું લગ્ન છે.

*

અમદાવાદ ખાડીઆમાં સુથારવાડામાં રહેતા ચંદુલાલ પરશોતમની પત્ની બાઇ કાન્તાએ ગૃહક્લેશથી કંટાળી કાંકરીઆમાં પડતું મૂકયું, તેને રાહદારીઓએ બચાવી લીધી. તેના ઉપર આપઘાતનો કેસ થયો.

*

શ્રી. વિનોદિની નીલકંઠની લખેલ નવલકથા 'કદલીવન' પ્રસિદ્ધ થઈ છે.

શાંગહાઇમાં એક ચીની યુવતી ઉપર અમેરિકન સૈનિકે નાતાલની એક રાતે બળાત્કાર કરવા માટે વિરોધમાં ૨૦ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ હડતાળ ઉપર ગયા હતા ને સરઘસ કાઢયું હતું. એથી વાહન વ્યવહાર ખોરવાઈ ગયો હતો.

*

નવસારીમાં લુણસી કુઈ ૧ મેદાન પાસે તરતના જન્મેલા બાળકની લાશ મળી આવતાં તે સંબંધમાં પોલીસે બીરાવર ગામની સોના નામની કોળણ બાઈની ધરપકડ કરી છે.

*

કાઠિયાવાડમાંથી ગાંજો લઇને આવતી બાઇ તખુની અમદાવાદના સ્ટેશને ધરપકડ થતાં તેને પોલીસ સ્ટેશનમાં રાખેલી. ત્યાં રાત્રે તેના ઉપર અત્યાચાર ગુજાર્યાની ફરીયાદ થતાં નજમલહુસેન નામના એક આબકારી પોલીસની ધરપકડ થઈ છે.

*

હરિજન ઉદ્ધારના કાર્યોને વેગ આપવા શ્રી. સરલાબેન સારાભાઇએ કાઠિયાવાડનો પ્રવાસ ધ્રાંગધ્રાથી શરૂ કર્યો હતો.

*

ગોંડળનાં મહારાણી સાહેબના પ્રમુખપદે રાજપૂત કન્યા વિદ્યાલયમાં રંજન કાર્યક્રમ થયો હતો.

*

# પુસ્તક પરિચય

શ્રી. નવજીવન કાર્યાલય, કાળુપુર, અમદાવાદ તરફથી પ્રગટ થયેલ મરહૂંજ (લેખકઃ શ્રી. મથુરાદાસ ત્રિકમજી. પૃ' ૧૨૮ કિંમત એક રૂપિયો) એ કાળ જેવા રાજરોગના નિવારણ માટેની ઉપયોગી સૂચનાઓ સાથે, ક્ષય મટાડવા શું કરવું ને રોગિઓએ કેમ વર્તવું તે માહતી ભર્યું અને લોકોને ઘણું ઉપયોગી થઇ પડેલું આ પુસ્તક ત્રીજી આવૃત્તિમાં પ્રગટ થયું છે. ગુજરાત વિદ્યાપીઠ તરફથી હિન્દુસ્તાની કહાનીસંગ્રહ ભા. ૧ લો (સંપાદક શ્રી. ગિરિરાજ કિશોર. પૃ. ૩૨ કિં. ચાર આના) આઠ વાર્તાઓનો સંગ્રહ છે. જ્ઞાન અને બોધ આપતી આ વાર્તાઓ હિંદી-હિંદુસ્તાની શીખનાર માટે ઉપયોગી છે તેટલી જ ઇતર વાચન તરીકે પણ રસદાયક છે. વળી નવજીવન કાર્યાલય તરફથી માનવી ખંડિયેર (અનુવાદકો શ્રીઃ કાકા કાલેલકર અને શ્રી. કિશોરલાલ મશરૂવાળા પૃ. ૩૨૮ કિં. અઢી રૂપિયા) મૂળ લેખક શ્રી. પેરી બરજેસ (પ્રમુખ અમેરિકન લેપ્રસી ફાઉન્ડેશન) નું લખેલ પુસ્તક who walk alone નામે નવલકથાનો આ સુંદર અનુવાદ આપણને સાંપડે છે. કુષ્ટરોગ-કોઢનો રોગ આજે હિંદમાં પણ ધામા નાખીને ફૂલ્યો ફાલ્યો છે ને લાખો માણસો એ રોગથી પીડાય છે. એ રોગીઓ તરફ કેવી ધૃણાથી ને તીરસ્કારથી સભ્ય સમાજમાં જોવાય છે તે સ્પષ્ટ દેખાય છે. એવા એક રોગીએ પોતાનો એ વારસો ક્યાંથી મળ્યો ને એ રોગ દેખાતાં એણે એકાકી ઘરેથી નાસી જઇ ફીલીપાઇન્સ ટાપુઓ વચ્ચે ધીરજ અને પુરુષાર્થ દાખવી કેવી રીતે જિંદગી ગાળી એનો અહેવાલ આપે છે. ફીલીપાઇન્સ ટાપુઓમાં કોઢીસ્તાનનો બેટ-કુલિયન વીસ મધ્યમ બેરામનો છે, ને ત્યાં કોઢીયાઓ માટે એક સંસ્થાન વસાવેલું છે, તેનો સુંદર પરિચય આ પુસ્તકમાં કરાવવામાં આવ્યો છે. તે સાથે એ પ્રદેશના પ્રાણીઓ, વનસ્પતિ અને સૌંદર્ય દર્શન પણ રજુ કર્યું છે. સાહસ, પ્રવાસ અને રોગીઓને વણી લઇ આ નવલકથાને 'રોબીનસન ક્રુઝો' જેવી રસભરી રજુ કરી છે. અનુવાદકોએ પુસ્તકને અંતે પ્રશ્નોત્તરી દ્વારા કોઢરોગ સંબંધી સંપૂર્ણ માહિતી આપી છે. અને પોતાનો અભિપ્રાય 'મનન' નામના છેલ્લા પ્રકરણમાં લખ્યો છે. આ પુસ્તક દરેકે ખાસ વાંચી જવા જેવું છે.

ભાવનગરના શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થયેલ ભૂતાવળ (લેખકઃ શ્રી મગનલાલ શ્યામજી ત્રિવેદી—'મધુર' પૃ. ૬૦ કિં. એક રૂપિયો) માં વારાફેરા, પ્રતિહિંસા અને વાસનામૂર્તિ; એમ ત્રણ ભૂતકથાઓ આપી છે. નવું જીવતર (લેખકઃ શ્રી નાથાલાલ દવે પૃ. ૯૬ કિં એક રૂપિયો) માં ત્રણ મૌલિક ને એક ફ્રેંચ નાટકો વાંચેલા તેની યાદ ઉપરથી લખાયેલ સૂચિત એમ ચાર વાર્તાઓ છે.

ઉપરના બંને પુસ્તકો મોટેરાંઓ માટે રસદાયક વાર્તાઓ પૂરી પાડે છે, પણ કિંમત પ્રમાણમાં ઘણી વધુ કહેવાય.

પણ એ જ પ્રકાશન સંસ્થા તરફથી બાળકો માટે બે સુંદર વાર્તાસંગ્રહો પ્રગટ થયા છે. 'કહાણી કહું કથા' નામે ગ્રંથમાળામાં પહેલું પુસ્તક મેડક કુમારી અને બીજું 'જંગલનો રાજા' (દરેકની કિંમત બાર આના ને ૮૪ પાના) 'મેડક કુમારી' માં—મેડક કુમારી, જળદેવના, નીલમપરી, અને સાત ચોર એમ ચાર વાર્તાઓ અને

'જંગલના રાજા' માં—'બળ-સબળ, રાક્ષસની કુંવરી, અને જંગલનો રાજા એમ ત્રણ વાર્તાઓ છે. પરીકથાઓ જેવી આ વાર્તાઓ વાંચવામાં બાળકોને રસ પડે તેમ છે. પણ બાળકોના હાથમાં જે સાહિત્ય મૂકવાનું હોય તેમાં વ્યભિચાર સંબંધી હકીકત ન આવે એ લેખકે જોવું જોઇતું હતું. 'નાની રાણી અમથાને અઈ' એવું વાક્ય બાળકોના મનમાં કેવા તરંગો ઉપજાવે એ ધ્યાન લેખકે રાખ્યું હોત તો ઠીક થાત. વળી ઘણી ભૂલો છાપદોષની છે તે નવી આવૃત્તિ વખતે સુધારી લેવી જોઈએ.

બાળકોને વાર્તાઓ ખૂબ ગમે છે ને આવા વાર્તાસંગ્રહો બાળકોમાં ઘણા લોકપ્રિય થઇ પડે છે એમાં શંકા નથી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ તરફથી ગુજરાતના જાણીતા લેખક શ્રી. કનૈયાલાલ મુનશીએ પોતાનો જીવન પરિચય આપ્યો છે તે શરૂ નો ભાગ **અડધે રસ્તે** (પૃ. ૨૩૪ કિં; ૩-૮-૦) અને તે પછીનો **સીધાં ચઢાણ** ભાગ ૧ લો (પૃ. ૨૩૪ કિં. ૩-૮-૦) બીજી આવૃત્તિમાં પ્રગટ થયાં છે. મુનશીજીના જીવનની આ માહિતી આપતાં પુસ્તકો તેમની રમતિયાળ શૈલી અને વિગતો ની વિવિધતાને લીધે ખૂબ જ લોકપ્રિય થયાં છે.

ધી. મહાગુજરાત પબ્લીશીંગ કું. લીમીટેડ મુંબઈ-૧ તરફથી **તીર્થસલિલ** (શ્રી દિલીપકુમાર રોય કૃત: અનુવાદક શ્રી. નગીનદાસ પારેખ પૃ. ૩૨૦ કિંમત રૂા. ૪-૪-૦) બીજી આવૃત્તિમાં પ્રગટ થાય છે. આ નવી આવૃત્તિમાં શ્રી. રાધાકૃષ્ણને લખેલ નવો આમુખ ઉમેરવામાં આવેલ છે. આ પુસ્તકમાં રોમાં રોલાં, ગાંધીજી, બર્ટ્રાન્ડરસેલ, રવિન્દ્રનાથ ટાગોર અને શ્રી. અરવિંદ ઘોષ સાથેનો પોતાનો પરિચય આલખેલ છે. સુંદર શૈલી ને રસવાહી ભાષા હોવાથી વાંચવામાં મજા પડે તેવું છે ને પુસ્તક ઘણું નવું કહી જાય છે.

વોરા એન્ડ કું. પબ્લીશર્સ લીમીટેડ મુંબઈ-૨ તરફથી પ્રગટ થયેલ **ભારતની એકતા** (અનુવાદક ; શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ પૃ. ૧૭૬ કિં. રૂ. અઢી) એ શ્રી. જવાહરલાલ નહેરૂના 'Unity of India નામે લેખ સંગ્રહનો અનુવાદ છે. 'ભારતની એકતા' એ આપણો જીવતો જાગતો પ્રશ્ન છે. 'રાષ્ટ્ર પુરૂષ, અને "ગાંધીજીનો જમાનો' એમાં ગાંધીજીના વ્યક્તિત્વ અને કાર્યનું મૂલ્યાંકન કર્યું છે. 'ન્યાયાધીસનું' માનસ, 'ભાષાનો સવાલ' 'શાન્તિ અને સામ્રાજ્ય' 'હિંદના રાજસ્થાનો' વગેરે લેખોમાંથી જવાહરલાલ નહેરૂના વિચારો સ્પષ્ટ રીતે રજુ થાય છે. બાલીમાં સોળ દિવસ અને કાશ્મીરમાં સૌંદર્યથી મુગ્ધ બનેલ પંડિતજી પોતાનું દીલ ખોલે છે, ને આનંદમાં પણ એમના દીલનું દર્દ હાલને છે. છેલ્લે, બે મસ્જીદોમાં લાહોરની શહીદગંજ મસ્જીદનો ઝગડો વિચારતાં તેઓ કોન્સ્ટાન્ટીનોપલની સેંટ સોફીઆ—જે પંદરસો વર્ષની જૂની છે તેનો પરિચય કરાવે છે. રાજ્યો ને સામ્રાજ્યો ઉગ્યાં ને આથમ્યાં, પણ એ પત્થરની દિવાલો તો એવી એ છે, એમ કહીને જેને માટે આપણે ઝગડી મરીએ છીએ તે મકાનો તો રાજકર્તાઓની ઇચ્છા મુજબ વપરાય છે. સેંટસોફીઆનું દેવળ મુસલમાનોને હાથે જતાં મસ્જીદ બને ને છેવટે ગાઝી મુસ્તફા કમાલ પાશા એને સંગ્રહસ્થાનમાં ફેરવી નાખે છે. એમ તો અંગ્રેજોએ પણ હિંદમાં ઘણી મસ્જિદો અને મકબરાનો ઓફીસો માટે કે રહેઠાણો માટે ક્યાં નથી ઉપયોગ કર્યો ? એટલે કોઇ મકાન માટે ઝગડવું જરુરી નથી, એમ કહેતાં પંડિતજી કહે છે કે, માણસ પણ કેટલો બેવકૂફ ને મૂરખ છે કે તે હજારો વરસના અનુભવથી પાઠ શીખતો નથી, ને એની એ બેવકૂફીઓ કરે છે.

શ્રી. નહેરૂની ભાષા અને વિચારોના ઓઘનું મિશ્રણ સુંદર સાથીયા પૂરે એ રીતે રજુ થયાં છે.

અમદાવાદના શ્રી. હંસ પ્રકાશન સંસ્થા તરફથી આપણા સરદાર (લેખક: શ્રી. પુરાતન બુચ પૃ. ૮૮ કિં. રૂા. એક) પ્રગટ થયું છે. બાળકો અને ઓછું ભણેલાં કે વાંચવા શીખવાનો પ્રયત્ન કરતાં પ્રૌઢો ઘણી જ સહેલાઈથી વાંચી શકે એવી સાદી ને સરળ ભાષામાં આપણા સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલના સુંદર જીવન પ્રસંગો રજુ કરી જીવન પરિચય કરાવ્યો છે.

શ્રી. જયભિખ્ખુ કૃત **જવાંમર્દ** નામે કિશોર કથાઓનો સંગ્રહ (પૃ. ૧૩૬ કિંમત રૂા. સવા) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી બીજી આવૃત્તિમાં પ્રગટ થયો છે. આ પુસ્તકમાં કિશોરોને રસ પડે તેવી એક રસ સાહસ અને શૌર્ય ભરી સંયમ વાતો છે. અને આ વાતો આ પુસ્તકના બીજા ભાગ એક કદમ આગેમાં આગળ વધે છે. [ પૃ. ૧૪૪ કિં. સવા રૂપિયો ] દરેક વિદ્યાર્થીને આ બન્ને ભાગો વાંચી જવા અમારી ભલામણ છે. વળી એ જ સંસ્થા તરફથી શ્રી. મનુભાઈ જોધાણીની લખેલ બે વાર્તાઓ: પ્રજ્ઞાચક્ષુ (કિં. ચાર આના) અને સતી રૂપામા (કિં. ચાર આના) પ્રચાર દૃષ્ટિએ ઉપયોગી હોવાથી પ્રગટ કરી છે. પહેલી બુદ્ધિનો ચમકારો અને બીજી એક સતીની જીવનકથા રજુ કરે છે.

ધી પદ્મ પબ્લીકેશન લી. મુંબઈ-૧ તરફથી પ્રગટ થયેલ છીએ તેજ ઠીક (લેખક શ્રી. કનૈયાલાલ મુનશી. પૃ. ૧૧૮ કિંમત રૂા. અઢી) એક સુંદર નાટક છે. જીતેન્દ્ર અને ઉર્વશી એકબીજાને પરણવા તૈયાર છે, પણ જીતેન્દ્ર છે પાશ્ચાત્યનો શોખીન ને ઉર્વશી છે પૂર્વની પ્રેમી; એટલે બન્ને એકબીજાને અનુકુળ થવા પ્રયત્ન કરે છે. અને છેવટે તેઓનો આત્મા બદલાઈને એકબીજામાં પ્રવેશતાં સ્ત્રી પુરુષોચિત ને પુરુષ સ્ત્રીઓચિત બને છે. ભાષામાં-વિચારમાં-વર્તનમાં. અને એવું કરીને શ્રી. મુનશી આજના કોલેજિયનો સ્ત્રી જેવો દેખાવામાં ને વર્તવામાં અને યુવતીઓ પુરુષો પેઠે પહેરવેશ અને વર્તનમાં આગળ પગ ભરે છે તેમને સુંદર ઉપાલંભ આપે છે. નાટક હાસ્યરસ અને કટાક્ષથી ભરપુર છે. સુવાચ્ય છે એટલું જ તખ્તા લાયક પણ હોવાથી વાચકો અને શ્રોતાઓને ખૂબ જ રસ પડે તેવું છે. આ જ પ્રકાશક સંસ્થા તરફથી કદલીવન (લેખિકા: શ્રી. વિનોદિની નીલકંઠ, પૃ. ૧૮૦ કિં. ત્રણ રૂપિયા) નામે પ્રગટ થઈ છે. આ નવલકથામાં વિધવિધ જાતનાં પાત્રો જોવા મળે છે. તેમાંય વાર્તાની મુખ્ય નાયિકા રાધારાણી (કેળાંવાળી) નું પાત્ર ધીમે ધીમે વિકાસ પામી સુંદર આલેખાયું છે અને નવલકથા સુવાચ્ય બની છે. પણ અમદાવાદના શેઠીઆઓનું માનસ તદ્દન બિનરીતે આલેખાયેલું જણાય છે. આટલો ભણેલો ગણેલો કોઈ મીલમાલિક આજે નજરે નહિ પડે. કોઈ વકીલની પત્ની પણ આલેખી છે તેવી નજરે નહિ પડે. પ્રૌઢતા બાળકો સાથે મોટર ડ્રાઈવરની છોકરીને નહિ ભળવા દે; એટલે એ વાસ્તવ જગતમાં બને તેવું લાગતું નથી. છતાં ઈંગ્લાંડ જેવા દેશમાં કદાચ આ નવલકથાના પાત્રો જોવા મળતાં હશે. નવલકથાના પ્રકરણો વ્યક્તિનાં વર્ણનો સાથે ધીમે ધીમે આગળ વધે છે ને નવલકથાનો દોરને ગૂંથતી જાય છે; એટલે વાચનરસ કેઠ સુધી જળવાઈ રહે છે. લેખિકાની આ પ્રથમ નવલકથા જરૂર આવકારપાત્ર છે.

ગુજરાતના સ્વ. મહાકવિ શ્રી. ન્હાનાલાલની પહેલી સંવત્સરી પ્રસંગે તેમના પુત્ર શ્રી. આનંદ ન્હા. દ. કવિએ પોતાનો [illegible] શ્રદ્ધાંજલી આપતો બાર ગીતોનો લઘુ સંગ્રહ 'દ્વાદશી' (પૃ. ૨૪ કિંમત આઠ આના) પ્રગટ કર્યો છે. સ્વ. મહાકવિને શ્રદ્ધાંજલી આપતાં આ ગીતો દલપતરામની કવિતાનું સ્મરણ એવા જ વેગભર્યો ઓત વધાવે એવી આશા રાખે છે.

# ગૂર્જરીનો નવો ગ્રંથ-ફાલ

## નવજીવનનાં નવાં પુસ્તકો—

| | |
|---|---|
| આધુનિક ભારત | ૬–૦–૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬–૦–૦ |
| જગતના ઈતિહાસનું રેખાદર્શન ભા. ૧–૨– (પં. જવાહરલાલ) | ૧૧–૬–૦ |
| હજરત મહમ્મદ ને ઈસ્લામ (સુંદરલાલજી) | ૧–૦–૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪–૦–૦ |

## શ્રી. ગુણવંતરાય આચાર્ય

**શ્રી. સુભાષચંદ્ર બોઝ :** જન્મથીમાંડી આજસુધીની તવારીખ આપતો સુંદર જીવનપરિચય. જેને બે બે ચિત્રકારોએ શણગાર્યું છે. શ્રી. શનિનાં અદ્ભુત સુંદર ચિત્રો સાથે. કિંમત રૂ. ૨–૮–૦

*

## શરદબાબુ

સમાજના પ્રશ્નોને છણતી આ વાર્તાઓએ દરેકના હૃદયને સ્પર્શ કર્યો છે.

**સુંદર નવલકથાઓનો સેટ**

| | | |
|---|---|---|
| પલ્લીસમાજ | નવી આવૃત્તિ | ૨–૮–૦ |
| પરિણીતા | ,, | ૧–૦–૦ |
| શ્રીકાંત ભાગ ૧ થી ૪ | ,, | ૧૧–૮–૦ |
| ચંદ્રનાથ | ,, | ૧–૮–૦ |
| છબી | ,, | ૧–૮–૦ |
| સ્વામી | ,, | ૨–૪–૦ |
| કાશીનાથ | ,, | ૨–૮–૦ |
| દેવદાસ | ,, | ૨–૦–૦ |
| રમા (નાટક) | ,, | ૨–૦–૦ |
| શરદબાબુની બાળવાતો | ,, | ૨–૪–૦ |

*

## શ્રી. મનુભાઈ જોધાણી

ગામના ગોંદરે ખાંભીઓ, પાળીઆઓ ને ખંડેરો નીચે દટાએલી પ્રેમ-શૌર્યભરી સાહસકથાઓના સુંદર સંગ્રહો.

| | |
|---|---|
| સોરઠી વિભૂતિઓ (નવી આવૃત્તિ) | ૨–૪–૦ |
| સોરઠી જવાહીર | ૩–૦–૦ |
| સોરઠી શૂરવીરો | ૦–૧૨–૦ |
| શૌર્યનાં તેજ | ૨–૮–૦ |
| કુમારોની પ્રવાસકથા | ૧–૮–૦ |
| કાળીઆર અને બીજી પ્રાણીકથાઓ | ૨–૮–૦ |

ગુર્જર સન્નારીઓના હૈયામાં રમી રહેલી મેધાવી પુત્રવધુઓની બુદ્ધિપ્રભાના ઓજસથી ઓપતી વાર્તાઓનો સંગ્રહ.

સુન્દરીઓનો શણગાર (છપાય છે)

**ખાટીમીઠી બાળવાતો :** પ્રાથમિક શાળાઓમાં લોકપ્રિય થઈ પડેલી વાર્તાઓ. કિ. ૧–૪–૦

*

## શ્રી. વા. વિ. જોષી કૃત

**કજોડાં :** આજના સમાજનાં ધૂંધવાતા પ્રશ્નો: જ્ઞાત, વય અને રહેણીકરણીના તફાવતે ઉભા થતાં મનદુઃખને લીધે છૂટાછેડા તરફ નજર માંડતાં પાત્રોની મનોવેદના. કિ. ૨–૦–૦

**જીવન સંભારણાંનું સાહિત્ય**

| | |
|---|---|
| કલ્પના દત્તનાં સંસ્મરણો | ૧-૧૨-૦ |
| સ્વામીરાવ (સરદાર પૃથ્વીસિંહ) | ૩–૮–૦ |

*

**વોલ્ગાથી ગંગા (રાહુલજી) :** પશ્ચિમથી પૂર્વ તરફ આપણને દોરી જતી વાર્તાઓનો સુંદર સંગ્રહ. કિં. ૬–૦–૦

**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો અમદાવાદ**

માસિક સાથે 'પદ્મિની' માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી-જીવન

સંપાદક

મનુભાઇ જોધાણી

વર્ષ ૮ મું  અંક ૫ મો

માર્ચ ૧૯૪૭  ફાગણ ૨૦૦૩

*

| | |
|---|---|
| પ્રેમ અને લગ્ન | ૨૬૫ |
| પતંગની દોર | ૨૬૭ |
| અંતરના બાગમાં | ૨૬૯ |
| હોરી | ૨૭૩ |
| કસ્તુરબાની મહત્તા | ૨૭૮ |
| સુચેતા કૃિપલાની | ૨૮૧ |
| ભારતીય સાડી | ૨૮૩ |
| શ્રીમતી ફ્રેડા બેડી | ૨૮૫ |
| માતૃ-દિન | ૨૮૮ |
| આપણા સમાજના કોયડા | ૨૯૧ |
| અમેરિકન નારી | ૨૯૭ |
| પરીક્ષા | ૩૦૦ |
| સ્ત્રીનું ધર્મસંકટ | ૩૦૧ |
| શ્રી. દુર્ગાબાઈ | ૩૦૨ |
| ભરત-ગૂંથણ | ૩૦૩ |
| કુ. બાર્બરા વિલિસ | ૩૦૭ |
| બીસી અલતુસ સલામ | ૩૦૮ |
| સગર્ભાવસ્થાની વિકૃતિઓ | ૩૦૯ |
| અનુકરણીય | ૩૧૨ |
| સોરભ | ૩૧૩ |
| સાચા કિસ્સાઓ | ૩૧૭ |
| માબાપોને મૂંઝવતા પ્રશ્નો | ૩૨૦ |
| સ્ત્રીજગત સમાચાર | ૩૨૧ |
| પુસ્તક પરિચય | ૩૨૭ |

સ્ત્રી-જીવન કાર્યાલય

ઝવેરીવાડ : અમદાવાદ

સ્ત્રી–જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક

# સ્ત્રીજીવન

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : ફાગણ ૨૦૦૩ : માર્ચ ૧૯૪૭ : અંક ૫મો

## પ્રેમ અને લગ્ન

**શ્રી. સી. રાજગોપાળાચારી**

પ્રેમ વિષે તો હું બહુ થોડું જ લખી શકીશ, એટલે પ્રેમ અને લગ્નનો વિષય હું હાથ ધરું છું. નર્યા પ્રેમ વિષે લખવું એ ઘણું ખરું મારા માટે અશક્ય બન્યું છે–આજના નવજુવાનો ને નવજુવતીઓએ અશક્ય બનાવી દીધું છે. તેઓ સાફ સાફ રીતે જાહેર કરે છે કે, આજના પ્રેમને વિષે લખવાનો મને કોઇ જ અધિકાર નથી; કારણકે આજના પ્રેમને સમજવાની મારામાં શક્તિ નથી; પરંતુ હકીકત એમ નથી, છતાં હું નર્યા પ્રેમ વિષે ના લખતાં પ્રેમ અને લગ્ન વિષે લખીશ.

હું જાણું છું કે આપણે ગાડીમાં સન્માન મુસાફરી કરવી હોય તો ટિકિટ લેવી જ જોઇએ. પરંતુ ધક્કામુક્કીમાં ટિકિટ મેળવવી મારા જેવા માણસ માટે અશક્ય છે, એટલે ટિકિટ મેળવવાનો મેં જુદો જ રસ્તો લીધો અને ગાડીમાં બેસવા અગાઉ ટિકિટ મેળવી લીધી. મેં ધક્કામુક્કીમાંથી ટિકિટ નથી મેળવી, છતાં ગાડીની બાબતમાં હું તમારાથી વધુ જાણું છું. ટિકિટ મેળવવાની આપણી રીતો જુદી છે એ વાત સાચી; પરંતુ એથી તમે હરગિઝ નહિ કહી શકો, કે હું ગાડીની બાબતમાં કશું જ જાણતો નથી; અગર તમારાથી ઓછું જાણું છું.

વિવાહ અને પ્રેમના વિષયનો સર્વાંગિણ વિચાર કરતાં પહેલાં જ આપણે એક વાત માની લેવા મજબૂર થઇએ છીએ, કે ભારતવર્ષમાં પ્રેમલગ્નનાં અંકુર ફૂટવાં જ અશક્ય છે. પ્રેમલગ્નને અહીંનાં હવાપાણી માફક નથી, એવી એક માન્યતા આપણા માનસમાં દૃઢ રીતે ઘર કરી ગઇ છે. આપણે ત્યાં, આજના સુધરેલા ગણાતા સમાજજીવનમાં પણ સ્ત્રીઓ

અને પુરુષો સ્વતંત્ર રીતે હરીફરી શકતાં નથી. આપણા પૂર્વના દેશોમાં સ્ત્રી અને પુરુષોના સમ્બન્ધો રહસ્યમય કૌતૂહલ જ ગણાય છે, જ્યારે પશ્ચિમના દેશોમાં એમ નથી. ત્યાંનું સામાજિક-જીવન આપણાથી તદ્દન જુદા પ્રકારનું છે. સ્ત્રીપુરુષથી સ્વતંત્ર રીતે ન જ હળીમળી શકાય એવું આપણે ત્યાંનું નિયંત્રણ લાભપ્રદ છે કે નહિ એ જુદો સવાલ છે, પરંતુ જ્યાં, જે સમાજમાં સ્ત્રીપુરુષોને સ્વતંત્ર રીતે મળવાની છૂટ જ નથી ત્યાં સ્ત્રીપુરુષોમાં પ્રેમ-સંબંધો બંધાય જ કયાંથી? તેઓ એક બીજાને પૂરાં ઓળખતાં પણ ન હોય, ત્યાં તેઓ વચ્ચે પ્રેમ થવાની વાત જ કયાં રહી? દરેક છોકરીએ ઇચ્છા ન હોય તો પણ પરણવું જ જોઇએ-કોઇ છોકરી આજિવન કુંવારી રહી શકે જ નહિ, એવી એક માન્યતા, આપણા સમાજ-જીવનમાં દૃઢ બની ગઇ છે, અને એ માન્યતાએ નિયમનું રૂપ ધારણ કર્યું છે. વળી જેનો આજ દિવસ સુધીમાં, કોઇ પણ દેશમાં ઉકેલ નથી આવી શક્યો એવી એક ત્રીજી કઠણાઇ પણ પ્રેમલગ્નની બાબતમાં ઊભી જ છે. બન્ને પક્ષે સરખો જ પ્રેમ હોવો જોઇએ, એ પ્રશ્નનો ઉકેલ આજ દિવસ સુધીમાં આવ્યો નથી-આવવાનો પણ નથી.

પરંતુ દરેક જગ્યાએ, બન્ને પક્ષે, પ્રેમની લેવડદેવડની સમાનતા હોવાનો સંભવ નથી. દાખલા તરીકે-કોઇ યુવક કોઇ યુવતીને પ્રાણથી પણ અધિક ચાહતો હોય, છતાં, એ યુવતી એ યુવકને ચાહતી ના હોય—ચાહી શકતી ના હોય; બલ્કે એની એને નફરત પણ હોય! ઘણા દાખલામાં એવું પણ જોવામાં આવે છે કે, કોઇ એક સુંદર સ્ત્રી યા પુરુષ સાથે પ્રેમસમ્બન્ધ બાંધવા અનેક વ્યક્તિઓ હૃદયથી ઉત્સુક હોય છે, એવું પણ બને છે. સૌન્દર્ય અને ગુણો તરફ આકર્ષાવું એ તો માનવ-પ્રકૃતિનો એક નિયમ છે; પરંતુ સૌન્દર્યવાન કે ગુણવાન એક વ્યક્તિ બીજી કોઇ એક જ વ્યક્તિને સંતોષ આપી શકે-ઉમેદવાર તો ઘણા હોય છે-એટલે બને છે એમ, કે બાકીના ઉમેદવારોને બીજા તરફ નજર કરવાની રહે છે. અને પેલા નાસીપાસ થએલા ઉમેદવારોને પોતાની બરોબરીની જોડી સાંપડતી નથી. અને આકર્ષણ, પ્રેમ કે બરોબરીની જોડી ના સાંપડે ત્યાં સુધી લગ્ન જ ન કરવાં એવો જો પવન ફૂંકાય તો...તો કેટલાંય યુવક-યુવતીઓ કુંવારા જ રહી જાય. ને તેઓ જો કુંવારા રહે, તો માનસ-રોગના ભોગ બની જ જાય; ને તેઓના માટે અનેક માનસશાસ્ત્રીઓને રોકી ખાસ અલાયદી હોસ્પિટલો બંધાવવાની જરૂર ઊભી થાય! અને એવા માનસ-રોગીઓ સમાજને ઉપયોગી થવાને બદલે ઉલ્ટાં ભયરૂપ બની રહે. અને આપણા સમાજને એક એવી ખોટ પડે કે જે કદી પૂરાઇ શકે નહિ. આ બધી બાબતોનો પૂર્ણ વિચાર ને મનન પછી મારા મનમાં એક વાત દૃઢ બની ગઇ છે કે, આપણા સમાજમાં લગ્ન પહેલાં પ્રેમ-સમ્બન્ધ થવો, અગર પ્રેમ થયા પછી જ લગ્ન કરવાં: એ બન્ને બાબતો, અપવાદ સિવાય લગભગ અશક્ય જ છે.

મારા ઉપલા કથનથી કોઈ એમ માનવાની ભૂલ ન જ કરે, કે પ્રેમ ચરિતાર્થ ન થઇ શકે. એવું એક સ્વપ્ન છે એમ હું કહેવા માગું છું. હું તો માનું છું કે, પ્રેમ એ તો જગતનું સૌથી મોટું સત્ય છે-માનવીનો સૌથી મોટો ને શક્તિશાળી ભાવ છે. ઘણાં લગ્નો પ્રેમના સ્પર્શ માત્રથી આનંદમય બન્યાં છે. અનેક દમ્પતીઓનાં જીવનને અમૃતમય બનાવનાર ઔષધિ પ્રેમ જ છે.

પતિ–પત્નીનાં જીવન જેવા સાથે સાથ ઉડતા



# પતંગની દોર

લેખક
**શ્રી. વી. એસ. ખાંડેકર**

*

ચિત્રપટ-કથાઓના જાણીતા લેખક વિશ્વનાથ અને તેમનાં પત્ની થોડા વખતમાં છૂટાછેડા લેવાના છે, એવી અફવા જેસભેર શહેરમાં ફેલાઈ હતી. જે જે આ વાત સાંભળતું તે રસુજપૂર્વક બીજાંને કહેતું. આવી અફવાઓ સાંભળનારમાંના બુદ્ધિશાળાઓ પૂછતાં : 'તેમનાં લગ્ન તો હિંદુ વીધી મુજબ થયાં છે. તેમને છૂટાછેડા શી રીતે મળે ?'

પણુ આવી અફવાઓ ફેલાવનારા પણુ ભારે ચબરાક હોય છે. તેઓ તેનો જવાબ હાજર જ રાખે છેઃ "ઓ તારી ! એમાં તે કઈ મોટી મુશ્કેલી છે ? છ મહિના વડોદરામાં જઈને રહે એટલે પત્યું."

કેટલાક પૂછતા કે ' વિશ્વનાથે લલિતા સાથે દશ વર્ષ ગાળ્યાં ને આજે એક પુત્ર પણુ તેમને છે; અને હવે દશ વર્ષે આ છૂટાછેડા લેવાનું કયાંથી એકાએક તેમને સૂઝયું ?'

આ પ્રશ્નનો જવાબ વિકટ છે. વિશ્વનાથ જેવો સરળ અને સહૃદયી માણસ પોતાની જીવન-વસંતનો દશકો વસંતમાં ખીલેલાં ફૂલો, વર્ષાના ઇન્દ્રધનુષ્યના અકલ્પ્ય રંગો અને દરેક શિયાળાની આસ્વાદેલી મીઠાશ સહજમાં ભૂલી જાય ખરા ? પણુ એવો એકે પ્રશ્ન નથી કે જેનો જવાબ નીંદાખોરની જીભે ન રમતો હોય. એવા મફતીઆ ખબરપત્રીઓ ઉત્તર આપતા : ' એટલે જ આટલા લાંબા ગાળે તેમને પત્નીનો કંટાળો આવ્યો હશે. ભાઈ, પ્રમતિ તો છત્રી જેવી છે; ચાર ચોમાસાં વાપરો કે કાણાં પડવાનાં જ.'

આ અફવાઓ ફેલાવનારાઓમાં કેટલાક બુદ્ધિશાળાઓ જુદી રીતે તે શંકાનું સમાધાન કરતા : "વિશ્વનાથ જ્યારે વર્તમાનપત્રના ઉપ-સંપાદક હતા ત્યારે તેમનો પ્રેમ એમની પત્ની ઉપર હોય એ સ્વાભાવિક છે, કારણકે સંપાદક જેવા શુષ્ક જીવનમાં સવારથી સાંજ સુધી કયારે ય એકાદી સ્ત્રી નજરે પડે એવું ભાગ્યે જ બને. એકાદ છોકરો, ટપાલી કે બહુ બહુ તો કાળા હાથ ને ગંદા કપડાંવાળા કંપોઝીટરો સિવાય પોતાની કેબીનમાં બેઠા બેઠા બીજું શું જોવા મળે ? એવી સ્થિતિમાં લલિતા જેવી સાધારણુ રૂપાળી સ્ત્રી ઉપર તો શું, પણુ સુર્પણખા જેવી સ્ત્રી ઉપર પણુ એવો પુરૂષ વારી જાય.

છેલ્લાં અઢી વર્ષથી વિશ્વનાથ ચિત્રપટ-કથા લખતા હોવાથી કેટલીયે નટીઓના પરિચયમાં આવ્યા હશે; કેટલીક સાથે થોડી ઘણી ઓળખાણુ પણુ થઇ હશે. આ નટીઓ કાંઈ સાદી સીધી સ્ત્રીઓ થોડી જ હોય છે ? તેરડાનાં ફૂલનો રંગ તો ત્રણુ દિવસ પણું ટકે, પરંતુ આ નટીઓની સાડીઓનો રંગ ત્રણુ કલાક પણુ નથી ટકતો. ' રાજા કહે તે પૂર્વ દીશા અને પુરોહિત કહે તે અમાસ, ' એ કહેવત હવે તો જૂની થઈ ગઇ છે. આજની કહેવત તો ' નટી કહે તે ફેશન.' આવી એકાદ સીનેમા-તારિકાએ વિશ્વનાથને નહિ લલચાવ્યા હોય એમ કોણુ કહી શકે ? વિશ્વામિત્ર જેવા

ઋષિ પણ મેનકાને જોઈને પાણી પાણી થઇ ગયા, તો આ દાળ રોટલી ખાનાર વિશ્વનાથનું શું ગજું ?"

આવી વિચિત્ર લોકવાયકાના પ્રચંડ ધસારા સામે કોણ ટકી શકે ? સારી કરતાં ખરાબ વાતમાં વિશ્વાસ રાખવાનો મનુષ્ય માત્રનો સ્વભાવ હોય છે—અને એમાંય જ્યારે નીતિ-અનીતિનો પ્રશ્ન આવે ત્યારે તો હદ જ નહિ. આકાશમાં અંધારાની પેઠે તારાનાં તેજ છૂપાયેલ છે એ વાતમાં કદી કોઈને વિશ્વાસ બેસતો નથી.

અફવાઓમાં ઘરનું મીઠું મરચું ભભરાવીને તેનો પ્રચાર કરનારા સ્વયંસેવકો ઠેકઠેકાણે હોય છે. કોઈની પત્ની ઘરને ખૂણે સ્હેજ માંદી પડી હોય તો તે બાઈ કોઈ ઈસ્પીતાલમાં મરણ પથારીએ પડ્યાની વાતો લોકોને કહેવામાં તેમને રસ પડે છે. વિશ્વનાથની બાબતમાં પણ એવું જ હતું. તેમને બે ત્રણ નનામા પત્રો પણ મળ્યા. કોઈએ આડકતરી રીતે સૂચક પ્રશ્નો પણ પૂછ્યા હતા. આ પ્રકારની મૂર્ખતા ઉપર હસવું કે રડવું તે જ તેમને ન સમજાયું. લલિતાથી ચાર દિવસ પણ દૂર રહેવાનું આકરૂં લાગતું તેને લલિતાનો ત્યાગ કરવાનો હોવાનો લોકવાયકાનો સૂર હતો. સાધારણ ધોબીએ સીતાનો ત્યાગ કરવાનું સંકટ રામને માથે શી રીતે આણ્યું હશે તેની તેમને સારી એવી કલ્પના આવી ગઇ.

વિશ્વનાથ આ અફવાઓનું મૂળ શોધવા લાગ્યા, પણ નદીના મૂળ કરતાંય અફવાનું મૂળ શોધવું અતિ વિકટ છે. ખરી રીતે તો આવી અફવાઓ નમાલી ને અસંભવિત હોય છે.

વિશ્વનાથની નજર સામે ઉછળા દશ વર્ષનું જીવન એક ચિત્રપટ પેઠે ઝડપથી સરકવા લાગ્યું.

*

લલિતા અને પોતાની ઓળખાણ કેવા વિચિત્ર સંજોગોમાં થઈ હતી ! કોઈ પણ વાર્તાકારને તેવા પ્રસંગની કલ્પના પણ ન આવે. વર્તમાનપત્રના એક ખબરપત્રી તરીકે પોતે એક સભામાં ગયા હતા. 'છૂટાછેડા—ઈષ્ટ કે અનિષ્ટ ?' એ વિષય ઉપર વાદવિવાદ કરવા ભેગા થયેલા કોલેજીયનોની એ એક ચર્ચાસભા હતી. તે દિવસે એ સભામાં લલિતાએ છૂટાછેડાની આવશ્યતાનું ખૂબ આવેશપૂર્વક પ્રતિપાદન કર્યું હતું. લગ્નમંડપમાંથી જ સંસારના કડવા અનુભવોની અગ્નિઝાળે દાઝી ગયેલી સ્ત્રી બળતા હૃદયે પોતાની બધી વેદના જાણે વ્યક્ત કરી રહી હોય એવું જ કાંઈક પોતાને તે દિવસે લાગેલું. ભાષણ સાંભળવામાં પોતે એટલા એકધ્યાન બની ગયા હતા કે ભાષણનો એક શબ્દ પણ તેઓ કાગળ ઉપર લખી શક્યા ન હતા. આવું સુંદર ભાષણ પોતાના પત્રમાં છપાય એ પણ આવશ્યક હતું. લલિતાએ ઘેર ભાષણ લખીને પછી જ અહીં મોઢે બોલવાનું રાખ્યું હશે એમ માની, સભા પૂરી થતાં જ તેમણે તેને મળીને પૂછી જોયું, પણ તેની પાસે ભાષણની નાનીશી નોંધ પણ ન હતી તો પછી ભાષણ લખેલું તો ક્યાંથી જ હોય !

પોતાની શક્તિની સાચી કલ્પના તેમને તે દિવસે જ આવી. પોતે સાંભળેલું આખું ભાષણ ઘેર જઇને લખી નાખ્યું. બીજે દિવસે તે છાપામાં પ્રગટ પણ થયું. આશ્ચર્ય પામવાનો વારો હવે બદલાયો. લલિતા પણ પોતાનું આખું ભાષણ છપાયેલું જોઈ નવાઇ પામી અને વિશ્વનાથને મળવા આવીને પૂછ્યું: 'માત્ર એક જ વખત સાંભળીને તમે આ ભાષણ શબ્દસઃ લખી નાખ્યું !'

વિશ્વનાથે સગર્વ જવાબ આપ્યો: 'હા.'

'તમારી યાદશક્તિ બહુ તિવ્ર લાગે છે !'

કેટલું નાનું વાક્ય ! જૂઈજાઇના ફૂલો ચીમળાઈ ગયાં હોય તો પણ તેમની સુવાસમાં ક્યારેય ઉણપ દેખાય છે ! વાયના જડબામાંથી

પોતાનું રક્ષણ કરનાર નાયકને ગૌરવભરી દૃષ્ટિએ જોનારી નાયિકા પેઠે લલિતાએ પોતાના તરફ જોઈને આ વાક્ય ઉચ્ચાર્યું હતું.

વર્તમાનપત્રના ધંધાને નીરસ કહેનારાની તેમને ખરેખર દયા આવી હતી. જો પોતે ખબરપત્રી ન બન્યા હોત તો તેમને લલિતાની ઓળખાણ આ જન્મે તો શું, પણ અનેક જન્મે થઈ શકી હોત ખરી ?

અને માહ્યરામાં અંતરપટ દૂર થતાં જ્યારે પોતે તેને ગળામાં વરમાળ પહેરાવી ત્યારે તો પોતાને એમજ લાગેલું કે જગતની સારી એ કવિતા આ એક જ ધંધામાં—વર્તમાન પત્રના ધંધામાં એકત્ર થઈ છે.

લગ્ન પછી ' છૂટાછેડા ' ના તે વ્યાખ્યાનમાંનું એક દૃષ્ટાંત તેમના સ્મરણ પર કેટલીયે વાર અથડાયા કર્યું હતું. લલિતા બોલી હતી : 'એક જ જગ્યાએ ઉભા રહી પતંગો ઉડાડનાર બે વ્યક્તિઓના પતંગો જરૂર એકમેક સાથે અથડાય છે, અને તેમાંનો નાજુક પતંગ સહેજમાં ફાટીતૂટી જાય છે, એ જ રીતે આપણા સમાજમાં પ સ્ત્રીના વ્યક્તિત્વની આવી જ દુર્દશા થાય છે. એ થવું ન જોઈએ. પોતાના જીવનનો પતંગ જીવન-આકાશમાં અનિરૂદ્ધ પણે વિહાર કરતો હોવાનું દૃશ્ય આપણા સમાજની દરેક સ્ત્રીને જોવા મળે એ દૃષ્ટિએ પણ છૂટાછેડાની આવશ્યકતા છે.'

લગ્ન પછી પોતે વર્તમાનપત્રમાં ઉપ-સંપાદક થયા હોવાથી, રાતપાળીને લીધે, ઘણી વાર મોડી રાતે ઘેર જતા. બારએક પણ વાગી જતા. ગમે તેટલું મોડું થયું હોવા છતાં લલિતા પોતાની રાહ જોઈને જાગતી બેસી રહી હોય; એ જોઈ પોતે પૂછતા : ' કેમ તને ઊંઘ નથી આવતી ? '

તરત જ જવાબ મળતો : ' મારી ઊંઘ તો તમે ચોરી લીધી છે. પછી શી રીતે ઊંઘું ! '

પોતે ખીસ્સા ફંફોસવાનો ડોળ કરી પૂછતાઃ

## અંતરના બાગમાં



આવ સખી આજ તું અંતરના બાગમાં,
કોયલડી એકતાની ટહુકે રે લોલ;
ઉમંગ ઉલ્લાસનો શિખાવલ નાચતો
ઊર્મિનો શુક તહીં ઉડતો રે લોલઃ
આવ સખી.

દિલની સચ્ચાઈ કેરા વાયરાઓ આવતા,
સતના તે છોડવાઓ ડોલતા રે લોલ;
શાન્તિનાં પુષ્પ સખી ખીલ્યાં બેફાટ જો,
દૈવી સુવાસ બધે મઘમઘે રે લોલઃ
આવ સખી.

આશાની ડાળ પરે પ્રેમ કેરા દોરથી,
બાંધ્યો છે ઝૂલવાને હિંચકો રે લોલ;
પાથરીયું ત્યાગ તણું આસનીયું હિંચકે,
સાથે બેસીને સખી ઝૂલશું રે લોલઃ
આવ સખી.

હૈયાના આસનીયે બેસી નીરાંતથી,
મીઠાં અખંડ ગીત ગાઈશું રે લોલ;
જીવન-તંબૂર તણા તારથી ગજાવશું,
પ્રેમનાદ આખા બ્રહ્માંડમાં રે લોલઃ
આવ સખી.

મોહનલાલ ભોગીલાલ શાહ.

'ક્યાં છે ?.'

તે કહેતી : 'ત્યાં નહિ–'

'ત્યારે ?'

અને તરત જ લાડઘેલી થઇ ઘેનભરી આંખે પોતાની તરફ જોઈ જ્યારે તે તેનું મ્હોં પોતાની છાતીમાં છૂપાવી દેતી ત્યારે પોતાને લાગતું કે ખરેખર નિંદ્રાનો જન્મ પ્રિયજનના મોહભર્યા સ્પર્શમાંથી જ થયો હશે. વળી પોતાને થતું કે પોતાના શૈશવને પાછું મેળવવા પ્રાર્થતા કવિઓ ખરેખર અરસિક હોવા જોઈએ. વહી ગયેલા જીવનમાંથી જો એકાદ ક્ષણ પાછી જડતી હોય તો તે પ્રેમના પ્રથમ સ્પર્શની જ હજો !

ઉપસંપાદકમાંથી પોતે વાર્તાલેખક થયા એ જોઈને કેટલાકને ખૂબ નવાઇ થતી હતી. પરંતુ પોતાના આ નવા ઉલ્લાસ ને ઉમંગના મૂળમાં શું લલિતા નહોતી ? મધરાત સુધી તે નવલકથા કે વાર્તા વાંચતી મોડે સુધી જાગતી બેસી રહેતી. એક વખત તેની અધુરી વાર્તા પૂરી થતાં પહેલાં જ પોતે અચાનક ઘેર જઈ પહોંચ્યા. વાર્તા પૂરી કરવાનો મોહ તે કેમે કરીને જતો કરી શકી નહિ; ત્યારે પોતે મશ્કરીમાં કહ્યું : 'બાકીની વાર્તા કાલે વાંચીશ તો નહિ ચાલે ?'

રમકડાં પાછળ ઘેલા બનેલા બાળક જેવી તે દેખાતી હતી. જવાબ આપ્યા વિના તેણે આગળ વાંચવા માંડ્યું ત્યારે પોતે ફરી પૂછ્યું : 'એવું તે આ વાર્તામાં શું છે ?'

'શું છે ?' આછા રોષ ભર્યા અવાજે તેણે સામું પૂછ્યું.

'હું એમ પૂછું છું કે ગાંડી થવાય એવું તે વાર્તામાં શું છે ?' ક્ષણભર તે સ્તબ્ધ બનીને બેસી રહી.

પોતાને લાગ્યું કે લલિતા હારી. પણ સ્ત્રીઓ કદી હારે છે ખરી ?

હાથમાં માસિક વચ્ચે આંગળી રાખી તે પાસે આવી અને કેક રૂમાલ પાસે હોઠ લાવી આછું ચુંબન લેતાં બોલી : 'આમાં પણ ગાંડા થવા જેવું શું છે તે કહો ને !'

આ વખતે પોતાને નિરુત્તર રહેવું પડ્યું. પોતે મનમાં નિશ્ચય કર્યો કે, લલિતાને સાચે છે કે, વાર્તામાં પણ ચુંબન જેટલી જ અદ્દભૂત મીઠાશ રહેલી છે. પોતે એક વાર્તા લખી નાખી.

પોતાની એ પહેલી વાર્તા ખૂબ લોકપ્રિય નીવડી. એ લોકપ્રિયતાએ પોતાને વાર્તાલેખક બનાવ્યો. લોકપ્રિયતા એ પણ શું પ્રેમનું એક સ્વરૂપ નથી ? પ્રેમ એ સ્ફૂર્તિ દેનતા છે એ સત્ય પોતાના જીવનમાં પૂરેપૂરું સમજાયું.

આગળ જતાં પોતાના જીવનમાં દિનકરનો ઉદય થયો. લલિતાની પ્રસુતિ પછી થોડીવારે પોતે તેને જોવા અંદર ગયા. તેને હસાવવાનો વિચાર આવવાથી બોલ્યા : 'બે પતંગ હતા તેના આજે ત્રણ પતંગ થયા; ખરું ને ?'

'ખરું. પણ દોરી તો એક જ છે ને ?'

તેના એ ઉત્તરથી પોતાને કેટલો બધો આનંદ થયો હતો !

દિનુ–દિનકર ત્રણચાર વર્ષનો થતાં જ એક સિનેમા વાળાએ પોતાને વાર્તાલેખક તરીકે નિમંત્ર્યા. તે કંપની માટે લખેલી પોતાની પહેલી જ ચિત્રકથા–'અજામિલ' જબ્બર પ્રસિદ્ધિ પામી. અઠવાડીયાના અઠવાડીયા સુધી લોકોનો જબ્બર ધસારો થિયેટર ઉપર થતો. પાપી અજામિલ વેશ્યાથી થયેલા પોતાના પુત્રને 'નારાયણ' કહી બોલાવે છે. દેવનું નામ તેના મુખેથી ઉચ્ચારતાં દેવી વિમાનમાં બેસી સ્વર્ગે જવાનું સદ્દભાગ્ય તેને સાંપડે છે. આ દૃશ્ય જોતાં જ આખું થિયેટર તાળીઓથી ગાજી રહેતું.

પોતાની એ વાર્તા ચિત્રપટ ઉપર ન ઉતરી હોત તો ! તો લલિતા અને દિનુને બંગલામાં રહેવાનું આ જન્મમાં તો સાંપડ્યું જ ન હોત. સહેલ કરવા મોટર, કે માં માંગી વસ્તુઓ

વસાવવાનું સામર્થ્ય પોતાનું ક્યાંથી હોત ? વાતોના અજામલને સ્વર્ગ મળ્યું હોય કે ન મળ્યું હોય, તો પણ પોતાની એ વાતોએ પોતાના ઘર માટે તો સ્વર્ગના સુખનું નિર્માણ કરી આપ્યું. પરંતુ સ્વર્ગમાં શું ખરેખરૂં સુખ હોય છે ?

*

તે પછીના છેલ્લા દોઢ વર્ષના જીવન-પ્રસંગો પણ વિશ્વનાથની ઇચ્છા ન હોવા છતાં તેની નજર સામે તરવરવા લાગ્યા. અજામિલની વાર્તાએ અપાવેલ યશને લીધે આનંદિત થવાને બદલે તે કાંઇક અંશે બેચેન બન્યા હતા. કારણ કે, તેમને એમ લાગવા માંડયું હતું કે, પોતે પોતાની લેખન-કલાનો દુરુપયોગ કરી રહ્યા છે—ગરીબ અને અજાણ લોકોને છેતરીને પોતે તેમનો જીવન-વિનાશ કરી રહ્યા છે; સામાજીક દૃષ્ટિએ પોતે એક પ્રકારનું પાપ કરી રહ્યા છે. તેમણે પોતાના મનને ચટકા ભરતી આ વાતોનો એક અક્ષર પણ લલિતાને કહ્યો નહિ. તેમને નિશ્ચયપણે એમ લાગવા માંડયું હતું કે, સમાજમાં પ્રવર્તી રહેલી તેની તે જ અંધશ્રદ્ધા વધારનારી પૌરાણિક ચિત્રકથાઓ લખી પોતે અરીણુ વેચી પૈસાદાર થવાનું પાપ કરી રહ્યા છે. તે પછી તેઓ સામાજીક વાર્તા લખવા તરફ વળ્યા. ઉપ-સંપાદક તરીકેના જીવનમાં તેમણે સામાજીક જીવનની સારી–નરસી અનેક વાતોનો ખૂબખૂબ અનુભવ મેળવ્યો હતો, પરંતુ જે સામાજિક કથાનકમાં નખરાબાજ નામ ન હોય, રંગીન શૃંગાર ન હોય એવી વાર્તાનો સ્વીકાર સિનેમા વાળાઓ કરતા નથી. બેકારીના આગળપડતા પ્રશ્નને છણતી તેમની સામાજીક વાર્તા ઉપરથી ઉતારેલ ચિત્ર બહુ યશસ્વી નીવડયું નહિ. તે છતાં નિરાશ થવાને બદલે તેમણે વેશ્યા જીવનનો અદ્‌ભૂત ચિતાર આપતી 'રૌરવ' નામની નવી જ ચિત્રકથા લખી. આ ચિત્રને પડદા ઉપર રજુ થવાનો સમય અને પોતાને માટે ઉડેલી અફવાઓનો સમય કમનસીબે કુદરતી રીતે એક સાથે જ આવી લાગ્યો.

*

'રૌરવ' ની વાર્તા પર ટીકાઓનો વર-સાદ વરસ્યો. ચારે તરફથી અનેક પ્રકારના શાબ્દિક હુમલાઓ અને પ્રહારો થયા. આ પ્રકારનું ચિત્ર સમાજના યુવાન વર્ગના ચારિત્રને નુકશાન કર્તા છે એમ વિચારી, સમાજની સંસ્કૃતિના પક્ષકારોએ સભાઓ ભરી–ભલેને પછી એ સભામાં મુઠીભર ગણ્યા ગાંઠ્યાં જ હોય. સમાજના સ્થંભરૂપ મનાતા અનેક મહાપુરુષોની કલંકકથાઓને છતી કરી દેતી 'રૌરવ'ની વાર્તાને લીધે સમાજના અનેક આગેવાનો શોર–બકોર પાડી ઉઠ્યા, તર્કશાસ્ત્રમાં પારંગત એવા ટીકાકારોએ તો એટલે સુધી કહી નાખ્યું કે વેશ્યા જીવનની ઝીણામાં ઝીણી રજેરજ માહિતીનું આબેહુબ વર્ણન કરનારો લેખક વેશ્યાગામી હોવો જ જોઇએ.'

પોતાની તરફ ધૂળ ફેંકતા સમાજની ધૂળેટી વિશ્વનાથ હસતે મુખે સહન કરતો. કોકિલાના મધુરગાન ઉપર દેડકાં પોતાનો અભિપ્રાય વ્યકત કરે તેવો આ પ્રકાર હતો. આવી સ્થિતિમાં એ શું કરે ?

પરતું તેમના મનની શાન્તીને છુંદી નાખનાર ખરો હલ્લો તો અણધારી જગ્યાએથી આવ્યો–એ હલ્લો થયો તેમના ઘરમાંથી. પોતાની ચિત્રકથાવાળું ચિત્ર ત્રીજા અઠવાડીયામાં પ્રવેશ્યું હતું, પણ સમાજે ચિત્રને વિકૃતિનું કલંક લગાડયું હોવાથી એ લાંબુ ચાલવા સંભવ નહતો. એવામાં વિશ્વનાથની અપકીર્તિના દુઃખમાં લલિતાએ એક રાત્રે વધારો કર્યો.

'આ બધું હવે કેટલા દિવસ ચાલશે ? લલિતાએ કઠોર સ્વરે વિશ્વનાથને પૂછ્યું: વિશ્વનાથે પ્રશ્નસૂચકદૃષ્ટિએ તેની તરફ જોયું.

'આજે ૭ મહિનાથી હાથે રાંધું છું તે જોતા નથી ?'

'ઘણાને ઘેર રસોઈ તો સ્ત્રીઓ હાથે જ કરે છે !

'ત્યારે તો• રાંધનારી રાખવા માટે જ પુરુષો લગ્ન કરતા લાગે છે !'

'લલિતા—!'

'બસ થયું. હવે મને કાંઈ કહેવાની જરૂર નથી. બંગલામાંથી એ ઓરડાઓમાં રહેવા વખત આવ્યો. ઘરને આંગણે મોટર હતી તેય તમારાથી ખમાઈ નહિ !'

વિશ્વનાથ હસી પડયા: 'મોટર મને નહિ ગમતી હોય ? '

'તો મેળવો ! 'અજામીલ' જેવી વાતો ફરી એકવાર લખી નાખો તો કાલે...'

'એટલે ઘરને આંગણે વિમાન સુદ્ધાં આવીને ઉભું રહેશે ! '

'લોકોને ગમતું લખવાનું છોડી દીધું અને નવું જ તૂત કાઢીને ઉભુ રાખ્યું. બધાં ઓળખીતાં મને ચીડવે છે. જે તે કહે છે કે 'અલી તારા વરને તો બજારે બેસનારીઓની બધી વાતની ખબર લાગે છે ! '

લલિતા રડુરડુ થઈ ગઇ. વિશ્વનાથ તેની પાસે જઈ તેના ખભે હાથ મૂકી બોલ્યા: 'જરા ધીમેથી બોલ. દિનુ સુતો છે. એ હવે કાંઈ નાનો નથી. આવી વાતો એ સાંભળે એમાં આપણી શોભા નહિ. '

'હું પણ એ જ કહું છું. નિશાળમાં એના વર્ગના છોકરાઓ એને કેવું કેવું પૂછે છે એ જરા એને પૂછી તો જૂઓ ! મારે તો મ્હોં બતાવવા જેવું ય નથી રહ્યું ! '

વિશ્વનાથ વિચારમાં પડી ગયા. જગતને સત્ય ગમતું નથી એ પોતે જાણતા હતા, પરંતુ સત્યનો દાવો કરવાનો જગતનો એક પ્રકાર અનંત છે અને તેની એમને આજે જ કલ્પના આવી. તેઓ લલિતાને રીઝવવા પ્રેમાળ સ્વરે બોલ્યા: 'જગત ભલેને ફાવે તેમ બોલે: પણ તને તો એમ નથી લાગતું ને ?'

'મને ?' લલિતા રોષમયી નેત્રે સામે જોઈ રહી. તે જોઈ વિશ્વનાથ જરા ગભરાયા. લલિતા લાલઘૂમ બનીને બોલી:

'મારી અને દિનુની તમને જરાજેટલી પણ પડી હોત તો...'

'તો શું !'

'અજામિલ જેવી વાતોઓ લખી અમને આરામથી રહેવા દીધાં હોત !'

પરિણીત સ્ત્રી અને પુરૂષના જીવનને પાસે પાસે ઉડનારા બે પતંગની ઉપમા આપનારી લલિતા પોતાની એ કલ્પનાને ક્યાંય વીસરી ગઇ હતી. પતંગના પાતળા કાગળ જેવી લાગણીઓ ધરાવનારાં પરિણીત દંપતીની લાગણીનાં પાતળાં પડો પણ એક બીજાની સાથે અથડાઈ ફાટીતૂટી જતાં પતંગોની પેઠે જ છેદાઈ છિન્નભિન્ન થઇ જાય છે એ વાતનું પણ તેને ભાન નહોતું રહ્યું.

અત્યારે લલિતાની વાત સાંભળીને વિશ્વનાથની નજર સામેથી એક બીજા સાથે ભેરવાઇને ગર્ભશૂન્ય બનેલા એ પતંગોનું ચિત્ર ખડું થઈ ગયું. તેણે મૃદુસ્વરે કહ્યું: 'લલિતા, લેખકને પણ ઉચ્ચ સ્થાને પહોંચવાની અને જગતને પણ પોતાની સાથે એ કક્ષાએ પહોંચાડવાની ભાવના સેવવી એ શું દુષણ છે !'

'પણ'... 'અજામિલ' જેવી વાતો લખીને...'

'લોકોના ગળામાં અંધશ્રદ્ધા જેવા પડેલા ફાંસાને વધુ આમળો દઇ મજબૂત બનાવવાની મારી ઇચ્છા નથી !

વિશ્વનાથને લલિતા તરફ ધ્યાન પૂર્વક જોતાં ખાત્રી થઈ કે પોતે જે કહે છે તે લલિતાને ગળે ઉતરતું નથી. તેમને તેની દયા આવી. દશ વર્ષ પૂર્વે કોલેજના વ્યાસપીઠ ઉપરથી સ્ત્રીઓના વ્યક્તિત્વનું ભાન કરાવતી લલિતા અને સમાજના ભોળપણા વધારે એવી, પતિ પાસે લખાવેલી વાર્તાઓને સુખના

જાણે ઘરમાં સાફસુફ કરનારી વૈંતરી: આવી રંગબેરંગી...'

'લલિતા!' વિશ્વનાથની આંખ લાલ બની. મન પરનો કાબૂ ગુમાવાય નહિ એ માટે તેણે સૂઇ રહેલા દિનુ તરફ જોઈ રાખ્યું. લલિતાએ તેમના આ મનોનિગ્રહનો લાભ લીધો અને બોલવા માંડ્યું: 'કાલે સવારે હું મારે પિયર ચાલી જઈશ. પછી તમને કોઇ વાતની અડચણ નહિ પડે. જેને લાવવી હોય એને લાવજો...'

વિશ્વનાથ ત્યાંથી બહાર નીકળી ગયા. રાતભર તેમને ઊંઘ ન આવી. તેમને લાગ્યું કે પોતે જાણે કોઈ મૃત્યુશૈયા પર પડેલા રોગી પાસે જાગતા બેઠા છે. એક દૃષ્ટિએ એ સાચું હતું. દશ વર્ષની શાંતીને એકાએક કરમાઇ ગયેલી જોવાનું દૃશ્ય મૃત્યુના જેટલું જ દુ:ખદ નથી? આ કરમાઈ ગયેલી પ્રીતિ-વેલ ફરી શી રીતે ખીલવવી? તેના મૂળમાં પોતાના આદર્શનું લોહી સીંચીને!

બાજુથી ઓરડીમાં લલિતા પાસાં બદલતી હતી. લગ્ન પછી પહેલી જ વાર જ્યારે તે પિયર જવા નીકળી હતી ત્યારે તેને વિશ્વનાથ પોતાની પાસે જ હોવાનો ભાસ થયો હતો; પરંતુ આજે પોતાના બન્ને વચ્ચે ઉંચા થયેલા દિલને લીધે તે દૂર-અતિ-દૂર ગયા હોય એમ તેને લાગતું હતું.

*

અભિમાન ભરી લલિતા પિયર જવા નીકળી ત્યારે વિશ્વનાથ પણ ચૂપચાપ બની ગયા હતા. સ્ટેશને મૂકવા ગયા તોય એક બીજા એક અક્ષર પણ ઉચ્ચારતા ન હતા. માત્ર દિનુ વચ્ચે વચ્ચે કંઈ કંઇ બોલ્યા કરતો હતો, પણ પતિ-પત્નીએ એ રીતે પણ કંઇ એક બીજા પ્રત્યે વાતનું વણું ઉખેળ્યું નહિ.

ત્રીજા વર્ગની ટીકીટ લેતાં વિશ્વનાથનું મન દુભાયું, પણ ત્રીજા વર્ગના ઓઓ મારેના ડબ્બામાં બેસતાં લલિતાને તો મરવા જેવું લાગ્યું. છેલ્લા બે વર્ષમાં કદિ બીજા વર્ગ સિવાય મુસાફરી કરી ન હતી. દિનુને પણ આ ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ નહતો. ગાડી ઉપડી ત્યાં સુધી દિનુ સારા ડબ્બામાં બેસવાની હઠ કરતો હતો. વિશ્વનાથને લાગ્યું કે, મુકરર સમયે જ ગાડી ઉપડવાની પ્રથા કેટલી ખરાબ છે!

ડબ્બાની બારી પાસે સ્તબ્ધ બનીને તે ઉભા હતા, એટલામાં એક વ્યક્તિ તેમને નમસ્કાર કરીને પસાર થઈ. એને જોતાં વિશ્વનાથના રૂવાંટાં ઉભા થઈ ગયાં. વર્તમાનપત્રોની દુનિયામાં એ એક અજબ વ્યક્તિ હતી. તે એક દૈનિકમાં 'પડદા-પાછળ' ની કોલમ લખતી હતી. ખબર, અફવા, બનાવટી સમાચારો અને ખાનગી વાતોમાં મરી મસાલો ભભરાવી 'પડદા પાછળ'ની કોલમ વિવિધ રીતે શણગારવામાં તે કુશળ હતા. વિશ્વનાથને લાગ્યું કે પોતાનું નામ જરૂર આવતી કાલે એ કોલમમાં ઝળકવાનું. તેમણે જોયું તો, તે બાપુ વાંચવાનો ઢોંગ કરી દૂર બેઠે બેઠે તેમના તરફ બારીકાઈથી જોતા હતા.

લલિતા આવીને બારી પાસે ઉભી રહી. બન્નેએ એક બીજા સામે જોયું. વિશ્વનાથે ધાર્યું કે લલિતાને આ રીતે જવાનું ગમતું નથી. લલીતાએ ધાર્યું કે વિશ્વનાથ 'તું ન જા' એમ કહેવા ઇચ્છે છે; પરંતુ બન્નેમાંથી કોઈ કંઈ બોલ્યાં જ નહિ.

એકાએક દિનુ બોલી ઉઠ્યો: 'બા, મારો પતંગ!'

'તારા પતંગની દોરી તો તુટી ગઈ છે, ભાઈ!'

ફરી વાર પતિ-પત્નીએ એક બીજા સામે જોયું. બન્નેની દૃષ્ટિમાં એક જ ભાવ હતો-તારી એકલાની પતંગની દોર તુટી ગઈ નથી, આપણા બધાના પતંગની એ જ ગતિ થઈ છે.'

વિશ્વનાથ પરદેશી જ ગજવામાં હાથ

મસળતા અસ્વસ્થતા અનુભવી રહ્યા હતા. એકાએક મનમાં નિશ્ચય કરી તેમણે પોતાના હાથ બહાર કાઢયા અને ચાવી ધરતા બોલ્યા : 'લે આ ચાવી.' આ વખતે લલિતાએ હસીને જવાબ આપ્યો: 'એ ચાવી હું લઈશ તો પછી તમે શું કરશો? તાળુ તોડીને ઘર ઉઘાડશો? અને પછી એવા તૂટેલા તાળાની ચાવી મારી પાસે રાખીને ય મારે શું કામ છે?'

પોતાની પાસેથી ચાવી કાઢીને બતાવતાં તે બોલી : 'મેં પણ દશ વર્ષ સુધી સંસાર ચલાવ્યો છે. સમજ્યા ને! બીજી ચાવી મારી પાસે રાખવાનું હું ભૂલી નથી.'

વિશ્વનાથ હસી પડયા. એટલામાં ગાડીની વ્હીસલ થઈ. વિશ્વનાથને થયું કે એકદમ સામાન ઉતારી લઈ લલિતાને પાછી ઘેર લઈ જાઉં. પણ એટલામાં તો એક યુવાન છોકરી તેમના ડબા પાસે દોડતી આવી. તે બહુ જ સુંદર હતી. તેના હાથમાં એક નાનકડી હેન્ડબેગ સિવાય કાંઈ જ ન હતું. કપાળે કંકુનો ચાંદલો પણ ન હતો. તે માંડ માંડ ડબામાં ચડી ને ગાડી ઉપડી ગઈ.

*

વિશ્વનાથે ઘેર આવી પોતાની ચિત્રકથા લખવાનો પ્રયત્ન કર્યો, પણ ચિત્ત ચોટયું નહિ; એટલે એક અંગ્રેજી નવલકથાના પાના ઉથલાવવા માંડયાં. પરંતુ એક પાનું પણ તેમનાથી પુરૂં વંચાયું નહિ. માથું દુઃખતાં માણસ કેવો અસ્વસ્થ બની જાય છે! તેમના મનમાં પણ કંઈક એવું જ દુઃખ થતું હતું. છેવટે ઉઠીને તેમણે લલિતાને પત્ર લખવા માંડયો ત્યારે જ તેમને જરા ઠીક લાગ્યું.

પ્રિય લલિતા

જીવન એ એક કોયડો છે, એવું તો હું છેક નાનપણથી જ વાંચતો આવ્યો છું. પરંતુ એ કડવા સત્યની સાચી પ્રતિતિ તો મને ગઈ કાલે રાત્રે જ થઈ. તું આમ રોષે ભરાઈને ચાલી જશે એવું તો હું સ્વપ્ને પણ સાચું નથી માની શકતો, પરંતુ કહેવાય છે કે, મનુષ્યનું મન બદલાય છે, પણ તેના સ્વભાવ તો કાયમ રહે છે. કેટલું વિચિત્ર!

'સ્ત્રી અને પુરુષનું જીવન પાસે પાસે ઉડનારા બે પતંગો જેવું છે.' એવી તારી કલ્પનાની મને લગ્ન પછી પણ કેટલાયે દિવસો સુધી ભ્રાંતિ રહી હતી. તને તેની કદાચ કલ્પના પણ નહિ હોય.

તારા સ્વતંત્ર વિકાસ અને તારાં સ્વતંત્ર કર્તવ્યને આડે કોઈ પણ જાતનું બંધન ન નડે એની મેં શકય તેટલી દક્ષતા રાખી છે. તેં તારો અભ્યાસ આગળ વધાર્યો હોત અથવા કોઈ પ્રકારની નોકરી પણ સ્વીકારી હોત તો ય મને તો આનંદ જ થયો હોત.

પરંતુ આપણા સમાજની સ્ત્રીઓનું જીવન તો કુંડામાં રોપેલા છોડ જેવું બની ગયું છે. અન્ય સ્થળેથી પોતાનો જીવનરસ ખેંચનારી વેલી જેવી તે નથી. તેમને સંસારરૂપી સુંદર કૂંડું જોઈએ છે અને તેની દેખરેખ રાખનાર માળીરૂપે પતિ પણ જોઈએ છે.

જીવનનો આવો ક્રમ તેં પણ આનંદથી સ્વીકાર્યો હતો. પોતાની પત્નીને એક નાજુક ફુલ તરીકે અપનાવી જીવન જીવાડવાના કોડ કયા પતિને નથી હોતા? માતા પોતાના બાળકને જે લાડકોડભરી દૃષ્ટિએ જુએ છે તે જ દૃષ્ટિ પત્નીને જોતાં પતિમાં પણ હોય છે.

ઉપસંપાદકની સામાન્ય આવકમાંથી મેં મારાથી બની શકે તેટલી તને શણગારી, સોહાવી અને સુખી કરી છે. તે વખતે જો મને કોઈએ કર્તવ્ય-વિમુખ કહ્યો હોત તો મેં તેને મૂર્ખ કહ્યો હોત. પરંતુ આજે મને મારી ભૂલનું ભાન થયું છે. વસ્ત્રાલંકાર વડે તારા દેહને દીપાવવા મેં તનતોડ મહેનત કરીને મારી જાતને તોડી નાખી, પણ તારા માનસિક વિકાસની કાળજી કયારે રાખી છે?

અને કદાચ એવી કાળજી મેં રાખી હોત તો યે દેવસ્થાનમાં રહેનારી દેવમૂર્તિની પેઠે ઘરમાં રહેનારી સ્ત્રીનો માનસિક વિકાસ હું શી રીતે કરી શક્યો હોત, તે મને પોતાને પણ સમજાતું નથી. બાળકોને વધુ પડતા લાડકોડથી ઉછેરનારાં માબાપને પાછળથી પસ્તાવો કરવો પડે છે. હથેળીની વચ્ચે ચમેલી કેળીની પેઠે પત્નીની વધુ પડતી સંભાળ લેનાર પતિઓને પણ આવો જ અનુભવ થતો હશે.

લલિતા, તારા સિવાય બીજા કોની પાસે મારું હૃદય ઠાલવું? ઉપસંપાદકમાંથી ચિત્રકથા લેખક થયો, અને આર્થિક સ્થિતિ એકદમ સુધરી ગઈ. તેં અને દિનુએ બે વર્ષ ભારે સુખમાં ગાળ્યાં. તે સુખ હું આપી શક્યો તેનો મને આજે પણ આનંદ છે.

સામાજીક ચિત્રકથાઓ લખવાની મારી આદર્શ ઘેલછાને લીધે સુખના દિવસો વધુ ન ટક્યાં, તેટલા માટે જ તું મારા ઉપર આટલી રોષે ભરાઈ? મારા આ આદર્શની તને જરા સરખી કલ્પના પણ ન આવી! બહારનું જગત ભલે ફાવે તેમ બોલે, પણ તને તો પૂરેપૂરી ખાત્રી છે કે, મને સોપારીના ટુકડાનું પણ વ્યસન નથી. પરસ્ત્રીના નાદે લાગેલો પુરુષ પોતાના પુત્રને રમાડતો અને પત્નીની સાથે કલાકોના કલાકો સુધી વાતો કરતો ઘરમાં બેસી રહે ખરો?

છેલ્લા ૭ મહિનાથી માથે પડેલી નવી જવાબદારીને લીધે મારું મન ભારે થઈ ગયું છે. પોતાની કૃતિમાં અવગુણનું આલેખન નહિ કરવા છતાં, મળતા અપયશને લીધે કયો મનુષ્ય હતોત્સાહ ન બને? મારી પણ એ જ સ્થિતિ છે. આ સમયે મને તારા પીઠબળની જરૂર હતી; પરંતુ આજે આપણા સમાજમાં જ્યારે એકાદ સ્ત્રીને પણ પોતાના પતિના મનની, પતિની આદર્શ ઘેલછાની અને દુઃખદ દશામાં પત્નીના પ્રોત્સાહનની અપેક્ષા રાખતા પતિની જાણ હોય છે ખરી?

પતંગને આકાશમાં ખૂબ ઊંચે ઉડાવવાની ઈચ્છા હોય, છતાં યે પાછળની દોરી ટુંકી હોવાને કારણે તેને પોતાની ઈચ્છાને દબાવવી પડે તો તેમાં નવાઈ જેવું શું છે! આપણા સંસારમાં પણ તેવું જ થયું છે.

પુરુષનું જીવન વિશાળ છે. તેને જગત જોવા મળે છે–સાચું જીવન જીવવા મળે છે. જીવનની સમરભૂમિ ઉપર તે જીવન સંગ્રામ ખેલી ખેલીને ધીર બનતો જાય છે. તેનું કર્તવ્યક્ષેત્ર વધતું જાય છે. પૂર્વે કદિ ન જોયેલ આદર્શ–તારલાઓ તેના જીવનમાં ચમકી રહે છે. સામાજીક ચિત્ર કથાઓ લખવાના મારા દૃઢાગ્રહનો આ સિવાય બીજો કોઈ જ અર્થ નથી. સંઘ સમાજને અવળે માર્ગે ધસડી જઈ તેને લૂંટવાની મને તમન્ના નથી. આ વખતે મારી સર્વ શક્તિનાં એકત્ર બળવડે સમસ્ત સમાજને જાગ્રત કરવાનો હું પ્રયત્ન કરનાર છું. આવો જ્વલંત પ્રયત્ન કદાચ નિષ્ફળ નીવડે તો યે તારે ગર્વથી રાચવું જોઈએ. સંગ્રામ ખેલતાં સાંપડેલું મૃત્યુ કયા વીરને નથી ગમતું? પણ—

આપણા સંસારમાં જે કાંઈ બનવા પામ્યું છે તેમાં મારી ભૂલ છે એનો હું સ્વીકાર કરી લઉં છું. કારણ કે છેલ્લા દશ વર્ષમાં તને માત્ર સંસારની ઢીંગલી સ્વરૂપે સ્વીકારી, વસ્ત્રાલંકાર વડે શણગારી સમાજમાં ફેરવવા સિવાય, તારા સંસ્કાર વાંચ્છુ મનને સંસ્કારવાને અર્થે મેં કશું જ કર્યું નથી. મનુષ્ય કેટલો મુર્ખ હોય છે! દેહને દિપાવવા તે મરી ફીટે છે, પરંતુ જીવન સુખના કેંદ્ર સમા મનની કે કદિ પણ પરવા કરતો નથી. પત્ર પહોંચતાં જ તું પાછી આવતી રહે. તે પછી નવી વાતો સામાજીક લખવી કે નહિ, તે વિષે આપણે બન્ને સાથે મળી નક્કી કરશું; દિનુને મારાવતી વ્હાલ કરીને રમાડજે.

—તારો જ વિશ્વનાથ

પત્ર બપોરે ટપાલમાં નાખવાનું ધારી, ટેબલ પર મૂકી તે બારણે તાળુ મારી બહાર જવા નીકળ્યા.

*

અનેક મિત્રોને ઘેર જઈ ને થોડી થોડી વાર બેસવા, છતાં ય તેમને કાંઈ ચેન પડયું નહિ. છેવટે કંટાળીને જમવા માટે વીસીમાં જવાનો વિચાર કરતા કરતા તે પાછા ફર્યા ને દૂરથી પોતાના ઓરડાનાં બારણાં ઉઘાડાં દીઠાં. ચોરે ઘર ફાડયું કે શું, એમ લાગ્યું. એવામાં દિનુને બારણામાં પતંગ ઉડાડતો દીઠો.

તે આશ્ચર્યચકિત થઈ ગયા. દિનુ તેમને બાપા બાપા કરતો વળગી પડયો; છતાં તેમણે ન તો તેને ઉંચકી લીધો, કે ન પીઠ થાબડી. અંદરના બારણા પાસે લલિતા ઉભી હતી.

'કેમ ? પાછી આવી ગઈ ?'

'હા. મને થયું કે તમને નકામો ટપાલખર્ચ શું કરવા કરાવવો ?' ટેબલ ઉપરનો પત્ર તેણે વાંચ્યો હોય એમ વિશ્વનાથને ખાત્રી થઈ. અને તેને લીધે જ તે ઉભી ઉભી હસતી હતી.

અને ગઈ રાત્રે ?

'મને તો આ બધો એક ચમત્કાર જ લાગે છે.'

'હા. મારા ડબ્બામાં છેક છેલ્લી ઘડીએ આવેલી પેલી વિધવા છોકરી—'

'પણ તારા પાછા આવવા સાથે એ વાતને શો સંબંધ ?'

'બેગ ઉપર તમારૂં નામ લખેલું તે વાંચીને તેણે મને ઓળખી. તમારી પત્ની હોવું એ કેટલા ગર્વની વાત છે તેની મને આજે જ ખબર પડી.'

'મુસાફરીમાં એક બીએ તને ઓળખી, એટલે જ ?'

'ના એમ નથી. તમારી વાર્તાના નવા ચિત્રપટે તે બિચારીને બચાવી એટલે.'

લલિતાએ એ તરૂણ વિધવાની બધી વાત વિશ્વનાથને સગર્વ કહી સંભળાવી. પિયરમાં ભાભીના ત્રાસથી, કંટાળી બીચારી સાસરે ગઈ, પણ ત્યાં એનો દિયર જ પાછળ પડયો. શિક્ષણની સગવડ કરી આપવાનું કબુલ કરી એક સગાએ તેને મુંબઈ લાવીને પોતાને ઘેર રાખી. બે ચાર દિવસમાં જ તે તેને અનીતિની ખાઈમાં ધકેલી દઈ છૂટો થનાર હતો. મુંઝાઈ જવાથી તે બિચારીને કંઈ સૂઝતું નહોતું; પણ નસીબ જોગે ગઇ કાલે જ મન હળવું કરવા તેના પેલા સગાને સીનેમા જોવાનું મન થયું. તેણે તેને પણ સાથે લીધી અને તમારી વાર્તાવાળું 'રૌરવ' ચિત્ર તે બન્નેએ જોયું. બહેર મારી ગયેલું તેનું મન ચિત્ર જોવાથી સંપૂર્ણ રીતે જાગ્રત થયું અને નરપશુની જાળમાંથી છૂટવાનો માર્ગ તેણે નક્કી કરી નાખ્યો. કોઈપણ પ્રકારે સવારની ગાડી પકડી તે નાસી છૂટી.'

'તે છોકરી કયાં ગઈ ?'

'સરયૂ !' લલિતાએ તેને બોલાવી.

સરયૂ લલિતાની પાસે આવીને ઉભી રહી. વિશ્વનાથ પ્રત્યે તેણે એટલા તો ભક્તિભાવથી જોયું કે તેની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. વિશ્વનાથને લાગ્યું કે તેની આંખોમાંના આંસુએ પોતાની સર્વ અપકીર્તિને ધોઈ નાખી છે.

સરયૂની રેખારૂપે આકૃતિ જોતાં વિશ્વનાથ બોલ્યા : 'લલિતા, એક નવી જીવંત વાર્તા અને તેની નાયિકાને માત્ર ચાર જ કલાકમાં મેળવી તું પાછી આવી છું. પુરૂષો કરતાં સ્ત્રીઓ વધુ ચાલાક હોય છે એ ખોટું નથી.'

આવા સુંદર કથાનકમાં કદાચ વિનોદની કચાશ રહી ગઈ હશે ? પણ તે ચિંતા તો બીજે દિવસે જ દૂર થઈ-'પડદા પાછળ' ની કોલમમાં નીચેના ખબર પ્રગટ થયા હતા—

'સુપ્રસિદ્ધ ચિત્રકથા લેખક વિશ્વનાથના પત્ની ગઈ કાલે જ તેમનો ત્યાગ કરી પોતાને પિયર જવા નીકળી ગયાં છે. નવી સામાજીક વાર્તાનો વિષય તેમને તેમના ઘરમાંથી જડયો એમ કહેવું કાંઈ ખોટું છે ?'

## આત્મભોગની પરંપરા અને આત્મવિસર્જનના આદર્શરૂપ



# કસ્તુરબાની મહત્તા

લેખિકા
**શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય**

*

ગઈ શીવરાત્રીએ સ્વ. કસ્તુરબા ગાંધીની ત્રીજી સંવત્સરી ઉજવાઈ. આપણા કોઇ પણ બીજા આગેવાન કરતાં અપ્રતીમ સ્વાર્પણનાં એ અજોડ પ્રતીક છે. વારંવાર આપણું ધ્યાન ખેંચવામાં આવ્યું છે કે, એમનું જીવન આત્મવિક્ષેપનની એક સુંદર કવિતા હતું. પરંતુ એટલાથી એમના જીવનની વ્યાખ્યા પૂરી થતી નથી, બલ્કે એટલા બધાં નિર્વિકલ્પ સ્વભાવના જીવનને વિકૃત રીતે રજુ કરે છે. આપણા આખા ય રાષ્ટ્રીય અસ્તિત્વ ઉપર એ જીવન એક ઊંડી રેખા આલેખી ગયું છે એમ કહીએ તો તેમાં જરા ય અતિશયોક્તિ નથી. એમના અવસાન સમયે જે જે ભાવાંજલિ અર્પવામાં આવી તે દરેકમાં એમના અવસાનને બ્રીટીશ સામ્રાજ્યની વેદી પર હોમાયલું હિંદનું સર્વોત્તમ બલિદાન લેખવામાં આવ્યું હતું. શ્રીમતી કસ્તુરબા આપણા માનસફલક પર એક માનવસજીખડાં હતાં, છતાં એ સુકલકડા નાનકડા દેહનું એ બલિદાન નહોતું: શ્રીમતી કસ્તુરબા જે અલૌકિક આત્મસમર્પણનાં પ્રતીક હતાં તેનું હતું. એટલે આજે આપણને એક સ્ત્રીના અવસાનની ખોટ સાલતી નથી. આપણને તો સાલે છે સ્વાર્પણનું પ્રતીક અલોપ થયું એ; અને એ વસ્તુસ્થિતિ જ હિંદી સંગ્રામના કીર્તિસ્તંભમાં એમનું અમર નામ આંકી મૂકે છે.

એક સીધા સાદા ગુણ કે ખાસીઅતનાં એ પ્રતીક નથી. એથી ભેદભરી રીતે કંઇક વધારે છે; એવું કંઇક છે કે આપણી ભાવનાઓના મિશ્રણને ભારે વેગથી હલમલાવી મૂકે છે, એવું કંઇક છે કે આપણું હૈયું અનેક ધ્રૂજારી અનુભવી જાય છે: એવું કંઇક છે કે આપણું હૈયું નમ્રતાથી એમને ચરણે ઢળી જાય છે: આપણું દિલ એમના પ્રત્યેના સદ્‌ભાવથી છલકાઈ જાય છે. એમનું અવસાન થયું ત્યારે લોકોએ એમને 'સતી' કહ્યાં. 'સતી' શબ્દ જ આપણી સમક્ષ પોતાની આદર્શસિદ્ધિની વેદી પર પોતાનું જીવન સર્વસ્વ હસતે મોઢે ન્યોચ્છાવર કરી દે એવી પ્રતિભાવંતી વીરનારીનું સજીવ ચિત્ર ખડું કરે છે.

છતાં કસ્તુરબા વીરતાથી પર હતાં, આત્મભાવથી અસ્પૃશ્ય હતાં ને એમાં જ તેમની મહત્તા હતી. મીનુ મસાણીએ એમને માટે વ્યાજબી જ કહ્યું છે: "કસ્તુરબાનાં લક્ષણો મહત્તાનાં નહોતાં: ભલાઇનાં હતાં. આ જગતમાં ચબરાક, બુદ્ધિમાન, તેજસ્વી મનુષ્યોની ખોટ નથી. દરેક પોતપોતાની રીતે મહાન છે. પરંતુ એ મહાનસદ્‌ગુણો સાથે હોવી જોઇએ એટલી ભલાઇ તેમનામાં નજરે પડતી નથી.

ત્યાં જ આપણું દારિદ્ર છે. માત્ર મહત્તા ઉપર ભલાઈનો વિજય છે. એ રીતે રાષ્ટ્રભરમાં કસ્તુરબાને અપાયલી ભાવાંજલિનું મહત્વ આંકવાનું છે. આપણે મહાન્ આગેવાનોના નિકટ સંપર્કમાં આવીએ છીએ ત્યારે કેટલાક ક્ષુદ્રક, હલકટ, સાંકડા દિલના જણાય આવે છે ને એમના બીજા મહાન સદ્દગુણો ને અનંત આત્મભોગોની પરંપરામાં પણ સત્યાર્થ પ્રકાશથી આપણી આંખ ઉઘડી જાય છે. પરંતુ કસ્તુરબા માટે તેમ નથી બન્યું. જાહેરાતનાં બેરંખાંઓ જેને મહાન કહે એવું કશું જ એમનામાં નહોતું; છતાં એ મહાન નારી હતી. મહત્તાની ઉણપમાં જ એમની મહાનુભાવતા હતી. કસ્તુરબા કસ્તુરબા હતાં એ જ એમની મહત્તા હતી. એ સિવાય બીજું કાંઇ હોવાનો એમણે કદી યે દંભ કર્યો નથીઃ કદી યે એવણા પણ રાખી નથી. એમનું સમગ્ર જીવન આત્મભોગની પરંપરા હતું. પરંતુ આત્મવિસર્જનને આદર્શ માની એ કદી યે જીવ્યાં નથી, તેમ જ વીર નારી બનવા એ કદીયે મથ્યાં નથી. પોતાના પ્રયત્નો કે પોતાની સિદ્ધિઓનો પણ એમને ખ્યાલ હતો એવું પણ ભાગ્યે જ કોઇ કહી શકશે. કોઇ અગમ્ય અકસ્માતથી એમનું જીવન એવા પુરુષ જોડે જોડાયું, કે એણે પોતાનું જીવન ઘડતર કરતાં કરતાં એમના જીવન માટે પણ એવી કાર્યદીશા નક્કી કરી દીધી, કે તેમાં ફેરફાર કરવાની પણ તેમનામાં શક્તિ નહોતી. પરંતુ એ જીવન સાથે એમને સંબંધ બંધાયો અને એ સંબંધ સાચવતાં સાચવતાં એમણે પોતાનું વ્યક્તિત્વ છતું કર્યું. પરિણામે એમના દેશનું સદ્ભાગ્ય ઘડવામાં પોતાનો ફાળો આપ્યો, એટલું જ નહિ, પણ એ ભાગ્યચક્રના ખીલા બનવા ઉપરાંત એમણે સિદ્ધિ મેળવી. સમજદાર આગેવાન તરીકે એમણે સુકાન પર પોતાની પકડ મજબૂત બનાવી નહિ, કે દેશનું ભાવિ ઘડવાના નિર્ધારથી આગેકુચ કરી નહિ, પરંતુ એમનામાંના નૈસર્ગિક એમને પરિણામે એ પતિના કાર્યનાં નિષ્કામ પ્રેક્ષક બની રહ્યાં નહિ, પરંતુ રાષ્ટ્રીય મંથન પ્રસંગે એક નિશ્ચિત શક્તિ તરીકે અગ્રભાગે વિરાજ્યાં. પોતાની સ્વેચ્છા કે પસંદગીથી એમણે રણસંગ્રામમાં ઝંપલાવ્યું નહોતું. પરંતુ બીજા અનેક આગેવાનોની કેળવણીની દૃષ્ટિએ વધારે શક્તિશાળી પત્નીઓ ખૂણે બેસી રહી તેમના કરતાં તદ્દન નિરાળી રીતે તેમણે બધા જ પ્રસંગો તદ્દન સ્વાભાવિક રીતે જ વધાવી લીધા; કારણકે તેમનું પોતાનું એક ધ્યેય હતું અને એ ધ્યેયને કસ્તુરબા ચૂસ્ત રીતે વળગી રહ્યાં હતાં. એમના મનમાં જગત એમને માટે શો વિચાર કરે છે તેનો ખ્યાલ નહોતો : એમના જીવનથી જગત પર શી અસર થશે એની પણ એમને પરવા નહોતી. પોતાના આદર્શ તરીકે એમણે કોઇ ઊંચી મહત્ત્વાકાંક્ષાઓની સ્થાપના કરી નહોતી, તેમ જગતને પોતાની રીતે ઘડવાનો કદિ દાવો કર્યો નહોતો. પરંતુ છેક બાલક હતાં ત્યારથી એમણે પોતાના અમુક આદર્શો નક્કી કર્યા હતા ને એ આદર્શ પ્રમાણે જીવાય તેમાં તેમને સંતોષ હતો. એમણે પોતાની આજુબાજુના વાતાવરણની નોંધ લેવા માંડી. એમને સદ્દગુણી ને કર્તવ્યશીલ પત્ની બનવાનું શીખવવામાં આવ્યું હતું, એટલે વફાદારીથી પતિની સેવા કરવામાં જ એમના જીવનની કૃતકૃત્યતા સમાઇ હતી. પોતાને કેવી કેવી ફરજો બજાવવી પડશે એનો પ્રથમથી એમને ખ્યાલ પણ નહોતો, કારણકે જીવનસાથી તરીકે એમને સામાન્ય માનવી કે કહેવાતો મહાત્મા માન્યો નહોતો. આ પુરુષે તો એક હાથમાં તેમને રાખ્યાં હતાં ને બીજા હાથમાં યુગાન્તરો સાથે બાથ ભીડી હતી. પત્ની તરીકેના એમના નાનકડા વર્તુલમાં એમનું સ્થાન નહોતુંઃ હિંદમાં પણ એ સમાઇ શકે તેમ નહોતા. એ તો જગતના હતાઃ યુગયુગાન્તરના બની ગયા હતા.

પરંતુ એમના કરતાં મજબૂત પ્રતિભા ધરાવતી સ્ત્રીઓ પણ ડગી જાય એવી પરિસ્થિતિમાં બીજી બધી સ્ત્રીઓ પેઠે આ જબરજસ્ત હીમાવસરણુથી તે વિહ્વલ બન્યાં નહોતાં કે દબાઈ ગયાં નહોતાં. એ જ એમની શક્તિની કસોટી હતી. એ મહાશક્તિનાં પોતે પરમાણું બની શક્યાં, એટલું જ નહિ, પણ નિરાળું વ્યક્તિત્વ પણ સાચવી રાખ્યું. અને ભાવિ જનતા આગળ એક દંતકથા નહિ, પણ જીવતા જાગતા અનુભવનું દૃષ્ટાંત રજુ કરી ગયાં. આપણી સંસ્કૃતિ ને પ્રણાલિકાને પોતાનાં શક્તિશાળી કૃત્યોથી વિભૂષિત બનાવનાર અનેક વીરનારીઓ માનવદિલને ચમત્કારી લાગે એવું જીવન જીવી ગઈ છે. એમણે જંગલની યાતનાઓ સહન કરી છે, રણસંગ્રામનાં ભયાનક દૃશ્યોનો સામનો કર્યો છે, ને છેક મૃત્યુને મુઠીમાં લઈ વિજયવંત સ્વરુપે ઘૂમ્યાં છે ને પોતાના પતિને યમરાજના નાગપાશમાંથી છોડાવ્યા છે. દંતકથાની એ વીરનારીઓનું સતીજીવન શ્રીમતી કસ્તુરબાએ જીવી બતાવ્યું છે.

આવી વિજયવંત કથાઓ કસ્તુરબાની કલમથી કે જીવનસરણીથી જગતને જાણવા મળી નથી. એમના પતિ અને જીવનસાથી મારફતે એમના જીવનના કેટલાક પ્રસંગો જગતની નજરે ચઢ્યા છે. ગમે તેટલા નિષ્પક્ષપાતથી એમણે એ આલેખન કર્યું હોય, છતાં એ એમની હકીકત છેઃ એમનું જીવન છે અને તેમાંથી આપણે કસ્તુરબાનું જીવન તારવવાનું છે. પતિના આલેખનમાંથી આપણે એમના જીવન કોયડા વાંચીએ છીએ. ઘણા નાજુક પ્રસંગો એમણે ઢાંકયા છે, ઘણા પ્રસંગોમાં એમની અધીરાઈએ કેવો ભાગ ભજવ્યો તે વર્ણવ્યું છે. પોતાના આદર્શોને સંપૂર્ણ રીતે પહોંચી વળવાની કસ્તુરબાની અશક્તિ માટે ઘણી જગાએ રોષ પણ ઠાલવ્યો છે પરંતુ એ બધામાંથી આપણે એમનું 'સાચું' જીવન કાપી લઈને જ સંતોષ માનવાનો છે એ એક કરુણ કથા છે. જે કસ્તુરબાના અંગત સમાગમમાં આવ્યાં હોય તે જ એમના ચારિત્ર્યની હીરા કણીઓ રજુ કરી શકે: એમનું ને એમના પતિનું સાચું સ્વરૂપ આલેખી શકે.

ગાંધીજીએ પોતાના આલેખનમાં વફાદાર રહેવા પ્રયત્ન કર્યો જ છે. કસ્તુરબા એમનાં ગુલામ તરીકે કદી વર્ત્યાં નથી. એ જે આપટ ધારે તે સ્વીકારી લે એવાં નિર્માલ્ય નારી તરીકે પણ એ કદી જીવ્યાં નથી. એમણે પોતાનું જ નિરાળું માનસ ઘડ્યું હતું. ને જીવનના અંત સુધી એ જ રીતે જીવ્યાં હતાં. પતિના જીવન સાથે પોતાના જીવનને એ બંધબેસતું બનાવતાં; પરંતુ પોતે નિર્બળ હતાં તેથી નહિ; પણ પોતાનાં ત્રાજવામાં એ પ્રથમ એમને તોલતાં અને એમની સચ્ચાઈમાં એમને વિશ્વાસ પડે તો જ તેમને અનુસરતાં. એકવાર એવો વિશ્વાસ પડ્યા પછી વફાદારીથી એમને અનુસરવાનો એમનો આદર્શ બની રહેતો. એમની આજ્ઞાધીનતા અંધ નહોતી. એમના પતિના મહાન જીવન અને સર્વોત્તમ આદર્શોમાં એમનું સ્થાન બરાબર સમજીને જ તે પગલું માંડતાં. પૂરેપૂરી સમજ, સેવા, ભક્તિ અને વફાદારીથી એને પ્રેરણા આપી, કિલ્લેબંદી કરી એમનું બળ વધારવાનું પોતાનું પવિત્ર કર્મ હતું એમ તે સમજતાં. પરંતુ એમના ધોરણથી એમના પતિ કદાચ નીચે ઉતર્યો હોય, પતિનું કાર્ય એમને ખોટું લાગતું હોય તો એમની જરૂરીઆતો માટે એ ગમે તેટલાં વફાદાર હોય છતાં એમના એવા કાર્યને એ કદી ટેકો આપતાં નહિ. એ સમજપૂર્વક વફાદાર રહેતાં ને એ રીતે જ સામાન્ય પત્ની કરતાં એમનું સ્થાન ઉંચું છે. એમની વચ્ચેનો મતભેદ કેટલીક વાર અથડામણનું સ્વરૂપ લેતા અને એવી ચર્ચા વખતે એમણે પોતાની વાત

(અનુસંધાન પૃ. ૨૯૯ ઉપર)

કશાયે દેખાવ કરવાની વૃત્તિ વિનાનાં, ધૈર્યશીલ અને માનવી તેમજ વસ્તુસ્થિતિને સમજીને ચાલનારાં શ્રીમતી સુચેતા કૃપાલાનીએ બનારસ હિન્દુ યુનિવર્સિટીમાંથી પ્રાધ્યાપક પદેથી ૧૯૩૯ માં નિવૃત્તિ લીધી ત્યારથી તેઓ સદાયે રાષ્ટ્રીય લડતોની આગલી હરોળમાં જ રહ્યાં છે. ઘણા લોકો આશ્ચર્ય પામે છે કે, તેમનામાં આવું દૃઢ મનોબળ અને લોખંડી પુરુષાર્થ આવ્યાં ક્યાંથી? મધુર તર્કવાદ ને બુદ્ધિવૈભવ, પ્રેમ અને પ્રશંસાનાં પુષ્પ વેરાય તેવો ડોળ દમામ રહિત સ્વભાવ હોવા છતાં આ લોખંડી નિશ્ચયબળ, મધુરતા અને સખત જીવનના સુમેળનો વારસો તેમનાં માતા-પિતા તરફથી તેમને મળ્યો છે.

તેમના પિતા ડૉ. સુરેન્દ્રનાથ મજુમદાર પંજાબ મેડિકલ સર્વિસમાં હતા. તેઓ ઘણા ઊંચો હોદ્દો ધરાવતા હોવા છતાં તેમનું વર્તુળ થોડાક સમકક્ષાના કે મોટા ગણાતા માનવીઓ કે અમલદારોનું જ નહોતું. તેઓ કદી સાંકડા વર્તુળમાં ભરાઈ નહિ રહેતા, અનેક પ્રકારના લોકસમુદાયમાં ભળતા હતા.

તેમનાં માતા પ્રેમબાલા મજુમદાર હજી હયાત છે. તેઓ ઉમદા સ્વભાવ ધરાવનારાં પ્રેમાળ માતા છે. તેમના પતિના અકાળ અવસાન પછી તેમના બહોળા કુટુંબનો ભાર તેમના માથે આવી પડયો હતો. પુત્રો અને પુત્રીઓની કેળવણીમાં પણ તેમણે અસામાન્ય હિંમત અને ધૈર્ય દાખવ્યાં હતાં. તેમણે અસાધારણ શક્તિથી આ બધી જવાબદારીઓ ઉપાડી લીધી હતી અને પોતાનાં બધાં બાળકોને ઊંચામાં ઊંચું શિક્ષણ આપ્યું છે. તેમણે તેમનાં બાળકોને નિર્મળ સ્નેહ અને પ્રેમાળ હૃદયથી ઉછેર્યાં છે અને કોઈવાર તેમને સાચા માનવી બનાવવાની દૃષ્ટિએ મીઠી કઠોરતા પણ બતાવી છે.



# સુચેતા કૃપલાની

લેખકઃ
**શ્રી. ત્ર્યંબકલાલ શુક્લ**

*

આ સમય દરમિયાન સુચેતા તેમની માતાના પડખે એક પુત્રવત ઉભાં રહ્યાં હતાં. કુટુંબના બાળકોમાં તેઓ સૌથી મોટાં હોવાથી તેમણે પોતાની જવાબદારી સમજી લીધી હતી. સુચેતાના પિતા ઈ. સ. ૧૯૨૭ માં મૃત્યુ પામ્યા. તેઓ એમ. એ. થયા તે પહેલાં બે મહિના ઉપર એવો ગંભીર ને સખત ફટકો પડવા છતાં તેઓ પરિસ્થિતિ સમજી ગયાં હતાં અને દૃઢ નિશ્ચય ને મનોબળથી તેઓ પસાર થઈ ગયાં. તેઓ દિલ્હી યુનિવર્સિટીની પરીક્ષામાં પસાર થનારામાં સૌથી આગળ નંબરે આવ્યાં. અભ્યાસ પૂરો કર્યો પછી તરત જ તેઓ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ઇતિહાસના પ્રોફેસર તરીકે જોડાયાં.

સુચેતાદેવીને હાલ સાત ભાઈબહેનો હયાત છે. બે ભાંડું યુવાવસ્થાની શરૂઆતમાં જ આ દુનિયા છોડીને ચાલ્યાં ગયાં છે. તેમના

સૌથી મોટાં બહેન સુલેખા મજુમદાર (જેઓ સુચેતાદેવી કરતાં પણ વિશેષ પ્રતિભાશાળી હતાં, એમ તેમનાં પરિજનો ને કુટુંબીઓ પાસેથી જાણવા મળ્યું છે) માત્ર સત્તર વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યાં હતાં. તેમના નાનાભાઈ લેફ્ટેનન્ટ પી. જી. મજુમદાર ઈન્ફાલના રણમેદાન ઉપર લડતાં લડતાં મરાયા છે. બીજી બહેનો હીમાની, તટિની, રેવા અને ચિત્રા છે. તેમના બે ભાઈઓ ધ્રુવેન્દ્ર અને ઋતેન્દ્ર છે.

સુચેતાદેવીના પિતામહ દાદા સ્વ. દિનાનાથ મજુમદાર સુપ્રસિદ્ધ કેશવચંદ્ર સેનના પરમ મિત્ર હતા. દિનાનાથનું પિતૃગૃહ બંગાળના નદિયા જીલ્લામાં હતું તે છોડીને તેઓ કેશવચંદ્ર સેનનાં આગ્રહથી બિહારમાં બ્રહ્મોસમાજનો પ્રચાર કરવા ગયા હતા. સીત્તેર વરસ પહેલાંની આ વાત છે. તેઓ બિહારમાં બ્રહ્મોસમાજના એક સમર્થ સ્તંભ ગણાતા. સૌના પ્રેમપાત્ર અને સૌની પ્રશંસા પામતા તેઓ મોંગીર, ભાગલપુર, પટનામાં રહ્યા હતા અને છેલ્લે ભાગલપુરમાં સ્થિર થયા હતા.

સુચેતાદેવીના પિતા તેમના નાના પુત્ર હતા. તેઓ પંજાબ મેડિકલ સર્વિસમાં જોડાયા હતા અને તે દિવસોમાં પંજાબમાં અગ્રગણ્ય ડૉક્ટર ગણાતા હતા. સુચેતાદેવીને તેમના માતામહ મન્મથનાથ દત્તનો પણ વારસો મળેલો છે. મન્મથનાથ દત્ત હિન્દુ તત્ત્વજ્ઞાનના સમર્થ વિદ્વાન હતા. તેમણે તત્ત્વજ્ઞાન ઉપર કેટલાંયે સુપ્રસિદ્ધ પુસ્તકો લખ્યાં છે.

સુચેતાદેવીનાં લગ્ન ઈ. સ. ૧૯૩૭ માં આચાર્ય કૃપાલાની સાથે થયાં તે તેમનાં કુટુંબીજનો માટે આશ્ચર્યની વાત નહોતી. આ કુટુંબનો મહાત્મા ગાંધીજી પ્રત્યેનો ભક્તિભાવ એ આચાર્ય કૃપાલાની અને તેમની સાથેનું સામાન્ય બંધન હતું અને આચાર્ય કૃપાલાની લગ્ન પહેલાં અલ્હાબાદમાં હતા ત્યારે આ કુટુંબના વિશ્વાસપાત્ર મિત્ર હતા.

કેળવણી અને સંસ્કારના વારસાને લીધે આ કુટુંબે પ્રાંતીય કે કોમીબંધનો—નાતજાતના વાડાને કદી સ્વીકાર્યો નથી. તેથી આ પછીના વરસોમાં પણ તેમનાં ત્રીજાં અને ચોથાં બહેન હિમાનીદેવી અને તટિનીદેવી પંજાબના સુપ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી પ્રો. શોળા અને મહારાષ્ટ્રના મહાન જીયોલોજિસ્ટ (ભૂસ્તરશાસ્ત્રી) શ્રી. આર. એકર સાથે લગ્ન સંબંધથી જોડાયાં છે. તેમની બીજી બે બહેનોમાં રેવા મજમુદાર પટનામાં ગવર્નમેંન્ટ વિમેન્સ કૉલેજમાં કામ કરે છે અને ચિત્રા શાંતિનિકેતનમાં વિદ્યાર્થિની છે. તેમના પાંચમા ભાઈ ધ્રુવેન્દ્ર મજુમદાર અલાહાબાદમાં સુપ્રસિદ્ધ વેપારી છે. તેમના સૌથી નાનાભાઈ ઋતેન્દ્રનાથ શાંતિનિકેતનના કલાભવનમાં વિદ્યાર્થી છે.

સુચેતા ઇ. સ. ૧૯૦૮ માં જન્મ્યાં હતાં. તેમના પિતાનાં પાકી રાષ્ટ્રીયતાના તત્ત્વોએ તેમનામાં બાળપણથી જ દેશ પ્રત્યેનો ઊંડો પ્રેમ જાગ્રત કર્યો છે. વિદ્યાર્થીની તરીકે સુચેતા સદાય વર્ગમાં ઉત્તમ વિદ્યાર્થિની ગણાતાં.

પાછળનાં વરસોમાં જ્યારે તેમણે બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં વ્યાખ્યાતા તરીકે નોકરી સ્વીકારી ત્યારે પણ તેઓ તેમના વિષયમાં ઉત્તમ પ્રોફેસરોમાંના એક તરીકે ગણાતાં હતાં. માત્ર કૌટુમ્બિક સંજોગોને વશ થઈ જ તેમણે દેશસેવાના કાર્યોમાં કૂદી પડવાની ધગશ હોવા છતાં આ કામ ચાલુ રાખ્યું હતું. તેમનાં લગ્ન પછી પણ તેમણે તે કામ એકદમ છોડ્યું નહોતું.

તેમણે બે વરસ સુધી રાહ જોઈ અને જ્યારે તેમણે જોયું કે પોતાની મદદ વિના કુટુંબ–નિર્વાહ ચાલી શકે તેમ છે, ત્યારે જ તેમણે નોકરી છોડી દીધી અને પોતાની સેવાઓ અને શક્તિ કોંગ્રેસને ચરણે ધર્યાં.

ઈ. સ. ૧૯૩૯માં ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટિના પરદેશ ખાતાનો ચાર્જ ડૉ. રામ-

મોહન લોહિયા પાસેથી લીધો અને એ ખાતું, તેમની નિમણૂંક પછી જે કટોકટીના ને અગ્નિપરીક્ષાના સંયોગો આવ્યા તેમાં પણ, બરાબર સફળતાપૂર્વક સંભાળ્યું છે. તેમને બે વખત જેલ મળી છે. પહેલીવાર ઈ. સ. ૧૯૪૦ ના વ્યક્તિસત્યાગ્રહમાં અને ફરીથી ૧૯૪૨માં. તેમણે ઑગસ્ટની ક્રાંતિમાં અસામાન્ય અને અતિકિંમતી સેવાઓ બજાવી છે અને જ્યારે તેમને ૧૯૪૪ માં પટણામાંથી પકડવામાં આવ્યાં ત્યારે સરકારી ખાતાઓમાં પણ ભારે ખળભળાટ થયો હતો. સરકાર તેમને ગુપ્ત રીતે નાસતાં ફરનાર તરીકે સાબીત કરવા માગતી હતી. તેમને પટણાથી લખનૌ લઈ જવામાં આવ્યાં અને ૧૯૪૫ સુધી જેલમાં પૂરી રાખ્યાં. હાલ તેઓ અખિલ હિન્દ કસ્તૂરબા સ્મારક ફંડનાં વ્યવસ્થા-મંત્રી છે. તેમને રચનાત્મક કાર્યોમાં એટલો બધો પ્રેમ અને ઊંડો રસ છે કે તેમને સંયુક્ત પ્રાંતની ધારાસભાની છેલ્લી ચુંટણીમાં જગા આપવાનું ઠરાવવામાં આવ્યું, ત્યારે તેમણે પોતાના ગ્રામસેવાના કામને જ પ્રથમ પસંદગી આપી છે અને ધારાસભાની ખુરશી જતી કરી છે.

તેમને બંધારણ સભામાં ચૂંટવામાં આવ્યાં છે અને તેઓ ત્યાં સ્ત્રીઓની ઉન્નતિ માટે કિંમતી સેવાઓ બજાવશે જ એવી આશા રાખવામાં આવે છે. તેઓ એક સ્ત્રી હોવાથી તેમને નોઆખલીનાં દુઃખોથી ઊંડી વેદના થઈ છે. નોઆખલીની સ્ત્રીઓની તેમની સેવાઓ ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાય તેવી છે.

સુચેતાદેવીમાં ભારતવર્ષનાં નવલોહીઆઓને એક સુભગ નેતાનું દર્શન થાય છે: અસાધારણ પ્રતિભા, મધુર રીતભાત, અમ-સાપ્ય કેળવણી ને વિદ્વતા અને અસામાન્ય હિંમત એ બધાનો સુમેળ આ બંગપુત્રીમાં થયેલો છે અને તે તેમને ભારત વર્ષના રાજ્યકારણના નભો મંડળમાં ઉજ્જ્વળ તારિકા તરીકે અવશ્ય અંકિત કરશે.

# ભારતીય સાડી અને સૌભાગ્ય ચાંદલો



લેખિકા
શ્રી. 'નયના'

યુરોપના મોટાં મોટાં શહેરોમાં અને ખાસ કરીને લંડનમાં સાડીની લોકપ્રિયતા વધી રહી છે. લંડનમાં અપાતાં ભોજન સમારંભો તેમજ રેસ ઇત્યાદિમાં ભારતીય મહિલાઓના શરીર પર સાડીની મનોહર છટા જોઈને લંડનની ફેશનેબલ અંગ્રેજ મહિલાઓ સાડીને અપનાવી લેવા આતુર બની રહી છે; અને તે એટલે સુધી, કે કેટલીક સન્માનિત અંગ્રેજ મહિલાઓએ તો એનો ઉપયોગ કરવાની શરૂઆત પણ કરી દીધી છે. હાલમાં થોડાક દિવસ પર જ 'એશીયાટિક રિવ્યુ' નામના પત્રમાં સાડીના ગુણો તેમજ એના ભવિષ્ય પર એક મહિલાએ ઘણો સુંદર લેખ લખ્યો હતો. પરંતુ

યુરોપીય મહિલાઓમાં સાડી કાયમનું સ્થાન પ્રાપ્ત કરશે કે કેમ એ પ્રશ્ન છે.

લંડનની અંગ્રેજ મહિલાઓને સાડી પહેરવાનો ચસ્કો જોતાં હિંદના અખબારોના લંડન ખાતેના ખબરપત્રીઓ મોટાં મોટાં સ્વપ્નો જોવા લાગ્યા છે. પરંતુ વ્યક્તિગત સ્વરૂપ જોતાં મારો મત તો એ છે કે, પશ્ચિમની મહિલાઓ માટે સાડી બિલકુલ નિરૂપયોગી છે. કોઈ પણ વિશેષ કપડાંની ઉપયોગીતા અથવા તેના રંગોનો નિર્ણય મારા વિચારથી એ દેશની આબોહવા અથવા રીતરિવાજને જોઈને કરવો જોઈએ. પોષાક પસંદ કરતી વખતે પોષાક પહેરનાર વ્યક્તિની મનોવૃત્તિ, આચાર-વિચાર તેમજ શરીરના ઘાટના મહત્ત્વનો કોઈથી અસ્વીકાર કરી શકાય તેમ નથી.

યુરોપમાં જઈ હિંદી મહિલાઓ યુરોપી પોષાક ધારણ કરે છે ત્યારે યુરોપવાસીઓ તેમની મજાક કરે છે. વાત એમ છે કે, યુરોપી વસ્ત્ર જેમ હિંદુસ્તાની શરીર પર શોભતાં નથી, તેમ ભારતીય સાડી પણ યુરોપીય મહિલાઓના શરીર પર શોભતી નથી. એનું મુખ્ય કારણ એ, છે કે ભારતીય સ્ત્રીઓના અંગનું બંધારણ તેમ જ રંગ વગેરે યુરોપીય સ્ત્રીઓથી ભિન્ન છે.

એમના શરીરભેદ કેવળ જીર્ણાંગ અથવા સ્થૂલાંગ રહેવા સુધી જ પરિમિત નથી, પરંતુ એ બન્ને મહાદ્વીપોની મહિલાઓના શરીરના આકારમાં પણ ઘણો ફેર હોય છે. એ ભેદ જોનાર સ્પષ્ટ રીતે પારખી શકે છે અને એ ભેદનું કારણ બન્નેની સંસ્કૃતિ, જીવનધોરણ ને વાતાવરણ વગેરેમાં ફેર છે.

ભારતીય મહિલાઓ તેમજ યુરોપિયન મહિલાઓની પ્રકૃતિમાં થોડોક માલીક ભેદ પણ હોય છે. ભારતીય નારીને જે વાતાવરણમાં રાખવામાં આવે છે એમાં એના જીવનનો ઉદ્દેશ પતિદ્વારા પ્રેમ મેળવાને અધિકારિણી બનવાનો જ હોય છે, એટલું જ નહિ, પણ પતિ જ એના જીવનનો સ્વામી હોય છે. આ વાત નવશિક્ષિત મહિલાઓને ગળે નહિ ઉતરે; પણ એમાં સત્ય છે, એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. ભારતીય મહિલાઓની મદમાતી ચાલ, પગોની ધીમી ગતિ, ગર્દનનો સ્હેજ ઝોકો, તેમજ હાથોનું હલનચલન : એ બધાં સાડીને એટલાં બધાં અનુરૂપ ને અનુકૂળ છે કે લાખ પ્રયત્નો કરવા છતાં પશ્ચિમની એ સ્ત્રીઓ સાડી સહેલાઈથી ધારણ કરી શકે તેમ નથી. યુરોપમાં પતિ શબ્દનું મહત્ત્વ ઘણું જ ઘટી ગયું છે. એનો અર્થ બીજા શબ્દોમાં કહીએ તો સંરક્ષક અને સ્વામી પણ થાય છે. યુરોપમાં આજકાલ સ્ત્રી પુરુષોમાં સામસામે ઝગડાઓ ચાલી રહ્યા છે. એનું મુખ્ય કારણ તો એ છે કે, ગત મહાયુદ્ધને કારણે યુવકોની સંખ્યા ઘટવા લાગી, તેમજ આવતી પેઢીઓમાં છોકરીઓની વસ્તી. વધી ગઈ હોવાથી યુરોપમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ખૂબ જ વધી ગઈ છે. એનું પરિણામ એ આવ્યું કે, સ્ત્રીઓ તેમજ અવિવાહિત યુવતીઓને પુરુષોની સાથે સ્પર્ધા કરવામાં પોતાના સ્ત્રીત્વને હોડમાં મૂકી દેવું પડે છે. અને એ સ્વાભાવિક છે કે એનો પ્રભાવ સ્ત્રીઓના પોષાક પર પણ પડે જ.

આ સિવાય રંગની વાત પણ કંઈ ઓછા મહત્ત્વની નથી. ગૌરવર્ણ અને ભૂરી આંખોવાળી તેમજ સોનેરી વાળવાળી નોરડિક જાતિની સ્ત્રીઓ પર હલકા રંગના વસ્ત્રો જ દીપે છે. એથી ઉલટું ભારતીય સ્ત્રીઓના ઘેરા, ઘઉંવર્ણા રંગના શરીર પણ રંગીન હલકાં તેમજ લટકતાં હોય એવાં જ વસ્ત્રો શોભે છે.

હું યુરોપીય પોષાકની બાબે પ્રસંશક છું. એમનો રમત વખતનો પોષાક, તેમનો સંધ્યાકાળે પહેરવાનો પોષાક, તેમના મોટા ઝભ્ભા, એ બધું એમના શરીર પર ખૂબ જ દીપે છે, પણ સૌભાગ્ય ચંદ્રક વગેરના કપાળ પર, તેમજ સિંદુર વગરની સેંથી પર ભારતીય સાડી શોભતી નથી.

લોકસેવામાં ઓતપ્રોત થઈ જનાર
વિદેશી સન્નારી



# શ્રીમતી ફ્રેડા બેડી

*

લાહોરના મોડેલ ટાઉનની મેટ્રો હોસ્પીટલ પાસેના બસ-સ્ટેન્ડ પાસે એક પાતળી, ઉંચી કાઠીની અંગ્રેજી મહિલા હિંદી પોશાકમાં બસની રાહ જોઈને ઉભેલી દેખાય છે; હિંદી સ્ત્રીઓને મુકાબલે અસાધારણ ઊંચાઈ, માંજરી આંખો, અને ખાદીના ભગવા ખમીશ ઉપર રેશમી ઉપરણો અને ગુલાબી શાલ એવા પંજાબી પહેરવેશમાં દેખાતી બાઈ ઘણાનું ધ્યાન ખેંચે છે; એ છે પંજાબના આગેવાન કોમ્યુનીસ્ટ નેતા બાબા પ્યારેલાલ બેડીનાં પત્ની–શ્રીમતી ફ્રેડા બેડી.

શ્રી પ્યારેલાલ ગુરૂ નાનકનો વંશમાં ૧૬ મી પેઢીએ છે. તેઓ ઈંગ્લાંડમાં અભ્યાસ માટે ગયેલા; ત્યાં શ્રીમતી ફ્રેડા તેમના સહાધ્યાયી હતાં. તેમની વચ્ચે પ્રેમ થયો. અને ૧૯૩૩ માં તેમનાં લગ્ન થયાં. સામાન્ય અંગ્રેજ સ્વાતંત્ર્યવાદી છે અને છોકરા છોકરીઓ પોતાના જીવનસાથી જાતે શોધી કાઢીને પરણી લે તેવી ત્યાં પ્રથા છે; એ રીતે તેમનાં લગ્નમાં તેમનાં માતાની સહાનુભૂતી હતી; પણ પિતાના કેટલાક સબંધીઓએ વિરોધ કર્યો, પરંતુ મોસાળપક્ષે આ લગ્ન પ્રત્યે સહાનુભૂતિ દાખવી હતી. સ્ત્રી-વર્ગ તો શ્રીમતી ફ્રેડાને અનુકૂળ હતો અને ઓક્સફર્ડ કોલેજના તેના સહાધ્યાયી વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓએ તે લગ્નને વધાવી લીધું હતું. તેમના પ્રિન્સીપાલ પણ લગ્ન વખતે આશિર્વાદ આપવા હાજર રહ્યા હતા. એ રીતે શ્રી પ્યારેલાલના માતાપિતા તરફથી પણ આ લગ્ન પ્રત્યે અણગમો બતાવવામાં આવ્યો નહતો; ઉલટું તેમણે પોતાની પુત્રવધૂને લગ્નપ્રસંગે પંજાબી પોશાક, શાલ, દુપટ્ટો વગેરે હિંદમાંથી ખાસ ઓક્સફર્ડ મોકલાવ્યાં હતાં.

શ્રીમતી ફ્રેડા ઉત્તર ઇંગ્લાંડમાં ડર્બીશાયરનાં વતની છે. તેમના પિતા મી. ફ્રાન્સીસ એડવીન હલસ્ટન ૧૯૧૭ માં ગુજરી ગયા છે. તે પછી તેમના માતા મીસીસ ની હલસ્ટને ઓફેસ્ટ્રી (ઇંગ્લાંડ)ના મી. સ્વોન સાથે ફરી લગ્ન કર્યું છે, અને હાલ મીસીસ એન. ડી. સ્વોન ડર્બીશાયરમાં રહે છે.

શ્રીમતી ફ્રેડાનો જન્મ તા. ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૧માં ડર્બીમાં થયો છે. શરૂઆતની કેળવણી તેમણે ડરબીની પાર્કસફીલ્ડ સેડર્સ સ્કુલ અને લીસીડી જુન્સ ફીલ્સ રેઈમ્સ (ફ્રાંસ) માં લીધેલી છે. તે પછી હગઝ કોલેજમાં ૧૯૨૯માં જોડાઇ મોડર્નગ્રેટસ (ઓક્સફર્ડ યુનિવર્સિટી) કોલેજમાંથી ૧૯૩૩માં બી. એ. ઓનર્સ થયાં. બી. એ. માં તેમણે ફીલોસોફી, પોલીટીક્સ અને ઈકોનોમીક્સ લીધેલાં.

ઈ. સ. ૧૯૩૩ માં તેમનાં લગ્ન ઓક્સફર્ડમાં થયાં અને તા. ૧૩-૫-૩૪ ના રોજ

તેમને ઈંગ્લાંડમાં રંગત્રીલોચન નામે પુત્ર જન્મ્યો. તે પછી તેઓ હિંદમાં આવ્યાં.

હિંદમાં તેમને ૧૯૩૬ માં બીજો પુત્ર તીલક જન્મ્યો, પણ તે સાત માસની ઉંમરે ગુજરી ગયો. તે પછી તેમના નાના પુત્ર કબીર નો જન્મ ૧૬મી જાન્યુઆરી ૧૯૪૬ નાં રોજ થયો છે.

હિંદમાં આવ્યા પછી તેમણે પોતાના શોખનું કામ શરૂ કર્યું. 'કોન્ટેપરરી ઈન્ડીયા' નામના ત્રીમાસિકના તંત્રી તરીકે ૧૯૩૫ થી ૧૯૩૯ સુધી તેમણે કામ કર્યું. તેઓ અચ્છા લેખક છે અને ૧૯૩૩–૩૪માં તેમણે 'ઇન્ડીયાં એનેલાઈઝડ'ના ત્રણ ગ્રંથોનું તેમના પતિ શ્રીયુત બેડી સાથે સંપાદન કરેલું. તે ગ્રંથ લંડનની ગોલેન્ઝ પ્રકાશન કંપનીએ પ્રગટ કર્યાં છે. ૧૯૩૭માં તેમણે વેલ્ટાયર્સના 'ફ્રેગમેન્ટ ઓફ ઈન્ડીયા'નો અનુવાદ કરેલો છે. તેઓ પંજાબી અને ઇંગ્રેજી ભાષા ઘણી છૂટથી અને સફાઈદાર બોલે છે. આ ઉપરાંત જર્મન, લેટીન, ફ્રેંચ, હિંદી વગેરે ભાષાનો તેમને સારો પરિચય છે. તેમની પોતાની કળા અને શૈલી દર્શાવતું તેમનું પુસ્તક Behind the mud walls તેમનું જીવનચરિત્રાત્મક પુસ્તક ૧૯૪૩ માં પ્રગટ થયું છે, તેમાં તેમણે હિંદી જીવનનું સુંદર ચિત્ર આલેખ્યું છે. તેની બીજી આવૃત્તિ ૧૯૪૬માં Thy people shall be my people નામે પ્રગટ થઈ છે. ૧૯૪૪માં તેમણે Bengal Lamenting બંગાળના દુષ્કાળ ઉપરનો રિપોર્ટ તૈયાર કર્યો છે, તે તેમનું ઉત્સવ પુસ્તક Rhymes for Rangs છપાય છે.

ઈ. સ. ૧૯૩૫ થી ૧૯૪૨ સુધી તેઓ લાહોરની સ્ત્રીઓ માટેની ફતેચંદ કોલેજમાં અંગ્રેજીના અધ્યાપક હતાં. વકૃત્વની તેમને ઈશ્વરી બક્ષીસ મળી છે, અને તેમના ભાષણોમાં પ્રેમ અને નિખાલસતા તરી આવે છે. લાહોર રેડીઓ ઉપર તેઓ વાયુ પ્રવચનો પણ દરે છે. તેઓ પંજાબમાં ખૂબ જાણીતાં વિદુષી છે અને ચળવળખોર સામાજીક કાર્યકર્તા તરીકે પ્રખ્યાત છે.

બધી જ પ્રગતિમય ચળવળમાં તેમનો હાથ હોય છે. કિશાન સભ્ય, કામદારો મજદૂરો અને વિદ્યાર્થીઓમાં તેઓ ઉત્સાહથી કામ કરે છે. પંજાબના નાગરિક સ્વાતંત્ર્ય સંઘ અને સોવિયેટમિત્ર સંઘના તેઓ સ્થાપક અને સંચાલક છે. વ્યક્તિગત સત્યાગ્રહ વખતે મહાત્મા ગાંધીજીએ તેમની પસંદગી કરેલી અને તેઓ તે વખતે છ માસનો કારાવાસ ભોગવી આવેલાં.

જ્યારથી તેઓ હિંદમાં આવ્યાં છે ત્યારથી પ્રવૃત્તિમય જીવન તેમણે શરૂ કર્યું છે. ૧૯૩૬ માં ઈન્ડીયન સીવીલ લીબર્ટી યુનીયનની ફર્સ્ટ નેશનલ કાઉન્સીલના મેમ્બર તરીકે પંડિત જવાહરલાલ નહેરુએ તેમને નીમેલાં અને તેની પંજાબ શાખાના પ્રથમ સેક્રેટરી અને ઓરગેનાઈઝર–પ્રચારક તરીકે તેમણે કામ શરૂ કરેલું. ૧૯૪૧માં સત્યાગ્રહી તરીકે તેમણે જેલ ભોગવેલી. ૧૯૪૪માં અખિલ હિંદી મહિલા પરિષદના પંજાબ વિભાગના કાર્યવાહક બનેલાં અને આજે પણ તેઓ દરેક પ્રવૃત્તિમાં હર્ષપૂર્વક ભાગ લે છે અને પોતાની સેવા આપવામાં પાછી પાની કરતાં નથી.

તેઓની રહેણી કરણી તદ્દન સાદી છે. મોડેલ ટાઉનથી એકાદ ફર્લાંગ દૂર વાંસ ઘાસ અને પાંદડાથી છાયેલી બે ત્રણ ઝુંપડીઓમાં તેઓ રહે છે. શહેરના કોલાહલથી આ સ્થાન ઘણું દૂર હોઈ સંપૂર્ણ શાન્તી રહે છે. અને આજુબાજુ અનાજનાં ખેતરો હોવાથી રળીયામણું લાગે છે. ઉચ્ચ કુટુંબની આ અંગ્રેજ મહિલા એના હિંદી પતિ સાથે સંસાર માંડી તેના જીવન સાથે એકરસ બની ગઈ છે. તેણે દેશની પછાત જનતા માટે સ્વેચ્છા

પૂર્વક સંન્યસ્ત સ્વીકાર્યો છે એમ કહીએ તો ચાલે. તેમની પર્ણકુટીમાં એક નાનો હોય, ત્રણ ચાર ખુરશીઓ અને કેટલાંક પુસ્તકો નજરે પડે.

અભ્યાસમાં તેમણે કુરાન, ગીતા અને ગ્રંથ સાહેબ (શીખ ધર્મનો ગ્રંથ) નો અભ્યાસ કર્યો છે. બાઈબલ અને બૌધસંપ્રદાયનાં પુસ્તકોનું તેઓ નિયમીત વાંચન કરે છે. ધર્મની બાબતમાં તેઓ રૂઢમતવાદી નથી. પૂજા, નમાજ, રોજા કે ખ્રિસ્ત દેવળ પ્રણીત ધર્મ ઉપર તેમને ઝાઝી શ્રદ્ધા નથી. એમ છતાં ગીતાનો 'નિષ્કામ કર્મયોગ તેમને ગમે છે. તે કહે છે કે, નિષ્કામ કર્મયોગ એ ઉચ્ચ જાતિતત્વ છે અને દરેકે પોતાનું જીવન વધારે સંસ્કારી બનાવવા તેનો અભ્યાસ કરી અમલમાં મૂકવા પ્રયત્ન કરવો જોઈએ.' ધર્મની બાબતમાં તેઓ ધર્મની અંદર નીતિતત્વની કલ્પનાનો જ વધારે વિચાર કરે છે. દરેક વર્ષે તેઓ નાતાલ, દશેરા, દિવાળી અને ગુરુનાનકની જયંતિ ઉજવે છે. ઈશ્વિર ઉપર તેમને પૂર્ણ શ્રદ્ધા છતાં સર્વસામાન્ય ઈશ્વિર સંબંધી કલ્પના તેમને માન્ય નથી. જો કે કુરાન, પુરાણ અથવા બાઈબલ પ્રણીત દેવીઓ ઉપર તેમને શ્રદ્ધા નહિ હોય, પણ ચરાચર સૃષ્ટિની માર્ગદર્શક કોઈ એક અજ્ઞાત અને અચળ શક્તિ છે એવી એમની દઢ માન્યતા છે. પણ તેમની આ માન્યતા સાથે કોમ્યુનિઝમનો મેળ શી રીતે ખાતો હશે ? એવો પ્રશ્ન આપણને થાય. પરંતુ તેઓ માને છે કે કોમ્યુનીઝમ એ મત સ્વાતંત્ર્યનું હિમાયતી છે અને પોતે કોમ્યુનિસ્ટ હોવા છતાં વિશુદ્ધ અને નિરામય ઈશ્વરી કલ્પના ઉપર શ્રદ્ધા રાખતાં સામ્યવાદનો દ્રોહ લાગતો નથી.

હિંદમાં આવ્યા પછી તેમનાં સાસુ પાસે રહી તેમનો પ્રેમ તેમણે સંપાદન કર્યો છે, અને તેમની પાસેથી રાંધવાની કળા શીખી ગયાં છે. તેઓ થાળી વાટકામાં જમે છે. દાળ, રોટલી અને શાક એ તેમનો ખોરાક છે. રસોઈ તેઓ હાથે જ બનાવે છે. કોઈ વખત અંગ્રેજી ખોરાક ખાવાની ઈચ્છા થાય તો પોતે જાતે બનાવીને જુદું જમી લે છે.

તેમને દરીયો ખૂબ ગમે છે ને દરીયો જોઈને તેમનું વતન પણ યાદ આવી જાય છે. દરીયાનાં મોજા પેઠે તેમની ઊર્મિઓ ઉછળવા માંડે છે. પણ પંજાબના ભલાભોળા લોકો વચ્ચે તે એવાં તો ઓતપ્રોત થઈ ગયાં છે કે ભાગ્યે જ એમને વતન યાદ આવે છે.

તેઓ ખાદી પહેરે છે, ને ખાદી સંબંધમાં પંડિત જવાહરલાલ નહેરૂના મતને મળતાં છેઃ ખાદી એ ગરીબ હિંદી ખેડૂતોનો પેટા ધંધો છે અને આજની પરિસ્થિતિમાં આને લીધે તેમને થોડી આર્થિક મદદ થાય, તે છતાં હિંદને સ્વાતંત્ર્ય મળ્યા પછી ઔદ્યોગિકરણ વિના બેકારી અને અજ્ઞાનતા નાબુદ થઈ શકશે નહિ એવું ચોક્કસ માને છે.

ફૈઝપુરમાં મહારાષ્ટ્રીય સ્ત્રીઓની કવાયતમાં તેમની હોશિયારી ને મર્દાનગીભરી ચાલ જોઈ તેમને આનંદ થયેલો. રાષ્ટ્રીય ચળવળમાં સ્ત્રીઓએ બજાવેલી કામગીરીથી તેમને ઘણું માન ઉપજ્યું છે. હિંદી, ગુજરાતી, બંગાળી બહેનોમાં હજી જોઈએ તેટલી જાગૃતિ આવી નથી એવું તેમનું માનવું છે. તેમનામાંથી પ્રમાદ અને આળસ કાઢવા હજી વધુ ચળવળ ચલાવવી જોઈએ એમ તેમનો મત છે.

અખિલ હિંદ મહિલા પરિષદનું સંપાદન ઉપલા વર્ગની સ્ત્રીઓના હાથમાં છે.બીજા વર્ગની સ્ત્રીઓની ગરીબાઈનો પ્રશ્ન ઉપાડી લઈ તેમણે વધુ જોરથી કામ કરવું જોઈએ અને દેશમાં સ્ત્રીવર્ગમાં ખૂબ જાગૃતિ લાવવી જોઈએ. તેઓ માને છે કે, સ્ત્રીઓના સહકાર્ય વિના સામુદાયિક ચળવળ ચલાવવી અશક્ય છે, કારણ કે, રાષ્ટ્રમાં અર્ધ ઉપરાંત સંખ્યા સ્ત્રીઓની છે. ભારતની સ્ત્રીઓને ઐતહાસિક

( અનુસંધાન પૃષ્ટ ૨૯૦ ઉપર )

દર વર્ષે અમેરિકામાં ઉજવાતો



# માતૃ-દિન

લેખક :

**શ્રી. રમણિકલાલ જ. દલાલ**

*

ગઈ સાલના મે મહિનાની ૧૨ મી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સમાં માતૃદિનઉજવવામાં આવ્યો હતો. છેલ્લાં તેત્રીસ વર્ષથી આખા અમેરીકામાં 'માતૃદિન' ઉજવાય છે. તે દિવસે દરેક ઘરમાં માતૃત્વ પામેલી સ્ત્રીને પૂજવામાં આવે છે અને ઘરનાં બીજાં માણસો તેને કંઈ ને કંઈ ભેટ ધરીને પોતાનું માતૃત્વ તરફનું ઋણ અદા કર્યાનો લ્હાવો લે છે. રાષ્ટ્રના ઘડતરમાં માતૃત્વે આપેલા ફાળાના માનમાં ખાસ પ્રાર્થનાઓ ગોઠવી દેવળો તે દિવસને ઉજવે છે.

આ પ્રકારની ખાસ ઉજવણીની શરૂઆત કયા દિવસથી થઈ, એની ચોક્કસ માહિતી મળતી નથી. 'કેન્ટકી'ના 'હેન્ડરસન' નામના દક્ષિણ ગામડામાં એક નાનકડી નિશાળમાં એક શિક્ષકે ઈસ્વીસન ૧૮૮૭ના મે મહિનામાં 'માતૃદિન' ઉજવ્યો. પછી અવારનવાર અહીં તહીં એવી ઉજવણી થતી, પરંતુ એ વિચાર પગભર થતાં લગભગ એક વીશી વીતી ગઈ.

ઈસ્વીસન ૧૯૦૬ માં મીસ જરવીસ નામની એક કુમારિકાએ પોતાની માતાની પહેલી સંવત્સરી નિમિત્તે થોડાક પાડોશીઓ અને મિત્રોને બોલાવી 'માતૃદિન' ઉજવ્યો; તેથી એને 'માતૃદિન'ની શરૂઆત કરનાર લેખવામાં આવે છે.

પછી તો મીસ જરવીસે 'માતૃદિન' ઉપર લેખો લખવા માંડયા અને ઈસ્વીસન ૧૯૦૮ સુધીમાં તો યુનાઇટેડ સ્ટેટ્સમાં 'માતૃદિન' ઉજવવાનો વાયરો જ વાયો. ઈસ્વીસન ૧૯૧૪ માં પ્રેસીડેન્ટ વીલ્સને કોંગ્રેસમાં એક ઠરાવ જ કરાવ્યો અને મે મહિનાના બીજા રવીવારે સમગ્ર અમેરિકામાં 'માતૃદિન' ઉજવવો એવો નિર્ણય થયો. માતા પ્રત્યેના પ્રેમ અને ભક્તિનો જાહેર એકરાર કરવા રાષ્ટ્રિય મહોત્સવ નક્કી થયો ને એ દિવસે રાષ્ટ્રભરમાં ધ્વજાપતાકાઓ ફરકવા લાગી. મધુરતા, પવિત્રતા અને સહનશીલતાના પ્રતીક સમોવડા શ્વેત રંગને અગત્યનું સ્થાન મળ્યું અને તે દિવસે સફેદ પુષ્પોનો ઉપયોગ કરવો એવો રિવાજ થઈ પડયો.

ધીમે ધીમે ૪૩ દેશોમાં આ વિચાર પ્રસર્યો. આજે સમગ્ર અમેરિકામાં ધર્મમંદિરો ને શાળાઓ આ દિવસ ઉજવે છે. તે દિવસે માતાઓને પુષ્પો, સુગંધિત દ્રવ્યો વગેરે પ્રસંગોચિત ઉપહારો અપાય છે. અને જેની માતા હયાત હોય એ લાલ અને જેની માતા હયાત ન હોય તે સફેદ ગુલાબ સ્મરણચિહ્ન તરીકે પહેરે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઈસ્વીસન ૧૯૩૫ ની સાલથી દર વર્ષે એક આદર્શ માતાનું સન્માન કરવાનું ઠરાવ્યું છે, આ વર્ષે 'માતૃદિન'ની ઉજવણી કરવામાં આવી ત્યારે કેનટકીના લુઈવીલેની મીસીસ એમ્મા કલેરીસા ક્લોમન્ટને સન્માનવામાં આવ્યાં હતાં. ખાસ અગત્યની બીના એ છે કે મીસીસ એમ્મા એક ગુલામની પૌત્રી છે. તેને 'અમેરિકન માતા: ૧૯૪૬'નું બીરદ આપવામાં આવ્યું છે.

આવી રીતે ઈસ્વીસન ૧૯૩૬ ની સાલથી આજ સુધીમાં અગિયાર આદર્શ માતાઓને સન્માનવામાં આવ્યાં છે. મીસીસ ક્લેમેન્ટ ખીનેર વર્ષનાં છે. તેમને સાત સંતાનો ને બે પ્રપૌત્રો છે. તેમના આખા કુટુંબની કુલ સંખ્યા ચોવીશ છે.

એમનું જીવન ખાસ ધ્યાન ખેંચે તેવું છે. એ રોથ ટાપુમાં પ્રોવીડન્સ ગામમાં જન્મ્યાં હતાં. એમનું પીયેરનું નામ એમ્મા ક્લેરીસા વિલિયમ્સ. ઉત્તર કેરોલીનામાં સેલીસબરીની લીવીંગ્સ્ટન કોલેજમાં એમણે અભ્યાસ કર્યો છે. ત્યાં એમને જ્યોર્જ કલીન્ટન ક્લેમેન્ટ જોડે ઓળખાણ થઈ. ઈસ્વીસન ૧૮૯૮ માં બન્ને સાથે સ્નાતક થયાં અને તે જ દિવસે બપોરે તેમણે લગ્ન કર્યો. જ્યોર્જ આફ્રિકન મેથોડિસ્ટ એપીસ્કોપલ ઝીઓન ચર્ચમાં મીનીસ્ટર નીમાયા અને દંપતીએ ગરીબાઈ સામે બાથ ભીડી.

ચર્ચ એ જ જ્યોર્જનું જીવન હતું. ઈસ્વીસન ૧૯૩૪ માં એ જીવનનો અન્ત આવ્યો ત્યારે એ કેન્ટકીના બીશપ હતા. એમનું જીવન એમનું કુટુંબ હતું. એમણે સાત સંતાન ઉછેર્યાં અને એ સાતેને લીવીંગ્સ્ટન કોલેજમાં પદવીધર બનાવ્યાં. આજે દરેક સારે ઠેકાણે છે.

એક પુત્રી એબી. સી. જેક્સન બુડતાલીસ વર્ષની છે તે ચર્ચ મીશનરી સોસાયટીની મંત્રી છે. એક પુત્ર ડૉ. રૂફસ આર. ક્લેમેન્ટ દક્ષિણના જ્યોર્જીયા રાજ્યમાં આટલાન્ટા કોલેજના પ્રેસીડેન્ટ છે. ડૉક્ટર ફ્રેડરીક એ. ક્લેમેન્ટ વેસ્ટ વર્જીનીયા સ્ટેટ કોલેજમાં ફીઝીક્સનો પ્રોફેસર છે. બીજી પુત્રી મીસીસ રૂથ બોન્ડ એના પતિ સાથે પોર્ટ ઓ પ્રિન્સ, હાએટીમાં છે. એનો પતિ આંતર-અમેરિકન કેળવણી સંસ્થાનો વડો છે. બે નાના દિકરાઓ : જ્યોર્જ ડબલ્યુ ક્લેમેન્ટ ઈટાલીમાં અમેરિકન રેડ ક્રોસનો ક્ષેત્ર-ડીરેક્ટર છે અને જેમ્સ એ. ક્લેમેન્ટ આર્મી ચેપલીન કોર્પ્સમાં મેજર હતો.

## બે શ્રેષ્ઠ માતાઓ



૧૯૪૫ ની માતા    ૧૯૪૬ ની માતા
મીસીસ હાર્પર સીબ્લી મીસીસ એમ્મા ક્લેમેન્ટ

તે હજી હમણાં જ છૂટો થયો છે, એટલે હવે તે લીવીંગ્સ્ટનમાં થીયોલોજી શિખવવા પાછો ફરશે. મીસીસ સેન્ડર્સ વોકર, સૌથી નાની દીકરી, અત્યારે છત્રીસ વર્ષની વયની છે. તે અલાબામામાં વિશ્વ વિખ્યાત ટસ્કેજી ઇન્સ્ટીટ્યુટમાં અંગ્રેજીની અધ્યાપક છે.

એનું મુખ્ય ધ્યેય કુટુંબની સાચવણીનું છે છતાં તે ઉપરાંત મીસીસ ક્લેમેન્ટ ચર્ચના કામકાજમાં પણ રસ લે છે. એ. એમ. ઈ. ઝીયોન ચર્ચમાં તેણે ઘણી જવાબદારીની પદવીઓ સંભાળી છે. એની મહિલા સમાજના તો તેઓ એકવાર રાષ્ટ્રિય પ્રમુખ પણ હતાં. ઇન્ટર રેશીયલ કોઓપરેશનના દક્ષિણના કમીશનમાં તે ચાર્ટર્ડ સભ્ય છે, એમેરિકન વીમેન્સ ફીલ્ડ આર્મી કેન્સર સોસાયટીના કેન્ટકી ડીવીઝનના (નામી વિભાગનાં) એ મંત્રી છે. અને વીમેન્સ કલબના કેન્ટકી ફેડરેશનના સ્ટેટીસ્ટીશિયન છે.

મીસીસ ક્લેમેન્ટ તારીખ ૧૦ મેના રોજ ન્યુયોર્ક શહેરમાં રેડીયો પર બોલવા ગયાં હતાં અને 'માતૃદિન'ની ઉજવણીના દરેક કાર્યક્રમમાં પ્રમુખસ્થાને રહ્યાં હતાં.

ભૂતકાળમાં આવું સન્માન મેળવનાર એ સ્ત્રીઓમાંથી—એક ઈસ્વીસન ૧૯૩૯ માં 'અમેરીકન માતા'નું બિરૂદ મેળવનાર મહીલા મીસીસ એલીઆસ કોમ્પટન હતી અને ઈસ્વી સન ૧૯૪૦ માં મીસીસ એડીથ મેયો હતી. મીસીસ કોમ્પ્ટન—એ નોબેલ ઈનામ મેળવનાર મી. એ એચ. કોમ્પ્ટન—જે હાલ મીસુરી સેન્ટ લુઈની વોશીંગ્ટન યુનિવર્સિટીમાં પ્રેસીડન્ટ છે અને મી. કાર્લ ટી. કોમ્પ્ટન મેસાચ્યુએટસ ઈન્સ્ટીટયુટ ઓફ ટેકનોલોજીના પ્રમુખ છે તથા મી. વીલસન. એમ. કોમ્પ્ટન, જે વોશીંગ્ટન રાજ્યમાં પુલમાનની વોશીંગ્ટન રાજ્યની કોલેજમાં પ્રેસીડન્ટ છે—એ ત્રણની માતા થાય. મીસીસ એડીથ મેયોના પતિએ મેયો ક્લિનિક સ્થાપેલું છે અને એના પુત્રો તે ચલાવે છે.

ઈસ્વીસન ૧૯૪૬ની પસંદગી જાહેર કરતાં 'અમેરિકન માતા સમિતિ' ના ચેરમેને કહ્યું હતું: "મીસીસ ક્લેમેન્ટને ઈસ્વીસન ૧૯૪૬ નાં 'અમેરિકન માતા'નું બીરૂદ મેળવવા માટે યોગ્ય લેખવામાં આવ્યાં છે. દેશ અને દેશબંધુઓની ભક્તિભાવથી સેવા કરતા બાળકોની માતા તરીકેના મીસીસ ક્લેમેન્ટના વ્યક્તિગત મહાન ગુણોની સમિતિએ કદર કરી છે, એટલું જ નહિ, પણ એમના પતિની હયાતીમાં મીનીસ્ટર તરીકેની કામગીરીમાં પણ તેમણે ભાગીદારી જેવી જવાબદારી ઉઠાવી છે તેની નોંધ લે છે. તે ઉપરાંત કોમી અને સામાજીક કાર્યક્રમોમાં પણ એ ઓછાં સુપ્રસિદ્ધ નથી. એમને માન આપીને આપણે અમેરિકાની મહાનુભાવનાનો પણ કદર કરીએ છીએ. આપણું પ્રજાતંત્ર મુક્તિ, સમાનતા અને બંધુભાવના પ્રાપ્ત કરવા રાષ્ટ્રિય વિકાસની ઘણી ઘણી કક્ષાઓમાંથી પસાર થયું છે એટલે આજે પણ તે આપણો આદર્શ ને આપણો સ્વદેશમંત્ર રહેવો જ જોઈએ.

ઇસ્વીસન ૧૯૪૬ના જાહેરનામામાં ઇસ્વી સન ૧૯૪૬ના મે મહિનાના બીજા રવિવારની 'માતૃદિન' તરીકે ઘોષણા કરતાં પ્રેસીડન્ટ ટ્રુમેને બધા જ અમેરિકનોને 'માતૃસ્નેહ, માતૃશિક્ષણ ને માતૃસંભાળના ઉપયોગને સ્મરણમાં રાખતાં આપણે માનવંતાના સર્વમાન્ય બંધનની જાહેર ઉજવણીમાં આપણા દીલ રેડીએ છીએ' એમ ઉદ્બોધન કર્યું હતું.

વધારામાં તેમણે કહ્યું હતું: 'રણસંગ્રામના હજારો કરોડોના પ્રસંગોએ વિજય મેળવ્યા પછી આ વર્ષે આપણામાંના દરેક આપણી માતા પ્રત્યે જે ઋણ છે તેનો જાહેર એકરાર કરીએ અને અમેરિકન માતાનું ઋણ અદા કરવાની પ્રતિજ્ઞા લઇએ.' (યુસીસ)



---

ફ્રેડા બેડી ( અનુસંધાન પૃષ્ઠ ૨૮૭ થી ચાલુ ) પરંપરાથી આત્મશ્રદ્ધા અને સ્વમાનની બક્ષીસ મળેલી છે, એથી જ તેમણે સામુદાયિક ચળવળમાં ખાસ કામગીરી બજાવી છે અને તે હંમેશાં ઉત્સાહ પૂર્વક બજાવીને તેઓ પાર પાડશે એવી તેમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

૧૯૪૬માં કાશ્મીરની પ્રજાએ સામુદાયિક ચળવળ શરૂ કરી ત્યારે કાશ્મીરી પ્રજાનો તેમણે અભ્યાસ કરી તેમાં ઝંપલાવ્યું ને એ ચળવળ ફતેહ પામી.

કોમ્યુનીસ્ટ તરીકે ખૂબ જાણીતા શ્રીમતી ફ્રેડા બેડીએ પોતાનો વિચાર હમણાં ફેરવ્યો હોવાનું જાહેર થયું છે ને તેમણે માન્યું છે કે દેશને અત્યારે ગાંધી-વિચારની ખાસ જરૂર છે અને તેથી તેમણે થોડા દિવસ પહેલાં જ કોંગ્રેસની રાહબરી નીચે કામ કરી પોતાની સેવાઓ પ્રજાને આપવાની જાહેરાત કરી છે.

## આપણા સમાજના



# કૉયડા

લેખિકા

**શ્રી. ભનુબહેન**

*

**મા**રા ઘરની સામે જ રંભા રહે છે. રંભા જુવાન છે એટલું જ નહિ, એણે જુવાની જાળવી પણ જાણી છે. ખોબા જેવડી એની કાયાના મરોડા હજુ અતૂટ છે. એનું કારણ એ પણ હોઈ શકે કે, એનો 'ઉમેદ' મોટો છે. સવા કે દોઢ વર્ષે એ બાળક જણતી નથી. એના દરેક બાળકની વયમાં પાંચ વર્ષનો ફરક છે. આજે એ ત્રણ છોકરાની મા છે, છતાં સવારના પહોરમાં, ગામેરુ કૂવેથી પાણીની હેલ સાથે રમતી આવતી એને જુઓ તો તમને એમ જ લાગે કે, હજુ સુધી એણે અધરણીનો પણ સ્વાદ ચાખ્યો નહિ હોય.

રંભા મારા પડોશમાં છેલ્લા અગિયાર વરસથી રહે છે. એનો પતિ સુંદર છે, ઓછું ભણેલો ને વધુ ગણેલો જવાન છે, આબરૂદાર કુટુંબનો ને સંસ્કારી માબાપનો એકનો એક દીકરો છે. કમાઉ પણ છે. પત્ની ને બાળકોની સંભાળ રાખનાર હેતાળ માનવી છે.

છતાં ય એ રંભાને દર અઠવાડિયે એકાદ વખત તો મારે જ છે, અને તે રીતસર મારકણું ઢોરને એનો નિર્દય ધણી ઢીબતો હોય એવી રીતે. હાથમાં જે હોય તેનો છૂટો ઘા જ કરે; પછી થાળી હોય કે લોટો, પ્યાલો હોય કે રકાબી; હાથમાં જે હોય તેનો છૂટો ઘા જ કરવાની એની રીત છે.

રંભાના દરેક પાડોશી રંભાના પતિને, એના વિષે વાત કરવાની હોય ત્યારે, એને 'રાક્ષસ'ના ઉપનામથી જ સંબોધે છે. જ્યાં સુધી હું એમના ઉપર ઉપરથી કડવા ઝેર જેવા લાગતા સંસારમાં ઊંડી નહોતી ઉતરી ત્યાંસુધી મને પણ એનો પતિ 'રાક્ષસ' જેવો લાગતો.

રંભા દર અઠવાડિયે માર ખાય એ તો ચોક્કસ વાત છે, અને એમના વચ્ચે કંઈ બાબતમાં મતભેદ પડવાથી જ એનો ધણી એને મારે એ કોઈ નિયમ નથી.

દર અઠવાડિયે રવિવાર જેટલી નિયમીતતાથી આવે છે એટલી જ નિયમીતતાથી રંભા માર ખાય છે. મારા પાડોશમાં આવ્યે એને દશ વર્ષ થયાં, પણ એકેય અઠવાડીયું માર ખાધા વગર ખાલી ગયું હોય એવું મને યાદ નથી. હા, કદાચ રંભા રજસ્વલા હોય ને એક અઠવાડિયા ઉપર ચાલ્યું જાય તો બીજા અઠવાડીયામાં એ બે વખત માર ખાવાની જ.

કુળવાન ઘર ને વર રંભાને મળ્યાં છે; રૂપાળી, હેતાળ ને ખડતલ પત્ની એના વરને સાંપડી છે; એટલે બન્ને એમને એમના માબાપે પરણાવ્યાં, છતાં એ બાબતની બેમાંથી એકેયને ફરીયાદ નથી.

રંભા અને એના પતિના સ્વભાવ આજના જમાનામાં 'સારા' કહી શકાય તેવા છે. હું તો દશ વર્ષથી એમની પાડોશમાં રહું છું. જો તેઓ બેમાંથી એક પણ ખરાબ સ્વભાવનું હોત તો દશ દશ વર્ષ સુધી અજાણ્યું રહે નહિ.

કોઈને એમ લાગે કે તેઓ બન્ને વચ્ચે પ્રેમ જ નહિ હોય, ને પ્રેમ વગર ચલાવવા–

પડતા સંસારમાં આવી રીતે થાય છે; તો મારે એમને રંભાવતી જવાબ આપવો જ પડશે કે, 'પ્રેમ જેવો શબ્દ કદાચ રંભાએ સાંભળ્યો ન હોય એ બનવાજોગ છે, પરંતુ એને એના પતિ પર પ્રેમ નથી, અને એ એના પતિને ખરા દિલથી ચાહતી નથી એમ તો કોઈપણ સમજદાર માણસ નહિ કહી શકે. હેતનાં ઉભરા તો રંભાના દિલમાંથી પણ ઉછળતા જોવા મળે છે. એનો ધણી જરા જેટલો મોડો આવે ત્યાં એ આકળી બની જાય છે. એના પતિની જરા જેટલી માંદગીથી રંભાની કાયા સુકાય છે, ખાવું ભુલાય છે.

તો પછી કોઈ પૂછે કે રંભાને એનો ધણી મારે છે શું કામ? એકવીસમી સુધરેલી સદીમાં કોઇ પતિ પોતાની પત્નીને ત્યારે જ મારે કે જ્યારે એ પત્નીએ કોઈ અકૃત્ય કર્યું હોય. રંભા ને એના પતિ વચ્ચે જો પ્રેમ જેવું કાંઈક પણ હોય તો એ બે વચ્ચે ઝઘડો થાય તો પણ તેનો પતિ તેને મારવા જેટલી હદ સુધી જાય નહિ—જો એ બન્ને વચ્ચે 'પ્રેમ'નો જરા પણ અંશ હોય તો.

દલીલ તરીકે આ દલીલ હું પણ માની લઉં છું, પણ હકીકત તદ્દન એથી ઉલટી જ છે, રંભા માર ખાય છે ને એનો પતિ એને મારે છે એ જેટલી સાચી વાત છે એટલી જ સાચી રંભા અને એના પતિ વચ્ચે અતૂટ પ્રેમ છે એ વાત છે.

સામાન્ય ઢંગથી વહે જતા ઘરસંસારોથી રંભાનો સંસાર જરૂર જુદો તરી નીકળે છે, એનું કારણ ફક્ત એટલું જ છે કે, રંભા માર ખાય છે છતાં આજની કોઈ પણ સુધરેલી ગણાતી છોકરી જેને 'લવ' કહે છે તેનાથી અનેક રીતે ચઢિયાતો ધીરગંભીર ને ચેનચાળા વગરનો પ્રેમ રંભાના હૃદયે, તેના પતિ માટે છે જ.

જ્યારે રંભાના આવા વિચિત્ર સંસારમાં મેં માથું માર્યું ત્યારે મને પોતાને પણ એમ લાગેલું કે રંભા જરૂર મારાથી કાંઈક છુપાવી રહી છે. હિન્દુ પત્નીથી પોતાના પતિનું કોઈની પાસે ભૂરું બોલાય જ નહિ એવી શાસ્ત્રની આજ્ઞાની એને બીક છે એમ હું પણ માનતી; પરંતુ મારી એ માન્યતા પણ મારા અનુભવ બાદ જુદી ઠરી છે. રંભાને એ શાસ્ત્રબાસ્ત્રની આજ્ઞાની કાંઈ પડી જ નથી. એ પોતાના પતિને પ્રેમ કરે છે અને એનો પ્રેમ અખંડિત અને ઘણા જ ઉચ્ચ પ્રકારનો છે. તો પછી મારવાનું કારણ શું?

કારણો તો હું ઘણા તારવીને બેઠી છું. પરંતુ એ બધાં જ કારણો મને તો અધૂરાં લાગે છે. ઘણાં અનુમાનો મેં કર્યાં છે, જેમાંનાં ઘણાંખરાં તો આજસુધીમાં ખોટાં ઠરી ચૂક્યાં છે. આજે પણ મારાથી સમજી શકાયું નથી કે રંભા શા માટે પારધી જેવા પતિને પ્રેમ કરતી હશે? સાચે જ એ એના પતિને ચાહે છે!

મારા લાંબા અનુભવ પછી પણ હું ફક્ત એટલું જ કહી શકું છું કે રંભાને માર ખાવાની ને તેના પતિને માર મારવાની આદત પડી ગઇ છે. ઘણા શરાબી પોતે સમજે છે કે શરાબ પીવો ખરાબ છે, છતાં પીવે છે, એમ તેનો પતિ ને રંભા સમજે છે કે દર હપ્તાના આ ભવાડા સારા નથી, છતાં તેઓ એ ભવાડાથી મુક્ત રહી શકતાં નથી.

મેં રંભાને ઘણી વખત ચચરતી પણ જોઇ છે. એને મેં એક વખત પૂછેલું: 'રંભા, તારો ધણી તને દર અઠવાડીયે મારે તો તને કંઇ જ થતું નથી? માઠું લાગતું નથી?' ત્યારે રંભાએ મને કહેલું: 'લે બાઈ, ધણી છે તે મારે જ ને! છે તો મારે છે– ઓલી રાંડી-રાંડોને કોણ મારવાવાળો છે? જે ધણી મારે નહિ એ લાડ પણ શું રાખ લડાવે?'

આ ઉપરથી આપણે રંભાનું માનસ ઓળખી શકીએ—પારખી શકીએ કે, એ

# દક્ષિણ આફ્રિકાની લડતમાં સ્ત્રીઓનો ફાળો



કુ. ઝેનાબ અસ્વત એ તમીળી વિદ્યાર્થીની છે. કૉલેજ છોડીને તેઓ ટ્રાંસવાલમાંથી લડતમાં જોડાયાં છે અને બે વખત સજા પામ્યા, તેમાં બીજી વખત ત્રણ માસની સખ્ત કેદની સજા થઈ.



ડૉ. મીસ ગુણુમ એ નાતાલ ઈન્ડિયન કૉંગ્રેસના વાઇસ-પ્રેસીડન્ટ છે ને પ્રવેશબંધી વાળી જગ્યાનો કબજો લેવા માટે તેમને બે માસ ને સાત દિવસની સજા થઈ હતી.



મીસીસ ઝેડ ગુલ એ કેપટાઉન કાઉન્સીલના મેમ્બર છે. તેમને કેપટાઉનની વોલીન્ટીયરોની પહેલી ટુકડીની આગેવાન લેવા માટે એક માસની સજા થઇ.

ગામડિયણ અને એ ય અઢારમી સદીની ગામડિયણ જેવા એના પતિ સબંધેના વિચારો છે એ મને કબૂલ છે. આજે ય આમડા ગામમાં પતિ પત્નીને મારે એ એક જાતની મરદાઇ ગણાય છે.

મેં રંભાને બીજી એક વખત પૂછેલું : 'રંભા, તને 'તારો' ધણી માર છે ત્યારે દુઃખ થતું નથી ? રીસ નથી ચડતી ?'

ત્યારે એણે કહેલું : 'તે. રીહ તો એવી ચડે છે કે સામે લાફો મારી દઉં ! પણ એમ કાંઈ ધણીને સામું થોડું જ મરાય છે બોન ! ને વાગે તો દુઃખ તો થાય જ ને ! ને રીહ પણ ચડે ! પણ... એ એવા છે કે માર્યા વગર છોડતા જ નથી અને મારીને ઉપરથી રીસાય. ઘર બહાર ચાલ્યા જાય ને પાછા 'ખાય નહિ ને ખાવા દે ય નહિ ! બળ્યું, એ ભૂખ્યા હોય ને આપણા મોઢામાં તે કોળિયો કેમ જાય !'

આમ હકીકત છે. હું ઘણી વખત જોઉં છું કે રંભાને એનો પતિ મારીને ઘર બહાર ચાલ્યો જાય છે. રાતે ઝઘડો થયો હોય તોય બહાર જાય જ અને એ જ્યારે પાછો આવે ત્યારે જાણે કશું જ બન્યું નથી એવું બંન્નેનું વર્તન હું જોતી આવી છું. એ આવીને પગ ધૂએ ને જમવા બેસે ત્યારે રંભા સામે જમવા બેઠી જ હોય ! એમનો ઝઘડો કોઈ દિવસ રસોડામાંથી માંડી પથારી સુધી આવવા પામ્યો નથી ! અને મારા અનુભવે જે દિવસે રંભાએ માર ખાધો હોય તે દિવસ એ વધુ હેતાળ બને છે. છોકરાંમાંથી ઝટ પરવારી પતિની સેવા કરવા જવાની તાલાવેલી એ દિવસે રંભામાં વધુ હોય છે. પતિની સંભાળ વધુ પડતી લેતી રંભાને જ્યારે જ્યારે હું જોઉં છું ત્યારે હું અનુમાન કરું છું કે આજે રંભાએ માર ખાધો જ હશે.

અરે! તમને આશ્ચર્ય થશે કે રંભાને પણ માર ખાવાનું બંધારણ પડી ગયું છે. એણે જો દશબાર દિવસ સુધી માર જ ના ખાધો હોય તો એનું શરીર એને જ કાંઈક ભારે ભારે લાગે છે! મારા મોઢે એક વખત એ બોલી પણ ગયેલી કે એનો વાંસો દુઃખે છે, કારણ કે એના પર એના ધણીનો હાથ છેલ્લા દસ બાર દિવસથી પડ્યો નથી!

જીવનમાં કરવાનાં અનેક કામો પેઠે આ પણ એક નિત્યકર્મ નહિ તો સાપ્તાહિક-કર્મ પેઠે રંભા અને એનો પતિ નિયમિત બજાવ્યે જાય છે; છતાં એમનો સંસાર સુખી છે એમ હું કહી શકું છું. માર ખાધા પછી રંભામાં તાઝગી ને એના પતિમાં હેત ઊભરાતાં મેં જોયાં છે. બન્નેને પોતપોતાનો દોષ કાઢતાં મેં સાંભળ્યાં છે. ફરી વખત આવું કરવાના કસમ ખાધાના પણ સમાચાર મને મળ્યા છે; છતાં તેઓ તો બરાબર એમ જ કર્યા કરે છે.

હવે રહ્યો પ્રશ્ન બાળકોનો. કોઈ એમ પણ કહે છે કે મા-બાપના આવા વર્તનનો પડઘો બાળકો પર પડતો હશે, ને તેમનાં બાળકો ચિડિયાં ને ઝઘડાખોર હશે. હું ના પાડું છું. રંભાનાં બાળકો આનંદી ને તદુરસ્ત છે. ઘરમાં દર અઠવાડિયે માર ખાતી માને જોઈ કોઈ બાળક પર ખોટી અસર થઈ હોય એવું હું જોઈ શકતી નથી. અરે, એટલી હદ સુધી કે રંભાને માર્યા બાદ એનો પતિ ઘર બહાર જઈ, બેએક કલાક ફરીહરી કાંઈક ને કાંઈક ખાવાનું લઈ આવે છે, એટલે બાળકો પણ ક્યારેક કહે છે: 'બા, તું આજ માર ખાને! તો અમારા બાપુ અમને ખાવાનું લાવી દે!'

બાળકો જ્યારે આવું બોલે છે ત્યારે રંભા મારી પાસે આવી હસી પડે છે ને બાળકોને મીઠી રીતે ધમકાવી કાઢે છે. આટલું છે છતાં રંભાના બાળકો પર એ બે માણસના આ દર અઠવાડિયે અચૂક રીતે થતા ઝગડાની કોઈજ અસર પડી નથી.

હવે રહી પડોશીની વાત. મારી પાડોશમાંની એક બાઈએ એક વખત રંભાનો પક્ષ લઈ તેના પતિને બેચાર કડવા શબ્દો કહેલા, ત્યારે રંભા જ તડૂકી ઊઠેલી: 'તે બાઈ અમે અંદરોઅંદર કપાઈ મરીએ એમાં તને શું? તું તારે તારા બાપડાને સાચવી રાખને!'

બસ, બિચારી મારી આ નવી પાડોશણને તો ધરમ કરતાં ધાડ આવી પડી! તે દિવસથી અમે બધાં જ ચેતી ગયાં છીએ કે રંભાનો ધણી એને કાપી નાખે તોય એને વિષે એના મોં પર કશું જ કહેવું નહિ. એનો પક્ષ ખેંચી ડાહ્યું થવા જવું નહિ.

અને એ પણ મજાની વાત છે કે, રંભા ને રંભાના પતિના સ્વભાવ પણ મિલનસાર ને જેને આપણે 'શુદ્ધ' કહીએ છીએ એવા શુદ્ધ છે. ઘર બહાર રંભાએ કે રંભાના પતિએ કોઈ જમાએ ઝગડો કર્યો હોય એવું સાંભળ્યું નથી.

તો પછી આ છે શું? શું રંભાના હૃદયમાં હિન્દુ નારીની નિર્બળતાની દુર્બળતા છે? એના પતિના હૃદયમાં હિન્દુ પતિના હકોએ ક્રુરતા ધારણ કરી છે?

મારે મન પણ આ બંઈનો સંસાર એક કોયડારૂપ છે. હું એ ઉકેલી શકી નથી. છતાં એટલું તો ચોકકસ કહું છું કે, રંભાનો સંસાર આજની કહેવાતી સુધરેલી સ્ત્રી કરતાં અનેક દરજ્જે ઊંચો છે. એ બન્નેનાં હેત, ભાવ જેને આપણે 'સત્વ' કહીએ છીએ એના કરતાં ઘણાં ઉચ્ચ કક્ષાનાં છે. રંભામાં હું હિન્દુ સ્ત્રીમાં રહેલા આવડા ગુણોની અતિશયતા જોઈ શકી છું.

### અમેરિકાની પુરુષસમોવડી

# નારી

લેખિકા



કુ. ચંદ્રલેખા પંડિત

બહારથી હિંદની મુલાકાતે આવનારાઓ હિંદી સ્ત્રીઓનું લાવણ્ય અને માધુર્ય જોઇને ચકિત થયા વિના રહેતા નથી. કૂવેથી પાણીનો ઘડો ભરીને હલકભેર ઘેર ચાલી જતી પનિહારીનું, ખેડૂત સ્ત્રીની ગૌરવભરી મુખમુદ્રાનું અને રૂઢ પરંપરામાં ઉછરેલી સ્ત્રીની લજ્જા અને સ્વસ્થતાનું દર્શન કરીને તેઓ વાતે વાતે તેનાં વખાણ કરે છે. તેની ઇર્ષ્યા પણ કરે છે. પણ આપણી સ્ત્રીઓમાં સૌંદર્ય અને લાવણ્ય છે એમ કહ્યા પછી તો આપણે ત્યાંની હજારો સ્ત્રીઓ અને બાળકીઓ—જેમને ઘર આંગણે જકડાઈ રહેવું પડતું હોય છે, તેમનો જ પ્રશ્ન વિચારવો પડે તેમ છે. બહારની દુનિયા એમણે જોઈ હોતી નથી અને જીવનનો સામાન્ય પ્રવાહ કેવો ચાલે છે તેની તેમને ખબર હોતી નથી. પરદો પાળનાં જૂની ઘરેડવાળાં કુટુંબોની સ્ત્રીઓ માટે એક કહેવત પણ છે કે, પરણીને વરના ઘરના બારણામાં એ પેસે છે, ત્યાર પછી મુએ જ ત્યાંથી નીકળે છે. બીજી બાજુએ ગણી ગણાય નહીં એટલી બધી ખેડૂત અને કામદાર સ્ત્રીઓને હરવાફરવાની જોઇએ તેટલી છૂટ છે, પરંતુ જીવનમાં જે સુરક્ષિતતા સુખસગવડ અને પોષણની આરોગ્ય ને આનંદ માટે પુષ્કળ જરૂર છે તેનું તો તેમને શમણું જ હોય છે. પેટ ભરીને જમતી, મનભર પહેરતી ઓઢતી, ભણેલીગણેલી અને બીજી બધી રીતે આજની દુનિયાના નાગરીકોમાં હકસરનું પોતાનું સ્થાન પામતી સ્ત્રીઓની સંખ્યા હિંદમાં અલ્પ, અતિઅલ્પ છે; એટલે જેઓ હિંદમાં રહીને હિંદમાં ઉછર્યાં છે, તેમને અમેરિકન સંસારની વાતોનું ભારે કૌતક રહે છે. અમેરીકા તેમને રંગરાગ અને વૈભવમાં લપટાયેલું લાગે છે, તો અમેરિકામાં એમને કશુંક અકળ અને ઉત્તેજક પણ લાગે છે. આ સર્વમાં સૌથી મહત્ત્વની અમેરિકાની સ્ત્રીઓ છે.

*

મુક્ત નારીનો વિચાર આવતાંની સાથે જ અમે તેને અમેરિકાનો વિચાર આવ્યા વિના નહિ રહે. અમેરિકન સ્ત્રી પરંપરાથી પુરુષની દોસ્ત અને સાથીદારણ છે, એના સુખદુઃખની ભાગીદારણ છે; અને પોતાની વિશાળ અને સમૃદ્ધ ભૂમિને વિકસાવવામાં એની જોડાજોડ તે ઉભી રહી છે.

અમેરિકાનો આરંભનો ઇતિહાસ કોઇ સાહસકથાના જેવો રસપૂર્ણ છે. 'મે ફ્લાવર' વહાણમાં બેસીને જેસ્યુઇટ યાત્રીઓ જે દિવસે અમેરિકાને કિનારે ઉતર્યાં તે દિવસથી જ એ અમેરિકન વસાહતીઓને ભાતભાતની અને પારવિનાની અડચણોનો સામનો કરવાનું માથે આવેલું. જંગલો સાફ કરીને વસવા લાયક બનાવવાનાં હતાં, ત્યાં વસાહતો ઉભી કરવાની હતી, અનાજ ઉગાડવાનું હતું, એટલું જ નહિ, જે ઇન્ડીઅનોનો પ્રદેશ તેમણે આંચકી લીધો હતો, તેમની સાથે લડવાનું હતું. પૂર્વ કિનારાનો પ્રદેશ જેવો બરાબર ખેડાઇ રહ્યો કે અમેરિ-

કેન કુટુંબો પશ્ચિમમાં જે વિશાળ ભોમકા કુંવારી પડી હતી, તે તરફ ખસવા લાગ્યાં. આધ્ધોના આધ્ધો સુધી એ ધરતી અફાટ વિસ્તરી હતી. આવા અમેરિકા ખંડમાં હરી-હામ થવામાં સ્ત્રીઓએ અપ્રતિમ ભાગ ભજવ્યો હતો. એક નવા જ રાષ્ટ્રનું નિર્માણ કરવામાં તેમણે જે ભાગીદારી નોંધાવેલી તેમાંથી તેમની હિંમત, ખમીર અને શક્તિનું પારખું મળે છે.

જે પ્રદેશોમાં અગાઉ ઘણુંખરું કોઈ વસ્યું નહોતું તેમાં ઘર ઊભાં કરવાના કામમાં પુરુષોની સાથે સ્ત્રીઓ પણ મચેલી. ખેતરોમાં પણ એમણે પરસેવો નીતારેલો અને તંદુરસ્ત બાળકોથી ગાજતાં કુટુંબો પણ એમણે ખીલવેલાં. છતાં કલ્પી શકાશે, કે ઘરખટલામાં પુરાવાનું તેમને અધિક પસંદ હતું. કામની વહેંચણી તો આપોઆપ એવા પ્રકારની થઈ ગયેલી કે સંતાનોની મદદથી પુરુષો ખેતી કરતા, તો સ્ત્રીઓ કાંતવાનું, વણવાનું, રાંધવાનું અને કુટુંબની સાંસ્કૃતિક સંપત્તિ જાળવવાનું કામ કરતી.

ઈ. સ. ૧૯૧૮ના જગતયુદ્ધ પછી પશ્ચિમની સ્ત્રીઓને અસ્વસ્થ કરી મૂકતો, હલમલાવી નાખતો એક જુવાળ આવ્યો. સ્ત્રીઓએ મતાધિકાર પ્રાપ્ત કર્યો. સ્ત્રી સ્વાધીન બની. અમેરિકામાં આજે સ્ત્રીઓ સંપૂર્ણ આર્થિક સ્વરાજ્ય ભોગવે છે. એકેએક વ્યવસાયમાં એ પુરુષની હરિફાઈ કરે છે. નાગરિક પ્રશ્નોમાં એ ભાગ લે છે. અને કાયદાથી મિલકતનો વારસા હક તેમજ ભોગવટાનો હક પણ એ ધરાવે છે. એક માત્ર ન્યુજર્સીમાં કોઈ ન સમજાય એવા કારણે સ્ત્રીઓને મિલ્કત ધરાવવાનો હક નથી.

અમેરિકન સ્ત્રીનું સૌથી આગળ તરી આવતું કોઈ લક્ષણ હોય તો તે કદાચ એની કાર્યકુશળતા છે. સંયુક્ત સંસ્થાનોની મોટા ભાગની સ્ત્રીઓએ પોતાનો આખો જીવનમાર્ગ સ્પષ્ટપણે આંકી રાખ્યો હોય છે. આમ કરવાથી એ ઘરકામ સંભાળવા ઉપરાંત નોકરી ધંધામાં પણ જોડાઈ શકે છે. ઘર અને વરને સંભાળવાં અને ઉપરથી બહારનું એકાદું કામ કરવું એ ત્યાંનો સામાન્ય ક્રમ છે.

આપણે અહીંનો ઘણો મોટો વર્ગ એવી માન્યતા ધરાવે છે કે જે સ્ત્રીઓ બહારનું કામ કરે છે તેણે પોતાના ઘર કુટુંબ અને રૂપ પ્રત્યે ઉદાસીન બન્યે જ છૂટકો. તેવી માન્યતા અમેરિકનો ધરાવતા નથી. અત્યંત ચપળ અને ચબરાક એવી અમેરિકન સ્ત્રીઓ પોતાને જે શારીરિક અને માનસિક શક્તિઓ વરેલી હોય છે તેનો પૂરો કસ કાઢે છે. અમેરિકન જીવનમાં સ્ત્રીઓને જે મોકળાશ છે, તેથી :કરીને ત્યાંની સાધારણ બુદ્ધિશક્તિ ધરાવતી સ્ત્રીઓ પણ એવી તાલીમ મેળવી લે છે, જેથી એ પોતાના કામધંધામાં પાવરધી બની શકે છે.

આરોગ્ય અને વ્યાયામની બાબતમાં અતિશય ચીવટ રખાતી હોવાને કારણે અમેરિકન પ્રજા નીરોગી પ્રજા બની શકી છે અને ત્યાંની પ્રજામાં એવું ચેતન અને હૌંસ છે, જે ઘણું કરીને હાડચામની રચનાના સૌંદર્ય કરતાં વિશેષ આકર્ષક છે. મનોહર, સ્ફુર્તિવાળી, છટાદાર, સુઘડ અને સુવસ્ત્રી સ્ત્રીને અમેરિકામાં આકર્ષક સ્ત્રી ગણવામાં આવે છે.

અમેરિકાની મુલાકાતે આવનારાઓના ચિત્ત પર એક છાપ તો તરત પડે કે ત્યાંની સ્ત્રીઓ અત્યંત સુંદર પોષાક પહેરે છે. સોડાફાઉન્ટનની પાછળ કામ કરનારી સાધારણ છોકરીએ પણ જે ગણવેશ પહેર્યો હશે તે જરૂર ચિત્તાકર્ષક હશે; ઉત્સાહમાં ઉછળી હવે એણે પોતાના વાળ હોળ્યા હશે; અને મહેરામણોરાની સજાવટમાં પણ કશી કસર રાખી નહિ હોય. પારિસ ન્યૂયોર્કમાં પ્રવર્તતી પોશાકનો ઉલ્લાસમાં ઉછળી અને ખર્ચાળમાં ખર્ચાળ ફેશનનું આબાદ અનુકરણ સસ્તામાં સસ્તાં કપડાં તૈયાર કરવામાં થતું હોવાથી, મરીજમાં

ગરીબ સ્ત્રીને પણ આકર્ષક દેખાવું પોસાય રહે છે આખા રાષ્ટ્રના માનસઘડતરમાં આ સુઘડપણાએ ભજવેલો ભાગ અગત્યનો છે.

ઘર સંભાળવાની કળા અમેરીકન સ્ત્રીને ગળથૂથીમાં મળી ગઇ હોય છે. પોતાની આર્થીક સ્થિતિ ભલે ગમે તેવી હોય, પણ પોતાના ઘરને સુઘડ અને સ્વચ્છ રાખવાની એની કળા ઢાંકી રહેતી નથી. પોતે અગત્યના વ્યવસાયો સંભાળે છે એવું અમેરિકન સ્ત્રીને જેટલું અભિમાન હોય છે એટલું જ અભિમાન તેને પોતે ઉત્તમ ગૃહિણી કે ઉત્તમ માતા હોવાનું હોય છે. પોતાના ખોરાક સંબંધીની ચર્ચા અને યોજનામાં એ ઘણો સમય ગાળે છે. અમેરિકન સ્ત્રી માને છે કે, ખોરાક પૌષ્ટિક હોય એટલું જ પૂરતું નથી; એ આંખને પણ ગમવો જોઈએ. આ કારણે ખાણાના ટેબલની સજાવટમાં એ પુષ્કળ ધ્યાન આપે છે. અમેરિકામાં ઘરવખરીની ચીજોની ખરીદીએ નીકળવું એ એક મોટો લ્હાવો છે, કેમકે રસોડાના વપરાશનાં વાસણોમાં ઉપયોગિતાનું તત્ત્વ હોવા ઉપરાંત આકર્ષકતા પણ ખૂબ હોય છે. ગરીબો વસાવી શકે તે માટેની કાચની અને બીજી જણસો પણ ફિફ્થ એવેન્યુની આલદારોની દુકાનોમાં ગોઠવાયેલા કીમતી સરસામાન જેટલીજ આકર્ષક હોય છે. અમેરિકામાં પ્રત્યેક ગૃહિણીએ એક રેફ્રિજરેટર, વેક્યુમ ક્લીનર અને એક સુંદર ગેસ સ્ટવ તો ઓછામાં ઓછો વસાવી રાખ્યો હોય છે.

કૉલેજો અને યુનિવર્સિટીઓમાં સ્ત્રીને કૌટુંબિક અર્થશાસ્ત્રની તાલિમ આપવા માટે રીતસરનો અભ્યાસક્રમ યોજવામાં આવ્યો હોય છે; અને અમેરિકન છોકરીઓને પોતાના ઘરની શાસ્ત્ર શુદ્ધ રીતે સંભાળ રાખવાનું શિક્ષણ આપવામાં આવે છે. વસ્તુ ભરી રાખવાની, વસ્તુ સાચવવાની, રાંધવાની, શેકવાની, રોગીની પ્રાથમિક સારવાર કરવાની, જડવાની, સાંધવાની રેણ કરવાની આવડત હોવી એ ત્યાં લમની



અમેરિકાની પ્રતિભાસંપન્ન નારી શ્રી. પર્લ બક

*

પૂર્વશરતો છે. આધુનિક સ્ત્રી એને કહેવામાં આવે છે જેને પોતાના જ્ઞાનને વ્યવહારોપયોગી બનાવવવાની ફાવ છે. લમની વાટ જોતાં જોતાં નામની પાછળ ડીગ્રીઓનું લંગર વળગાડનારી કે ટાપટીપમાંથી ઊંચી નહિ આવનારી સ્ત્રી એ આધુનિક સ્ત્રી નથી. અમેરીકાના સંયુક્ત સંસ્થાનોને ચોપડે ચડી ચૂકેલી એવી પચાસ લાખ કરતાં યે વધારે સ્ત્રીઓ છે જેમણે સફળ ધંધાદારી તરીકેની શાખ મેળવી છે. ખરી વાત તો એ છે કે, પોતાના નિર્વાહ માટે કામ કરી છૂટવું એ અમેરિકાની સ્થાપિત પરંપરા છે. પાર્ટીઓમાં અને જલસામાં જવા સિવાય જેમને બીજું કામ નથી, જેમને ઘેર નવરાં બેસી રહેવું પાલવે તેમ છે તેવી સ્ત્રીઓને પણ કોઇ ને કોઇ વ્યવસાયમાં જોડાવાની હોંશ રહ્યા કરે છે.

કૉલેજનું ઉચ્ચ શિક્ષણ પામેલી છોકરીઓને સેક્રેટરી, ધંધાદારી, કલાકાર, ભંડારો માટેની ખરીદનાર, રેડિયો કલાકાર, પત્રકાર, ગૃહસુશોભનકાર, દાક્તર, નર્સ, વકીલ, શિક્ષિકા



મીસીસ હેલન ધગન

*

સ્થપતિ કે પ્રયોગશાળાના મદદનીશ તરીકેની તાલિમ આપવામાં આવે છે. વેઇટ્રેસ તરીકે, ગુમાસ્તા તરીકે, ટેલીફોન ઓપરેટર તરીકે, અને ઘરનોકર તરીકે પણ સ્ત્રીઓ કામ કરતી હોય છે. જો કે ઘરનોકર તરીકે ઓછી સ્ત્રીઓ કામ કરે છે, અને જે છે તે સંખ્યા પણ ધીમે ધીમે ઘટતી જાય છે.

યુદ્ધ દરયાન સ્ત્રીઓએ યુદ્ધસામગ્રી બનાવનારાં કારખાનાંમાં સુદ્ધાં કામ કરેલું. તેમણે ટેક્સીઓ પણ હાંકેલી, બસ અને ટ્રેન પણ ચલાવેલી. પુરુષોને જે જે કામ છોડવાં પડેલાં તે તમામ કામ સ્ત્રીઓએ સંભાળી લીધેલાં. કંઈ સેંકડોની સંખ્યામાં લશ્કરમાં અને નૌકાદળમાં પણ સ્ત્રીઓ જોડાયેલી. રાષ્ટ્રના યુદ્ધપ્રયાસમાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવેલો, એટલું જ નહિ, યંત્રને લગતી, કારકુન કે મંત્રી તરીકેની કે વહિવટી કામગીરી પણ પુષ્કળ બજાવેલી.

તેમ છતાં રાષ્ટ્રના રાજકારણમાં અમેરિકન સ્ત્રીઓ અગત્યનો ભાગ ભજવતી નથી. અમેરિકન કોંગ્રેસમાં ખૂબ આગળ પડતી કોઈ સ્ત્રી હોય તો તે ક્લેર બૂથ લ્યૂસ છે. હેન્રી લ્યૂસની એ પત્ની રીપબ્લીકન પક્ષની છે; ખૂબ આકર્ષક છે અને તેવી જ વિનોદી છે. સામે પલ્લે મૂકવા જોઈએ તો હેલન ધગન છે. ફિલ્મ સ્ટાર મેલવિન ડગ્લાસની એ પત્ની છે, અને હાઉસ ઓફ રેપ્રીઝેન્ટેટીવ્ઝમાં ડેમોક્રેટિક પક્ષ તરફની એ ચૂંટાઈ આવી છે.

કંઈ કેટલીય ઝીણવટભરી રીતોથી સ્ત્રીઓ પ્રત્યે હોય ભેદભાવ કરવામાં આવે છે, ખાસ કરીને તબીબી અને કાયદાના ક્ષેત્રમાં. પણ ત્યાં યે સ્ત્રીએ પુરુષની સામે હોડ બકી છે અને ટક્કર ઝીલવા માંડી છે.

ભેદભાવ એ કદાચ ખોટો શબ્દ છે. રાષ્ટ્રની એંશી ટકા જેટલી સંપત્તિ પર અમેરિકન સ્ત્રીનો જ અંકુશ છે. એ સંપત્તિ કાંતો એની કમાણી છે, કે કાંતો એને પિતા કે પતિ તરફથી વારસામાં મળેલી છે. અમેરિકન પુરુષો સ્ત્રીઓને ખૂબ લાડ લડાવે છે, લગભગ એ બગડી જાય તેટલી હદ સુધીનાં. અમેરિકન સ્ત્રીના મહિમાનો તો કંઈ પાર નથી. એની તો દંતકથાઓ ચાલવા લાગી છે. અમેરિકામાં પુરુષો સ્ત્રીઓને ઘરકામમાં પણ મદદ કરવા લાગે છે. એશિયા અને યુરોપમાં તો આ વાત સાંભળીને અચંબો લાગશે. છોકરાંની દેખભાળ રાખવામાં, વાસણો સાફ કરવામાં તેમજ બીજી અનેક રીતે ગૃહિણીનાં કર્તવ્યોમાં ગૃહપતિઓ ભાગ પડાવે છે.

આમ અદેખાઈ કરવાનું મન થાય એવું જીવન અમેરિકન સ્ત્રી ભોગવે છે. અમેરિકન પુરુષની એ મિત્ર છે અને બરોબરિયણ છે; અવરોધો અને પ્રતિબંધોમાંથી એણે મુક્તિ મેળવી છે. જીવનની અનેક તકો તેને સાદ પાડીને બોલાવે છે; એનું મુક્ત સ્વભાવિક હાસ્ય, એનું આરોગ્ય, એનું ચારિત્ર્ય, એની હિંમત અને એનું કાર્ય એ જ અમેરિકન રાષ્ટ્રની મોટી મૂડી છે. (કોપીરાઈટ NPS).

કસ્તુરબા ( પૃ. ૨૮૦ થી ચાલુ )
માન્યતાઓ સ્પષ્ટ કરેલી છે: "બાપુ મહાત્મા છે. એ પોતાની ભૂલો કબુલ કરે છે, પરંતુ એમણે મને કદી પણ અન્યાય કર્યો નથી."

ખાસ કરીને લગ્ન પછીના શરૂઆતના જીવનમાં પોતાના આદર્શો કસ્તુરબા ઉપર લાદેલા તે આપણને કપરું લાગે, પરંતુ જ્યારે એમને ખાત્રી નહોતી થતી ત્યારે એ હંમેશાં વિરોધ કરતાં. ડરબનમાં પંચમ કલાર્કનું પેશાબનું કુંડું સાફ કરવા એમણે ઇન્કાર કર્યો હતો ત્યારે ગાંધીજીએ એમને દબાણ કર્યું હતું અને જણાવ્યું હતું કે જો તે સાફ નહિ કરે તો પોતે તેને સાફ કરશે. વળી ગાંધીજીએ જ્યારે પોતાના ઘરમાં નકામી છુટ્ટી નભાવી લેવા ઇન્કાર કર્યો ત્યારે તેમણે સામો ઉત્તર દીધો હતો: "ત્યારે તમારું ઘર તમારી પાસે રહેવા દો ને મને જવા દો. તમારી પત્ની છું એટલે તમે માનતા હશો કે હું તમારા ધોલ-ધપ્પા ખાવા સર્જાયેલી છું: કૃપા કરી રીત-સરનું વર્તન રાખો."

એક પ્રસંગે કસ્તુરબા પોતાના દાગીના પોતાની ભાવિ પુત્રવધૂઓ માટે સાચવી રાખતાં હતાં, તે કાઢી નાખવા ગાંધીજીએ આજ્ઞા કરી હતી. એ દાગીના વકીલાતના મહેનતાણા તરીકે આપવામાં આવેલા હતા, એમ તેમણે કહ્યું કે તુરતજ કસ્તુરબા ગાજી ઉઠ્યાં હતાં: "એમ હશે, પણ તમે જે કામ કર્યું એ મ્હારા કામ બરાબર જ છે. તમારે માટે હું રાતદિવસ મજૂરી કરું છું, એ મ્હારી સેવા નથી? તમે મને ગમે તે કામ કરવાનું ફરમાવો છો: કેટલીક વાર આંસુ પડાવો છો ને હું તમારી ગુલામી કરું છું એનું કાંઇ નહિ?" તે દિવસે તો ગાંધીજીનું ધાર્યું થયું હતું: પણ ગાંધીજી કબુલ કરે છે કે, કસ્તુરબાનાં વચનોથી એમને સત્ય સમજાયું હતું. એમની સાદી રીતે આ શબ્દોથી તેમનું મહાન જીવન ધડતર સ્પષ્ટ થાય છે: માનવતાના કાર્યમાં એમણે કેટલો કીમતી ફાળો આપ્યો છે એ સ્પષ્ટ સમજાય છે. વફાદારીથી પતિની સેવા કરતાં અને એ કીમતી સાધનને સંપૂર્ણ બનાવતાં એમણે જગતની સેવા કરી છે.

શાન્ત પતિ પ્રત્યે ગાળોનો વરસાદ વરસાવ્યા છતાં, સંતોષ ન પામતાં એના માથા પર પાણીની ડોલ રેડનાર સોક્રેટીસની ઉન્માદી પત્ની કઝેનથીપ પેઠે કસ્તુરબા વર્તતાં હોત તો ગાંધીજીનું જીવન કેવું હોત? કાઉન્ટેસ સોફીયા ટોલ્સ્ટોય પેઠે પોતાના પતિ સાથે જીવનસરણી બંધબેસતી કરવાને બદલે તેમણે ગૃહજીવન કલુષિત કરી મૂક્યું હોત તો ગાંધીજીની કેવી દશા થાત? સોફીઆ ટોલ્સ્ટોય પેઠે કસ્તુરબાને પસંદગી કરવાની તક નહોતી, છતાં એમની શ્રદ્ધા અપ્રતીમ હતી. જ્યારે બારડોલીના કેટલાક ખેડુતોએ બાપુજી વિરુદ્ધ ફરિયાદ કરી ત્યારે તેમણે કહ્યું હતું: "બાપુ લોકોના ભલા માટે બધું કરે છે, તમારું પણ એ ભલુંજ કરશે."

વળી કસ્તુરબા અવ્યવહારુ પણ નહોતાં. ત્યાગમાં સદ્‌ગુણ નથી એવું એમણે માન્યું જ નહોતું, ને તેથી જ પોતે એક ખૂણે બેસી રહ્યાં નહોતાં. એ નૈસર્ગિક રીતે જ વર્તતાં. એક પછી એક પોતાની વાતો છોડવાનો એમને આગ્રહ કરવામાં આવ્યો. એ દરેક પ્રસંગે એમણે સ્વાભાવિકતાથી સઘળું માન્ય નહિ જ કર્યું હોય એ કુદરતી છે: કેટલીક વાર એમણે કડુના પણ અનુભવી હશે, પરંતુ કાઉન્ટેસ ટોલ્સ્ટોયની નિરાળી રીતે એ પોતાની વાતને જીદથી વળગી રહ્યાં નહોતાં ને ધણીના જીવનને નિરસ બનાવી દીધું નહોતું. એ અતિશય સહૃદયી હતાં. પતિની સેવાના આદર્શમાં અંધ ગુલામડી બની જાય એવાં પણ નહોતાં.

"જીવનભર એ વફાદાર સેવિકા રહી છે. બદલાની લેશ ભર આશા રાખ્યા વિના એણે સેવા કરી છે." ગાંધીજીના આ શબ્દોના પડછંદા પાડ્યા ઉપરાંત વધારે પ્રશસ્તિ શી કરી શકાય! એમણે પોતાની રીતે સેવા કરી છે ચાલીશ કરોડ હિંદીઓની જ નહિ, પણ સમગ્ર જગતની નિષ્કામભાવે સેવા કરી છે.

# જૂના જમાનાની રીતે, સાચખોટ જાણવા માટે ઉકળતા તેલમાં હાથ નાખવાની

# પરીક્ષા

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

*

એક ગ્રામસેવકે પોતાના કામના અહેવાલમાં એક કિસ્સો નીચે મુજબ આપ્યો છે:

એક ગામમાં દાદાગીરી ચલાવનારા એક માણસની દીકરી અને તેના જ ઘરમાં કામ કરનાર એક હરિજન વચ્ચે પ્રેમસંબંધ બંધાયો. બાપની તેને અનુમતિ હતી એમ કહી શકાય, કારણકે, તે પોતે સ્વચ્છંદી જીવન ગાળનારો હતો અને આ રીતે એ હરિજન મારફતે એ પોતાનો સ્વાર્થ સાધવાની ઉમેદ રાખતો હતો. તેને કોઇક માણસ સાથે અદાવત હતી. તેણે આ હરિજનને તેનું કાસળ કાઢી નાખવા કહ્યું. હરિજનની તેમ કરવાની હિંમત નહોતી. પેલા માણસે પોલીસનું રક્ષણ શોધ્યું. પોલીસ તપાસમાં હરિજને કબુલ કરી દીધું કે 'દાદા'એ તેની પાસે ખૂન કરાવવા ઇચ્છા રાખેલી, પણ તેણે ઇનકાર કરેલો. આથી હરિજન હવે 'દાદા'નો દુશ્મન બન્યો. તેણે તે હરિજન પોતાની દીકરી સાથે આડો સબંધ રાખે છે, એમ કહી તેનું ખૂન કરવાની ધમકી આપી. હરિજન ગભરાયો અને ગ્રામસેવક પાસે દોડયો.

ગ્રામસેવક એ ગામમાં સમાધાન કરાવવા દોડયા. તેની પ્રતિષ્ઠા હોવાથી આ કજિયો પતાવવા સમજાવ્યું. 'દાદા'એ પોતાની દીકરી સાથે વ્યભિચાર કરવાનો આરોપ મૂકયો. હરિજને તેમાં એના પિતાની સંમતિ હતી, એમ બચાવ કર્યો. 'દાદા'એ તે વાત નામંજૂર રાખી. દીકરીને પૂછવામાં આવ્યું. દીકરીએ પિતાના ડરથી પ્રેમનો ઇનકાર કર્યો અને થયેલા સંબંધને બળાત્કાર રૂપે ચીતર્યો.

ગ્રામસેવકનો દીકરીની વાત પર વિશ્વાસ ન બેઠો અને સાચું કહેવા સમજાવી, પણ એ કાંઇ માને નહિ. છેવટે સભામાં કોઇકે સૂચવ્યું કે, ઊકળતા તેલમાં બાઇના હાથ નંખાવવા. જો તે સાચી હશે, તો તેને કશું નહિ થાય.

બધાને એ સૂચના પસંદ પડી અને ગ્રામસેવક—જે પણ એક અભણ કોમમાંથી જ આગળ વધેલા ભાઈ છે—પણ તેમાં સંમત થયા. ત્રીસ રતલ તેલ હાજર કર્યું અને ઉકાળવામાં આવ્યું. બાઇને ગ્રામસેવકે કહ્યું કે, હજુ સાચું હોય તે બોલી દે, અથવા પરીક્ષા આપવા તૈયાર થા. છેવટે તેણે પોતાનો પ્રેમ કબૂલ કર્યો. સદ્‌ભાગ્યે આમ તેલની સૂચનાનો અમલ થતો અટકયો.

થોડા વખત પર કાઠિયાવાડમાં અમરેલી પાસે એક ગામમાં આવો બનાવ બન્યો હતો. એક કાઠીએ પોતાને ત્યાં થયેલી ચોરીનો અપરાધી શોધવા માટે ચૌદ–પંદર સ્ત્રીઓના હાથ ઊકળતા તેલમાં બોળાવ્યા હતા અને બધી સ્ત્રીઓ બાપડી દાઝીને હેરાન થઈ ગઈ હતી.

અમદાવાદમાં શાહપુરમાં પણ આવો એક કિસ્સો બન્યો હતો, ને ચોરીની તપાસ માટે એક સ્ત્રીના હાથ તેલમાં બોળાવવામાં આવ્યા હતા.

ગ્રામસેવકથી તો આવી પરીક્ષા સૂચવાય જ નહિ. પુરાણની આવી વાતોને દૈવી ચમત્કારના સાચા કિસ્સા સમજવાના ભ્રમમાં રહેવું ગમતું હોય, તે ભલે રહો, પણ કદી તેનો અમલ કરવાની ભૂલ ન કરવી ઘટે. કોઇનીયે આવી કપરી પરીક્ષા લેવાનો આપણને શો અધિકાર? તેલમાં હાથ નંખાવશે, એ ડરનો માર્યો નિરપરાધી પણ અપરાધ કબૂલ કરે; એ અસંભવ નથી.

ઇશુ ખ્રિસ્તનો દાખલો આપણે યાદ રાખવા જેવો છે. એકવાર એમની પાસે એક

વ્યભિચારિણી સ્ત્રીને હાજર કરવામાં આવી. યહૂદી કાયદામાં એવી સ્ત્રી પર પથરા ફેંકી તેને મારી નાંખવાની સજા ફરમાવી છે. ઈશુને લોકોએ કહ્યું: 'આ સજાનો અમલ કરવાની અમને રજા આપો.' ઈશુએ કહ્યું: 'તમારામાંથી જે તદ્દન નિષ્પાપ હોય તે પહેલો પથરો ફેંકે.' કોણ એવો નિષ્પાપ હોય? બધા વીલા મોઢે ચાલ્યા ગયા. પેલી સ્ત્રી એકલી રહી. ઈશુએ તે સ્ત્રીને કહ્યું: જા બહેન, તારું જીવન સુધાર. તે ઈશુને પગે પડી, અને આભાર. માનીને ચાલી ગઈ. ['હરિજનબંધુ']

*

# સ્ત્રીનું ધર્મસંકટ



મહાત્મા ગાંધીજી

*

સ૦—હરામખોર માણસો હુમલો કરે ત્યારે સ્ત્રીએ શું કરવું? નાસી જવું? ભાગી છૂટવાને ખાતર હોડીઓ તૈયાર રાખી મૂકવી કે હથિયારો વડે બચાવ કરવાની તૈયારી રાખવી?

જ૦—આ સવાલનો મારો જવાબ તદ્દન સીધો છે. મારી દૃષ્ટિથી હિંસાની તૈયારી કરી રાખવાની હોય નહિ. સૌથી ચડિયાતા નમૂનાની હિંમત કેળવવી હોય, તો બધી તૈયારી માત્ર અહિંસાની હોય. નરી કાયરતાના કરતાં જે હંમેશ પસંદ કરવા જેવી છે તે હિંસાને બહુ તો ચલાવી લેવી પડે. તેથી અણીને પ્રસંગે ભાગી નીકળવાને ખાતર હું હોડીઓ તૈયાર ન રાખું. અહિંસક વ્યક્તિને માટે અણીનો પ્રસંગ જ ન હોય. શાન્તિપૂર્વક અને ગૌરવભેર મરણને ભેટવાની તૈયારી હોય. એટલે સ્ત્રી કે પુરુષને કોઈ જાતની સહાય મળવાનો સંભવ ન હોય, તો યે તે હસતે મોંએ મરણનો સામનો કરે; કેમ કે, સાચી સહાય એક ઈશ્વર તરફથી જ મળે છે. આ સિવાય હું બીજી કોઈ પણ વાતનો પ્રચાર ન કરી શકું અને હું જેનો ઉપદેશ કરું તે વાતનો અમલ કરવાને અહીં આવ્યો છું. મારા ઉપદેશનો અમલ કરવાની સંધિ ઝડપી લેવાનું મને સૂઝશે, અગર એવી સંધિ મને આવી મળશે કે નહીં, તે હું જાણતો નથી. હરામખોરો હુમલો કરે ત્યારે તેનો સામનો જે બહેનો હથિયાર વગર ન કરી શકે તેમને હથિયારો લઈને ફરવાની સલાહ આપવાની જરૂર રહેતી નથી. તે બહેનો તેમ કરતી વખતે મને તો શું, કોઈને યે પૂછવા નહીં આવે, ને પોતાનો બચાવ હથિયારથી કરી લીધા વીના નહીં રહે. હથિયારો સાથે રાખી શકાય કે નહીં, એમ રહી રહીને વારંવાર સવાલ ઉઠાવવામાં આવે છે તેમાં મને કંઈક મોટી ખામી લાગે છે. લોકોએ સ્વાભાવિક રીતે સ્વતંત્ર રહી, કોઈના પર પણ આધાર રાખ્યા વિના ચાલતાં શીખવું જોઈએ. સાચો અસરકારક પ્રતિકાર અહિંસામાં રહેલો છે એ મારા ઉપદેશનો મુખ્ય મુદ્દો લોકો યાદ રાખે, તો તે મુજબ પોતાનું વર્તન રાખશે. અને ખાસ વિચારપૂર્વક નહિ તો યે દુનિયા બીજું શું કરતી આવી છે? દુનિયા પાસે સૌથી શ્રેષ્ઠ નમૂનાની એટલે કે અહિંસામાંથી પ્રગટ થતી હિંમત નથી, એટલે તે એટમ બોમ્બ જેવાં શસ્ત્રોથી સજ્જ રહેવાની હદે પહોંચી છે. આ હકીકતમાં જે હિંસાની વ્યર્થતા જોઈ શકતા નથી, તે લોકો પોતાની બધી શક્તિ ખરચીને હથિયારોથી સજ્જ થયા વિના થોડા જ રહેવાના હતા? દક્ષિણ આફ્રિકાથી હું અહીં પાછો આવ્યો



શ્રીમતી દુર્ગાબાઈ આજે હિંદના કાયદાના ચમકતા તારાનું સ્થાન પામી ગયાં છે. તેઓ સંચાલન સમિતિના એક સભ્ય છે અને સભા–નિયમોના એક વિગતપૂર્ણ અભ્યાસને કારણે સમિતિનું કાર્ય સરળ બની શક્યું છે. તેઓ નિર્મળ બુદ્ધિ અને ધારાકીય આંતરદૃષ્ટિ ધરાવે છે, છતાં સાથે સાથ એમનામાં માથે પડતા જઈને સ્થાન પ્રાપ્ત કરવાની લોલુપતા પણ નથી.

દુર્ગાબાઈએ હજી હાઈસ્કૂલનાં પગથીયાં પસાર કર્યાં ન હતાં, ત્યાં જ સત્યાગ્રહની શરૂ થઈ હતી ને તેમણે એ જંગમાં ઝુકાવ્યું. દક્ષિણ હિંદના આગેવાનોને જેલમાં બેસાડી દેવામાં આવ્યા ત્યારે એમણે આંધ્ર તેમજ મદ્રાસ શહેરની પ્રવૃત્તિને આગેવાની આપી. આ જુવાન નારી દેશને આ છેડેથી પેલે છેડે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પેઠે ઘૂમતી રહી, મદ્રાસના પોલીસ કમિશ્નર તેમજ તેમના સૈન્યને થાપ આપતી રહી અને આગેવાન વગરની પ્રજાને આગેવાની આપતી રહી. તેમણે પ્રજાને મીઠાના સત્યાગ્રહમાં નવાનવા મોરચા સુઝાડ્યા અને જેની કલ્પના ન આવે એવાં સાહસ કાર્યો કરાવ્યાં.

૧૯૩૧ પછી એમણે હાઈસ્કૂલનું શિક્ષણ પુરૂં કરી કૉલેજનું શિક્ષણ લીધું અને રાજકારણના વિષય સહિત એમ. એ. થયાં. તે પછી તે સીધાં પ્રજાસેવામાં આવી ગયાં છે. તેઓ મદ્રાસ પ્રાંતમાં કસ્તુરબા સ્મારક ફંડનું સંચાલન–કાર્ય કરી રહ્યાં છે અને એક લાખ રૂપીઆ કરતાં યે વધારે નાણું ખરચીને વિદ્યાર્થીની-ગૃહ ચલાવી રહ્યાં છે.

ત્યારથી પ્રજાની અહિંસાની કેળવણી સમજપૂર્વક તેમજ એકધારી ચાલે છે અને તેનાં પરિણામ આપણે જોઈએ છીએ.

સ૦—તાબે થવાને બદલે પ્રાણત્યાગ કરવાની સલાહ કોઈ પણ બહેનને આપી શકાય?

જ૦—આ સવાલનો ચોક્કસ જવાબ આપવાની જરૂર છે. નોઆખલી આવવાને નીકળતાં પહેલાં દિલ્હીમાં મેં એનો જવાબ આપ્યો હતો. તાબે થવાના કરતાં કોઈ પણ બહેન ખચીત પોતાના પ્રાણનો ત્યાગ કરે. બીજી રીતે હું એમ કહું છું કે, તાબે થવાની વાત જીવનની મારી યોજનામાં આવતી જ નથી. પણ સ્ત્રીએ પોતાના પ્રાણનો ત્યાગ કઈ રીતે કરવો એવો સવાલ મને પૂછવામાં આવ્યો હતો. મેં બેધડક જવાબ આપેલો કે, પોતાનો પ્રાણત્યાગ કરવાનું સાધન શું, એવું મને પૂછવાનું ન હોય. એવા સંજોગોમાં આપઘાત કરવાની વાતને મંજૂર રાખવામાં શ્રદ્ધા એ રહેલી હતી અને છે કે, જેના દિલમાં આપઘાત કરવાનીયે તૈયારી હશે તેનામાં માનસિક પ્રતિકારની એવી હિંમત જરૂર હશે ને એવી અંતરની પવિત્રતા હશે કે તેની સામે હુમલાખોરોના હથિયાર હેઠાં પડી જશે. મારી દલીલ તે વખતે હું આનાથી વધારે આગળ લંબાવી શક્યો ન હતો; કેમ કે, તેને વધારે ખીલવવાને અવકાશ જ નથી.

સ૦—પોતાનો પ્રાણ લેવો કે હુમલો કરનારનો લેવો, એ બે વચ્ચે પસંદગી કરવાની આવે તો તમે શું કરવાની સલાહ આપો?

જ૦—પોતાની હત્યા કરવી એ બે વચ્ચે પસંદગીનો સવાલ હોય, તો પહેલી જણાવેલી હત્યાની જ પસંદગી કરવાની હોય, એ બાબત મારા મનમાં રજભાર શંકા નથી. (હરિજનબંધુ)

# ભરત-ગૂંથણ

લેખિકા

કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

( ગતાંકથી ચાલુ )

અત્યાર સુધીની અપાયેલી આકૃતિઓ સહેલી હતી, એટલે તે ભરવાની રીત આપી નહતી. હવે પછી આવતી આકૃતિઓ નં ૧ થી શરૂ કરી અનુક્રમે અમે હવે તેને ભરવાની રીત આપવી શરૂ કરીએ છીએ.

આ રીત બતાવવાનો એવો અર્થ નથી કે એ જ જાતની ટીભો કે ભરત ભરવાથી જ તે ભરાય. સૌ સૌની પસંદગીની રીતે જુદા જુદા અખતરા કરી શકે છે. રંગ વિષે જે લખ્યું છે તે પણ માત્ર માર્ગદર્શન પૂરતું જ છે, એથી જુદા અને કદાચ વધુ આકર્ષક લાગે તેવા રંગોમાં પણ કોઈ બહેન પોતાની હૈયા-ઉકલતથી ભરી શકશે એવી ખાતરી છે, એટલે રંગો અને ભરતની રીતો માત્ર શીખાઉ બહેનોને માર્ગદર્શન પૂરતી છે.

વળી જે રીતો અજમાવવાનું સૂચવ્યું છે તે પણ બને ત્યાં હળવી રીતોથી, ઓછી મુશ્કેલીથી, ઝટ ભરાઇ જાય અને ભરત પણ સારૂં લાગે તે રીતે દૃષ્ટિથી સૂચવ્યું છે, કે જેથી કાચા શિખાઉને પણ ભરવાનું કામ શરૂઆતથી જ એક રમત-શોખની ક્રિયા જ લાગે; કંટાળાભર્યું બોજારૂપ ન લાગે. ભરત એ આપણી બહેનોનું વખત પસાર કરવાનું સાધન છે. હરીફાઇનો ઉદ્યોગ નથી. છતાં કસબી હાથવાળી હુશિયાર બહેનો તો બતાવાયેલી રીતોથી ઘણી ઉંચી કક્ષાની રંગની અને રીતોની મિલાવટ કરી, પોતપોતાના બુદ્ધિઓ દીપાવી શકશે-દીપાવશે એવી ખાત્રી છે.

એટલે આ લખતી વખતે અમે તો નાની શિખાઉ કન્યાને દૃષ્ટિ સમક્ષ રાખીએ છીએ. એટલું ધ્યાનમાં રહે તો ઘણું છે. કસબી હાથ-વાળી કળાકાર બહેનોને તો અમારા માર્ગદર્શનની ભાગ્યે જ જરૂર હશે.



### આકૃતિ નં. ૧

ફૂલ ઘેરા લાલરંગના કાંટા ભરતથી ભરવા. પાંદડીની એક બાજુની કોર ઘેરા લીલારંગની ભરવી અને બીજી બાજુ આછા લીલારંગની ભરવી. પાંદડી કાંટા ભરતથી ભરવી. કમળફુલ નીચેના મીંડાં જાંબુડા રંગના આડા પાટિયાના ભરતથી ભરવા, ડાંડલીઓ ઊંધા બખિયાની રીતથી ઘેરા બદામી રંગની ભરવી.

### આકૃતિ નં. ૨

વચ્ચેના મોટા ફૂલ : વચલી ચાર પાંખડીઓ ઘેરા બ્લ્યુ–જાંબુડિયા રંગને મળતા રંગની ભરવી. તેની બાજુની પાંદડીઓ આછા બ્લ્યુ (વાદળી) રંગની ભરવી. આખું ફૂલ આડા પાટિયાના ભરતથી ભરવું.

મોટા પાંદડાં : પાંદડાં કાંટા ભરતથી ભરવા. કાંટા પાંદડાની અંદર આવે તેવી રીતે ભરવા. પાંદડાની એકબાજુની કોર ઘેરા લીલા રંગની અને બીજી બાજુ આછા લીલારંગની ભરવી. વચલી નસો ઊંધા બખિયાની રીતથી ઘેરા બદામી રંગની ભરવી. નાના ગોળ ફૂલ કાંટા ભરતથી આછા લાલ રંગના ભરવા ફૂલ વચ્ચેના મીંડા ઘેરા લાલ રંગના ભરવા.

નાની પાંદડીઓ ખૂલતા બદામી રંગની આડા પાટીયાના ભરતથી ભરવી. ડાંખળીયો કથ્થઇ રંગની ઉંધા બખીયાની રીતથી ભરવી.

### આકૃતિ નં. ૩

ફૂલ : કેસર ટોપકા સહિત ખૂલતા લાલ રંગના ભરવા. ટોપકા ઊભા ભરતથી અને તંતુઓ ઊંધા બખિયાની રીતથી ભરવા. નીચેની બે પાંખડીઓ કેસરી રંગની આડા પાટિયાના ભરતથી ભરવી.

પાંદડા : આછા વાદળી રંગના કાંટા ભરતથી ભરવા. વચ્ચેની નસો પણ આછા વાદળી રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી. નીચેની વાંકીચુંકી ડાંખળીઓ ઘેરા વાદળી (બ્લ્યુ) રંગની ભરવી. રીત ઊંધા બખિયાની વાપરવી.

### આકૃતિ નં. ૪

ચાર પાંખડીવાળા ફૂલ : પાંદડીઓ આડા પાટિયાના ભરતથી કેસરી રંગની ભરવી. પાંદડીઓને જોડનારી લીટીઓ ઊંધા બખિયાની રીતથી કેસરી રંગની ભરવી. વચ્ચેનું મીંડું લાલ રંગનું આડા પાટિયાના ભરતથી ભરવું.

ચાર પાંખડીવાળા ફૂલની ચોતરફની લીટી તદ્દન આછા વાદળી રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી. તદ્દન બહારની લીટી સાવ ઘેરા બ્લ્યુ રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી. આઠ પાંખડીના ફૂલની ઉપર નીચેની લીટી તેમજ ચાર પાંખડીના ફૂલની ચોતરફની વચલી વચલી લીટી મધ્ય બ્લ્યુ રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી.

આઠ પાંખડીનું ફૂલ ; વચલું મોટું મીંડું ઘેરા લાલ રંગનું આડા પાટિયાના ભરતથી ભરવું. નાના મીંડા આછા લાલરંગના ભરવા. પાંખડીઓ ઘેરા લાલ રંગની આડા પાટિયાના ભરતથી ભરવી.

### આકૃતિ નં. ૫

વચ્ચેના કમળ જેવા ફૂલ : પાંખડીઓ કાંટા ભરતથી ભરવી. રંગ રાતો વાપરવો. નીચેનું ટોપકું લીલા રંગનું આડા પાટિયાના ભરતથી ભરવું.

પાંદડાં : વચલી નસની એક બાજુ ઘેરા લીલા રંગની અને બીજી બાજુ આછા લીલા રંગથી ભરવા. કાંટા ભરતની રીત વાપરવી. વચલી નસ લીલી ઉંધા બખીયાની રીતથી ભરવી.

બહારના ફૂલ : આછા જાંબુડા રંગના કાંટા ભરતથી ભરવા. નીચેનું ટોપકું લીલા રંગનું ભરવું. તેની ઉપરની પાંચ લીટીઓ પર કેસરી રંગની પાંચ સાંકળી પાડવી. ક્રમશ













ફૂલ પાસેના ગોળમીંડા વાદળી રંગના આડા પાટિયાના ભરતથી ભરવા. ડાંખળીઓ કથાઈ રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી. કમળ ફૂલ ઉપરની ડાંખળીઓ નં. ૧૦માં બતાવેલ રીતથી બન્ને બાજુ કાંટા પડે તે રીતે ભરવી.

આકૃતિ નં. ૬

ફૂલ જાંબુડા રંગની પાંખડીઓ બનાવવી. રીત કાંટા ભરતની વાપરવી. વચ્ચેના મીંડા ઘેરા જાંબુડા રંગના ભરવા કેસર ઘેરા જાંબુડા રંગના સહેજ મોટી ટીભથી બનાવવા.




કળીઓ. જાંબુડા રંગની કાંટા ભરતથી ભરવી નીચેના ટોપકા આડા પાટિયાના ભરતથી લીલા રંગના ભરવા.

પાંદડા : એક બાજુ ઘેરા બદામી રંગના અને બીજી બાજુ આછા બદામી રંગના કાંટા ભરતની રીતથી ભરવા. વચલી નસો ઘેરા બદામી રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી.

ઉપર નીચેની જાડી ડાંખળી : ખુલતા લીલા રંગની સાંકળી ભરતથી ભરવી. બીજી ડાંખળીઓ ઊંધા બખિયાની રીતથી ભરવી.

### આકૃતિ નં. ૭

ફૂલ : ખુલતા બદામી રંગની કાંટા ભરતની રીતથી પાંખડીઓ ભરવી. વચ્ચેનું મીંડું કથાઈ રંગનું ભરવું. કેસર કથાઈ રંગની સ્હેજ મોટી ઓંક ટીમ લઈને ભરવા.

: પાંદડા : નંબર ૧૧ માં બતાવેલ રીતથી ભરવા. રંગ પોપટિયા વાપરવો. બધી ડાંખળીઓ કથાઈ રંગની ઊંધા બખિયાની રીતથી ભરવી.

### આકૃતિ નં. ૮ અને ૯

ફૂલ : પાંખડીઓ કેસરી રંગની ઊંધુ ભરતની રીત વાપરીને ભરવી. વચ્ચેના કેસર ઘેરા બ્લ્યુ રંગના Y ભરતથી ભરવા. નીચેના ટોપકા ચાર પાંખડીવાળા ઘેરા લીલા રંગના આડા પાટીયાના ભરતથી ભરવા.

પાંદડા: કાંટા ભરતથી એક બાજુ ઘેરા લીલા અને બીજી બાજુ આછા લીલા રંગના ભરવા.

શિંગો આડા પાટિયાના ભરતથી ખુલતા કથાઈ રંગની ભરવી ડાંખળીઓ પાંદડાના રંગેરંગની ઊંધા બખીયાની રીતથી ભરવી. વચલા ફૂલ સિવાયના બીજા ફૂલો ઉપરની તરફ ડાંખળીઓ નંબર ૧૦ ની રીતથી વાદળી રંગની ભરવી.

આ આકૃતિ તેમજ નં. ૯ ની આકૃતિ રૂમાલ-ટેબલ ક્લોથ ભરવામાં ઉપયોગી થાય તેવી છે, નં. ૮ ની આકૃતિને બરાબર વચ્ચે મૂકી તેની ચારે ખૂણે નં. ૯ ની આકૃતિ ચાર લખવાથી ચોરસ બની રહેશે.

# માત્ર ચૌદ જ વર્ષની બાળમાસિકની નાનકડી સંપાદિકા



## બાર્બરા વિલિસ

સં પાદકપદેથી ટાઈપિરાઈટર પર આ સંદેશ લખાઈ રહ્યો છે: 'બાળકો તરીકે આપણી ઉત્તમ ફરજ આપણાં માબાપની ઇચ્છાનો અમલ કરવાની છે, કારણ કે, આપણા કરતાં એ વધુ સારું જાણતાં હોય એ દેખીતું જ છે; પરંતુ એની સાથોસાથ, હવે બાળકોને માત્ર જોવાં જોઈએ અને સાંભળવાં ન જોઇએ એ જમાનો પણ વીતી ગયો છે. આપણે આપણા માબાપના રબ્બરસ્ટેમ્પ રહેવા નથી માગતાં; આપણે આપણે રહેવા માગીએ છીએ.'

અને એ પછી સંપાદકીય પ્રતિભા ઝળકી ઊઠે છે: 'માબાપો મારા આ મુદ્દા સાથે સંમત થાય કે ન પણ થાય, એટલે આ લેખના ઉત્તમ જવાબ માટે દર મહિને હું સાડા દસ શિલિંગનાં બે ઈનામો જાહેર કરું છું.'

સાવિત્રોને પડકારનાર આ અખબાર-નવીશ છે ચૌદ વરસની સંપાદિકા બાર્બરા વિલિસ. 'Cheery Chics' નામનું બાલ-માસિક એ ચલાવે છે અને એ બ્રિટનમાં નાનામાં નાની સંપાદિકા મનાય છે. આ માસિકની ૩૫૦૦ નકલ નીકળે છે અને તેમાં બાર્બરાની 'Your Editress Calling' નામની કટાર નિયમિત આવ્યા કરે છે. અત્યારે 'ચીઅરી ચિક્સ'ને આઠ હંડ્રેવેટ કાગળ મળે છે, પણ ગ્રાહકો તરફથી એ માસિક માટેની માગણી કાગળના મળતા જથ્થા કરતાં અનેક-ગણી રહે છે.

બાવિસ પાનાનું અને દ્વિરંગી છપાઈનું આ પત્ર ઈસેક્સમાં આવેલા ગ્રુડમેઝ મુકામેથી પ્રસિદ્ધ થાય છે. એની સંપાદિકા બાર્બરા વિલિસ એક સુતારની પુત્રી છે. એની સંચા-લિકા મિસ એડા રૂએન્સ એક અનુભવી પત્રકાર છે. અને 'ચીઅરી ચિક્સ' સર્કલની આયોજિકા છે. એ જણાવે છે: 'હું તો હિસાબ અને રવાનગી ઉપર જ ધ્યાન આપું છું; જ્યારે સંપાદનકાર્ય તો બધું જ મેં બાર્બરાને માથે નાખી દીધું છે. એક વિદ્યા-ર્થિની પેઠે સઘળા કાર્યનું સૂક્ષ્મ અવલોકન કરતી રહીને એ બધું શીખી ગઈ છે. એણે શાળા છોડી કે તરત જ મેં એને આ તક આપ-વાનું નક્કી કર્યું હતું.'

અને બાર્બરાએ તક યશસ્વી રીતે ઝડપી લીધેલ છે. સઘળાં વર્તમાનપત્રો વાંચીને એ બાળકો માટેના સમાચારો તારવી કાઢે છે. જુદા જુદા ક્ષેત્રોની પ્રસિદ્ધ વ્યક્તિઓની એ મુલાકાત લઈ આવે છે અને તેમનાં મંતવ્યો તથા માર્ગદર્શન પોતાના વાંચકો માટે તે આપે છે. સવારના સાડા નવથી સાંજે પાંચ સુધી પોતાના પત્ર માટે સખ્ત પરિશ્રમ લે છે.

લગભગ ત્રણસો ચારસો લેખોનો ઢગલો વાંચી જઈને બાર્બરાને તેમાંથી પોતાના પત્ર માટે પસંદગી કરવાની રહે છે. લેખકોને દર હજાર શબ્દ દીઠ એક ગિનીનો પુરસ્કાર એ આપે છે, અને કવિતા દીઠ પાંચ શિલિંગના પુરસ્કારે અનેક વાંચકોને કવિતા લખતા કરી દીધા છે. એ પોતાને માટે અઠવાડિયે ૩૫ શિલિંગ લે છે. એના સંપા-

દનકાર્યમાં મદદ કરવા માટે એક અવૈતનિક સંપાદનસમિતિ પણ છે—જેમાં ચૌદ વર્ષનો કલાવિભાગનો સંપાદક એલન ફેરેલ ખાસ ઉલ્લેખ માગી લે છે.

માત્ર અગિયાર વરસની ઉમરે સંપાદિકા-પદ સ્વીકાર્યું ત્યારથી બાર્બરા બાળકોની એક નેતા થઈ પડી છે. આમ છતાં તેના સ્વભાવની વિનમ્રતાને લઈને એને અભિમાનનો મુદલ સ્પર્શ થવા નથી પામ્યો. અનેક વર્તમાનપત્રોને પાને એનું નામ ચડી ચૂક્યું છે. ટેલીવિઝન પર લેસ્લી મિચેલે તેની મુલાકાત લીધેલી, તે વખતે એણે Good Night My Dear એ ગીત ગીએલું. ત્યાર પછી બીજી વાર પણ એ ટેલીવિઝન પર જઈ આવેલી. In Town Tonight માં એ ઊતરેલી છે. અનેક ન્યુસરીલમાં એ ઉતરી છે અને હવે એક મોટી ફિલ્મકંપનીએ તેને એક ફિલ્મમાં ઉતારવાનું નક્કી કર્યું છે. એને મધુક કંઠની કુદરતી બક્ષિશ છે.

એની મિત્ર અને પત્રની સંચાલિકા એડા રૂબેન્સે ડહાપણ વાપરીને બાર્બરાની આવી બધી વધારાની કમાણીનું એક ટ્રસ્ટફંડ ઉભું કર્યું છે જે તેની ભાવિષ્યની જિંદગીમાં મદદરૂપ થઈ પડે.

*

## બીબી અલતુસ સલામ

પૂર્વ બંગાળના હુલ્લડ સમયે એક પક્ષવાળાનું દેવી ખડગ બીજા પક્ષવાળા લઈ ગયેલા તેની ફરીયાદ શ્રી. અમતુસ સલામ પાસે થયેલી. તે અગાઉ એવી રીતે કુ. અમતુસ સલામે ઉપવાસ કરવાનું કહીને એક પક્ષવાળાનો માલ બીજા પક્ષવાળાને અપાવેલો. એટલે આ રીતે તેમણે તે દેવી ખડગ પાછું આપવા બીજા પક્ષવાળાને સમજાવ્યા, પણ તેઓએ લાવી આપ્યું નહિ, તેથી શ્રી. અમતુસ સલામે ઉપવાસ શરૂ કર્યો. વીસ દિવસના ઉપવાસ પછી મહાત્મા ગાંધીજી શ્રીરામપુર આવી પહોંચ્યા. અને બીજા પક્ષના આગેવાનોએ એ ખડગ લાવી આપવાની બાંહેધરી આપવાથી કુ. અલતુસ બેગમે પોતાના ઉપવાસ છોડ્યાની વાત જાણીતી છે.

બીબી અલતુસ સલામનો જન્મ પતીયાળા રાજ્યના એક જાણીતા મુસલમાન કુટુંબમાં થયો છે. તેમના વિધવા માતા હજી હયાત છે. અને તેમના ભાઈઓમાંના બધા જ સારા હોદ્દા ઉપર છે. તેમના એક ભાઈ રસીદખાં હાલમાં અવસાન પામ્યા છે. તેઓ ઈદોરના મુખ્ય ન્યાયાધીશ હતા, અને અવસાન સમયે મહારાજાના ખાસ સેક્રેટરી હતા. તેમના એક ભાણેજ (બહેનની પુત્રી) છત્તરીના નવાબ સાહેબનાં પુત્રવધૂ છે. બહુ વર્ષ પહેલાં ગાંધીજી જ્યારે યરવડા જેલમાં હતા ત્યારે બીબી અમતુસ સલામ સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં જોડાયાં હતાં અને ત્યારથી પોતાની માન્યતામાં અટલ રહ્યાં છે. અહિંસામાં અને હિંદુ મુસલમાન એકતામાં તેમને ઉંડી શ્રદ્ધા છે.

તેઓ એક નિષ્ઠાવાન મુસલમાન છે. દર વર્ષે રમઝાનમાં તેઓ રોઝા કરવાનું ચૂકતાં નથી. કુરાનનો તેઓ રોજ પાઠ કરે છે એટલે કુરાન તેમનું નિત્ય સંગાથી છે. ઉપવાસ દરમ્યાન કુરાન અને ગીતા તેમને રોજ વાંચી સંભળાવવામાં આવતાં. તેમના ધર્મમાં સંકુચિતતાને સ્થાન નથી. હિંદુ, ખ્રિસ્તી અથવા દુનિયાના બધા મુખ્ય ધર્મોને તેમાં સ્થાન છે.

# સગર્ભાવસ્થાની વિકૃતિઓ



**સા**માન્ય રીતે સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં પોતાના શરીરની અને ગર્ભની જાળવણી કરવાની જરૂર છે. આવી સ્થિતિમાં જાતજાતનું ખાવાનું મન થાય, ભાવ અભાવો થાય ને ખાટુંખારું ખાઇ લેવાથી ઘણી વખત ગર્ભમાં વિકૃતિ થઈ જવા સંભવ છે. માત્ર ખાવાથી જ નહિ, પણ દોડવાથી કુદવાથી કે એવા ઘણા કારણોથી કસુવાવડ કે બીજી વિકૃતિઓ થવા સંભવ છે..

• ગર્ભાશયમાં બોજો હોવાને કારણે આસપાસના ભાગોને તે ઉશ્કેરે છે, ને તેથી યોની માર્ગના રસપીંડો વિશેષ ક્રિયમાણ રહે છે. સાધારણ રીતે સગર્ભા સ્ત્રીને સફેદ પાણી બહુ વહેતું હોય છે, અને તે યોનીમાર્ગનું જ પ્રદર હોય છે. ગર્ભાશય મુખ આ વખતે બંધ હોય છે ને તેથી તેના મુખમાંથી કે તેના અંદરના ભાગમાંથી સફેદ સ્રાવ થવા સંભવ નથી. આ સ્રાવ જો બહુ જોશમાં ન હોય તો દુઃખદાયક હોતું નથી. જોશબંધ થતા સફેદ સ્રાવથી કમર દુઃખે છે ને તે દુઃખાવો એટલો સખત હોય છે કે તેને લઇને સ્ત્રી ટટ્ટાર બેસી શકતી નથી. વળી જો શરૂઆતના મહિનાઓમાં આવું થતું હોય તો તેથી કસુવાવડ થઈ જવાની બીતી રહે છે. પણ જો છેલ્લા મહિનાઓમાં થતું હોય તો તેવી બીતી રહેતી નથી. કોઈ વખત એ સ્રાવ તદ્દન પાણી જેવો હોય છે તો કેટલીકવાર ચીકણો હોય છે; કોઇને પીળાશ પર તો કોઇને લીલાશ ઉપર હોય છે, અને કોઈ વખત તે એવો આકરો હોય છે કે તેની આસપાસનો ભાગ તતડી આવે છે.

મોટે ભાગે સ્ત્રીઓ આ વિકૃતિના ઉપાયને ઇચ્છતી નથી ને તેમ કરવાની જરૂર પણ નથી, કારણ કે ગર્ભાશયની અંદર વધતા જતા બોજાને લઇને તેનું દબાણ આસપાસના ઊતપત્તિ અવયવ ઉપર રહે છે ને સુવાવડ આવી ગયા પછી એની મેળે મટી જાય છે. જો પ્રદર બહુ પીડા કરતું હોય તો ગરમ પાણીથી એ ભાગ ધોવો ને શાન્ત સ્થંભન દવાની પીચકારી મારવાથી મટી જાય છે. સુગરલેડના પાણીથી કે ત્રીફળાના ઉકાળાવડે પ્રક્ષાલન કરવાથી પણ ફાયદો થાય છે. બીજી એવી જાતની દવાઓ ઠંડકકારક હોય તે વાપરી શકાય છે.

*

સાધારણ રીતે સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારથી ઋતુસ્રાવ બંધ થઈ જાય છે પણ કેટલીક સ્ત્રીને ગર્ભ રહ્યા પછી પણ દરેક મહિને ઋતુ આવે છે. આવી વિકૃતિવાળી સ્ત્રીને તંદુરસ્ત બાળક અવતરતું નથી. આવું અનિયમિત રજોદર્શન એક કે બે વખત આવે છે, એટલું જ નહિ, પણ વખતે તો છ સાત મહિનાસુધી અગર ઠેઠ સુવાવડસુધી દેખાય છે. શુદ્ધ ઋતુસ્રાવ કરતાં આ લોહીનો રંગ ફીક્કો દેખાય છે. જો લોહી બહુ ઝાઝું પડે તો પછી કસુવાવડની શંકા રહે છે. વળી ઋતુસ્રાવ પેઠે આ રક્તમાં ગડફા હોતા નથી. આવે વખતે કમ્મરમાં થોડો દુઃખાવો થાય છે ને શરીર સુસ્ત રહે છે ને કામ કરવાનું મન થતું નથી.

આવી રીતે જ્યારે ઋતુ આવે છે ત્યારે

તે ગર્ભાશયમાંથી આવે છે કે યોનીમાર્ગમાંથી આવે છે તે નક્કી થયું નથી. ગર્ભાશયનું મુખ તો આ વખતે બંધ હોય છે ને તેથી એ લોહી તેના મુખના બાહ્ય ભાગમાંથી ટપકતું હોય કે યોનીમાર્ગમાંથી ટપકતું હોય એવો સંભવ છે, દર મહિને એ ભાગોમાંથી લોહી આવવાની ટેવ પડી ગઇ છે, ને તેથી જેમ નાકમાંથી, અવાળુમાંથી, કાનમાંથી કે જઠરમાંથી લોહી પડે છે તેમ યોનીમાર્ગમાંથી પણ લોહી પડે છે.

જ્યાં સુધી સ્રાવ દેખાતો હોય ત્યાં સુધી સ્ત્રીએ સુઇ રહેવું ને બહુ ગરમ કે જાડાં કપડાં પહેરવાં નહિ, પણ શરીરને માફક આવે તેવાં/હલકાં ને ઢીલાં કપડાં પહેરવાં; ખોરાક સાદો ને હલકો લેવો. આકરો મસાલેદાર ખોરાક ખાવો નહિ ને તેવા સ્રાવનો ઉપાય બાઈ દાકતરને બતાવી તરતજ કરાવવો.

*

કોઇ કોઇ વખત યોનીમાર્ગમાંથી પાણી ખૂબ છુટે છે. આ પાણી પ્રદર જેવું હોતું નથી. ગર્ભ પેટમાં નવમાસ સુધી રહે છે તે સમય દરમ્યાન તો તેવું બે કે ત્રણ વખત દેખાય છે ને દર વખતે અઠવાડીઆ કે પખવાડીઆ સુધી ચાલુ રહે છે. વખતે પાણી બે ચાર ઔંસથી વધીને ચાર રતલ જેટલું રોજ વહેતું હોય છે. તે તદ્દન ચોકખું પાણી જેવું હોય છે. યોનીમાર્ગ બરાબર તંદુરસ્ત હોય તો પણ આટલું પાણી ક્યાંથી આવે છે તે સમજાતું નથી. એ પાણીથી પેટનું કદ ઘટતું નથી. ફક્ત તેનાથી ક્ષીણતા ને કમરમાં દુ:ખાવો રહે છે. આનું કારણ એમ હોવાનું મનાય છે કે, યોનીમાર્ગનાં પિંડો જેમાંથી સ્વાભાવિક થોડું ઘણું પાણી તે ભાગને-લીસા રાખવા ઝરે છે, તે સગર્ભા સ્ત્રીમાં ઉશ્કેરાઇ જાય છે ને તેથી તેમાંથી પુષ્કળ પાણી વહેવા માંડે છે. આપણે જાણીએ છીએ કે, આપણી ચામડીમાં સ્વેદપીંડ પરસેવો ઉત્પન્ન કરનાર પીંડો છે ને તેમાંથી પરસેવો થયાજ કરે છે. પણ તે આપણને સહેજ હોય ત્યાંસુધી જણાતો નથી, પરંતુ જ્યારે કેટલાક રોગમાં તે વધી પડે છે ત્યારે તે કેટલો બેહદ છૂટે છે, તેની ખબર પડે છે. ક્ષયવાળા દરદીને રાત્રે જે પરસેવો છૂટે છે, કોલેરામાં દરદીને જે પરસેવો છૂટે છે તે એટલા મોટા પ્રમાણમાં હોય છે કે વારંવાર લુછવા છતાં, પવન નાખવા છતાં અટકતો નથી; તે જ રીતે યોનીમાર્ગના પિંડમાંથી પણ પાણી ઝરવાનું કારણ મળતાં પુષ્કળ પાણી વહેવા માંડે છે, ને જેમ બહુ પરસેવાથી શરીર નબળું પડી જાય છે; તે જ રીતે યોનીમાર્ગમાંથી પાણી પડવાથી પણ થાય છે. દરદી ઉઠે બેસે તોય પાણી વહેવા માંડે છે ને સુઈ રહે તો દબાઇ જાય છે આ રોગની એ ખુબી છે. આવે વખતે દરદીને સુવાડી રાખવી, અફીણ આપવું અને ઠંડો પોષણ આપે તેવો ખોરાક આપવો. દરદીએ પોતાનું શરીર સારૂં રાખવું ને સ્થંભન પદાર્થની પીચકારી લેવી. જસતનાં ફુલફટકડી વગેરે પાણીમાં નાખી એના વડે ધોવાથી રાહત રહે છે, બોરડી અને બાવળના પાલાનો ઉકાળો વાપરવો ને દસ્ત સાફ આવે તેવી દવા લેવી. કેટલીક સ્ત્રીઓને આથી ફાયદો થાય છે, પણ સહુને આ દર્દ ઘણી સહેલાઈથી દબાતું નથી.

*

ગર્ભપડ—જેની અંદર ગર્ભ રહે છે.—તે પડની અંદરથી થોડો રસ સ્વભાવિક રીતે-ઝરે છે. એમાં ગર્ભ તરતો હોય છે; પણ જ્યારે એ પાણી ઘણું વધી જાય છે ત્યારે દુખ વધે છે. આવી જળવૃદ્ધિ ક્યારેક એકાએક ઉપડી આવે છે અને પાંચ કે સાત દિવસની અંદર તે ખૂબ વધી જાય છે. જળોદર પેઠે પેટ બહુ જ મોટું થઇ જાય છે, શરીર શુષ્ક રહે છે, ખૂબ તરસ લાગે છે, તાવ ચડે છે,

અને છૂટથી શ્વાસ લેવાતો નહિ હોવાથી દરદી હાંફે છે. તેને ઉલટી થાય છે, છાતીમાં થડકારા ઉપડે છે ને ગંભીર હાલત જેવું દેખાય છે. એ વખતે ગર્ભાશય ઉંચું ચડી ગયું હોય એમ લાગે છે. પાણી હેઠલા ભાગમાં હોય ને ગર્ભ ઉપર તરતો હોય છે. આવી મોટી જળવૃદ્ધિ હોય-ત્યારે ગર્ભ જીવતો હોવાનું માનવું એ અજ્ઞાનતા છે. આ સ્થિતિમાં જો તાબડતોબ ઉપાય લેવામાં ન આવે તો ગર્ભ અને માતા મરી જાય છે.

સગર્ભાવસ્થામાં આવું થાય ત્યારે જરાય સમય ગુમાવવો નહિ. આવા સમયે દવાઓ ઉપયોગી નથી. તે વખતે તો તેને અનુભવી દાક્તર પાસે ઓપરેશન કરાવી ગર્ભને બહાર કઢાવી નાખવો જોઈએ. અથવા જો પીડ આવતી હોય કે ગર્ભાશય મુખ પહોળું થતું હોય તો સારું, નહિં તો કમળમુખ વિસ્તૃત કરી ગર્ભ બહાર કાઢવાની પદ્ધતિ પ્રમાણે ગર્ભ બહાર કઢાવવો. જો ગર્ભ નીકળી ગયા પછી કે તે પહેલાં ખૂબ લોહી વહેતું હોય તો અર્ગટની માત્રા આપવી. અને છૂટાછેડા થયા પછી સ્ત્રી તંદુરસ્ત થાય પછી ફરીથી એવું ન થાય તેવા ઉપાય કરવા જરૂરી છે. સ્ત્રીને ઉપદંશ હોય તો પારદ આપવો. પૂંઠ(ગુદાસ્થિ)ના ભાગ ઉપર બ્લીસ્ટર મારવાં, અને યોનીમાં ઠંડા પાણીની પીચકારી લેવી જોઈએ.

*

ઘણી સ્ત્રીઓને ગર્ભાશય ખસી જાય છે. દાખી સ્ત્રીઓને થાય છે તેમ સગર્ભા સ્ત્રીને પણ થાય છે, પરંતુ સગર્ભા સ્ત્રીને ગર્ભ વધેલો હોય એટલે આડુંઅવળું થતાં આસપાસના મર્મસ્થાનો ઉપર વિશેષ દબાણ કરે છે ને તેથી ઝાડો પેશાબ બંધ થઇ જાય છે. (ગર્ભાશય સ્થળાંતર માટે આવતા અંકમાં વિસ્તૃત સમજણ આપવામાં આવશે.) તો તરત જ તેના ઉપાય કરવા. ઘણી સ્ત્રીઓને પેશાબ વખતે ઘણું કષ્ટ થાય છે. તે વખતે ગર્ભાશય ખસી ગયું છે કે મૂત્રાશયમાં પથરી જેવું કાંઈ છે તે તપાસરાવવું, ને પેશાબ છૂટે એવી ઠંડી દવાઓ લેવી. જરૂર પડે તો નળી મુકાવી પેશાબ કાઢી નાખવો.

*

સગર્ભાવસ્થામાં ઊધરસ પણ થાય છે. ગર્ભાશય અને ફેફસાંને ઘણો સંબંધ હોવાથી ઉધરસ થાય ત્યારે હેરાન કરે છે. મહેનતનું કામ થતું નથી ને ઊધરસ ચડે ત્યારે વસમું લાગે છે. મોઢું લાલ થઇ જાય, મુંઝવણ થાય, નસો ખેંચાય, ઉલટી થઇ જાય કે પેશાબ છૂટી જાય, શ્વાસ ઘૂંટાય ને પેટમાં છોકરું તરફડવા માંડે. આ ઉધરસ જો જોર પકડે ને લાંબો વખત ચાલે તો ગર્ભપાત થઇ જવાની ભીતિ રહે છે; માટે આ ઉધરસ મટાડવા વૈદ્યની તાત્કાળિક સલાહ લેવી.

*

વળી સગર્ભા સ્ત્રીઓને હરસ થવાનો ઘણો સંભવ છે. માટે દસ્તના કબજીઆત જેવું લાગે કે તરત જ હલકો રેચ લઇ લેવો જોઇએ. એરંડીયું ઉત્તમ ગણાય છે, ને હરસ જેવું લાગે તો તેને બેસાડી દેવાના દાક્તરી ઉપાયો કરાવવા.

ઘણી સ્ત્રીઓને ગર્ભાશયનું દબાણ સાથળમાં આવતી લોહીની નસ ઉપર થવાથી ત્યાં લોહી અટકી જાય છે ને સાથળ સુજી જાય છે ને જાડો લાગે છે—કેટલીક સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં સોજાની હેળ પણ હોય છે ને તેથી અહીં સુવાવડ વખતે જો એમ જ થયું હોય તો ગયા વખતે જે બાળક આવ્યું હોય તેવું જ બાળક આવવાની આગાહી કરે છે. આવા હેળના સોજા માટે ઉપાય કરવાની જરૂર નથી.

શરીરની ખોડ પણ ઘણાને થાય છે તેમાં દસ્તની કબજીઆત કે લોહનાં અભાવ જેવાં કારણો હોય છે, તેવે વખતે સંપૂર્ણ આરામ, પેટ સાફ રાખવું ને ઊંઘ લેવી એ બિનાવદ છે.

જ્ઞાતિના કુરિવાજો સામે સાચો માર્ગ ગ્રહણ કરવા બ્હેનો માટે

# અનુકરણિય

*

આપણા સમાજમાં જ્ઞાતિઓ, ગોળ અને વાડાઓમાં ઘણી કુરૂઢીઓ પેસી ગઈ છે. મરણ પાછળ જમણવાર ને લ્હાણાં એ આજના જમાનામાં હાસ્યસ્પદ લાગે તેવું છે. પણ આજની કેળવાયેલી કે સુધરેલામાં ગણાવતી સ્ત્રી પણ આ રિવાજ સામે ઝુંબેશ ઉઠાવતાં ડરે છે, તેમાંય રાજપૂત કોમમાં કે જ્યાં ઘણે ઠાણે પડદાનો પણ રિવાજ પ્રચલિત છે ત્યાં એક રાજકુમારી એ પ્રથા સામે પોકાર ઉઠાવે એ ભારે સાહસ ગણાય.

સંતરામપુર સ્ટેટના સ્વ. મહારાજાના અવસાન પ્રસંગે હાલના મહારાજા શ્રી. પ્રવીણ-સિંહજીએ કારજ કરવાની કુપ્રથા બંધ કરતો અનુકરણીય દાખલો બેસાડયો છે; તે અનુસાર સંતરામપુર સ્ટેટનાં કુ. શ્રી. આનંદકુવરબા સાહેબે પણ દોહીતરની પ્રથા બંધ કરીને પાંચ હજાર રૂપીઆ પોતાની જ્ઞાતિના કેળવણી ફંડમાં આપ્યા છે. આ રીત ઘણી ...ણીય છે: દરેક બહેન જો લોકોની નિંદાને સાંભળવા માટે કાન બંધ કરી, સહન કરવાનો નિશ્ચય કરે તો સુધારાને ઘણો જ અવકાશ રહે છે.

એ બહેને આ પ્રસંગે પોતાનો નિર્ણય લખી મોકલ્યો છે તે આ નીચે અમે રજુ કરીએ છીએ. —સંપાદક

મારા પૂ. પિતાશ્રીના કૈલાસવાસ થયા પછી આપણામાં જે કારજ વિગેરે અનેક કુપ્રથાઓ છે, તે મારા ચિ. ભ્રાતા શ્રી. પ્રવિણ-સિંહજીએ બંધ કરી અતિ ઉત્તમ કાર્ય કર્યું છે. આપણે સર્વેએ તેમને પગલે ચાલી તેઓ-શ્રીને ધન્યવાદ આપવો જોઈયે. જો કે અત્યારે તો આ કાર્ય માટે અજ્ઞાનને લીધે ઘણાય એમ પણ કહે છે કે, આ સારૂં નથી કર્યું, તેમ કેટલાક તો ન બોલવાના શબ્દો પણ બોલે છે, અને બોલશે. પણ આપણે એ શબ્દોથી માઠું નહિ લગાડતાં તે લોકોના અજ્ઞાનની દયા ખાવી જોઈએ. અજ્ઞાન એ અંધકાર જ છે. અંધકારમાં ચાલનાર ખાડામાં પડે ને વાગે તેથી ગમે તેમ બોલે. તેને આપણે જ્ઞાનરૂપી દીપક આપવા પ્રયત્નો કરવા જોઈએ. પહેલ કરનાર સર્વને સહન કરવું જ પડશે, પણ તેથી હીંમત હારવી નહિ જોઈએ.

આપણામાં, માતા યા બાપ ના મૃત્યુ પછી દીકરી હોય તો 'દોહીતર' કરે છે, એ પ્રથા અયોગ્ય કહેવાય; કારણ કે જ્યારે દીકરી માબાપની પાછળ કોઇ પણ ધર્માદા કરવા ઇચ્છે છે તો કહેવામાં આવે છે કે, તેથી દોષ લાગે છે, અને આજે દોહિતર (એક જાતનું લહાણું) જે વસ્તુનું કરે, તે યોગ્ય પાત્રને નહિ મળતાં ભરતામાં ભર્યો જેમ સરખે સરખામાં અપાય છે. એ પ્રથા પણ બંધ થવી જોઈયે. એને સ્થાને જેની શક્તિ ને ઇચ્છા હોય તે ખુશીથી તેટલી રકમ આપણી જ જ્ઞાતિમાં બાળ-થી માંડીને વૃદ્ધ સુધી જરૂરીયાતવાળાને મદદ માટે અને વિદ્યાર્થીઓને ઔદ્યોગિક કેળવણી વિગેરે માટે આપે. આપણી જ્ઞાતિમાં પુત્રીઓ-માંથી કદાચ આ પ્રથા બંધ કરનાર હું જ હોઈશ તો તેના અંગે જે સમાજ અને રૂઢિચુસ્તોનાં વાગબાણો છુટશે તે સહન કરવાની પ્રભુ મને શક્તિ આપે. આ પ્રસંગે રૂ. પાંચ હજારની રકમ અર્પણ કરું છું તે ઉપર લખેલ કાર્યો માટે આપણી રાજપૂત જ્ઞાતિનાં કાર્યમાં ઉપયોગી થાય એવી મારી ઇચ્છા છે.

જ્ઞાતિનું હિત ઇચ્છનાર
**આનંદકુમારીનાં વંદન.**

# સૌરભ





અમેરિકાના 'ડાયવોર્સલેન્ડ' ના પાટનગર જેવા રૈન નામના શહેરમાં તલ્લાકના ઇતિહાસમાં અજોડ એવો રેકોર્ડ નોંધાયો છે. ૧૯૪૫ માં ૮,૫૦૦ માણસોએ છૂટાછેડા લીધા હતા. જ્યારે ગયે વર્ષે (૧૯૪૬ માં) ૧૧,૦૦૦ માણસોએ છૂટાછેડા લીધા હતા. આ છૂટાછેડા ખાસ કરીને યુદ્ધ અને ફુગાવાને આભારી છે. ઝવેરાતની માફક 'છૂટાછેડા' એ અમેરીકામાં એક જાતનો મોજશોખ બની રહ્યો છે.

*

અમેરિકામાં રસોઈ તૈયાર કરવાની એક નવી જ પદ્ધતિ રેડેરેન્જ અસ્તિત્વમાં આવી રહે છે. તે દ્વારા થોડી સેકન્ડોમાં જ રસોઇ બની જાય છે. એમાં એવી તરકીબ હોય છે કે ખાદ્ય પદાર્થની અંદર મેગ્નેટ્રોમ દ્વારા એકદમ ઉચ્ચ રેડીયો શક્તિનું કિરણ પસાર કરવાનું હોય છે. એ મેગ્નેટ્રોમ યુદ્ધ સમયના રેડરની ટયુબનું બનેલું હોય છે. કિરણોદ્વારા કાચું અનાજ ઉછળવા અને ખદબદવા માંડે છે અને એક સેકન્ડમાં હજારો હલન ચલનની ક્રિયા કરી નાખે છે. આ રીતે રોટલી અને બિસ્કીટ ૨૧ સેકન્ડમાં તૈયાર થઇ શકે છે.

*

કેલીફોર્નીયાની કેટલીક યુવતીઓએ વસ્ત્રો સાથે પોઝ આપવા માટે કલાકના પાંચ અને દિગંબર પોઝ માટે કલાકના સાત રૂપિયા આપવાની કલાકારો સમક્ષ માગણી કરી હતી.

*

ઇંગ્લાંડમાં હવે જેઓ લગ્ન કરનાર હોય, અને જેઓ લગ્ન બાદ મુશ્કેલીમાં મૂકાયા હોય તેમને સહાય કરવા રાજ્ય તરફથી એક "મેરેજ વેલ્ફેર સર્વિસ" નીમવા માટે શ્વેત પત્રમાં દરખાસ્ત રજુ થનાર છે.

એમાં નીચે મૂજબના સૂચનો કરવામાં આવ્યાં છે. (૧) લગ્ન નોંધનારી કચેરી વધુ પવિત્ર-પ્રકારની હોવી જોઇએ. (૨) વેલ્ફેર માટેના અમલદારોએ જે છોકરાંના માતા-પિતા છૂટાછેડા માટેની અદાલતમાં ગયાં હોય ત્યારે બાળકોના લાભાર્થે પ્રયાસો કરવા. (૩) અદાલતમાં વેલ્ફેર અંગેના અધિકારીઓએ 'છૂટાછેડા' માટે તૈયાર થનારાઓ વચ્ચે સમાધાન કરાવવા પ્રયાસ કરવા. (૪) જીવન-નિભાવ માટે વધુ રકમ મળે તેની જોગવાઈ કરવી જોઈએ. (૫) જેવી રીતે હાલમાં જન્મ, લગ્ન અને મરણ નોંધાય છે તેવી રીતે 'છૂટાછેડા' નોંધાવવા જોઇએ.

આ શ્વેતપત્ર મિ. જસ્ટીસ ડેનિંગના પ્રમુખપદે નીમાયેલી સમિતિનો આખરી નિર્ણય રજૂ કરે છે. એ અહેવાલ 'મેરેજ વેલ્ફેર સર્વિસ' અંગે જણાવે છે કે, એ રાજ્ય તરફથી ચલાવવામાં આવતી હશે, છતાં એ રાજ્યની સંસ્થા ગણાશે નહિ. અસ્તિત્વ ધરાવતી સોસાયટીઓ તેમજ સર્વિસમાંથી એનો ક્રમિક વિકાસ થવો જોઇએ.

લગ્ન એ વ્યક્તિઓનું ઐક્ય છે એ સિદ્ધાંત સ્પષ્ટપણે દર્શાવવા અને એ પ્રસંગની પવિત્રતા પર ધ્યાન દોરવા લગ્ન નોંધવાની કચેરીઓમાં એક બે મિનિટમાં પતાવાતી વર્તમાન લગ્નવિધિની પુનર્રચના થવી જોઈએ.

વધુ તપાસ કરતાં એ સમિતિએ જણાવ્યું હતું કે તેઓનો એ સિદ્ધાન્ત છે કે લગ્નબંધન ટકાવી રાખવું એ સમાજના લાભાર્થે અતિ મહત્ત્વનું છે. કૌટુંબિક એકતા એટલી બધી મહત્ત્વની છે કે જ્યારે પક્ષો સમાધાનમાંથી છૂટા પડે છે ત્યારે વધુ સફળતા પ્રાપ્ત કરી શકે તેમ છે. અમને આ ક્ષેત્રમાં અનુભવી કાર્યકરોના પુરાવાઓથી ખૂબ ઊંડી છાપ પડી છે કે લગ્ન નિષ્ફળતાના મૂળભૂત કારણોમાં જુવાની કે બાળપણમાં લગ્ન પહેલાં વિકસિત થયેલા પોલા ઉર્મિવત દૃષ્ટિબિંદુઓ અને ખોટા વિચારો છે; અને તે માટે વાલીપણું, કુટુંબિક જીવન તેમ જ લગ્ન માટે સંભાળપૂર્વક સામાન્ય શિક્ષણ પદ્ધતિ દાખલ કરવાની આવશ્યકતા છે.

*

પોતાના લગ્નને સફળ થયેલું જોવા માટે સૌ કોઈ આતુર હોય. પણ એ સફળતા શી રીતે સધાય એ એક મહાપ્રશ્ન છે લગ્નનું મંડાણ સ્નેહ પર થયેલું હોવું જોઈએ એ સાચું; છતાં એકલા સ્નેહ પર લગ્નની સફળતા ભાગ્યેજ અવલંબે છે. અતિ પરિચય અવજ્ઞા કરાવે છે, એ સામાન્ય કહેવત થઇ પડી છે, છતાં રેવ. હેરી એડવર્ડ એમ મનાવે છે કે, જીવનભર પ્રેમ ટકાવી રાખવો એ કાંઇ અશક્ય તો નથી જ; પણ એને ફરજ બનાવતાં આવડવું જોઈએ. એ કહે છે કે, એક ચાંપ દાબી દીધે જો લગ્નનાં બંધન તૂટી જતાં હોય તો એવી ચાંપ દાબનારાં બહુ જ ઓછાં હશે.

અને એ વાત ખરી છે. પોતાની સૃષ્ટિ રચીને તેમાં હરીને હામ બેસવાની સૌ કોઇની ઇચ્છા હોય છે. એ સૃષ્ટિમાં કોઇ વાર વંટોળ જાગે, પણ એ વંટોળ સાથે ઉડીને એ સૃષ્ટિ બહાર જઈ પડવાનું, સ્થિત્યંતરની અનિશ્ચિતતામાં જઈ પડવાનું, કોઇને ન જ રૂચે. અને વંટોળ તો એની મેળે શમી જઈને આઘોપાછો થઇ જાય છે. એટલે સ્નેહ અને સમજણ સુખી લગ્નની આવશ્યક શરતો છે. એ શરતોને વિસ્તારીને સ્પષ્ટ કરવી હોય તો કહી શકાય કે, સુખી લગ્નની પહેલી શરત તરીકે પતિ-પત્નીને એક બીજામાં અખૂટ વિશ્વાસ અને અનર્ગળ શ્રદ્ધા હોવી જોઇએ. પત્નીના સૌખ્ય માટે પતિ જાત ઘસી નાખવાને તત્પર હોવો જોઈએ એ બીજી શરત છે. એમના બન્નેના સ્વભાવ સરખા નહિ હોય તો ચાલશે, પરંતુ એમના આદર્શો, એમની ભાવનાસૃષ્ટિમાં ભિન્નતા ન હોવી જોઈએ, એ ત્રીજી શરત છે. અને ચોથી શરત એ છે કે, તેમણે માંડેલું ઘર બાળકો માટેનું હોવું જોઈએ—જેમાં વાત્સલ્ય, કદર, સહાનુભૂતિ અને સ્નેહનો ટોટો પડે જ નહિ.

*

એંડ્રુ ફ્રિડલમેન નામના અમેરિકાના એક કરોડપતિએ એક ભવ્ય મકાન અનાથ કરોડપતિઓના ઉપયોગ માટે બંધાવ્યું છે. તેમાં સુખચેનથી રહેવાની બાદશાહી સગવડો છે. હાલ તેમાં સો જણ વસે છે. આ મકાનમાં વસનાર પાસેથી કશું જ લેવામાં આવતું નથી. માત્ર શરત એટલી છે કે, તેમાં વસવા આવનારની વય સાઠથી ઓછી ન હોવી જોઈએ અને એક વાર તે કરોડપતિ હતો એટલું પુરવાર થવું જોઈએ.

એક જ ભવમાં લીલો સૂકો જોવી પડી હોય એવા ઘણા મનુષ્યો દુનિયામાં વસતા હોય છે. લક્ષ્મીની ચંચળતા કહેવત રૂપ થઇ પડી છે, એટલે એકવાર જેને ત્યાં સાહ્યબી માની ન હોય તેને રસ્તાના રઝળુ ભિખારીની અવસ્થામાં પણ ઉતરવાનો વખત આવે ખરો. જો કે ઘણાંય નિર્ધન અને અનાથ માનવ-સંતાનો આયખું વિતાવતાં હોય છે, પણ કોઈનુંય તેઓ ધ્યાન ખેંચતા નથી. પણ વૈભવની ટોચ પરથી નિરાધારીની ઊંડી

ખૂણમાં ગબડી પડતો માનવી દયા પ્રેરે છે. એકવાર તે સ્થૂળ જીવનની બધીયે મોહકતાને સાથે રાખીને ફર્યો હતો એટલો ખ્યાલ જ તેની નવી અવસ્થાને દયાપાત્ર બનાવે છે. એવી દયાથી પ્રેરાઈને પેલા અમેરિકન કરોડપતિએ પેલું મકાન બંધાવ્યું છે. પોતે કરોડપતિ હોવાથી કરોડપતિની નિર્ધનતાની કલ્પનાએ તેને કંપાવ્યો હશે.

*

કોઈ એક સ્ત્રી ઉપર ગુંડાઓ જ્યારે હુમલો કરે ત્યારે તેને શરણે થવા કરતાં ઓએ પ્રાણાર્પણ કરવું એ વધારે સલાહ ભર્યું છે કે કેમ, એવા એક સ્ત્રીએ પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં ગાંધીજીએ જણાવ્યું હતું કે 'જીવનના મારા ખ્યાલ મુજબ શરણાગતીને કોઈ સ્થાન નથી. આત્મહત્યા અને હુમલો કરનારની હત્યા વચ્ચે પસંદગી કરવાની હોય તો પસંદગી પહેલી જ બાબત પર પડવી જોઈએ એ વિશે મારા મનમાં શંકા છે જ નહિ.

એક બહેનના પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ કહ્યું હતું કે 'પોતાના ધર્મ માટે જે માણસ મરવા તૈયાર ન હોય તે માણસ જ નથી. જો ધર્મની બાબતમાં બળાત્કાર થાય તો માણસે જોયા વિના તેનો જવાબ લેવા પણ સામનો કરવો જોઈએ.'

*

ફ્રાન્સમાં દા મોઇન ખાતે જોન પ્રાઇસ નામના માણસને સાત વર્ષ સુધી પથારીમાંથી ઉઠયા વગર સુઈ રહેવા માટે તેની પત્ની શ્રીમતી પર્લે છુટાછેડા લઈ લીધા છે. શ્રીમતી પર્લ પ્રાઇસે એમ પૂરવાર કર્યું હતું કે તેનો ધણી સાત વર્ષ પહેલાં સુઈ ગયો હતો અને તાવ તથા થાકનું બહાનું કાઢી ઉઠવાનો બિલકુલ ઇન્કાર કરતો હતો. ડોક્ટરે તપાસીને જણાવ્યું હતું કે, તેને કંઇ થયું નથી. લાંબા સમય સુધી સુઈ રહેવાથી જ નબળો પડી ગયો હતો.

*



આ નાનકડું ઘરગથુ સેવકનું કાર્ય કરતું યંત્ર માનવીને પ્રાતઃકાળની અનેક ખટપટોમાંથી મુક્તિ અને આરામ આપશે. ઘડિયાળ, બત્તી અને ચાદાની જોડીને બનાવેલા આ વીજળીક સાધનની રચના એવી છે કે, તમે નક્કી ઠરાવેલા સમય પર કાંટો મૂકીને સુઈ જાઓ એટલે તે સમયે ચા તૈયાર કરી, વીજળીનો દીવો પ્રકટાવી, ઝીણી ઝીણી ટકોરીથી તમને જગાડી દે. ગૃહિણીઓની કેટલી બધી જંજાળ આ ત્રિવિધ કાર્ય કરી દેનાર સેવક હરી લેશે.

*

'જોઈએ છે, એક ટાઈપીસ્ટ ગર્લ, સુંદર, ચંપળ, આકર્ષક......' - 'જોઇએ છે, સેક્રેટરી તરીકે કામ કરવા એક સુંદર, આકર્ષક યુવતી.' આવી આવી જાહેર ખબરો ઘણીવાર 'જગા ખાલી છે' એ વિભાગમાં વર્તમાનપત્રોમાં નજરે પડે છે. સૌ કોઇ વિચારી શકે છે કે, જેને કામ સાથે કામ છે તેને રૂપ સાથે કામ નથી હોતું. એટલે આવી જાહેરખબરો આપનારની ગલીચ વૃત્તિ પ્રત્યે શંકા ઉઠે એ તો સ્વાભાવિક છે. લિયોનાર્ડ ટ્રેવર્સ નામે એક લેખકે 'ટુ-ડે' નામના પત્રમાં ઓફીસોમાં કામ કરતી યુવતીઓની સ્થિતિનો હૃદયભેદક ચિતાર આલેખ્યો છે.

તે કહે છેઃ 'ચુંબનનો લહાવ લેવા દો, નહિ તો ચાલતી પકડો' એવું આખરીનામું

વ્યાપારી ઓફીસોમાં કેટલીય સુંદર બાળાઓ સમક્ષ આજ કાલ ધરવામાં આવે છે. આ બીભત્સ વર્તાવ કેટલાક શેઠિયાઓ પોતાના સ્ટાફની આકર્ષક બાળાઓ સાથે ચલાવ્યા વિના રહેતા જ નથી. પ્રત્યેક મોટા શહેરમાં એવા ધંધાદારીઓ હોય છે જ—જેઓ સ્ત્રીઓને નોકરીઓમાં કામે રાખે છે ને પછી તેમની છેડતી કરે છે.

સ્ત્રીઓને નોકરી આપવાની જાહેરખબર છપાવનારાઓ વખતોવખત પોતાની મદદનીશોને બદલતા રહે છે ને એમાંથી એક કારણસર તેઓ બદલી કરે છેઃ કાંતો એ બહેન મિજાજની ફાટેલી હોય ને મચક ન આપતી હોય તે ખાતર, કે અનુકૂળ બનેલી રાંકડી બાળાથી ધરાઈને વૈવિધ્યનો શોખ પૂરો કરવા ખાતર.

જે બાળા નોકરી મેળવવા આવે છે તે મુલાકાત દરમ્યાન એવું તો અચૂક બતાવે છે કે, પોતે ઉદ્ધત નથી પણ વિનયશીલ છે. નોકરી મેળવ્યા પછી વશુન્હોતરી મીહાશને તે પામી જાય છે અને સુગાય છે; જ્યારે કેટલીક એવી પણ બાળાઓ હોય છે ખરી કે જેઓ પગાર વધારાવવા રૂપનો વેપાર માંડી બેસે છે. આવા સંયોગોમાં જે મહેનતુ, કુશળ અને પોતાના કામમાં પાવરધી છોકરીઓ હોય છે તેમને જ સહન કરવું પડે છે.

મુગ્ધ બાળાઓના બિનઅનુભવીપણાનો લાભ લેનારા કંઈયે દુષ્ટાત્માઓ મેનેજરની ખુરશીમાં ગોઠવાયા હોય છે. તેમના હાથમાં યુવાન સ્ત્રીઓના જીવનનું આર્થિક અંગ હોય છે. જો એ અંગને ટકાવવું હોય તો તેમણે તેમની વૃત્તિઓને અનુકૂળ બની જવું જોઈએ, તેમજ ઓફીસમાં મજાનાવડા બની જવું જોઈએ અને નીતિ અનીતિની પરડને બાજુએ મૂકીને ઉપરીની ઇચ્છાને સંતોષવી જોઈએ. અને જ્યારે એક બાળા ના પાડે છે ત્યારે તો જે પુરૂષ મીઠાશથી 'પ્રેમ' 'વ્હાલ' વગેરેની મીઠી મીઠી વાતો કરતો હોય છે તે પટામણા-વેડા છોડી દઈને એ વ્હાલને તિરસ્કારમાં ફેરવી નાંખે છે અને ઓફીસની વ્યવસ્થા તેના હાથમાં હોય છે એટલે બાયલાઓને છાજે એવું વેર તે લે છે. 'સ્ટાફમાં થોડો ફેરફાર કરવાનો હોવાથી તમને નોકરીમાંથી છૂટા કરવામાં આવે છે' એવી નોટીસ તે છોકરીને તરતજ મળી જાય છે.

પશ્ચિમમાં મોટા ભાગની સ્ત્રીઓ નોકરી કરે છે, ને કુમારિકાઓ પણ યોગ્ય ઉંમરની થતાં ધંધે વળગે છે, એટલે ઓફીસોમાં આવી જાતનો રંજાડ પશ્ચિમમાં વિશેષ પ્રમાણમાં થતો હશે, પણ હિંદમાંયે કંઈ આવું નથી એમ નથી. બંગાળામાં શિક્ષિકાઓની છેડતી સુવિદિત છે. મુંબઈ પ્રાંતમાં યે આ સ્થિતિ પ્રવર્તે છે ને વડાપ્રધાન શ્રી. ખેરે જ કહેલું કે કંઈયે શિક્ષિત બહેનોની ફરિયાદના પત્રો આવે છે ત્યારે આંખ ભીની થાય છે. સારી પેઠે સ્વમાન કેળવાય તેટલું શિક્ષણ મેળવી સ્ત્રીઓ પુરૂષોની બદદાનત સામે વિકરાળ આંખો કાઢશે. ત્યારે જ આ ક્રુર છેડતીમાંથી તેઓ ઉગરશે.

*

દક્ષિણ ફ્રાન્સમાં નીઓસેરે ગામમાં એક ઝાડના થડનો ઘેરાવો ૫૪ ફીટ છે. એ થડને કોરીને એમાં ઘરની સમવડ બનાવવામાં આવી છે. એક ખાટલો, ચૂલો અને સગડીની સજાવટ રાખી પોતાના દિવસો ગુજારતી એક ડોશીમાએ એ થડઘરને પોતાનું વિસામાસ્થાન બનાવ્યું છે.

*

જહોનસબર્ગની પૂર્વમાં ૨૭ માઈલ પર કુવેટાર ગામે એક સિયામીઝ જોડકાનો જન્મ થયો છે. બન્ને છોકરીઓ છે. તેઓની આફ્રિકન માતાએ ઇસ્પિતાલમાં જતી વખતે રસ્તામાં જ જન્મ આપ્યો હતો.

*

# કેટલાક સાચા
# કિસ્સાઓ

જ્યોર્જીઆ ટાપુના અટલાન્ટા શહેરના એક સીદીને બે સ્ત્રીઓ પરણવા માટે ગુન્હેગાર ઠરાવી, તેની સામે કેસ કરવામાં કરવામાં આવ્યો ત્યારે તેણે બચાવમાં ન્યાયાધીસને કહ્યું કે, જો રાજ્યને બે ગવર્નરો રાખવાની જરૂર પડે તો હું બે સ્ત્રીઓ પરણું તેમાં શું વાંધો ?' આરોપીએ એક વર્ષની સજા થઇ.

*

મુંબઇ શહેરના ઉત્તર વિભાગમાં એક યુવક અને યુવતીએ બધી જ જાતની રૂઢિઓ અને ક્રિયાઓને તિલાંજલી આપી, માત્ર નેતાજી સુભાષચંદ્ર બોઝની છબી પાસે 'જયહિંદ' જેવા પવિત્ર શબ્દોના ઉચ્ચારો વચ્ચે લગ્ન કરી નાખ્યાં.

*

બનારસમાં ઝૂબેદા ખાતૂન નામની કાશ્મીરની યુવતી દવાઓ વેચવા આવી હતી. દરમ્યાન તે લશ્કરી પોલીસની નજરે પડતાં તે પોલીસે આ બાઇ પાસેથી રૂશ્વત કઢાવવા પ્રયત્ન કર્યો, પણ બાઇએ ચોકખી ના કહી. એથી પોલીસે ગાળ દેતાં બાઇએ ફડાફડ પોલીસને લાફો લગાવી દીધો. વાહનવહેવારમાં રૂકાવટ કરતી હતી તેવી ફરીઆદ તેની સાથે કરવામાં આવી છે. પણ આખા બનારસમાં આ લાફો ખાનાર પોલીસની મશ્કરી થઇ રહી છે.

*

મધ્ય પોલેન્ડના ઝોમ્પીનોસ ગામનો એક રહેવાશી જોન ઝેરોવસ્કી આજથી સિત્તોતેર વર્ષ પર તેના પાડોશીની એક દીકરી સાથે પ્રેમમાં પડયો. એ છોકરીએ પણ તેને હૃદય સમર્પ્યું. પણ તેમાં એ છોકરીનાં માબાપ આડે આવ્યાં ને પેલી છોકરીને પરાણે બીજા માણસ જોડે પરણવાની ફરજ પાડી. તે પરણી, છતાં તેનાં હૈયેથી તેનો પ્રિયતમ ભૂંસાયો નહિ. તે કોઇક દિવસ પોતાને પરણશે એ આશાએ ઝેરોવ્સ્કી કુંવરો જ રહ્યો અને કોઇક દિવસ પોતાનો પતિ મરશે એ આશાએ એની પ્રિયતમા પણ લટકી રહી. વર્ષો વીતવા લાગ્યાં અને ઘણું મોડું થયું ત્યારે તેમની આશા ફળી. સિત્તોતેર વર્ષ પર જે એક યુવતી હતી તેને ઘરડી–આશરે સો વર્ષની વિધવા બનાવીને તેનો પતિ માંડમાંડ અવસાન પામ્યો. ઝેરોવ્સ્કી પણ સો વર્ષનો જ બની ગયો હતો. છતાં આજલગી પ્રેમને જે સામાન્ય તાંતણે તેમણે જીવન બાંધી રાખેલું તેને લગ્નની ગાંઠ બનાવવા તેઓ ચૂક્યાં નહિ. સો વર્ષનાં ડોસા–ડોસી જૂના પ્રેમને નામે પરણ્યાં ખરાં !

*

અમદાવાદમાં દરિયાપુર વિસ્તારમાં આવેલા તરગાળાવાડમાં રહેતી એક મંગુ નામની પરણેતર યુવતી એક મનહર ઉર્ફે મનોજકુમાર નામના માણસના પ્રેમમાં પડી હતી.

આ બન્ને વચ્ચે થોડો સમય પ્રેમ-સંબંધ ચાલ્યા પછી એમ કહેવાય છે કે, મનોજ-કુમારે મંગુ પર એક પ્રેમપત્ર લખી જણાવ્યું હતું કે, તું રૂપિયા લાવ અને તે રૂપિયાને આપણે બન્ને બરાબર સાચવીશું, અગર તો તારી ઇચ્છા હશે ત્યાં કોઇ સ્થળે વ્યાજે મુકીશું. મંગુ તેના ઘરમાંથી એક હજાર રૂપિઆ અને પાંચસોના દાગીનાની ચોરી કરી મનોજકુમાર સાથે નાસી ગઇ હતી. આથી આ અંગે મંગુની મા બાઇ મણીએ ફરિયાદ કરી હતી.

*

અમેરિકાના રહોડ ટાપુના પ્રોવિડન્સ ખાતે થોમસ રોબર્ટસન નામના માત્ર ૨૨ વર્ષની ઉંમરના યુવકે આજ સુધી ૭ પત્નીઓ

સાથે એક પછી એક લગ્ન કર્યાં છે અને કોઇને છૂટાછેડા આપ્યા નથી. પોલીસે તેની તપાસ કરતાં તેની છેલ્લી પત્નીએ પોલીસને જવાબ આપ્યો હતો કે "થોમસ રંગીલો છે તેથી જ હું તેને ચાહુ છું." અને થોમસે પોલીસને કહ્યું કે "આ મારી છેલ્લી સ્ત્રી બધા કરતાં ફાંકડી છે."

*

મહેસાણામાં એક આંગ જુગારીએ ત્રણ પાનાના જુગારમાં હારી જતાં રૂા. ૧,૦૦૧માં પોતાની બૈરીને વેચી નાંખી છે. એ સ્ત્રીને સિદ્ધપુર તાલુકાના એક ગામમાં વળાવવામાં આવી છે. એ સ્ત્રીના માબાપે પોલિસમાં ફરિયાદ નોંધાવતાં પોલિસ આ અંગે તપાસ ચલાવી રહી છે.

*

મુંબઇથી ચોરી કરીને અમદાવાદમાં આવેલી એક સવિતા નામની કચ્છી યુવતી એલીસબ્રીજ વિસ્તારમાંથી પકડાઈ હતી.

આ અંગે એમ જણાય છે કે, બોરીવલીમાં રહેતી સવિતા નામની યુવતી ચોરી કરીને નાસી ગઈ હોવાથી મુંબઇ પોલીસ આ સવિતા અંગે તપાસ ચલાવી રહી હતી. આ પછી મુંબઈ પોલીસે એલીસબ્રીજમાંથી સવિતાને પકડીને મેજીસ્ટ્રેટ સમક્ષ રજુ કરી હતી.

આ વખતે કોર્ટમાં એક મોહનલાલ ખુશાલભાઇ નામના માણસે સવિતાને જામીન પર છોડવા માટે જામીન અરજી કરી. તેમાં તેણે જણાવ્યું હતું કે, આ સવિતા તેના બાપની વિરુદ્ધ જઇને મારી સાથે લગ્નથી જોડાઈ છે અને તે નિર્દોષ છે માટે તેને જામીનપર છોડશો.' આથી મેજીસ્ટ્રેટે સવિતાને આજે રૂા. ૨૦૦૦ ના જામીન પર છોડવાનો હુકમ કર્યો હતો. અને તેમાં જણાવ્યું હતું કે જ્યારે બોરીવલીની પોલીસ સવિતાને તપાસ માટે બોલાવે ત્યારે હાજર થવું.

માંડવીની પોળમાં સુરદાસ શેઠની પોળમાં રહેતા શાંતિલાલ મણીલાલ પાસે સળગતો દીવો રાખી રાતના સુઈ રહ્યા હતા ત્યારે તેઓનાં કપડાં દીવાની ઝાળથી સળગવા પામ્યા હતા. શાંતિલાલને સળગતા જોઈ તેને હોલવવા જતાં તેની પત્ની પણ દાઝી જવા પામી હતી.

આ બન્નેને હોસ્પીટલમાં ખસેડતાં બન્ને ધણીધણીઆણી મૃત્યુ પામ્યાં હતાં.

*

સક્કર (સીંધ) માં પરણવા યોગ્ય એક યુવાન છોકરીએ પોતાના બાપને કહ્યું કે મને પરણાવવી હોય તો બે વરરાજા સાથે એકી સાથે પરણાવો, નહિં તો હું જીંદગીભર કુંવારી રહીશ. બાપ આશ્ચર્યથી જોઈ રહ્યો. દીકરીએ કહ્યું કે જો મારા બાપ એકી સાથે બે સ્ત્રીઓ પરણી શકે છે તો હું શા માટે બે ધણીને એકી સાથે ન પરણું!

*

ડભોડા તાલુકાના હરસોલી ગામે શયતાનને પણ કંપાવે એવો બનાવ બનવા પામ્યો હતો. હરસોલીના એક માણસે પોતાની વિધવા પુત્રી સાથે આડો વ્યવહાર બાંધવાથી બાળકનો જન્મ થયો હતો. એ જન્મેલા બાળકના ટૂકડેટૂકડા કરી ઉકરડામાં દાટી દેવાના સમાચારો બહાર આવતાં આજુબાજુના લોકોમાં ભારે સનસનાટી ફેલાઇ હતી. પોલિસે આ કૃત્ય કરવા માટે પિતા ને પુત્રીની ધરપકડ કરી છે.

*

માંડવીની પોળમાં રૂપા સુરચંદની પોળમાં રહેતા અંબાલાલ ફુલચંદ નામના શખ્સની સોળ વર્ષની પુત્રી કુસુમને પડોશના રતિલાલ નામના યુવક સાથે પ્રેમ સંબંધ થતાં તા. ૫-૨-૪૭ ના રોજ તેઓએ મણીનગરમાં ખાનગી રીતે એક બંગલામાં લગ્ન કર્યાં. ને તે જ દિવસે વિમાન મારફતે પુના જવા ઉપડી ગયા હતા. આ પછી તુરત જ કુસુમના પિતા અને અન્ય માણસો પણ તપાસ માટે વિમાન

મારફતે પુના ઉપડી ગયેલા. તેઓ ત્યાં ફરવાં નીકળેલા કુસુમ ને રતિલાલને રસ્તામાં પકડી પાડીને પોતાની મોટરમાં નાંખી અમદાવાદ લઇ આવેલા. આ કિસ્સા અંગે રતિલાલે પોતાની પત્નીને પોતાના કબજામાંથી ઝૂંટવી જવા બદલ અંબાલાલ અને બીજાઓ સામે પોલિસમાં ફરિયાદ નોંધાવી છે.

*

કલોલના એક શખ્સે કાઠીયાવાડની એક કન્યા સાથે વરસ પહેલાં લગ્ન કર્યાં હતાં. ત્યાર બાદ તાજેતરમાં કન્યાની મા કલોલ આવી અને પોલીસમાં ફરીયાદ આપી કે મારી દીકરીને હું વરસ દીવસથી શોધતી હતી. દીકરીએ પણ માતાના કથનને અનુમતી આપી. વધુ તપાસ કરતાં જણાયું હતું કે, કલોલ પરણાવ્યા પહેલાં તે કન્યાને વિજાપુરમાં પરણાવી, પાછળથી નસાડી મુકવામાં આવી હતી. કલોલ છોકરીના લગ્નનું સાતમું સ્થળ હોવાનું કહેવાય છે. વિજાપુરના વરરાજાએ ઠગાઇની ફરિયાદ કરી હોઈ છોકરીની માને પકડવામાં આવી હતી.

*

ગયે રવિવારે મુંબઇમાં તેર વર્ષની એક બાળાના અંગ સાથે છૂટ લઇ તેની મર્યાદાનો ભંગ કરવાના આરોપસર પકડાયેલા કાકુભાઈ ઉર્ફે રસ્મીકુમાર જીવરાજ નામના મકાનમાલિક સામે કરવામાં આવેલા કેસમાં મેજીસ્ટ્રેટે આરોપીને ગુનેગાર ઠરાવી એક દિવસની સજા અને ૨૫૦ રૂપિયા દંડ અગર તો ત્રણ માસની સખત કેદની સજા ફરમાવી હતી.

મેજીસ્ટ્રેટે છોકરીનું નામ પ્રગટ નહિ કરવાનો વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને હુકમ કર્યો ત્યારે આરોપીએ પણ અરજી કરી જણાવ્યું હતું કે, હું પણ છોકરીની માફક કુંવારો છું; અને મારી આબરૂ તમારા હાથમાં છે.' મેજીસ્ટ્રેટે આરોપીનું નામ પ્રગટ કરવા અંગે કોઈ પણ હુકમ કર્યો ન હતો; પણ તે અખબારોના પ્રતિનિધિઓની મુન્સફી પર છોડયું હતું.

*

કોઈ પણ મેળામાં કેટલાક બદમાસો બૈરાંની ઇજ્જત લેવા માટે આવતા હોય છે. નડીયાદમાં લાજ લેવાના આરોપસર ત્રણ માણસોને પકડી કેસો કરવામાં આવ્યા હતા. તેમાં નડીયાદની બાઇ ચંદા તે સોમા ભાથીની લાજ લેવા માટે મહેમદાવાદના જેઠાલાલ વજેશંકરે પ્રયાસ કરતાં તેની ધરપકડ કરી હતી; તેમજ આણંદની બાઈ બાઇજી તે રાના મુંજાની વિધવાની લાજ લેવાની કોશીશ કરવા બદલ બુધા શંકરને પકડી કેસ કર્યો છે, તેમજ કાનીયલની બાઇ મણિ તે જેસા નાનાની દીકરી મેળામાં આવેલી તેની આબરૂ લેવા માટે આણંદના પાટણવાડીઆ શંકર મથુરે કોશીશ કરવાથી તેને પકડી કેસ કર્યો છે.

---

આવી ટેવ માટે દુઃખી થઇએ છીએ. આ વાત બરાબર નથી. બાળક છેક નાનું હોય ત્યારે પણ વચ્ચે કાંઇ કહેવા પૂછવા માગતું હોય તો તેને આવકારીને તેને ઘટતો જવાબ દેવો જોઇએ. વચ્ચે બોલ્યા બદલ અપરાધ કર્યો ગણીને તેને તુચ્છકારી તો ન જ કઢાય. તેને એમ જરૂર કહી શકાય: "જો, જરા થોભને હોં! માસીની વાત સાંભળી તને જવાબ આપું છું હોં!" બે જણ વાત કરતાં હોય ત્યાં સુધી પોતાને કહેવાનું હોય તો ખમી જઈને કહેવાય એ જરૂર તેને બતાવી શકાય. બાળકને આ પ્રમાણે વાર્તાલાપ કરવાની રીત બતાવી હોય તો બાળક તેનો અમલ કરે જ છે. આપણે તો આમ બાળકને સભ્ય રીત બતાવ્યા વગર વચ્ચે વાતચીત કરવાના તેના પ્રયત્નને ભારે મોટો અપરાધ માનીને તેને વઢીએ છીએ.

તમારા બચુની આ ટેવ માટે કયું કારણ જવાબદાર છે એ તમે તપાસી જોશો એટલે તમારી મૂંઝવણ તરત ટળશે અને બચુ જે હેરાનગતી ભોગવે છે તે પણ અટકશે.

# મા-બાપની મૂંઝવણ

[illegible]

**પ્રશ્ન :** મારા બચુની એક ટેવ માટે તમને લખી પૂછવાનું તો ક્યારની વિચારતી હતી. પણ એક યા બીજા કારણે લખવામાં ઢીલ થતી ગઈ; પણ આજે તો તમને ઉતાવળે પણ એ માટે લખી નાખવા બેઠી છું.

હકીકત કાંઈ આવી છે : બચુની જીભ બહુ ભારે. બાળક કાંઈ ને કાંઈ ઉદ્યમ કર્યા જ કરે એ તો જાણે સમજાય, પણ અમારા બચુભાઈ પોતાનો બધો ઉદ્યમ જીભ વડે જ કર્યા કરે છે. એક મિનિટ એવી નથી જતી કે જેમાં તેની જીભની પ્રવૃત્તિ બંધ હોય. ભૂલેચૂકે તેને જો બોલાવશો તો પછી થઈ રહ્યું. ચોવટ કરતો અટકે જ નહિ. ઘેર કોઈ આવ્યું હોય અને વાતે બેઠાં હોઈએ ત્યારે પણ વચ્ચે વચ્ચે ટાપશી પૂરતો રહે અને પૂછગાછ કર્યા જ કરે. અમસ્તો અમસ્તો ય આ શું ને પેલું શું, એ કેમ અને આ શા કાજે, એવી પૂછપરછ તો હાલ્યા જ કરે. અમે જવાબ આપી આપીને કંટાળીએ, પણ ઈ બંદા ન થાકે. કાંઈ અગત્યની વાત પૂછવાની હોય તો તો જાણીએ કે ઠીક છે. પણ આ તો વાતમાં કાંઈ માલ બજ્યો ન હોય તો ય પૂછ પૂછ કરે. 'છાનો રે ને !' કહીયે છીયે એટલાથી તો પતે જ નહિ. વઢીએ ટારવીએ ત્યારે બાઈશા'બ લપ માંડ મૂકે. આમ ટાણે કટાણે બોલ્યે રાખવાની તેની ટેવથી આડોશીપાડોશીઓમાં અમારું હીણું દેખાય છે એનું ભાન નથી. કોઈ દેખતાં આમ લપ લપ કર્યા કરે ત્યારે સાનમાં સમજાવીએ તો ય ન સમજે. આ દુ:ખ કોને કે'વું !

**જવાબ :** બાળક મોટેરાંને પૂછીને પોતાની જ્ઞાન માટેની જિજ્ઞાસા તૃપ્ત કરવાના પ્રયત્નો કરતું હોય છે ત્યારે તેના આવા સ્વાભાવિક વર્તનને પણ આપણે ઘણી વાર આવકારતા નથી. તેના અનુભવની વિસ્તરતી જતી મર્યાદાને મોટેરાના આવા માર્ગદર્શન વડે તે દૃઢ અને વાસ્તવિક બનાવવા મથતું હોય છે ત્યારે મોટેરાં તેની કદર કરવાને બદલે તેને લપલપીઓ કહીને જ્ઞાન માટેની તેની જિજ્ઞાસાઓને રૂંધી બેસે છે. મોટેરાંનું આ અસહિષ્ણુતાયું વલણ બાળમનને બારે મોટો આઘાત આપનારું બને છે. બાળકનું સ્વમાન હણાય છે. આથી કરીને તે પોતાની જાતને વ્યક્ત કરવાનો અને પોતાની ઇચ્છાઓ પ્રગટ કરવાનો વ્યવહાર આવી કઢંગી દેખાતી રીતે અખત્યાર કરીને કરે છે. સમજણું બાળક થાય છે ત્યારથી તેની હરકોઈ પૂછગાછમાં મોટેરાં તેને નીચો પાડે તેવી રીતે વર્તતા હોય છે એ તેના આંતરમનથી સહ્યું જતું નથી. લપલપ કરવાની તેની આ ટેવ પળે પળે તેના મનમાં આવતા આવિર્ભાવોને બહાર લાવવાનો તેના આંતરમનનો પ્રયત્ન છે. તેની હરકોઈ પૂછપરછને અવગણીને મોટેરાંઓએ તેને લઘુતા અનુભવતો કર્યો હોય છે. એનો પ્રત્યાઘાત તેને પોતાની જાતને આમ ડાહ્યા અને મહત્ત્વની તરીકે ખપાવવા માટે બડબડ કરવા તરફ લઈ જાય છે. પોતે પણ કાંઈક કહેવા, જણાવવા કે સલાહ સૂચના આપવાને લાયક છે એમ સાબીત કરવાનો આ તેનો પ્રયત્ન છે.

બાળક મોટેરાંની વાતોમાં વચ્ચે પૂરાય છે એ આપણાથી સહન થતું નથી. આપણે તેને આવા વર્તાવ માટે વઢીએ છીએ અને તેની

( અનુસંધાન પાછલે પાને )

# સ્ત્રી-જગત  સમાચાર

ભોપાળના નવાબ સાહેબે હિંદી મહિલા સંરક્ષણને ૭ એકર જમીનનો ટુકડો ભેટ આપ્યો.

*

બ્રીટનના વડા પ્રધાનની સૌથી મોટી બહેન શ્રીમતી મેરી એટલીએ એક કડક લેખ લખીને દક્ષીણ આફ્રીકામાંથી રંગભેદની જડ ઉખેડી નાખવાની હીમાયત કરી છે.

*

છેલ્લી બંગાળ ધારાસભામાં વડાપ્રધાને જાહેર કર્યું હતું કે અપહરણના ૧૦ અને બળાત્કારે લગ્ન કર્યાના ફક્ત બે બનાવો નોઆખલીમાં બન્યા હતા.

*

બ્રીટનના મજુર પ્રધાન મંડળના સ્ત્રી સભ્ય અને શિક્ષણમંત્રી મીસ એલન વીલ્કીન્સનનું લંડનની હોસ્પીટલમાં અવસાન થયું.

*

બંગાળના વડા પ્રધાનનાં ભત્રીજી બેગમ ઇકરામુલ્લાહના પતિને લંડનમાં હિંદના વેપારી પ્રતિનિધિ નીમવામાં આવ્યા છે.

*

ગુજરાતના જાણીતા વિદ્યાર્થી કાર્યકર શ્રી પોપટલાલ વ્યાસના લગ્ન શ્રી. સર્યુબહેન પંડ્યા સાથે સુરતમાં થયાં.

લીસ્બનથી થોડે દૂર ધુમસમાં એક વિમાનને અકસ્માત થતાં એક નવપરિણિત સ્ત્રી પણ મરણ પામી હતી.

*

ઇંગ્લાંડમાં ગયે મહિને પાંચસો સ્ત્રીઓ પ્રસુતિ વિજ્ઞાન લઇને ગ્રેજ્યુએટ થઇ

*

સ્ત્રીઓને દેવદાસીઓ તરીકે મંદિરોને સમર્પણ કરવાની પ્રથાને અટકાવવા માટે એક કાયદો મદ્રાસ ધારાસભાની આવતી બેઠકમાં રજુ કરવામાં આવનાર છે.

*

ન્યુ દિલ્હી ગુજરાતી સમાજના પ્રેસીડેન્ટ તરીકે શ્રીમતી સવિતાબહેન ડી. પટેલ, સેક્રેટરી તરીકે શ્રીમતી ઇન્દુબહેન જોશી અને મેનેજીંગ કમીટીમાં શ્રીમતી સવિતા બહેન એચ. પટેલ, શ્રીમતી સર્યુબહેન કપાસી અને શ્રીમતી ઇન્દુબહેન ભટ્ટ ચુંટાયાં છે.

*

નેપાળના રાણા શ્રી કમાન્ડીંગ જનરલ સર બબર શમશેરજંગ બહાદુરનાં પૌત્રી કુંવરી શ્રી. ચક્રધર રાજલક્ષ્મી દેવીનાં લગ્ન ગોંડળના મહારાજ કુમારશ્રી શિવરાજસિંહજી સાથે થયાં.

અમરેલી તાબે દલખાણીયાના કોળીની બાર વર્ષની છોકરીને મકરાણીઓ ઉપાડી જઇ, પાંચ દિવસ ઘરમાં પૂરી, બંદૂકની ગોળીનો ભય બતાવી તેને મુસ્લીમ ધર્મ સ્વીકારવાની ફરજ પાડવાનો કિસ્સો બન્યો છે.

તે છોકરીના વાલીની ફરીયાદથી પોલીસે છોકરીનો કબજો લીધો છે. અને ઉપર મુજબ છોકરીએ કેફીયત નોંધાવી છે

*

અમદાવાદમાં લવારની પોળની કુસુમ અંબાલાલ માસ્તરે રતિલાલ કસ્તુરચંદ શાહ સાથે સ્નેહલગ્ન કર્યું.

*

કાળુપુર ખાડીયા વોર્ડની કન્યાઓની રમતગમતની હરીફાઇ શ્રી. પુષ્પાબેન મહેતાના પ્રમુખપદે થઇ હતી.

*

વર્લ્ડ કેલેન્ડર એસોસીએશનનાં પ્રમુખ મીસ એલીઝાબેથ એચીલીસ અમેરિકાથી લંડન આવ્યાં છે. નવી વિચારણા મુજબ પહેલા ને ત્રીજા મહિનાના ૩૧ દિવસ ને બીજા મહિનાના ૩૦ મળી દર ત્રણ મહિનાના ૯૧ દિવસ અને ૩૬૫ ના હિસાબે છેલ્લો દિવસ દુનીયાના તહેવાર તરીકે પાળવો એમ વિચારાય છે.

અમદાવાદમાં જમાલપુર કુંભારવાડામાં રહેતી બાઇરહીમા ઇબ્રાહીમ મીંઆએ કુંડાળથી કંટાળી આપઘાત કર્યાનું કહેવાય છે.

*

ડેન્માર્કમાં લડાઇ દરમિયાન આવીને વસેલ એક જર્મન આશ્રિત ૧૭ વર્ષનો યુવક તેના વસવાટ દરમ્યાન ૪૫ બાળકોનો પિતા બન્યો છે. તેને 'ફાધર જર્મનીઆ' નામથી ઓળખવામાં આવે છે.

*

મદ્રાસના અમેરિકનવાઇસ કોન્સલ તરીકે મીસ લ્યુઇ શોફરની નીમણુંક થઇ છે. અગાઉ તેઓ 'ટાઇમ એન્ડ લાઇફ' માં કામ કરતાં હતાં

*

શ્રી. લીના મંગળદાસ પોતાના કુટુંબ સાથે ઇંગ્લાંડ અને અમેરિકાની મુસાફરીએ ગયાં.

*

વડીધારાસભામાં અખબારોના સ્વાતંત્ર્ય પરના અંકુશો અને વટહુકમો બહાર પાડવા અંગે શ્રીમતી મણીબહેન કારાએ સભા મોકુફીની દરખાસ્ત રજુ કરી હતી, તે પ્રમુખે કાઢી નાખી હતી.

*

સ્ટર્લીંગ પુરાંત સંબંધે હિંદ સાથે વાટાઘાટ કરવા બ્રીટનથી આવેલા મંડળમાં ત્રણ બહેનો પણ છે.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની આત્મકથા 'સન-લાઇટ અને શેડો'–પ્રકાશ અને પડછાયા–ન્યુયોર્કની એક પ્રકાશન સંસ્થા પ્રગટ કરવાની છે. તેની પ્રસ્તાવના શ્રી. જવાહરલાલ પંડિત અને શ્રીમતી



પર્લ બક લખવાનાં છે.

*

કાંગડા મહારાજાના બીજાં બહેન કુ. ધૈર્યકુમારી બા સાહેબના લગ્ન કરોલીના કુમારશ્રી બ્રિજેન્દ્રપાલદેવ સાથે થયાં છે.

*

રાજકોટના કુ. શ્રી. કનકકુમારીબા–જેમનું લગ્ન સરગુજાના યુવરાજ સાહેબ સાથે થયું હતું, તે સુવાવડમાં અવસાન પામ્યાં.

*

ગુજરાત મહિલા સેવાદળ એકેડેમી કેન્દ્ર માટે અઢી લાખ રૂપીઆ ઉઘરાવવાનું ઠર્યું છે તેમાં ખેડા જીલ્લો વીશ હજાર આપવા પ્રયત્ન કરશે. નડીઆદ શહેર અને તાલુકામાંથી પાંચેક હજાર એકઠા થયા છે.

અમદાવાદમાં મામુનાયકની પોળની બાઇ જડી પોતાના મકાન ઉપરથી પડીને, માંડવી પોળમાં ગત્રાડની પોળની મગનલાલ મોહનલાલની દુકાન બાઇ મુક્તા પ્રાયમસથી બળીને અને ઢાલગરવાડાના સનાર દાઉદની પત્ની બાઇ ફનીફા ચુલો સળગાવતાં દાઝી જઇને મરી ગયાં.

*

પંજાબમાં ફીરોઝખાન નૂનનાં ઓસ્ટ્રેલીયન પત્ની બેગમ વિકારુન્નીસાએ પોલીસ અમલદારો અને પંજાબ સરકાર સામે એક લાખનો દાવો નોંધાવ્યો છે. લીગ સત્યાગ્રહ વખતે બીજી સ્ત્રી કેદીઓ સાથે બેગમ નૂનને લઇ જતાં લાહોરથી ૧૪ માઇલ દૂર, પાસેની પોલીસવાનમાંથી અશ્રુવાયુ છોડવાને કારણે બેગમ નૂન બેભાન બની ગયાં હતાં, ને બીજી સ્ત્રીઓ દાઝી જઇ ઇજા પામી હતી. કુ. ઝરીના રઝાક નામની એક વિદ્યાર્થીનીએ પણ દશ હજારનો દાવો નોંધાવ્યો છે.

*

ડો. હિતુભાઇ દેસાઇએ પોતાની હયાત પત્ની હોવા છતાં બીજું લગ્ન કર્યું હોવાથી વ્યારામાં એક બાઇને ત્યાં, જનોઇ પ્રસંગે તેઓ આવ્યા ત્યારે તેમની સામે જ્ઞાતિના યુવકોએ વિરોધ દર્શાવી કાળા વાવટાનું સરઘસ કાઢ્યું હતું.

ધ્રોળના મહારાણી સાહેબે યજ્ઞો કરાવ્યા તેમાં દરરોજ હાજરી આપી હતી.

*

બ્રેમમપુરા ગોલવાડની આશરે પંદર વર્ષની ઉમરની એક છોકરીને તેના બાપના વાલી પણાંમાંથી નસાડી જવાના થયેલ કેસમાં બન્ને આરોપીઓ નિર્દોષ છૂટયા.

*

હજારા જીલ્લાના ખેટમ ગામમાંથી અપહરણ કરાયેલી એક સગીર હિંદુ છોકરીને તેના માબાપને પાછી હવાલે કરવામાં આવી છે.

*

સુરત જીલ્લાના પરીઆ ગામમાં તાલુકાની લો. બો. શાળાઓનો રમત ગમતનો ઇનામ સમારંભ મુંબઈના જાણીતા ભીકાર્યકર શ્રીમતી જયશ્રીબેન રાયજીના પ્રમુખપદે થયો હતો.

*

રશિયામાં કાળા બજાર કરવા માટે બે સ્ત્રીઓને પાંચ અને દશ વર્ષની સજા થઈ.

*

શ્રીમતી અમ્મુ સ્વામીનાથન મલાયાનાં એલચી થશે એવા સમાચાર પ્રગટ થયા છે.

*

શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ અમેરિકામાં ભાષણ આપવા ત્રણ માસ રોકાવાનાં છે.

મુંબઈમાં કું. ચંદ્રા અંબાવીદાસ ચીતળીઆએ રૂ દલાલ શ્રી. વામનરાય મહેતા સાથે લગ્ન કર્યું.

*

મુંબઈ સરકારના પાર્લામેન્ટરી સેક્રેટરી અને જેલ



કમીટીના સભ્ય કુ. ઇન્દુમતી શેઠે સાબરમતી જેલની મુલાકાત લીધી.

*

આસામ મહિલા પરિષદની કારોબારી સમિતિએ આસામની મહિલાઓને આસામના જુથકરણ સામે ઝુંબેશ ઉઠાવવા તૈયાર રહેવા જણાવ્યું હતું.

અખિલ હિંદ મહિલા પરિષદની દોરવણી મુજબ આખા આસામમાં 'ગ્રુપ વિરોધ-દિન' પાળવામાં આવ્યો હતો. ગૌહત્તીમાં સ્ત્રીઓ અને છોકરીઓનું મોટું સરઘસ નીકળ્યું હતું ને જ્યુબિલિ પાર્કની સભામાં બંગાળ સાથે આસામને જોડવા સામે વિરોધ દર્શાવતો ઠરાવ કર્યો હતો.

*

ઇટાલીમાં પોલમાં ૧૩મી ઇન્ફન્ટરીના બ્રીટીશ કમાન્ડરને ગોળીથી ઠાર કરનાર મેરી પારકવી નેલી નામની ૩૩ વર્ષની સ્ત્રીનો કેસ બ્રીટીશ કોર્ટમાર્શલ પાસે ચાલશે.

*

સુરતની ગર્લ્સ હાઇસ્કુલની એક વિદ્યાર્થીનીને મેટ્રીકનું ફોર્મ ન મળવાથી તે મૂર્છિત થઇ ગઇ હતી.

*

મહેમદાવાદ તાબે વડદલાના ગાંડા ચતુરે પોતાની ઓરત ઉપર ધારીઆથી હુમલો કરી ખુન કરવાના આરોપ માટે ગાંડા ચતુરને દેશનીકાલની સજા થઈ અને ખેદાલા ગામનો કોળી જે વિદેશમાં જઈ આવ્યો છે તેને પોતાની પત્નીનું ખુન કરવાના આરોપ માટે સેસન કમીટ કરવામાં આવ્યો.

*

બહુપત્નીત્વ પ્રતિબંધ કાયદાનો ભંગ કરવા માટે પહેલ વહેલો કેસ પારડી તાલુકાના હરીઆ ગામે એક હળપતિ છીપકા દેડકા સામે કરવામાં આવ્યો છે. પોતાની પત્ની દેવીને છૂટાછેડા આપ્યા સિવાય તેણે લાડકી નામની યુવતી સાથે ફરી લગન કરવાથી તેની અને તેની નવી પત્ની ઉપર કેસ થયો છે.

પંજાબમાં લુધીયાના જીલ્લાના જારગાંવ ખાતે અગીયાર વર્ષનો ફાઝલ કરીમ નામનો છોકરો પાંચ વર્ષની છોકરીના ખૂન માટે પકડાયો છે. તેણે છોકરીને પોતાને ઘેર લઈ જઈ કપડામાં બાંધી ગુંગળાવીને મારી નાખ્યાનું કહેવાય છે.

*

ઓસ્ટ્રેલિયાના મેલબોર્ન નજીક માઉન્ટ ઈલા નામના પહાડ ઉપર ચંદ્ર તથા પૃથ્વી નજીકના ગ્રહો ઉપર રોકેટ મારવાની પ્રવૃત્તિ ચાલે છે. તે ખાતાના ઉપરી તેમના પત્ની શ્રીમતી ધવેટ્સ સાથે ત્યાં જવા ઉપડયાં છે.

*

વિજયદિનથી ૧૯૪૬ ના ડીસેમ્બર સુધીમાં ૯૬૪૩ સહાયક દળના સ્ત્રી અમલદારો અને સભ્યાઓને છૂટી કરવામાં આવી છે.

*

થાણા જીલ્લાના કીસાન મંત્રી શ્રી. ગોદાવરી પરૂલેકરને થાણા જેલમાં અટકાયતમાં રાખવામાં આવ્યાં હતાં. તેમને છોડી મુકવામાં આવ્યાં છે.

*

દીલ્હીથી શ્રી. સરોજિની નાયડુ ઓસમાનીઆ યુનિવર્સિટી તરફથી અપાયેલ ડોક્ટર ઓફ લીટ્રેચરની ઓનરરી ડીગ્રી સ્વીકારવા હૈદ્રાબાદ ગયાં હતાં.

વરવિક્રયની પ્રથા સામે પોકાર પાડતાં શ્રી. જ્યોત્સના બેન શુકલ કહે છે કે, દરેક કુંવારી કન્યા પ્રતિજ્ઞા લે કે 'પૈસા લઇ પરણનાર યુવક સાથે હું કદી પણ લગ્ન કરીશ નહિ, તો એ પ્રથા આપોઆપ બંધ થશે.

*

બોરસદ સાર્વજનીક પુસ્તકાલયનો છેલ્લા ૭ માસમાં ૬૧ સ્ત્રીઓએ લાભ લીધો હતો.

*

જામનગરના એક વેપારીની ૪૦ વર્ષની વિધવા પુત્રવધુએ ગૃહકલેશને કારણે આત્મહત્યા કરી.

*

અમદાવાદ મ્યુનિ. માંથી શ્રી. ઇન્દુબેન ચી. શેઠે રાજીનામુ આપવાથી શ્રી. પદ્માબેન ચુનીલાલ મહેતાએ ઉમેદવારી નોંધાવી છે. તેઓ બીનહરીફ ચુંટાશે.

*

અમદાવાદ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિમાં ત્રણ વર્ષ માટે શ્રી. શારદાબહેન મહેતા (અધ્યક્ષા) અને શ્રી. ઇન્દુમતી દિવાનજી, શ્રી. શશીબાળા શોધન, શ્રી. મંદાકિની ત્રિલોકીકર, શ્રી. સઘુંદા દીવેટીયા, શ્રી. સુધાબહેન બક્ષી, અને શ્રી. વીરબાઈ દીવાનજી, સભ્યો તરીકે ચુંટાયાં.

*

અખિલહિંદ મહિલા પરિષદ ગુજરાત શાખાની કાર્યવાહી ચુંટણી થતાં નીચે મુજબ કમિટી ચુંટાઈ હતી. શ્રી. જયવતીબહેન દેસાઈ (પ્રમુખ) મીસ હોમાવાળા (ઉપપ્રમુખ) શ્રી. ગંગાબહેન ઝવેરી (કોશાધ્યક્ષ) શ્રી. પદ્મા મહેતા અને ચારૂબહેન યોધ (મંત્રીઓ) શ્રી. સુમિત્રા દલાલ, શ્રી. ઇન્દુમતી દિવાનજી, શ્રી. રંજનબહેન દેસાઇ, શ્રી. સરોજ પટેલ, શ્રી. કોકીલા મહેતા, શ્રી. ચંદનબહેન, શ્રી. ઉષા યોધ, શ્રી. કુસુમ રમેશચંદ્ર, શ્રીમતી ગીદવાણી, શ્રી સુવર્ણા દેસાઇ, શ્રી. વિનોદિની પરીખ, શ્રી મનોરમાબહેન, દમનબહેન, દેરાસરી, લેડી તનુમતી, શ્રી. સરલાબહેન દેસાઇ, શ્રી. વિદ્યાગૌરી નીલકંઠ, શ્રી. શારદાબહેન મહેતા, અને શ્રી. પુષ્પાબહેન મહેતા હોદ્દાની રૂએ કાર્યવાહીમાં આવી જાય છે.

*

મુંબઇમાં વસતા મોટી ઉમરના ગૃહસ્થનું બગસરા પાસે હામાપરમાં રહેતા સોરઠીઆ વણિકની ૧૫-૧૬ વર્ષની દીકરી સાથે વેવીશાળ થવાથી જ્ઞાતિમાં ખળભળાટ થયો ને કન્યાને હામાપરથી પોરબંદર ખસેડી ન જાય તે માટે પુરો ચોકી કરે છે. કન્યાનો બાપ આ સગપણ ફોક કરવાનો ઇન્કાર કરે છે.

*

આંતરરાષ્ટ્રિય મજુર સંસ્થા તરફથી એશિયન વિભાગનું પ્રતિનિધિ મંડળ અમદાવાદ આવી ગયું તેમાં મીસ ઈ. પી. દત્ત હતાં.

*

પોરબંદર નજીક ભડમામમાં એક મેરાણી બાઇ થોડા માસ પહેલાં પોતાનાં બે બાળકોને લઇ કુવામાં પડેલી. બાળકો તો ત્યાં જ મરી ગયાં હતાં અને બાઇને જીવતી કાઢવામાં આવી હતી. એ પછી એ બાઈ પોતે દરિયામાં પડી, ત્યાંથી પણ જીવતી કાઢી. આ અંગે કેસ થતાં બાઈને ૨૦ વર્ષની સખ્ત કેદની સજા કરવામાં આવી છે. આપઘાત કરવાનો પ્રયત્ન તેણે ગરીબાઇને કારણે કર્યો હતો.

*

જાપાનમાં ત્રીજી માર્ચ એ દરેક કન્યાની જન્મતિથિ ગણાય છે અને તેથી તે દિવસે આખા જાપાનમાં કન્યાના જન્મદિવસ તરીકે જાહેર ઉત્સવ ૫ળાય છે.

*

જૂનાગઢના હજુર બેગમ સાહેબા સૈયદ સુલતાના સાહેબે શાહજાદાને જન્મ આપ્યો.

*

પાલીતાણાના મહારાણી સાહેબના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેરસભા અસ્પૃશ્યતા નિવારણ માટે મળી હતી.

દક્ષિણ હૈદ્રાબાદની ઓસમાનિયા કોલેજ હોસ્ટેલની ૬૪ વિદ્યાર્થીનીઓમાંથી ૪૬ કન્યાઓએ ખરાબ ખોરાક સામે વાંધો લઈ ઉપવાસ શરૂ કર્યો હતા.

*

હિંદુ સ્ત્રીઓને છૂટાછેડા કરવાની સગવટ આપતો કાયદો ઘડવા માટેનું બીલ મુંબઈ સરકારના ગેઝેટમાં પ્રગટ થયું છે. આ બીલ પ્રમાણે હિંદુ પત્નીઓને ધણી નામર્દ હોય તો, સાત વરસ સુધી ગુમ થયેલો કે સાત વરસથી ભરણપોષણ ન કરતો હોય તો, પતિ ગાંડો હોય કે સાત વરસથી કોઢીયો હોય તો તે પતિથી છૂટાછેડા માંગવાનો અધિકાર રહેશે. એક પતિ બીજી સ્ત્રી કરે અને તેની પહેલી સ્ત્રી જીવતી હોય તો તે ધણીથી છૂટાછેડા માંગી શકશે, અને બીજી વારની સ્ત્રી પરણનારને પહેલી પત્ની હયાત હોય અને તે વાત તેણે છૂપાવી હોય તો તેને છૂટાછેડા માંગવાનો અધિકાર નહીં રહે. પતિ કોઢીયો હોય તો બંને પક્ષની ઇચ્છા હોય તો જુડીશીયલ સેપરેશન માટે જોગવાઈ આ બીલમાં કરવામાં આવી છે.

*

જમસરામાં ૯૦ વર્ષના એક ડોસીમાએ જીવનથી કંટાળી ગળે ફાંસો ખાધો.

ન્યુયોર્કમાં મળેલી માનવ હક્ક સમિતિએ સ્ત્રીઓના સમાન અધિકાર અંગે લડત ઉપાડવાનો નિર્ણય કર્યો છે.

*

પીટસબર્ગ (દ. આફ્રીકા) ની સભામાં જે ગોરી છોકરીઓ હિંદીઓનું કામ કરતી માલમ પડે તેમનાં કપડા ઉપર ડામર લગાવાનું સુચવાયું હતું.

*

મદ્રાસ ધારાસભાની બેઠકમાં માજી પાર્લામેન્ટરી મંત્રી શ્રી. કાલેશ્વરીરાવે હિન્દુઓમાં પ્રચલીત બહુપત્નીત્વની પ્રથા પર પ્રતિબંધ મુકતું તથા હિન્દી સ્ત્રીઓને છૂટાછેડાનો હક્ક આપતું બીલ રજૂ કર્યું.

*

ભૂજના સ્ત્રી મંડળનો મીસીસ લીલાવતી બહેન આસરના પ્રયાસથી પ્રગતિશીલ વિકાસ શરૂ થયો છે.

*

અમદાવાદમાં પ્રેમદરવાજા પાસે ધૂળમાં દાટેલી ૭ સાત મહિનાની નાની છોકરી મળી આવી છે, તે કોની છે તેની તપાસ પોલીસે શરૂ કરી છે.

*

મધ્ય પ્રાંતની એક મુસલીમ બહેને ગાંધીના શાન્તિમીશનમાં જોડાઇ પોતાની સેવા આપવાની જાહેરાત કરી છે.

*

હૈદ્રાબાદમાં શ્રી સરોજીની નાયડુએ પોતાની ૬૦ મી વર્ષગાંઠ શાન્તીપૂર્વક ઉજવી.

પાળીયાદના એક કાઠી ભાગદારની સોળ વર્ષની બહેનનું બાબરાના આશરે સાઠ વર્ષના એક ગલઢેરા કાઠી સાથે પાળીયાદ તાબે અડદીમાં લગ્ન ગોઠવાયાં. પણ કોઈ પ્રજાજનની ફરીઆદથી પાળીઆદ ફોજદારે સારડા એક્ટ મુજબ લગ્ન અટકાવી દીધાં. કાઠી જ્ઞાતિમાં લગ્ન અટકાયાનો પહેલો બનાવ છે.

*

ધોળકાના સરદાર શેર-મીયાનાં પુત્રી સૈદાબેગમનું લગ્ન બજાણાના પાટવી સાથે થયું.

*

કસ્તુરબા ટ્રસ્ટ તાલીમ કેંદ્રની બહેનોએ શ્રી. જયોત્સના ખંડેરીઆની સરદારી નીચે ધંધુકા તાલુકામાં પ્રવાસ કર્યો.

*

બ્રાઝીલમાં બીબી નામની નટી સાથે જાણીતા હિંદીફિલ્મ નટ શ્રી. સાબુએ લગ્ન કર્યાં.

*

બેગમ શાહનવાઝનાં પુત્રી કુ. મુમતાઝ બેગમે જેલમાં વોર્ડનોએ તેમને માર મારવાના પરિણામે ચાર કલાક બેભાન બની ગયાનું જણાવી પચાસ હજાર રૂપીઆની નુકશાની આપવા લાહોરની સ્ત્રી જેલના સુપ્રી. શ્રીમતી સોહામસિંહ પાસે માંગણી કરી છે.

હજારા જીલ્લામાં હોમી રમખાણ વખતે તેના પતિને મારીને ઉપાડી જઇ પરાણે પરણાવી દીધેલી એક શીખ યુવતી શ્રીમતી પદ્મીએ પેશાવરના ન્યાયાધીશ રૂબરૂ જાહેર કર્યું કે મને બળાત્કારે મુસ્લીમ બનાવી મીર ઝમાન સાથે નીકા પઢાવવામાં આવ્યા છે. હું હજી યે શીખ છું

શ્રીમતી પદ્મીને સગર્ભાવસ્થામાં છેલ્લા દિવસો હોવાથી હાલ તેને આબટાબાદમાં ડેપ્યુટી કમિશ્નરના રક્ષણ નીચે રાખવામાં આવી છે.

*

અમદાવાદમાં મોટી હમામમાં રહેતા પરમાનંદ મણીલાલ નામના બ્રાહ્મણની ચોથીવારની પરણેતા બાઇ કાન્તા ( ઉમર વર્ષ ૧૮ ની ) દાઝીને મરણ પામી.

*

મીરત જીલ્લામાં મોદીનગરથી બે માઇલ દૂર યકુતપુર માવી ગામમાં સર છોટુરામ કીશન કન્યાશાળાનું ઉદ્ઘાટન કરતાં યુ. પી. ના વડાપ્રધાન શ્રી. ગોવીંદ વલ્લભપંતે સ્ત્રીકેળવણી ઉપર ખૂબ ભાર મૂકયો હતો.

*

જળગાંવ (ખાનદેશ) માં સૌ. ચંદાબાઇ મથુરદાસ દેશવજીના સાસુ ગં. સ્વ. પાનબાઈ ૭૪ વર્ષની ઉમ્મરે શ્રીચરણ પામ્યાં.

રાંદેરમાં મુસ્લીમ લીગની સ્ત્રીઓની શાખા સ્થપાઇ તેમાં સો સભ્યો નોંધાયા. શ્રી. આઇશા બીબી ઇબ્રાહીમ પ્રમુખ, શ્રી. હવાબીબી ઈસ્માઈલ મુસુફ અને શ્રી. સારાબીબી હકીમ મંત્રીઓ ચુંટાયા. ગુજરાતમાં આવી સ્ત્રીઓની આ પહેલી જ શાખા છે.

*

સુરત મ્યુનિ. ની સેનીટરી કમીટીમાં શ્રીમતી મધુમતી સોપારીવાળા ચુંટાયાં.

*

દાહોદની ક્રીસેન્ડગંજ રેલ્વે કોલોનીમાં ભગિની સમાજ તરફથી રમત ગમતની હરિફાઈ થઈ તેમાં શ્રી. કામિનીબહેને ઇનામો વહેંચ્યાં હતાં.

*

વડોદરાના મહારાણીશ્રી શાન્તાદેવી ગાયકવાડે ફળફૂલ અને શાકભાજીનું પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

*

અમદાવાદમાં દોલનન (પંજાબ)ના શીખ બળવંતસિંગ સોરણસીંગે ક્રીશ્ચીયન કુ. કમળાબેન નાનજી સાથે શીખ વીધી મુજબ સ્નેહલગ્ન કર્યાં.

*

ગોવાની રાષ્ટ્રીય કોંગ્રેસના એક ઇસાઇ કાર્યકર્તા કુ. બેરોબાઇનને પકડવામાં આવ્યાં હતાં; તે પહેલાં તેમનાં ઘરની જડતી લેવામાં આવી હતી.

# પુસ્તક પરિચય

**ત્રિભુવનગંડ સિદ્ધરાજ જયસિંહ** (લેખકઃશ્રી. ધૂમકેતુ, સોલ એજંટ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો: અમદાવાદ. પૃ. ૪૦૦ કિંમત રૂ. ૪–૮–૦) શ્રી. ધૂમકેતુએ શરૂ કરેલ ચૌલુક્ય નવલગ્રંથાવલીનું આ સાતમું પુસ્તક સિદ્ધરાજ જયસિંહની કાઠિયાવાડ ઉપર ચઢાઇને લગતું છે. રાણકદેવીને સોરઠનો રા' ઉપાડી જઈ પરણી જાય છે તેનું વેર લેવા સોરઠ–જૂનાગઢ ઉપરની ચઢાઈની હકીકત રજુ કરે છે. અને સિદ્ધરાજના વિજયોત્સવથી એ ત્રિભુવનગંડનું બિરૂદ પ્રાપ્ત કરે છે. આ નવલકથા હજી આગળ વધે છે ને ત્રીજા ભાગરૂપે આપણને 'માળવાનો વિજય' મળશે એમ લાગે છે.

**કામ અને કામિની– ભાગ ૧—૨** (મૂળ લેખિકા : શ્રી પ્રેમાબહેન કંટક, અનુ : શ્રી. શકુંત રાવળ પ્રકાશક : વોરા એન્ડ કું. પબ્લીશર્સ લી. રાઉન્ડ બીલ્ડીંગ, મુંબઈ–૨. પાકું પુંઠું. પૃ. ૧૮૪+૫૪૦. કિંમત ૨–૮–૦ +૩–૮–૦= ૬ રૂપીઆ.)

મરાઠી ભાષામાં काम आणि कामिनी આદર્શવાદી નવલકથા તરીકે જાણીતી છે. નામ વાંચીને ભ્રમમાં પડાય કે આ કોઈ જાતિય વિજ્ઞાનનું પુસ્તક હશે, પણ આ તો ગાંધીજીના બ્રહ્મચર્ય પાલન પરત્વેના વિચારોને વાર્તારુપે ગૂંથીને નવલકથામાં રજુ કરે છે.

શ્રી. પ્રેમાબહેન હાલમાં વર્ધામાં કન્યા છાત્રાલય ચલાવે છે. સાબરમતી આશ્રમમાં પણ તેઓ હતાં, એટલે મહાત્માજીની સમીપમાં રહીને એમણે બ્રહ્મચર્યપાલન પરત્વે વાંચ્યું. વિચાર્યું હશે. પણ કૌટુંબિક–વિવાહિત જીવન વિષે તો તેમણે સમાજમાં દૃષ્ટિ નાંખીને આલેખન કર્યું હોવું જોઈએ. છતાં આ નવલકથાનો નાયક મુકુંદ આપણને અસાધારણ–માતૃઘેલો ને વેદિયો–લાગે. પોતાને બ્રહ્મચર્ય પાળવું હોય તો લગ્ન કરવું જોઈતું ન હતું; અથવા તો પોતાની પત્નીને એ રીતે તૈયાર કરવી જોઈતી હતી. પરાણે લાદેલું બ્રહ્મચર્ય કોઈ પણ સ્ત્રી ભાગ્યે જ અણીશુદ્ધ જાળવી શકે; અને એવે વખતે જરાપણ વિચારદોષ થતાં એ ઊંડી ખીણમાં ગબડી પડે. વૃંદાનું પણ એવું જ છે. બાળપણમાં શૃંગારી પુસ્તકો વાંચનારી ને સાવકી માતાના ત્રાસથી દબાઇ રહેલી વૃંદાની વૃત્તિઓ યૌવનમાં ઉશ્કેરાય તે વખતે પતિ જો એને યોગ્ય રીતે વિકસાવે નહિ કે યોગ્ય માર્ગે દોરે નહિ તો એ લફંગા મિત્રોની સોબતમાં કયો માર્ગ ગ્રહણ કરે એ સમજી શકાય તેવી સામાન્ય વાત છે.

શ્રીમંતો અને અમલદારોના ઘરનો સડો, લોકસેવામાં પડેલાના ઘરની પરિસ્થિતિ અને સાવકી માતાવાળા ઘરનું વાતાવરણ વગેરે પ્રશ્નો છણતી આ નવલકથા મુકુંદનો આદર્શ, તેની ભાવના અને છેવટે જનસેવાદ્વારા દેશસેવાનાં વિચારનો માતૃપક્ષે મળેલો વારસો એ આશ્રમદ્વારા પૂરો કરી ચાલ્યો જાય છે. આખી નવલકથા રસભરી છે.

**મન્વંતર** (અનુઃ શ્રી. રમણિક મેઘાણી, સોલ એજંટ : ભારતી સાહિત્ય સંઘ, લી. અમદાવાદ. પાકું પુંઠું, પૃ. ૩૮૦ કિ. ૪–૮–૦)

બંગાળના જાણીતા લેખક શ્રી. તારાશંકર બંદ્યોપાધ્યાયની આ નવલકથાનો ગુજરાતી અનુવાદ આપણને ઈ. સ. ૧૯૪૨–૪૩ ના વર્ષના સંધીકાળની રાષ્ટ્રની વર્તમાન પરિસ્થિતિની પાછળી ભૂમિકા ઉપર લઇ જાય છે અને નવા યુગના આદર્શ અનુપ્રેણિત યુવક યુવતીઓના જીવનમાં ડોકીઉં કરવાની તક આપે છે.

બંગાળનો ભૂખમરો, જાપાનનો કલકત્તા ઉપર બોમ્બમારો અને કોંગ્રેસનો 'ક્વીટ ઈન્ડીયા' નો ઠરાવ, આ બધું ૧૯૪૨–૪૩ માં બન્યું. એ વખતે દેશના ધનિકોએ નીતિ–અનીતિનો પ્રશ્ન બાજુએ મૂકી, ધાન્ય અને વસ્ત્રના સંગ્રહ કરી, મોંઘવારી વધારી. દુકાળ અને મોંઘવારીને કારણે લોકો ઘરબાર મૂકી (લશ્કરોએ લોકોનાં ઘરબાર છીનવી લીધાં) પેટનો ખાડો પૂરવા કલકત્તામાં ઉભરાયાં. કેટલાય કુટુંબો નાશ પામ્યાં. મા–બાપ–દીકરા–દીકરી કોઈ કોઈનું સગું નહિ એવા, કારમો કરાળ મનવંતર કાળ એ હતો. ત્યારે કેટલાંય સારા ઘરમાંની કન્યાઓને, સ્ત્રીઓને પોતાનાં પેટ ભરવા શિયળ કેમ અને કેવી રીતે વેચવાં પડ્યાં એનો હુબહુ ઈતિહાસ આ નવલ રજુ કરે છે. ગીતા, નીલા, કાનાઈદા, નેપી, વિજયદા એ બધાં પાત્રો પોતપોતાની ભૂમિકા ઉપર સુંદર રીતે ખીલી ઉઠે છે. આખી નવલકથા રસભરી છે; અને જેમ બંગાળી અને બીજી ભાષામાં આવૃત્તિઓ થઈ છે તેમ આની ગુજરાતી ભાષામાં પણ થશે.

શ્રી.નવજીવન કાર્યાલય ટંકશાળ,અમદાવાદ તરફથી **સર્વોદયની કેળવણી** ( અનુ : શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલ. પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ કિં. રૂ. સવા ) પ્રગટ થયું છે. આ પુસ્તક આચાર્ય કૃપલાનીજીના 'ધી લેટેસ્ટ ફેડ' નામના પુસ્તકનો અનુવાદ છે.

દેશની પ્રાથમીક કેળવણીની નવેસરથી રચના કરવા વર્ધા યોજના ૩૭–૩૮ માં આવી. તે પછી સાર્જંટ યોજના આવી. ૧૯૪૨ના આંદોલનમાં વર્ધા યોજના ખેરવાઈ ગઈ અને તે બધાની રાખમાંથી રાષ્ટ્રપતિનું આ નવું પુસ્તક આપણી રાષ્ટ્રિય કેળવણીને નવી દષ્ટિ આપતું આપણને સાંપડે છે. અનુવાદકે ટીપણ ઉમેરી યુરોપના કેટલાક કેળવણીકારોનો પરિચય પણ કરાવ્યો છે.

ગાંધીજીની નવી યોજના એ કેવળ શિક્ષણ-પદ્ધતિ નથી. તે સમાજના શિક્ષકવર્ગને સારે સર્વોદયી દષ્ટિએ કામ કરવા ઈચ્છનાર માટે વિચારો છે અને સિદ્ધાંતો છે. એટલે નવી દષ્ટિએ શિક્ષણ આપવા ઈચ્છનારા માટે આ પુસ્તક ઘણું માર્ગદર્શક થઈ પડશે.

**ગૌતમબુદ્ધ** ( અનુવાદક અને પ્રકાશક. ઉપર મુજબ. પૃ. ૧૨૪ કિંમત રૂ. દોઢ ) ડૉ. રાધાકૃષ્ણનું વ્યાખ્યાન 'ગૌતમ ધી બુદ્ધ' નો સુંદર અનુવાદ આપણને પુસ્તક આકારે મળે છે. ડૉ. રાધાકૃષ્ણની વિદ્વતાથી ગુજરાત પરિચિત છે. તેમણે ગૌતમ બુદ્ધ અને તેમના વિચારોનો સુંદર પરિચય કરાવ્યો છે.

ગૌતમબુદ્ધ પ્રજ્ઞા-પારમિતાના શ્રેષ્ટ સાધક હતા. પ્રજ્ઞા–સૂર્ય હતા. જમાનો શ્રદ્ધા કરતાં બુદ્ધિ પર વિશેષ છે એટલે પ્રજ્ઞા–પારમિતા જ એને ફાવે, એટલે એ યુગગુરૂ બની શકે. તેમણે બુદ્ધકથાને લોકકથા જેવી ન બનાવતાં નવી દષ્ટિએ ગૌતમને આપણી સમક્ષ રજુ કર્યા છે. પૂરવણીદ્વારા આ પુસ્તકના વાચકોને મદદગાર થાય તે દષ્ટિએ તેમના બીજાં પુસ્તકોમાંથી ઉતારા પણ આપવામાં આવ્યાં છે. આપણા સમાજને આ પુસ્તક ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

**ઉત્તરા અને બીજી વાતો** (લેખક. શ્રી. બાળકૃષ્ણ જોષી. પ્રકાશક : ત્રિશક્તિ કાર્યાલય, સુરત. કાચું પુંઠું. સચિત્ર પૃ. ૭૬ કિંમત બાર આના ) આ વાર્તાસંગ્રહમાં ઉત્તરા, સમયનો સદુપયોગ, રાજસ, ઇલા, અને બે આંસુ, એમ પાંચ વાર્તાઓ આપેલી છે. સામાન્ય કોટીની આ વાર્તાઓ સ્ત્રીઓને વાંચતાં રસ પડે તેવી છે.

**આદર્શ ગણિતમાળા** (યોજક: રતિલાલ રા. અધ્વર્યુ, સોલ એજંટ: બાળગોવિંદ કુબેરદાસ અમદાવાદ કિં. સાત આના) પહેલા ધોરણના પ્રાથમિક વિદ્યાર્થીઓને ગણીતમાં ઉપયોગી થઇ પડે તેવું આ પુસ્તક વિદ્યાર્થીની બુદ્ધિ ખીલે ને ગણીત જેવા વિષયમાં તેને કંટાળો ન આવે એવી નવીન રીતે રજુ થયું છે.



[ચિત્રકાર ] વિષાદ [ શ્રી. કનુ દેસાઈ

# સ્ત્રીજીવન


વર્ષ : આઠમું.
અંક : છઠ્ઠો

સંપાદક :
મનુભાઈ જોધાણી

ચૈત્ર ૨૦૦૩
એપ્રિલ ૧૯૪૭

કીમતી વનસ્પતિનું બનાવેલું

# અનટોન

ટૂથ પાવડર

સોલ ડીસ્ટ્રીબ્યુટર
**આઈડીયલ ટ્રેડર્સ**
કાળુપુર
**અમદાવાદ**







ગામોગામ
એજંટો જોઈએ છે.

નેરોલનું
કસ્તુરી
હેર ઓઈલ

દરેક જાતના ઉત્તમ

## એસેન્સો, અત્તરો, સેન્ટ

છુટક તથા જથાબંધ સુગંધીની દરેક
ચીજો માટે ખરીદીની ભરોસાપાત્ર દુકાન

**ધી નેરોલ એજન્સી, અમદાવાદ**

# નવાં પ્રકાશનો

| | પાન | મૂલ્ય |
|---|---|---|
| **ભગવદ્‌ગીતા**–પં. સાતવળેકરજીની પુરુષાર્થબોધિની ટીકા મૂળ, અન્વય, ભાવાર્થ સાથે. ત્રણ દળદાર ગ્રંથો–કદ ૭॥" × ૧૦॥" | ૧૧૨૪ | ૧૧—૦ |
| **સર્વ વેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ**–શ્રીશંકરાચાર્યકૃત–મૂળ સાથે ભાષાંતર | ૨૨૪ | ૧—૪ |
| **વિવેકચૂડામણિ**–સરળ ભાષાંતર સાથે ... ... ... ... | ૧૬૦ | ૦—૧૨ |
| **ઉપનિષદો**–(૧૧૨) નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં ૧૪૪૪ ૮—૦ ... | | |
| (૧) એકાદશ ઉપનિષદ–મૂળ મંત્રો સાથે સરળ ભાષાંતર ... | ૪૫૨ | ૨—૮ |
| (૨) બૃહદારણ્યક ઉપનિષદ " " ... | ૨૪૮ | ૧—૮ |
| (૩) સો ઉપનિષદો જેમાં પહેલાં ૨૩ ઉપનિષદો મૂળ મંત્રો તથા સરળ ભાષાંતર સાથે અને પછીનાં ૭૭નું સારરૂપે આપ્યું છે. | ૭૪૪ | ૪—૦ |
| **શ્રીજ્ઞાનસત્ર ગીતા**–મૂળ શ્લોકો, પદચ્છેદ, અન્વય, શબ્દાર્થ સાથે... | ૩૬૮ | ૧—૪ |
| **મહાવાક્ય રત્નાવલિ**–મૂળ સાથે સરળ ભાષાંતર ... ... | ૧૪૪ | ૦—૧૨ |
| **સ્તોત્રસંગ્રહ**–શ્રીશંકરાચાર્યકૃત–ભક્તિ ને વેદાંતનાં મૂળ સહિત ભાષાંતર | ૨૨૦ | ૦—૧૦ |
| **વિચારસાગર**–(પં૰નિશ્ચળદાસજી.કૃત) વેદાંત–ગ્રંથ, સરળ ભાષાંતર સાથે | ૪૩૨ | ૨—૮ |
| **એકાદશ સ્કંધ**–મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર ... ... | ૪૭૨ | ૧—૪ |
| **આત્મસાક્ષાત્કારની કસોટી**–લે. બાબા નગીનાસિંહ ... ... | ૨૦૮ | ૧—૪ |
| **લઘુયોગવાસિષ્ઠ**–'યોગવાસિષ્ઠ'ના સારરૂપે વેદાંત ગ્રંથ ... ... | ૫૫૪ | ૨—૮ |
| **ધમ્મપદ**–ધર્મનાં પદો–મૂળ, અર્થ તથા પં. બેચરદાસ દોશીની ટીકા | ૧૯૨ | ૧—૦ |
| **કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ... ... | ૨૪૮ | ૧—૦ |
| **પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનોનો ઉપયોગી સંગ્રહ | ૪૦૦ | ૧–૧૨ |
| **મીરાં ને નરસિંહ**–(જસ્ટિસ દિવેટિયા) પસંદ કરેલાં ૧૬૩ પદોનો સંગ્રહ | ૧૦૪ | ૦–૧૨ |
| **અખાની વાણી**–શબ્દોના અર્થ તથા શ્રી. ઉમાશંકરના આમુખ સાથે | ૫૦૪ | ૩—૦ |
| **દીવાને સાગર**–'સાગર' કૃત સૂફી કવિતાનો સંગ્રહ ... ... | ૪૮૦ | ૪—૮ |
| **આર્યભિષેક અથવા હિંદનો વૈદરાજ**–સુધારાવધારા સાથે આ.૧૧મી | ૮૩૨ | ૬—૦ |
| **ઔષધિ કલ્પલતા**–૪૩ ઔષધિઓના કલ્પ પ્રયોગો બતાવતું પુસ્તક | ૧૧૨ | ૦–૧૨ |
| **ખોરાકના ગુણદોષ**–આયુર્વેદની દૃષ્ટિએ (લે. ડૉક્ટર રસિકલાલ પરીખ) | ૧૦૦ | ૦–૧૦ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મહાત્મા ગાંધીજી ... ... | ૧૨૮ | ૦—૮ |
| **બાલભારત**–સંક્ષિપ્ત મહાભારત રૂપે (સચિત્ર) બાલોપયોગી પુસ્તક... | ૨૮૮ | ૧—૮ |
| **બિરબલ ને બીજા**–જ્યોતિન્દ્ર દવે, બાદશાહ–બિરબલની ને બીજી વાતો | ૨૮૦ | ૧—૮ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગ૰ અંજારિયા નવી આવૃત્તિ ) | ૧૪૪ | ૧—૦ |
| **સુવર્ણયુગ**–શ્રી. મુનશીનાં ત્રણ વ્યાખ્યાનોનો સંગ્રહ ... ... | ૬૨ | ૦—૮ |
| **ભારતીય સંસ્કૃતિ**–લે. કનૈયાલાલ મા. મુનશી... ... ... | ૧૩૨ | ૦–૧૨ |
| **આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–શ્રી. રમણલાલ વ. દેસાઈ (બીજી આવૃત્તિ | ૧૬૮ | ૧—૦ |
| **અંતરની વ્યથા**–'સોપાને' લખેલી હૃદયસ્પર્શી ૫ આત્મકથાઓ ... | ૧૯૨ | ૧—૪ |
| **કલ્યાણમયી**–( સ્ત્રી ઉપયોગવાર્તા—રોગો ને ઇલાજો સાથે) ... | ૨૨૪ | ૧—૦ |
| **સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–(લેડી વિદ્યાગૌરી નીલકંઠ તથા પટવારી વકીલ) | ૨૬૪ | ૧—૮ |
| **વિવેકાનંદસાર**–સ્વામીજીના ઉપદેશો સારરૂપ ગ્રંથ ... ... | ૨૬૪ | ૨—૦ |
| **સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો. સુધારાવધારાવાળી નવી આવૃત્તિ | ૩૩૬ | ૧—૮ |

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { ભદ્ર પાસે. પો. બો. નં. ૫૦ અમદાવાદ અને<br>કાલબાદેવી રોડ, હાથીબીલ્ડીંગ, મુંબઈ–૨

માસિક સાથે 'પદ્મિની' માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી-જીવન

સંપાદક
મનુભાઇ જોધાણી

વર્ષ ૮ મું　　અંક ૬ ઠ્ઠો
એપ્રિલ ૧૯૪૭　　ચૈત્ર ૨૦૦૩

*

| | |
|---|---|
| વીજળી અને વરસાદ | ૩૨૯ |
| સ્વ. ઝવેરચંદ મેઘાણી | ૩૩૩ |
| અખંડ જોડી | ૩૩૫ |
| ડૉ. જસવંતી ગજ્જર | ૩૩૮ |
| સ્વ. કમળ દાંદે | ૩૩૯ |
| શ્રીમતી સોફીયા ખાન | ૩૪૦ |
| ઘર-ગોષ્ઠિ | ૩૪૬ |
| ગાંધીજી સાથે પ્રશ્નોત્તરી | ૩૪૯ |
| આરાધના | ૩૫૦ |
| અર્વાચીના | ૩૫૧ |
| પ્રણય અને પ્રશ્ચાતાપ | ૩૫૩ |
| પાટીદાર બહેનની બહાદુરી | ૩૫૫ |
| મહારાજની વાણી | ૩૫૭ |
| ખીલતું ફૂલ | ૩૫૮ |
| મેરી મેકલોડ બેથ્યુન | ૩૫૯ |
| શારદાની સિદ્ધિ | ૩૬૧ |
| ભરત-ગૂંથણ | ૩૬૩ |
| ન્યાયની અદાલતમાં | ૩૬૬ |
| સાચા કિસ્સાઓ | ૩૬૮ |
| નંદવાયેલી બંગડીઓ | ૩૬૯ |
| શ્રી. ગુણવંતરાય આચાર્ય | ૩૭૧ |
| આપણાં ફળો | ૩૭૩ |
| માબાપની મૂંઝવણ | ૩૭૫ |
| સ્ત્રીઓને મળેલા અધિકાર | ૩૭૭ |
| સૌરભ | ૩૭૯ |
| સ્ત્રીજગત સમાચાર | ૩૮૫ |
| પુસ્તક પરિચય | ૩૯૦ |

સ્ત્રી-જીવન કાર્યાલય
ઝવેરીવાડ : અમદાવાદ

# મેઘાણી-હૉલ

ગુજરાત સાહિત્ય સભા તરફથી સ્મારક

*

ગુજરાતના એક અગ્રગણ્ય સાહિત્યકાર, આધુનિક ગુજરાતના ઘડતરમાં અમૂલ્ય ફાળો આપનાર, પ્રજાના મોટા વર્ગના હૈયામાં વસનાર, આપણા સ્વર્ગસ્થ કવિશ્રી ઝવેરચંદ મેઘાણીની સ્મૃતિને મૂર્ત રૂપ આપવા ગુજરાત સાહિત્ય સભાએ નિર્ણય કર્યો છે, એ અંગે ગુજરાતના પાટનગરમાં, ગુજરાતી સાહિત્ય અને સંસ્કારની પ્રવૃત્તિઓના કેન્દ્રસમાન 'મેઘાણી હૉલ–મેઘાણી સભાગૃહ'ની સ્થાપના કરવાનો સભાનો નિરધાર છે. આવા કાયમી સ્મારક દ્વારા જ સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ યત્કિંચિત્ પણ અદા કરી શકાય એમ છે. ગુજરાત સાહિત્ય સભા ગુજરાત કાઠિયાવાડ અને બૃહદ્ ગુજરાતના સૌ કોઈ મેઘાણીપ્રેમીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે, આપ આ મહત્ત્વના કાર્યમાં પોતાનો બની શકે તેટલો ફાળો આપી છૂટશો અને એ રીતે ગુજરાતી સાહિત્ય અને એના એક અગ્રણી પ્રત્યે પોતાનો પ્રેમ પ્રકટ કરશો. ફાળાની રકમ મંત્રીઓ–ગુજરાત સાહિત્ય સભા, એલેન્ટાઈનની હવેલી, ત્રણ દરવાજા પાસે, અમદાવાદ, એ સરનામે મોકલવા વિનંતિ છે.

**ચૈતન્યપ્રસાદ મો. દીવાન, કેશવરામ કા. શાસ્ત્રી, ધીરજલાલ ધ. શાહ**

મંત્રીઓ

અમદાવાદ

૨૪–૩–૪૭

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.

ગુજરાત સાહિત્ય સભાની આ પ્રવૃત્તિને વેગ મળે તેવા આશયથી 'સ્ત્રી–જીવન' પણ 'મેઘાણી-હૉલ' સ્મારક ફાળો શરૂ કરે છે, અને 'સ્ત્રીજીવન'ના ગ્રાહકો અને વાચકોને આ ફાળામાં સાથ આપવા વિનંતિ કરે છે. આ રકમ દર મહિને સાહિત્ય સભાને પહોંચાડવામાં આવશે.

–મનુભાઈ જોધાણી

---

## સ્ત્રી-જીવનનો 'મેઘાણી–સ્મૃતિઅંક'

ભાઈશ્રી/બહેનશ્રી,

સવિનય જણાવવાનું કે 'સ્ત્રીજીવન'નો મે મહિનાનો અંક 'મેઘાણી–સ્મૃતિ–અંક' તરીકે પ્રકટ કરવાનો અમે નિર્ણય કર્યો છે. આ અંકમાં તેમનાં નિકટનાં સ્વજનો, મિત્રો અને પ્રશંસકો તેમનાં જીવનકવન વિષે કાંઈ ને કાંઈ અંગત સંસ્મરણાત્મક માહિતી આપે તો, તેમના ભાવિ જીવનચરિત્રકમને ખપ લાગે તેવી સામગ્રી એકઠી થઈ જાય, એમ અમારું માનવું છે. તેમનાં કેટલાંક પરિચિતો અને સ્વજનોમાંના આપ એક હોઈ તા. ૧૦ એપ્રિલ સુધીમાં તેમનાં વિષે સંસ્મરણ લેખ અમને મળી જાય તેમ કરવા, અમારી આગ્રહભરી વિનંતિ છે.

લિ.

અનંતરાય મ. રાવળ
મનુભાઈ જોધાણી

ઇન્દુમતી મહેતા
ધીરજલાલ ધ. શાહ

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ આઠમું : ચૈત્ર ૨૦૦૩ : એપ્રિલ ૧૯૪૭ : અંક ૬ઠ્ઠો

# વીજળી અને વરસાદ

શ્રી. સી. રાજગોપાળાચારી

*

વરસાદ વરસવાનો હોય છે ત્યારે વીજળી ચમકે છે. વીજળીની ચમક આકર્ષક ને સુંદર હોય છે. વીજળીના ચમકારાની ભવ્યતા બાદ વરસાદ વરસે છે; પરંતુ વીજળીના ચમકારા વગર પણ જે વરસાદ વરસે એ પણ જનસમાજને તો ઉપયોગી જ થવાનો. જનસમાજને વરસાદની જરૂર છે—વીજળીની નહિ. વીજળી હોય એ આવકારદાયક છે; છતાં ન હોય તો વરસાદની ઉપયોગિતા ઓછી બની જતી નથી. માનવજીવનને ટકાવી રાખનારો વરસાદ છે—વીજળી નહિ.

ઉપલા વીજળી ને વરસાદનાં ઉદાહરણથી તમે જાણી શક્યા હશો કે લગ્ન પહેલાં પ્રેમસમ્પર્ક થાય તે આવકારદાયી ને આકર્ષક જરૂર છે, નહિ તો પ્રેમ વગરનાં લગ્ન પણ ઉપયોગી તો છે જ. લગ્ન એ જીવનનો રળિયામણો આનંદ છે—લગ્ન એ માનવજીવનને અમૃતમય બનાવી દેનાર મીઠો સંબંધ છે.

આજ દિન સુધીમાં આપણા સમાજમાં થએલાં 'પરણ્યા પછીના પ્રેમ'વાળાં અનેક લગ્નો સફળ થએલાં જોઈએ છીએ. જેઓનાં પ્રેમલગ્ન નથી થયાં એવાં પતિપત્ની પણ એકબીજાને ખૂબ ચાહે છે. એકબીજા પર શ્રદ્ધા ને વિશ્વાસભર્યાં એમનાં જીવન ધન્ય બનેલાં હોય છે, એટલું જ નહિ, પ્રેમ થયા વગર જ પરણેલા પતિપત્નીએ એકબીજા માટે પોતાનો જાન ન્યોચ્છાવર કર્યાના દાખલા પણ આપણે ત્યાં મોજૂદ છે. સતી થવાના અનેક દાખલાઓ આપણા ઇતિહાસના પાને લખાયા છે—શું એ સતીઓએ પરણ્યાં પહેલાં પોતાના પતિ સાથે પ્રેમસમ્પર્ક મેળવ્યો હતો? પ્રેમ વગર, સમાજે ઠરી આપેલાં લગ્નરાગમાં પતિપત્ની પણ એકબીજામાં અપૂર્વ શ્રદ્ધા રાખી શકે છે ને પોતાના કર્તવ્ય, પ્રભાવ અને ત્યાગથી જીવનને ધન્ય બનાવે છે.

મારી તો સલાહ છે કે, કોઈપણ વિવાહિત વ્યક્તિએ-પછી તે સ્ત્રી હોય કે પુરુષ-એવો વિચાર સરખો પણ ન કરવો જોઈએ, કે પોતાનાં લગ્ન એ પ્રેમલગ્ન નથી; એટલે પોતાનો સંસાર પ્રેમ-ભરપૂર બનવાનો જ નથી. બીજા રાષ્ટ્રોનાં સમાજ-જીવનો આપણાથી વધુ સુખી છે એવો વિચાર કરવો એ પણ એક બાલિશતા છે. પાશ્ચિમાત્યોની પ્રેમકહાણીઓ

આપણે વાંચીએ છીએ અને એ ઉપરથી ત્યાંના દામ્પત્ય જીવનની અસ્થિરતા આપણે કલ્પી શકીએ છીએ. જગતને પોતાની સંસ્કૃતિના પ્રવાહમાં ઘસડી જવાની ઉમ્મીદ સેવતા પશ્ચિમના લોકોનાં દામ્પત્ય–જીવનના ઊંડાણને જ આપણે તપાસીએ તો આપણાં રૂંવાડાં ઊભાં થઈ જાય. પશ્ચિમના જીવનમાં લગભગ રોજની બનતી દામ્પત્યજીવનની દુર્ઘટનાઓનું પ્રમાણ આપણે ત્યાં બહુ ઓછું છે.

હવે વિવાહિત નવજવાનોને હું પૂછું છું કે, શું તમારા ઘરમાં બાલહરિણી શી નવયુવતી પત્ની છે? તમે કોઈ દિ' એ ભલીભોળી તમારી પત્નીના ત્યાગ ને શૌર્ય પર વિચાર સરખો પણ કર્યો છે ખરો? એ વાતની તમને યાદ પણ છે ખરી, કે એ રમતિયાળ છોકરીએ તમારામાં પૂર્ણ શ્રદ્ધા ને અથાગ વિશ્વાસ રાખી, પોતાના પ્રેમનો સુગંધી થાળ તમારા ચરણોમાં ધર્યો છે? મારું માનવું છે કે, દરેક નવજવાન પતિએ પોતાની પત્નીના શૌર્ય ને વિશ્વાસને પૂજ્ય ભાવથી જોવો ઘટે. સ્ત્રીઓનો પક્ષપાત કર્યાનો આક્ષેપ સહન કરવા હું તૈયાર છું, ને કહું છું કે, સ્ત્રીમાં રહેલા ઉપલા શૌર્ય ને વિશ્વાસની ભાવના કોઈ નવયુવકના હૃદયમાં મળી આવવા સંભવ નથી.

ઉલ્ટું, આપણા નવયુવકો પર, સમસ્ત પુરુષ સમાજ પર એક આક્ષેપ મૂકી શકાય એમ છે કે, તેમણે સ્ત્રીમાં રહેલા શૌર્ય, ત્યાગ ને બલિદાનની ભાવનાની ઉપેક્ષા કરી છે. આપણા પુરુષ સમાજે સ્ત્રીઓમાં રહેલા સહજ–સુલભ એવા શૌર્ય, ત્યાગ ને બલિદાનના ગુણોને જાણ્યા હોત તો સ્ત્રીઓ સાથે જે રીતનું પુરુષ સમાજ વર્તન કરે છે તેથી તેમને પોતાને શરમ આવી હોત અને એમ પણ બન્યું હોત કે, આજના સુધરેલા ગણાતા યુવકો પણ જે રીતે સ્ત્રીને પોતાની માલિકીની વસ્તુ માની બેઠા છે તે માલિકીની ભાવના મરી જઈ મૈત્રીની ભાવના પ્રગટી ઊઠી હોત; પરંતુ બહુ અપવાદરૂપ આવા યુવાનો મેં જોયા છે.

આપણે બધા ખૂબ જ સારી રીતે જાણીએ છીએ કે, શરીર–તૃપ્તિ જ જીવનનું સર્વસ્વ નથી; છતાં પતિ–પત્નીની શરીર–તૃપ્તિ એ કાંઈ 'પાપ' નથી. શરીર–તૃપ્તિ 'પાપ' ક્યારે બની જાય છે કે, જ્યારે કાં તો એનો અતિરેક થાય, અગર આપણી નીતિથી વિરુદ્ધ હોય. પતિપત્નીની શરીર–તૃપ્તિને વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી નીરખવાની અને એના ઊંડાણનાં રહસ્યનું મનન કરવાની ખૂબ જ જરૂર છે. શરીર–તૃપ્તિ એ કુદરતે બક્ષેલી એક સ્વાભાવિક પ્રેરણા છે, જેના ફલ સ્વરૂપ પતિ–પત્ની વચ્ચેનો પ્રેમ દૃઢ બને છે. શરીરતૃપ્તિ અને મૂર્ખતા-પૂર્ણ કામુકતા વચ્ચે આકાશ પાતાળનો તફાવત છે. શરીરતૃપ્તિ એ પ્રકૃતિની રહસ્યમયી પ્રેરણા છે, જેની અસર સ્થાવર ને જંગમ પર પણ ફરી વળેલી હોય છે. સૃષ્ટિના અટલ નિયમનું ઉલ્લંઘન કોઈથી શકય નથી.

આજના નવયુવાન ને નવયુવતીઓને મારી એક જ સલાહ છે કે, પ્રકૃતિએ પતિ-પત્નીનાં હૃદયમાં પ્રેમની ભાવના દૃઢ કરવા માટે ઉત્પન્ન કરેલી એ પ્રવૃત્તિને કદાપિ 'પાપ' ન સમજે; પરંતુ જ્યારે અનિયંત્રિત રીતે શરીર–તૃપ્તિ કરાય છે ત્યારે એને કામુકતાનું નામ સાંપડે છે. કામુકતામાં માનવીના જીવનના આનંદ સાથે સર્વસ્વનો પણ નાશ કરવાની શક્તિ રહેલી છે. સ્ત્રી જો પુરુષને અને પુરુષ જો સ્ત્રીને ફક્ત કામતૃપ્તિનું સાધન માત્ર સમજશે તો દિ' માનવીની માનવતા છૂટી જશે ને માનવી પશુથી પણ બદતર બની જશે. અતિ સર્વત્ર વર્જયેત! દરેક વસ્તુનો અતિરેક ત્યાજ્ય છે; છતાં શરીર–તૃપ્તિનો અતિરેક તો

માનવીના ઉચ્ચ ગુણોનું પણ ભક્ષણ કરે છે ને છેવટે સંસ્કૃતિભર્યા માનસજીવનના વિનાશનું કારણરૂપ બની રહે છે.

આજના યુવક–યુવતીઓનો એક સામાન્ય સિદ્ધાન્ત બની ગયો છે કે, જૂનું છે એ બધું નકામું છે અને તેઓ જે કાંઈ કરે છે :એ સાચું ને સારું છે. ઉપરોક્ત માન્યતાનું પરિણામ એ આવે છે કે, વગર વિચાર્યે જ તેઓ પોતાની શક્તિ જ્યાંત્યાં વેડફે છે બીજાં કાર્યોની અપેક્ષાએ પ્રેમ અને લગ્નનો ગહન પ્રશ્ન વધુ વિચાર ને સંયમ માગી લે છે, અપેક્ષા નથી કરતો; પરંતુ આજના ઘણા યુવક–યુવતીઓના 'પ્રેમ' પાછળ વિચાર કે સંયમનું બળ હોતું નથી અને પુખ્ત વિચાર અને સંયમ વગર થએલા પ્રેમ કે લગ્ન સુખદાયી નીવડી શકતાં નથી. પરંતુ આજના યુવક–યુવતીઓને ગળે એ વાત ઊતરવી શક્ય નથી. એમાં દોષ એમનો નથી—આજની કેળવણીનો છે. આજની આપણી કેળવણીમાંથી પ્રેમ કોની સાથે ને કેમ કરવો એવું કાંઈ જ જ્ઞાન મળતું નથી. સમાજના બાંધેલા નિયમો ઉલ્લંઘી કોઈ યુવતી કોઈ યુવક સાથે પ્રેમ કરે એની સામે મને જરાય વાંધો નથી; પરંતુ જ્યારે નીતિનો લોપ થાય છે ત્યારે મારું હૃદય કકળી ઊઠે છે.

આગળ કહ્યું તેમ પ્રેમ એ વીજળી છે, જ્યારે લગ્ન એ વરસાદ છે. વીજળી વગર પણ વરસાદ ધાન્ય નિપજાવી શકે છે. વીજળી વગરના વરસાદની ઉપયોગિતા કાંઈ ઓછી નથી. વરસાદ સાથે વીજળી આવકારદાયક છે, સુંદર લાગે છે; પરંતુ વરસાદ વગર વીજળીના એકલા ઝબકારા નર્યાં બિહામણાં લીસોટા પાથરીને આથમી જાય છે. અસ્તિત્વને કાયમ ટકાવી રાખવાની વીજળીમાં સ્વયંભૂ તાકાત નથી. વાદળાં ઘેરાય, અથડાય, મેઘાડંબર ગાજે અને ત્યારે જો વીજળી પોતાનો સાથ પૂરાવે તો વાતાવરણ સ્નિગ્ધ બને: સુંદર બને. આ બધું સુંદર લાગે—વરસાદની હાજરીથી જ. પરંતુ વરસાદ ના હોય તો ? સુંદર ને જોવી ગમે એવી વીજળી પણ પરમ ભયંકર દેખાય; એનો ઝબકારો અળખામણો બને. પ્રેમ અને લગ્નમાં પણ આમ જ છે. પ્રેમ વગર થએલાં ને સુખી બનેલાં લગ્નોને વગર વિચાર્યે કરેલાં અને પાછળથી લગ્ન કરનાર દુઃખી થાય તે લગ્નોથી વધુ આવકારદાયી માનું છું.

આજના યુવક–યુવતીઓ વળી મને ચૂંટી ખાશે. પ્રેમ અને એમાં ય પરિસ્થિતિ ? શીરીં–ફરહાદ, લયલા–મજનૂ વગેરે પ્રેમી જીવોએ કપરી પરિસ્થિતિનો સામનો કરીને જ ઇતિહાસમાં, પ્રેમના પ્રકરણમાં પોતાનું ઉચ્ચ સ્થાન જમાવી દીધું છે. હા, શીરીં–ફરહાદ પ્રેમી હતાં, લયલા–મજનૂએ પ્રેમ માટે પોતાના દેહનાં બલિદાન દીધાં હતાં, પરંતુ એક વાત આપણે ભૂલવી ના જોઈએ કે, શીરીં–ફરહાદ અને લયલા–મજનૂની મરી ફીટવાની તાકાત આજે આપણામાં નથી. નાનકડો દુઃખનો વાયરો વાય છે ને આપણે કૂમળું ઝાડ ઉખડી જાય એમ ઉખડી જઈએ છીએ. મારા કથનનો કોઈ અવળો અર્થ ન કરે. અગર હું એમ કહેવા માગું છું કે; આજના યુવક–યુવતીઓમાં સાચા પ્રેમનું એક પણ લક્ષણ નથી એમ પણ કોઈ ના માને. પ્રેમને હું ખૂબ ખૂબ આવકારું છું. પ્રેમ વગર આજની શાંતિ કાયમ રહી શકે નહિ, એમ પણ હું માનું છું; પરંતુ બીજાના દાખલાઓ વાંચીને કે ફિલ્મો જોઈને જે પ્રેમનાં નાટકો ભજવાય છે એની સામે જ મારો વિરોધ છે.

હું તો આગળ વધી એટલી હદ સુધી પણ કહેવાની હિંમત કરું છું કે, સાચા પ્રેમમાં જ સર્વ દુનિયાનાં સારાં તત્ત્વોનો નિચોડ છે. ગીતા આગળ આપણાં સર્વ શાસ્ત્રો વામણાં

લાગે છે તેમ પ્રેમ આગળ આપણી સર્વે દુન્યવી પ્રવૃત્તિઓ વામણી છે. પરંતુ ગીતા જેટલી ગૂઢ ને માનવપયોગી છે એટલો આપણો પ્રેમ જનોપયોગી હોવો જોઇએ. પ્રેમ સનાતન છે અને પ્રેમ એ ધર્મ છે. દુનિયામાં એવી કોઇ પણ રાક્ષસી તાકાત નથી કે જેણે પ્રેમની કદમબોશી નહિ કરી હોય.

પરણ્યા પહેલાના અને પરણ્યા પછીના પ્રેમમાં તમને ફરક લાગે છે ખરો ? એમ કોઇ પૂછે તો મારે ફક્ત એટલું જ કહેવાનું છે કે, જે વસ્તુ સનાતન હોય છે એમાં સમય કોઈ જાતનો ફેરફાર કરી શકતો નથી. 'પ્રેમ' જેવા પવિત્ર શબ્દ સાથે મને રમત કરવી ગમતી નથી. પ્રેમ—ભલે તે પરણ્યા પહેલા થાય કે પછી—એ સાત્ત્વિક સંયમથી રંગાએલો હોવો જોઇએ. ઘણા યુવાન કોલેજિયનો તરફથી મને એમ પૂછવામાં આવ્યું હતું કે, પરણ્યા પછીના પ્રેમમાં પુરુષની માલિકી ભાવના વધુ અંશે હોય છે એ વાત સાચી ? હું ના પાડું છું. સ્ત્રી અને પુરુષ વચ્ચે—ચાહે પરણ્યા પહેલાં પ્રેમ બંધાય કે પછી—પ્રેમમાં માલિકીની ભાવનાને સ્થાન હોતું નથી; અને જ્યાં માલિકીની ભાવના જાગે છે ત્યાં સાચો પ્રેમ સંભવતો નથી. ત્યાં રહે છે ફક્ત નોકર અને શેઠનો સંબંધ. એવા પ્રેમને હું 'વધુ પડતી વફાદારી' નામ આપી શકું-પ્રેમ નહિ.

પ્રેમ કરવો એ પાપ નથી. પ્રેમ પોતે જ એટલો નિર્મળ છે કે એમાં પાપ સંભવતુ નથી. સામાજિક રીતરિવાજોનાં ઉલ્લંઘનને સમાજ પાપનું નામ આપે છે. પ્રેમ સંયપ પણ બક્ષે છે. શરીર-તૃપ્તિ માટે જ બંધાએલો પ્રેમ ક્ષણિક હશે. શરીર તૃપ્તિ એ ભૂલવી ન જોઇએ એટલું મહત્ત્વ ધરાવનારી પ્રેમની એક બાજુ છે; છતાં પ્રેમ ફક્ત શરીરતૃપ્તિમાં જ સમાય છે એમ હું માનતો નથી. સંયમી પ્રેમ એજ આજના કે કાલના જમાનામાં અગ્રગામી બનવાનું સબળ સાધન છે.

પતિ-પત્ની વચ્ચેનો પ્રેમ શરીર-તૃપ્તિ વગર સંભવી કે ટકી શકતો નથી. આવડી મોટી દુનિયામાં એકાદ બે અપવાદ સિવાય સ્ત્રી-પુરુષના પ્રેમમાં શરીર-તૃપ્તિ સામાન્ય રીતે કંઇક અંશે ઠીક ભાગ ભજવે છે. શરીર-તૃપ્તિ માનવી વંશવૃક્ષને પોષણ આપનારં તત્ત્વ છેઃ કુદરતી ઇશારો છે. એક બીજા, જેઓ કદાચ એકબીજાને ઓળખતાં પણ નથી હોતાં તેઓ, એકબીજાનાં આજન્મ સાથી બનાવી નાખનાર પતિ-પત્નીના પ્રેમની ભીતરમાં શરીર-તૃપ્તિ પોતાનો હિસ્સો સારી રીતે રાખે છે. શરીર-તૃપ્તિ માનવીને પશુ બનતો અટકાવી રાખનારૂં એક સાધન છે. પરંતુ માત્ર શરીર-તૃપ્તિ તો પ્રેમનું ભક્ષણ કરી જવાની. લગ્ન પછી પ્રેમ થવાના દાખલાઓ તપાસતાં આપણને એક વાત ફલિત થાય છે કે, તેઓએ શરીર-તૃપ્તિ પછી જ પ્રેમની આદમેડી ચણી છે. પ્રેમલગ્નોમાં પણ શરીરતૃપ્તિ ઓછો ભાગ ભજવતી નથી.

સંયમહીન પ્રેમ એ સાચો પ્રેમ નથી; પરંતુ વાસનાનો સંતોષ જ છે. વાસનાના સંતોષ માટે પ્રેમના નામનું ઓઠું અપાઈ રહ્યું છે. પતિ-પત્ની વચ્ચેનો સાચો પ્રેમ શરીરતૃપ્તિથી પર છે એમ તો હું કહેવા માગતો જ નથી; છતાં એમાં સંયમની જબ્બર આવશ્યકતા છે ને પતિ-પત્નીના લગ્ન પહેલાના કે લગ્ન પછીના પ્રેમમાં પણ જો સંયમની સુગંધ ભરી હશે તો પ્રેમની આજે જે બદનામી થઇ રહી છે તે અટકી જશે.

## જનતાના લાડકવાયા



# ઝવેરચંદ મેઘાણી

દશમી તારીખે બપોરે ખબર આવ્યા કે મેઘાણીભાઈ ગયા. એ વાત સાંભળતાં જ હૃદય થંભી જતું હોય એમ લાગ્યું. હૃદય ઉપર ઊંડા આઘાતે ઘડીભર શૂન્યચિત્ત બનાવી મૂકયા.

પત્રકાર અને સાહિત્યકાર તરીકે પચીસ વર્ષ સુધી એકધારી સાધના, તપ અને સિદ્ધિ મેળવી એમણે ગુજરાતી સાહિત્યની અમૂલ્ય સેવા કરી છે. ગુજરાતી વર્તમાનપત્રોમાં તેમના કહેવા મુજબ ' રતિભાર ખબર અને ખાંડીભાર પ્રચાર 'ની એ વિરુદ્ધ હતા. 'સૌરાષ્ટ્ર'ની ભાષામાં એમણે સાહિત્ય અને સંસ્કારરસનો ઓપ આપ્યો. વર્તમાનપત્રોદ્વારા સાહિત્ય પીરસવાની એમણે શરૂઆત કરી.

સોરઠી લોકસાહિત્યનો રસ એમણે દરબાર શ્રી. વાજસુરવાળા પાસેથી ચાખ્યો અને પોતાની સ્વાહી કલમેં એમણે સૌરાષ્ટ્રના વાચકોને ોરસ્યો. એમની શરૂઆતની વાર્તાઓએ ાચકને આકર્ષ્યા ને એમણે સોરઠનાં ગામડાં ૂંદી ધરતીના પેટાળમાં દફનાઈ જતી લોકાર્તાઓ અને લોકગીતો, લગ્નગીતો અને ાસિયા, વ્રતકથાઓ અને બાળકથાઓ ોણીવીણીને એકઠી કરવા માંડી. પાઠાંતરો ળવી રસધાર, બહારવટીઆ, કંકાવટી, ેઢયાળી રાત, ચૂંદડી–એ સર્જનો પાછળ ેમણે પોતાની પળેપળ રોકી દીધી. જેને ળવા માટે શહેરીઓ સુગાય એવા મેળી, ાંટ, રબારી, વાઘરી, ઢાઢી, મીરનાં આંગણે ાસી તેમના અંતર સુધી પહોંચી જઈ વાતો ઢાવી, મેળવી ને ટપકાવી લીધી. એ ગરીબ સ્તીના ભોજનમાં ભાગ પડાવી લૂખાસૂકા ોટલાને મીઠાશથી આરોગ્યા ને જનતાને એ ાહિત્યરસની મીઠાશ પીરસવા ઉજાગરા વેઠ્યા, ાહસ ખેડયાં અને કષ્ટો સહન કર્યાં.

અજવાળીઆના ચાર દિવસ સૌરાષ્ટ્રનું વૈતરૂં બાકીના ત્રણ દિવસ સોરઠના વંકા ડુંગરા, બિહામણા માર્ગો અને ભયંકર જંગલો વચ્ચેની રખડપટ્ટી કરી એમણે લોક સાહિત્યનો ઉદ્ધાર કર્યો. ચોર, ડાકુ, બહારવટિયા જેવા ગણાતા કોળી, કાઠી, ખાંટ લોકોના હૃદય સુધી પહોંચી તેમાં ધબકતી માનવતા એમણે ઓળખી ને એ માનવતાને એમણે પોતાની તેજસ્વી કલમે બિરદાવી.

*

રાજકારણ સાથે એ સીધા સંસર્ગમાં નહોતા. છતાં દેશની હાકલ પડી ત્યારે એમાં કદી પાછું વાળી જોયું નહોતું. ૧૯૩૦ની લડતમાં લોકોને જાગ્રત કરવા માટે દેશ પાસે ગીતો નહતાં તે એમણે આપ્યાં. એમના 'સિંધુડા 'એ મડદામાંથી માનવ ઊભા કર્યાં, ઢીંગલીમાંથી તેજસ્વી નારી સર્જી અને લોકોની જીભે એમનાં ગીતો રમતાં થયાં.

એમની ભાષા એ લોકભાષા છે. સામાન્ય માનવી વાંચે, સમજે અને પોતાના પૂર્વજોની કથાથી પોરસાય એવી કથાઓ દ્વારા એમણે સમાજ જેનાથી ડરતો, એવા કાંટીઆવર્ણને એમની માનવતાનું ભાન કરાવ્યું. ને સમાજમાં એમના સ્થાનનો પરિચય કરાવ્યો.

માનવની માણસાઈ ને એ તરત પિછાનતા, એ માણસાઈ માટે એમની મમતા અને સમભાવ અખૂટ–અપાર હતાં. એમની સીમાઓ સીમાડાબદ્ધ ન હતી. એમનું જીવન ભલે સાહિત્યની ઉપાસના માટે તલસતું હોય, સાચાં પત્રકારત્વ માટે ભલે એ ધા–પોકાર કરતા હોય, છતાં એમનો માનવી પ્રત્યેનો સમભાવ માનવજીવન જેટલો વિશાળ અને વ્યાપક હતો. લેખકો, પત્રકારો, વેપારીઓ કે ખેડૂતો–ગમે તે હોય પણ તેનાં દુઃખો સાંભળી એ દ્રવી જતા. ને ભાંગ્યાના ભેરુ જેવા બની જગત પાસે ફરિયાદ રજૂ કરતા. એમાં એમણે વગ–વસીલો કે નાતા ઓળખાણને વચ્ચે આવવા દીધાં ન હતાં.

પોતાના લેખન માટે એ હમેશાં સાવધ રહેતા, ને મિત્રોની ટીકાઓ કે સૂચનો એ વિચારી જતા. પોતાની ભૂલ હોય તો સુધારી લેવામાં એ નાનપ ન માનતા ને એના દાખલા ગુજરાતનો જય ને ગંગાજળીઆની પ્રસ્તાવનામાં મોજૂદ છે. ખોટી ટીકાઓના જવાબો આપવામાં કે કડવાશ બતાવવામાં એ માનતા નહિ. કડવાશને એ ગળી જતા ને લોકો પાસે અમૃત જ ઠાલવતા. કૌટુંબિક ઉપાધિઓ, મનદુઃખ, થાક અને ઉજાગરા, ચિંતા અને દર્દ એમણે કદી કોઇ પાસે ઉચ્ચાર્યાં નથી: શરીરની દરકાર કરી નથી: બદલાની આશા રાખી નથી. એકધારી પચીસ વર્ષ સુધી કલમ અને વાણીદ્વારા સાહિત્ય સેવા–જનસેવા–માભોમની સેવા કરી એમણે માણસની ... સાંધેનો જગતને પરિચય કરાવ્યો છે. ને માણસ ઉત્તરાવસ્થામાં પ્રભુને પામવા પ્રય[ત્ન] કરે એમ ભજનરસનો સ્વાદ ચખાડવા એમ[ણે] ભજન સાહિત્યને હાથ પર લીધું હતું–પ[ણ] આદર્યાં અધૂરાં રહ્યાં, ને એમણે ગામતરું ક[ર્યું].

ગુજરાતી ભાષા અને સાહિત્ય સાથે દ[ટાઈ] પડેલા લોકસાહિત્યની એમણે 'મરેલાંના રુધિર' [?] માણી. ભાષાને જોમ આપ્યું, સાહિત્યને સંસ્ક[ાર] રાષ્ટ્રિયતાને કવિતારૂપે જલદતા આપી. એ[મણે] ધરતીમાં પોઢેલી અને સમાજજીવનની કે[ડી] ખીણોમાં કચડાતી રિબાતી વીરતા, ક્ષમા, ઉદારતાની કુંદંબ રત્નકણિકાઓ ગુજરાત સા[મે] રજૂ કરી. આંતર પ્રાંતિય લોકસાહિત્ય સા[થે] આપણા લોકસાહિત્યનો સમન્વય સાધ્યો. મેઘાણી માત્ર સોરઠના–ગુજરાતના–કે [...] પ્રાંતના જ ન રહેતાં આંતરપ્રાંતિય બ[ન્યા] કેમકે એમણે કદી સીમા કે સિમાડા સ્વી[કાર્યા] નહતાં. કોરિયા, ચીન, આયર્લૅન્ડની લોકજા[ગૃ]તિના જુવાળ એમણે છેક વીસ વર્ષ પ[હેલાં] આપણને બતાવ્યાં છે. પરદેશનાં વૈભવ [...] માનવતા એમણે 'પ્રભુ પધાર્યા' દ્વારા બ[તા]વ્યાં છે. કંઠની મીઠાશદ્વારા એમણે હજ[ારો] –લાખો માનવ મેદનીને કવિરસ પાયો છે. ગાંધીયુગના આ રાષ્ટ્રિય શાયરે યુવાનો[ના] દિલમાં પ્રેરણાનાં ધોધ વહાવ્યા છે.

વાર્તા, નવલકથા, બાળકાવ્યો, રાષ્ટ્રી[ય ...] નાટક, વિવેચન કે ઈતિહાસ પીરસના[ર] વિ[...] નનને પણ શરમાવે એવી ચિરંજીવી કૃ[તિઓ] ફેલાવી ગયા છે.

પ્રભુ એમના આત્માને શાન્તિ આપો.

સમાજે વિખુટી પાડેલી



# અખંડ જોડી

લેખક
શ્રી. ગજાનન વિ. જોષી

*

આજે અરૂણની છાતી ભેદાઇ ગઇ હતી. તેમાંયે, જ્યારે એણે સાંભળ્યું કે, 'એની માનેલી' સુરેખાનાં લગ્ન ભાવનમર તાબાના કોઇ વંથળી ગામના એક પૈસાદાર, ભણેલા ગણેલા પણ સંસ્કાર સ્વભાવે હિણા અને 'ત્રીજવર' સાથે ગઇ અજવાળી તેરશે થઇ પણ ગમાં ત્યારે તો એની રોમરાઇ અવળી થઇ ગઇ. ઘરમાં તો રોવાય તેવી એકાન્ત નહોતી, તેથી આંખના ખુણામાં આવેલ આંસુ કોઇ ન જાણે તેમ લુછી નાંખી, સાંજ પડયે ઘરમાંથી છટકી એ ભાદરને કાંઠે ગયો. અને એ ભરી ભાદરમાતાને કાંઠે બેસી, મન મોકળું મુકી છુટથી જેટલું રોવાય તેટલું રોઇ લીધું. ભરપૂર વહેતી ભાદરનાં કાંઠા ઉપરનાં ઝાડવાં, શરદની સંધ્યાની મેઘાડંબર છાયેલાં ઘનશ્યામ વાદળીઓના ગટાટોપ, ભર્યાં છલ્યાં પાણીના સુમસામ કિનારા, આ બધું જોઇને સુરેખા સાથે કાકડે કાકડા ભીડીને ધસમસતી ચાલે ઉડતાં ચાલેલાં ને બેસેલાં, પાણીના 'મોતી પારા' કરીને ભાદરનાં પાણીના જોડે રમેલાં, તે બધાં વનખેલનોની યાદ આજે તેને તાજી થતી હતી. આકાશ ઉપરની વાદળીઓ સુરેખાના મોં પર પવન ઝપાટે વિખરાતી કેશલ-ટોની યાદ તાજી કરતી હતી. જે દ્રશ્યે પોતે એક વખત રાચતો ફરતો તે જ દ્રશ્યે આજ તેને ગભરુ, ભીરૂ અને સુમસામ બનાવી દીધો હતો. તેના અંતરનું 'કોઇક' જાણે આજ કોઇક હરી ગયું હતું.

*

અરૂણ એક મોહક જુવાન હતો. એનાં વદન પરની પ્રસન્નતા અને તેના શરીરની સુડોલતા એનાં અંતરમાં પણ ઉતરી હતી. એનું જીવન નિષ્પાપ-પવિત્ર હતું. બાળપણથી માંડીને આટલો પચ્ચીસ વરસનો જુવાન થયો તે ઉમર સુધીનાં એનાં ચીર-પરિચીતો અને અપરિચીતો બધાંને એને માટે એક સરખું માન હતું. ગામનાં કણી, શેરી અને ઉચ્ચ-નીચ કુટુંબને ખોરડે એમ જ બોલતું કે, 'અરૂણ તો સોળવલું સોનું છે.' અને એટલે જ જ્યારે જ્યારે અરૂણ કોલેજમાંથી વેકેશનો ગાળવા વતનમાં આવતો ત્યારે ગામ આખાનું અનેકવિધ આકર્ષણ બનતો. અને વળી આ શહેરના વસવાટવાળા અને 'સુધરેલ' ગણાતા જુવાન પાસે ગામનાં ખાનદાન ઘરની જુવાન -કુંવારી છોકરીઓ કૈં કૈં શીખવાના કે પુછવાના બ્હાના હેઠળ તેને ત્યાં આવતી અને કલાકોના કલાકો વાતો અને ચર્ચાઓમાં ગાળતી, તોયે આ-જુવાન છોકરા-છોકરીઓના આવા ગાઢ પરિચયમાં 'ઉદ્દાંદ' કે 'ઉચ્છૃંખલતા' વગર બીજું કૈં માની જ ન શકનાર ગામ-લોકને અરૂણમાં પાનાવાર વિશ્વાસ હતો. આમ અરૂણ સૌ કોઇનો પ્રીતિપાત્ર હતો.

વાત આમ હતી: અરૂણ જ્યારે જ્યારે કોલેજની રજાઓમાં વતન આવતો ત્યારે તેને ત્યાં પરિચય સાધવા આવતી બાળાઓમાં સુરેખા નામની એક બાળા હતી. એનું ઓળી-

ઓણીનું મૂળ નામ તો હતું સવિતા, પણ એનો ઘાટીલો અને ગરવો દેહ જોઈ એની સહવિદ્યાર્થીનીઓએ એને સુરેખાનું શહેરી અને સંસ્કારી લાગતું નામ બિરદાવ્યું હતું. ગામડાની કન્યાશાળામાં ભણવા છતાં પણ શહેરની કોલેજીયન છોકરીઓથી અનેકગણા ઉજળા સંસ્કારો તેણે ગામડામાંથી ઝીલીને ખીલવ્યા હતા. વિધવા માતાની એકની એક પુત્રી છતાં 'ખોટયનાં છોરૂં' તરીકેનું સવિશેષ લાલન પામવામાં તો, આર્થિક દુર્બળતાને કારણે સખત હાડમારી અને સંતાપો વચ્ચે એણે જીવનની કસણીનું લાલન મ્હાણ્યું હતું. રૂપ અને શીલમાં એની નમણી અને ભીનેવાન કાયા ગામનાં પૈસાદાર 'બાઈ માણસ' ની અદેખાઈનું અકારણ-કારણ બની રહી હતી. ગામનાં કેટલાંક ખણખોદીલાં અને ખાટસવાદી બૈરાંઓ તો જેમ જેમ એ જુવાન થતી ગઈ તેમ તેમ, કયારેક તો એ અને એની મા પણ સાંભળે તેમ, બોલી જતાં કેઃ 'બહુ નમણી દીકરી હોય તે તો ઘર પણ ભરી દે.' પણ મા-દિકરી બન્નેમાંથી એકેયને આવી વાત સાંભળ્યા પછી બીજી જ પળે એનું ઓસાણ પણ રહેતું નહિ. બન્ને સમજતાં કે પરાઈ નિંદા કે વાત માણસને લૂખસતી ચળ જેવી મીઠી અને સારી લાગે છે. બોલનાર બોલીને રહે તેમાં આપણને શું ?......આમ એ મા-દિકરી દુઃખી અને એકલવાયાં હોવા છતાં સુખી-સંતોષી જીવન ગાળતાં હતાં.

આવામાં એક પ્રસંગ બન્યો. કોલેજમાંથી દરેક વેકેશનમાં વતન આવતો અરૂણ કોણ જાણે કેમ પણ આટલી બધી કેળવાયેલી, ગૂચ્છાના ગર્ભ પાડી આડે સંથે ઓળેલ માથાવાળી છોકરીઓને છોડી, આ 'નબાઈ' અને 'અનાથ' ગણાતી બાળા તરફ આકર્ષણની દ્રષ્ટિથી જોવા લાગ્યો. અન્યોન્ય એક મેકનાં પ્રીતિપાત્ર અને ચાહક બન્યાં. પોતે ઉચ્ચ કુટુંબનો' અને 'શિક્ષીત-તાલેવંત' ગણાતા ઘરનો મુરતીયો હોવા છતાં જે છોકરી આવી 'રાંડીરાંઈ' ની છોકરીના કહેણવાળી હોય તે પોતે ન લેવાય તેવા ઘર અને કુટુંબના પ્રચલિત લોકાચાર અને વિચારથી માહિતગાર હોવા છતાં તેણે પ્રકટ હિમ્મત કરી પોતાનાં મા-બાપ અને કુટુંબ વિરૂદ્ધ જઈ તેની સાથે સગપણ જાહેર કર્યું, અને પ્રણયપ્રેલન શરૂ કરી દીધાં. ગામનું પાદર ઘસીને વહેતી બારને કાંઠે જઈ, સાંજના જ્યારે કોયલ ટહુકતી હોય, ફરતા શેરડીના વાઢમાંથી માથોડું માથોડું ગજું કરતા લીલવાણી પણછા સાંજના પવનની લહેરમાં હિલોળા ખાતા હોય, ત્યારે અરૂણ એ પણછાના હિલોળાટને સુરેખાના ઉભે સેંથે ઓળેલા વાળના હિલોળાટની સાથે સરખાવતો. તેનાં તંદુરસ્ત અને લાલ ચટક હોઠ પર ચુંબન ચ્હોડતો. અને કયારેક કયારેક અતિ હર્ષમાં હોય ત્યારે તો 'જર્મન' કવિવર ગેટે ને શાકુંતલ વાંચીને જે હર્ષઘેલછા ઉપડી હતી તે હર્ષઘેલછા અત્યારે તને પામીને હું અનુભવું છું.' એમ કહી તેની જીવનસખી પર પોતે પણ કવિ છે એવી છાપ પાડવા શાર છ લીંટીનું એક મુક્તક પણ ત્યારે જ રચીને બોલી નાંખતો. આવી નવયૌવનની નિર્દોષ પ્રણય રમતો મ્હાણી, રજાઓ પુરી થયે અરૂણ કોલેજમાં પાછો ફરતો ત્યારે આ બધી સ્મૃતિઓ તેને સ્વપ્નવત્ બની રહેતી. પણ પ્રણય જીવનની પહેલમાં પડતાં સૌને પ્રથમ થાય છે તેમ બન્નેના ખર્ચના માસિક હિસાબમાં પોસ્ટેજ ખર્ચ તેમને ઘણું વધારે આવતું.

આમાં એક ફડાકો થયો. હજારો રૂપિયા ખર્ચીને કોલેજમાં ભણતો પોતાનો એકનો એક કુળવાન દિકરો આવી 'રાંડીરાંઈ'ની છોકરી જોડે સંબંધ બાંધે એ વાત અરૂણનાં મા-બાપને જતે દહાડે પણ સુરંભરેલી ભાસી. અરૂણ કે બીજું કોઈ લગારેય ન જાણે તેમ મોકો જોઈ સુરેખાની 'રાંડી માને' એક દિવસ એમણે ચોખ્ખું કહી નાંખ્યું કે, 'એમ કે

નહિ બને. મારો લાખેણો, ભણેલો, ગણેલો, કુળવાન અને એકનો એક છોકરો તારી ધરમશાળામાં ઉતારવા હું તૈયાર નથી. તારી છોકરીને તું ગમે તેની સાથે ચાર ફેરા ફેરવી વાળજે, અમારી આશા રાખીશમાં. અમારા આ જવાબને ભગવાનનો જવાબ ગણજે. અને ખબરદાર ! કૈં પણ ઢેફુંજેતો કર્યો કે અવળી ચાલી તો યાદ રાખજે ! પરિણામ બુરું છે.'

અનાથ 'રાંડીબાઇ' રોતી રહી. ગામલોક અને નાતિલાથી ડરીને એણે તાબડતોબ બીજો મુરતીયો શોધી કાઢયો, લગ્ન લીધાં અને સુરેખાને પરણાવી દીધી. સુરેખા ના પાડતી રહી. પણ એનું શું ગજું ? આખરે તો એ 'દેવ દોરે ત્યાં' ગઈ.

*

અરુણને ઉન્હાળાની લાંબી વેકેશન પડી અને એક જ વરસમાં આ ત્રીજી વખત એ વતનમાં આવ્યો. આવ્યો ત્યારે આ બધી ખબર તેણે એક સામટી મેળવી અને તેના અંતરમાં ભૂકંપના આંચકા અનુભવ્યા. આવા કાળભર્યા ખબર સાંભળીને સીધો આપઘાતનો રાહ લેવા જેટલો એ આધુનિક 'સુધારક' નહોતો. પેલી ચિરપરિચિત ભાદરનાં પાણી જાણે એને કૈંક કહયું હોય તેમ તેને બોલાવી રહ્યાં હતાં. વેદનાગ્રસ્ત હૈયે તેણે તેને કાંઠે જઇ ત્રણ ચાર લટારો લીધી, ડોકો હાલવીને રોયો, અને શાંત બન્યો. થોડો વખત પછી જાણે કાંઇ જ નથી બન્યું એટલી ધીરજ અને સ્વસ્થતા મેળવી એ ઘેર આવ્યો અને એના રાઇટીંગ પેડમાં નીચેના અક્ષરો પાડયાઃ

'સુરેખા, તું પારકી થઇ એટલે આપણો સંબંધ પુરો થયો એમ મનાતો નહિ. મ્હારી આરાધ્યદેવી તું પૂર્વે હતી તેવી અત્યારે પણ રહી છે—લગરિકેય ઓછી નથી. મારાં મા-બાપે તને પરાઇ કરવા છૂટી કરી એમાં હું મારૂં જ સૌભાગ્યખંડન જોઈ રહ્યો છું. છતાં તને નિરંતર સુખી જોવા હું ઉત્સુક છું અને રહીશ. માત્ર એક માગણી ત્હારી પાસે મુકું છું: ત્હારો એક છેલ્લો ફોટો ન હોય તો ખાસ પડાવીને પણ મને મોકલજે. ખાત્રી રાખજે કે હું કદિ એનો દુરુપયોગ નહિ કરૂં. આપણા ગતપ્રેમને યાદ કરીને આટલી મ્હારી માગણી તું દરેક ભોગે અનુચિત લાગે તો પણ સ્વીકારજે. ભુલીશ નહિ. ત્હારો જ અરુણ.'

દોઢ આનાના પ્રત્યુત્તર વાળવાના વધુ સ્ટેમ્પ સાથે આ કાગળ પરબીડીયામાં બલાઈને ટપાલમાં પડયો. પ્રત્યુત્તરમાં બરોબર ચોથે જ દિવસે તેને એક ધીંગુ પરબીડીઉં મળ્યું. તેમાં ગામડિયણ જેવી જણાતી સ્હેજ શ્રીનેવાન છતાં નમણી અને ગરવા મ્હોંના સ્હેજ મલકાટવાળી, કપાળમાં મોટે ચાંડલે, ખાદીની ચાર આંગળની થાપા કિનારવાળી સાડી પહેરેલી એક અઢારેક વર્ષની જણાતી યુવતીનો ફોટો હતો, અને તેમાં સાવધાનીથી કાઢ્યા હોય તેવા, અને એ યુવતીના જ હોય તેવા જણાતા છુટા છુટા અક્ષરો હતાઃ- 'તમારી જ સદાની સુરેખા.'

ફોટો જોઈને અરુણે એ માથે ચડાવ્યો; પછી કૈંક સાંભર્યું હોય તેમ ઝટપટ ઘરમાં ગયો. એના એક જુના જેવા જણાતા ખોખરા ટ્રંકમાંથી એની પોતાની એક તસવીર કાઢી: પાસેની ભીંત પર ભારે કિમ્મતની, સુખડની ઝીણી કારીગરીવાળી એક ફોલ્ડીંગ ફ્રેમ હતી, અને તેમાં અરુણનાં માતાપિતાની છબીઓ હતી. વિજળીક ત્વરાથી તેણે એ બન્ને ફોટા દૂર કર્યા, અને તેને સ્થાને પેલી યુવતીનો ફોટો જોડાજોડ પરોવી દીધો. પછી કલાયુક્ત લાઇન પાડીને તેમાં ચીપીચીપીને લખ્યુંઃ- 'અખંડ જોડીઃ ચિર સૌભાગ્યઃ'

અને એ ફોટો અરુણના પિતાના મુખ્ય દિવાનખાનાના પ્રવેશદ્વાર ઉપર લટકાવતા અરુણના વદન પર હર્ષ, સંતોષ, અને કૃતકૃત્યતાનું ત્રિવિધ તેજ ઝળકી રહ્યું હતું.

# ડો. જયવંતી ગુજ્જર



સાત વર્ષની ઉમ્મરે ફ્રાંસમાં જઈ બાવીશ વર્ષના ત્યાંના વસવાટ પછી દશ મહિના પહેલાં હિંદમાં પાછાં ફરનાર ડો. જયવંતી ગુજ્જર એ બાળકોના રોગો માટે સ્પેશ્યાલીસ્ટ બનીને મુંબઈમાં આવી વસ્યાં છે. તેઓ જૈન ઝવેરીનાં [illegible]ત્રી છે. તેમને ઘણા બચુબહેન ઝવેરીના નામથી ઓળખે છે.

સાત વર્ષની ઉમ્મરે ફ્રાંસમાં જઈ પારીસ-[illegible] પરાઓમાં તેઓ ઉછર્યાં છે. ઇંગ્લાંડ, [illegible]ટલાંડ, ઈટાલી, સ્વીટઝર્લેન્ડ, બેલ્જીયમ અને [illegible]ર્મની માં તેમણે મુસાફરી કરી છે. તેઓ [illegible] માનતાં નથી. તેમણે સમાજવાદ [illegible]ને જવાબદારતંત્રના સિદ્ધાંતો સ્વીકાર્યા છે [illegible]ને હિંદની રાજનીતિમાં તે સિદ્ધાંતો ઉતાર-વાની રાહ જોઈ રહ્યાં છે. વર્ષો સુધી જન્મ-ભૂમિથી હજારો માઇલ દૂર રહેવા છતાં પોતાની માતૃભાષા સુંદર રીતે બોલે છે અને ફ્રેંચ, ઈંગ્લીશ અને સ્પેનીશ ભાષા ઉપર તેમનો સારો કાબુ છે.

ફ્રાંસમાં રહીને ૧૮ વર્ષની ઉંમરે તત્વજ્ઞાન અને સાહિત્યની પરીક્ષાઓ પાસ કર્યા પછી સાત વર્ષ સુધી વૈદકિય અભ્યાસ કરી એમ. ડી. ની પદવી મેળવી અને બાળકોનાં દર્દોના ખાસ સ્પેશ્યાલીસ્ટ બન્યાં અને તે પછી ફ્રાંસની મુખ્ય મુખ્ય હોસ્પીટલો—ફ્રોઝો, બ્રેટીનો, આઈક્ટર, લેનેક ક્રોચીન, સેન્ટ એન્ટોની અને બીજી ઘણી હોસ્પીટલોમાં તેમણે પોતાની સેવાઓ આપી અનુભવ મેળવ્યો છે.

આ પછી તેમણે 'Hons schvller christibn Disease' ઉપર એક મહા-નિબંધ લખી બાળકોનાં દર્દો માટે ખાસ ચિકિત્સાના પ્રયોગો રજુ કર્યા છે. શાન્તીકાળ દરમ્યાન તેઓ નહેરૂને અને યુદ્ધ દરમ્યાન તેઓ, સુભાષચંદ્ર બોઝને મળેલાં. ફ્રાંસમાં જર્મનોના જુલમ અને ત્રાસને લીધે તેમના પિતાને અટકાયતી કેદી તરીકે બે માસ સુધી રાખ્યા હોવાથી તે સુભાષ બોઝ સાથે બર્લીન જઈ શક્યાં ન હતાં. કદાચ તે હિંદમાં અંગ્રેજી રાજ્યથી અજ્ઞાત હશે, નહિ તો ૧૯૪૨–૪૩ માં અંગ્રેજ–શાહીવાદ અને નાઝીઝમ વચ્ચેનો તફાવત તેમને જરૂર માલુમ પડયો હોત. દરેક હિંદવાસીની પેઠે વસ્તુને સમજ્યા પછી હિંમત-પૂર્વક અને શાન્તીથી તેણે જવાબ આપેલો 'જો હિંદમાં બળવો હોય તો હું જરૂર તેમાં ભાગ લઈશ.'

તેને સંગીતનો પ્રેમ છે, કવિતા અને ચિત્રકળાનો શોખ છે. જન્મથી તે હિંદી છે અને ધંધે દાક્તર છે એવી આ બહેન છેલ્લા ૧૦ મહિનાથી મુંબઈમાં આવીને વસ્યાં છે છતાં તેમને પોતાનો ધંધો શરૂ કરવાની કોઈ સગવડ મળતી નથી.

ઉપેક્ષાયેલા માનવ સમુદાયની સામાજીક સ્થિતિ સુધારવા માટે હિંદને ઘણા દાક્તરોની જરૂર છે. ઉપરાંત, હિંદમાં બાળમૃત્યુ પ્રમાણ ઘણું મોટું છે તેથી સરકારની ફરજ છે કે હિંદના ચિકિત્સક વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ પરદેશમાં કરીને હિંદ પાછા ફરે ત્યારે તેમને દરેક સગવડ આપવાની સરકારની ફરજ છે.

# શ્રીમતી કમલ દોંદે



'મારા જેવી નિરક્ષર ગરીબ બાઇને કમલે જ શિક્ષણ આપીને મારી અત્યારની પાયરી પર મૂકી છે. માનવ સેવામાં કમલે મને દોરી હતી.' એક સાઠ વર્ષની કામદાર સ્ત્રીના આ શબ્દો છે.

કમળની જીવનકથા ઘણી નાની પણ ગૌરવ ભરી છે. એક સુખી સમૃદ્ધ જીવનને બદલે પ્રથમથી જ તેણે સ્વાવલંબનનો ને ધ્યેયની સેવાનો ખડતલ માર્ગ સ્વીકાર્યો હતો.

૧૯૧૪ માં સિકંદ્રાબાદ ખાતે તેનો જન્મ થયો હતો. નાનપણથી તે તેજ બુદ્ધિની ને કાર્યશીલ હતી. દસ વર્ષની થઈ એટલામાં તેના માતાપિતાનું મૃત્યુ થયું. લથડેલ તબિયત સામે ઝૂઝતી નાની બાળાએ હવે મોટા ભાઇના ઓથ આશ્રયે પોતાનું ભણતર આગે ધપાવ્યું. થોડા વખત બાદ, તેણે અને તેની નાની બહેન સરોજે હિંગણે બોર્ડિંગમાં અભ્યાસ ચાલુ રાખ્યો. ૧૯૩૫માં તેણે કર્વે મેટ્રીક પસાર કરી; ૧૯૩૬ માં તેણે જી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી, ને ત્યારબાદ એક પૈસાપાત્ર કુટુંબમાં એક બહેનની સહચરી તરીકેની નોકરી શરૂ કરી સ્વાવલંબી જીવન શરૂ કર્યું. આ બધોય વખત તેણે માંદગી અને મેલેરિયા સામે ઝૂઝયા કર્યું હતું. તે વારંવાર કહેતી કે 'દવાના બાટલા ય મારા સંગાથી છે.'

૧૯૪૧ ના અરસામાં તે મુંબઇ આવી ને નોકરીની શોધખોળ શરૂ કરી. ફરી પાછી તેને શિક્ષક તરીકે સારા ઘરમાં નોકરી મળી ગઈ.

આ દરમ્યાન કમલે પોતાનું વાંચન વધાર્યું હતું. રાજકીય વાંચનનો અભ્યાસ તો કોલેજ જીવન દરમ્યાન ચાલુ હતો. હવે તેણે રાજકીય ચળવળમાં ય પોતાનો બનતો ફાળો આપવાનો નિરધાર કર્યો. ને વાંચન સાથે કાર્ય કરવા તે ઉત્સુક બની. તેણે કમ્યુનિસ્ટ પાર્ટીના રાજકારણનો અભ્યાસ શરૂ કર્યો, ને કામદાર ચળવળમાં ઝંપલાવ્યું.

૧૯૪૩માં જ્યારે તેણે કમ્યુનિસ્ટ પાર્ટીમાં પોતાનું નામ નોંધાવ્યું. તેણે નોકરીનું રાજીનામું આપ્યું ત્યારે અને કમ્યુનિસ્ટ પાર્ટીની એક ખડેપગા કાર્યકર બની.

ત્યારબાદ, તેણે બીજી ત્રણ ચાર બહેનોના સંગાથમાં પરેલ મહિલા સંઘની સ્થાપના કરી; ને મહિલા આંદોલનમાં ગળાડૂબ કામ કર્યું. આ અરસામાં શ્રી. પ્રભાકર દોંદે જોડે તેની ઓળખાણ થઈ, ને થોડાક વખતમાં બન્નેનાં લગ્ન થયાં.

લગ્ન પછી તેણે સ્ત્રીઓની સેવા, અક્ષરજ્ઞાન પ્રચાર અને બીજી સ્ત્રી-સેવાની પ્રવૃત્તિઓ પણ શરૂ કરી દીધી.

ત્યારબાદનું કમલનું જીવન એ એક ક્રાન્તિકારી હિંદના ઝડપી બનાવોમાં ડુબી ગયું.

મહિલા પ્રવૃત્તિ, કામદાર પ્રવૃત્તિ ને કમ્યુનિસ્ટ પ્રવૃત્તિ-ત્રણેયમાં તેણે ઝંપલાવ્યું હતું; પણ પોતાની વધુ સેવાઓ આપી શકે તે પહેલાં સુકોમળ ને શરમાળ, પણ દૃઢ મનની અને અડગ દેશદાઝથી ભરપૂર એવી કમલ દોંદેનું ૨૨-૨-૪૬ ના રોજ અવસાન થયું.

મુંબઈ કૉંગ્રેસ સ્વયંસેવિકાદળનાં પ્રખર કાર્યકર્ત્રી



# શ્રીમતી
# સોફિયા ખાન

અનુ૦ શ્રી હિંમતલાલ પટેલ

*

ઈ. સ. ૧૯૩૪માં કૉંગ્રેસની મુંબઈ ખાતે ભરાયેલી બેઠકના 'ગફારનગરમાં' સ્વયંસેવિકાઓને થાક્યા વગર તાલીમ આપતાં, મેદનીને શાંત પાડવા આમ તેમ ઝડપભેર ઘૂમતાં ને કૉંગ્રેસની એ બેઠકને સફળ બનાવવા અથાક શ્રમ ઉઠાવતાં, સોફિયાબહેનનાં સૌ પ્રથમ દર્શન મને થયાં. એમની ચપળતા ને નમ્રતાભરી વર્તણૂંક મને રુચી; એમની સ્વભાવગત મીઠાશે મને એમના પ્રત્યે આકર્ષી. એ પછી, સ્વયંસેવિકા દળનાં સભ્ય બનેલી મારી સખીઓના મુખેથી મેં એમના પ્રેમપાત્ર કેપ્ટનની ખૂબ પ્રશંસા સાંભળી. આથી, મારી એમના પ્રત્યેની ચાહના ઘણી વધી. તો પણ ૧૯૪૩ સુધી—જેલે અમને બન્નેને ભેગાં પૂર્યાં નહિ ત્યાં સુધી—મને એમના સહવાસની તક મળી નહિ.

મારી સજાના થોડાક દિવસ બાદ, જ્યારે મને આર્થર રોડ જેલમાંથી યરવડા જેલમાં ખસેડી ત્યારે મને થયું કે, એ અજાણ્યા સ્થળમાં મારી કેવી ય જિંદગી જશે! કેટલાકે એ સ્થળના રમણીય કુદરતી વાતાવરણનાં ને ત્યાંની કમનીય સોબતનાં વખાણ કર્યાં, જ્યારે બીજાઓએ મને, યરવડાના ગૂંચવાયેલા વાતાવરણનાં વિધવિધ પ્રવાહો અને પ્રવાહો મારા મનને એ સ્થળ વિશે ઘણા જ થોડા કાળમાં ઊંચું કરી મૂકશે, એવું ઠસાવવા કોશીશ કરી. એટલે, ઊંચા મને મેં જેલના દરવાજામાં પ્રવેશ કર્યો હતો. જ્યારે મેટ્રને મને અને મારાં સામાનને તપાસવાનો પ્રાથમિક વિધિ પૂરો કરી કહ્યું કે, બી–બરાકમાં, કિસનબાઈ અને સત્યભામાબાઈ બોરકર સાથે સોફિયાબેન રહે છે ત્યાં તમને મૂકવાનું મેં નક્કી કર્યું છે, ત્યારે જ મેં છુટકારાનો થોડો ઘણો દમ ખેંચ્યો.

મને સોફિયાબહેનની સોબત મળશે, એ વિચારે હું તો ખુશી થઈ; પણ, એમને આ વિશે કેવો પ્રત્યાઘાત થશે, એ વિશે હું કંઈ કળી શકી નહિ. એટલે, મનમાં અમુક બીક અને ક્ષોભ સાથે હું જેલના કંપાઉંડમાં દાખલ થઈ, ને સીધી સોફિયાબહેન પાસે જઈ ક્ષમા યાચતા સ્વરે એમને કહ્યું : 'મેટ્રને મને આપની સાથે રહેવાનું કહ્યું, એટલે, એ અનુસાર હું અહીં આવી છું.' આતુરતાથી એમના પ્રત્યુત્તરની મેં રાહ જોઈ. એમના નિત્યનાં સ્મિત અને આનંદદાયક વર્તન સાથે એ મારી પાસે આવ્યાં, મારો બરડો થાબડ્યો, ને કહ્યું: 'તું કેવી વાત કરે છે, ઉષા! તારા આગમનથી અમને કોઈને કશી અડચણનું કારણ નથી. આવા ગાંડા ગાંડા વિચારો ક્યાંથી કરે છે? બધાંને ઘરનાં જેવાં જ સમજી લે.'

જેમણે મારાં પર માતા જેવાં આતિથ્ય ને સ્નેહ વર્ષાવ્યાં હતાં તે કિસનબાઈ સાથે મને બરાબર સુખપૂર્વક ગોઠવાયેલી જોઈને, એમણે (સોફિયાબહેને) અને કિસનબાઈએ મદદનીશ

ેંટનને બોલાવી, ને મારી વસ્તુઓની માગણી રી. મારાં પથારી, થાળી, લોટો મને મળ્યાં. જો બીજી વસ્તુઓ વગર ચલાવી લો તો સારું; ારણ કે, ચીજોની તંગી છે.' મદદનીશ મેટ્રને ને કહ્યું. હું તરત સંમત થઈ; પણ, સોફિયા- હેન અને કિસનબાઈએ આ વિશે જાણ્યું ારે બેઉ વિરોધ પોકારી ઊઠયાં: 'ના, ના, યા નહિ ચાલે. અમારી ઉષા જે મેળવવા કદાર છે, તે વગર નહિ જ ચલાવી લે. તમે મેને આવી રીતે નહિ બનાવી શકો. જાઓ, મત્યારે ને અત્યારે એ બધી વસ્તુઓ લઈ આવો.' ારી બધી ચીજો મને અર્ધા કલાકમાં મળી ાઈ. પછી, હું સુખી આનંદમાં છું, ને એમણે ારી ચિંતા કરવી નહિ' એ બાબતની મારી ાને કેવી રીતે ખબર આપવી, એનો વિચાર રવા લાગ્યાં. મારે મારી બાને તરત તરત ત્ર લખી નાંખવો, એવું એમણે ઇચ્છયું. આમ ાફિયાબહેન, કિસનબાઈ અને કૃષ્ણાબાઈ એ, મેમનાં પ્રેમાળ વર્તાવ ને સંબંધથી, મને મારી યાશંકા ને બીક હાંકી કાઢવામાં મદદ કરી, મેટલું જ નહિ, પણ હું પારકી નથી પણ ઓમાંની જ એક છું, એવું અનુભવતી કરી મૂકી.

સોફિયાબહેન પાસે, જાણે લોહચુંબકની ાફક આકર્ષવાની સ્વભાવગત કળા છે. મમારામાંનાં 'નાનેરાં'ઓ તો રોજે રોજ કંઇનું ંઈ નવું જૂનું કરતાં જ રહેતાં. તેઓ મેટ્રનની ાફિસ પર રાષ્ટ્રધ્વજ ફરકાવવા માંગતાં, યથવા તો સુપ્રિન્ટેન્ડન્ટને 'ક્વિટ ઇન્ડિયા' હેવા ઇચ્છતાં. તેઓ ગુપ્ત રીતે કાગળો મોકલતાં કેદખાનાના દરવાજાની ડોકા-બારીમાંથી હારની દુનિયા તરફ અથવા પોતાનાં સંબં- ોઓ તરફ માત્ર એક નજર નાખવા પૂરતા ાકિયાં કરતાં.' આવું કરવાનું કારણ માત્ર ેટલું જ હતું કે, આવાં કાર્યો પર પ્રતિબંધ તો. મોટેરાંઓ શાંત જીવન પસાર કરવા ચ્છતાં હતાં, ને એમને નાનેરાંઓની આ બધી

મૂળ૦ લેખિકા: કુમારી ઉષા મહેતા



બાલિશતા(એમના મત મુજબ)માં રસ નહોતો-પડતો. તેઓ હમેશાં કોઈ વાર સાચી રીતે તો કોઈ વાર ખોટી રીતે, નાનેરાંઓના આ ઉત્સાહ પર કાબૂ આણવાની કોશીશ કરતાં. ઉભય પક્ષો અંદર અંદર સમાધાન પર આવી શકયા નહિ. એ ગમે તેમ, પણ કોઈ પક્ષને સોફિયાબહેન પાસે દોડી જવામાં ને પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવવામાં મુશ્કેલી પડતી નહિ.

આ જ પ્રમાણે, ગાંધીવાદી, સમાજવાદી અને 'કોમ્યુનિઝમ' પ્રત્યે ઢળતી વ્યક્તિઓ એકબીજાને કોરે મૂકવાની કોશિશ કરતી. ઘણી વાર, એ લોકો ગરમાગરમ ચર્ચામાં ઊતરી પડતા.

'રાષે ભરાઈ ગાંડા થયેલા લોકોને શાંત અને અહિંસક રહેવાની આશા ન રાખી શકીએ. આજે નહિ તો કાલે, કોંગ્રેસે ભૂગર્ભ કાર્યકરોને અને એમનાં વીરતાભર્યાં પરાક્રમોને અપનાવવાં જ પડશે.'

આવી સમાજવાદીએ રજૂ કરેલી દલીલ સામે ગાંધીવાદી જવાબ આવતો: "કેવી મૂર્ખાઈભરી વાત કરો છો? કોંગ્રેસ કોઈ કાળે

પણ હિંસા ઉપદેશનારાઓનો પક્ષ કેવી રીતે કરી શકે? એમને પ્રોત્સાહન કેવી રીતે આપી શકે? તમે તે શું કોંગ્રેસને આત્મહત્યા કરવાનું કહો છો? બીજું શું? તમે નવાં આવેલાંઓ હંમેશાં બુદ્ધિવગરની દલીલો કરો છો, ને ઊંડ-ઝૂડ વાતો કરો છો.'

'એ અમે તે હોય, પણ જૂની વ્યવસ્થાએ નવી વ્યવસ્થાને સ્થાન આપવું જ પડશે. તમે જાણો છો કે, અંગ્રેજ સરકારની પેઠે, તમારા દહાડાયે હવે ભરાઈ ચૂક્યા છે.'

'ચૂપ રહો, બેવકૂફ...'

એ જ વખતે, સોફિયાબહેન વચ્ચે પડે, ને આવી શાબ્દિક લડાઈની દિશા આમ કહેતાં કહેતાં ઉલટાવી નાંખે: 'પણ, આપણે બધાં જ બેવકૂફ નથી? જ્યારે એક બાજુ ખાવાનું ઠંડું થાય છે ત્યારે આપણે આવી તેવી બાબતોની ઝીણોઝેડીમાં પડ્યાં છીએ?'

જેલ સત્તાવાળાઓ વિરુદ્ધ ગુનેગાર કેદીઓને કંઈ ને કંઈ ફરિયાદ હોય છે જ. કાં તો તેઓ પાસેથી વધારે કામ કરાવરાવ્યું હોય છે, અથવા એમનું અપમાન કરવામાં આવ્યું હોય છે. એક વાર, એમને, એક આખા અઠવાડિયા દરમિયાન તેલ ન મળ્યું. તેમણે આ વિશે સોફિયાબેનને કહ્યું. બીજે દિવસે, સોફિયાબેને સુપ્રિન્ટેન્ડેન્ટને ફરિયાદ કરી, ને પરિણામે, એ જ દિવસે સાંજના, બધા ગુનેગાર કેદીઓને તેલ મળ્યું. બધાં એકી અવાજે એમનો આભાર માનવા મંડ્યાં, ને વખાણ કરવા લાગ્યાં. હજુ યે મને લક્ષ્મીબાઈ આમ કહેતી સાંભરે છે: 'आमची सप्पाबाई लई चांगली' (અમારાં સપ્પા-બાઈ બહુ સારાં છે).

એમને ગુનેગાર કેદીઓ જોડે આવાં લોકપ્રિય થવા દેવાનું અફસરોને રુચતું નહોતું; આમ છતાં, એ લોકો(ગુનેગાર કેદીઓ)ને એ એમની સાથે વાત કરતાં, કે કોઈ કોઈવાર એમની સલાહ લેતાં પણ, રોકી શકતા નહિ.

એકવાર અમે અમારી બરાક ધોઈ નાંખી હતી, ને ખૂબ થાક્યાં હતાં. એટલે, [illegible] વહેલા સૂઈ જવાનો વિચાર કરતાં હતાં. પરંતુ રાત્રિ ફરજવાળા મદદનીશ મેટ્રન, નિયમ પ્રમાણે, આશરે રાત્રે નવ વાગે અમારી બરાકમાં આવી. પછી કલાકેક ઠંડા પહોરનાં ગપ્પાં માર્યાં પછી, એણે એક રાજા અને એની માનીતી અને અણમાનીતી રાણીઓની વાર્તા કહેવી શરૂ કરી. હું તો થોડા જ વખતમાં કંટાળી ગઈ, ને પથારી તરફ પ્રયાણ કર્યું. આશરે પરોઢિયે એક વાગે કંઈક આવા શબ્દો કાને પડ્યા: 'અણમાનીતી રાણીએ રાજાને ઝેર આપ્યું.' મને એવી ચીડ ચડી: મેં કહ્યું: 'Damn your king, Let him go to hell!' (મૂઓ તમારો રાજા! બાળોને એને જહન્નમમાં!) 'ના, ના, ઉષા! આવું બોલ મા! બિચારાને મરવા દે, સ્વર્ગમાં જવા દે ને!' સોફિયાબેને કહ્યું. આવી ખોટખોટી ને અર્થ વગરની વાતો જે અખૂટ ધીરજથી એ સાંભળી રહ્યાં હતાં તેની હું પ્રશંસા કર્યા વગર રહી શકી નહિ.

એક વાર, ગુનેગાર કેદીઓ સુધ્ધાં જેલના કેદીઓની સેવાતી અન્યાયભરી સારસંભાળ માટે અમારામાંથી કેટલાંક ભૂખહડતાળ પર ઊતર્યાં. જેલના સત્તાવાળાઓ મક્કમ હતા, તો અમે પણ એટલાં જ મક્કમ હતાં. પરિસ્થિતિ બહુ તંગ હતી. જેલના સત્તાવાળાઓ અમારી જોડે વાત સુધ્ધાં કરવા માગતા નહોતા; પરંતુ છેવટે, એ લોકોને સોફિયાબેનને બોલાવવાં પડ્યાં ને એમની અને બીજાં બે જોડે વાટાઘાટ કરવી પડી.

આમ, સામસામા ને ઉત્તર દક્ષિણ જેટલાં અંતરવાળાં દૃષ્ટિબિંદુ ધરાવતી વ્યક્તિઓ માટે સોફિયાબેને મિલનભૂમિ પૂરી પાડતાં. બે સમાંતર રેખાઓ કદી મળતી નથી, એ પ્રમેયને એકવાર તો સહેલાઈથી સોફિયાબેન ખોટો ઠરાવે, એમ જ મને લાગ્યું.

આમ છતાં, તેઓ તેમની આવી સહન-લતાને કે આવી વ્યવહારગણતરી કે ગત મૈત્રીને કોઇ ન્યાયી હેતુની હિમાયત વામાં કે સિદ્ધાંતોનું પાલન કરવામાં આડે ાવવાં દેતાં નહિ. એક વાર જ્યારે એમનું ારથ્ય સારું નહોતું ત્યારે જેલના દાક્તર ાવ્યા, ને એમને તપાસ્યાં. પાછળથી, એમની ાથે વાતોએ વળગતાં, ઉત્સાહના અતિરેકમાં ાવી જઇને જેલ અધિકારીઓની ભાવુકતા ાબિત કરવા ખાતર દાક્તારે કહ્યું: 'મને મારો ભાઇ જ ગણજો.'

'હા, ભાઇ તો ખરા, પણ ઓરમાન ાઇ!' સોફિયાબેને સંભળાવ્યું.

મેટ્રનને સોફિયાબેન સાથે સારીસારી હતી, ણ, જ્યારે એકવાર એણે અમારામાંના એક ણને ગાળો દીધી ત્યારે સાફિયાબેન તરત એની પાસે ગયાં, ને જરાય આનાકાની વગર ને કહી દીધું: 'જુઓ મેટ્રન! તમે અમારાં-થી એક જણને ગાળો દીધી છે, પણ અમે એને ની એકલીનું અપમાન નથી ગણતાં, પણ મારાં બધાંનું ગણીએ છીએ, એટલે કાં તો તમારા શબ્દો પાછા ખેંચી લો, ને માફી ાગો અથવા જે એનું ભલુંબૂરું પરિણામ વે તે ખમવા તૈયાર રહો.'

સાધારણ રીતે, જેલજીવનનું એકધારા-કંટાળાજનક ને માણસને કોરી ખાનારું છે. માણસને ભાંગી નાંખવા માટે એ છે. વાત વાતમાંયે ગમ્મત શોધનાર સ જ આ પરિસ્થિતિમાંથી સુખે પસાર ાકે. સોફિયાબેન આવાં સાથી હતા. એમની ગમ્મત ને શીઘ્ર બુદ્ધિમાંથી કોઇ બચવા ું નહિ.

પૂનાનાં તારાબેન લિમયે ને સોફિયાબેનને સહીપણાં હતાં. પૂનાના આચાર્ય લિમયે તારાબાઇ પરણવાનાં હતાં. એકવાર ને ઉદાસ થયેલાં જોતાં સોફિયાબેને 'તરત ટાણો માર્યો: 'સુનબાઇ! (સોફિયાબેને એમને આપેલું નામ) લિમયે તમને હમણાં કંઇ કાગળ નથી લખ્યો લાગતો, ખરું? પ્રેમાળ ને મોહક પ્રિયતમા સાથે આવી રીતે વર્તાય? એ દુષ્ટ તમારા હાથને લાયક નથી. ઊભાં રહો! તમે જિંદગીભર કુંવારા રહેવાનું નક્કી કર્યું છે, એમ જ લાવો એને લખું.' અને તારાબાઇ બાપડાં હસ્યાં વગર–પરિણામે ચિંતાના વિચારો ભૂલ્યા વગર–રહી શક્યાં નહિ.

છૂટવા માટે ઘણાં જણાં અધીરાં થઇ ગયાં હતાં. સોફિયાબેન કહે, 'લક્ષ્મીબાઇ, શું કરીશું? આ સરકારે આપણા ઉપર નેતાગીરી ઠોકી બેસાડી છે, અમારે નેતા નથી થવું, એવી મતલબની અરજી ગૃહખાતાના સેક્રેટરી તરફ મોકલીશું, કે પછી આપણા છુટકારા માટે આપણે ભૂખ હડતાળ પર ઊતરીએ?'

નકલ કરવાનું તેમને બહુ ગમે છે. લક્ષ્મીબાઇ વૈદ્ય સ્વામી વિવેકાનંદના મોટાં પ્રશંસક છે, એમ તેઓ જાણતાં. એટલે, એક વાર એમણે વિવેકાનંદની એવી આબાદ નકલ કરી કે, સાંભળનાર બધાં પળભર ચિત્રવત્ થઇ ગયાં. એમણે શરૂ કર્યું: 'લક્ષ્મી! મારી દેવી! મારી પ્રિયતમા! તું મારી પ્રેરક શક્તિ છો, ને હું તારી પાછળ પાગલ છું, એમ તું જાણે છે. એટલે, મને અહીં નરકાગારમાં સડતી મૂકીને તું અહીંથી જઇશ મા!'

બીજાઓની સારસંભાળ રાખવી ને બીજાઓનો વિચાર કરવો, એ એમનાં સ્વભાવમાં વણાઇ ગયું છે. એમના જેલજીવનનો એક આનંદ બીજાઓને ખવડાવવાનો હતો. જે જે છૂટતાં તેમને એમના તરફથી ખાણું મળતું. એ સિવાય, જેમની જેમની વરસગાંઠ જેલમાં ઉજવાતી તેમને તે ભેટ આપવાનું ચૂકતાં નહિ. એક વાર, એમનાં માટે ફળોનો કરંડિયો આવ્યો. એ રમઝાનનો મહિનો હતો, ને એક ગુનેગાર કેદી મરિયમ-રોજા રાખતી હતી,

એટલે, થોડાં ફળ એને આપી દીધાં. આ પછી થોડી વારે, હાઝરી (વીસ વરસની ટીપવાળી ગુનેગાર કેદી) એમની પાસે આવી, ને 'આજ તો એકાદશી કરી છે,' એમ સામાન્ય વાત કરતાં કહ્યું. આટલું સોફિયાબેન માટે પૂરતું હતું. તે એકદમ અંદર ગયાં, અને પોતાના માટે એક પણ ફળ રહેવા દીધા સિવાય કરંડિયા-માંથી બાકીનાં બધાં ફળ કાઢ્યાં, ને હાઝરીને આપી દીધાં.

એમની બધી ચીજ વાપરવાની દરેકને છૂટ હતી. ખરાબ સ્વાસ્થ્ય અંગે એમને વધારાનું દૂધ મળતું, છતાં એ દૂધ પણ તે ક વર્ગના કેદીઓ વચ્ચે વહેંચીને લેતાં. રમઝાન માસના એમના રોઝાને લીધે એમને બરાકમાં સગડી સળગાવવાની છૂટ મળી હતી, પણ સગડી એમના પોતાના કરતાં દરદીઓ માટે વધુ વપરાતી.

તે કુશળ ગૂંથનાર હતાં. એટલે ઘણી બેન-પણીઓ એમની પાસે ગૂંથણ શીખવા આવતી. એમની પાસે અર્ધો ડઝનથી વધારે સોયાની જોડી હતી; કારણ કે, પોતાનાં બાળકો માટે અથવા પોતાના પતિ સાદુલ્લાખાન માટે કપડાં ગૂંથવાનો એમનો વ્યવસાય બની ગયો હતો. છતાં ઘણી વાર એમના બધા જ સોયાઓ એમની શિષ્યાઓ શીખવા લઈ ગઈ હોય એ કારણે, તેમને પોતાનું કામ મુલતવી રાખવું પડતું!

ધાર્મિક બાબતોમાં પણ એમની સહિષ્ણુતા દેખાઈ આવતી. પ્રેમાબેન ગવડાવતાં એ પ્રાર્થનાઓમાં એ નિયમિત હાજરી આપતાં, એટલું જ નહિ, પણ સંસ્કૃત શ્લોકો એ બરા-બર ગાતાં. હિંદુ ધર્મશાસ્ત્રો ને નીતિનિયમોને એ સમજે છે: એને માનની નજરે જુએ છે. જો કોઈ કપાળે કંકુનો ચાંલ્લો કરવાનું ભૂલી ગયું હશે તો એ જ એને ચાંલ્લો કરવાનું સંભારી આપે. પોતે માંસાહારી હોવા છતાં પણ જેલમાં સાધારણ રીતે એ શાકાહારી ખોરાક લેતાં; કારણ કે, પોતાની હિંદુ બહેનોની લાગણી ન દુભાય તેની તકેદારી રાખતાં. જો કે, અમે કોઈએ એમને ઉઘાડે છોગે કશું કહ્યું નહોતું, એમની આવી સહિષ્ણુતા અને સહાનુભૂતિભરી સમજને એમનાં કેટલાય સહધર્મીઓ એમને ખોટી રીતે સમજે છે, ને એમના પર, હિંદુ થવાનો ને ઇસ્લામનો દ્રોહ કર્યાનો આરોપ મૂકે છે.

એમના પરનો આ આરોપ સાવ પાયા વગરનો છે એ તો એ વાતથી જણાઈ આવે છે કે, તે આખા રમજાન મહિના દરમિયાન રોઝા રાખે છે, ને માત્ર 'પવિત્ર કુરાન' વાંચે છે, એટલું જ નહિ, પણ સઘળાં તરફ પ્રેમ, બીજાઓ પ્રત્યે સહિષ્ણુતા, અને ગરીબોની ખિદમત, આ બધું જે કુરાન ઉપદેશે છે તે અનુસાર વર્તે છે. 'ગણપતિ' ને 'મંગલાગૌર'-નાં ઉત્સવોમાં એમણે લીધેલો ભાગ ને પ્રેમા-બેનનો એમની સાથે એક રોઝો રહેવો, એ ઇકબાલે કહેલાં 'મઝહબ નહિ શીખાતા, આપ-સમેં બેર રખના,' વચનની ને અમે સૌ પહેલવહેલા હિંદી છીએ, ને પછી જ હિંદુ, મુસલમાન કે પારસી છીએ એ વિચારની અમને સૌને ઝાંખી કરાવવા પૂરતી હતી.

સોફિયાબેનને પૂરેપૂરાં ઓળખવાં હોય તો એમનાં બે સંતાનો, શમીમ અને અનવર પ્રત્યેનો એમનો અસીમ પ્રેમ જાણવો જરૂરી છે. અનવરને તો માત્ર નવ માસનો જ મૂકીને એ આવ્યાં હતાં. એટલે રખેને કદાચ અનવર એ ઘેર જશે ત્યારે એમને નહિ ઓળખે, એવી બીક એમને હતી, ને એ બીક સાચી પડી. અનવરે એમને ઓળખવાનો તો સ્પષ્ટ ઇન્કાર ભણ્યો, એટલું તો ઠીક, પણ, નોકરને કહ્યું કે આને ઘરમાંથી બહાર કાઢો! પોતાની માતૃ-ભૂમિને ચાહવાની સાથે પતિવ્રતા પત્નીની ને પ્રેમાળ માતાની ફરજ બજાવવાનું જેણે ચાલુ રાખ્યું હતું એને સારું એ કેવો કડવો અનુભવ નીવડ્યો હશે!

રમજાન માસ દરમિયાન, શમીમની તબિયત સારી નથી, એવા સમાચાર એક વાર અમને મળ્યા. કુદરતી રીતે જ અમને બધાંને ચિંતા થઈ, પણ પાછળથી તરત જ એની સુધરતી તબિયતના સમાચાર આવ્યા, ને અમારી ચિંતા કંઈક ઓછી થઈ. આ પછી એક કે બે દિવસે, થોડુંક દૂધ ઢળી ગયું, ને મેં કહ્યું: 'સોફિયાબેન, બા(મારી બા)ના કહેવા પ્રમાણે આ અપશુકન છે.' પણ, એમણે આવા વહેમો પોષવાની ના ભણી. એ જ સાંજે, રોજું છોડયા પછી, એ, કિસનબાઈ ને હું સાથે જમવા બેઠાં. અમે બધાં ગમ્મતે ચડયાં હતાં. આવા વહેમોમાં માનવા માટે સોફિયાબેન મને ચીડવતાં હતાં, ને અમે એમને કહેતાં હતાં કે, તમારા મુક્તિહુકમની કોઈપણ પળે આશા રખાય, ને આવતી ઈદ તમે તમારા ઘરમાં ઊજવશો. એ જ વખતે એમને મેટ્રનનું તેડું આવ્યું, ને અમે બોલી ઊઠયા: 'સોફિયાબેનનો છુટકારો!'

તે પાંચ મિનિટમાં જ પાછાં આવ્યાં, એમનો બધો આનંદ અદશ્ય થઈ ગયો હતો, ને એની જગ્યાએ ગ્લાનિએ સ્થાન લીધું હતું. 'Shamim Serious, parole granted, come immediately' (શમીમ બહુ બિમાર છે. પેરોલ મળી છે. જલદી આવો) એવી મતલબનો તાર તેમના હાથમાં હતો. શું કરવું, એ વિશે પળભર તો અમે કાંઈ નક્કી કરી શકયાં નહિ. પરિસ્થિતિએ લીધેલો આ અણધાર્યો પલટો અમારા સારુ એવો જ દુઃખદાયક થઈ પડયો હતો. પળના વિચાર પછી, એમણે જવું જોઈએ એમ કિસનબાઈએ કહ્યું. એ જવાની આનાકાની કરતાં હતાં. એ સલાહ સારુ પ્રેમાબેન પાસે ગયાં. એમણે પણ જવાની જ સલાહ આપી. છતાં, એમનું મન માનતું નહોતું. સ્વયંસેવકનું કામ તો એ દ્વારા માતૃભૂમિની સેવા એ એમના મનની ધૂન બની રહી છે. જો તેઓ પેરોલ સ્વીકારશે તો સૈનિક અને સ્વયંસેવક તરીકેના પોતાની ફરજમાં ચૂકયાં ગણાશે એમ તેમનું માનવું હતું.

કેટલીયે સમજાવટ પછી એમણે છેવટે કમને જવાનું કબૂલ્યું. તે બને એટલું જલદી જાય એવું અમે ઇચ્છતાં હતાં, એટલે અમે એમનો સામાન જલદી જલદી બાંધી નાખ્યો. એમનાં બહેન જેલના દરવાજા બહાર રાહ જોતાં ઊભાં હતાં; પણ, એ પ્રાર્થનાનો સમય હતો એટલે એમણે પ્રાર્થનામાં શામેલ થવા આગ્રહ રાખ્યો; ને તેમણે ગળગળાં થયા વગર કે આંખમાં એકેય આંસુ લાવ્યા વગર પ્રાર્થના કરી. આ પછી, અમે એમને ઊંચા મને ને શમીમને જલદી સારું થઈ જાય એવી અંતરની ઇચ્છા સાથે વિદાય આપી. આવા વાતાવરણમાં પણ એ કિસનબાઈને ને મને 'તમારું અને એકબીજાનું શરીર સાચવજો' કહેવાનું ચૂકયાં નહિ. શાંત મગજનો, સમભાવી માનસ, બહાદુરી અને હિંદુ–મુસલમાન એકતાના સાચો ભાવનો આથી વધારે સારો નમૂનો હોઈ શકે?

ખરેખર, મુંબઈને એમની ખોટ સાલશે. એના માટે અમે દિલગીર છીએ. પણ, અમને ખાતરી છે કે, 'દેશભક્તાણીઓના મધપૂડાની આ મધુરાણી' જ્યાં જશે ત્યાં લોકોને પોતાની તરફ આકર્ષશે જ, ને એમને વધુ મોટાં કાર્યક્ષેત્રો મળી રહેશે. આજે, જ્યારે એ માદરેવતન મુંબઈ છોડી બાદશાહખાન અને એમના સસરા ડૉ. ખાનસાહેબના ગિરિપ્રદેશ તરફ જઈ રહ્યાં છે ત્યારે અમારી એટલી જ પ્રાર્થના છે કે,

"'પવન શાંત ને અનુકૂળ હો! તમારો માર્ગ નિર્વિઘ્ન હો!' તમે હજુ વધુ ઊંચે ચઢો, ને ફત્તેહ પર ફત્તેહ પ્રાપ્ત કરતાં જાઓ! સલામ, બેન!"

# ઘર–ગોષ્ઠી



શ્રી 'પથિક'

*

[ ભિન્નભિન્ન વિચાર અને વર્તન ધરાવતી કેટલીક બહેનો સમાજને લગતા અનેક પ્રશ્નો પરત્વે સંપીભાવથી વિચારવિનિમય કરે તેમાંથી આનંદ અને જ્ઞાન પ્રયાસ કરે છે. ]

## ૧.

## સાંકડામાં સમાસ

**સવિતાઃ**

તમારા આજકાલનું અંગ્રેજી ભણતર તે કાંઈ ભણતર કહેવાય ! તેમાં નહિ ભણવાનું, નહિ ભણાવવાનું, છતાં પરીક્ષા વખતે છોકરીઓ હદ ઉપરાંત ગોખણપટ્ટી, માથાકૂટ અને ચિન્તાથી અરધી થઈ જાય.

**પેરિનઃ**

ભણ્યા વિના—યુનિવર્સિટીની ડીગ્રી મેળવ્યા વિના–આ જમાનામાં કોઈની કિંમત નથી. દુનિયામાં શું શું થઇ રહ્યું છે તેનું જ્ઞાન ઓરતોએ સારા પ્રમાણમાં પ્રાપ્ત કરવું જ જોઇએ.

**પ્રજ્ઞાઃ**

બીજા દેશોમાં શું થાય છે તે જાણવા કરતાં આપણી જન્મભૂમિ ઉપર જ ઇતિહાસ રચાઈ રહ્યો છે તેમાં આપણે આપણો ફાળો આપવો ઘટે. અત્યારે હિન્દને વધુમાં વધુ જો કોઇ વસ્તુની જરૂર હોય તો તે એ છે કે રેંટિયો ચલાવી પોતપોતાનું કાપડ બનાવી લેવાની વ્યવસ્થા કરવાની છે. તેથી દેશની ગરિબાઈ દૂર થાય તેટલું જ નહિ, પરંતુ સ્વતંત્રતા પણ સિદ્ધ થઇ શકે. ગાંધીજી ત્રીસ વર્ષથી આ વસ્તુ ઉપર દૃઢ આગ્રહ રાખી રહ્યા છે, પણ આપણુ લોકોનું તે તરફ તદ્દન દુર્લક્ષ છે.

**તરલાઃ**

રેંટિયાથી આજના યંત્રયુગમાં દેશની પ્રગતિ સાધી ન શકાય. હવે તો યંત્રોથી ચાલતાં ગંજાવર કારખાનાંની જરૂર છે, અને આમવર્ગની જરૂરિયાતની વસ્તુઓનું ઉત્પાદન કરી સારી રીતે દરેકને મળે તેવી વહેંચણીની વ્યવસ્થા આવશ્યક છે.

**પ્રજ્ઞાઃ**

મોટાં કારખાનાંથી દેશમાં બેકારી, ભૂખમરો અને દારિદ્રય વૃદ્ધિ પામે છે. લોકો ખેતી ને વ્યાપાર છોડી શહેરોમાં મજૂરી કરવા ઊભરાય છે; છતાં તેઓ ઊંચા આવતા નથી.

**ઉષાઃ**

ગરિબાઇ યંત્રોના લીધે નથી આવતી, પરંતુ યંત્રો મારફત જે ઉત્પાદન થાય છે તેની માલિકી મૂડીદાર વર્ગની હોવાથી, તેમાં નફાખોરી સિવાય બીજી પારમાર્થિક પ્રેરણા હોતી નથી. આમ–જનતાને ઉત્પાદિત વસ્તુ અસમાનતાપૂર્વક મળવાથી સામાજિક સંબંધોમાં અને વ્યવહારમાં ભેદભાવ અને વિસંગતિ ઉપસ્થિત થવા પામે છે. પરિણામે સમાજમાં બે મુખ્ય વર્ગ અસ્તિત્વમાં આવે છે–માલિક વર્ગ અને શ્રમજીવી વર્ગ. તેમની વચ્ચેનું અંતર દિન પ્રતિદિન વધતું જાય છે, અને સમય જતાં આ અંતર નષ્ટ કરવા અર્થે ક્રાન્તિની જવાળા ભભૂકી ઊઠે છે.

**દિવ્યાઃ**

રાજકીય અને આર્થિક ગડમથલમાં આપણા લોકો એવા અટવાઈ પડે છે કે પોતાનો સનાતન ધર્મ પણ ચૂકી જાય છે અને ગૃહધર્મ પણ ખોરંભે પડે છે.

**સવિતા:**

ખરી વાત છે. મ્હારી પડોશણની પુત્રી હમણાં કૉલેજમાં પ્રીવીયસની પરીક્ષામાં નાપાસ થઇ. પરંતુ તેના પિતા રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાંજગડમાં એવા ડૂબી ગયા છે કે છોકરી બિચારી રડીરડીને અરધી થઈ ગઈ, તેનું તેમને ભાન પણ નથી.

**તરલા:**

તેમાં જેટલો વાંક પિતાનો છે તેથી વધુ વાંક આપણી આજની કેળવણીની પ્રથાનો છે. જે વિષયોને જીવનમાં વાસ્તવિક રીતે સ્થાન નથી, જેમાં શિષ્યોને રસ પડતો નથી તેવા વિષયો અભ્યાસક્રમમાં જડી દેવામાં આવે છે. વળી પ્રોફેસરો ઘણાખરા જાતે વિદ્વાન હોય, પણ શિષ્યોને શીખવવાની કળામાં નિષ્ફળ નીવડે છે. વાર્ષિક પરીક્ષા હોળી માફક રાબેતા મુજબ આવીને ઊભી રહે છે તેમાં બીચારા શિષ્યો હોમાઈ જાય છે.

**સવિતા:**

અમારા પાડોશીની છોકરી એક જ વિષયમાં–administration માં નાપાસ થાય છે, બાકીના બધા વિષયોમાં પાસ છે, છતાં તેને ઉપલા ક્લાસમાં ચઢાવવામાં ન આવી. કહેવાય છે કે, ઘણા શિષ્યો તેમના માબાપ અથવા સગાંસ્નેહીની લાગવગ લગાડી ખરી-ખોટી રીતે ઊતીર્ણ થઈ જાય છે. પરીક્ષકો એટલું પણ નહિ સમજતા હોય કે જે વિષયમાં છોકરીને રસ નથી તે વિષયમાં તેને નાપાસ કરવાથી કેટલું દુઃખ, નિરાશા અને કંકાસ પેદા થાય છે?

**દિવ્યા:**

બીજી એક કોલેજના પ્રિન્સિપાલ એવા ઉદાર છે કે, તે કહે છે કે, છોકરીઓ માંડ રસોડામાંથી છૂટી ભણવા આવવા પામી તેમને નાપાસ કરીને ચૂલામાં પાછી હડસેલવાનો શો અર્થ! વળી પ્રિવિયસની પરીક્ષા તો કૉલેજની આંતરિક પરીક્ષા છે તેમાં બધેને પાસ થાય, ઇન્ટરમાં આવતે વર્ષે પોતાનું ભાવી ભોગવવાનું જ છે ને!

**સવિતા:**

આવા પ્રિન્સિપાલ ડાહ્યા અને સુજ્ઞ ગણાય.

**ઉષા:**

સુધરેલા દેશમાં આપણી કમનસીબ ઢબથી પરીક્ષા નથી લેવાતી. ત્યાં દરેક શિક્ષકને વીસ કે પચીસ શિષ્યો સુપ્રત કરવામાં આવે છે. તેમના ભણતરમાં શિક્ષક અંગત કાળજી રાખે છે અને રસ પણ લે છે. એક જ વાર્ષિક પરીક્ષાના એક જ પરિણામમાં તો આકસ્મિક સવાલ આવતાં શિષ્ય મુંઝાઈ પડે અને આખા વર્ષની મહેનત પર પાણી ફરી વળે.

**સવિતા:**

આપણા લોકપ્રિય પ્રધાનો આ બાબતમાં શું કરે છે? બાર બાર મહિના થવા આવ્યા તો પણ અભ્યાસક્રમમાં સુધારો કેમ કરતા નથી!

**ઉષા:**

પ્રધાનો રાજકીય આંટીઘુંટીમાંથી ઊંચા જ આવવા પામતા નથી. કોમી રમખાણ, હડતાળ, બજેટ, મતાધિકાર, કમીટી, સબકમીટી, જુથ-રચના–આ બધી ધડભાંગમાં જ ડૂબી ગયા છે.

**સવિતા:**

બળ્યાં એ પ્રધાનપદાં અને બળ્યું એવું ભણતર!

**પ્રજ્ઞા:**

આવી અધીરાઈ ન ચાલે. કોન્ગ્રેસી પ્રધાનો ધીમે ધીમે સૌ સારાં વાનાં કરશે.

**સવિતા:**

ધૂળ કરશે. અનાજ, કાપડ અને દિવાસળી જેવી ક્ષુદ્ર બાબતમાં યોગ્ય વ્યવસ્થા કરી શકતા નથી તે મોટી બાબતોમાં શું કરી શકવાના હતા?

**ઉષા:**

આ બધી ગૂંચવણનું મુખ્ય કારણ એ છે કે, આપણા કૉંગ્રેસી નેતાઓ અને પ્રધાનોને બ્રિટિશરોનો વારસો મળ્યો છે. તેમની મુશ્કેલી

બંગાળની સ્ત્રીઓએ લખેલો હિંદના શિલ્પીઓને

# વિનંતી પત્ર

બંગાળ ધારાસભાના ત્રણ સ્ત્રી સભ્યો શ્રીમતી નેલી સેનગુપ્તા, શ્રીમતી આશાલતા સેન અને કુ. ચીબ્રુતાંદાસે લોકપ્રતિનિધિસભામાં મૂળભૂત અધિકાર–સબ કમીટીમાં બેઠેલા સ્ત્રી પ્રતિનિધિ રાજકુમારી અમૃતકુંવરને એક પત્ર લખી બંગાળની સ્ત્રીઓની મૂંગી વેદનાઓ પ્રત્યે ધ્યાન આપવા વિનંતિ કરી છે.

તેઓ જણાવે છે: "પ્રતિકુળ સંજોગો, અયોગ્ય સામાજિક રૂઢિઓ, અન્યાયી કાયદાઓ તેમ જ કુટુંબમાં તેઓનું હલકું સ્થાન હોવાને પરિણામે બંગાળની સ્ત્રીઓ માનસિક તેમ જ શારીરિક રીતે નબળી અને નિરાધાર બની જવા પામી છે. તેઓ બીજા પ્રાંતોની બહેનો કરતાં પણ વધુ નિરાધાર બની ગઈ છે. આ કારણસર જ બંગાળી સ્ત્રીઓ આટલી બધી વાર સઘળા પ્રકારના સિતમોનો ભોગ બની છે.

"પ્રાંતમાં થયેલાં રમખાણને પરિણામે જો કોઈએ સૌથી વધુ સહન કર્યું હોય તો તે સ્ત્રીઓ જ છે. અમે અમારી જાતની રક્ષા ન કરી શક્યાં તે માટે સ્ત્રીઓ તરીકે અમો શરમની ઊંડી લાગણી અનુભવીએ છીએ, પણ સાથે સાથે સમાજે દર્શાવેલી અમાનુષી નિષ્ઠુરતા તેમ જ રાજ્યે સ્ત્રીઓ સામે વારંવાર કરેલા પાશવી અપરાધોથી અમને દુઃખ ઊપજે છે. હિંદ આજે સ્વતંત્રતાનો વિચાર કરી રહેલ છે. હિંદનું નવું બંધારણ આજે એરણ પર ચઢી ચૂક્યું છે. એટલે બંગાળમાં પ્રવર્તી રહેલાં આ ભયાનક અનિષ્ટ પ્રત્યે નૂતન હિંદના ઘડવૈયાઓનું આ પત્ર ઉપર સહી કરનાર ધ્યાન ખેંચવા માંગે છે.

આવા અત્યાચારોને કોઈપણ ભોગે અટકાવવાનાં પગલાં ભરવાં જોઈએ. અને સ્ત્રીનું શરીર પવિત્ર તેમજ અનવધ્ય છે, એવી જાહેરાત કરી આ દિશામાં એક અતિ અસરકારક પગલું ભરવું જોઈએ.

"એટલે સ્ત્રીઓ પર અત્યાચાર કરનાર અપરાધીને કાયદાની દૃષ્ટિએ સખતમાં સખત શિક્ષા થવી જોઈએ. હિંદની સ્ત્રીઓનો આ મૂળભૂત અધિકાર હોવો જોઈએ.

"સ્ત્રીઓની મૂંગી વેદનાઓ પ્રત્યે ધ્યાન અપાવું જ જોઈએ. અમને આશા છે કે ભાવી હિંદના શિલ્પીઓ આ તરફ પૂરેપૂરું ધ્યાન અને સંભાળ આપતાં અચકાશે નહિ."

બેવડી છે. એક એ રાજકીય વિષયોમાં જ રચ્યાપચ્યાં રહેવાની કુટેવ અને બીજી એ કે પ્રજાની આર્થિક પ્રગતિ સાધવામાં મૂડીદાર વર્ગે પ્રધાનો અને નેતાઓ ઉપર સ્થાપેલું વર્ચસ્વ. રાજકીય બાબતોમાં રોકાઈ રહેવાને બદલે ફક્ત આર્થિક પ્રદેશમાં જો નેતાઓ અને પ્રધાનો ન ધ્યાન આપે તો કેળવણીનો પ્રશ્ન તો શું, પણ કોઈ પ્રશ્ન ઊકલી ન શકે. પ્રજાના આર્થિક હિત સિવાયની બીજી બધી વાતોમાં પાંડિત્યનો ખાલી શબ્દાડંબર આપણને દેખાય છે; તેમાં એક પ્રકારનો વિચારદોષ છે; તે વાસ્તવિકતાથી વંચિત છે; અવ્યવહારુ છે.

તરલા:

ખરી વાત છે. આ મનોદશા તે આપણા નેતાઓ અને કાર્યકરોમાં પણ નજરે પડે છે. થોડા વખત પહેલાં સ્ત્રીઓના એક મંડળને ગુજરાતના પ્રખર મૂકસેવક રવિશંકર મહારાજે સલાહ આપી કે 'સાંકડામાં સમાસ' કરતાં શીખો. જીવનની જરૂરિયાતો આ જમાનામાં શા માટે ઘટાડવી? વૈજ્ઞાનિક ઉત્પાદનના લાભ શા માટે ન લેવા? મહોલાતોમાં જ મોકળાશ શોભે? બાકીના લોકો સંકડામણની અંધારી કોટડીમાં જ ફાંફાં મારે? ખરું પૂછો તો આવી સંકોચલક્ષી મનોદશાને લીધે આપણી સ્થિતિ વધારે અને વધારે બગડી રહી છે.

# ગાંધીજી સાથે પ્રશ્નોત્તરી



## બાળવિધવાઓનાં પુનર્લગ્ન

હેમચાર (ટિપેરા)માં ચાર શૈલાદી ખાતે પ્રાર્થના પછી મહાત્માજીએ પોતાને પૂછવામાં આવેલા પ્રશ્નોનો લેખિત જવાબ આપ્યો હતો.

પ્રશ્નઃ-નામશુદ્ર જાતિની બાળાઓને સામાન્ય રીતે બાર કે તેર વર્ષની ઉંમરે પરણાવવામાં આવે છે. અગાઉ તો ત્રણ ચાર વર્ષની ઉંમરે લગ્ન થતાં હતાં. વરને કન્યા માટે ૧૫૦) રૂપીયાનું પલ્લું આપવું પડે છે. બંને વચ્ચેની ઉંમરની સરાસરી જોતાં લગભગ ૧૨ કે ૧૩ વર્ષની ઉંમરનો તફાવત રહે છે. આ જાતના એક વિભાગમાં વિધવા–લગ્નની છૂટ હતી; પણ બીજો એક વિભાગ જે એનાથી ચડિયાતો ગણાતો હતો, તેનું અનુકરણ કરીને એ લોકો આ ટેવ છોડી રહ્યા છે. બાળલગ્ન અને વિધવાના પુનર્લગ્ન અંગે આપનો શો અભિપ્રાય છે?

મહાત્માજીએ જણાવ્યુંઃ મારો અભિપ્રાય નિર્ણયાત્મક છે. પહેલાં તો બાળવિધવાઓ માટેની શક્યતા હોવી જોઈએ નહિ. બાળલગ્ન પ્રત્યે મને નારાજી છે. ઉચ્ચ ગણાતી કોમ પાસેથી કમનશીબ નામશુદ્રોએ અપનાવેલો એ કુરિવાજ છે. હું પલ્લાના રિવાજની પણ વિરુદ્ધમાં છું. એ તો બીજું કંઇ નહિ પણ બાળાઓનું વેચાણ ગણાય; અને નામશુદ્રોમાં પણ પાછી પેટા જ્ઞાતિ હોય એ વખોડી કાઢવા જેવું ગણાય. તમારી અંદરની બધી જ્ઞાતિ પદ્ધતિ નાબુદ કરવાની હું તમને સલાહ આપીશ.

આ અંગે મેં વારંવાર વ્યક્ત કરેલો અભિપ્રાય તમારે ધ્યાનમાં રાખવો જોઈએ. બધી જ્ઞાતિઓ નાબુદ કરી, ફક્ત એક જ જ્ઞાતિ રાખવી જોઈએ, એટલે કે ભંગીની. અને પોતાને ભંગી કહેવડાવવામાં બધા હિંદુઓએ ગર્વ લેવો જોઈએ.

બાળલગ્નો નાબુદ થતાં કુદરતી રીતે જ, જો કોઇ હશે તો પણ, બહુ જ થોડી યુવાન વિધવા હશે. સામાન્ય નિયમ તરીકે એક માણસને પોતાની જીંદગી દરમિયાન એક જ પત્ની અને એક સ્ત્રીને પોતાની જીંદગી માટે એક જ પતિ હોવો જોઇએ એમ હું માનું છું. એવી કહેવાતી જ્ઞાતિઓમાં રિવાજને લીધે સ્ત્રીઓ માટે બળાત્કારે વૈધવ્ય પ્રચલિત બનાવવામાં આવ્યું છે. માણસો માટે ઉલટો જ નિયમ છે, એ એક લાંછન છે. જ્યારે સમાજ એવી દયાજનક પરિસ્થિતિમાં હોય ત્યારે હું બધી યુવાન વિધવા માટે પુનર્લગ્નની હિમાયત કરું છું. હું જાતિની સમાનતામાં માનું છું, અને તેથી સ્ત્રીઓ માટે પુરુષો જેટલા જ હક્કોનું વિચારી શકું.'

પ્રશ્નઃ તમે એમ કહો કે તમે આંતર–જ્ઞાતિય લગ્નની તરફેણ કરો છો, પણ એ જ વખતે તમે એમ કહો છો કે દરેક પક્ષે પોતાનો ધર્મ બજાવી રાખવો જોઈએ; અને તેથી કહો છો કે તમે આંતર જ્ઞાતિય લગ્નો પણ સહન કરો છો. જુદા જુદા ધર્મોના પક્ષોએ પોતાંના જીવનના અંત સુધી પોતાના ધર્મો જાળવી રાખ્યાના દાખલા છે? કેટલી આંતર-લગ્નની સંસ્થા ધર્મને ઇન્કારતી નથી; અને તે ધર્મની શિથિલતા તરફ ઢળતી નથી?

મહાત્મા ગાંધીઃ પ્રશ્ન યોગ્ય છે. મને એવા દાખલા યાદ નથી કે જ્યા પક્ષો મૃત્યુ સુધી પોતના ધર્મને વળગી રહ્યા હોય, કારણ

## આરાધના



મારા આંખના નીલાંબર માંય રે,
　પ્રભુ, થઈ ચન્દ્રમા વસો :
મારા હૃદય સરોવર માંય રે,
　થઇ પદ્મ-પાંદડી હસો !

મારા નયનના નીલાંબરમાંય રે,
　પ્રભુ, થઈ તારલા વસો :
મારા હૃદય સરોવરમાંય રે,
　પાડીને પડછાયા હસો !

મારા નેત્રના નીલાંબરમાંય રે,
　થઇ તેજફુલડાં વસો :
મારા અંતરમાં પુષ્પ પારિજાત રે,
　થઈ પ્રેમભાવે હસો !

જનાર્દન પ્રભાસ્કર

કે હું જે મિત્રોને ઓળખું છું તે હજી મરણ પામ્યા નથી. છતાં મેં એવા સ્ત્રી-પુરુષો જોયા છે, જેઓ જુદા ધર્મપ્રચાર કરતા હોય, અને દરેક પોતાના ધર્મને તેના ત્યાગ વિના વળગી રહ્યા હોય; પણ હું ત્યાં સુધી તો કહીશ કે તમારે ભૂતકાળના અનુભવની રાહ જોવા થોભવાની જરૂર નથી. તમારે નવા દાખલા ઉભા કરવા; જેથી નરમ દાખલાઓની નરમાશ જતી રહે. આંતરલગ્નોની બાબતમાં હું માનતો નથી પણ હું આંતરલગ્નના સુધારા માટે આવકારીશ.

ગાંધીજીએ જણાવ્યું કે 'હું આંતરધાર્મિક લગ્નને કોઈ પણ વખતે થાય તો તે આવકાર પાત્ર લેખું છું; પણ એ વિચાર હંમેશને માટે હું ધરાવતો નથી. વાસનામાંથી આવા સંબંધો જન્મવા ન જોઈએ એ જ મારી માન્યતા છે.

જો વાસનાનું જ એ પરિણામ હોય તો પછી એ લગ્ન જ ન ગણાય. મારા વિચાર પ્રમાણે લગ્ન તો એક પવિત્ર સંસ્થા છે. તેટલા માટે એમાં અન્યોન્ય પ્રત્યે મૈત્રીની ભાવના હોવી ઘટે; બન્ને પક્ષને એક બીજાના ધર્મ સંપ્રદાયને માટે સમભાવ અને સન્માન હોવું જોઇએ. એમાં વટાળના પ્રશ્નને સ્થાન જ નથી. જો જ્ઞાતિઓ એક બીજા પ્રત્યેની દુશ્મનાવટની ભાવનાને તિલાંજલી આપે અને વિશ્વના ધર્મો પ્રત્યે સમાનતાની લાગણી દાખવે તો જ આ સુખદ પ્રસંગ સંભવી શકે.

*

કમલપુર ગામની વિદાય લેતી વખતે ગાંધીજીએ પોતાની આસપાસ ટોળે વળેલાં અને પોતાની ચરણરજ લેવા પડાપડી કરતાં, સ્ત્રીપુરુષો અને બાળકોનાં એક ટોળાને ઉદ્દેશીને કહ્યું હતું કે, મારાં ચરણને સ્પર્શ કરશો નહિ, હું તો અસ્પૃશ્યોમાં પે સૌથી અસ્પૃશ્ય છું.

*

ગાંધીજીએ પ્રશ્નોત્તરીમાં કહ્યું કે કેટલાક મુસ્લિમ ટીકાકારોએ મને પડદા પદ્ધતિ સામે બોલવા ચેતવણી આપી હતી, માટે જ એ વિષે બોલતાં હું સહેજ ખંચકાઉં છું. પણ જ્યારે ઘણી હિંદુ સ્ત્રીઓ પણ પડદો પાળે છે એ મારા જોવામાં આવ્યું ત્યારે એ વિષે હું માનું કે ખરો પડદો તો હૃદયનો છે. પડદા પાછે જે સ્ત્રીઓ પુરુષો પર નજર ઠેરવે છે અને એ પુરુષ સંબંધી મનમાં વિચાર કરે છે એ તો પડદા પાછળ રહેલી ભાવનાનો ભંગ કર્યા સમાન છે. જો એની પાછળ રહેલી ભાવનાને સ્ત્રીઓ અપનાવે અને અનુસરે તો તો મહાન પયગમ્બરના પયગામનું જરૂર તેઓ પાલન કરે છે એમ મનાય.

માતાના સંસારનો ભાર વહેનારી



# અર્વાચીના

[ સત્ય ઘટના ]

લેખિકાઃ

**શ્રી. સરોજિની મહેતા**

*

૧.....ને સ્ટેશને ટ્રેનની વાટ જોઈ હું ઊભી હતી. વચલું સ્ટેશન હતું અને ટ્રેન છેક દિલ્હીથી ચિકાર ભરેલી આવે એટલે જગાને માટે સ્વાભાવિક ચિંતા તો હોય જ. પણ ટ્રેન આવતાં સારે નસીબે સામે જ સ્ત્રીઓનો 'કુપે' આવ્યો, અને તેમાં એક જ યુવતી બેઠેલી હતી. તેના પોષાક પરથી ગોવાનીઝ ખ્રીસ્તી જેવી દેખાઈ. મારા ડબ્બામાં દાખલ થવાના હક સામે ઘણીએક 'મેમ સાહેબો' માફક જરૂર પોકળ વાંધો ઉઠાવાશે અને ઘણી વખત કરવું પડે છે તેમ તકરાર કરી ડબ્બામાં ચઢવું પડશે એવી કલ્પના કરી હું ડબ્બા પાસે ગઈ, ત્યાં તો યુવતીએ જલ્દી જલ્દી બારણું ખોલ્યું: "આવો આવો, પાંચ દિવસથી હું એકલી જ મુસાફરી કરૂં છું ત્યારે ઊતરવાના બે કલાક પહેલાં તમે મળ્યાં" એવા આવકારતા શબ્દોએ મને વધાવી લીધી.

સ્વાભાવિક રીતે ક્યાંથી આવો છો, ક્યાં જાઓ છો, એવા સવાલોથી મેં ઓળખાણ શરૂ કરી. યુવતી છેક બિહારથી આવતી હતી. પાંચ દિવસથી ચારપાંચ ઠેકાણે ટ્રેનો બદલતી આવતી હતી. ગોવાનીઝ નહિ, પણ ગુજરાતી ખ્રિસ્તી હતી. તેની વાક્‌ધારા અસ્ખલિત ચાલી રહી હતી. 'પટણા પાસે ... પુરની લશ્કરી હોસ્પિટલમાં નર્સનું કામ હું કરૂં છું. ઘર ગુજરાતમાં ... માં છે. હમણાં નાતાલ માટે રજા લઈ ઘેર જાઉં છું. ઘેર મા, બાપ અને ત્રણ નાનાં ભાઈ બહેન છે. બાપનું મગજ અસ્થિર છે. માએ પારાવાર મુશ્કેલીઓ વેઠી, પારકાં વૈતરાં કરી અમને મોટાં કર્યાં છે. હું તો પંદર વરસની થઈ ત્યારથી કાંઈ ને કાંઈ કામ કરી માને મદદ કરૂં છું. હું અને મારી મોટી બહેન મેટ્રિકમાં પાસ થયાં. પછી અમને બન્નેને કોલેજમાં જવાનું બહુ મન હતું. અમારા શહેરમાં જ કોલેજ છે; પણ પૈસાની મદદ એક જણ માટે મળે તેમ હતું, એટલે બહેનને કોલેજમાં જવા દીધી અને મેં રેશનખાતામાં નોકરી લઈ લીધી. મોટી બહેન બે વરસ ભણીને પરણી ગઈ. થોડો વખત નોકરી કર્યા પછી મને ખબર પડી કે મુંબઈમાં એક વરસની તાલીમ આપી લશ્કરી હોસ્પિટલો માટે નર્સો તૈયાર કરે છે એટલે હું ત્યાં ગઈ; અને પાસ થયા પછી નર્સની નોકરી કરૂં છું.'

વાતો કરતાં ટ્રેન એક બીજે સ્ટેશને આવીને ઊભી રહી. સામે એક બીજી ટ્રેન આવી. દેશી લશ્કરી સિપાઈઓથી ભરચક હતી. અમારી સામે આવેલા ડબ્બામાંના સિપાઈઓએ એમની રીત મુજબ અસભ્ય રીતે બૂમો પાડવાનું, તાળીઓ ને સિસોટીઓ વગાડવાનું શરૂ કર્યું. યુવતીએ ઊઠીને એ તરફની બારીઓ બંધ કરી. પછી બોલીઃ 'મારે તો રોજ આમની સાથે કામ લેવાનું હોય છે. દિવસે તો, હોસ્પિટલમાં પુષ્કળ કામ કરનારાં હોય, એટલે કાંઈ ન કરી શકે, પણ રાતની પાળી આવે ત્યારે અમે બે નર્સો ફક્ત હોઈએ. વૉર્ડ

જોય તો ખૂણામાં બેસીને ઝોકાં ખાતો હોય. વારાફરતી એમાંથી એક નર્સ ડયુટી રૂમમાં બેસે ને એક વોર્ડમાં ફરી આવે. એ વખતે આ લોકોની સતામણીનો પાર નથી. પણ કોઈને સમજાવી, કોઈને ધમકાવી ને કોઈને બે તમાચા મારીને પણ સીધા રાખું છું. મેટ્રન મારા પર બહુ ખુશ રહે છે ને કહે છે કે, તારા જેવી બધી નર્સો હોય તો આ સિપાઈઓ આપમેળે જ સીધા થઈ જાય.'

નાનપણથી સ્વાશ્રયે ઊછરેલી આ યુવતીમાં જે હિંમત હતી તે પુરુષોના ચોકી પહેરા નીચે લાજ મલાજામાં કે પડદામાં રહેલી સ્ત્રીઓમાં ક્યાંથી હોય ?

ઊતરવાનું સ્ટેશન પાસે આવતું ગયું તેમ યુવતી ખૂબ ઉત્સાહમાં આવી.

"ઘેર જઈશ ને 'મા, મા,' કરી બૂમો પાડીશ ત્યારે એ કેવી હરખથી ગાંડી થઈ જશે ! બે ત્રણ વખત રજા મળી ને પાછી રદ થઈ હતી, એટલે આ વખત તો માને ખબર જ નથી આપી કે આવું છું. એટલે નકામી નિરાશ ન થાય. હોસ્પિટલમાં કામ કરતાં પણ રાતદિવસ મા યાદ આવ્યા કરે છે. બીજી નર્સો સિનેમા જોવા કે કપડાંની ખરીદી કરવા વારંવાર જાય ત્યારે મને સાથે આવવા ખૂબ આગ્રહ કરે છે. ઘણીવાર મન થઈ પણ જાય છે, પણ તરત કામ કરી કરી થાકી ગયેલી જુવાનીમાં ઘરડી થઈ ગયેલી માનું મોઢું નજર આગળ તરી આવે છે, એટલે મન કઠણ કરી ના પાડી દઉં છું. કેટલીક નર્સો મને 'કંજુસ', 'મુંજી' એવાં એવાં નામ આપે છે. પણ મારી માના સુખ કરતાં એ લોકોની મશ્કરી કાંઈ વધારે કીમતી નથી. જેટલું હું મોજશોખમાં ઉડાવું તેટલું મારી માને જ ઓછું મળે ને ? માને નિયમસરના પૈસા મોકલી દઉં, મારા બધાં બિલ ચૂકવું, પછી જે કાંઈ વધે તો જ એવા શોખ પાછળ ખરચું છું.'

મેં પૂછ્યું: 'તમારે કોઈ કમાય એવડો ભાઈ નથી ?' તેણે આવેશથી કહ્યું: 'ના, ભાઈ તો ચાર જ વરસનો છે. મા પણ ઘણીવાર અફસોસ કરે છે કે એક મોટો કમાઉ દીકરો હોત તો કેવું સારું ? પણ હું કહું છું કે હું દીકરા બરાબર જ છું ને ? એ કહે છે કે તું પરણી જાય તો મારું શું થાય ? પણ મેં કહ્યું કે મારી નાની બહેન કમાઈને તારું પૂરું ન કરે ત્યાં સુધી નહિ પરણું એવું વચન આપું છું; પછી કાંઈ છે ?'

આ સરળ ભાવથી વાતચીત કરતી જતી યુવતીની આત્મભોગની ભાવનાથી હું ખરેખર તેના પર મુગ્ધ થઈ ગઈ. સ્ત્રીઓ કમાય તો સ્વાર્થી, સ્વચ્છંદી થઈ જાય એવી બૂમો પાડનારા સમાજને આવા દૃષ્ટાંતો જોવાની ક્યાં પડી છે ? એ તો નવલકથા, નાટક, સિનેમા બધે જ સ્વાશ્રયી સ્ત્રીને ફજેત કરી પતિના ને સાસુના ટપલા ખાતી ગુલામી માનસવાળી સ્ત્રીને છાપરે ચઢાવે છે અને એ રીતે આપણા કમભાગ્ય દેશની ગુલામી પરંપરા ચાલુ રાખવામાં જ ફાળો આપ્યા કરે છે; 'અર્વાચીના'-ની ઠેકડી કરી 'પ્રાચીના'ની જ મહત્તા ગાઈ સ્ત્રીઓને દબાયલી રાખે છે. એને ઊતરવાનું સ્ટેશન આવ્યું ને યુવતી 'આહા ! માનું ઘર આવ્યું' એમ બાળક પેઠે બૂમો પાડતી ટ્રેનમાંથી કૂદી પડી !

માત્ર ૧૯ વર્ષની આ યુવતીએ માના સંસારનો સમસ્ત ભાર પોતાના માથા પર લઈ લીધો હતો. નહોતી એની પાસે કહેવાતી કુલીનતા, નહોતી મૂડી કે નહોતી પુરુષ કુટુંબીઓની ઓથ. માતૃપ્રેમ એ જ એની કુલીનતા, સ્વાશ્રય એ જ મૂડી અને હિંમત એ જ એની ઓથ !

સ્ત્રીજીવનનો આવતો અંક 'મેઘાણીસ્મૃતિ અંક' પ્રગટ થશે.

# પરદેશીને પરણેલી સ્ત્રીઓનો



# પ્રણય
અને
# પશ્ચાત્તાપ

*

જુદા જુદા અનેક દેશોની સ્ત્રીઓને યુદ્ધ દરમિયાન ઉતાવળે અમેરિકન સૈનિકો જોડે કરેલાં લગ્નમાં છેવટે પસ્તાવાનો વખત આવ્યો છે. તાજેતરમાં જ 'એવી બે અંગ્રેજ સ્ત્રીઓ પોતાના બે અમેરિકન પતિને છોડીને પોતાને દેશ પાછી ફરી છે અને તેમણે જાતે કરેલું બ્યાન અહીં આપ્યું છે.

એ બેમાંની એક શ્રીમતી લોનાં અલવારેઝની ઉંમર ૨૫ વરસની છે. પહેલાં તે એક દૂધની દુકાન પર કામ કરતી હતી, અને પહેલેથી જ ખૂબ શરમાળ અને ઓછાબોલી હતી. અમેરિકાથી પોતાની અઢી વરસની બાળકીને લઈને તે પાછી ફરી છે. તેણે પોતાનું બયાન નીચે પ્રમાણે આપ્યું છે.

'મારા પતિએ અમારાં લગ્ન પહેલાં મને કહ્યું હતું કે, તે એક સ્પેનિશ કુટુંબનો છે. તેનું ઘર લોસ એંજિલ્સ પ્રાંતમાં છે. ત્યાંની ઇમારતો ખૂબ પ્રખ્યાત છે, અને મને પણ ત્યાં રહેવાનું મળશે; પરંતુ જ્યારે હું અમેરિકા ગઇ ત્યારે જાણવા મળ્યું કે તે સ્પેનિશ નહિ, પણ મેકિસકન હતો.

"તે મને અને રોબીન [ નાની પુત્રી ] ને એક તૂટેલા મકાનના બે ખંડોમાં લઇ ગયો. તે મકાન લોસ-એંજિલ્સ પ્રાંતમાં ગંદી અને કચરાથી ભરપૂર 'બંકર્સહિલ એવેન્યૂ' માં હતું. પાડોશમાં પણ એક ગોરી સ્ત્રી વગર બીજું કોઈ નહોતું. ૭ જણાનું એક મેકિસકન કુટુંબ તે મકાનના નીચલા ભાગમાં રહેતું હતું. તેમાં કોઈ અંગ્રેજી ભાષા જાણતું નહોતું.

"જ્યારે રોબિન બહાર રમવા જતી ત્યારે દોડીને એકદમ અંદર પાછી આવતી રહેતી કારણ કે તેને મેકિસકન બાળકોની ભાષામાં સમજ નહોતી પડતી.

"મારો પતિ મને એક બે વાર નૃત્ય માટે મેકિસકન નૃત્યશાળાઓમાં પણ લઈ ગયેલો. ત્યાં કેવળ મેકિસકન લોકો જ આવતા અને તે લોકો મારા તરફ બહુ જ ખરાબ રીતે ઘુરક્યા.

"એક વાર હું મારા પતિ અને તેના મેકિસકન મિત્રો સાથે બહાર ફરવા ગઈ હતી. તેણે પોતાના મિત્રો વચ્ચે મારી ખૂબ મજાક ઉડાવી, આથી હું તેને તેના મિત્રો સાથે રહેવાનું કહીને પાછી ચાલી આવી.

"એક વાર તેણે મને ખૂબ મારી અને મારા દાંત તોડી નાખ્યા. તે રાત્રે મેં ઇંગ્લેન્ડ પાછા આવવાનો નિશ્ચય કરી લીધો. તેણે મને પહેલેથી કહ્યું હતું કે જો મને અમેરિકામાં ગમશે નહિ તો મને ઇંગ્લેન્ડ આવવાનું ભાડું આપશે, પરંતુ હું રોબિન તેની પાસે મૂકી જાઉં તો જ મને ભાડું આપે તેમ કહ્યું.

"આથી મેં ધીમે ધીમે થોડા થોડા પૈસા બચાવવા માંડયા. ઘરનું ખર્ચ જેટલું ઓછું થઈ શકે તેટલું ઓછું કરવા માંડયું અને એ રીતે દેશમાં પાછા આવવા માટે ભાડું એકઠું કરવા લાગી. લગભગ બે માસ સુધી મારાં કપડાં પાછળ કે રોબિન માટે એક પાઈ પણ મેં ખરચી નહિ.

"મારા પતિએ દારૂ પીવો શરૂ કર્યો હોઈ ને રાત્ર ઘણુંખરૂં બહાર જ રહેતો હતો. હું દેશમાં પાછી

આવવા નીકળી તેના એક અઠવાડીઆ પહેલાં તે પોતાનો સામાન લઈ ક્યાંક ચાલ્યો ગયો, પણ મેં ભાડા પૂરતા પૈસા એકઠા કરી લીધા હતા.

"મારી એક પિતરાઈ બહેન પણ કોઈકની સાથે લગ્ન કરી અમેરિકા આવી હતી. તેની પાસેથી મેં લોસ એંજિલ્સથી સાન્ફ્રાન્સિસ્કો સુધીનું ભાડું લીધું. જ્યારે હું જહાજમાં બેઠી ત્યારે મારી પાસે એક પાઈ પણ બચી નહોતી.

"હવે હું મારા દેશમાં મારી મા સાથે રહું છું અને જે કંઈ બની ગયું તે મને એક ભયાનક સ્વપ્ન જેવું લાગ્યા કરે છે. મને થાય છે કે, હું અમેરિકા ન ગઈ હોત તો કેવું સારું!"

*

શ્રીમતી નોમી ટાઉનસેંડ લગભગ ૨૪ વર્ષની એક સુંદર અને રમુજી સ્વભાવની સ્ત્રી છે. તેણે પોતાની વાત આ પ્રમાણે કહી છેઃ

"હું મારા પતિની સાથે લરક મુકામે આવેલી એક પશુશાળામાં ગઈ, જ્યાં ૧૮૦૦ પશુ હતા. લરક જવા માટે અમારે ૧૩૦ માઈલનો પ્રવાસ કરવો પડ્યો હતો. તે દરમ્યાન મેં ત્રણ વાર કહ્યું હતું કે ટ્રેનમાં એટલી ગંદકી છે કે મારે નાહવું પડશે. નાહ્યા સિવાય હું મરી જઈશ.

"પરંતુ જ્યારે હું મારા પતિની પશુશાળામાં ગઈ ત્યારે તેણે મને એક બાજુ લઈ જઈ કહ્યું: 'પ્રિયે, મને ખરેખર દુઃખ થાય છે, કે આપણે ત્યાં નહાવા માટે સ્નાનાગાર નથી.' મારા જીવનમાં મને મોટો ધક્કો કોઈવાર નહોતો લાગ્યો. મને ખાત્રી હતી કે સ્નાનાગાર વગરનું તો કોઈ ઘર હોય જ નહિ. ટીનના એક નાના ટબમાં ધોવાનું સઘળું કામ મારે કરવું પડતું હતું. ત્રણ માસ સુધી મારા પતિની સાથે ત્યાં રહી તે સમય દરમ્યાન મારે તેનાથી જ ચલાવવું પડેલું. આખી પશુશાળા ગંદકી અને ધૂળથી ભરપૂર હતી.

"મારા પતિએ એક વાર મને પૂછ્યું કે મારી પાસે કેટલા પૈસા બચ્યા છે? જ્યારે મેં કહ્યું કે ૨૦૦ ડૉલર છે. ત્યારે તેણે કહ્યું કે તેની પાસે કેવળ ૯ ડૉલર છે, જેથી પ્રસંગ પર એ પૈસા કામ લાગશે.

ત્રણ અઠવાડીઆ પછી મારા પતિનો ભાઈ, તેની સ્ત્રી અને તેનાં નાનાં છોકરાં તથા મારી નણંદ, તેનો પતિ, તેની પાંચ છોકરીઓ અને એક નાનો છોકરો અમારી સાથે રહેવા આવ્યાં.

"એક પાડોશી પાસેથી તંબૂ લીધો અને પાછળના આંગણામાં તે બાંધ્યો. હું આઠ બાળકો અને મારા પતિના કૂતરા સાથે ત્યાં સૂઈ રહેતી. બાળકોને જમીન પર સૂવું પડતું. બાકીનાં બધાં નાનાં બાળક સાથે ઘરમાં સૂતાં. રસોઈ એટલી ગંદી થતી કે જ્યારે હું વાસણ ઊટકવા બેસતી ત્યારે મારી આંખોમાં આંસુ આવી જતાં. એટલે હું દોડી આંગણામાં જઈ ખૂબ જ રડતી.

"પાછળના આંગણામાં એક ખાડો ખોદી જાજરૂ બનાવવામાં આવ્યું હતું. ત્યાંથી માથું ફાટી જાય એવી દુર્ગંધ આવ્યા કરતી. માથું ઓળવા વગેરે પ્રસાધન કાર્યો માટેના ખંડની બનાવટ એવા પ્રકારની હતી કે તેનો ઉપયોગ બે જણા કરી શકે, એટલે ત્યાં એકાંત જેવું મળતું જ નહિ.

"સારા નસીબે મેં મારા પતિથી છાનાં ૨૮૩ ડૉલર બચાવી રાખ્યા હતા. એક દિવસ જ્યારે તેણે મને મારઝુડ કરી ત્યારે મેં ત્યાંથી નીકળી જવાનો નિશ્ચય કરી લીધો. પતિને આ ખબર પડતાં મને રાખવા માટે મારી ઘણી ખુશામત કરી પણ મને હવે ત્યાંનો પાકો અનુભવ થઈ ચૂક્યો હતો. આથી હું ત્યાંથી નીકળી, સાનડીગોમાં મારા ભત્રીજા પાસે આવી અને તેની પાસેથી ૪૦ ડૉલર ઉછીના લઈ સાનફ્રાન્સિસ્કો ગઈ. ત્યાંથી હું જહાજમાં બેઠી ત્યારે મારી પાસે કેવળ પાંચ ડૉલર બાકી રહ્યા હતા."

## પાટીદાર બ્હેનની

# બહાદુરી

### શ્રી. બબલભાઈ મહેતા

*

રાત પડવા આવી છે. અંધારિયા રેલ્વે પાટા ઉપર સર્ચલાઇટનો પ્રકાશ વેરતી વેરતી વિરમગામથી ઉપડેલી ફાસ્ટ ૪૦ માઈલની ઝડપથી મુંબઈ તરફ દોડી રહી છે.

પાલગઢ સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી. એક માણસે જોઇ લીધું કે એક સેકન્ડ કલાસ લેડીઝ કમ્પાર્ટમેન્ટમાં માત્ર એક બહેન અને એનું નાનું બાળક જ છે.

ઉતારૂઓ ચડયા ઊતર્યાં અને ફરી સીટી વાગી ને ગાડી ઊપડી. ગાડી સ્ટેશનનું પ્લેટફોર્મ પૂરું વટાવી જાય એ પહેલાં સામી બાજુએથી એક માણસ પેલી બહેનવાળા ખાનામાં દાખલ થવા માટે પગથી ઉપર ચડયો. બહેને જોયું કે તરત બૂમ મારીઃ 'ભાઈ, જોતા નથી, આ તો સ્ત્રીઓનો ડબ્બો છે? બીજા ડબ્બામાં જાવ.' આવનાર કાંઇ સાંભળ્યા વિના લોખંડનું હેન્ડલ ઝાલીને ઊભો રહ્યો. એણે કોટ પાટલૂન પહેર્યાં હતાં. આંગળીઓમાં ત્રણચાર સોનાની વીંટીઓ પહેરી હતી. એ બેદરકારી બતાવીને ડબ્બામાં ઘૂસવા જતો હતો. એટલે બ્હેનને વહેમ પડયો. એણે એને રોક્યો અને કહ્યું કે,'જો અંદર આવશો તો હું સાંકળ ખેંચીશ.'

આવનાર માણસ બહાર લટકી રહ્યો. બહેને આવનાર સામેનાં બારીનાં બારણાં બંધ કરી દીધાં. ગાડી તો ચાલી જ જતી હતી. થોડી વારમાં વસઇની ખાડી આવી. પૂલ ઉપર ધમધમાટ બોલાવતી ગાડી તો આગળ જ વધ્યે જતી હતી.

હવે પેલો આવનાર બાજુની બીજી બારી પાસે આવીને નમ્રભાવે બોલવા લાગ્યોઃ 'બહેન, બહાર દરિયાનો ઠંડોપવન સુસવાટા કરતો આવે છે. મારા હાથ ઠુંઠવાઈ ગયા છે. બારણું ખોલો, નહિ તો મારા હાથ છૂટી જશે અને હું ખાડીમાં પડી જઈશ. હું કોઈ લોફર નથી, પણ સારા કુટુંબનો માણસ છું. ગાડીમાં ચડતી વખતે ભૂલથી આ ડબ્બો આવી ગયો, એટલે અહીં ચડી ગયો. ચાલતી ગાડીએ શી રીતે ઊતરવું? થોડું બારણું ઉઘાડો તો હું એક બાજુ પર ઊભો રહીશ અને બીજા સ્ટેશને ઊતરી જઈશ.'

સ્ત્રીસુલભ દયાની ભાવનાથી પ્રેરાઇને બહેનને એના વચન ઉપર વિશ્વાસ આવ્યો. વળી આ ગાડી હવે પછીના બોરીવલી સ્ટેશને ઊભી રહેવાની હતી. બહેનને ત્યાં જ ઊતરી જવાનું હતું. વચ્ચે એક ડાહીસર સ્ટેશન આવવાનું હતું પણ ફાસ્ટ ત્યાં ઊભો રહેતો નહોતો. બધો વિચાર કરીને બહેને બારી ઉઘાડી અને અંદર આવવા માટેનો દરવાજો પણ ખોલવા દીધો.

પેલો ભાઈ અંદર આવીને બારણા પાસેના ખૂણામાં જ થોડીવાર ઊભો રહ્યો. પછી એકાએક કૂદીને એણે બહેનનું ગળું પકડયું અને એને ખેંચીને ડબ્બા બહાર ખાડીમાં ફેંકી દેવા લાગ્યો.

આવો વિશ્વાસભંગ થશે એવી બહેનને સહેજે કલ્પના ન હતી. સાંકળ ખેંચવાનો હવે અવકાશ જ ન હતો. ગળું દબાયેલું હોવાથી બૂમ પાડી શકે એમ પણ ન હતું. હવે તો ગુંડાની પકડમાંથી છટકવું એ જ ઉપાય રહ્યો હતો. આ બધું જોઇને પાસે બેઠેલી ત્રણ ચાર વર્ષની નાની બેબી તો ડઘાઈ જ ગઇ. બાએ લાત મારીને ગુંડાને જરા દૂર હડસેલી દીધો, એ જોઇને બેબીમાં પણ હિમ્મત આવી. એટલામાં ગુંડાએ આગળ ધસી આવીને ફરી બહેનની ગળચી પકડી ગળું દબાવ્યું. અને છૂટવા માટે બહેને ફરી તરફડિયા માર્યાં; એટલામાં નાની બેબીએ બાના હાથમાં પેચવાળો લોટો આપ્યો.

એ બહેને ગુંડા ઉપર એત્રણ ઘા કર્યા. છેલ્લો ઘા ગુંડાના કપાળ ઉપર પડ્યો અને એમાંથી લોહી નીકળવા લાગ્યું. આથી ગુંડો વધારે ચીડાયો અને બહેનને ઢસડીને બારણા સુધી લઈ ગયો. પણ બહેને બારણાને પકડી લીધું હોવાથી એ ઝટ લઈને એને બહાર ન ધકેલી શક્યો.

આ બધી ધમાલ દરમ્યાન ગાડી તો ચાલ્યા જ કરતી હતી. એના ધુધુવાટા આગળ આ નાના ડબ્બામાં ચાલતું ધાંધલ કાંઈ હિસાબમાં નહતું. બાજુના ખાનામાં જ થાણાના કલેક્ટર બેઠા હતા, પણ એમનેય કશી ખબર ન પડી. પણ આ ખેંચાખેંચી ને ધક્કાધક્કી કરતાં વસઈની ખાડી પસાર થઈ ગઈ. દહીસર સ્ટેશન પણ ગયું. દહીસર સ્ટેશન ગયા પછી એકાદ માઈલને અંતરે પેલો ગુંડો બહેનને બહાર ધકેલી દેવામાં સફળ નીવડ્યો. એ વખતે પણ બહેનના હાથમાં ડબ્બાનું હેન્ડલ આવી ગયું એટલે એ થોડી વાર તો હેન્ડલ અને બહારની પગથીની મદદથી લટકી રહી. પણ થોડી વારમાં જ પેલા ગુંડાએ જોયું કે આ તો હજુ ડબ્બા બહાર લટકી રહેલ છે, એટલે એણે બહેનના હાથ છોડાવી દીધા અને બહેન સામેના પાટાઓ ઉપર ચાળીસ માઈલની ઝડપે ચાલતી ગાડીમાંથી નીચે પટકાઈ પડી.

નીચે પડ્યા પછી થોડીવારે બહેનને કળ વળી અને એણે જોયું કે પોતે લોહીથી ખરડાયેલી દશામાં પાટા ઉપર પડેલ છે. વળી સામે દૂરથી બીજી ગાડીનો પ્રકાશ નજીક આવતો દેખાતો હતો. એણે જોયું કે હવે ગાડી તળે કચરાઈ જવાનું જ થશે. ઊભા થવાની તાકાત રહી નહોતી. ખોપરી ઉપર જખમો થયા હતા, ગળું ખૂબ ફુલી ગયું હતું અને પગ મચકોડાઈ ગયો હતો, પણ મોતમાંથી બચવા માટે માણસ મરણિયો પ્રયત્ન કરી શકે છે એ હિસાબે આવી દશામાં પણ એ ગબડીને રેલ્વે પાટાથી દૂર જઈ પડી. ત્યાંથી લથડીને એ નજીકના ખાડામાં ગબડી પડી.

બોરીવલી સ્ટેશને એમના પતિ એમને લેવા સામા આવ્યા હતા. એમણે જોયું કે સેકન્ડ ક્લાસના ખાનામાં એકલી બેબી જ બેઠી છે. એમણે પૂછ્યું કે બા ક્યાં છે? બેબી એટલું જ બોલી કે મારી બાને મારીને ફેંકી દીધી અને એના બાપુને વળગી પડી. પેલો ગુંડો તો બોરીવલી સ્ટેશને ગાડી ધીમી પડી હશે ત્યાં જ ઊલટી બાજુએથી ઊતરી ગયો હોવો જોઈએ.

પેલા ભાઈએ જોયું કે ડબ્બામાં લોહી પડ્યું છે એટલે આ દુઃખદના જમાનામાં સ્ટેબીંગનો બનાવ બન્યો જણાય છે. એમણે પોલિસને ખબર આપી અને તપાસ શરૂ થઈ.

બહેનની ચામડાની પેટી તોડેલી પડી હતી. એમાંથી પોણાબસો રૂપિયાની નોટો ગઈ હતી અને બીજી ચીજવસ્તુઓ ફેંદાયેલી પડી હતી.

પાછળથી બહેનનો પત્તો લાગ્યો. એમને હોસ્પિટલમાં લઈ ગયા અને આજે તો એ હોસ્પિટલમાંથી સાજાં થઈને પાછાં ઘેર પણ આવી ગયાં છે. પણ આવા ગુંડાઓનો સામનો એમણે જે રીતે કર્યો એથી પણ વધારે જોરથી કરવાનો ઉત્સાહ આજે એ ધરાવે છે.

એ બહેનનું શરીર જોયું હોય તો સાવ સુકલકડી જેવું છે. વર્ષોથી નિયમિત કાંતીને ખાદી પહેરે છે. ઘરેણાં–દાગીનાને તિલાંજલી આપી છે અને સાદાઈથી રહે છે, એટલે એમને લુંટાવાનો ભો બહુ ઓછો હતો. 'હરિજન બંધુ' માં ગાંધીજીના વિચારો વાંચે એટલે એકલા પ્રવાસ કરવાની કે મુશ્કેલ પરિસ્થિતિમાં માર્ગ કાઢી લેવાની હિંમત ખરી, પણ એ બહેન આટલા ઝનૂનથી અને બહાદુરીપૂર્વક ગુંડા સામે ઝૂઝી શકશે અને એનો સામનો કરશે એ તો કલ્પના પણ ન હતી.* (પાટીદાર)

---

* આ મહિના પહેલાં અમારા ધામણા ગામનાં જ એક બહેને અનુભવેલો આ કિસ્સો છે.

# મહારાજની વાણી

રજૂ કરનાર

શ્રી. માર્કન્ડરાય મહેતા

[કચ્છમાં શ્રી રવિશંકર મહારાજે બહેનો સમક્ષ કરેલ એક વ્યાખ્યાનનો સાર]

બહેનો, તમો 'યોગ ક્ષેમ' શબ્દનો અર્થ જાણો છો? એનો અર્થ થાય છે કમાણી. પણ એમાં બે શબ્દો છે યોગ અને ક્ષેમ. યોગ એટલે મેળવવું અને ક્ષેમ એટલે સાચવવું. આજે યોગ પૂરો થાય છે. પુરુષો પૈસા મેળવી લાવે છે, પણ બહેનોનો ક્ષેમ ચાલ્યો ગયો છે. સાચવવાનું કાર્ય તમારું છે. એ તમારી ચોકી ચાલી ગઈ છે અને આજે સમાજ નિર્ધન-નબળો પડી ગયો છે.

પહેલાં આપણે ત્યાં પાંચ યજ્ઞો હતા. દરેક ઘર એ યજ્ઞોથી શોભતું. એ પાંચ યજ્ઞો—ચૂલો, પાણીઆરું, ઘંટીખાનું, વલોણું અને રેંટિયો. આજે આ પાંચે યજ્ઞ ગયા છે; અને આપણી સંપત્તિ-આપણો ધર્મ ગયો છે. પૂ. બાપુજી બહેનોને કહે છે કે, આ જવા દેશો નહિ. એ તમારો અધિકાર છે. ગીતામાં કહ્યું છે કે, બ્રહ્માએ સૃષ્ટિ યજ્ઞ વડે પેદા કરી માટે યજ્ઞ કરો. યજ્ઞ વડે મનો ઇચ્છિત ફળો મળશે. **યજ્ઞનો અર્થ ઘસાઈ છૂટવું તે.** જે યજ્ઞ નથી કરતો તે ચોર છે. તે વૃથા જીવે છે. જે બીજા પાસે કામ કરાવી જીવે છે તે ચોર છે. યજ્ઞ કરતાં વધે તે અમૃત કહેવાય. માટે અમૃતનું પાન કરવા યજ્ઞ કરો.

આજે સમાજમાં મૂલ્યાંકનો જ બદલાયાં છે. એક વખત જે કામ કરતો હતો તે જ મોટો ગણાતો. હવે તો જેના હાથ સુંવાળા તે મોટો ગણાય છે. જેને ત્યાં નોકરો હોય તે મોટો, એમ આપણે ગણીએ છીએ! સ્ત્રીઓને હવે રસોઇનો કંટાળો આવવા લાગ્યો છે. આ આપણું પતન બતાવે છે. ઘર ચલાવવાનું કાર્ય એ તો તમારો હક્ક છે. એ તમારો અધિકાર તમો ન ગુમાવશો. ઘર ચલાવવા માટે જે સંસ્કારો—જે કેળવણી જોઇએ, જે ઉચ્ચતા જોઈએ તે આજની કેળવણીમાં કર્યાં છે? આજની કોલેજ-કન્યાઓને જોઈને મને દયા આવે છે કે, આ છોકરીઓ ઘર કેમ ચલાવશે? આજે આપણાં શરીરો તો જુઓ! આપણું વલણ બેસી રહેવા તરફ છે. બેસી રહીએ એટલે બળ ઘટે. આપણામાં આજે તાકાત નથી રહી. બળ ઘટ્યું છે અને દવા વધી છે. આજે ઘણી સ્ત્રીઓ દવાખાને જવામાં અભિમાન લે છે! આ બધું માતાઓએ વિચારવાનું છે. કારણકે કન્યાઓના સંસ્કારો માતાઓ પરથી ઘડાશે.

આ આપણું અધઃપતન બચાવવા ગાંધીજીએ આપણને રચનાત્મક કાર્યો આપ્યાં છે. માટે બહેનો કામ કરો. હાથપગ હલાવો. ખાંડો-દળો. પોતાના કપડાં માટે રેંટિયો ચલાવો. જે સંતોષ આપણને ઘેર ઘડેલા રોટલામાંથી મળે છે તે વીશીની રસોઈમાં નહીં જ મળે-ભલેને ઝીણી રોટલી ત્યાં મળતી હોય!

ગાંધીજી હરિજનોને અડકવાનું શાને કહે છે તે જાણો છો? ઇશ્વરે ધંધા વહેંચ્યા અને એ પ્રમાણે ચાર ભાગ પાડ્યા. જ્ઞાન આપનાર ઋષિ આપણું માથું એ કાર્ય કરે છે. તેમાં સપ્તઋષિ વર્ણવ્યા છે. બે આંખ, બે કાન, નાકનાં બે નસકોરાં અને એક મોં એમ સાત જ્ઞાન દેનાર અને લેનાર. હાથ ક્ષત્રિયનું કાર્ય કરે. પેટ વૈશ્યનું. પગ શુદ્રનું. એ થયા ચાર વર્ણ. એમાં ખરાબ કોણ? પગ વગર ચાલે કે હાથ વગર? આપણે રસ્તે જતા હોઇએ અને વચ્ચે ગંદકી આવે તો આપણે પગને ગંદવાડમાં નાખી ઝટપટ નીકળી જઇએ છીએ અને પછી ગંદા પગને કાંઈ કાપી નાખતા નથી. સા

## ખીલતું ફૂલ



ધીરે રે ફૂલ! તમે ધીરેથી ખીલજો!
ઉમંગે એક એક વીણું જી રે!
પાંદડીએ પાંદડીએ પૂરી ઓર આશા,
આશા ત્હમારી મ્હારે માણવી જી રે.
પૂર્યો પચરંગી રંગો અંગે અંગ,
અંગે અંગ રંગવાં મ્હારે ય જી રે.
પમરંતા પ્રેમે મધડાં ઝરતાં,
હૈયું છલકાવું મ્હારૂં હેતે જી રે!
નાજુક, નમણાં; નયન મનોહર,
તેજે આંજુ મ્હારી આંખો જી રે!
પવનની પાંખના ઝૂલે ઝૂલંતાં,
પળે પળ પ્રભુગુણ ગાતાં જી રે!
ન શેં બનું હું ય ફોરંતુ ફૂલડું?
હરિ-હૈયા-હાર બનું હેતે જી રે.

'પ્રિય'

પોતપોતાનું કાર્ય કરે. પગનું કામ સૌથી કઠણ છે. એટલે જ આજે તેને પૂજનીય લેખી આપણે પગે લાગીએ છીએ. પગનું પાણી પીએ છીએ. આખું શરીર પગ પર જ ટકેલું છે, એટલે શુદ્રો તો નમસ્કારને યોગ્ય છે. એ જ શુદ્રને આપણે નીચા ગણ્યા અને આપણે પોતાને ઊંચા ગણ્યા; એ પાપ થયું. આપણે તો હદ કરી છે. એને આપણા કૂવાનું પાણી પણ નથી આપતા. અરે! હવાડાનું પણ નહિ. હરિજનની ભેંસ ભલે પાણી પીએ, પણ હરિજન નહિ. એની ભિખારીને અડીએ, પણ એને નહિ. આપણે આ બધું વગર વિચારે ચલાવ્યું છે. જ્ઞાનનું એક દાન પણ આપણે એને નથી આપ્યું. આપણે એના કામને ખરાબ ગણ્યું, પણ ધારો કે, એ કામ એ ન કરે તો! દારૂની દુકાન ચલાવનાર, વ્યભિચારી, ખોટી સાક્ષીઓ પૂરનાર–એ ધંધા સારા અને ચમારનો ધંધો ખરાબ એ કયાંનો ન્યાય! એ લોકો ગંદા રહે છે, કારણ કે આપણે સગવડો આપી નથી, આપણે સંસ્કાર નથી આપ્યા. આપણે એની પાસે જતા નથી. જો જઈશું તો ઘણું કરી શકીશું. પછી એને ગંદા ન રહેવા જરૂર કહી શકીશું.

આ આપણો ખરો ધર્મ છે. આપણો ધર્મ તો બહેનોએ સાચવ્યો છે. પંડિતોએ ધર્મ નથી સાચવ્યો–ભક્તોએ સાચવ્યો છે, બહેનોએ સાચવ્યો છે; નહિતર આપણો ધર્મ નાશ પામત. આપણે ધર્મને છોડી રૂઢિને પકડી બેઠા છીએ. વાંદરો જેમ પોતાનાં બચ્ચાંને પકડી બેસે છે તેમ–પણ એ જોતા નથી કે એ બચ્ચું તો મરેલું છે. તેમ આપણે ધર્મના ખોખાને વળગી રહ્યા છીએ. આજે આપણો ધર્મ તદ્દન લુપ્ત થવાની સ્થિતિ પર છે અને એની કસોટી થાય છે. એના બળની કસોટી છે. અમદાવાદમાં એક દેવીની મૂર્તિને તોડવા જ્યારે ગુન્ડાઓ આવ્યા ત્યારે એના બધા પૂજારીઓ નાસી ગયા! ધર્મને ખાતર મરવાની તાકાત આજે આપણામાં રહી નથી. ગામમાં હુલ્લડ થાય અને આપણે નાસી જઈએ એ આપણો ધર્મ છે! જે વખતે કોઈ છેડતી કરે ત્યારે આપણે નાસી જઈએ તો આપણું શરીર જરૂર બચે, પણ આપણો આત્મા તો તે જ વખતે મરી જવાનો. ખરા ધર્મને બચાવવાનું કાર્ય બહેનો કરશે એવી મને ખાત્રી છે.*

---

* મહારાજની વાણી નામક પ્રગટ થવા પામેલ પુસ્તકમાંથી

યુનાઇટેડ સ્ટેટસના પ્રથમ નીગ્રો સન્નારી

# મેરી મેકલૌડ બેથ્યુન

શ્રી. પરિમલ

*

મેરી મેકલૌડ બેથ્યુન શિક્ષિકા, અધ્યાપિકા, પ્રવાસિની, રાજકર્મચારિણી અને પ્રથમ વાર સ્ટેઈટસની પ્રથમ મશહુર નીગ્રો મહિલાની ઇકોતેરમી વર્ષગાંઠ તાજેતરમાં જ ઉજવાઇ ગઇ. પાટનગર ઉપરાંત બીજાં ચાલીસ શહેરોમાં એ દિવસ સંગીત મહોત્સવોમાં ગાળવામાં આવ્યો હતો. મીસીસ બેથ્યુને સાન ફ્રાન્સીસ્કોની ખાસ મુલાકાત લીધી હતી ને એમની વર્ષગાંઠની ઉજવણીમાં શહેરના મેયર રોજર અને કેલીફોર્નિયાના એટર્ની જનરલ રોબર્ટ કેની એ હાજરી આપી તેમને સન્માન્યા હતા.

અમેરિકામાં આંતર કોમી સદ્‌ભાવ વિકાસ પામે તે માટે સતત મથનાર અમોઘ શક્તિ તરીકે મીસીસ બેથ્યુને, દરેક નીગ્રો બાલક અને બાલિકાને પોતાનામાં રહેલું હીર જગતને પરખાવવાની તક મળે તે માટે, જીવનભર પ્રયાસો કર્યા છે. નીગ્રો સ્ત્રીઓની રાષ્ટ્રીય સભાના અત્યારના સક્રિય આગેવાન તરીકે એ મશહૂર છે. યુનાઇટેડ સ્ટેઈટ્સના સમગ્ર પ્રદેશમાં પચરાયલી નીગ્રો કે આંતરકોમી, સામાજિક, કેળવણી પ્રધાન, ધાર્મિક કે સ્ત્રીઓની અસંખ્ય સંસ્થાઓમાં સ્થાપક પ્રમુખ કે માર્ગદર્શક તરીકે વિવિધ પ્રકારની સેવા બજાવતા લગભગ પચાસ વર્ષો તેમણે વ્યતિત કર્યાં છે.

વિશ્વયુદ્ધ દરમિયાન મીસીસ બેથ્યુને રાષ્ટ્રીય યુવકસંઘના નીગ્રો વિભાગના સંચાલક તરીકે અગત્યની કાર્યવાહી બજાવી હતી. ફ્લોરીડામાં ડેટોનાની બેથ્યુન કુકમેન કોલેજમાં એ પ્રમુખ હતાં. એ સંસ્થા એમણે પોતે જ ઇસ્વીસન ૧૯૦૪માં સ્થાપી હતી. આ વર્ષે જ તેમણે એ સેવાકાર્યમાંથી નિવૃત્તિ લીધી. બુકર ટી વોશીંગ્ટન, જ્યોર્જ વોશીંગ્ટન કાર્વર અને મોરડેકાઈ જ્હોન્સન જેવા મશહૂર નીગ્રો શિક્ષણશાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો અને સામાજિક આગેવાનો જેવું જ એમનું સેવાકાર્ય ઝળકી ઉઠ્યું છે.

બીજા અનેક અમેરિકનોની પેઠે મીસીસ બેથ્યુને પણ ઘણી જ ગરીબાઈમાંથી સામાન્ય શરૂઆત કરીને જ અત્યારની ખ્યાતિ પ્રાપ્ત કરી છે. ઈસ્વીસન ૧૯૩૫માં એમને સ્પીંગર્ન ચંદ્રક અર્પણ કરવામાં આવ્યો હતો. ફ્રાન્સિસ એ ડ્રેક્સલ પારતોષિક પણ એમને એ જ વર્ષે મળ્યું હતું. પોતાની જાતિની એમણે બજાવેલી સેવાનાં એ પ્રતિક હતાં. યુનિવર્સિટીની માનદ પદવીઓનો તો સુમાર જ નહોતો.

એમનું બાલપણ દક્ષિણ કેરોલીનામાં એક નાનકડી પાટીઆં જડીને તૈયાર કરેલી ઝૂંપડીમાં વીત્યું હતું. ત્યાં એમના માતા પિતા અને સત્તર બાલકોનું આખું કુટુંબ ડાંગરના ખેતરમાં કામ કરતું. નવ વર્ષની વયે મેરી આખા દિવસમાં થઇને અઢીસો રતલ ચોખા તૈયાર કરી શકતી.

જ્યારે જ્યારે લાગ મળતો ત્યારે ત્યારે પાંચ માઈલ દૂર આવેલી શાળાનો તે લાભ લેતી અને ઘેર આવીને ત્યાં શીખેલું તે પોતાના આખા ય કુટુંબને શિખવતી. કેળવણી માટેની એની ગજબ મહત્વકાંક્ષાના પરિણામે નાનકડા ગામડાની શાળા નાનકડી શિષ્યવૃત્તિ લઇ ઉત્તર કેરોલીનાની સ્કોશિયા સેનનરીમાં દાખલ થઇ. તે જાતે કમાતી, ખર્ચતી ને બચાવતી.

ધોબીને ત્યાં કે રસોઈનું કામકાજ કરીને એ કમાઈ લેતી અને એમ મહાપરાણે તેણે આ શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી ચિકાગોના મૂડી બાઈબલ ઈન્સ્ટીટ્યુટમાં અભ્યાસ આદર્યો. એણે મશીનરી થવાનો નિર્ધાર કર્યો હતો, પરંતુ પોતાના કુટુંબીઓને કેળવણી આપવાના ઉત્સાહમાં એને પોતાને આદર્શ અળગો કરવો પડ્યો.

મીસીસ બેથ્યુનની આ આદર્શ માટે અણખૂટ શ્રદ્ધા, હિંમત અને શક્તિ તથા એના નીગ્રો સહકાર્યકર્તાઓના ધૈર્યશીલ સતત પ્રયત્નોના પ્રતિક સમોવડાં બેથ્યુન કુકમેન કોલેજની સ્થાપના વિકાસ અને ઇતિહાસ મોજુદ છે. આજે મીસીસ બેથ્યુન એની માનદ પ્રમુખ છે. ફ્લોરીડામાં આવેલા ડેટોનામાં એ કોલેજનો આઠ લાખ ડોલરની મીલ્કત છે. બત્રીસ એકર જમીનમાં ચૌદ અર્વાચીન મકાનો છે. ચાર વર્ષના અભ્યાસક્રમ દ્વારા ગૃહઅર્થશાસ્ત્ર, હસ્તકલા-કારિગીરી વગેરેનું પ્રગતિશીલ ધંધાદારી શિક્ષણ સેંકડો વિદ્યાર્થીઓને મળ્યે જાય છે. ઈસ્વીસન ૧૯૦૪ના ઑક્ટોબરની ત્રીજી તારીખે એની સ્થાપના થઈ ત્યારથી એની સાર્થકતા વધતી જ ગઈ છે.

પૂર્વ કિનારે રેલ્વે નખાતી હતી અને તે બાંધકામ માટે હજારો નીગ્રો ફ્લોરીડામાં ભેગા મળ્યા હતા, ત્યારે દોઢ ડોલરની મૂડી અને આઠથી બાર વર્ષના ૭ વિદ્યાર્થીઓથી મીસીસ બેથ્યુને શરૂઆત કરી. અગાધ અજ્ઞાન અને કેળવણીની સગવડોના દુષ્કાળ સામે જેહાદ જગાવી હતી. એમના વિદ્યાર્થીઓ અઠવાડિએ પચાસ સેન્ટ ફી આપતાં, એટલે આકરી ગરીબાઈનો પણ એમને ભારે સામનો કરવો પડ્યો હતો.

શાળાના ઈતિહાસમાં આ પાનાં આલેખનાં મીસીસ બેથ્યુન પોતનો સ્વભાવ ચિતરે, છેઃ " અમે લાકડાં બાળતાં અને તેમાંથી પડતા કોલસાથી લેખનકાર્ય કરતાં. એલ્ડરબેરી ક્ચરી શાહી બનાવતાં. હું અજાણ્યા પાસેથી સાવરણી, દીવો, વગેરે જરૂરી ચીજો માગી લાવતી. જે છાપાંને લેખની જરૂર હોય તેને લેખ લખી આપતી, પરિપત્રો પાઠવતી, ચર્ચ, ક્લબ, લૉજ કે વ્યાપાર કેન્દ્રોમાં ઘુસી જઈ મદદ માગી લાવતી. "

વિદ્યાર્થીઓ પોતાને બેસવાનું રાચરચીલું હાથે બનાવી લેતા. રેલ્વે લાઈન ઉપર કામ કરતા મજુરોમાં મીસીસ બેથ્યુન જાતે બટાટાનું શીરામણ કે આઈસ્ક્રીમ વેચતાં. શહેરની પડતર જમીનમાંથી થોડોક ભાગ મેળવી, વિદ્યાભ્યાસ કરતા કારીગરોએ પોતાના પગારનો થોડો ભાગ જુદો કાઢી, જૂની ઇંટો ખરીદી શાળાનું મકાન ઉભું કર્યું હતું. વિદ્યાર્થીનીઓ ડેટોનાની હોટેલોમાં ગાવા જતી અને જે કાંઇ મળતું તે શાળા ખાતે જમા થતું.

આવી ધગશભરી આગેવાની નીચે ડેટોના નોર્મલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના થઈ. ધીમે તેનો વિકાસ થતો ગયો. શ્રીમંતોએ નાણાંની રેલમછેલ કરી. ઈસ્વીસન ૧૯૨૩ માં મેથોડિસ્ટ કુકમેન ઈન્સ્ટીટ્યુટની સ્થાપના થઈ. પછી પહેલા પ્રમુખ તરીકે મીસીસ બેથ્યુનની નિમણુંક કરી, હાલના વિદ્યાલયની શરૂઆત કરવામાં આવી. અત્યારે કામનો ભાર અતિશય વધી ગયો છે, છતાં વિકાસ પામતી આ સંસ્થાનો એ સંપૂર્ણ સંપર્ક ધરાવે છે અને બોર્ડની પ્રત્યેક સભામાં હાજરી આપે છે; મુશ્કેલીના કે ઉત્સવના દરેક પ્રસંગે ખડાં રહે છે. અને પોતાના આધ્યાત્મિક નિવાસમાં જ હોય તેમ એ બધાંની વચ્ચે પણ જરૂરી આરામ મેળવી લે છે. (USIS.)

સ્નેહલગ્નની વિધવા



# શારદાની સિદ્ધિ

લેખિકાઃ

**શ્રી. લીલાવતી કામદાર.**

'શારદા!' માત્ર એટલો જ શબ્દોચ્ચાર કરતાં અરુણનો કંઠ રુંધાઈ ગયો. તેની છાતીના ધબકારા વધી ગયા અને આંખો શારદાનાં નયનો સામે મીટ માંડી રહી. થોડી વાર કોઈ કંઇ બોલી શકયું નહિ. એકાદ મિનિટમાં તો શારદાની આંખો આંસુડાથી ઉભરાણી અને અરુણની વાચા પુનઃ ખુલીઃ

"શારદા! પ્રિય! મારા જીવનની તો હવે છેલ્લી પળો ગણાય છે. હું તો જઇશ, પણ,..પ...ણ તારું શું થશે? જીવન જોડતાં પહેલાં આશાની અનેક ઇમારતો આપણે બાંધી હતી. અને હવે તું એકલી 'અ...ટુ...લી... શું..." અરુણની જીભ ટુંકી થવા લાગી. શારદા સફાળી ઊઠી અને બાજુના ઘરમાં દોડી ગઇ.

"ધીરુભાઇ, જલદી દોડો. ડૉક્ટરને બોલાવો. અરુણને કાંઇક થઇ જાય છે." કુટુંબ જેવો સંબંધ ધરાવનાર પાડોશીને એટલું જ કહી તે દોડતી અંદર આવી. પોતાની પત્નીને શારદા પાસે જવા સૂચવી ધીરુભાઇ ડૉક્ટરને બોલાવવા ગયા અને સાથે સાથે શારદાના પિતાને ટેલિફોનથી અરુણની તબીયતના ખબર પણ આપ્યા. પરંતુ ડૉક્ટર આવી પહોંચે ત્યાર પહેલાં તો અરુણનો જીવનદીપક હોલવાઇ ગયો હતો.

*

"બેટા! અરુણને ગયાને આજે સવા વર્ષ વીતી ગયું, છતાં તારી ઉદાસીનતા રજ માત્ર ઓછી થતી નથી. તું બોલીને હૈયાની વરાળ કાઢતી નથી; રડીને વાતાવરણ ઉદ્વેગમય બનાવતી નથી; પણ તારી એકે એક ક્રિયામાં હાર્દિક વેદન ભર્યું છે. અમારી એકની એક પુત્રીને આ દશામાં દિવસો વીતાવતી જોઈ અમને શું શું થતું હશે? શારદા! તું જાણે છે કે હું સુધારક છું. લોકનિંદાને બાજુએ મૂકી તને અભ્યાસ કરાવતા હું સહેજ પણ અચકાયો નથી. તને સંગીત અને નૃત્યનું ઉચ્ચ શિક્ષણ આપતા કંઇક લોકવાયકા કાનના પડદા સાથે અથડાઈ ગઇ, પણ મેં તેની પરવા નથી કરી. તેં પસંદ કરેલ પરજ્ઞાતિના અરુણ સાથે લગ્ન કરવાની સંમતિ આપતાં મેં સારા યે સમાજનો કોપ વહોરી લીધો હતો. પણ આ પ્રત્યેક કાર્યમાં મેં સુધારાનું મૂળ જોયું છે; રુઢિની કઠણ જંજીરોને તોડવાનો આનંદ અનુભવ્યો છે. આજે મારી સામે એ બધાને ઢાંકી દે તેવો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. બેટા, અરુણ સાથેનું તારું લગ્નજીવન માત્ર ત્રણ જ મહિનાના ટુંકા કાળનું હતું. તારી ઉમર નાની છે. કાલે મારી હયાતી નહિ હોય. તું ભણેલી-ગણેલી છે, એટલે કોઈના આધાર

વિના ન જ જીવી શકે તેવી નબળી નથી, પણ જીવનમાં આત્મિયતા દર્શાવનાર કોઈક તો જોઈએ જ ને? માટે બહેન, શોક દૂર કર. કોઈ મનપસંદ કાર્ય હાથમાં લે. અને એમ કરતાં વચ્ચે વિચ્ચે કોઈ યોગ્ય વ્યક્તિ મળી આવે તો તેની સાથે તું પુનર્લગ્નથી જોડાય તો મારા જીવને શાન્તિ થાય."

શારદા અત્યાર સુધી નીચું જોઈ પિતાની વાણી સાંભળી રહી હતી. છેલ્લું વાક્ય સાંભળતાં જ તેણે આંખ ઉંચી કરી; સ્થિર નયને ક્ષણભર પિતા સામે જોઈ રહી; પછી બોલી: "પિતાજી, મારા પ્રત્યેની આપની મમતા હું જોઈ શકું છું. આપનું પ્રેમાળ હૃદય હું સંપૂર્ણપણે સમજી શકું છું. બાપાથી શું બોલું? પ...ણ, પિતા,

"દેહલગ્નની વિધવાને પુનર્લગ્નસમ મુક્તિ નથી,
સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્નસમ પાપ નથી.
મારા અને અરુણના સ્નેહલગ્ન હતાં."

આટલું બોલી તે ચુપ રહી. પુત્રીની ભાષામાં પિતાને દૃઢ નિશ્ચયબળ દેખાયું.

"બેન, તારું મન દુઃખ ઓછું થાય અને તું કાંઈક પ્રફુલ્લ રહે એ જ જોવાને હું ઇચ્છું છું." એટલું બોલી શારદાના પિતા બીજા ઓરડામાં ચાલ્યા ગયા.

શારદાએ પોતાના મનોભાવ પિતાને ટુંકમાં જ જણાવી દીધા હતા. પણ પિતાના ગયા પછી તેનું મનોમંથન વધી પડ્યું હતું. તેને ક્યાંય ચેન પડતું ન હતું. મનને શાંત કરવા તે બંગલાની આગળના ભાગમાં આવેલ બગીચામાં ગઈ અને હિંચકા પર બેઠી. હજુ સંધ્યા હમણાં જ આથમી હતી અને શુક્લપક્ષની ચતુર્દશીની ચંદ્રિકાએ પોતાનો રુપેરી પાલવ અવની પર પાથરવાની શરૂઆત કરી દીધી હતી. ધીમી વહતી પવન લહરીએ શારદાના તપ્ત મગજને કંઈક શાંત કર્યું અને હિંચકાની ગતિ સાથે તેના વિચારોની ગતિ પણ ચાલુ થઈ.

"પિતાને સાન્તવન આપનાર મારા સિવાય બીજું કોઈ નથી. મને દુઃખી જોઈ તેમને દુઃખ થાય છે. પિતાએ કાયમ મને આનંદનું સ્થાન ગણી છે. તે હંમેશ મને સુખી જોવા આતુર હોય છે. આજે મારું દુઃખ તેમને પણ દુઃખ આપી રહ્યું છે. અને...અને.... શોકાતુર રહેવાથી પણ શું થશે? સ્વર્ગમાં રહેલા અરુણના આત્માને પણ શું તેથી શાન્તિ મળશે! અરુણ! મારા પ્રિય!! તારા વિનાની હું એકલી શું કરીશ! શી શી મહેચ્છાએ આપણે બંને મળ્યા'હતાં! કેવી કેવી મહત્વાકાંક્ષાઓ આપણે સાથે રહીને ઘડી હતી!! તારે તો પીડાતા રાષ્ટ્રની સેવા કરી તેનાં દુઃખ – દર્દ નિવારવાં હતાં, તારે તો હિન્દનાં ગામડે ગામડે શિક્ષણની સરિતા વહાવવી હતી. હવે શું એ બધું હવામાં ઉડી જશે! હરગીઝ નહિ. પિતાનો મને ટેકો છે. કુદરતે બુદ્ધિ અને શક્તિ અર્પ્યાં છે. અરુણનો સ્થૂળ દેહ નથી, પણ તેનો આત્મા તો સૂક્ષ્મ સ્વરુપે સદૈવ મારી સાથે જ છે. અલ્પ કાળનાં પણ તેના સમાગમનાં મધુર સ્મરણો મારી કાર્યસિદ્ધિમાં મને બળ અને શક્તિ અર્પશે. મારું કાર્ય તેની અધુરી રહેલી આશાઓ પૂર્ણ કરશે."

*

મહેમદાવાદમાં આજે મોટી માનવ મેદની જામી છે. હજારોની સંખ્યામાં સ્ત્રી અને પુરુષો આજની કીર્તનકારની રાહ આતુર નયને જોઈ રહ્યાં છે. ત્યાં ત્રણ સ્ત્રીઓ અને બે પુરુષો સાથે શારદા આવે છે. સૌ તેને ઉભા થઈ આદર આપે છે. શારદાની સૌમ્ય મુખમુદ્રા, સાદો પોષાક અને ગામડાના લોકો સાથે એકતા અનુભવવાની કળાથી લોકોનો તેના પર ભાવ વધે છે. આજનું કિર્તન સતી સાવિત્રી ઉપર છે..વાર્તાની વસ્તુ કરતાં શારદાનો ઝોક છે સાવિત્રીના નિશ્ચયબળ ઉપર. તે કહે છે: 'બહેનો, આ જંગલ છે. પતિનો મૃતદેહ પડ્યો છે,

પાસે કોઈ નથી, છતાં તે ગભરાતી નથી, મુંઝાતી નથી; આક્રંદ કરતી નથી. તે તો મન સાથે નક્કી કરે છે કે મારા સત્યવાનનો આત્મા પાછો મળવો જ જોઈએ. તે યમરાજની પાછળ પડે છે, તેને સમજાવે છે, વિનવે છે અને અંતે સત્યવાનનું આયુષ્ય પાછું માગી લે છે. બંધુભગિનીઓ! જીવનમાં જરુર છે આવા આત્મબળની. બહેનો આ શક્તિ તમારામાં પણ ભરી છે. માત્ર તમને એનો ખ્યાલ નથી, પણ એ ખ્યાલ પ્રાપ્ત થાય છે શિક્ષણથી. કુદરતે માનવીને બે આંખો આપી છે, તેનાથી બધી દશ્ય ચીજો જોઈ શકાય છે, પણ તે ચીજોની પાછળનું રહસ્ય સમજવા માટે જ્ઞાન-રુપી આંખો તો જોઇશે જ. તમારામાંથી ઘણા ભણેલાં હશો. તમને જો તમારા ગ્રામજનો માટે પ્રેમ હોય, તમારા હૃદયમાં જો સેવાની ભાવના હોય તો આજથી જ પ્રતિજ્ઞા કરો કે 'અમારા ગામમાં આજથી બે વર્ષ પછી કોઈ નિરક્ષર–અભણ ન હોય.' નાનાં, મોટાં, ગરીબ, તવંગર જે કોઇ ન ભણ્યા હોય તેને ભણાવોઃ તેને ત્રીજી આંખ આપ્યાના આશિર્વાદ મેળવો."

વ્યાખ્યાન પૂરું થયું. તે જ વખતે કેટલાક માણસો આગળ આવ્યાં. થોડી વાતચીત થઈ, અને બીજે જ દિવસે 'નિરક્ષરતા નિવારણ મંડળ'ની સ્થાપના થઇ. જોશભેર કાર્ય શરુ થયું અને આગળ ચાલ્યું. બપોર પડે છે ને બહેનો ઘરમાંથી બહાર નીકળી નિરક્ષર બહેનોને શિક્ષણ આપે છે. રાતના જમી પરવારી પુરુષો અને હાઇસ્કુલના વિદ્યાર્થીઓ નિરક્ષર પ્રૌઢોને ભણાવે છે. અને ગામમાં તો પ્રગતિ અને શિક્ષણનો જુવાળ ચઢયો છે.

શારદા એક ગામથી બીજે ગામ ફરે છે. આજે તો તેનું નામ ગુજરાતને ગામડે ગામડે ગવાઈ રહ્યું છે. કેટલાય તેને સરસ્વતી દેવીના નામે પણ સંબોધે છે. નિરક્ષતા નિવારણ એ એનું મીશન છે. એ મીશન લઇ એ ગામડે ગામડે ઘૂમે છે, અને સ્થળે સ્થળે જ્ઞાનપરબો ખોલે છે.

# ભરત-ગૂંથણ



લેખિકા
કુ. ચંદ્રિકા ભારદ્વાજ

*

અત્યાર સુધી છપાયેલી અને હવે પછી છપાતી આકૃતિઓ વિષે એક સ્પષ્ટતા કરી લેવી જરૂરી છે. મૂળ ચિત્રોનું કદ છાપવાની અંદર નાનું કે મોટું આવે છે. કારણ કે બ્લોક બનાવતી વખતે એ ધ્યાનમાં રાખવું પડે છે કે બ્લોક અમુક માપથી મોટા ન થાય. એટલે કેટલીક વાર વેલો કે બુટ્ટાઓ નાનાં થઇ જવાથી તેનો વાસ્તવિક ખ્યાલ આવી શકે નહિ તેવો ભય છે. વેલો અને બુટ્ટાઓને પોતાના માપના કાપડ ઉપર ઉતારીને વાપરી શકાય તેવડી છાપ હોય તો તો સીધે સીધું તેનું ટ્રેસિંગ કરી અને પછી કાર્બન પેપરથી કાપડ ઉપર છાપી શકાય. પરંતુ કેટલીક વાર કાપડ ઉપર મોટા બુટ્ટાની જરૂર હોય તો એ જ બુટ્ટાને મોટો બનાવવો જરૂરી છે. આવી રીતે કોઈ પણ ચિત્રને મોટું કેમ બનાવવું તેની વિગત આ લેખમાળામાં ક્યાંક અવકાશ હશે તો આપીશું. પરન્તુ અત્યારે તો એટલું જ કહેવાનું છે કે આ ચિત્રોના માપ જરૂર પૂરતાં મોટાં બનાવી શકાશે.

આ વખતે અમે ઝોળી ઉપર કે ટેબલ-કલોથને ખૂણે ભરી શકાય તેવા ચાર બુટ્ટા આપીએ છીએ. આવા બુટ્ટાઓ તો જેવડા મોટા બનાવવા હોય તેવડા મોટા પણ બનાવી શકાય અને જેવડા નાના બનાવવા હોય તેવડા નાના પણ બનાવી શકાય. એટલે

ચિત્રની છાપ ઉપર જ તેના કદનો આધાર નથી રહેતો. કોઈ પણ બહેન એને મોટા સ્વરૂપમાં (enlarge) કરી વાપરી શકાશે.

આકૃતિ નં. ૧૦–ગુલાબના ગુચ્છની આ આકૃતિ છે. આ જાતની આકૃતિ ઝોળા ઉપર ભરવાથી બહુ સારી લાગે છે. ટેબલ ક્લોથને ખૂણે પણ સારી લાગશે. આમાં :–

ફૂલ : ગુલાબી રંગના ઊંધા બખિયાની (નં ૧) રીતે માત્ર રેખાઓ ભરીને ભરવા; અગર તો કાંટા ભરત (નં. ૩) ની રીતે કિનારીની અંદર કાંટા આવે એ રીતે ભરવા. ગુલાબ ભરવા માટે આ જ રીત વધુ સારી લાગે છે. ગુલાબને ધાટું બનાવવાની ઈચ્છા હોય તો સૂતરની સેર જાડી રાખવી.

ડાંખળી : ડાંખળી ભરવાની કોઈ પણ રીત–નં. ૧૭ કે નં. ૬ કે પછી સાંકળી (નં. ૨) અથવા નં. ૧ ઊંધા બખિયાની રીતે પણ આવે. ડાંખળિયોનો રંગ કથાઈ અગર તો ઝાંખો પોપટી સારો લાગશે.

પાંદડાં : આ પાંદડાં આખાં પણ ભરી શકાશે અને માત્ર કિનારી ભરી અંદર નસો પૂરી લેવી હશે તો યે ચાલશે, કિનારી ભરી લેવી હોય તો કાંટા ભરી (નં. ૩) બહાર કાંટા નીકળે એ રીતે સારૂં લાગશે. આખું ઘટ પાંદડું ભરવું હોય તો નં. ૧૬ ની રીત સારી લાગશે. નં ૧૬ ની રીતે પાંદડું આખું ભરી લીધા પછી તેની ઉપર સીધા બખિયાની દોરાથી પીળા સૂતરથી નસો ભરી લેવાથી પાંદડું ઓર દીપી ઊઠશે.

કળીઓ: કળીઓનું વજ્ર(ઉપરની પાંખડી) લીલા રંગનું ભરવું. અને બહાર નીકળતા ફૂલની રેખાઓ લાલ રંગની ભરવી. ઊભા ભરતની રીતે (નં. ૫) વજ્ર ભરવું ફાવશે. બહાર નીકળતા ફૂલની પાંદડીઓ તો ગમે તે રીતે ભરી શકાશે. આડિયા પાટિયાની રીત નં. ૪ પણ ઠીક કામ લાગશે.

આ મુદ્રાની એક વિશિષ્ટતા તો એ છે કે તેમાં કોઈ પણ નામને ગૂંથી લઈ શકાશે. 'શ્રી જીવન' એ શબ્દો લખ્યા છે તે જગ્યાએ સૌ કોઈ પોતપોતાનું નામ મૂકી શકશે. નામ ભરવાની રીત પડખોપડખ સાંકળીની બે ત્રણ ઘટ્ટ રેખાઓ ભરવાથી સારૂં ઉઠાવદાર ભરત થશે. આ અક્ષરો ઘેરા જાંબુઆ કે પછી કાળા અક્ષરોમાં વધુ ઉઠાવ પકડશે. એકદમ ઘેરો રાતો કદાચ સારો લાગે પણ આસપાસ ગુલાબી રંગનો અતિરેક થતો હોય વિરોધ–contrast–નહિ પકડે.

આકૃતિ નં. ૧૧–આ આકૃતિ કરેણની ડાંખળીની છે. હોંશીલી બહેનો ચણિયાના પાટમાં પણ આ આકૃતિનું મોટું સ્વરૂપ થોડા થોડા અંતરે ભરી દેશે તો સુંદર નમૂનો થશે.

ફૂલ : આમાં એક જ ફૂલ છે. આ ફૂલ પીળું ભરાય તો સારું. અંદરથી બહાર નીકળતા પરાગની ડાંખળી ઊંધા બખિયાની રીતે બદામી રંગની ભરવી અને ઉપરના ટોપકાં લાલ ચટક રંગના ભરાય તો સરસ લાગશે. ફૂલ અસલ કરેણના ફૂલ જેવું જ નથી, સ્હેજ ફેરફારવાળું કરી નાખેલ છે. એટલે એને પહેલું માત્ર કિનારીથી જ ભરવું સારૂં લાગશે. છતાં આખું ઘટ ભરવું હોય તો યે ભરી શકાય તેવી એની આકૃતિ રાખી છે. ફરતી ચાર ગોળ પાંદડીઓ કાશ્મીરી ભરતથી (નં. ૧૮) પીળી કે કેસરી રંગની ભરવી. નીચે જ્યાં ફૂલ ડાંડલીને ચોંટે તે ગાંઠનો દાણો ઘેરા લીલા રંગનો ભરવો–રીત આડિયા પાટિયાની. ડાંખળીઓ: નં. ૧૦ ની રીતમાં બતાવ્યામુજબ. કળી: લીલા રંગની ઊભા ભરતની રીતે (નં.૫)

પાંદડાં : આ પાંદડાં આખાં ઘટ ભરવાથી જ સારાં લાગશે, ઘેરા લીલા રંગના ભરવા. રીતમાં આડિયા પાટિયાની (નં. ૪) ઊભું ભરત (નં. ૫) કે પછી કાશ્મીરી ભરત (નં. ૧૮) ગમે તે રીતે ચાલશે. આખું પાંદડું ભરી લીધા પછી વચ્ચો વચ પીળા દોરાથી










ઊંધા બખિયાની રીતે નસ ભરી જવાની છે. પાંદડા માટે ભરવાની બીજી રીતો પણ અજમાવી જોવા જેવી છે.

**અક્ષરો :** આમાં જે અક્ષરો બતાવ્યા છે ત્યાં ગમે તે નામના અક્ષરો મૂકી શકાય તેમ છે. એ અક્ષરો ભરવાની રીત–ષટ્ કિનારીબંધ ભરત (નં. ૬) ડાંખળી ભરવાની રીત (નં ૧૭) બન્ને ચાલશે. રંગ ઘેરો જાંબુડીઓ બ્લુ કે લાલ ગમે તે હશે તો ઉઠાવ પકડશે.

**આકૃતિ નં. ૧૨–**ફૂલ કળશઃ– આનો ઉપયોગ પણ નં. ૧૦–૧૧ ના જેવો જ છે.

ફૂલ : અંદર બતાવેલા મોટા સૂર્યમુખી ફૂલ અંદરનો ગોળ દટ્ટો પરાગભરતથી (નં. ૧૩) ઘેરા બદામી રંગનો ભરવો. ફરતી પાંદડીઓ પીળા કે કેસરી રંગની ભરવી. આ પાંદડીઓ કાસ્મીરી કે આડિયા પાટિયાની રીતથી સારી આવશે. ઊંધું ભરત પણ સારું લાગશે. તેના પછી ઊંચે આવતું સૂર્યમુખી ફૂલ જે બીજી જાતનું છે તે પણ એ જ રીતે ભરવું. નીચે મોટું ચાર પાંખડીનું ફૂલ છે તે કાસ્મીરી ભરતની રીતે ચાર પાંખડીઓ ગુલાબી ભરવી. વચ્ચેનો ગોળ દટ્ટો પરાગથી જ ભરવો અને પછી પીળી રેખાથી (ઊંધા બખિયાની રીતે) તેમાં ચોકડી પાડવી.

**પાંદડાં :** લીલા રંગના પાંદડાની રીતો બતાવી છે તેમાંથી ગમે તે રીતે.

ઉપરના પાંચ પાંખડીના ફૂલ પીળાં ભરવાં હોય તો કાંટા ભરતની રીતે માત્ર રેખાઓ ભરી લેવી. આખાં ભરવાં હોય તો પણ આડિયા પાટિયાની રીતે અગર તો કાસ્મીરી ભરતની રીતે પાંદડીઓ ભરવી. વચ્ચેના ગોળ દાણા આડિયા પાટિયાની રીતે ભરવાં. પાંદડીઓ ગુલાબી કે લાલ રંગની ભરવી અને વચ્ચેના દાણા જાંબુડા રંગના ભરવાથી સારો વિરોધાભાસ થશે.

**કળી :** અગાઉ બતાવ્યા મુજબ.

**ડાંખળીઓ:** ઊંધા બખિયાની રીતે જાડી સેર લઈને ભરવી.

બોરના દાણા : આ દાણા જુદાં જુદા ઘેરા રંગના લાલ જાંબુઆ કે બ્લુ ભરવા.

કળશ : કળશની રેખાઓ માત્ર ભરવી હોય તો ગેરુઆ રંગની રેખાઓ ઊંધા બખિયાની રીતે ભરવી. નહિતર કિનારીઓ ભરી લીધા પછી ઉપરના અને વચ્ચેના પટ્ટા પીળા રંગના ભરી વચ્ચેની બધી જગ્યા ગેરુઆ કે આછા લાલ રંગની આડીયા પાટિયાની રીતે ભરવી.

## ન્યાયની

# અદાલતમાં

*

અમદાવાદના એક ગ્રહસ્થની પાસેથી પોતાને ભરણપોષણ મેળવવા માટે તેમની પત્ની શ્રી. રાધાબાઇએ થોડા વખત ઉપર દાવો કર્યો હતો. એ બન્નેએ સ્પેશ્યલ મેરેજ એક્ટ પ્રમાણે (૧૮૭૨ ના કાયદા પ્રમાણે) લગ્ન કર્યું હતું. અમદાવાદની કોર્ટના એ દાવાના ચુકાદાની સામે મુંબઇ હાઇકોર્ટમાં રીવીઝનની અરજી કરવામાં આવી હતી. હાઇકોર્ટે પત્નીનો દાવો કાઢી નાખ્યો છે. પત્નીને એવું જણાવવામાં આવ્યું છે કે તેણે સ્પેશ્યલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કરેલું હોવાને લીધે તેને હિંદુ લગ્નવિધિએ કરેલા લગ્નની માફક પતિ પાસેથી ભરણપોષણ મેળવવાનો હક્ક નથી. પત્નીએ દાવામાં એવું જણાવ્યું હતું કે ૧૯૩૬ માં તેણે તે ગૃહસ્થ સાથે સ્પેશ્યલ મેરેજ એક્ટ મુજબ લગ્ન કર્યાં હતાં. તેના પતિએ તેના અને તેની છોકરીના ભરણપોષણ માટે બેદરકારી બતાવી હોવાને લીધે બાઈએ તે માટે દાવો કર્યો હતો. પતિનો બચાવ એવો હતો, કે આ દાવો સાંભળવાનો કોર્ટને હક નથી. બાઈએ હિંદના છુટાછેડાના કાયદા પ્રમાણે પગલાં લેવાં જોઇએ.

નીચલી કોર્ટે બાઈના લાભમાં—એટલે કે હિન્દુ પત્ની તરીકે તે ભરણપોષણ મેળવવા હકદાર છે એવો ચુકાદો આપ્યો હતો. હાઇકોર્ટના જજે જણાવ્યું હતું કે, આવો ચુકાદો આપવામાં નીચલી કોર્ટે ભૂલ કરી છે. સ્પેશ્યલ મેરેજ એક્ટની ૧૭ મી કલમમાં સ્પષ્ટ જણાવેલું છે કે, આ કાયદા પ્રમાણે કરવામાં આવેલાં લગ્નોને હિન્દી છુટાછેડાનો કાયદો લાગુ પડશે, એટલે કલમ ૩૭ પ્રમાણે તે બાઈને ભરણપોષણ સુદ્ધાંત હિંદી છુટાછેડાના કાયદા પ્રમાણે દાદ આપી શકાય. આ ચુકાદો મહત્વનો છે. પરન્તુ અમને લાગે છે કે, જેને છુટાછેડા મેળવવાનો વિશેષ હક સ્પેશ્યલ મેરેજ એક્ટ અનુસાર લગ્ન કરવાને કારણે મળ્યો હોય, તે સ્ત્રી, પ્રત્યેક હિન્દુ સ્ત્રીને પતિ પાસેથી જે ભરણપોષણનો હક મળેલો છે તેથી, વંચિત ન રહેવી જોઈએ. છૂટાછેડાનો હક એ તો વિશેષ હક છે.

*

હોલ્કર રાજ્ય આઝમા સાહેબની મિલ્કતની માલીકી ધરાવે છે અને રાજકુંવરી લીલાબાઇની મિલ્કત એ ફતેહસીંગરાવ માટકરની મિલ્કત છે, કારણ કે તે લીલાબાઇનાં પુત્ર છે. માટકર તેમની માતાથી અલગ રહે છે અને જમાઈ શ્રી. શિંદે રાજકુંવરીને ત્યાં રહે છે. આથી રાજકુંવરીએ રાજા અને હોલ્કર સરકારની જાણ બહાર બક્ષીસ રૂપે કેટલીક મિલ્કત તેમને (શિંદેને) આપવાની વ્યવસ્થા કરી હોવાનું કહેવાય છે.

તપાસ દરમિયાન એવું જણાયું છે કે, રાજકુંવરી તેમની માતાની મિલ્કત રાખી શકે નહિ, કારણ કે આઝમા સાહેબના ખર્ચ માટે હોલ્કર રાજ્ય દર વર્ષે હજારો રૂપિઆ ખર્ચે છે. આ સંજોગોમાં રાજકુમારી પાસે રાખવામાં આવેલી આઝમા સાહેબની મિલ્કત સ્થાનિક સીપાઇની મદદથી ચોરવામાં આવી હતી એમ કહેવાય છે; અને સીપાઇને જેલમાં મોકલવામાં આવ્યો છે. ચોરાએલી આ મિલ્કત ખાનદેશમાં મળી આવી છે અને ગુન્હેગારની ધરપકડ કરવામાં આવી છે. આ કેસમાં તાજની પોલીસનો એવો અભિપ્રાય છે કે રાજ્યે અમલદારોને બચાવ્યા છે અને ગરીબ માણસને સજા કરી છે. વળી રાજકુંવરના પુત્ર પણ નુકસાનમાં મૂકાયા છે અને ગાદીનું માન તથા રાજ્યની મિલ્કત પણ ગુમાવ્યાં છે. આખા કેસમાં જમાઈ હક કરી શકે નહિ.

**નવસારીના** શેઠ અમૃતલાલ હરકીશનદાસ પારેખે અમદાવાદના મહીપતરામ રૂપરામ અનાથાશ્રમના વહીવટદારો સાથે અનાથાશ્રમની એક કન્યા સાથે પોતાના લગ્ન કરવાનો કરાર કરેલો. પણ પાછળથી કન્યાને બીજા જોડે પરણાવી દઈ તે કરારનો ભંગ કરવા બદલ રૂા. ૫૦૦૦ ની નુકસાનીનો દાવો અમદાવાદ કોર્ટમાં કર્યો હતો, જેમાં કોર્ટે કરારભંગ સાબીત માની સદરહુ અમૃતલાલને રૂા. ૬૦૧ ડીપોઝીટના તથા વ્યાજે આપવાનું ફરમાન કરેલું, તે ઉપરથી સદરહુ સંસ્થાના સંચાલકોએ મુંબઇ હાઇકોર્ટમાં અપીલ કરેલી. તેમાં નામદાર જજોએ સંસ્થાનો દાવો ખર્ચસહીત રદ કર્યો છે.

*

ગુરગાંવના એડીશનલ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ૧૯૪૬ ની ૧૮ મી ફેબ્રુઆરીએ થયેલ બે છોકરીઓનાં અપહરણને લગતો કેસ આવ્યો હતો.

શ્રી. ઝરીઆ નામની પંદર વર્ષની પરણેલી કન્યાને પાંચ વર્ષ પહેલાં યુ. પી. ના ફૈઝાબાદ જીલ્લાના રામલપુર ગામમાંથી તેના સાસરેથી હબલાલ નામનો માણસ દીલ્હી ઉપાડી લાવ્યો હતો, અને મીસીસ ગ્રાહમ નામની બાઇને વેચી હતી. મીસીસ ગ્રાહમ દીલ્હીની સમઝીમંડીમાં ખાંજરૂ ચલાવતી હતી. ઝરીઆને તેણે કેટલોક વખત ઓરડીમાં પૂરી રાખી હતી ને પછી તેની પાસે દેહવિક્રયનો ધંધો શરૂ કરાવ્યો હતો. પંદર વર્ષની બીજી એક છોકરી રાજદુલારીને પણ એ રીતે એ માણસ તેના બાપના ઘરમાંથી પાકરીભોજપુરથી ઉપાડી લાવ્યો હતો, અને તેને પણ દીલ્હી લાવીને મીસીસ ગ્રાહમને વેચી હતી. ને તેણે તેની પાસે પણ દેહવિક્રયનો ધંધો કરાવ્યો હતો. તેના આ કામમાં રામજીદાસ અને ઇમામુદીન મદદગાર હતા.

જ્યારે તેમને આવક ઓછી થઇ ત્યારે તેમણે આ બે છોકરીઓને આગ્રા લઇ જવાનું નક્કી કર્યું અને ૧૩ મી માર્ચ ૧૯૪૬ ની મધરાતે રામજીદાસ, ઇમામુદીન અને મીસીસ ગ્રેહામ આ બન્ને છોકરીઓને લઇને આગ્રા આવ્યાં.

આગ્રામાં થોડા દિવસ રહીને તેઓ પાછા દિલ્હી આવ્યાં.

થોડા વખત પછી ઇમામુદીન આ છોકરીઓને દીલ્હીની બહાર મોટર રસ્તે લઇ જતો હતો. મોટરબસ પલવાલ પહોંચી ત્યારે આ બે છોકરીઓ પેશાબપાણી માટે નીચે ઉતરી અને તરત જ તેમણે મદદ માટે બૂમો મારી. એથી વાત પ્રગટ થઇ જતાં ઇમામુદીનને પોલીસે પકડ્યો.

આ કેસ ચાલતાં બીજા ગુન્હેગારો દીલ્હીના હોવાથી આ કેસ કઇ કોર્ટમાં ચલાવવો તે માટે હાઇકોર્ટને પૂછાવવામાં આવ્યું છે.

*

દિલ્હી પાસે બેગાલની વતની હિંદી ખ્રીસ્તી બાઇ શ્રીમતી એફ. જે. સીંકલરની પોતાની પુત્રી કેનું હરણ થયાની ફરીયાદ ઉપરથી કેસ ચાલતાં બાઇએ જણાવ્યું કે મારી દીકરી કે ૧૫ા વર્ષની છે અને ગુનેગાર મહારાજ સ્વરૂપ અમારા મકાનમાં જ એક ઓરડીમાં રહે છે. ૮ મી જુલાઇ ૪૬ ના રોજ હું ગાઝીઆબાદ જવા સ્ટેશને ગઈ, પણ ગાડી ચુકી જવાથી પાછી આવી ત્યારે કે ઘરે ન હતી. તપાસ કરતાં મહમદ ઇસ્માઇલ મીસ્ત્રીએ કહ્યું કે, મેં તેને ટાંગામાં બેઠેલી ને બાઇસીકલ ઉપર ગુનેગારને હોસ્પીટાલ રોડ ઉપર જતાં જોયાં હતાં, ને તેના ભત્રીજા સુબેદાર સીકંલરે પણ એવું જ કહ્યું.

છોકરીએ કહ્યું કે અમારી વચ્ચે સંબંધ હતો. અને જો હું હિંદુ ધર્મ સ્વીકારું તો એ મારી સાથે લગ્ન કરે, તેથી અમે મારી માની ગેરહાજરીમાં હિંદુ મહાસભા મંદિરમાં ગયાં ને ત્યાં મેં હિંદુ ધર્મ સ્વીકાર્યો. પછી અમે હનુમાન રોડ ઉપરની ધર્મશાળામાં ગયાં હતાં. અમારી વચ્ચેના સંબંધની વાત મેં મારી માને કરી નહતી. મારી રાજીખુશીથી હિંદુધર્મ સ્વીકાર્યો હતો. દાક્તરોએ છોકરી સોળ વર્ષની હોવાનું પ્રમાણપત્ર આપ્યું હતું.

# કેટલાક સાચા
# કિસ્સાઓ

*

અમરેલી પાસે સનાળાની માબાપ વિનાની સગીર વયની એક બ્રાહ્મણબાળાનાં લગ્ન દેવગામના એક વૃદ્ધ બ્રાહ્મણ સાથે થઈ ગયાં. તેની હકીકતમાં—ભાવનગર રાજ્યના નોકર અમૃતલાલ કુરજીએ ગોંડળ તાબાના રાવણા ગામની માબાપ વગરની પોતાની સગીર ભાણેજનું સગપણ દેવ ગામના પ્રભુરામ કાનજી નામના વૃદ્ધ બ્રાહ્મણ સાથે કરેલું. તેના બદલામાં પ્રભુરામની છોકરીનું વેવીશાળ અમૃતલાલના ભાણેજ સાથે કરેલું. આ લગ્ન ગુપચુપ પતાવવા તૈયારીઓ થતી હતી, પણ થાણદારે લગ્ન અટકાવ્યાં ને કન્યાએ કેફીયત આપી કે પોતાની મરજી વિરુદ્ધ આ લગ્ન થવાનાં છે. કન્યા અનાથ અને મામાને આશ્રયે હોવાથી છેવટે કન્યાને લગ્નની સંમતી આપવી પડી ને લગ્ન થઈ ગયાં.

*

પેટલાદ તાલુકાના પલાણા ગામના એક પટેલ સાત વર્ષ ઉપર ધામણાના એક સારા કુટુંબમાં પરણ્યા હતા. તેમની બાવીશ વર્ષની યુવાન પત્ની હયાત છે, છતાં તે પટેલને અને તેમની માને કન્યા ગમતી ન હોવાથી તેમણે આણંદમાં એક કન્યા સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું. પણ પહેલી પત્નીના ભાઈને ખબર પડવાથી તેમણે જીલ્લા મેજીસ્ટ્રેટને અરજી કરતાં પોલીસે વડોદરાથી આવેલી એ જાનને લગ્ન કરવા મનાઈ ફરમાવી. એટલે તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

વરરાજાના નાના ભાઈનો વિવાહ બાજવા ગામમાં કરેલો તે રદ કરી તે નાના ભાઈને આણંદની કન્યા સાથે પોલીસની હાજરીમાં પરણાવી દીધો.

*

ટયુરીનમાં બે બહેનોમાં મોટી ૩૮ વર્ષની લુગીઆ અને નાની ૩૦ વર્ષની લીના આમર્ટને તેઓ મોટી ઉમ્મરની થતાં તેમના અવાજમાં ફેર પડયો અને સ્ત્રીત્વનાં ચિહ્નો અદૃશ્ય થયાં; એથી નાનકડું ઓપરેશન કરતાં બન્ને સ્ત્રીઓ મટીને પુરુષો બની. અને હવે તેમનાં નામ મી. લુગી અને લીનો રખાયાં. પોતાની બહેનપણીઓમાંથી તેમની સાથે પ્રેમ રાખતી એવી છોકરીઓ સાથે તેઓ હવે પરણવાના છે.

*

પંજાબના આગેવાનોએ પંજાબની મુસાફરીમાંથી મેળવેલી વાતોમાંથી જાણવા મળે છે કે, મુલતાનની એક હોટલમાં જે હીંદુ સ્ત્રીઓ હતી તેમના ઉપર બળાત્કાર કરવામાં આવ્યો હતો ને પછી તેમનાં ખૂન કરવામાં આવ્યાં હતાં, અને મુલતાનની દીલ્હી દરવાજા પાસેની ક્ષયની હોસ્પીટલમાંથી મુસ્લીમ દર્દીઓને જુદા લઈ લીધા પછી બાકીના હિંદુ–શીખ દર્દીઓને બાળી મૂકવામાં આવ્યાં હતાં.

અમૃતસરમાં એક ડોશી પોતાના કુટુંબ સાથે નાસી છૂટવાનો પ્રયાસ કરતી હતી ત્યારે તેનો એકનો એક દિકરો રહેંસાઈ જતો એણે જોયો. એક બીજી બાઈનો ૯ વર્ષનો છોકરો નાસી છૂટતી વખતે બળતી ઇમારત નીચે દટાઈ ને બળી ગયો. કેટલાક કીસ્સામાં એટલી બધી હેવાનીયત બતાવવામાં આવી હતી કે માતાના ગોદમાંના બાળકોએ જીવનની સલામતી ગુમાવી દીધી હતી. ડૉ. કીચલુએ જણાવ્યું હતું કે મુલતાનમાં મને નગ્ન કરીને હું મુસ્લીમ છું કે હિંદુ તેની તપાસ કરી હતી અને બે શીખ યુવતીઓ પર અત્યંત પાશવી સંજોગોમાં બળાત્કાર કરવામાં આવ્યો હતો. બાળકોને પણ ગુંડાઓએ છોડયાં નહતાં.

જુલમ અને ત્રાસનો સામનો કરનાર સ્ત્રીઓની



# નંદવાયેલી બંગડીઓ

:લેખિકા :
શ્રી. હાઝરા બેગમ

*

દક્ષિણ હૈદ્રાબાદના તેલંગણ વિભાગના સૂર્યપેઠ ગામમાં નિઝામ સરકારના પોલિસ અને લશ્કરી જુલમોની આ કહાણી છે. સિંગારામ ગામની રામુલામ્મા નામની એક બહેનને મોઢેથી એ હૃદયદ્રાવક કહાણીનું આંખે જોયેલું બયાન મેં સાંભળ્યું. રામુલામ્મા ને એની માતા ભયંકર ગોળીબારમાં ઘવાયેલ બીજા કેટલાક પુરૂષો સાથે બેઝવાડાની હોસ્પિટલમાં પોતાના જખ્મોની સારવાર કરાવવા આવ્યાં હતાં.

રામુલામ્મા પ્રૌઢ ઉંમરની વણિક કોમની સ્ત્રી છે. પોતે ખેડુના ઘરની વહુ નથી; કિસાન ચળવળ સાથે એ ગોળીબાર પહેલાં એને કશી લેવાદેવા નહોતી, પરંતુ એણે કહ્યું કે, તેલંગણના કિસાનોની લડત સામે નિઝામની પોલિસે ગુજારેલ સિતમ અને અન્યાયે મારા જેવી એક ઘર રખ્ખુ સ્ત્રીના દિલમાં અન્યાય સામે રોષ જગાડયો છે.

એણે પોતાની વાત શરૂ કરી.

નિઝામનો દીકરો–એનો વારસદાર એક દિવસ સૂર્યપેઠમાં આવ્યો. જે ગોળીબારમાં અમારા ગામના કેટલાય માણસોના દેહ પડયા હતા એ જગ્યાએ એને લઈ આવ્યા. ગામ લોકોય બધા ત્યાં આગળ ભેગા થઇ ગયા હતા. એમને થયું, લાવો જોઈએ તો ખરા એ શું કહે છે?

અમારા લોકોનાં જ્યાં લોહી રેડાયાં હતાં એ માટીમાં ઊભા રહી, એની સામે ઉભેલા લોકો જાણે ભિખારી હોય તેમ, એણે મુઠ્ઠી ભરીને સિક્કા એની સામે ફેંક્યા; થોડાક કપડાંના ટુકડા પણ ફેંક્યા. એ ગોળીબારમાં માર્યા જનાર એક કિસાનની વિધવાના હાથમાં એ મુઠ્ઠી સિક્કા નાખ્યા.

મારાથી આ ન જોવાયું. મેં પેલી બાઈ પાસે જઇ કહ્યું: "બાઈ, મારો પતિ તો એને કુદરતી મોત આવ્યું ને મરી ગયો છે, પણ તારા પતિને તો ગોળીઓ વીંધીને મારી નાખવામાં આવ્યો છે. ને એ ગોળીઓ મારનાર તો આના જ માણસો હતા. તો શું એને જ હાથે તું તારા પતિની જિંદગીના બદલામાં પૈસા લઇશ?"

ને આ દીવાની સાક્ષીએ તમને કહું છું બેન, અમે એના એકે પૈસાને અડયાં નથી. સિક્કા તો જમીન પર વેરાયેલા જ રહી ગયા.

ને એ બધો કાંડ થયો માત્ર ડાંગરને કારણે. વરસોવરસ સરકાર ને દેશમુખ આવીને ખેડુતોએ પકવેલ ધાનનો મોટો ભાગ લઇ જતા. લોકો પાસે પોતાનાં બચ્ચાં ને કુટુંબના પોષણ ને બિયારણ પૂરતોય દાણો બચતો નહિ.

નિઝામ સરકારે ધાન કેટલું બરનું એનું માપ તો નક્કી કરી આપ્યું છે. પણ પાક

તૈયાર થાય કે દેશમુખ આવીને એકર દીઠ ત્રણ મણ લેખે પોતાને માટે ડાંગર ઉપાડી જવાનો, ત્યાર પછી આવે તહેસીલદાર, તાલુકદાર, અવ્વાલ ને કારભારી (રેવન્યુ ઑફિસરો). એ પોતે પોતાનો મામૂલ (એટલે કે ગેરકાયદેસર હિસ્સો) લઈ જવાના. આમ ગાડાં ભરી ભરીને અમારો પાક પોતાને માટે ઉસેડી ગયા પછી તેઓ પાછા આવતા ને સરકારનો ભાગ ઉઘરાવતા. ઘરમાંથી ગુણીઓ કઢાવી કઢાવીને એ પોતાની પોથીમાં ભગવાન જાણે શું નોંધી લેતા ને દર ગાડાદીઠ અમારા હાથમાં ૪૦ રૂપિયા પકડાવી દેતા. એ જ ગુણ જો અમે પોતે બજારમાં વેચવા જઈએ તો ગાડા દીઠ અમને ૧૨૦ રૂપિયા મળે.

પણ અમે તો ગામડાનાં લોક, બોલીએ શું ? મૂંગા મૂંગા એ આપે તે રૂપિયા હાથમાં લઈ લેનાં. ને રૂપિયાનું તો જાણો છો ને ! એને ઊડી જતાં વાર કેટલી ! થોડા વખતમાં તો ઘરમાં છોકરાંને ખવરાવવાય દાણો રહેતો નથી, ને વાવણીની મોસમ આવતાં ૧૨૦ રૂપિયે ગુણી લેખે ડાંગર ખરીદવી પડતી.

અત્યાર સુધી અમારા લોકો મૂંગે મોઢે આ બધો માર સહેતા આવ્યા છે. પણ એવો મૂઢ માર તે બાપ્યો કેટલા દહાડા સહેવાય ?

એટલે આ વખતે તો અમારા લોકોને મોઢે ચઢી કહેવું પડ્યું: "ભાઈ, અમારાં છોકરાંને ખાવા જેટલું ધાન તો ઘરમાં રહેવા દો ?"

ત્યારે અમલદારો કહેવા લાગ્યા: "સિપાઈઓ જે લડવા માટે ગયા છે એમને તો ખવરાવવું જ પડે ને ?"

પણ આ વર્ષે તો લોકોએ કહ્યું : "અમે ડાંગર નહિ આપીએ. આ વખતે તો અમે સરકાર તથા દેશમુખ બંનેને એમના લેણા નીકળતા પૈસા જ ભરી દઈશું." ને આવો વિચાર કરીને એમણે ભેગા મળી પોતાનો સંઘ બાંધ્યો. ને ત્યાર પછી તો એવી આશ્ચર્યકારક ઘટના બની ગઈ, બહેન, કે અમે ગામવાળા એક થઈ ગયા ને અમારા મનમાંથી ડર તો જાણે સમૂળગો જતો જ રહ્યો.

દેશમુખ એમની ત્રણ ગુણી ડાંગર લેવા આવ્યા. અમે બધાંયે એક જ વાત કહી. ડાંગર વેચી પૈસા થશે તેમાંથી તમારા લેણા નીકળતા હોય તેટલા લઈ જજો. દેશમુખ તો રાતાપીળા થતા ગયા સરકાર પાસે.

ત્યાર પછી અમે વાત સાંભળી કે, પોલિસની એક ટુકડી અમારા ગામ ભણી આવી રહી છે. ગામના નાયકોએ આવી અમને ચેતવી દીધા, ને કહ્યું કે પોલિસ ટીઅર ગેસ છોડવાની છે, માટે કમરે ભીનું લૂગડું વીંટાળી હોશિયાર રહેજો. ગામ લોકો તો કમરે ભીનું કપડું વીંટાળી ડાંગરની ચોકી કરતા ફરવા લાગ્યા.

પોલિસ આવી, આ બધી તૈયારીઓ જોઈ એમને થયું કે આપણાથી તો કંઈ નહિ થઈ શકે. એટલે અમારા માણસોને બોલાવી કહ્યું: "અમને તો પૈસા આપવાનું કહ્યું એટલે અમે અહીં સુધી આવ્યા છીએ !"

અમારા લોકોએ કહ્યું: "ભલે." અમે ગામલોકોએ એમને દૂધ આપ્યું. ખાંડ તો અમારી પાસે હતી નહિ; એમણે કોફી બનાવી પીધી ને ચાલ્યા ગયા.

ત્યાર પછી ખબર આવ્યા કે હવે તો લશ્કર આવે છે. અમારા માણસોને ખબર નહિ કે લશ્કર એટલે શું ? એમણે કહ્યું: "અમે તો એનોય સામનો કરીશું."

અમે જુવાન સ્ત્રીઓ બાળકોને લઈને જંગલમાં જતાં રહ્યાં. પુરુષો અને એમની પાછળ વૃદ્ધ સ્ત્રીઓ ડાંગરની રખવાળી માટે ગામમાં રહ્યાં. મોટર લોરીઓમાં ભરાઈને લશ્કર આવ્યું, ને કશાની રાહ જોયા વિના

એમણે તો ધડા ધડ ગોળીઓ છોડવી શરૂ કરી. અને અમારી આંખો આગળ ટપોટપ-શિકારીની ગિલોલથી પંખીડા પડે એમ અમારા માણસો ગોળીઓ ખાઇને જમીન પર પડ્યાં. પછી ટીઅર ગેસ છોડયો ને બીજા લોકોને આંધળા બનાવી મૂકયા; હાથપગ ભેગા કરી દીધા ને લોરીમાં નાખ્યા.

બહેન, અમે બધી સ્ત્રીઓ જે આ કાંડ અત્યાર સુધી જોઈ રહી હતી તેનાથી રહેવાયું નહિ. અમે લોરીમાં ફેંકાતા અમારા પુરુષોને એ રાક્ષસો પાસેથી છોડાવવા દોડ્યાં. પોલિસોએ એમના બંદૂકના કુંદાઓ વડે અમારા પર હુમલો કર્યો. કોઇ સ્ત્રીનો હાથ ભાંગ્યો, કોઈનું કાંડું તૂટ્યું, તો કોઈનું કપાળ ફૂટી ગયું. નર્યાં હાથે તે બંદૂકવાળા પોલિસોને પહોંચાય બહેન?

આખરે અમને રડતાં કકળતાં ને ધુંધવાતા મૂકી એ લોકો મોટર લોરીઓ હંકારી ગયા. બહેન, અમારા ગામમાં એકે પુરુષ એમણે ન રહેવા દીધો.

લશ્કર ગયું, ત્યારે અમારા પુરુષો વિનાના ઉજ્જડ ગામના ચોરા આગળ લોહીભીની માટી પર સ્ત્રીઓની તૂટેલ ચૂડીઓનો ઢગલો થઈ પડયો હતો. અમારા લડતના સંભારણારૂપે અમે અમારા માણસોના લોહીથી ભીની થયેલી માટી અને ચૂડીઓના તૂટેલા કાચ ભેગા કરી સાચવી રાખ્યા છે.

સુખની વાત એ છે કે આટલાં બલિદાન ને હિંમતભરી લડત પછી આજે અમારા સૂર્યપોમાં કોઈ મફત વેઠ કરતું નથી. શોક અને ગ્લાનિથી અમારાં હૈયાં ભારે છે; પરંતુ ન્યાય માટે અમે અમે તેવા જુલમ સામે પણ ખુલ્લી છાતીએ લડવાની હિંમત મેળવી છે.

*

## જેમને 'રણજીતરામ સુવર્ણચંદ્રક' એનાયત થયો



# શ્રી ગુણવંતરાય આચાર્ય

*

શ્રી ગુણવંતરાય પોપટભાઈ આચાર્યનો જન્મ સોરઠ પ્રાંતના અજન્સીના વડા મથક જેતલસર કેમ્પમાં ઈ. ૧૯૦૦ ના સપ્ટેમ્બર માસની નવમી તારીખે થયો હતો.

એમના પિતા પોપટભાઈ આચાર્યે ઘણી ગરીબ સ્થિતિમાંથી સ્વાશ્રયે અભ્યાસ કરીને રસોયાની નોકરી કરતાં કરતાં વકીલાતની પરીક્ષા પાસ કરી અને મોરબી રાજ્યમાં ન્યાયાધીશ તરીકે નીમાયા; અને ત્યાર પછી માંગરોળ, જૂનાગઢ, પોરબંદર, જામનગર વગેરે રજવાડે પોલીસ ઉપરી તરીકે નોકરી કરી. ઉત્તર કાળમાં તેઓ વકીલાત કરતા.

આવા સમયમાં ને ખાસ કરીને બહારવટિયાઓના હંગામામાં એમના પિતાને વારંવાર ઓચર અગોચર સ્થળોએ રાતવાસા કરવા પડતા, ત્યારે રાતના વખતે મીરા, વાઘેરા,

ખારેટા વગેરે આવીને એમની પાસે વાતોએ કહેતા. શ્રી. ગુણવંતરાય આવા હંગામોમાં એમના પિતા સાથે બાળવયથી જ ફરતા, એટલે ઐતિહાસિક વાર્તાઓ ને દરિયાઈ કથાઓ સાથે એમને આ રીતે પ્રથમ પરિચય અને પ્રથમ મહોબ્બત થયાં.

પિતાના અવસાન પછી એમની ઉત્તરક્રિયા કરવી કે નહિ, એ સંબંધે પોતાના વડિલ બંધુ સાથે એમને મતભેદ પડયો. એ મતભેદમાં એ સત્તર વર્ષની વયે ઘર છોડીને નીકળી ગયા. મુંબાઈમાં ફૂટપાથે ઉપર ભટકીભટકીને એમણે અભ્યાસ કર્યો. પણ ઈન્ટરમાંથી તે અધૂરો મૂકવો પડયો અને 'બોમ્બે ક્રોનિકલ'ના તંત્રીખાતામાં એ જોડાયા.

'બોમ્બે ક્રોનિકલ', 'મુંબાઈ સમાચાર', જામનગરની વિભાજી સ્કૂલ, રાણપુરનું 'સૌરાષ્ટ્ર-મિત્ર' અને 'સૌરાષ્ટ્ર'–'સૌરાષ્ટ્ર'માંથી 'ફૂલછાબ' અને ત્યાંથી અલ્પકાળ 'નવ સૌરાષ્ટ્ર', 'બહુરૂપી' અને 'ગુજરાત સમાચાર'ના તંત્રીવિભાગમાં કામ કરીને એઓ રણજીત મુવીટોનમાં વાર્તાવિભાગના મુખ્ય નિરીક્ષક તરીકે જોડાયા. ત્યાં સાત વર્ષ રહ્યા પછી હાલમાં તેઓ મુંબાઇમાં 'મોજમજાહ' નામના પત્રના સંચાલક છે અને મુંબાઇ તેમજ જામનગરમાં પોતાના છાપખાનાં ચલાવે છે.

પત્રકાર તરીકેના વ્યવસાયમાંથી નવલકથાના લેખક તરીકે એમને ખેંચી લાવવા માટે એમના પ્રથમ સ્વ. પત્ની નિર્મળાબહેનની ક્ષયની અસાધ્ય દરદની અતિ લાંબી બિમારી મુખ્યત્વે જવાબદાર બની. ચાર વર્ષ સુધી રાતના અખંડ ઉજાગરા અને ચાર વર્ષ સુધી પત્નીની માંદગીના ખર્ચને પહોંચી વળવા માટે કમાણીમાં ઉમેરો કરવાની અનિવાર્યતા, આ બેનો સમન્વય એટલે એમની પ્રારંભની પાંચસાત નવલકથાઓ.

'પ્રાણબંધુ'નું પુસ્તક લખવાનું કામ એમને સોંપાયું. એ એમના લેખકજીવનની શરૂઆત. ત્યાર પછી તો એમણે સતત લખ્યા જ કર્યું છે. એમનું સૌથી પ્રથમ પુસ્તક 'પીરમનો પાદશાહ' (પ્રાણબંધુનું ભેટ પુસ્તક) ને એમનું છેલ્લું પુસ્તક 'અક્ષા બેલી', એ બે વચ્ચે તેર વર્ષનો ગાળો છે. એ ગાળા દરમિયાન સામાજિક નવલકથાઓ અને નવલિકાઓ, ઐતિહાસિક નવલકથાઓ અને નવલિકાઓ, દરિયાઈ કથાઓ અને કહાણીઓ, જીવનચરિત્રો, હળવા કટાક્ષલેખો, ડિટેકટિવ કથાઓ, અંગ્રેજી કથાઓ તથા રાજકરણી ગ્રંથોના અનુવાદો વગેરે મળીને એમણે અનેક પુસ્તકો લખ્યાં છે.

શ્રી. ગુણવંતરાય સામાજિક કરતાં દરિયાઈ કથાઓ તરફ વધારે પક્ષપાત ધરાવે છે અને ચોક્કસ ઐતિહાસિક પ્રસંગો પસંદ કરીને એના ઉપર કથા લખવાની એમને વિશિષ્ટ હથોટી છે. ઈતિહાસમાં એમને મોટાં નામો કે વિજયકથાઓને બદલે જે નાનાંનાનાં માણસોએ કાંઈક પણ રચનાત્મક ચીલો મૂક્યો હોય, કંઈક પણ નવી દૃષ્ટિ બતાવી હોય એવાઓની કથાઓ ને પ્રસંગો વધુ ગમે છે, ને એવા પુરુષો ને પ્રસંગોને એ અર્વાચીન આંખે આજના લોકો સમક્ષ મૂકવામાં માને છે. ભૂતકાળમાં બનેલી વાતોની મૂલવણી અર્વાચીન દૃષ્ટિથી કરવાની વાત ચર્ચાસ્પદ છે અને રહેશે; પરંતુ એમને માટે એટલું તો કહેવું જોઈએ. કે ભૂતકાળનાં યુદ્ધોનાં લોહી અને માંસ નીચે દટાએલાં ને વિસ્મૃતિના ઢગ નીચે લગભગ દફનાવાઈ ગએલાં કેટલાંક મંગળ નામો, જેવાં કે રતનબાઈ, ચાંદ, હાનીબાઇ, શામબાઈ, શીરોવી, અબુહિમ, કાનજી કોળી, વીજળી, કાનજી માલમ, લધા દામજી ઠક્કર વગેરેને એમણે આપણી સમક્ષ જીવંત કર્યાં છે.

સાહિત્ય સભાએ એમને સુવર્ણચંદ્રક આપી એમનું બહુમાન કર્યું છે. અમારાં એમને અભિનંદન.

# આપણાં ફળો



ડૉ. નરસિંહ મૂ. શાહ.

*

## નાળિયેર

ગુજરાત–કાઠિયાવાડમાં થતાં ફળોનું વર્ણન આ લેખમાળાના અગાઉના હપ્તાઓમાં આવી ગયું. આ ઉપરાંત બીજાં કેટલાંક ફળો ગુજરાતમાં ખૂબ વપરાય છે, પણ તે બધાં મોટે ભાગે બહારથી આવે છે. આવાં ફળોમાં દ્રાક્ષ, બદામ, કાજુ, અંજીર, ખજુર, ખારેક, આલુ બદામ, નાળિયેર ઇત્યાદિનો સમાવેશ થાય છે.

ફળોમાં સર્વશ્રેષ્ઠ શ્રીફળ–નાળિયેરથી કોણ અજાણ્યું હશે? વનસ્પતિશાસ્ત્રીઓ નાળિયેરને કોકોસ ન્યુસીફેરાના નામથી ઓળખે છે. હિંદુસ્તાન, બરમા, સિલોનમાં નાળિયેરીનું વાવેતર ખૂબ કરવામાં આવે છે. નાળિયેરી રેતાળ પ્રદેશમાં દરિયા કિનારે સારી રીતે ફાલે છે. તેને જરા ખારી જમીન અનુકૂળ આવે છે. કાઠિયાવાડમાં પોરબંદર મહુવા ભાવનગર વગેરે સ્થળે નાળિયેરી થાય છે. કોંકણ અને મલબાર તરફ પુષ્કળ નાળિયેરી થાય છે. નાળિયેરીને ઉનાળામાં ફૂલ આવે છે અને સપ્ટેમ્બરથી નવેમ્બર સુધીમાં નાળિયેર પાકે છે. નાળિયેરી ખૂબ ઉંચાઈએ પણ થાય છે. સામાન્ય રીતે સમુદ્રની સપાટીથી ૩૦૦૦–૪૦૦૦ ફુટની ઉંચાઇએ પણ નાળિયેરી ઉગે છે. આપણા દેશમાં ૪૯ લાખ એકર જમીન નાળિયેરના વાવેતર માટે રોકાય છે. દરવર્ષે એક સારી નાળિએરીએથી ૨૦૦ નાળિયેર મળે છે. આનો આધાર જમીન અને આબોહવા પર રહે છે. એક સામાન્ય નાળિયેરી ૭૦ વર્ષ સુધી પાક આપે છે. મુંબઈ પાસે જુહુ ઉપર નાળિયેરીનાં વૃંદો રળીયામણો દેખાવ રજુ કરે છે.

નાળિયેર લીલાં અને સુકાં બંને જાતનાં બજારમાં વેચાય છે. લીલાં નાળિયેરને પાણીચું અને સુકાને ગડગડીયું નાળિયેર કહેવાય છે. ઉપરાંત નાળિયેરમાંથી કાઢેલા ટોપરાના સુકા ગોળા પણ ખૂબ આવે છે. ગોળાને ચીરી બનાવેલા કાચલાં પણ પુષ્કળ વેચાય છે. લીલા ટોપરામાં ૩૦–૪૦ ટકા અને ૫૦ ટકા જેટલું પાણી હોય છે. એક હજાર લીલાં ટોપરાં સુકવવાથી ૪૪૦–૫૫૦ પૌંડ સૂકા ટોપરાના ગોળા થાય છે. તેમાં પણ ૧૦ ટકા પાણી હોય છે.

દક્ષિણ હિંદ તરફ નાળિયેર ખૂબ વપરાય છે. આપણા ગુજરાત કાઠિયાવાડમાં એ હિસાબે નાળિયેરનો ઉપયોગ ખૂબ ઓછો છે. સિલોન તરફથી નાળિયેરનું તૈયાર ખમણ પણ હમણાં હમણાં બજારમાં આવવા લાગ્યું છે.

લીલા નાળિયેરનું પાણી તૃષા મટાડે છે. ઠંડક આપે છે અને તાવ અને મૂત્રાશયના દર્દોમાં ઉપયોગી ગણાય છે. વધારે પ્રમાણમાં લેવાથી પણ ખાસ નુકશાન થતું નથી. બંગાળમાં એવી માન્યતા છે કે, ખૂબ નાળિયેરીનું પાણી પીવાથી ખધરાવળ થાય છે. પાણી કાઢી લીધા પછી રહેલો કાચા ટોપરાનો ગર્ભ પૌષ્ટિક, ઠંડક આપનારો અને મૂત્રલ–એવા ગુણો ધરાવે છે. મધુપ્રમેહના દર્દીને ઉપયોગી છે. પાકા નાળિયેરનું ટોપરું સહેલાઇથી પચતું નથી, પરંતુ તેને કચરીને તેમાંથી કાઢેલું દૂધ ગાયના દૂધ જેવા ગુણ ધરાવે છે. પણ જરા વધારે પડતું લેવાથી રેચક લાગે છે, એટલે એરંડીયાને બદલે તેની બનાવટ કરવામાં આવે છે.

નાળિયેરના પાણીનું અન્વેષણ ઠમણાં થયું છે. તે ઉપરથી કેટલીક પ્રચલિત માન્યતાઓ ખોટી ઠરે છે. 'ગુજરાત સમાચાર' (૧૩–૧૨–૪૬) માં થોડા વખત પહેલાં વૈદ્ય જાદવજી શાસ્ત્રીએ આ સંબંધમાં કેટલાક વિધાનો કર્યાં છે. પ્રથમ– "નાળિયેર કોડલીવર ઓઈલ જેટલું ગુણકારી છે...... " આ મુદ્દો બરાબર નથી, એટલું જ નહીં પણ વૈજ્ઞાનિક દષ્ટિએ ખોટો છે. તેમાં કોડલીવરના વિટામીન નથી. કોડલીવર બદલે કોપરેલ વાપરવાનો પ્રયત્ન યુરોપમાં થયેલો, પણ તે નિષ્ફળ નીવડયો છે. બીજું–નાળિયેરનું પાણી વિટામીન બીથી ભરપુર પેય પદાર્થ છે. આ પણ બરાબર નથી. નાળિયેરના પાણીમાં વિટામીન સીની તપાસ થઇ છે અને તે ઠીક પ્રમાણમાં હોય છે, પણ વિટામીન બી સંબંધી કાંઈ ઉલ્લેખ જડતો નથી. નાળિયેરના પાણીમાં સાકર, ક્ષાર અને વિટામીન સી હોય છે. નાળિયેર જેમ પાકતું જાય છે તેમ સાકરનું પ્રમાણ ઘટતું જાય છે; એટલું જ નહિ, પણ સાકર અને વિટામીન સી ના પ્રમાણ વચ્ચે સંબંધ રહેલો છે. જેમ સાકરનું પ્રમાણ વધારે તેમ વિટામીનનું પ્રમાણ પણ વિશેષ હોય છે. નાળિયેરના પાણીને જે વખતે ખૂબ પૌષ્ટિક પીણા તરીકે ગણવામાં આવે છે એ વખતે તેમાં ક્ષારોનું પ્રમાણ સાવ ઓછું થઈ જાય છે. હવે વૈદરાજે કરેલ ' બાળકના ગોરાપણા ' સંબંધી. આ પ્રતિપાદન એક વ્યક્તિએ જ કરેલું છે. તેને કોઈ ચોક્કસ શાસ્ત્રીય ટેકો નથી. વૈદરાજે ' ગુજરાત સમાચાર ' વાળા લેખમાં ઉત્સાહમાં આવી જઈ નાળિયેરની ખૂબ પ્રશંસા કરી છે: એટલે વૈજ્ઞાનિક અન્વેષણના આધારે શું પરિસ્થિતિ છે તે ઉપર જણાવી છે. અવૈજ્ઞાનિક વિધાનો કરવાથી લખાણની કિંમત ઘટે છે, એટલું જ નહીં, સામાન્ય જનતાને આથી અવિશ્વાસ પેદા થાય છે. પરંતુ "વેજીટેબલ ઘીને બદલે કોપરેલ વાપરો" એ વદરાજના કથન સાથે આ લેખક સંમત થાય છે. પાચનશક્તિ અને શરીરમાં ઉપયોગિતાના સંબંધમાં જુદાં જુદાં તેલ નીચે પ્રમાણે ગુણના ક્રમવાર ગોઠવી શકાય: (૧) માખણ (૨) કોપરાનું તેલ...અને છેવટે આવે વેજીટેબલ ઘી. એટલે વૈદરાજનું એ કથન વિજ્ઞાનના મુદ્દા પ્રમાણે યથાર્થ છે. ટોપરું અને ગોળનું સેવન કરવાથી બરોળ મટે છે અને શક્તિ આવે છે. નાળિયેરના કાર્બોહાઇડ્રેટ સહેલાઈ પચે છે.

નાળિયેરનું તેલ–કોપરેલ યુરોપમાં મુખ્યત્વે મીણબત્તી અને સાબુની બનાવટમાં વપરાય છે; આપણે ત્યાં ખાવામાં વપરાય છે: " હિંદના દક્ષિણ ભાગોમાં કોપરેલ ઘીને બદલે વપરાય છે; ઉપરાંત ઔષધમાં, સાબુની બનાવટમાં, લેપન માટે વગેરે કાર્યોમાં ઉપયોગમાં લેવાય છે.

નાળિયેરી જેવું અતિ ઉપયોગી ઝાડ પેદા કરીને ઈશ્વરે માનવી ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. તેનો એકે એક ભાગ મનુષ્યને ઉપયોગી નીવડે છે. નાળિયેરના છોડાને પાણીમાં પલાળવાથી કે ઉકાળવાથી તેમાંથી એક જાતનો ભૂરો રંગ નીકળે છે. નાળિયેરના છોડાના રેસા દોરડાં કાથી વગેરે બનાવવામાં વપરાય છે. નળિયેરના કાચલાં બાળીને પાડવામાં આવતો ધુમાડો ખસ, દાદર અને એવા બીજા ચામડીના દર્દો માટે વાપરવામાં આવે છે. ટુંકામાં નાળિયેરીનો એવો કોઈ ભાગ નહિ હોય જે માણસને ઉપયોગી ન થતો હોય.

નાળિયેરના બે મોટા દુશ્મનો છે. બ્યુરોસેરા રૂગુસ નામના જીવડાં નાળિયેરીને મારી નાખે છે. આની શરૂઆત થાય ત્યારે પાંદડાં પીળાં પડી જાય છે અને ઉપરની ડાળી ચીમળાઈ જાય છે. ખૂબ ફળદ્રુપ જમીન હોય ત્યાં બ્યુરોસેરા ખૂબ થાય છે. એક બીજી જાતનું જીવડું પાંદડાં પર પોતાનો મારો શરૂ કરે છે અને છેવટે ડાળીઓમાં જાય છે અને નાળિ-

ચેરીનો નાશ કરે છે. ઉંદર, શિયાળવાં અને ખીસકોલાં પણ નાળિયેરીને ખૂબ નુકસાન પહોંચાડે છે.સરકારે નાળિયેર સંશોધન સમિતિ નીમી છે: તેનો કાર્યપ્રદેશ આ ઉપયોગી ઝાડ અને ફળ સંબંધી ખીલવણી કરવાનો છે. તે અંગે જરૂરી સંશોધન પણ હાથ ધરવામાં આવશે.

*

કાજુનાં ઝાડ મૂળ અમેરિકાના વતની છે. પરંતુ તે દેશ ઉપરાંત આફ્રિકા અને હિંદમાં તેનું મોટું વાવેતર થાય છે. મુંબઈ ઈલાકાના રત્નાગીરી જીલ્લામાં, મદ્રાસ ઇલાકાના મેંગ્લોર અને ત્રાવણકોર રાજ્યમાં કેટલીક જગ્યાએ કાજુ ખૂબ થાય છે. કાજુનાં ઝાડ આંબાના વર્ગનાં છે. કાજુને અંગ્રેજીમાં કેસ્યુફ્રુટ કહેવાય છે, તે પીળા રંગના, રસદાર અને ખટમીઠાં હોય છે. સ્વાદે ને સુગંધે બહુ સારાં નથી હોતાં. પણ તેમાં વિટામિન સી સારા પ્રમાણમાં હોય છે. તેમાંથી રમ દારૂ અને સ્પિરીટ બને છે. તે મૂત્રલ છે.

બીજને એટલે કેસ્યુફ્રુટની મીંજને પણ કાજુ કહેવાય છે. તેને અંગ્રેજીમાં કેસ્યુનટ કહે છે. રાખોડી રંગનું બીજ ફળની અંદર નહિ, પણ નીચે ચોટેલું હોય છે, તેને શેકી તેમાંથી કાઢેલી મીંજ સૂકા મેવા તરીકે ખવાય છે. કોટલું શેકયા પછી જ મીંજ ખાઈ શકાય. શેકયા વગર ખાવાથી જીભ પર ફોલ્લા પડે.

કોટલાં શેકવાનો ઉદ્યોગ મોટા પાયા પર ચાલે છે. કોટલાં શેકવાથી તેમાંથી ૧૮–૨૦ ટકા તેલ નીકળે છે. આ તેલ ઉદ્યોગોમાં ખૂબ ઉપયોગી થાય છે. એટલે શેકયા વિનાના મીંજ આફ્રિકાથી મંગાવીને શેકવાનો ઉદ્યોગ આપણા પશ્ચિમ કિનારે ખૂબ ચાલે છે. આ તેમના ઔદ્યોગિક ઉપયોગો માટે અન્વેષણ કરવામાં આવ્યું છે. તેમાં માલુમ પડયું છે કે, તેમાંથી વોટર–પ્રૂફ વારનીસ બનાવાય છે. અમેરિકામાં આ કાર્ય માટે પુષ્કળ તેલ વપરાય છે. આ ઉપરાંત તેલની બીજી ઉપયોગિતાઓ માટે અન્વેષણ ચાલુ છે. આ તેલ લાકડાંને ચોપડવાથી જંતુઓ નથી લાગતા.

કાજુના ઝાડના થડમાં છેદ કરવાથી એક જાતનો રસ નીકળે છે. તે સૂકાય છે ત્યારે કાળો બની જાય છે. આ રસ એટલો જલદ હોય છે કે ચામડી પર લાગે તો ફોલ્લા ઉઠે. કાજુનો ગુંદર પણ નીકળે છે. તે વાનિસ બનાવવા માટે વપરાય છે.

કાજુમાંથી ૪૦ ટકા તેલ નીકળે છે: તે બદામના કે ઓલીવ તેલ જેવું મીઠું હોય છે, એટલે ખાઈ શકાય છે. કાજુ અને કીસમીસ ખાવાની મજા કોણે નહીં માણી હોય?

# મા-બાપની મૂંઝવણ

પ્રેમલતા દીક્ષિત

*

માત્ર મારા પુત્રની આ વાત છે એમ નથી, આવી વાતં કરતાં મેં ઘણી બહેનોને સાંભળી છે. પણ તેનો ઈલાજ શો કરવો તે સમજ પડતી નથી. મારા રમણની જ વાત કરું. રોજ નિશાળે જતી વખતે બે ચાર પૈસા તો માગે જ માગે. તેને ના પણ શી રીતે પાડવી! તેના દોસ્તો–ભાઈબંધો બધાય આ રીતે ઘેરથી આનો બે આના લાવતા હોય છે. શાળામાં જતાં બાળકોને હાથ–ખરચીના આમ પૈસા આપવાનું ધોરણ બંધાઈ ગયું ન હોય! આમ તો આપવું જ જોઈએ–એમાં કશી નવાઈ જેવું હવે ભાગ્યે જ કોઈ ને લાગતું હશે.

નાળિયેરના પાણીનું અન્વેષણ હમણાં થયું છે. તે ઉપરથી કેટલીક પ્રચલિત માન્યતાઓ ખોટી ઠરે છે. 'ગુજરાત સમાચાર' (૧૭-૧૨-૪૬) માં થોડા વખત પહેલાં વૈદ્ય જાદવજી શાસ્ત્રીએ આ સંબંધમાં કેટલાંક વિધાનો કર્યાં છે. પ્રથમ-"નાળિયેર કોડલીવર ઓઈલ જેટલું ગુણકારી છે......" આ મુદ્દો બરાબર નથી, એટલું જ નહીં પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખોટો છે. તેમાં કોડલીવરના વિટામીન નથી. કોડલીવર બદલે કોપરેલ વાપરવાનો પ્રયત્ન યુરોપમાં થયેલો, પણ તે નિષ્ફળ નીવડયો છે. બીજું-નાળિયેરનું પાણી વિટા મીન બીથી ભરપુર પેય પદાર્થ છે. આ પણ બરાબર નથી. નાળિયેરના પાણીમાં વિટામીન સીની તપાસ થઇ છે અને તે ઠીક પ્રમાણમાં હોય છે, પણ વિટામીન બી સંબંધી કાંઈ ઉલ્લેખ જડતો નથી. નાળિયેરના પાણીમાં સાકર, ક્ષાર અને વિટામીન સી હોય છે. નાળિયેર જેમ પાકતું જાય છે તેમ સાકરનું પ્રમાણ ઘટતું જાય છે; એટલું જ નહિ, પણ સાકર અને વિટામીન સી ના પ્રમાણ વચ્ચે સંબંધ રહેલો છે. જેમ સાકરનું પ્રમાણ વધારે તેમ વિટામીનનું પ્રમાણ પણ વિશેષ હોય છે. નાળિયેરના પાણીને જે વખતે ખૂબ પૌષ્ટિક પીણા તરીકે ગણવામાં આવે છે એ વખતે તેમાં ક્ષારોનું પ્રમાણ સાવ ઓછું થઈ જાય છે. હવે વૈદરાજે કરેલ 'બાળકના ગોરાપણા' સંબંધી. આ પ્રતિપાદન એક વ્યક્તિએ જ કરેલું છે. તેને કોઈ ચોક્કસ શાસ્ત્રીય ટેકો નથી. વૈદરાજે 'ગુજરાત સમાચાર' વાળા લેખમાં ઉત્સાહમાં આવી જઈ નાળિયેરની ખૂબ પ્રશંસા કરી છે: એટલે વૈજ્ઞાનિક અન્વેષણના આધારે શું પરિસ્થિતિ છે તે ઉપર જણાવી છે. અવૈજ્ઞાનિક વિધાનો કરવાથી લખાણની કિંમત ઘટે છે, એટલું જ નહીં, સામાન્ય જનતાને આથી અવિશ્વાસ પેદા થાય છે. પરંતુ 'વેજીટેબલ ઘીને બદલે કોપરેલ વાપરો' એ વૈદરાજના કથન સાથે આ લેખક સંમત થાય છે. પાચનશક્તિ અને શરીરમાં ઉપયોગિતાના સંબંધમાં જુદાં જુદાં તેલ નીચે પ્રમાણે ગુણના ક્રમવાર ગોઠવી શકાય: (૧) માખણ (૨) કોપરાનું તેલ...અને છેવટે આવે વેજીટેબલ ઘી. એટલે વૈદરાજનું એ કથન વિજ્ઞાનના મુદ્દા પ્રમાણે યથાર્થ છે. ટોપરું અને ગોળનું સેવન કરવાથી બરોળ મટે છે અને શક્તિ આવે છે. નાળીયેરના કાર્બોહાઇડ્રેટ સહેલાઈ પચે છે.

નાળિયેરનું તેલ-કોપરેલ યુરોપમાં મુખ્યત્વે મીણબત્તી અને સાબુની બનાવટમાં વપરાય છે; આપણે ત્યાં ખાવામાં વપરાય છે: "હિંદના દક્ષિણ ભાગોમાં કોપરેલ ઘીને બદલે વપરાય છે; ઉપરાંત ઔષધમાં, સાબુની બનાવટમાં, લેપન માટે વગેરે કાર્યોમાં ઉપયોગમાં લેવાય છે.

નાળિયેરી જેવું અતિ ઉપયોગી ઝાડ પેદા કરીને ઈશ્વરે માનવી ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. તેનો એકે એક ભાગ મનુષ્યને ઉપયોગી નીવડે છે. નાળિયેરના છોડાંને પાણીમાં પલાળવાથી કે ઉકાળવાથી તેમાંથી એક જાતનો ભૂરો રંગ નીકળે છે. નાળિયેરના છોડાના રેસા દોરડાં કાથી વગેરે બનાવવામાં વપરાય છે. નળિયેરના કાચલાં ભાગોને પાડવામાં આવતો ચુઓ ખસ, દાદર અને એવા બીજા ચામડીના દર્દો માટે વાપરવામાં આવે છે. ટુંકામાં નાળિયેરીનો એવો કોઈ ભાગ નહિ હોય જે માણસને ઉપયોગી ન થતો હોય.

નાળિયેરના બે મોટા દુશ્મનો છે. બ્યુરોસેરા રહુસ નામના જીવડાં નાળિયેરીને મારી નાખે છે. આની શરૂઆત થાય ત્યારે પાંદડાં પીળાં પડી જાય છે અને ઉપરની કળી ચીમળાઈ જાય છે. ખૂબ ફળદ્રુપ જમીન હોય ત્યાં બ્યુરોસેરા ખૂબ થાય છે. એક બીજી જાતનું જીવડું પાંદડાં પર પોતાનો મારો શરૂ કરે છે અને છેવટે ડાળીઓમાં જાય છે અને નાળિ-

છેમ છતાં કોર્ટે ચુકાદો આપતી વખતે ટીકા કરેલી કે, પત્ની લગ્નના હક્કો પુરા કરતી હતી કે નહિ, તે પુરવાર કરવામાં પતિ અસમર્થ નીવડ્યો છે. તેથી અપીલ કોર્ટનો ચુકાદો વાંચતી વખતે કોર્ટે ટીકા કરી કે, પત્ની તેના પતિ સાથે લગ્નના હક્કો પુરા કરતી હતી કે નહિ તે પણ નીચલી કોર્ટ કહી શકતી નથી તેથી અપીલ કોર્ટે નીચલી કોર્ટનો ચુકાદો માન્ય રાખી, મી. ચાર્લ્સની અરજી રદ કરી. પણ અમીરોની અદાલતે મી. ચર્લ્સનો અપીલ કરવાનો હક્ક કાયમ રાખ્યો.

*

સુધરેલાં અને સંસ્કારી કહેવાતાં કુટુંબોમાં જ્યારે " પપ્પા " અને " મમ્મી " સાથે વાત કરતાં બાળકોને જ્યારે બાહ્ય શિષ્ટાચારને અનુસરવું પડે છે અને 'થેન્કયુ-મેન્શન નોટ'નો વારંવાર ઉપયોગ કરવો પડે છે ત્યારે એક ચપળ બાળક માતાને પ્રશ્ન પૂછે છે:-

"આપ્યું જે તેં, નિજનું ગણીને,
કરવું શું તે, વિવેકથી વિભ્રષ્ટ?"

માતાને બાળકનો પ્રશ્ન સાચો છે. પિતાપુત્ર અને માદિકરાનો સંબંધ અતિ પવિત્ર અને પ્રેમથી સભર છે. ગૃહના નિત્યવ્યવહારમાં આવો દાંભિક વિવેક, પ્રેમમાં વૃદ્ધિ કરનારો નથી થતો, પરંતુ કંઈક ઝાંખપ લગાડે છે.

—દીપક પરીખ.

*

હવે જર્મનીના રૂશિ વિસ્તારમાં ગર્ભપાત કાયદેસર ગણાશે. આવશ્યક સાબિત થતાં કેસોને પરવાનગી આપવામાં આવશે. હાલની સામાજિક સ્થિતિની દૃષ્ટિએ સામ્યવાદીઓએ ગર્ભપાત માટે જાહેર રીતે જોરશોરથી ઝૂંબેશ ચલાવી હતી. સગર્ભા સ્ત્રીને ત્રણ મહિના થયા હશે ત્યાં સુધી જ આ છૂટ આપવામાં આવશે. બેશક, ડાક્ટરો અને કુટુમ્બની સ્થિતિનું બારીક અવલોકન કરનારા નિષ્ણાતો કુટુમ્બની સ્થિતિ જોતાં જો ગર્ભપાત જરૂરી જણાશે તો જ આ પરવાનગી આપવામાં આવશે.

સાન સ્ટેટની સ્ત્રીઓ ડોક મોટી બનાવ- ગળે ચીપ આવે એવા ઘરેણાં પહેરે છે.



*

અમદાવાદની મર્ચન્ટ ઓન હાઇસ્કૂ પાંચમા વર્ષનો પારિતોષિક સમારંભ રા. શેઠ અમૃતલાલ કાળીદાસના પ્રમુખસ્થાને, માસમાં શાળાના મકાનમાં યોજવામાં હતો. વક્તૃત્વ, વ્યાયામ, રેસિટેશનો, ઇત્યાદિનાં ઇનામનાં પુસ્તકો સફળ વિદ્યાર્થિનીઓને સૌ. સુલોચનાબ્હેન તે એ વહેંચ્યાં હતા. પ્રમુખસ્થાનેથી બો સે શ્રી. અમૃતલાલભાઇએ જણાવ્યું હતું કે કેળવણીના ક્ષેત્રમાં અમદાવાદની પ્રગ મને આનંદ થાય છે. આજે આ પ્રસં નજરે જોયું અને નિવેદન સાંભળ્યું મને જણાવતાં આનંદ થાય છે કે અ આપણા શહેરની સ્ત્રીકેળવણી માટે ઘણ કામ કરી રહી છે.

કુમારી મંડળના મંત્રી બહેન સદ્ દલાલે શાળાના આંતરિક વહીવટમાં જ દારીભર્યાં કાર્યોમાં વિદ્યાર્થિનીઓના હિસ્સા હકીકત રજુ કરી હતી. અને શાળાના ભૂતપૂર્વ વિદ્યાર્થીની રમાબ્હેન ઝવેરીએ પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો.

*

જેમ પ્રજાની કોઈવાર ચડતી કળા હોય છે અને કોઈવાર પડતી દશા આવે છે તેમ પ્રજાની પરિસ્થિતિને અનુસરે શબ્દ પણ કોઈવાર પોતાની ચડતી કળાએ હોય છે અને પાછો કોઈવાર પડતી દશાએ આવે છે. પ્રજાની ચડતી કળા શબ્દની ચડતી કળાને સૂચવે છે અને પ્રજાની પડતી દશા શબ્દની અવદશાને સૂચવે છે.

આવા અનેક શબ્દો છે કે જેઓ એકવાર પ્રજાની ચડતી દશામાં પોતાની ચડતી દશાએ હતા અને વળી પ્રજાની અવદશામાં પૂરેપૂરી અવદશાએ પહોંચેલા છે. દાખલા તરીકે હોળી શબ્દ.' હોળી ' શબ્દને સાંભળીને આપણા નમાં વર્તમાનમાં જે ચિત્ર ખડું થાય છે ે ઘણીવાર તો એ શબ્દ કોઈ ભયાનક ' આપણા મનમાં સરજે છે, તેવું ચિત્ર કરવાની શક્તિ એ શબ્દમાં પાછળથી લી છે. જ્યારે એ શબ્દ પેદા થયો ત્યારે ં ઘણો આદરણીય ભાવ હતો અને નીય અનુષ્ઠાનના ચિત્રને ખડું કરવાની ક્તિ હતી.

ા એ કોઈ અખંડ શબ્દ નથી અને ોય હુતાસણી શબ્દ પણ કોઈ એક ' શબ્દ નથી. એ બંને શબ્દોમાં બે બે હુત ને આવલી–હુતાવલી–હુતાઉલી ' હુઓલી–હોલી–હોળી હુત+અસણી ્નો—હુતાશણી.

ાળી અને હુતાસણીનાં ઉપર જે જુદાં ઉચ્ચારણો નોંધી બતાવેલાં છે તે બધાં ન ભિન્ન સમયની લોકભાષાનાં છે. હુતા- તી એ પણ પ્રાચીન ઉચ્ચારણ છે અને હોળી ' એ વર્તમાન લોકભાષાનું ઉચ્ચારણ , છે. હુતાવલી અને હુતાસણી એ બંને શબ્દો એક સમાન અર્થના વાહક છે.

હુત એટલે દાનમાં આવેલ ધાન્ય. તેની આવલી એટલે હાર–શ્રેણી–પંક્ત. એક સમાન રેખામાં ગોઠવેલું ધાન્ય એ ' હુતાવલી ' કહેવાય ' અને એવા એક સમાન રેખામાં ગોઠવેલા ધાન્યને અસણી એટલે ખાઈ જનારી–જમી જનારી એ 'હુતાસણી' કહેવાય. ઘણા પ્રાચીન સમયમાં આપણા પૂર્વજો આર્યોએ અગ્નિને એક વિશેષ સામર્થ્યશાળી દેવરૂપે કલ્પેલો હતો. સૂર્યચંદ્ર તારામંડળ નક્ષત્રો અને આપણા માનવલોકનો અગ્નિ એ બધાં 'અગ્નિ'માં સમાઈ જાય છે. સૂર્ય વિના અને આપણા અગ્નિ વિના કોઈ પ્રાણી જીવી જ ન શકે અને પ્રાણી માત્રને જીવન આપનારી ખેતી પણ ફળી ન શકે, એટલે પ્રાણી માત્રને જીવાડનાર 'અગ્નિ' ને દેવરૂપે કલ્પવો વ્યાજબી કેમ ન ગણાય ? જ્યારે અગ્નિ આપણને જીવન આપે છે ત્યારે આપણા કૃતજ્ઞ આર્યોએ વિવિધ અનુષ્ઠાનો દ્વારા તેને પણ સંતુષ્ટ કરવાની યોજનાઓ કરેલી એ પૂર્વનો સમય જોતાં અનુચિત પણ કેમ ગણાય ? અગ્નિ પોતાના સ્વભાવે કરી સમગ્ર જીવોને પોષણ આપે છે ત્યારે આર્યોએ કશા પણ ફળની અપેક્ષા રાખ્યા વિના અગ્નિને સંતુષ્ટ રાખવાની જે જે યોજનાઓ ઘડેલી તેમાંની એક આ હુતાવલી કે હુતાસણીની પણ યોજના છે. આ માટે ફાગણ શુદિ પૂનમનો દિવસ કલ્પાયેલો છે. આ સમય વસંતઋતુની શરૂઆતનો છે, આથી એમ જણાય છે કે એ દિવસની કલ્પના અને અગ્નિને સંતુષ્ટ કરવાની યોજના સાથે વિશેષ ઋતુ અને એ ઋતુમાં પાકતાં નવાં ધાન્યોનો સંબંધ છે. આપણી ખેતીદ્વારા જે જે શિયાળુ ધાન્યો તૈયાર થઈ જતાં તે તે ધાન્યોનો પ્રજા તેનો ઉપયોગ કરે તે પહેલાં કૃતજ્ઞ ભાવે નમ્રભાવે તે ધાન્યોને અગ્નિને–સમગ્ર જીવ જગતને પોષણ આપનાર અગ્નિશક્તિને સમર્પવાં અને ત્યાર પછી જ તે ધાન્યોનો ઉપયોગ પ્રજા પોતાના ભોજનાદિમાં કરે એ આ હોળીના અનુષ્ઠાનનો મુખ્ય ઉદ્દેશ છે. આ અનુષ્ઠાનમાં આપણા

# એશિઆ પરિષદ-દિલ્હીમાં પરદેશનાં સ્ત્રી-પ્રતિનિધિઓ

શાહજાદી સોફીઆ ફીરોઝનો જન્મ હોંગકોંગમાં થયો હતો અને ત્યાંની ઇટાલીયન કોનવેન્ટ સ્કુલમાં અભ્યાસ કરી ઇરાનમાં પાછી ફર્યા પછી તેનાં લગ્ન થયાં. તેણે દુનિયાની–ખાસ કરીને યુરોપ અને યુનાઇટેડ સ્ટેટસની મુસાફરી કરી છે અને હિંદમાં પણ ઘણી વખત આવી ગઈ છે. તેણે છેલ્લા ચાર વર્ષથી ઇરાની સ્ત્રી લીગની સંસ્થા સ્થાપી છે તેણે, રેડક્રોસ કોન્ફરન્સની ઓક્સફર્ડ અને જીનીવાની પરિષદોમાં ઇરાનના રેડ લાયન પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. છેલ્લા ઓક્ટોબરમાં અમેરિકામાં ભરાયેલી આંતર પ્રાંતિય સ્ત્રીપરિષદમાંની મીટીંગોમાં હાજર રહી હતી. હાલમાં તે આંતર–એશીયાઈ પરિષદનાં ઇરાનના પ્રતિનિધિ મંડળમાં દિલ્હી આવેલ છે.

*

ડૉ. અન્ના પ્રચાહુનો જન્મ લીબાઉ (રશિયા)માં ઇ. સ. ૧૮૮૭ માં થયો હતો. ઉચ્ચ અભ્યાસ માટે તે ૧૯૦૫ માં ઇંગ્લાંડ ગઈ ને એડીનબરો અને ગ્લાસગોમાં વૈદકિય અભ્યાસ કર્યો અને ૧૯૧૧ માં ગ્રેજ્યુએટ થઈ. તે પછી વૈદકિય પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સ તેણે બર્લીનમાં કર્યો અને ૧૯૧૨માં પેલેસ્ટાઇન ગઈ. ને પેલેસ્ટાઈનમાં તેણે જ્યુ સ્ત્રીઓની હિલચાલમાં આગેવાની ભર્યો ભાગ લીધો. હાલમાં તે પેલેસ્ટાઇન જ્યુ સ્ત્રીઓના સમાન હક્ક એસોસીએશનની આગેવાન નેતા છે ને આંતર એશિઆઈ પરિષદમાં પેલેસ્ટાઇનના પ્રતિનિધિ તરીકે દિલ્હી આવી છે.

*

મીસીસ પેઝ પોલીકેર્પીઓ મેન્ડેઝ સેન્ટ્રો એસ્કોલર યુનિવર્સિટી કેળવણી કોલેજની ડીન છે અને વીમેન્સ વર્લ્ડની તંત્રી છે. તેણે વીમેન્સ હોમ જરનલના તંત્રી તરીકે પણ કામ કર્યું છે. સેન્ટ થોમસ યુનિવર્સિટીમાં ઇંગ્લીશના પ્રોફેસર તરીકે પણ પોતાની સેવાઓ આપી છે. તેણે ફીલીપાઈન વીમેન ઇન હીસ્ટ્રી અને પમાનંગ રાહી (નેશનલ હેરીટેજ) નાં પુસ્તક લખ્યાં છે. હાલ તે ફીલીપાઇન પ્રતિનિધિ તરીકે દિલ્હી આવેલ છે.

*

પૂર્વજોનાં સવિશેષ ઔદાર્ય, કૃતજ્ઞભાવ અને નમ્રતા વગેરે અનેક ગુણો કળાઈ આવે છે.

'હુત' શબ્દમાં મૂળ ધાતુ 'હુ' છે, તેનો અર્થ 'દેવું' અને 'લેવું' થાય છે. 'હુત'નો પ્રસિદ્ધ અર્થ 'હોમવું' કે 'હોમેલું' છે, પરંતુ ધાત્વર્થ પ્રમાણે તો હુતશબ્દનો મૌલિક અર્થ 'દેવું' એ જ વ્યાજબી છે. તાત્પર્ય એ છે કે જે દિવસે શિયાળુ પાકનાં ધાન્યોને સમગ્ર ચેતન જગતને પ્રાણ શક્તિ પૂરનાર અગ્નિની સામે એક પંગતમાં ગોઠવી તેમને અગ્નિને આપવાનો–સોંપવાનો–વિધિ કરવાનો હોય તે દિવસનું નામ હુતાવલી હોળી કે હુતાસણી છે.

આ પ્રવૃત્તિમાં ખેતીની પણ ભારે પ્રતિ સમાયેલી છે અને એ રીતે આ ઉત્સવમાં દિવસે બધી પ્રજા આહ્લાદ અનુભવતી અને ધાન્ય સમર્પણ દ્વારા જગન્નિયંત્રી શક્તિ તરફ પોતાનો કૃતજ્ઞભાવ ભાગી સવિશેષ નમ્ર બનતી.

વર્તમાનમાં તો પ્રજાની ખેતી બરબાદ થઇ ગઇ છે, ખેડૂતની પ્રતિષ્ઠા પણ ઓસરી ગઇ છે અને એને બદલે ધુમાડા વડે સમગ્ર માનવ જાતને કાળો રંગે રંગતી કળોની પ્રતિષ્ઠા ઊભી થવા માંડી છે. એમ થવાથી જ આજનો સંસ્કારી નાગરિક શિયાળુ પાકને અને તે દ્વારા પાકતાં ધાન્યોને ભાગ્યે જ યાદ કરે છે.

## ઈનામી નિબંધ હરિફાઈનું પરિણામ

ગયા જાન્યુઆરી માસમાં મહા ગુજરાતના કવિ સમ્રાટ ન્હાનાલાલ દલપતરામના સ્મરણાર્થે ભ'. સ્વ. માણેકબાઈ ન્હા. દ. કવિ તરફથી 'ગુજરાતના ઇતિહાસમાં શ્રેષ્ઠ કવયિત્રી કોણ? એ વિષય ઉપર બહેનોને નિબંધ લખવા હરિફાઈ ગોઠવી હતી. તેમાંથી આવેલા નિબંધો પરીક્ષક સમિતિએ તપાસી., સ્વ. કવિશ્રીની જન્મ તિથિ ચૈત્ર સુદી ૧ના રોજ નીચે મુજબનો નિર્ણય સર્વાનુમતે જાહેર કર્યો છે.

(૧) સૌ. મંજુલાબહેન કેલાર્ક સુરત.
પહેલું ઈનામ રૂ. ૨૫

(૨) શ્રી. જસવંતીબહેન દેસાઈ, મુંબઈ
બીજું ઈનામ રૂ. ૧૫

(૩) શ્રી. રમાબહેન ત્રીવેદી ત્રીજું ઇનામ રૂ. ૧૦

ઇનામ વિજેતા બહેનોને અભિનંદન. ઇનામ હવે પછી મોકલાશે. —સ્ત્રીજીવન

મૂળે ઐતિહાસિક 'હોળી' શબ્દ એક સમયે હૃદયમાં મહાલતો હતો તે આજે વર્તનમાં છેક અવદશાની ટોચે પહોંચેલો છે. [illegible]ની પ્રતીતિ, આપણી હોળી ઉજવવાની [illegible]થા જ આપે છે. લોકો કહે છે કે:—"હોળી [illegible]ળી હુતાશણી ને તેમાં ખડક્યાં છાણા, કેટલાક લોકો ધૂળ ઉડાડે અને બીજા નાખે પાણા." આટલેથી જ આ અટકેલ નથી પરંતુ સાસુ વહુને ગાળ દેતી વખતે 'તારી હોળી ખડક' એમ કહીને હોળી શબ્દને આજમાં પણ વાપરે છે. આ શું હોળી શબ્દની ઓછી પડતી છે? —પંડિત બેચરદાસ

*

કવિશ્રી નાનાલાલ કોઈની સાથે કદી ચર્ચામાં ઊતરતા નહિ. એમની વિરુદ્ધ કંઈ ટીકા આવી હોય કે અસત્ય વા ગેરસમજભર્યું કંઈ છપાયું હોય તેનો પણ જવાબ કે ખુલાસો આપતા નહિ. એમની એ નીતિની વાત નીકળતાં કવિશ્રીએ કહ્યું: "મેં તો જીવનભરનો સિદ્ધાંત રાખ્યો છે કે, છાપાના વાદવિવાદમાં પડવું નહિ અને કંઈ લખાપટ્ટી કરવી નહિ. જો મેં એમ ન કર્યું હોત તો ટીકાખોરો અને ચર્ચાપત્રીઓને જવાબ આપવામાંથી હું ઊંચો જ ન આવત. પણ હું છાપાંમાં લખતો નથી, એટલે કેટલીક વાર પ્રસિદ્ધ કરવા જેવી હકીકત પણ રહી જાય છે. 'સરસ્વતીચંદ્ર' સંબંધી ઘણી એ બાબતો બહુ વખતથી બહાર મૂકવી છે, પણ અનુકૂળતા આવતી નથી. (કવિશ્રીની અનુકૂળતા આવતી એટલે એમનું એકાદું વ્યાખ્યાન કે કોઈક પુસ્તકની પ્રસ્તાવના.) એક તો એ છે કે મૂળમાં ગોવર્ધનરામે કુમુદનું સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરાવ્યું હતું. એનાં પ્રૂફ પણ આવી ગયાં હતાં; પણ એમને ઘેરથી જ સખ્ત વિરોધ થયો. મનસુખરામનો વિરોધ તો એમણે ન ગણકાર્યો, પણ લીલાવતીના સખ્ત વિરોધ આગળ એમનું કંઈ ન ચાલ્યું. પ્રૂફ ફાડી નાખ્યાં અને ફેરફાર કરીને મોકલી આપ્યું! બીજી બાબત સરસ્વતીચંદ્ર અને કુસુમના લગ્ન વિશેની છે. કેટલાક એમ માને છે કે, ગોવર્ધનરામે એમનો શરીર-સંબંધ કરાવ્યો નથી, પણ આરતીવાળા પ્રકરણને ઝીણવટથી વાંચતાં એ સ્પષ્ટ જણાઈ આવે છે. ગોવર્ધનરામની સંસ્કારી અને શિષ્ટ સંયમભરી ભાષા દેહસંબંધને ખુલ્લે ખુલ્લો ભલે પ્રગટ ન કરે, પણ એમણે જે શબ્દો યોજ્યા છે તે એને પરિપૂર્ણ વ્યંજિત કરે છે, અને લગ્નની પૂર્ણાહુતિરૂપે એ સંબંધ લેખકને અભિપ્રેત છે એ નિર્વિવાદ છે."

સાહિત્યસૃષ્ટિમાં કુમુદના પુનર્લગ્નની વાત પુષ્કળ ચર્ચાતી હતી અને કુમુદના ગૃહજીવને તો 'ઘેલી કુસુમ' જન્માવી હતી; છતાં કવિસાહેબની સાક્ષી એના ખરાપણા માટેની મૂલ્યવતી મહોર સમાન હતી. —ચતુરભાઈ પટેલ

# સ્ત્રી-જગત  સમાચાર

દિલ્હીમાં મળનારી એશીઆઇ પરિષદમાં હિંદ તરફથી ૪૮ સભાસદો જવાના છે તેમાં નીચેના અગિઆર બહેનો પણ હાજરી આપશે. (૧) શ્રી. સરોજીની નાયડુ (૨) રાજકુમારી અમૃતકુંવર (૩) શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય (૪) શ્રી. હંસાબહેન મહેતા (૫) મીસ લીલામણી નાયડુ (૬) મીસીસ માણેકલાલ પ્રેમચંદ (૭) શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત (૮) રાણી લક્ષ્મીબાઈ રાજવડે (૯) લેડી રામ રાવ (૧૦) મીસીસ રેણુકા રે (૧૧) મીસીસ હવાસેન. આ મંડળની શ્રી. સરોજીની નાયડુ આગેવાની લેશે. દરેક દેશને પોતાના પ્રતિનિધિમંડળમાં સ્ત્રી પ્રતિનિધિનો સમાવેશ કરવાનો આગ્રહ થયો છે. આ ઉપરાંત એશીઆભરમાંથી ૪૦ જેટલી મહિલા સંસ્થાઓને જુદાં આમંત્રણો અપાયાં છે.

*

અમદાવાદમાં મળેલી ગુજરાતની સ્ત્રી પરીષદે હાલની રેશનીંગ પદ્ધતિમાં પડતી હાલાકી સામે પોકાર ઉઠાવ્યો છે અને વહેંચણીની પદ્ધતિમાં સુધારો કરવા વિનંતિ કરી છે.

*

અમદાવાદની ગુજરાત કોલેજના પહેલા વર્ષના કડક પરિણામ સામે વિરોધ દર્શાવી ફરી પરીક્ષા લેવા પ્રિન્સીપાલ અને મુંબઇ સરકારને વિનંતી કરવા કમીટી નિમાઈ છે તેમાં કુ. જ્યોતિબાળા મહેતા અને કુ. માલિની દેસાઇ ચુંટાયાં છે.

*

લખનૌ યુનિ.નો પદવીદાન સમારંભ શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતને હાથે થયો.

*

પોતાના ઘરમાં એક ઓરડામાં ખાડો ખોદી ચાર વર્ષના જીવતા બાળકને દાટી દઇ મારી નાખવાના ગુન્હા માટે ૨૫ વર્ષની યુવાન બાઈ બીરજાનને કાનપુરના સેસન જજે કરેલી ફાંસીની સજા અપીલમાં કાયમ રહી.

*

મુંબઈમાં રીઝર્વ બેંક પાસે બદમાસોએ બાઇ નુરબાઇ વાડીઆ પાસેથી દસ હજારની ચલણી નોટો ઝુંટવી લીધી.

*

મુંબઈ પ્રાંતમાં છેલ્લા ૭ વર્ષમાં સીવીલ મેરેજ કાનુન પ્રમાણે ૨૧૯૪ લગ્નો રજીસ્ટર થયાં તેમાં ૨૫૬ પુનર્લગ્નો હતાં.

*

મદ્રાસના ગવર્નરને તેમના પ્રવાસ દરમ્યાન એક મદ્રાસી સ્ત્રીએ ઈડલી ને ચટણીનો સ્વાદ ચખાડયો.

*

પોરબંદરમાં કન્યાશાળા પાસેથી આઠ વર્ષની નાની બાળાને ફોસલાવી ઉપાડી જવાનો પ્રયાસ કરતા બે મુસ્લીમ છોકરાઓ પકડાયા છે.

*

અમદાવાદમાં ૨૫ વર્ષના જૈન સાધુ રવિવિમળજીએ એક ખ્રીસ્તી નર્સ સાથે લગ્ન કર્યાનું જાહેર થયું છે.

*

ડાકોરમાં લુહાણા ગૃહસ્થ ઠાકોરલાલ મણીલાલ પોતાની બાવીશ વર્ષની યુવાન પત્ની સાથે જાત્રાએ આવેલા તે બાઇ ગૂમ થયાં છે. બાઈ પાસે હજારેકના દાગીના હોવાનું કહેવાય છે.

*

સુરતમાં ઘાંચી કોમના એક યુવકે કંસારાની એક પુત્રીનું નામ પોતાની છાતી ઉપર કોતરાવ્યું અને પ્રેમપત્રો પોતાના લોહીથી લખ્યા હોવાને કારણે જદાખાડીમાં એક માણસના ઘરમાં જઈ માર મારવા માટે થોડા માણસની ધરપકડ થઈ છે.

## ઈનામી નિબંધ હરિફાઈનું પરિણામ

ગયા જાન્યુઆરી માસમાં મહા ગુજરાતના કવિ સમ્રાટ ન્હાનાલાલ દલપતરામના સ્મરણાર્થે અં. સ્વ. માણેકબાઈ ન્હા. દ. કવિ તરફથી 'ગુજરાતના ઈતિહાસમાં શ્રેષ્ઠ કવયિત્રી કોણ ? એ વિષય ઉપર બહેનોને નિબંધ લખવા હરિફાઈ ગોઠવી હતી. તેમાંથી આવેલા નિબંધો પરીક્ષક સમિતિએ તપાસી., સ્વ. કવિશ્રીની જન્મ તિથિ ચૈત્ર સુદી ૧ના રોજ નીચે મુજબનો નિર્ણય સર્વાનુમતે જાહેર કર્યો છે.

(૧) સૌ. મંજુલાબહેન કથારે સુરત. પહેલું ઈનામ રૂ. ૨૫

(૨) શ્રી. જસવંતીબહેન દેસાઈ, મુંબઇ બીજું ઈનામ રૂ. ૧૫

(૩) શ્રી. રમાબહેન ત્રીવેદી ત્રીજું ઇનામ રૂ. ૧૦

ઇનામ વિજેતા બહેનોને અભિનંદન. ઇનામ હવે પછી મોકલાશે. —સૌજીવન

મૂળે ઐતિહાસિક 'હોળી' શબ્દ એક સમયે હૃદયમાં મહાલતો હતો તે આજે વર્ત-માનમાં ઉક અવસ્થાની ટોચે પહોંચેલો છે. ...ની પ્રતીતિ, આપણી હોળી ઉજવવાની ...થા જ આપે છે. લોકો કહે છે કેઃ—"હોળી ...ળી હુતાશણી ને તેમાં ખડક્યાં છાણાં, કેટ-લાક લોકો ધૂળ ઉડાડે અને બીજા નાખે પાણી." આટલેથી જ આ અટકેલ નથી પરંતુ સાસુ વહુને ગાળ દેતી વખતે 'તારી હોળી ખડક' એમ કહીને હોળી'શબ્દને ગાળમાં પણ વાપરે છે. આ કાંઈ હોળી શબ્દની ઓછી પડતી છે ? —પંડિત બેચરદાસ

*

કવિશ્રી નાનાલાલ કોઈની સાથે કદી ચર્ચામાં ઊતરતા નહિ. એમની વિરુદ્ધ કંઈ ટીકા આવી હોય કે અસત્ય વા ગેરસમજ-ભર્યું કંઈ છપાયું હોય તેનો પણ જવાબ કે ખુલાસો આપતા નહિ. એમની એ નીતિની વાત નીકળતાં કવિશ્રીએ કહ્યુંઃ "મેં તો જીવનભરનો સિદ્ધાંત રાખ્યો છે કે, છાપાના વાદવિવાદમાં પડવું નહિ અને કંઈ લખાપટ્ટી કરવી નહિ. જો મેં એમ ન કર્યું હોત તો ટીકાખોરો અને ચર્ચાપત્રીઓને જવાબ આપ-વામાંથી હું ઊંચો જ ન આવત. પણ હું છાપાંમાં લખતો નથી, એટલે કેટલીક વાર પ્રસિદ્ધ કરવા જેવી હકીકત પણ રહી જાય છે. 'સરસ્વતીચંદ્ર' સંબંધી ઘણી એ બાબતો બહુ વખતથી બહાર મૂકવી છે, પણ અનુકૂળતા આવતી નથી. (કવિશ્રીની અનુકૂળતા આવતી એટલે એમનું એકાદું વ્યાખ્યાન કે કોઈક પુસ્તકની પ્રસ્તાવના.) એક તો એ છે કે મૂળમાં ગોવર્ધનરામે કુમુદનું સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરાવ્યું હતું. એનાં પ્રૂફ પણ આવી ગયાં હતાં; પણ એમને ઘેરથી જ સખ્ત વિરોધ થયો. મનસુખરામનો વિરોધ તો એમણે ન ગણકાર્યો, પણ લીલાવતીના સખ્ત વિરોધ આગળ એમનું કંઈ ન ચાલ્યું. પ્રૂફ ફાડી નાખ્યાં અને-ફેરફાર કરીને મોકલી આપ્યું ! બીજી બાબત સરસ્વતીચંદ્ર અને કુસુમના લગ્ન વિશેની છે. કેટલાક એમ માને છે કે, ગોવર્ધનરામે એમનો શરીર-સંબંધ કરાવ્યો નથી, પણ આરતીવાળા પ્રકરણને ઝીણવટથી વાંચતાં એ સ્પષ્ટ જણાઈ આવે છે. ગોવર્ધનરામની સંસ્કારી અને શિષ્ટ સંયમભરી બાની દેહસંબંધને ખુલ્લે ખુલ્લો ભલે પ્રગટ ન કરે, પણ એમણે જે શબ્દો યોજ્યા છે તે એને પરિપૂર્ણ વ્યંજિત કરે છે, અને લગ્નની પૂર્ણાહુતિરૂપે એ સંબંધ લેખકને અભિપ્રેત છે એ નિર્વિવાદ છે." સાહિત્યસૃષ્ટિમાં કુમુદના પુનર્લગ્નની વાત પુષ્કળ ચર્ચાતી હતી અને કુમુદના ગૃહજીવને તો 'ઘેલી કુસુમ' જન્માવી હતી; છતાં કવિસાહેબની સાક્ષી એના ખરાપણા માટેની મૂલ્યવાની મહોર સમાન હતી. —ચતુરભાઈ પટેલ

# સ્ત્રી-જગત  સમાચાર

દિલ્હીમાં મળનારી એશીઆઇ પરિષદમાં હિંદ તરફથી ૪૮ સભાસદો જવાના છે તેમાં નીચેના અગિઆર બહેનો પણ હાજરી આપશે. (૧) શ્રી. સરોજીની નાયડુ (૨) રાજકુમારી અમૃતકુંવર (૩) શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય (૪) શ્રી. હંસાબહેન મહેતા (૫) મીસ લીલામણી નાયડુ (૬) મીસીસ માણેકલાલ પ્રેમચંદ (૭) શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત (૮) રાણી લક્ષ્મીબાઈ રાજ્વડે (૯) લેડી રામ રાવ (૧૦) મીસીસ રેણુકા રે (૧૧) મીસીસ હજાસેન. આ મંડળની શ્રી. સરોજીની નાયડુ આગેવાની લેશે. દરેક દેશને પોતાના પ્રતિનિધિમંડળમાં સ્ત્રી પ્રતિનિધિનો સમાવેશ કરવાનો આગ્રહ થયો છે. આ ઉપરાંત એશીઆભરમાંથી ૪૦ જેટલી મહિલા સંસ્થાઓને જુદાં આમંત્રણો અપાયાં છે.

*

અમદાવાદમાં મળેલી ગુજરાતની સ્ત્રી પરીષદે હાલની રેશનીંગ પદ્ધતિમાં પડતી હાલાકી સામે પોકાર ઉઠાવ્યો છે અને વહેંચણીની પદ્ધતિમાં સુધારો કરવા વિનંતિ કરી છે.

*

અમદાવાદની ગુજરાત કોલેજના પહેલા વર્ષના કડક પરિણામ સામે વિરોધ દર્શાવી ફરી પરીક્ષા લેવા પ્રિન્સીપાલ અને મુખ્ય સરકારને વિનંતી કરવા કમીટી નિમાઈ છે તેમાં કુ. જ્યોતિબાળા મહેતા અને કુ. માલિની દેસાઇ ચુંટાયાં છે.

*

લખનૌ યુનિ.નો પદવીદાન સમારંભ શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતને હાથે થયો.

*

પોતાના ઘરમાં એક ઓરડામાં ખાડો ખોદી ચાર વર્ષના જીવતા બાળકને દાટી દઇ મારી નાખવાના ગુન્હા માટે ૨૫ વર્ષની યુવાન બાઈ બીરજાનને કાનપુરના સેસન જજે કરેલી ફાંસીની સજા અપીલમાં કાયમ રહી.

*

મુંબઈમાં રીઝર્વ બેંક પાસે બદમાસોએ બાઇ નુરબાઇ વાડીઆ પાસેથી દસ હજારની ચલણી નોટો ઝુંટવી લીધી.

*

મુંબઈ પ્રાંતમાં છેલ્લા ૭ વર્ષમાં સીવીલ મેરેજ કાનુન પ્રમાણે ૨૧૯૪ લગ્નો રજીસ્ટર થયાં તેમાં ૨૫૧ પુનર્લગ્નો હતાં.

*

મદ્રાસના ગવર્નરને તેમના પ્રવાસ દરમ્યાન એક મદ્રાસી સ્ત્રીએ ઈડલી ને ચટણીનો સ્વાદ ચખાડયો.

*

પોરબંદરમાં કન્યાશાળા પાસેથી આઠ વર્ષની નાની બાળાને ફોસલાવી ઉપાડી જવાનો પ્રયાસ કરતા બે મુસ્લીમ છોકરાઓ પકડાયા છે.

*

અમદાવાદમાં ૨૫ વર્ષના જૈન સાધુ રવિવિમળજીએ એક ખ્રીસ્તી નર્સ સાથે લગ્ન કર્યાનું જાહેર થયું છે.

*

ડાકોરમાં લુહાણા ગૃહસ્થ દામોદરલાલ મણીલાલ પોતાની બાવીશ વર્ષની યુવાન પત્ની સાથે જાત્રાએ આવેલા તે બાઇ ગુમ થયાં છે. બાઈ પાસે હજારેકના દાગીના હોવાનું કહેવાય છે.

*

સુરતમાં ઘાંચી કોમના એક યુવકે હંસારાની એક પુત્રીનું નામ પોતાની છાતી ઉપર કોતરાવ્યું અને પ્રેમપત્રો પોતાના લોહીથી લખ્યા હોવાને કારણે જહાખારીમાં એ માણસના ઘરમાં જઈ માર મારવા માટે થોડા માણસોની ધરપકડ થઈ છે.

# ઈનામી નિબંધ હરિફાઈનું પરિણામ

ગયા જાન્યુઆરી માસમાં મહા ગુજરાતના કવિ સમ્રાટ ન્હાનાલાલ દલપતરામના સ્મરણાર્થે અં. સ્વ. માણેકબાઈ ન્હા. દ. કવિ તરફથી 'ગુજરાતના ઈતિહાસમાં શ્રેષ્ઠ કવયિત્રી કોણ? એ વિષય ઉપર બહેનોને નિબંધ લખવા હરિફાઈ ગોઠવી હતી. તેમાંથી આવેલા નિબંધો પરીક્ષક સમિતિએ તપાસી., સ્વ. કવિશ્રીની જન્મ તિથિ ચૈત્ર સુદી ૧ના રોજ નીચે મુજબનો નિર્ણય સર્વાનુમતે જાહેર કર્યો છે.

(૧) સૌ. મંજુલાબહેન કસારું સુરત.
પહેલું ઈનામ રૂ. ૨૫

(૨) શ્રી. જસવંતીબહેન દેસાઈ, મુંબઇ
બીજું ઈનામ રૂ. ૧૫

(૩) શ્રી. રમાબહેન ત્રીવેદી ત્રીજું ઇનામ રૂ. ૧૦

ઇનામ વિજેતા બહેનોને અભિનંદન. ઈનામ હવે પછી મોકલાશે. —શ્રીજીવન

મૂળે ઐતિહાસિક 'હોળા' શબ્દ એક સમયે હૃદયમાં મહાલતો હતો તે આજે વર્તમાનમાં છેક અવદશાની ટોચે પહોંચેલો છે. તેની પ્રતીતિ, આપણી હોળી ઉજવવાની પ્રથા જ આપે છે. લોકો કહે છે કે:—"હોળી લાગી ફૂતારણી ને તેમાં ખડક્યાં છાણાં, કેટલાક લોકો ધૂળ ઉડાડે અને બીજા નાખે પાણા." આટલેથી જ આ અટકેલ નથી પરંતુ સાસુ વહુને ગાળ દેતી વખતે 'તારી હોળા ખડક' એમ કહીને હોળી શબ્દને ગાળમાં પણ વાપરે છે. આ શું હોળા શબ્દની ઓછી પડતી છે? —પંડિત બેચરદાસ

*

કવિશ્રી નાનાલાલ કોઈની સાથે કદી ચર્ચામાં ઊતરતા નહિ. એમની વિરુદ્ધ કંઈ ટીકા આવી હોય કે અસત્ય વા ગેરસમજભર્યું કંઈ છપાયું હોય તેનો પણ જવાબ કે ખુલાસો આપતા નહિ. એમની એ નીતિની વાત નીકળતાં કવિશ્રીએ કહ્યું: "મેં તો જીવનભરનો સિદ્ધાંત રાખ્યો છે કે, છાપાના વાદવિવાદમાં પડવું નહિ અને કંઈ લખાપટ્ટી કરવી નહિ. જો મેં એમ ન કર્યું હોત તો ટીકાખોરો અને ચર્ચાપત્રીઓને જવાબ આપવામાંથી હું ઊંચો જ ન આવત. પણ હું છાપાંમાં લખતો નથી, એટલે કેટલીક વાર પ્રસિદ્ધ કરવા જેવી હકીકત પણ રહી જાય છે. 'સરસ્વતીચંદ્ર' સંબંધી ઘણી એ બાબતો બહુ વખતથી બહાર મૂકવી છે, પણ અનુકૂળતા આવતી નથી. (કવિશ્રીની અનુકૂળતા આવતી એટલે એમનું એકાદું વ્યાખ્યાન કે કોઈક પુસ્તકની પ્રસ્તાવના.) એક તો એ છે કે મળમાં ગોવર્ધનરામે કુમુદનું સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરાવ્યું હતું. એનાં પ્રૂફ પણ આવી ગયાં હતાં; પણ એમને ઘેરથી જ સખ્ત વિરોધ થયો. મનસુખરામનો વિરોધ તો એમણે ન ગણકાર્યો, પણ લીલાવતીના સખ્ત વિરોધ આગળ એમનું કંઈ ન ચાલ્યું. પ્રૂફ ફાડી નાખ્યાં અને ફેરફાર કરીને મોકલી આપ્યું! બીજી બાબત સરસ્વતીચંદ્ર અને કુસુમના લગ્ન વિષેની છે. કેટલાક એમ માને છે કે, ગોવર્ધનરામે એમનો શરીર-સંબંધ કરાવ્યો નથી, પણ આરતીવાળા પ્રકરણને ઝીણવટથી વાંચતાં એ સ્પષ્ટ જણાઈ આવે છે. ગોવર્ધનરામની સંસ્કારી અને શિષ્ટ સંયમભરી ભાષા દેહસંબંધને ખુલ્લે ખુલ્લો ભલે પ્રગટ ન કરે, પણ એમણે જે શબ્દો યોજ્યા છે તે એને પરિપૂર્ણ વ્યંજિત કરે છે, અને લગ્નની પૂર્ણાહુતિરૂપે એ સંબંધ લેખકને અભિપ્રેત છે એ નિર્વિવાદ છે." સાહિત્યસૃષ્ટિમાં કુમુદના પુનર્લગ્નની વાત પુષ્કળ ચર્ચાતી હતી અને કુમુદના ગૃહજીવનને તો 'ઘેલી કુસુમ' જન્માવી હતી; છતાં કવિસાહેબની સાક્ષી એના ખરાપણા માટેની મૂલ્યવતી મહોર સમાન હતી. —ચતુરભાઈ પટેલ

ચીકાગોમાં ૭ વર્ષની વયની બાળા રેનીમાર્ટીને રીચમંડ પેન્ટે કોસ્ટેલ દેવળમાં પ્રભગ એક કલાક સુધી ધાર્મિક પ્રવચન કર્યું હતું. આ વખતે બારસો જેટલા શ્રદ્ધાળુઓ હાજર રહ્યા હતા. તેણે ીની, એસ્કીમો, અને રશિયન ભાષાઓમાં બાઇબલ-સૂત્રો ઉચ્ચાર્યાં હતાં.

*

મુંબઇમાં મહિલા પરિષદનું અધિવેશન શ્રી. ખેર સાહેબના હાથે ખુલ્લું મુકાયું.

*

ફીલીપાઇન્સમાંથી પુરુષો કરતાં વધારે સ્ત્રીઓ પાસપોર્ટ માગે છે મોટા ભાગની છોકરીઓ યુદ્ધને કારણે અમેરિકાથી આવેલા સૈનિકોના સંબંધ આવી પ્રેમમાં પડેલી તે છોકરીઓ તેમના મિત્રોને પરણવા જાય છે જ્યારે બાકીની થોડી વધુ અભ્યાસ માટે જાય છે.

*

શ્રીમતી વીમળા જૈન દિલ્હી યુનિવર્સિટીમાં ગ્રેજ્યુએટ મતદાર વિભાગમાંથી ચુંટાયા.

*

જલાલપુર તાલુકાના આટ ગામની બાઇ અંગીએ પોતાના ધણી સામા લખુએ કારગતી આપ્યા વગર બીજું લગ્ન કર્યાની ફરિયાદ નોંધાવી છે.

*

ઉત્કલ પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ શ્રીમતી



માલતી ચૌધરી મરડાથી પીડાતાં હતાં તેમની તબીયત હવે સુધરી ગઈ છે.

*

શ્રી. સરોજિની નાયડુના હિરક મહોત્સવ પ્રસંગમાં અભિનંદન ગ્રંથ પ્રગટ થવાનો છે.

*

વલસાડની એક છોકરીના પગમાંથી સાંકળા કાઢી લેવા માટે આવાંબુ નામની બાઇની ધરપકડ થઇ છે.

*

કલોલમાં (પંચમહાલ) ભગિની સેવામંડળના આશ્રયે ચાલતા બાલમંદિરનો વાર્ષિક ઉત્સવ વડોદરાના કોન્ટ્રાક્ટર શ્રી. ચંદુલાલ લાલજીભાઇના પ્રમુખપદે ઉજવાયો.

*

મુંબઇમાં જૈન શ્વે. કોન્ફરન્સના આસિ. સેક્રેટરી શ્રી. માણેકલાલ મોદીનાં પુત્રી કુ. પુષ્પાવતીનું અવસાન થયું.

દુનિયામાં સૌથી વધુ માલદાર ગણાતી સ્ત્રી કુમારી બારબરા હટન અને ૩૪ વર્ષની ઉંમરનો એક ફિલ્મ નટ પ્રીન્સ ટરબેટસકોઇ એ બંનેએ પારિસમાં લગ્ન કરવાની પોતાની ઇચ્છા જાહેર કરી છે.

*

પંજાબમાં ફાટી નીકળેલા કોમી કલહમાં શીખોએ બચાવેલી ૪૩ મુસ્લીમ સ્ત્રીઓને તેમણે પંજાબના ગૃહ સેક્રેટરીને સુપ્રત કરી હતી.

*

દીલ્હીમાં મળનારી એશીયાઇ પરિષદમાં હાજરી આપવા અમેરિકાનાં જાણીતા લેખિકા મીસીસ વરજીનીઆ થોમ્પસન અને પેસીફીક રીલેશન એસોસીએશન તરફથી મીસીસ રીચર્ડ એડોલ્ફ દષ્ટા તરીકે આવવાનાં છે.

*

લોક સાહિત્યના ઉદ્ધારક શ્રી. ઝવેરચંદ મેઘાણીનું બોટાદમાં હૃદય બંધ પડી જવાથી અવસાન થયું, તેમની શોકસભા અમદાવાદમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે ભરાઇ હતી.

*

યુ. પી. ધારાસભામાં બજેટ ચર્ચા વખતે બેગમ સોરીઆ વજીદ (કોંગ્રેસ પક્ષ) પ્રમુખ સ્થાને બેઠાં હતાં.

*

આપણા શાસ્ત્રકારોએ જે વિચારો દર્શાવ્યા છે તેમાંથી સરસ ચુંટણી કરી આ પુસ્તકમાં રજુ કર્યાં છે. યુવાન દંપતીઓએ આ પુસ્તક જરૂર વાંચવા જેવું છે.

**સુંદર બાળવાર્તા** (સંપાદકો: શ્રી. ...ભુભાઇ દાણી અને શ્રી. સોમાભાઇ પટેલ. પ્રકાશક: એન. એમ. ત્રીપાઠીની કું. લી૦ મુંબઈ-૨ પાકું પુંઠું, પૃ. ૧૬૦ કિં. રૂ. બે) ગુજરાતી સાહિત્યમાં રજુ થયેલી આજના બાળસાહિત્ય લેખકોની વાર્તાઓમાંથી ચુંટીને ...પેલી વાર્તાઓનો આ સંગ્રહ બાળશિક્ષણના ...ગ અભ્યાસીઓને હાથે તૈયાર થયો છે. છતાં આઠ વર્ષે એની બીજી આવૃત્તિ થવા પામી છે ત્યારે આપણને એમ લાગે કે આ પુસ્તકને બાળકોએ કેમ એકદમ અપનાવ્યું નહિ? પુસ્તક જોયા પછી ને વાર્તાઓ વાંચ્યા પછી આપણને સહજ લાગે છે કે બાળકોને ચિત્રો ખૂબ ગમે છે, ને વાર્તાના વાંચનમાં ચિત્ર એમને ખૂબ જ મદદ કરે છે: એટલે આ વાર્તાઓને જો સચિત્ર બનાવવામાં આવે તો બાળકોને આ પુસ્તક ઘણું ઉપયોગી થાય તેવું છે. નવી આવૃત્તિ વખતે સંપાદકોને અને પ્રકાશકોને આ પુસ્તકમાંની વાર્તાઓના ચિત્રો આપવા અમે વિનંતી કરીએ છીએ.

આ સંસ્થા તરફથી વરવહુ અમે નામની નવલકથા (અનુ: શ્રી. બીપીન ઝવેરી અને કાન્તી બરોડીઆ. પાકુ પુંઠું, પૃ. કિંમત ત્રણ રૂપીઆ) પ્રગટ થઇ છે. મરાઠીના જાણીતા લેખક શ્રી. ખાંડેકરની આ નવલકથા ખૂબ રસભરી છે. આ નવલદ્વારા તેઓ વિધવા વિવાહ અને પ્રેમ-લગ્નની જે હિમાયત કરે છે તે ભલે આજે જૂની થઇ હોય છતાં એની રજુઆત એટલી સુંદર રીતે કરી છે કે પુસ્તક ફરીફરી વાંચવાનું મન થાય.

બાલકન-જી-બારી તરફથી બાળગીતોનો સંગ્રહ **ગીતરાણી** (સંપાદક: શ્રી. ભાનુભાઇ પંડ્યા. પૃ. ૯૬ કિંમત ૧-૬-૦) પ્રગટ થયું છે. તેમાં ગુજરાતના કવિઓના ૭૫ બાળ-ગીતોને સંગ્રહવામાં આવ્યાં છે. વિધવિધ પ્રકારનાં આ ગીતો બાળકો હોંસથી ગાય તેવા આ સંગ્રહના પ્રકાશક કેળવણીના ક્ષેત્રમાં અગ્રસ્થાન ધરાવતી સંસ્થા ભાવનગરની ઘર-શાળા છે.

• અભિલાષ, પ્રકૃતિ, વહાલ, પ્રાણીજગત, ગ્રામજીવન, ગમ્મત ગીતો, રાષ્ટ્રગીતો ને નૃત્ય-ગીતો, એમ જુદી જુદી જાતનાં જાણીતા લેખકોનાં બાળગીતોનો આ સંગ્રહ દરેક બાળમંદિર માટે ખૂબ જ ઉપયોગી થઈપડશે. કવિનો ટુંકો પરિચય બાળકોને શિક્ષક આપી શકે તે રીતે તૈયાર કરીને પુસ્તકને અંતે આપેલ છે તે નવિનતા છે.

શ્રી. નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ, તરફથી તેમની ગ્રંથમાળામાં **આધુનિક સાવિત્રી** (લેખક: શ્રી. રમણલાલ જોષી. પાકું પુંઠું. પૃ. ૧૬૬ કિંમત રૂ. ત્રણ) નામે નાટક પ્રગટ થયું છે. આજના જમાનામાં યુવાન યુવતીઓ પ્રેમને નામે સ્વચ્છંદતા પાછળ જીવન વેડફી નાખતાં હોય છે; તેવાં થોડાં પાત્રો લઈ ઘરરખુ, શાંત, ભણેલી છતાં ડાહી સાવિત્રીને તેના પતિને ઝૂંટવી જવા ધક્કા ખાતી સુમિત્રા, કે લગભગ દરી જવાની તૈયારીમાં મેરી પાસેથી પાછો મેળવી લેતી બતાવી છે. હવસ પાછળ દોડતો ડોકટર કે દંભી પ્રેમને નામે ફાંફા મારતો તરુણ, પરિણીત પુરુષને પોતાનો કરવા તલસતી મેરી કે પોતાનો પતિ એ જ સર્વસ્વ માનતી સાવિત્રી આજના યુવાનોનાં માનસ રજુ કરે છે. નાટક ભજવતી વખતે જો પાત્રો કાળજીથી ભજવે તો નાટક સુંદર રીતે ભજવાય તેવું છે.

ઉનની પાટીદાર હિતૈષી કમીટી તરફથી **શ્રી. અંબા ભજનાવલી** (રચનાર શ્રી. વેણીપ્રસાદ શર્મા) અને **પાટીદાર ભજનાવલી** (રચનાર શ્રી. ઓંકારલાલ વર્મા) મળ્યા છે.